# અનુક્રમણિકા

પુ૦ ૨૯ કારતક : ૧૯૯૬ અંક ૧



લવાજમ હિંદમાં રૂ. ૪ , પરદેશના રૂ. ૭-૮-૦ છુટક ૦-૮-૦

મુદ્રક : પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : પ્રસ્થાન કાર્યાલય : ચાર રસ્તા : ખાડિયા, અમદાવાદ
૩૦-૧૧.૩૯.

# 卐 પ્રસ્થાન 卐

॥ दृष्टिपूतं न्यसेत् पादम् ॥

પુસ્તક ૨૯ કારતક : ૧૯૯૬ અંક ૧


## હું ગુજરાતી


પૂજાલાલ


[ સવૈયા ]

હું ગુજરાતી, હું ગુજરાતી, ગરવી ગુજરાતણનો બાળ;  
'ગુજરાત' નામે મુજ છાતી ગજ ગજ ઊછળતી તત્કાળ.  
હિંદદેવીને જમણે હાથે સોહંતી ગુજરાત સુજાત,  
અર્બુદમુકુટ મહોજ્જ્વલ માથે કલાકલાપવડે રળિયાત. ૪

સારંગી કુંડળ લળકંતાં શોભે શ્રવણોએ શ્રુતિમંત;  
સ્ફટિક-સરોના શારદ જળની કમળમાળ કંઠે સુહસંતઃ  
દક્ષિણ કરમાં સુવર્ણ ચાવી દ્વારિકાતણું ખોલી દ્વાર  
કૃષ્ણચંદ્રનાં પ્રેમાનંદી ધામ બતાવે અમરતસારઃ ૮

વિષમ વિંધ્યનાં વિકટ વનોમાં પથ ભૂલી કરતી ઉચ્ચાટ  
રેવાને નિજ વામ કરે લઈ દોરે સીધી સાગર-વાટ.  
કાનન કાન્ત વસંતસુમનની કટિસર ગૂંથે એને કાજ,  
વિહંગમોના કલરવરૂપી ધમકે જ્યાં ઘૂઘરિયો સાજઃ ૧૨

હરિયાળીના નીલમ વસને શોભે એનું સુભગ શરીર,
ખંતીલાં ખેતરનાં સોના–મોતીએ ભાતીગળ ચીર.
અરુણ ઉષાની મંગલ આભા માને મુખકમલે મંડાય;
સંધ્યા સુંદર અળતે એના ચારુ ચરણ રંગીને જાય. ૧૬

પુષ્પપરાગી પંખા ઢાળે લૈલ- લતાઓ દિન ને રાત;
સૂર્યચંદ્રતારકનાં દ્યુતિમય વરદાનો વરતાં ગુજરાત.
અરવલ્લી નિજ અંગરક્ષકો ખડે પગે ઊભા ભડવીર;
પડખે એને પેરો ભરતો પાવાગઢ પડછંદ–શરીર: ૨૦

સોરઠસીમે સિંહ ઊછળતા અગન–આંખવાળા વિકરાળ,
પડકારંતા ઘોર ગર્જને, દુશ્મનદિલમાં પડતી ફાળ.
સિદ્ધ શૈલ—ગિરનાર ગુહાઓ આત્મરિદ્ધિએ ભરભંડાર,
શેત્રુંજા પર સાત્વિક આભા, ભવાનીનો ભીષણ હુંકાર: ૨૪

સરિતાસુંદરીઓ સેવામાં અંતરતણા ઊમળકાભેર
દૂરતણા દુર્ગમ ગિરિઓની રસસમૃદ્ધિ લઈ આવે ઘેર:
સાબરમતીનાં સંતનસલિલો, મહિમાવંત મહીનાં નીર,
તાપહારી તાપીનાં, ગુર્જરગંગ નર્મદાકેરાં ક્ષીર: ૨૮

સરસ્વતીનાં સિદ્ધ–તરંગી નવરસનૃત્યે મુદિત મચેલ
માના મંદિરના મંડપમાં વિલસાવે સૂરતાની વેલ.
ગોલોકી ગોમતી–જલો ને સતિયાં સોરઠનાં સુસવાટ,
સોમનાથ ને દ્વારિકેશના જયે ગજાવે સાગરઘાટ. ૩૨

સિંધુ સેવતો નીલમ છોળે ગોરાં ગૌરવભરિયાં અંગ,
અર્ચિત ચરણે કરે નિવેદિત મોતીપરવાળ-ઝાંય સુરંગ:
સિંધુરાજના મેઘનાદથી ગૂજરાતનું નામ ગવાય;
પવને આણેલા પડછંદે ગુર્જરહૃદયો પુલકિત થાય. ૩૬

માને સખ્યે વિમુગ્ધ લક્ષ્મી સુદમંગલમય મૂકી ધામ,
પિયર અને સાસરિયાના લઈ નિધિ ગુજરાતે લે વિશ્રામ.
સુંદરતાની સકલ કલાઓ માને રોમે રોમ રસાઈ;
નિસર્ગ ને મનુશિલ્પ કરે અન્યોન્ય સાથ મંજુલ સરસાઈ. ૪૦

ખેડા એનો ખડતલ ખેડૂ દેશવિદેશી લોભ અનેક,
અડગ ડગે સૌ ઉન્નત માથે રાખે રણુસોપારિયા ટેક:
એના પંચમહાલી પહાડી સીસમ-કાઠી વનસંતાન,
ચાઘોની ઝાડોની વચ્ચે વસી કરે પાનમવાં પાન: ૪૪

રેવાને રમણીય કિનારે ચિંતા માત્ર અચિંતી થાય,
હસમુખિયાં સુખ હરતાં ફરતાં ગીત નર્મદાનંદી ગાય:
લલિત લહરીઓ લ્હેર માણતાં સૂરતનાં હૃદયો સુકુમાર,
રેડે ફુલ થતા જીવન પર સુંદર મધુર રસાળી ધાર: ૪૮

સોમનાથનાં સુધાસ્પર્શતાં સોરઠ-ઉરે અલૌકિક નૂર;
કાં પોષાય ન ભક્તશિરોમણિ જ્ઞાનવીર સંતોનો શૂર?
પાટણમાં માની પ્રભુતાનો પરચો કરાવતાં અવશેષ,
માતાં મહિમાસ્તોત્રો ગાતી સરસ્વતી જ્યાં કરે પ્રવેશ. ૫૨

અમદાવાદે સંતનસાદે પ્રબુદ્ધ થઈ પેઠિલા પ્રાણ,
ગુર્જર ભાગ્યવિધાનતણા સાત્વિક ઉદ્યોગોમાં રમમાણ.
માનું ભાવભર્યું મૃદુ હૈયું ભક્તિરસે થઈને તરબોળ
સંતોના તંબૂરા-તારે ઉછાળતું અમરત્વની છોળ. ૫૬

પૃથ્વી પર પંકાયલ એની ઉદાર મ્હેમાની અણજોડ:
આવેલાને અપનાવી લઈ પ્રીતિ ભરી સૌ પૂરે કોડ:
એના જ્યોતિર્ધર જગ ઝળક્યા જ્ઞાનમથી લઈ દીપ મશાલ
અભ્રભેદી આભાએ આંક્યું ગૂજરાતનું ભાગ્ય વિશાલ. ૬૦

વિરલ કર્મવીરો સુત એના સેવાવ્રતરત દિન ને રાત
મંગલમય મુક્તિના માર્ગે પર પાડે પુણ્યપનોતી ભાત:
ધનધાન્યે ને ધન્ય ગુણોએ સમૃદ્ધ એવી એની છાંય
કયો પૂત નહિ માને તાસે કુખોનીમાં અર્પે કાય? ૬૪

સપ્ટેમ્બર: ૧૯૩૯



# जीवतो संघ

काकासाहेब कालेलकर

## १
## आर्यधर्म *

આર્યસમાજ એ એક જીવતો સંઘ છે; ઉઘાડી આંખે દુનિયા તરફ જોનાર એક સંસ્થા છે.

પોતે અસહિષ્ણુ નથી એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન તમે શા માટે કરો ? શું અસહિષ્ણુતા એ હંમેશ દુર્ગુણ જ છે ? અને સહિષ્ણુતા એ સદૈવ સદ્‌ગુણ જ છે ? મહાભારતમાં એક ઠેકાણે કહ્યું છે કે સહિષ્ણુતા એ ગધેડાનું ભૂષણ છે. પડયા રહેવું, અપમાન સહન કરવાં, લૂંટાઈ જવું, અને છતાં એનો જરા સરખો પ્રતિકાર ન કરવો, એ જો સહિષ્ણુતા હોય તો તે સદ્‌ગુણ નથી; એ અધર્મ છે, પાપ છે. આપણા પર દુઃખ આવી પડે અને આપણે એનો સામો જવાબ ન વાળીએ એમાં પુરુષાર્થ નથી. એ તો પાતક છે. જે જે આપણને પાડે છે, આપણો પાત કરે છે તે પાતક.

સહિષ્ણુતા બે પ્રકારની હોય છેઃ એક નિષ્ક્રિય જડતાની, પામરતાની, કાયરતાની; અને બીજી પ્રેમની, સર્વસમર્થ ઉદારતાની. પામર માણસ ઉદારતાને નામે પોતાની નિર્બળતા ઢાંકે છે, અને પોતે ભારે સહિષ્ણુ હોવાનો ડોળ કરે છે. પણ એના જીવનમાં તેજ નથી દેખાતું. આવી સહિષ્ણુતા કરતાં અસહિષ્ણુતા સારી. બીકથી ડરી જવા કરતાં ઝનૂની થઈ સામે થવામાં જ ઉન્નતિ રહેલી છે. ધર્મનું એકાદ તત્ત્વ ભલે હણાય, પણ આત્મા તો ન જ હણાવો જોઈએ. આત્મા હણાય ત્યાં આખો ધર્મ હણાયો. પ્રતિકાર એ જીવંત દશાની નિશાની છે. તેજસ્વી પુરુષ અપકારને શી રીતે સહન કરી બેસે ?

પણ શૂરવીર દીર્ઘદૃષ્ટિથી જુએ છે કે આંધળા થઈને લડવામાં માલ નથી, સહન કરીને જ આપણે જીતવાના છીએ, સહન કરતાં આપણે બાજી ખોવાના નથી, ઊલટું પરિસ્થિતિ પર વિજય મેળવવાના છીએ. તે આપભોગપૂર્વક ઘણું સહી લે છે, અને માનવસંસ્કૃતિને ઊંચે ચડાવે છે. જેમ ગાળનો જવાબ ગાળથી આપવાથી આપણે ન્યાય ભલે મેળવતા હોઈએ. પણ આપણી પોતાની કે સમાજની ઉન્નતિ સાધતા નથી, તેમ જ દરેક વિરોધીનો વિરોધ કરવાથી હમેશ આપણે શ્રેય જ સાધીએ છીએ એમ નથી. પોતાના બળના ભાનથી જ્ઞાન-પૂર્વક જ્યારે આપણે સહન કરીએ છીએ ત્યારે ધર્મ સોળે કળાએ પ્રકાશે છે, અને અંતે સૌનું કલ્યાણ થાય છે. દુષ્ટ માણસ પર વિજય મેળવવા કરતાં દુષ્ટતા ઉપર જ જો વિજય મેળવી શકીએ તો તે શ્રેષ્ઠ પગલું છે એમ કોણ કબૂલ નહિ કરે ? क्षमा वीरस्य भूषणम् । કેમકે એની ક્ષમા પાછળ ડર નથી હોતો. પણ જો આપણને એમ જ લાગતું હોય કે

---

* સૂપા ગુરુકુળના વાર્ષિક ઉત્સવ પ્રસંગે પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણઃ તા. ૩-૩-૧૯૨૯

…હન કરવાથી આપણે બધું ખોઈશું, સહન કરવા જેટલા આપણે સમર્થ નથી, ત્યારે …બળ હોવાનો ડોળ કરવા કરતાં વિરોધનો પ્રતિકાર કરીએ એ જ ઠીક છે. એમાંથી જ આગળનો રસ્તો મળવાનો છે.

આર્યસમાજનો પ્રથમ પરિચય મને ઉત્તર હિંદુસ્તાનમાં થયો. પ્રથમ દર્શને જ મેં જોઈ લીધું કે આર્યસમાજીઓ કોઈની સાથે અથડામણમાં આવતાં સંકોચ નથી રાખતા; પોતાના વિચારોનો પ્રચાર કરતાં સામા માણસને ખોટું લાગશે કે કેમ એનો વિચાર કરવા તેઓ નથી બેસતા. પોતાના અભિપ્રાયો અને સિદ્ધાંતો વિષે તેઓ એટલા બધા પારમાર્થિક (serious) હોય છે કે તેઓ જ્યાંત્યાં વિવાદ કરવા ઊતરી પડે છે. 'આ હું અહીં છું, અને આ મારા વિચારો છે. એને સ્વીકારો અથવા એના રદિયા આપો,' એમ એમને કહેતા સાંભળી મને થતું કે આ મંડનમિશ્રનો નવો અવતાર થયો છે. તે વખતે આર્યસમાજી પ્રચારકો જોડે વાદવિવાદમાં ઊતરી મેં એમની પાસેથી આર્યસમાજ વિષે ખૂબ જાણીલીધું. માત્ર મારી વાદવિવાદની મર્યાદા જુદી હતી. વાદવિવાદમાં એક માણસ બીજાને હરાવી શકે, પણ પોતે જીતી ન શકે. વિવાદ વખતે બન્ને વાદીઓ કંઈક પ્રતિનિવિષ્ટ હોય છે. એકબીજાનો પક્ષ એકબીજા સમજી ગયા છે એટલી ખાતરી થાય એટલે વિવાદનો અંત આણવો જોઈએ. માણસ સામા પક્ષની દલીલ ઘણી વાર વિવાદ પછીના એકાંતમાં જ હજમ કરી શકે છે. હું ખ્રિસ્તીઓ જોડે પણ વાદવિવાદ કરતો તેમ જ મુસલમાનો જોડે પણ કરતો. શાન્ત વાદવિવાદને પરિણામે જણાઈ આવ્યું કે દરેક ધર્મમાં કાંઈક પૂંજી તો છે જ. મુસલમાનો મૂર્તિપૂજાનો વિરોધ કરે છે તે મૂળમાં હિંદુઓને ચીડવવા ખાતર નહિ, પણ સાચે જ તેઓ મૂર્તિપૂજામાં ઈશ્વરનું હડહડતું અપમાન જુએ છે, એ હું જોઈ ગયો. મૂર્તિપૂજામાં તમે ભ્રમ ભલે માનો, પણ એની પાછળ ઈશ્વરની ભક્તિ જ છે, ઈશ્વરનું અપમાન કરવાની દાનત નથી; એમ તેમને સમજાવવાનો હું પ્રયત્ન કરતો. મૂર્તિમાં પરમેશ્વર જોનારમાં જડતા પણ સંભવે, અને આધ્યાત્મિક દૃષ્ટિ તથા કવિહૃદય પણ સંભવે.

આર્યસમાજીઓની દલીલો પાછળ પણ હું એમની ધર્મસેવાની સુધારકવૃત્તિ જોઈ શકતો. હિંદુધર્મમાં પેઠેલા ચમત્કારો, વહેમો, પામરતા અને સત્તાવાદથી આ લોકો અકળાયા છે, તેથી એની સામે થાય છે, એમ જોઈ મારો આત્મા સંતોષ પામતો. કેટલાંક હિંદુ શાસ્ત્રોમાં લોકોનાં મન પર ધર્મનાં તત્ત્વો ઠસાવવા માટે બીક અને લાલચનો છૂટથી ઉપયોગ કરેલો છે. ઘરમાં બીક, બહાર બીક, જળમાં બીક, સ્થળમાં બીક! જાણે જમીન પરના જાલિમો બસ ન હોય તેમ આકાશમાં પણ શનિ, રાહુ અને કેતુઓની બીક ઊભી કરી. આવી બીક એ જ જો ધર્મનો પાયો હોય તો એ ધર્મનો નાશ થાય તે સારું. પણ આર્યસમાજીઓમાં પણ શાસ્ત્રવચનોનો આગ્રહ જોઈ મને થતું કે મારામાં એ વૃત્તિ કેમ નથી? હું તો સનાતની હિંદુ, બધાં શાસ્ત્રોમાં માનનારો. પણ મેં કોઈ કાળે શાસ્ત્રોને ફોનોગ્રાફ જેવાં માન્યાં જ નથી. મારે મન શાસ્ત્રો એટલે અનુભવી અને ગુરુજની લોકોનાં વચનો. તેમના પ્રત્યે આદર હોય, અશ્રદ્ધા ન હોય. પણ એમાંથી જેટલું હું સમજી શકું અને મારે ગળે ઊતરે તેટલાનો જ મારાથી સ્વીકાર અને અમલ થાય. શ્રદ્ધા રાખવા છતાં જો અમુક વસ્તુ ખરાબ જ છે એવી પ્રતીતિ થની હોય, તો શાસ્ત્રોમાં તેનું વિધાન છે એટલા ખાતર તે કરવા હું પ્રવૃત્ત ન થાઉં.

ઉત્તર હિંદુસ્તાનમાં આર્યસમાજીઓ અને સનાતનીઓ જ્યારે લડતા ત્યારે સનાતનીઓની ભારે કફોડી દશા થતી. આર્યસમાજીઓને માથે તો એકલું વેદશાસ્ત્ર જ. સનાતનીઓને માથે ઢગલાબંધ શાસ્ત્રગ્રન્થો. એ બધાનો બચાવ કરે તો જ તે જીતે. અને વેદનો વિરોધ તો એમનાથી થાય જ નહિ. આવા વાદવિવાદમાં હું હોતઉં ત્યારે કહું કે મારે મન બધાં શાસ્ત્રો શ્રદ્ધાપાત્ર, આદરને યોગ્ય છે. પણ પ્રમાણ તરીકે કોઈ ગ્રન્થને હું ન માનું. આર્યસંસ્કૃતિના ઊગમ તરીકે અને અનુભવી ઋષિઓનાં મુખમાંથી નીકળેલા ઉદ્ગાર તરીકે વેદ મને પૂજ્ય છે. પણ નિશ્ચિત અર્થ જાણ્યા વગર એને પ્રમાણ તરીકે શી રીતે સ્વીકારું? વેદોનો અર્થ સાયણાચાર્ય એક રીતે કરે તો યાસ્કાચાર્ય બીજી રીતે કરે. લોકમાન્યનો અર્થ જુદો, અને અરવિંદ ઘોષનો જુદો. સ્વામી દયાનંદ સરસ્વતીનો તો એથી યે જુદો. અને તેઓ પોતે જ કહી ગયા છે કે વેદનો અર્થ કરવાનો હક દરેક જણને છે. આવી સ્થિતિમાં વેદોના પ્રામાણ્ય વિષે કયાં શાસ્ત્રાર્થ કરવા જઈએ? જેટલું ધ્યાનમાં આવે તેટલું સ્વીકારીએ. બાકીનું નથી સમજાતું એમ કહીને કોરે મૂકીએ. એની નિંદા ન કરીએ. જ્યાં સુધી મારી શુદ્ધ મતિ ચાલે, મારો અનુભવ પહોંચે, અને શ્રદ્ધા ઊડી શકે ત્યાં સુધી શાસ્ત્રોને હું માનું. મારે મન પ્રાચીન કાળનાં શાસ્ત્રોના વ્યાકરણશુદ્ધ કે તાર્કિક અર્થ કરતાં શ્રદ્ધાવાન અને અનુભવી ધર્મદ્રષ્ટા સત્પુરુષોનાં જીવતાં વચનો વધારે મહત્ત્વનાં છે. એમના શબ્દો પર વિશ્વાસ રાખી મને દોરવવાનું કામ હું એમને સોંપું.

આવી વૃત્તિથી કરેલી ચર્ચાઓમાં અમને રસ ખૂબ આવતો. આર્યસમાજીઓની ધર્મચર્ચા કરતાં તેમની સમાજસેવા અને તેમનો આપભોગ મને હમેશ વધારે ઉજ્જવળ લાગ્યાં છે. એવા લોકોનાં કડવાં વચનો પણ મીઠાં જ લાગે છે. कास्मीरजस्य कटुताऽपि नितान्त रम्या। કાશ્મીરના કેસરની કડવાશ કોને ગમી નથી? દયાનંદ સરસ્વતી જેવો તેજસ્વી બ્રહ્મચારી જ સમાજહિતૈષી નિર્ભયતાથી કોઈ રાજાને પણ કહી શકે કે 'કૂતરો થઈશ મા.' સ્વામી દયાનંદથી માંડીને સ્વામી શ્રદ્ધાનંદ સુધી બલિદાન આપનારા વીરો જે સમાજમાં પાકતા જાય છે, તે સમાજનું તેજ હમેશાં ઉજ્જવળ રહેવાનું છે. કોઈ પણ ધર્મનો પ્રચાર એના ધંધાદાર અથવા પ્રાકૃત ગાયકો અને પ્રચારકો દ્વારા નથી થતો, પણ શુદ્ધ બલિદાનથી જ થાય છે. ધર્મનો પ્રચાર તે ધર્મના તેજથી થાય છે.

આજે શુદ્ધિ અને ગુણકર્માનુસાર ચાતુર્વર્ણ્યની ચર્ચા ઘણી થઈ છે. સાચું કહું તો અસ્પૃશ્યોની તમારી શુદ્ધિ મને જરા યે ગમતી નથી. અસ્પૃશ્યોની શુદ્ધિ શા માટે કરીએ? એમણે કયાં પાપ કે ગુના કર્યા છે કે આપણે એમને અશુદ્ધ ગણીએ? મડદાં ચીરે અને ચંપલ બનાવે કે મળમૂત્ર સાફ કરે એટલા માટે તેઓ અશુદ્ધ? એ તો ઉપયોગી ધંધાઓ છે. એ દ્વારા તેઓ સમાજની કીમતી સેવા કરે છે. મળમૂત્ર સાફ કરીને તેઓ સમાજને આરોગ્ય બક્ષે છે. એક બંગાળી કવિતામાં, પોતે હળાહળ પી જઈ દેવોને અમૃત આપનાર નીલકંઠ સાથે અસ્પૃશ્યોને સરખાવ્યા છે. એવા વર્ગની વળી શુદ્ધિ શી? હું તો 'અસ્પૃશ્યો'ને દૂર રાખનાર 'સ્પૃશ્ય' વર્ગની શુદ્ધિ ચાહું છું. હું એમને કહું છું કે ભાઈઓ, તમારાં હૃદય શુદ્ધ કરો, અને ઉત્તમ પ્રકારની સેવાથી તમને ઋણમાં રાખનાર આ અભાગી કોમને અપનાવો. એમને દૂર રાખી હિંદુ કોમનું સંગઠન થવાનું નથી. એક અસ્પૃશ્યતા કાઢી

નાખીએ એટલે હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી બધાનો ઝઘડો મટી જાય. સાવ મટી ન જાય તોયે હળવો તો જરૂર થાય.

અહીં ભેગા થયેલા આર્યસમાજીઓને જો એકાદ કડવું વચન સંભળાવું તો મને માફ કરશો. આર્યસમાજ અસ્પૃશ્યતામાં માનતો નથી, છતાં ગુજરાતના કેટલાક આર્યસમાજીઓ અસ્પૃશ્યતાનિવારણમાં મોળા છે, ઊંડે ઊંડે અથવા છાની રીતે અસ્પૃશ્યતાને સંઘરે છે. રૂઢિગ્રસ્ત સનાતનીઓ અસ્પૃશ્યતાને ધરે તો એ સમજાય એવી વાત છે. પણ તમે તો ધર્મનો ઉદ્ધાર કરવા નીકળેલા, રૂઢિના શત્રુ. તમે અસ્પૃશ્યતાને સંઘરો તો અવધિ જ થઈ ને! વહેમમાંથી મુક્તિ મેળવીને તમે પોતાને પુણ્યપાત્ર ગણતા હો તો જૂનું વચન ટાંકીને તમને કહું:

अन्यक्षेत्रे कृतं पापं पुण्यक्षेत्रे विनश्यति ।
पुण्यक्षेत्रे कृतं पापं वज्रलेपो भविष्यति ॥

બીજી વાત, ચાતુર્વર્ણ્યને તમે જન્મસિદ્ધ નથી માનતા, પણ ગુણકર્મ પ્રમાણે માનો છો. ભગવદ્‌ગીતામાં શ્રીભગવાને કહ્યું છે:

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।

એમાં ભાર 'ગુણકર્મવિભાગશઃ' ઉપર કે 'મયા સૃષ્ટં' ઉપર આપવો એની ચર્ચામાં હું નહિ ઊતરું. હું તમને એટલું જ કહું કે ચાતુર્વર્ણ્યનો આધાર ગમે તે હો. એમાં ઉચ્ચનીચભાવ ન જ હોવો જોઈએ. સૌ પોતપોતાને સ્થાને સરખા જ છે. ઉચ્ચનીચભાવ આવ્યો એટલે હરીફાઈ આવી જ. સર્વોચ્ચ સ્થાને દરેકને પહોંચવાનું હોય. તેને ના કેમ પડાય? હરીફાઈ અને ચાતુર્વર્ણ્ય એ એનો મેળ ન ખાય. આર્યસમાજમાં પણ જો બ્રાહ્મણ એ શ્રેષ્ઠ અને શૂદ્ર એ કનિષ્ઠ એવો ઉચ્ચનીચભાવ ચાલુ રહેશે તો એ સમાજ સનાતની સમાજ કરતાં પણ વહેલો પડશે. સંસ્કારો કેળવવાનો, મોક્ષ મેળવવાનો, સમાજસેવા કરવાનો, ભૂતમાત્રની સેવા કરવાનો હક સૌને સમાન હોય. એમાં બહારથી મર્યાદા મૂકવાનો કોઈને હક નથી. ચાતુર્વર્ણ્ય તો સમાજમાં આજીવિકાની શાંતિમૂલક અને પ્રગતિપોષક વ્યવસ્થા કરવા માટે છે. જ્યાં પરસ્પર હિતસંબંધ પરસ્પર વિરોધી થવાનો સંભવ હોય. જ્યાં એકનો લાભ વધે એમાં બીજાની હાનિ હોય, ત્યાં વ્યવસ્થાની જરૂર છે.

હું તો વર્ણવ્યવસ્થાને મનુષ્યસ્વભાવમાં રહેલી સંસ્થા માનું છું. અને જ્યાં સુધી મનુષ્યસ્વભાવ ઘડવામાં ઈશ્વરનો હાથ છે એમ આપણે માનીએ છીએ, ત્યાં સુધી ચાતુર્વર્ણ્ય ઈશ્વરકૃત છે કે મનુષ્યકૃત એ ચર્ચા મારે મન નકામી છે. મનુષ્યસ્વભાવ ઝટઝટ બદલાતો નથી. આપણે પુનર્જન્મમાં માનીએ છીએ, વંશપરંપરાગત સંસ્કારોમાં માનીએ છીએ. અને કેળવણી દ્વારા, ધર્મસંસ્કારો દ્વારા સ્વભાવને ઇષ્ટ દિશામાં વાળી શકાય છે એમાં પણ માનીએ છીએ. એ બધાનો વિચાર કરી ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા આપણે આપણા મનમાં સ્થિર કરી શકીએ છીએ.

ચારે વર્ણ મળીને સમાજનું વિરાટ શરીર બને છે; કોઈ પણ વર્ણને પોતાપૂરતો વિચાર કરી સ્વતંત્ર કે અલગ રહેવાનો હક નથી; એ વાત વેદના પુરુષસૂક્તમાં સ્પષ્ટ છે. હિંદુઓમાં જ્યારથી દરેક વર્ણ અને દરેક જાતિ પોતપોતાનું મહાજન બાંધી, બીજા વર્ણ તથા જાતિ વિષે

ઉદાસીન કે બેદરકાર થયાં ત્યારથી ચાતુર્વર્ણ્યનો નાશ થયો છે એમ મને ભાસે છે. બ્રાહ્મણો બ્રાહ્મણો પૂરતો જ વિચાર કરે, બીજા ત્રણ વર્ણના ઉત્કર્ષ વિષે બેદરકાર રહે તો તે વર્ણોના ગુરુ મટી શેતાન બને છે. ક્ષત્રિય પોતાની કોમના આપભોગથી સમાજ સમસ્તને બચાવવાને બદલે પોતાની કોમના હકો સાચવવા અને કોમની સરસાઈ સાધવા પાછળ મંડી પડે, તો તેણે ચાતુર્વર્ણ્યનો ઇનકાર કર્યો એમ જ કહેવું પડશે. વૈશ્યો આખા સમાજ માટે ખેતી અને ગોરક્ષા કરવાનું છોડી દે અને પોતાની કોમનું જ ભલું કરવા પાછળ પોતાના દાનનો પ્રવાહ વાળે, તો તે આર્ય હિંદુધર્મના શત્રુ થયા ગણાય. ચારે વર્ણ મળીને એકજીવ સમાજ બને છે એમ બતાવવા ખાતર જ વૈદિક ઋષિએ સહસ્રશીર્ષ પુરુષની કલ્પના બાંધી. પણ એ રૂપકને તાણીને, પગ એ શરીરનો અધો ભાગ છે માટે સમાજનો અર્ધો ભાગ શૂદ્ર હોય એવું અનુમાન આપણે ન કાઢીએ. પોતાની આસપાસના માણસમાત્રને સંસ્કારી બનાવવા એ દરેક સમજુ માણસની ફરજ છે. બ્રાહ્મણ એટલે કે કેળવણીકાર જો એમ કહે કે 'અમુક વર્ગને હું સંસ્કારો દ્વારા દ્વિજ નહિ જ કરું,' તો એનું દેવાળું નીકળ્યું જ સમજવું.

સમાજમાં કેટલાક લોકો દુર્ભાગ્યે હમેશાં જડ, મંદ કે અપંગ રહેવાના. તેઓ પ્રયત્ન કરવા છતાં સંસ્કારો ગ્રહણ ન કરી શકે. એવા લોકો માટે દ્વિજોની એટલે કે સંસ્કારી લોકોની પરિચર્યા કરી પોતાની આજીવિકા મેળવવાની વ્યવસ્થા છે. પરિચર્યા એટલે કે માણસની વ્યક્તિગત સેવા. અંગ્રેજીમાં એને Menial Service કહે છે. આખા સમાજમાં પરિચર્યાને સ્થાન ઓછામાં ઓછું હોય. સંસ્કારી લોકો સમાજસેવા તરીકે માંદાં કે અપંગની પરિચર્યા કરે, વિદ્યાર્થીઓ ધર્મબુદ્ધિથી પોતાના ગુરુઓની પરિચર્યા કરી તેમને અધ્યાપન માટે જોઈતી નવરાશ મેળવી આપે, દરેક કુટુંબમાં યુવાનો અને યુવતીઓ કૃતજ્ઞતાબુદ્ધિથી અને ભક્તિથી કુટુંબનાં અતિવૃદ્ધોની પરિચર્યા કરે, એ સ્વાભાવિક છે. આવી પરિચર્યા કરનાર હમેશાં વધે છે. પણ આ પરિચર્યા એ નૈમિત્તિક ધર્મ છે. પરિચર્યાનો ધંધો કરનાર અને એમાંથી આજીવિકા મેળવનારની સંખ્યા વધારવી એ સમાજનું વલણ ફુલાવવા તરફની પ્રવૃત્તિ છે.

જેમ કેળવણીકાર બાઈ મૉન્ટેસોરીએ અપંગ બાળકોમાં પણ સંસ્કારો રેડવાની નવી નવી પદ્ધતિઓ શોધી કાઢવાનું બીડું ઝડપ્યું તેમ આપણે પણ તમામ શૂદ્રોને દ્વિજ કરવાનું બીડું ઝડપવું જોઈએ. સમાજનો એકેએક શૂદ્ર એ વિરાટ આત્માના પગતળની પનોતી છે એમ એને લાગવું જોઈએ. સમાજમાં શૂદ્રોની સંખ્યા જેટલી ઓછી તેટલો તે સમાજ વધારે જાગતો અને સામર્થ્યવાન થાય છે.

જેટલા લોકો સ્વતંત્ર ધંધા કરી આજીવિકા મેળવે છે અને સમાજના યોગક્ષેમમાં પોતાનો ફાળો આપે છે, તે બધા વૈશ્ય. પછી તે ધંધો શાસ્ત્રદીવટનો હોય, પછેડાં વણવાનો હોય, દવાખાનું ચલાવવાનો હોય, કે જોડા સીવવાનો હોય. વિરાટ વૈશ્યવર્ણમાં અનેક જાતિઓ અને કોમોનો સમાવેશ થાય છે. વેદમાં તો 'વૈશ્ય' અથવા તો 'વિશ' શબ્દ સામાન્ય જનસમૂહ એ અર્થમાં આવ્યો છે. બ્રાહ્મણ શુનઃશેપ વરુણની પ્રાર્થના કરતાં કહે છેઃ 'હે દેવ વરુણ, અમે બધા વિશ રોજ વ્યવહારમાં ભૂલીએ, તારા નિયમો રોજ

સોડીએ છીએ. અમારા પર કોપ ન કરીશ.' વૈશ્ય સમાજ એ જ મનુષ્યસમાજનો મોટો ભાગ હોઈ શકે.

બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બે વર્ણો સમાજની વિશિષ્ટ પારમાર્થિક સેવા પરત્વે ઉત્પન્ન થયેલા છે. ધર્મપ્રચાર અથવા કેળવણીપ્રચારને પ્રતાપે જો આખો સમાજ સાત્ત્વિક થઈ જાય, તેજસ્વી બની જાય, તો ક્ષત્રિય વર્ણને ઝાઝું કામ ન રહે. ધર્મની શક્તિ પર જો આપણો સાચો વિશ્વાસ હોય તો આપણને જરૂર લાગે કે એવો વખત આવવાનો જ છે જ્યારે મનુષ્યસમાજમાંથી અન્યાય, જુલમ અને વિગ્રહ નાશ પામશે. તેજસ્વી સમાજ પોતાના રક્ષણનું કામ હંમેશ અમુક વર્ગને જ સોંપી દેશે એમ નહિ બને. स्ववीर्यगुप्ता हि मनोः प्रसूतिः । મનુની પ્રજા માનવજાતિ પોતાના વીર્યથી જ પોતાનું રક્ષણ કરે, બીજા પાસેથી રક્ષણ ન શોધે, એ સ્થિતિ કોક દિવસ તો આવવી જ જોઈએ. ત્યાં સુધી પ્રજાના રક્ષણને અર્થે પોતાનું બલિદાન આપવા તત્પર એવો એક વર્ણ સમાજ પાસેથી પોતાની આજીવિકા મેળવવા હકદાર રહેશે જ. ક્ષાત્રવૃત્તિ સમાજના એકેએક માણસમાં કેળવાય એ ઇષ્ટ છે. પણ ક્ષાત્રવર્ણ મોટો રહે કે નાનો રહે એ તે તે કાળની પરિસ્થિતિ પર આધાર રાખે છે.

બ્રાહ્મણનો ધર્મ વિદ્યાવૃદ્ધિ અને વિદ્યાપ્રચાર, ધર્મનું પાલન, ધર્મનું સંરક્ષણ અને ધર્મનો પ્રચાર એ જ છે. જ્યાં સુધી મનુષ્યપ્રાણી જન્મતઃ જ જ્ઞાન લઈને અવતરતો નથી, સંસ્કારોની કેળવણીની અપેક્ષા રહે જ છે ત્યાં સુધી બ્રાહ્મણવર્ણ રહેવાનો જ. બ્રાહ્મણ પોતાનાં જ્ઞાન અને દીર્ઘદૃષ્ટિ વડે સમાજનો સ્વાભાવિક આગેવાન થઈ શકે છે. એ સમાજભક્ષક ન થાય એટલા માટે આપણા શાસ્ત્રકારોએ એના પર ત્રણ જાતની મર્યાદાઓ મૂકી છે. બ્રાહ્મણ સંપત્તિ, સત્તા અને સુખ ત્રણેની બાબતમાં વિરક્ત રહે. બ્રાહ્મણે પોતાની ઇંદ્રિયો પર વિજય મેળવવો જોઈએ, ગરીબાઈમાં રહેવું જોઈએ, ધનસંચયની લાલસા છોડી દેવી જોઈએ, સત્તાધીશ થવાનો લોભ ન રાખવો જોઈએ. મહાન ચાણક્યે સત્તા વાપરી પરદેશના જબરદસ્ત લોકોને હાંકી કાઢવા માટે મગધદેશમાં મહાન હિંદુ સામ્રાજ્ય સ્થાપવાની પેરવી કરી, પણ અંતે એ બ્રાહ્મણધર્મથી વિરુદ્ધ કર્મ કર્યા માટે તેણે ભારે પ્રાયશ્ચિત્ત કર્યું. આજે યુરોપના બ્રાહ્મણો જુઓ શી રીતે દુનિયાને સળગાવવા લાગ્યા છે!

આજે વર્ણધર્મ તો ક્યાંયે જોતો જ નથી. જ્યાંત્યાં જાતિઓ દેખાય છે. જાતિ એ લોહીના સંબંધ પર રચાયેલી સંસ્થા છે. એ સંસ્થા રોટીધર્મી છે. વર્ણ સાંસ્કૃતિક છે; જાતિ પ્રાકૃતિક છે. ઘાસ જેમ એની મેળે ઊગે છે તેમ જાતિઓ એની મેળે બંધાય છે. એ ધર્મને નહિ પણ કુદરતને વશ રહે છે. સંસ્કારપ્રધાન વર્ણવ્યવસ્થાને ટકાવવા માટે એણે જાતિવ્યવસ્થાના જંગલને કાઢી નાખવાની જરૂર છે.

ધર્માંતરની બાબતમાં મારા વિચાર જુદા છે. પોતપોતાના સમૂહની સંખ્યા વધારવાની ઇચ્છાથી થતું ધર્માંતર ધાર્મિકતાને વિસરી જઈ રોટીધર્મને પ્રાધાન્ય આપે છે; હિંદુસ્તાનમાં ખ્રિસ્તીઓનો અનુભવ જુઓ. એકાદ વ્યક્તિ ખ્રિસ્તી થાય એટલે એ પોતાના સમાજમાંથી ઊખડી જાય છે. નવા સમાજમાં એનાં મૂળિયાં સ્વાભાવિકપણે બેસતાં નથી. મોટી મોટી સંખ્યાને અથવા આખી કોમને વટલાવવા જતાં એવો સમાજ

પોતાના જૂના સંસ્કારો અને વહેમો છોડતો નથી. ધર્માંતર કરી ફક્ત નામનું લેબલ જ બદલે છે. એવા વર્ગો જૂના સમાજથી વિખૂટા પડે છે, અને નવા સમાજને એકરૂપ થઈ જાય છે. જોઈએ છે હૃદયાન્તર, હૃદયની શુદ્ધિ, સંસ્કારોની ઉચ્ચતા. એને માટે તો દરેક ધર્મમાં અવકાશ છે જ. દરેક માણસ પોતાના આચરણ દ્વારા પોતાનાં જીવનસિદ્ધાંતોનો ઉત્કર્ષ બતાવે એની અસર સ્વાભાવિક રીતે થઈ શકે એટલી આસપાસના સમાજ પર થવાની. જ્યાં સુધી લોકો કહેશે કે 'એકલો અમારો જ ધર્મ સાચો, બાકીના બધા જૂઠા,' ત્યાં સુધી વિગ્રહ રહેવાનો, અને ધર્મને નામે અધર્મ ફેલાવાનો. મુસલમાન ધર્મમાં જ કહ્યું છે કે ઈશ્વરે દરેક દેશને અને દરેક જમાનાને ધર્મપુરુષો આપેલા જ છે, કોઈ પણ સમાજ કે કોઈ પણ કાળ અનાથ રાખ્યો નથી. આપણે પણ धर्मसंस्थापनार्थाय યુગે યુગે અવતારો આવે છે એમ માનીએ છીએ. ઈશ્વરની વ્યવસ્થા એવી જ હોય. ભિન્ન-ભિન્ન પરિસ્થિતિ પરત્વે, ભિન્નભિન્ન જનસ્વભાવ પરત્વે ધર્મનું કલેવર ભલે જુદું જુદું રૂપ પકડે, પણ ધર્મતત્ત્વ બીજમાં સર્વત્ર સરખું જ ઓતપ્રોત છે. એ વ્યવસ્થા સર્વત્ર સમજાશે ત્યારે જ જગતમાં શાન્તિ સ્થપાશે. આપણા વેદ ખુલ્લા છે. विवृताश्च वेदाः । બધા જ ધર્મગ્રંથો બધાં માટે છે. દરેક માણસ પોતાના ધર્મ પ્રમાણે ચાલતો છતાં બધા ધર્મોના ગ્રંથોનું, રિવાજોનું અને સંસ્કારોનું અધ્યયન કરે, અને ઈશ્વરની વિવિધ લીલા સમજી લઈ ધન્ય થાય. આમ ચાલીશું ત્યારે દુનિયાના બધા જ ધર્મો સાચા છે, માંગલ્ય-પરાયણ છે એવી ખાતરી થશે, અને આપણા આ ભારતવર્ષમાં સર્વ ધર્મોનું એક વિશ્વ-કુટુંબ સ્થપાશે. આપણી કેળવણીની સંસ્થાઓ એવા ધર્મકુટુંબનું ધ્યાન ધરે અને તેને સિદ્ધ કરવા મથે એ જ ઇચ્છવા જેવું છે. એ દિશાએ ચાલવાની શક્તિ આપણને મળે, અને મિત્રની આંખે આપણે બધા તરફ જોઈ શકીએ એવી પ્રાર્થના કરી હું આપ સૌની રજા લઉં છું.

૨

## सनातन आर्यसमाज

આર્યસમાજમાં સંન્યાસીઓ છે, ગૃહસ્થો છે, રાજનીતિજ્ઞો છે, કેળવણીકારો છે. રાજકારણથી ગભરાનારા પેન્શનરો છે અને પૂરેપૂરી નાગરિકતા નહિ અનુભવનારા સરકારી અમલદારો પણ છે. આર્યસમાજ એક સુધારક પંથ છે, જોકે તેમાંયે પ્રગતિ જોઈને ભડકનાર; રાજકારણથી ગભરાનાર અને 'આપણે તો ઘણું કરી નાખ્યું, હવે તો કર્યું તે સંભાળવાનું કામ જ રહે છે,' એવું માનનાર ક્ષેમપરાયણ લોકો પણ છે. કોઈ કોઈ વખત એવા લોકોના હાથમાં સમાજની ધુરા આવી જાય છે અને સુધારક લોકોને આર્યસમાજના ભવિષ્ય વિષે ક્ષણિક ઉદ્વેગ થઈને નિરાશા આવે છે

આમ હોવા છતાં યે આર્યસમાજ એક જીવતો સમાજ છે. એણે હીકીક પ્રગતિ સાધી છે. સનાતનીઓ સામે પરોક્ષી વળવાની પદ્ધતિ પણ તેણે ખૂબ પ્રમાણમાં બદલી નાખી છે. આર્યસમાજનું ભવિષ્ય ઊજળું છે. કોઈ વખત આર્યસમાજ અસ્ત થશે તો તે પોતાના આદર્શમાં શ્રદ્ધા ઘટવાને કારણે અથવા તો પોતાના પ્રયત્નમાં નિષ્ફળતા મળવાને કારણે અસ્ત નહિ થાય પણ પોતે કરવા ધારેલા સુધારાનું કાર્ય પૂરું થવાને

કારણે કૃતાર્થતા અનુભવી પોતાના જૂના સ્વરૂપને છોડી દેશે અને જૂની પ્રેરણાને નવું રૂપ આપવા માટે નવું શરીર ધારણ કરશે. સનાતન એટલે નિત્યનૂતન. મૂળભૂત સિદ્ધાન્તોને પ્રાણાન્તે પણ સાચવીને બાહ્ય સ્વરૂપમાં અવારનવાર પરિવર્તન કરતા રહેવું એમાં જ સાચું સનાતનત્વ છે. આવું સનાતનત્વ આર્યસમાજમાં પૂરતા પ્રમાણમાં છે એવો મારો વિશ્વાસ છે. એટલે જ હું માનું છું કે આર્યસમાજનું ભવિષ્ય ઊજળું છે.

૨૧-૧૨-'૩૩

## ૩

## आर्यसमाजनी सफळता

આર્યસમાજની માગણીઓ (નિઝામ હૈદરાબાદના સત્યાગ્રહ અંગેની) ન્યાયયુક્ત હતી તે વિષે કોઈનો મતભેદ નહોતો. જ્યાંસુધી સામાજિક શાન્તિ અને સામાજિક હિતનો ભંગ ન થાય ત્યાંસુધી દરેકને પોતપોતાની માન્યતા મુજબ પોતાનું ધાર્મિક જીવન ગાળવાનો અધિકાર હોવો જોઈએ. આ સિદ્ધાન્ત પ્રસ્થાપિત કરવા માટે મનુષ્યજાતિએ કેટલાયે યુગો સુધી પુરુષાર્થ કર્યો છે અને કોણ જાણે કેટલાંયે બલિદાન દીધાં છે. આજે આ વિષયમાં કશો મતભેદ હોવાને કારણ નથી. છતાં કોઈ પછાત અથવા તો મૂઢમતી સરકાર મનુષ્યના સામાન્ય હક્કો સચવાય તે માટે પણ નવાં બલિદાન માગે તો દરેક ધર્મપ્રેમીએ એટલી કિંમત ભરવા માટે તૈયાર હોવું જોઈએ. પરંતુ 'કોઈ પણ સરકાર એવું બલિદાન શા કારણે માગે,' એવો સવાલ મનમાં ઊઠ્યા વિના રહેતો નથી. જે વાત અનેક વાર સિદ્ધ થઈ ચૂકી છે એને ફરીથી સાબિત કરવા માટે શું વારેવારે કિંમત આપવાની હોય!

જવાબ એવો મળે છે કે સ્વતંત્રતા પ્રાપ્ત કરવી એ મનુષ્યનું જેટલું કર્તવ્ય છે તેનાથી પણ વધારે સ્વતંત્રતાને વધારે જાગૃત રહીને સંભાળવી એ એનો અધિકાર છે. જો કોઈ પણ કારણે આપણે આપણી સ્વતંત્રતા ગુમાવી બેસીએ તો તેની પુનઃસ્થાપના કરવા માટે આકરી ફી આપવી જ પડે છે. તે વિના જો સ્વતંત્રતા મળે તો આપણે તેને પચાવી શકતા નથી.

આર્યસમાજ એ હિંદુધર્મનું સેનામુખ છે.

જે લોકો પોતાની સ્વતંત્રતા ખોઈ બેસે છે તેમને તે ફરીથી મેળવવા માટે જે રીતે કિંમત આપવી પડે છે, તે જ રીતે જેઓ બીજાની સ્વતંત્રતા છીનવી લઈ તે ફરીથી આપવા માટે બલિદાન માગે છે તેમને પણ પોતાના આવા દુર્વ્યવહારની કિંમત ભરવી પડે છે. આ કિંમતનું સ્વરૂપ કેવું હોય છે તેની ઇતિહાસને ખબર છે જ.

૧૯-૮-'૩૯

# યુદ્ધે ચડેલાં ત્રણ મહારાજ્યોનું લડાયક બળ

ડુંગરશી ધરમશી સંપટ

ઈંગ્લાંડ, ફ્રાન્સ અને જર્મની એ ત્રણ મહારાજ્યો પરસ્પર યુદ્ધમાં ઊતર્યાં છે. એમનાં લડાયક બળ વિશે જાણવાની સૌને આજે સહેજે જિજ્ઞાસા રહે. આજે તો મુખ્યત્વે આ ત્રણ જ રાજ્યો યુદ્ધમાં ભાગ લે છે, પરંતુ સંયોગો જોતાં બીજાં રાજ્યોને પણ વહેલાં મોડાં, મને કમને પણ, યુદ્ધમાં ઊતરવું પડશે એ વિશે શંકા નથી. જર્મની વિજય મેળવવા માટે બીજાં નાનાં રાજ્યોની તટસ્થતાનો ભવિષ્યમાં જરૂર ભંગ કરશે. એટલે એ સૌ મહાયુદ્ધના યજ્ઞમાં હોતાઓ થવાની પૂરી સંભાવના છે.

### જર્મનીનું લડાયક બળ

ખૂબ જ લશ્કરી તાલીમ પામેલું અને શસ્ત્રાસ્ત્રોથી સંપૂર્ણ સુસજ્જ જર્મન સૈન્ય હમણાં યુરોપની રંગભૂમિ ઉપર મધ્ય સ્થાન ભોગવી રહ્યું છે. આખા યુરોપનો મધ્ય ભાગ એણે એના સૈન્યબળથી આવરી લીધો છે. હમણાં આધુનિક ટેંકો, મશીનગનો, મોટરગાડીઓથી સુસજ્જ થયેલ ત્રીસ લાખ જર્મનો યુદ્ધભૂમિમાં તૈયાર ઊભા છે. આ સિવાય ઝેકોસ્લોવેકિયાના ૨॥ લાખ સિપાઈઓ પણ જર્મનીની મદદે આવી પહોંચે એવી વકી છે. આજે લડાયક તાલીમ લેતા દશ લાખ યુવાન જર્મનો છ માસ પછી કામે ચડી જશે. જ્યારથી ઝેકોસ્લોવેકિયાનું દારૂગોળાનું જંગી કારખાનું અને એક સૈન્યનો લડાયક સામાન જર્મનીના હાથમાં સહજ ભાવે આવ્યાં છે ત્યારથી જર્મન સૈન્યનાં આયુધો અને સાધનો યુરોપમાં સર્વશ્રેષ્ઠ ગણાયાં છે. ઝેકોસ્લોવેકિયાનાં અને જર્મનીનાં કારખાનાં જથાબંધ લડાયક સામગ્રી ચાલુ તૈયાર કર્યે જાય છે. જર્મનો બીજા ૯૦ લાખ પુરુષોને છેવટે લડાઈમાં ઉતારી શકશે. જર્મન પ્રજાનાં યુવાનો, સાધનો, શક્તિ, ધન, ઐશ્વર્ય યુદ્ધ માટે જ નિર્માયાં છે.

જર્મન સિપાઈ સારી રીતે તાલીમ પામેલો, પોતાની ફરજ બજાવવામાં અત્યંત ઉત્કંઠાવાન અને સંપૂર્ણ સાધનોથી સજ્જ થયેલો છે. જર્મન કુદરતી રીતે જ એક શ્રેષ્ઠ સિપાઈ છે. એમના અધિકારીઓ યુદ્ધકળામાં નિપુણ છે. સૌ સ્વીકારે છે કે જર્મન સૈન્ય અવલ દરજ્જાની તૈયારીઓ અને તાલીમ ધરાવે છે.

સને ૧૯૧૪માં જર્મન સાગર સૈન્ય બીજા નંબરે હતું. આજે તે છઠ્ઠે નંબરે છે. આથી જ બ્રિટિશ દરિયાઈ બળ એને બંદરોમાં પૂરી શક્યું છે. જર્મની પાસે કુલ ૭૭ સબમરીનો છે (એમાંથી આસરે ૨૦ ડૂબ્યાનું અનુમાન છે). એ સબમરીનોમાં ૩/૪ ભાગ ૫૦૦ ટનથી નાની છે. નવી વીસ સબમરીનો બંધાય છે. જર્મની પાસે ૭ મોટી જંગી મનવારો છે. એનું કુલ ટનેજ ૧૦૮૦૦૦નું છે. તે સિવાય ૧॥ લાખ ટનની નવી મનવારોનું બાંધકામ ચાલુ છે. બે મનવારો વિમાનો લઈ જવા માટે, આઠ મધ્યમ મનવારો (આઠ બીજી બંધાય છે), ૪૪ વિનાશિકાઓ (૧૦ નવી બંધાય છે), આટલો જર્મન કાફલો છે. અંગ્રેજ કાફલા પાસે એ નાનું ગણ્યું છે.

### ગ્રેટબ્રિટનનું લડાયક બળ

એનાં બળનું કેન્દ્ર નાવિકશક્તિ છે. યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા સિવાય કોઈ મહારાજ્ય દરિયાઈ બળમાં એનાથી વધુ બળવાન નથી. એ પોતાના મોટા કાફલા માટે પુષ્કળ નવી મનવારો બાંધે છે. જર્મન સબમરીનોમાંથી પોતાના વેપારી વહાણોને બચાવવા માટે ૨૦૦ વિનાશિકાઓ (Destroyers) ફરતી રાખી છે. આ સિવાય ફ્રેંચોની ૭૨ વિનાશિકાઓ આ કામ માટે ફરે છે. બ્રિટન અને ફ્રાન્સ પાસે જર્મનીથી બેવડી એટલે ૧૫૦ સબમરીનો છે. તે સિવાય સબમરીનોનો નાશ કરવાવાળાં નવી જાતનાં અનેક વહાણો બ્રિટન ધરાવે છે. સુરંગો ઉપાડી લેનાર પણ અનેક બારકસો બ્રિટન પાસે છે.

જંગી મનવારો (Battleships) માં બ્રિટનની ખરેખર સરસાઈ છે. બ્રિટન પાસે પંદર જંગી મનવારો છે, ફ્રાન્સ પાસે સાત જંગી મનવારો છે, જ્યારે જર્મની પાસે માત્ર ત્રણ જ છે. પરંતુ જર્મની હાલ ૪ નવાં જંગી મનવારો બાંધે છે, ત્યારે ઈંગ્લાંડ અને ફ્રાન્સ ૧૩ નવી જંગી મનવારો બાંધે છે. મધ્યમ લડાયક મનવારો (Cruisers) માં બ્રિટન પાસે પ્રથમ પંક્તિના બખ્તરવાળી ૧૫ અને સાદા બખ્તરવાળી ૧૫ મનવારો છે. તે સિવાય ૨૩ જૂની ક્રુઝરોને પણ કામમાં લેવાય છે. બ્રિટન પાસે ૪॥ લાખ ટનની ક્રુઝરો છે, ફ્રાન્સ પાસે ૨॥ લાખ ટનની છે, જ્યારે જર્મની પાસે એ હિસાબે નજીવું બળ છે.

| | તૈયાર મનવારો (ટન) | બંધાય છે (ટન) |
|---|---|---|
| બ્રિટન અને ફ્રાન્સ | ૨૦૫૯૦૦૦ | ૯૮૦૦૦૦ |
| જર્મની | ૨૧૯૦૦૦ | ૨૮૨૦૦૦ |

બ્રિટનનું નૌકાબળ જર્મનીથી ક્યાં યે ચડે. તેમ જર્મનીનું જમીનનું સૈન્ય બ્રિટનથી ક્યાંયે ચડી જાય તેવું શ્રેષ્ઠ છે. તેનું તૈયાર સૈન્ય માત્ર ૨॥ લાખ માણસોનું હતું પરંતુ બ્રિટનના ઇતિહાસમાં નવો દાખલો બેસાડી ૨૦ થી ૨૨ વરસના યુવકોની ફરજિયાત સૈનિક તાલીમ શાંતિના વખતે પણ શરૂ કરી દેવામાં આવી હતી. આથી એના ૨॥ લાખ માણસો કેળવાય છે. બ્રિટને લગભગ ૧૭૫૦૦૦ માણસો લડવા માટે ફ્રાન્સમાં મોકલ્યા છે. સર્વ રીતે જર્મન સૈનિકો અને સરદારો વધારે તાલીમ પામેલા અને કેળવાયેલા છે. બ્રિટનનું ખુશકી સૈન્ય માટે બળ હવે શરૂ થાય છે, પરંતુ બ્રિટનનાં સંસ્થાનોએ પૂરો સહકાર આપવો શરૂ કર્યો છે. કેનેડા, ઑસ્ટ્રેલિયા, ન્યૂઝીલાંડથી પચાસ હજાર, શીત્તેર હજાર અને પંદર હજાર સૈનિકો અનુક્રમે બ્રિટનને મળશે. એ ત્રણ સંસ્થાનો વધારે મદદ પણ આપી શકે. પરંતુ જાપાનના ભય સામે સંરક્ષણ તરીકે એમને પોતાની ભૂમિમાં સૈન્ય સુસજ્જ રાખવું પડે છે.

હિંદે પણ ૭૦૦૦નું લશ્કર સુવેઝની નહેરના બચાવ માટે હમણાં મોકલ્યું છે. હિંદ પાસે હજી બિનકેળવાયેલું અને કેળવાયેલું પુષ્કળ મનુષ્યબળ છે. ગયા મહાયુદ્ધમાં હિંદે આઠ લાખ સૈનિકો અને ચાર લાખ મજૂરો મોકલ્યા હતા. હિંદીઓ ઉપર અંગ્રેજોનો સંપૂર્ણ વિશ્વાસ નહિ હોવાથી હિંદનું અગણિત મનુષ્યબળ બિનકેળવાયેલું પડ્યું છે. બ્રિટન પાસે મનુષ્યબળ ઘણું છે, પરંતુ તેને કેળવી શસ્ત્રાસ્ત્રો પૂરાં પાડવાં એ સવાલ

ગયા હોઈએ, પણ શું કરીએ," એમ કહી માતાને પ્રણામ કરી બહાર ઓટલા પર બેઠા. એટલામાં તો લોકો આવ્યાં, દર્શન કરતાં ગયાં અને સરસ્વતીના હાથનો પ્રસાદ ખાતાં ગયાં. આજે સરસ્વતીનો આનંદ માતો નહતો. તે ગાંડીઘેલી બની ગઈ હતી. લોકોની ભીડ જામતી ગઈ, તેમ તેમ તે ઘેલી બનતી ગઈ. લોકોને પણ પુષ્કળ આનંદ પડ્યો. તરેહ તરેહનાં લોકો ભેગાં થયાં હતાં. તેઓ જાતજાતનાં દર્શન કરી ચિત્રવિચિત્ર આનંદ લૂટતાં હતાં.

એટલામાં વિષ્ણુની ટોળી પણ આવી પહોંચી. વિષ્ણુએ સરસ્વતીને પ્રસાદ વહેંચતાં જોઈ અને લોકોની ઠઠ જોઈ. સરસ્વતીને થાક લાગ્યો હશે, અથવા લાગવો જોઈએ એવું માનીને બીજી થાળી લઈને તેણે પ્રસાદ વહેંચવાનો શરૂ કર્યો. સરસ્વતીએ આ જોયું. તેને ન ગમ્યું. આજના આનંદમાં ભાગીદારી તે ન સહી શકી. તેને વિષ્ણુને ના પાડવાનું ઘણું ય મન થયું, પણ તે તેમ ન કરી શકી. ત્રણેક કલાક પછી પાછું બધું જ શમી ગયું. મંદિરે રહ્યાં માત્ર ત્રણ જણ: રામશંકર, વિષ્ણુ અને સરસ્વતી. તે થાકી ગઈ હતી, ને હાશ કરીને બેઠી. "બેટા, થાકી ગઈ કે ? આટલામાં જ. સારું થયું ને કે વિષ્ણુ તાકડે આવી પહોંચ્યો, નહિ તો તું શી રીતે પહોંચી વળત ?" વિષ્ણુ લીમડા સામે જોઈ રહ્યો હતો. પોતાનું નામ સાંભળતાં તેણે કાન માંડ્યા. "મારાથી તો કાંઈ થાય નહિ, નહિ તો તું પ્રસાદ વહેંચે ને હું જોઈ રહું કે ?" એમ કહી ડોસાએ ખોંખારો ખાધો. વિષ્ણુને આમાં કંઈ સાંભળવા જેવું ન લાગ્યું. સરસ્વતીનું ધ્યાન ક્યાં હતું, એ એને ખબર નહતી. ડોસાએ આગળ ચલાવ્યું, "હવે શરીરમાં બળ ક્યાં રહ્યું છે ? અહીં સુધી પણ મહાપરાણે આવ્યો. હવે તો, ભગવાન ઉપાડી લે તો સારું."

બગલો ઊડતો ઊડતો આવ્યો, અને ડોસાની સામે જોતો જોતો ઊડી ગયો.

વિષ્ણુ ચૂપકીદીથી કંટાળીને બોલ્યો, "ભગવાન પણ ભૂલકણો છે, નહિ કાકા ?"

"હા, ભાઈ હા, એમજ લાગે છે, નહિ તો મારા જેવાને પડતો મૂકીને, બિચારી તેમનને શું કામ ઉપાડી લે," એમ કહી સરસ્વતીના વાંસે હાથ ફેરવતાં આગળ ચલાવ્યું, "એ તો અમે છીએ, નહિ તો આવડી છોકરી બિચારી મૂંઝાઈ ન મરે કે ? બેટા, કોઈ વાતથી તારે મૂંઝાવું નહિ હોં, કંઈ જરૂર પડે તો અમે બેઠા છીએ ને ?" આ છેલ્લું વાક્ય સરસ્વતીની માતાનો જીવ મૂંઝાતો હતો, ત્યારે ડોસા, બોલેલા તે આજે ફરી બોલ્યા. હવામાં થોડાં આંદોલનો ઊઠીને શમી ગયાં. ડોસા આશીર્વચન બોલી વિદાય થયા. વિષ્ણુ પણ મંદિરમાં દીવો કરવા ઘી છે કે નહિ, બીજી કોઈ વસ્તુની જરૂર છે કે નહિ, તે સંબંધી સરસ્વતીને પૂછી ઘર તરફ વળ્યો.

સરસ્વતી એકલી પડી. હજી યે તેના કાનમાં શબ્દો ગૂંજતા હતા: 'અમે બેઠા છીએ ને ?' અને તેને એકલી જાણીને તે વાક્યની સાથે સંકળાયેલાં બીજાં સ્મરણો પણ મનમાં નાચવા લાગ્યાં. ગયે જ વર્ષે, આ જ દિવસે તેની મા બિમાર હતી—સખત બિમાર હતી. આ જ ચોકમાં, લીમડાની છાંય નીચે તેની મરણપથારી હતી. સરસ્વતી થાકથી કંટાળી ગઈ હતી. તેનું માથું ભમતું હતું. તેથી અંબોડો છોડી એક ચટાઈ બિછાવી તેના ઉપર

હાથનો ટેકો દઈ આડી પડી. શિકારીને જોઈને કબૂતર આંખો મીંચી દે તેમ તેણે પણ આંખો મીંચી; પણ સ્મરણો બમણા વેગથી સળગ્યાં. તેની માની પથારીના ઓશિકા આગળ સરસ્વતી આંસુ સારતી બેઠી હતી. તેની મા લક્ષ્મીબાઈ નિઃસહાય સરસ્વતીના ખોળામાં હાથ રાખી પડી હતી. સામે બ્રહ્માએ બેદરકારીથી ઘડી કાઢેલા ચારપાંચ ગામના આગેવાનો ગાંજો અમલ કરતા ઊભા હતા. પથારીની બીજી બાજુએ એક પચાસેક વર્ષની સ્ત્રી બેઠી હતી. અને તેની પાસે વિષ્ણુ પણ ગંભીર મોં કરી ઊભો હતો. પ્રત્યેક પળ કારમી વીતતી હતી. દિવસ આથમવાને બારેક ઘડીઓ બાકી હશે, અને સરસ્વતીની માએ આંખો ઉઘાડી, સરસ્વતીની સામે જોયું, અને રોઈ પડી. "બોલો, બોલો, શું કહેવું છે? નકામાં મૂંઝાશો નહિ. સરસ્વતી તે અમારી દીકરી જ છે ને! અમે છીએ ત્યાં સુધી તેનો વાળ વાંકો નહિ થવા દઈએ." ગામના આગેવાનોએ મમત્વ બતાવ્યું. કોણ જાણે લક્ષ્મીબાઈએ આ સાંભળ્યું કે નહિ, પણ ત્યારપછી તરત જ વિષ્ણુને હાથની ઈશારતથી પથારી પર બેસવા કહ્યું. પછી સરસ્વતી સામે જોયું, અને કંઈક નિરાંત કંઈક ઊંચો શ્વાસ રાખતો પેલી સ્ત્રીની સામે મીટ માંડીને કંઈક કહેતો તેમનો પ્રાણ મૂંઝાવા લાગ્યો. તે બેઠી થવા પ્રયત્ન કરવા લાગી. સરસ્વતીએ ટેકો આપવા હાથ લંબાવ્યા, અને ખલાસ! તેની માનું પ્રાણપંખેરું ઊડી ગયું. સંધ્યાના સર્વ રંગો ધીમે ધીમે શ્યામ થઈ ગયા. શુક્રકણિકા તેજસ્વિની બનતી ગઈ.

સરસ્વતીથી આ ચિત્ર ન જોઈ શકાયું. તે બેઠી થઈ ગઈ, અને રુદન કરવા લાગી. બાર બાર માસ વીતી ગયા તોય શું તેના ઘા રુઝાયા નહોતા! બીજા કોઈની યે મા નહિ મરી જતી હોય! ત્યારે શું તેનું માનસ બહુ નિર્બળ હતું! ના, રે ના, એમ તો શી રીતે કહેવાય. કેટલાય વખતથી આ એકલવાયા ડુંગર પર તે એકલી દિવસો પસાર કરતી હતી. ત્યારે ગઈ ગુજરી ભૂલતી કેમ ન હતી! માતાના ગુજરી ગયા પછી તે રડી હોય તો આજે જ. તેનાં ડૂસકાં વધ્યાં, અને આંસુની બે ધારાઓ ગાલ ઉપર રેલાઈ ચાલી. કોઈએ તેનાં અણમોલ આંસુ ન લૂછ્યાં, તે ટપ દઈને ધરતી ચૂસી ગઈ. કોઈએ ન લૂછ્યાં! કોઈના દેખતાં રડે તો લૂછે ને? કોઈ બાળક પાસે હોત તો ખોળામાં લેટી લેટી કાલુંઘેલું બોલી તેનાં આંસુઓ ખાળત. જુવાન હોત તો—પછી તે ગમે તેવા હૃદયનો હોય—તેનાં આંસુઓ તો શું, પણ તેના અસ્તવ્યસ્ત વાળને પણ ઓળવવા મંડી પડત, અને કોઈ કાકા હોત તો સરસ્વતીને આખી ઉપાડીને પોતાના ખોળામાં લઈ તેને છાની રાખત. પણ તે એકલી હતી. તે આડી પડી અને સૂઈ ગઈ.

થોડી વાર પછી 'મા, ઓ મા,' એમ બૂમો પાડતો એક આઠેક વર્ષનો છોકરો ચારે બાજુ જોતો સરસ્વતી તરફ દોડતો આવ્યો. સરસ્વતી સફાળી જાગી; ને જોયું તો ભીમશો ઊભો ઊભો હસતો હતો. સરસ્વતી સ્વસ્થ થઈને બોલી. "કેમ રે આજે સવારમાં નહોતો આવ્યો?" જરાક ગુસ્સો લાવી તે બોલ્યો, "મારા બાએ કીધું કે અમણાં જતો ની, બેઠ હાપરી મેં. મનેક ઓસ્યું થાય તાણે લંજનો જજે." સરસ્વતી સમજી ગઈ કે એના બાપનું કહેવું ખરું હતું. માછીમારથી તે વળી ભૂદેવોના મંદિરમાં જવાય? સાંજ પડતી હતી. તે ઝટપટ ઊઠી ને મંદિરમાં જઈને થાળીમાં પ્રસાદ લાવી ભીમશાના

ખોળામાં ભરાવ્યો. ખેમલો પસ્તાયો. સવારમાં આવ્યો હોત તો કેટલો બધો પરસાદ મળત. પ્રસાદ આપીને તેને સરસ્વતીએ કહ્યું, "તારે આવતા રહેવું હોં, ગભરાવું નહિ." ખેમલો ઓટલે બેઠો અને સરસ્વતી કાલીમાતાની સરભરામાં પડી.

આમ ને આમ શિયાળો વહી ગયો. વસંત આવી અને ગઈ. ઉનાળાના દિવસો ઊગતા અને આથમતા. ખેમલો રોજ સવારસાંજ આવતો. તેને સરસ્વતી કંઈ ને કંઈ આપતી. તેને ભણાવવા માટે એક પાટી, અને એક સુંદર વાર્તાની ચોપડી લાવી હતી. રોજ તેને તે ભણાવતી. ખેમલો પણ કંઈક ભણતો, કંઈક વિચિત્ર વાતો કરતો, ખેલતો, કૂદતો ચાલ્યો જતો. ક્વચિત ક્વચિત વિષ્ણુ પણ આવતો. ગાંજાના ગોટા સાથે થોડી વાતો પણ ઉડાવતો, અને બેદરકારીપૂર્વક ચાલ્યો જતો.

એક દિવસ પડેલે ચહેરે ખેમલો આવ્યો: ઘણો જ ઉદાસ. આવીને સરસ્વતીની સામે બેસીને કહેવા લાગ્યો, "મા, મારા ભા કહે સે કે 'કાલથી છેતરમાં ટાપરી બાંધીને તાં રેવાનું સે. ચુમાહા પસી પાસા અહીં આઈશું.' મું તો ની જઉં," એમ કહી એ તો સરસ્વતીની પાસે બેઠો. સરસ્વતી પણ ગંભીર બની ગઈ. મોં પર બનાવટી હાસ્ય લાવી બોલી, "એમ તે થાય. તારે જવું જ પડશે, નહિ તો પછી કોઈ દિવસ હું તારી સાથે નહિ બોલું."

ખેમલાનો બધો ય રોષ ઊતરી ગયો. તે ગભરાઈ જઈને બોલ્યો, "ના મા, મું જઈશ. પણ ઈ આવું ચમ કરીને? એતા બહુ જ છેટું સે." "ચારપાંચ દિવસમાં એકાદ દિવસ આવી જજે," સરસ્વતીએ એમ કહી નિત્યનિયમ પ્રમાણે તેને કંઈક ખાવાનું આપ્યું. આજે તે ખાઈને બેસી જ રહ્યો, ને મોડા સરસ્વતીએ ધમકાવ્યો ત્યારે અંધારામાં અથ-[illegible]ો ઘેર પાછો ગયો. સરસ્વતી તેને જતો જોઈ રહી. તેનાથી એક નિશ્વાસ નખાઈ ગયો. [illegible] બૂમ મારી, "ખેમલા, પાછો આવ." તે પાછો આવ્યો. તેને તેની પથ્થરપાટી આપીને મહામહેનતે બોલી, "લે, ઘેર થોડું થોડું લખજે, અને મને ચારપાંચ દિવસમાં બતાવી [illegible]" તે પથ્થરપાટી લઈને ચાલ્યો ગયો. સરસ્વતી પાછી ફરી, મંદિરના કામથી પરવારી, [illegible]ીને સૂઈ ગઈ.

પથારીમાં આમથી તેમ તે આળોટવા લાગી. દૂર દૂર બેખંડોમાંથી પવન ઊઠયો: ઘૂઉઉઉ...ઘૂઉઉઉ...કરતો કરતો ચારે પાસ ફેલાયો. જૂનાં પાંદડાં ખરરર...ખરરર...કરતાં જમીન પર પડીને ઊડવા લાગ્યાં. નવાં પાન કંપવા લાગ્યાં. સરસ્વતી શૂન્ય પડી રહી. તે સૂતી હતી તે મંદિરની એક જર્જરિત દિવાલના બાકોરામાં થઈને પવન સઉઉઉ કરતોકને આવ્યો અને દીપક બુઝાવ્યો. તોય સરસ્વતી ન હાલી કે ન ચાલી. તે એકલી હતી. ચોમાસુ સંદેશા મોકલતું હતું. 'આ સાલ દિવાલ સમરાવી નાખે તો ભલે ને પછી પવન વાય કે મેઘ ગર્જે, પછી કોની બીક. પૈસા તો વિષ્ણુને ત્યાં છે જ. કાલે વાત.' આમ વિચાર કરતી તે સૂઈ ગઈ.

સવારમાં વિષ્ણુ આઠ વાગે ઊઠયો. થોડાં ઘણાં બગાસાં ખાધાં. શરીર ઉપર બે લોટા પાણી રેડીને ઝટપટ પરવારીને, ખીસામાં ગાંજાની ચલમ નાખીને, સાફાને સફાઈનો

હાથ મારીને ચાલ્યો કાલીમાતાના મંદિર તરફ. "આજ તો, સરસ્વતીનો મોંગે પીવો છે. પૈસાની પણ ભાળ કાઢતા આવશે."

સરસ્વતી નિત્યકર્મથી પરવારીને વિષ્ણુના ઘર તરફ જવાનો વિચાર કરતી હતી. એટલામાં જ વિષ્ણુનું પડછંદ શરીર પગથિયાં ચડતું દેખાયું. માથે કસબાદાર સાફો વીંટેલો હતો. હાથમાં જાડી સોટી ગોળગોળ ફરતી હતી. તેના આવા ઢંગ જોઈ, સરસ્વતીએ કુતૂહલતાથી પૂછ્યું : "અત્યારે ક્યાં જવાની તૈયારી કરી?" વિષ્ણુ એકદમ ગંભીર બનીને બોલ્યો, "તું તો ગાંડુ આળસુ દેખાય છે. અને ગણ્યો મારો સ્વભાવ પણ ભૂલકણો છે. એ તો સારું થયું ને કે મને યાદ આવ્યું, નહિ તો એવા લોકોનો શો ભરોસો? બીજું ચોમાસું પણ આવશે. શું લોકો બેદરકાર છે! સ્વાર્થી નહિ તો! એમની જાતે તો આપવા આવે જ શેના. પણ કોઈની સાથે સંદેશો સરખો પણ કહેવડાવતા નથી. આજે તો હું જાતે જ જાઉં છું. એમને પણ ખબર પડશે કે હરામનો માલ કેમ ખવાય છે!" પાસે ઊભેલા પોચા વાંસનાં સૂકાં પાંદડાં અમથાં ખખડ્યાં. સરસ્વતી તો વિષ્ણુની સામે જોઈ રહી. તે સમજી જ નહિ કે તે શું કહેવા માગે છે. વિષ્ણુ તેની સામે ઓટલા પર બેઠો, ને વળી બોલ્યો, "હં ત્યારે, બેસ, હું જાઉં છું."

"પણ ક્યાં?" સરસ્વતી હસવું દાબીને બોલી. "હજુ તો પૂછે છે ક્યાં! પેલા ખેડૂતને ત્યાં, બીજા કોને ત્યાં વળી! બીજા કંઈ ખેડૂતો નથી. આ ખેડૂત તો નવાઈનો બાઈ. કેટલો વખત થઈ ગયો, પણ સાંથના રૂપિયા ભરવા આવે છે!" વિષ્ણુ મોઢું વાંકું કરી, હાથનો ચાળો કરીને બોલ્યો. "મંદિરનો માલ છે! કોણ પૂછનાર છે! શું લોકોની હરામ દાનત છે!"

સરસ્વતી હવે સમજી. એને વાતનું ગાંભીર્ય સમજાયું. તે બોલી, "તે તમે જવાના છો?" "ત્યારે બીજું કોણ જાય!" એમ કહી તે ઊભો થયો, અને જવાની તૈયારી કરતાં ખીસામાં હાથ નાખી સહેજ ખમચાયો. "અરે, આ મારા ઉતાવળીઆ સ્વભાવથી તો હું કંટાળ્યો. હવે પાછા ફરી ઘેર જવું પડશે. ત્યાં સુધી તો તાપ પણ થઈ જશે. ચાલને લઈ જ આવું. પાછું વાતોમાં ને વાતોમાં વધારે મોડું થશે. આજ ગયા વગર કંઈ ચાલે એમ છે?"

એટલે, માણસો તો સારા હોય છે. અને ખરાબ હોય તો ય વિષ્ણુ કંઈ ગાંજ્યો જાય એમ છે?" આવા વિચારોની ગડમથલમાં આખો દિવસ પસાર થઈ ગયો. સાંજ પડી. અંધારાંએ ધીમે ધીમે મંદિરનાં પગથિયાં ચડવા માંડ્યાં, અને શાંત પગલે કાલીમાતાનાં દર્શનાર્થે મંદિરમાં પણ જઈ પહોંચ્યાં. કાલીમાતાની ચારે બાજુ વીંટળાઈ વળ્યાં. અચાનક સરસ્વતીની દૃષ્ટિ મંદિર તરફ ગઈ, અને તે જાગી. 'અરે પાપિણી! તારું ભાન ક્યાં ગયું છે? પૂજાનું આટલું મોડું થયું એનો ય તને ખ્યાલ ન આવ્યો?' તે ઝટપટ મંદિરમાં ગઈ, અને દીપક પ્રગટાવી દર્શનઘેલાં અંધારાંને બહાર કાઢ્યાં. પૂજા કરી તે પણ બહાર આવી. અને શૂન્યમનસ્ક હોય તેમ લીમડા આગળ એક શિલા ઉપર વિષ્ણુની રાહ જોતી બેઠી.

વિષ્ણુ તો કોતરોમાં ફરતો ફરતો પોતાને ઘેર પાછો આવી, સરસ્વતીના પૈસાનો ગાંજો મંગાવી, દમ લગાવી રહ્યો હતો. તેને સહેજ પોતાની જાત ઉપર કંટાળો આવ્યો. સરસ્વતી પાસે કેટલા પૈસા હશે તેનો અંદાજ કાઢ્યા વગર તે પાછો આવ્યો. "હું પણ કેવો? તેની જોડે ગપાટા જ માર્યા. અને મુદ્દાની વાત તો ભૂલી ગયો. આ વખતે તો જરૂર પૈસાની બાબ કાઢી લાવું," એમ વિચારી જોરથી ગાંજાનો દમ લગાવ્યો, અને ચલમમાં ભડભડ કરતી ઝાળ ઊઠી. તેની ચિંતા અને પશ્ચાત્તાપ બંને બળીને ભસ્મ થઈ ગયાં. આ તેનો ત્રીજો પ્રશ્ન હતો. દર પ્રશ્ને તેનામાં શિથિલતા આવતી જતી. સરસ્વતીને જોતાં જ તેના નિશ્ચયો પ્રવાહી બનીને ગમે તેવા સ્વરૂપમાં બહાર પડતા.

સરસ્વતી મોડે સુધી તે જ શિલા ઉપર વિષ્ણુની રાહ જોતી બેસી રહી. આમ ને આમ ક્યાં સુધી બેસી રહેશે? આટલી રાતે વળી કોઈ આવતું હશે? અને પેલા જૂના પુરાણા મંદિરમાં રોજ પ્રમાણે એ જ પથારીમાં એ જ બાંકોરા પર શાપ વરસાવતી સૂતી. એકલી! અડધી ઊંઘમાં હશે એટલામાં કોઈનો અવાજ આવ્યો: "સરસ્વતી!" તે સહેજ હાલી, ઊંઘમાં ભણકાર થાય છે એમ માની, પાસું બદલી ફરીથી ઊંઘવા માંડી. "સરસ્વતી, એ૨ સરસ્વતી." અવાજ છેક નજીક આવ્યો. તે સફાળી ઊઠી, કપડાં ઠીકઠાક કરતી બહાર આવી બોલી: "કોણ એ?"

"કેમ બેટા, ઊંઘી ગઈ હતી?" એમ કહી પાર્વતીમા સરસ્વતીને વાંસે હાથ ફેરવતાં ફેરવતાં બોલ્યાં. "હું બહુ મોડી આવી નહિ બેટા! શું કરું બહેન. અહીં આવવા તો મંદિરથી ક્યારની યે નીકળી હતી, પણ પેલા અંબાલાલ પુરાણીનો દીકરો માંદો હતો ત્યાં રોકાવું પડ્યું." સરસ્વતી તેમને જૂના મંદિરમાં લઈ ગઈ. તેમને ખાટલામાં બેસાડી તે નીચે બેઠી. એકદમ ડોશીમા બોલી ઊઠ્યાં, "અરે બેટા, તું તો બહુ વિવેકી. ઉપર બેસ, રાંડે નીચે ન બેસાય." અને તેને હાથ પકડી ખાટલા પર બેસાડી. સરસ્વતીએ પૂછ્યું, "મા, તમે ભૂખ્યાં હશો, નહિ?" એમ કહી તે ભોજનની વ્યવસ્થામાં પડવા જતી હતી, પણ ડોશીમાએ કહ્યું, "હું તો અંબાલાલ પુરાણીને ત્યાં જમીને જ આવી છું. તું તારે મારી પાસે જ બેસને. ખોટી ભાંજગડમાં પડ્યા વગર."

સરસ્વતીની મૃત માતાની આ એક બહેનપણી હતી. તે પણ બીજા ગામના મંદિરની પૂજારણ હતી. તેનાં અને લક્ષ્મીબાઈનાં મન મળી ગયાં હતાં. તેથી બંને

પરસ્પર એકબીજાંની અંગત વાતો પણ જાણતાં. સરસ્વતી ઉપર પાર્વતીબાને ઘણો જ પ્રેમ હતો. અને તેમાંય વળી લક્ષ્મીબાઈના મરણ પછી તે બહુ જ કાળજી રાખતાં.

બંનેએ એકબીજાંની સામે જોયું અને હસ્યાં. "ચાલ બેટા, હવે સૂઈ જઈએ." "ના બા, એક વાત કહો, પછી સૂઈ જઈશું." સરસ્વતી નાની કીકલી બનીને બોલી. પાર્વતીબાને વાતો બહુ આવડતી. તે જ્યારે જ્યારે આવતાં ત્યારે રાતવાસો તો રહેતાં જ, અને રાત્રે એક સુંદર વાત કહેતાં. અડધ ઉપરાંત વાત થાય એટલામાં સરસ્વતીની આંખો ઘેરાવા માંડે, અને હુંકારો દેતાં દેતાં તે ઊંઘી જાય. વાત અધૂરી રહેવા બદલ ડોશીમાને ધમકાવવાનું મન થતું પણ તેમ કરતાં સરસ્વતીની ઊંઘ બગડે એમ વિચારી વાત પડતી મૂકી તે પણ ઊંઘી જતાં. આજે વાત કહેવાની તેમની બહુ ઇચ્છા હોય તેમ લાગતું નહોતું. પણ સરસ્વતી ક્યાં છોડે એમ હતી. "જો પણ તું ઊંઘશે તો ફરીથી કોઈ વખત વાત નહિ કહું હોં." એવી આકરી શરત કરી વાત કહેવાની શરૂઆત કરવા લાગ્યાં. આવી આકરી શરતો કોણ જાણે કેટલી યે વાર કરેલી, અને સરસ્વતીએ પણ તેટલી જ સહેલાઈથી તેનો ભંગ પણ કરેલો. ડોશીમાએ ફરીથી શરતની યાદ દેવડાવી જરા ગંભીર બનીને વાત છેડી.

"સાંભળ ત્યારે. ઉત્તર હિંદુસ્તાનમાં દેવરા કરીને એક ગામ છે." સરસ્વતીએ હુંકારો દેવાનો શરૂ કર્યો. "ત્યાં એક ગૌડ બ્રાહ્મણનું કુટુંબ આખા ગામમાં આગળવાળું અને પૈસે ટકે પણ પૂરું હતું. નરસિંહ પંડિત કુટુંબના દાદા હતા. તેમના વખતમાં તો કુટુંબ ભર્યું ભર્યું હતું. કોઈ વાતની મણા નહિ. તેમના મરણ પછી ચાર ભાઈઓના હાથમાં કુટુંબનો કારભાર આવ્યો. સૌથી મોટો જે નારાયણ પંડિત તે સ્વભાવે ઘણો જ ઉદાર અને માયાળુ હતો, પણ જબરો વહેમી હતો. તેની વહુ સાક્ષાત સાવિત્રી જ હતી. નારાયણ પંડિતને કોઈ વાતનું દુઃખ તે પડવા જ ન દે." એટલામાં સરસ્વતી બોલી, "બા, સૂતાં સૂતાં વાત કહો તો ઠીક." એમ કહી તે આડી પડી. "જો તું આજે ઊંઘીશ તો ફરીથી કદી વાત નહિ કહું." "ના બા, આજે તો હું નહિ જ ઊંઘું," એમ કહી ડોશીમાને ગળે વળગી તેમને પણ સુવાડી દીધાં. વાત આગળ ચાલી:

"આમ કરતાં કરતાં એમના સુખમાં વધારો કરવા એક દેવકન્યા જેવી પુત્રી અવતરી. છોકરી જોઈ હોય તો રૂપરૂપનો અંબાર. તે રાતે ન વધે તેટલી દહાડે વધે, અને દહાડે ન વધે તેટલી રાતે વધે. તે પાંચ વર્ષની થઈ ત્યારે તો જોનારને લાગે કે તે આઠ વર્ષની હશે. તેને માટે કેટલાંય માગાં આવવા લાગ્યાં. છેવટે એક કિશોરીલાલના પુત્ર ઘનશ્યામ સાથે તેનું સગપણ કરી તે જ સાલ તેનાં લગ્ન પણ ખૂબ ધામધૂમથી કરી દીધાં. આ લગ્ન કરાવવામાં નારાયણ પંડિતના અંગત મિત્ર નંદલાલનો ખાસ હાથ હતો. હવે દૈવનું કરવું ને નારાયણ પંડિતને કુબુદ્ધિ સૂઝી. અદેખાઈથી બળી રહેલા ભાઈઓથી નારાયણ પંડિતનું સુખ દીઠું ન ગયું. નંદલાલને અને લક્ષ્મીબાઈને, — 'અરે બાપુ', મારું મન! વાત કહેતાં કહેતાં પણ લક્ષ્મીબાઈ યાદ આવી જાય છે,' અને સહેજ થડકાર સાથે તેમણે વાત આગળ ચલાવી:—"નંદલાલને અને નારાયણ પંડિતની વહુને આડો સંબંધ છે, એવી વાત નારાયણ પંડિતના મનમાં ખૂબ ઠસાવી દીધી. બસ, એ જ દિવસે અને એ જ ઘડીએ, સાડા પાંચ વરસની દીકરી સાથે પંડિતે તેમની વહુને ઘર બહાર કરી.

"બિચારી બહુએ કરગરી, પગે પડી, પણ પંડિત એકના બે ન થયા. તેનું તો ગમે તે થાય પણ છોકરીનું શું? તેણે કહ્યું કે 'આ છોકરીને ઘેર રહેવા દો.' પણ પંડિત એક સાન લગાવી ત્રાડી ઊઠ્યા, 'કોની છોકરીને મારા ઘરમાં રાખું? ચાલી જા હમણાં ને હમણાં.' બિચારી નિરાધાર વહુ એકલી મૂંઝાતી મૂંઝાતી રોતી કકળતી ઘરની બહાર નીકળી ગામ છોડી ચાલી નીકળી, અને દીકરીને તેને સાસરે મૂકવા ગઈ. ત્યાં પણ તેની વાત ફેલેલી. તેથી દીકરીને પણ તેનાં સાસરીઆંએ ન સંઘરી......'

સરસ્વતીએ હુંકારો ન દીધો. "ઊંઘી કે શું?" "ના, ના; ઊંઘે શું બા. હાં, પછી શું? પણ બા, એ છોકરીની માનું નામ ખબર નથી? છોકરીનું શું નામ?" ડોશીમા ગમગીન થઈ માથું ખંજવાળી બોલ્યાં, "ના બેટા, ભૂલી ગઈ. યાદ આવશે એટલે કહીશ," એમ કહી વાત આગળ ચલાવી.

"ઘનશ્યામ બિચારો શું કરે; એને તો તેની નાનકડી વહુ બહુ ગમતી હતી. નાની પણ હસે ત્યુએ તો ઓપોઓપો! છોકરાની ઉંમર તે વખતે તેર વર્ષની હતી. તે તેની દસ્તાહારે વહુને તેને જ આંગણેથી હાંકી કાઢવામાં આવી તે જોઈ રહ્યો.

"બેટા, આજકાલ કરતાં એ વાતને પંદરેક વર્ષ વીતી ગયાં." એમ કહી ડોશીમા થંભ્યાં. "પછી બા. તે મા - દીકરી ક્યાં ગયાં?" સરસ્વતીને આજે ઊંઘ નહોતી આવતી એ જોઈને એમને જરા નવાઈ તો લાગી. "કહું છું બેટા, એ જ વાત કહું છું," એમ કહીને જરા ખુંખારો ખાઈને બોલ્યાં:

"તે મા-દીકરી બંનેને એક ગુજરાતી બાઈ પોતાને ત્યાં લઈ ગઈ. તે ગુજરાતી બાઈ જ્યારે જ્યારે જાત્રા કરવા જતી ત્યારે તેમને ત્યાં જ ઊતરતી. અને વહુના સારા સ્વભાવને લીધે થોડા વખતમાં બંનેનાં મન મળી ગયાં હતાં. તે બાઈ પૈસાદાર તો હતી જ નહિ જેથી મા - દીકરી બંનેને પોતાને ત્યાં રાખી શકે. થોડા વખત પછી પેલી વહુ પોતાની દીકરી સાથે એક ગામના મંદિરમાં પૂજારણ તરીકે રહી. મોટા ઘરનું માણસ હતી એટલે બીજું તો એને શું આવડે? દસબાર વર્ષ પૂજારણ તરીકે કામ કરીને તે બિચારી મૂંઝાઈ મૂંઝાઈને મરી ગઈ." ડોશી જરા અટકીને આગળ વધ્યાં: "બિચારી રહી હવે એકલી એની દીકરી." સરસ્વતી બોલી, "બિચારી મારા જેવી હશે. એકલી!" "હા બેટા, પણ તું આગળ તો સાંભળ. સારું થજો બિચારા ઘનશ્યામનું. છોકરો બહુ સારો. નાનપણથી જ તે ચાલાક અને બુદ્ધિશાળી તો હતો જ. તે અમદાવાદ જઈને ખૂબ ભણ્યો. આ વાતની જાણ પેલી ગુજરાતી બાઈ રાખતી હતી. તેના પર કાગળ આવતા કે ઘનશ્યામ તેની નાનકડી વહુને લઈ જવા માગે છે." 'પ્રભુ જાણે એ બેટી ક્યાં છે કે નહિ,' એમ કહી ડોશીમાએ જોરથી શ્વાસ લીધો. સરસ્વતીએ જાણે અજાણે એક નિશ્વાસ નાખ્યો. "પછી બા, પછી શું?" "હવે ફરીથી કોઈ વખત કહીશ. ચાલ, ઊંઘી જા." એમ કહી બંને શાંત થયાં.

સરસ્વતી તો થોડી વારમાં ઊંઘી ગઈ પણ પાર્વતીબાને કેમે કરી ઊંઘ ન આવી. લક્ષ્મીબાઈને મરતી વખતે આ જ મૂંઝવણ ઊભી થઈ હતી. લક્ષ્મીબાઈની અંત ઘડીએ એવી ખબર મળી હતી કે ઘનશ્યામ ફરીથી પરણવાની ના કહે છે. અને સરસ્વતીની તપાસમાં છે. તેમનો વિચાર એવો હતો કે ઘનશ્યામનો પત્તો પડે તો ઠીક, નહિ તો વિષ્ણુ

સાથે સરસ્વતી પરણે. એટલા માટે જ તેમણે વિષ્ણુના બાપને ત્યાં મૂકેલા પોતાના પૈસા તેમના ગુજરી ગયા પછી અને પોતાની અંત ઘડી આવતાં સુધી પણ વિષ્ણુને ત્યાંથી ઉપાડી ન લીધા, કે જેથી સરસ્વતી વિષ્ણુના સંબંધમાં વારંવાર આવી શકે. તેમના મરણ પછી તો ઘનશ્યામ અમદાવાદ ભણવા ચાલ્યો ગયો. એક વર્ષ સુધી તો તેના તરફથી કંઈ ખબર આવી નહિ, જેથી પાર્વતીમા સરસ્વતીથી બધી વાત અજાણ રાખતાં. જો તે જાણી જાય કે પોતે પરણેલી છે, અને દૈવનું કરવું અને ઘનશ્યામ ન આવે તો સરસ્વતીની શી દશા થાય! તે સરસ્વતીને સારી પેઠે ઓળખતાં હતાં. તેની માએ તેને સારી કેળવણી આપી હતી. તે ઉપરાંત તેની માનો એકેએક ગુણ વૃદ્ધિ પામીને તેનામાં અવતરેલો હતો. અત્યારે સરસ્વતીને આડકતરી રીતે પણ લગભગ બધી વાત કરી દીધી તેને માટે પણ ડોશીમાને ખૂબ પસ્તાવો થવા લાગ્યો. પણ તેમાં એમનો પણ શો વાંક! કારણકે આજે જ ઘનશ્યામનો પત્ર આવ્યો હતો કે તે આજથી પંદરેક દિવસમાં આવનાર છે. અત્યાર સુધીમાં ઘનશ્યામના આવવાના ત્રણેક પત્રો આવી ગયા હતા, પણ આ છેલ્લા જ પત્રમાં પોતે પંદરેક દિવસમાં આવશે એવું લખેલું હતું. આજ કેટલાંય વર્ષથી જે શુભ દિવસની રાહ જોતાં બેઠાં હતાં, તે દિવસ આમ હાથવેંતમાં આવતો જાણી પાર્વતીબાનો હરખ માતો નહતો. પત્ર મળતાં જ તે ઘેરથી નીકળ્યાં. રસ્તામાં અંબાલાલ પુરાણીની લપ પરાણે છોડાવી સરસ્વતીની પાસે આવી પહોંચ્યાં હતાં. હર્ષના અતિરેકમાં વાત કરી નાખ્યા બદલ તેમને પસ્તાવો થવા લાગ્યો. કદાચ ઘનશ્યામ ન આવે તો? સરસ્વતી વાત સમજી તો નહિ ગઈ હોય! આમ ગડમથલમાં તે ઊંઘી ગયાં. અને સવારમાં સરસ્વતીની રજા લઈ ચાલતાં તેણે પૂછ્યું, "ફરી ક્યારે આવશો બા?" "આઠેક દિવસમાં," કહી તે પગથિયાં ઊતરી ગયાં.

નિત્યકર્મથી પરવારી સરસ્વતી પૂજા કરવા ગઈ. ત્યાં તેને રાતની પૂજારણ યાદ આવી. નારાયણ પંડિત યાદ આવ્યા. કેટલો વહેમી? અને ક્રૂર પણ કેટલો? અને નામ પાછું પંડિત! શેનો પંડિત? મોટો ગધેડો નહિ તો! તેની વહુને બિચારીને કેટલું બધું દુઃખ વેઠવું પડ્યું. એટલામાં 'બા, ઓ બા,' કરતોકને આવ્યો પેલો ખેમલો. "ઓહો, બહુ દિવસે આવ્યો ને કંઈ. આ શું લાવ્યો?" એમ કહી તેના હાથમાંની પોટલી ઝૂંટવી લીધી. તે બોલ્યો, "જાંબુડાં સે બા, મારા બાને કીધું કે બાએ જાંબુડાં માગ્યાં સે તાણે મને આવવા દીધો." એમ કહી પોતે કેવી ચાલાકી બતાવી અહીં આવ્યો છે તે બદલ ફુલાયો. સરસ્વતી હસી. "એટલાય દનથી બચાર કરતો, કે ક્યમ કરીને બા પાંહે જઉં. તાણે આજ આયો બા." એમ કહી તે નીચે બેઠો. સરસ્વતીએ જાંબુડાં એક વાસણમાં છોડી લઈને તેના કપડામાં એક નાળિયેર બાંધી આપ્યું. પછી નિરાંતે બંને જણ વાતે વળગ્યાં. સરસ્વતીએ તેનાં માબાપની ખબર પૂછી. ખેમલો કેટલુંક ભણ્યો છે વગેરે પૂછીને તેને સો સુધીના આંક લખી આપ્યા, અને કહ્યું કે ફરી આવે ત્યારે તેને સો સુધીના આંક પૂરા આવડવા જોઈએ. સાંજના ત્રણેક વાગ્યા સુધી બંનેએ ખૂબ ગપાટાં લગાવ્યા. ખેમલો જવા તૈયાર થયો. તે ઊઠ્યો અને માતે પગે પડીને ઊપડ્યો તેના ઘર તરફ.

સરસ્વતી ફરીથી એકલી પડી. તેને એકાએક રાત્રિની વાત યાદ આવી, ભીંત યાદ આવી અને તરત જ વિષ્ણુ યાદ આવ્યો. "હું તે કેટલી સ્વાર્થી છું. બિચારો મારા

કામ માટે ગયો તે પાછો આવ્યો કે નહિ, એની તપાસ સુદ્ધાં કરવાની મેં પરવા કરી નહિ." તેણે એકદમ કપડાં પહેર્યાં અને વિષ્ણુને ઘેર જવા ઊપડી. "વિષ્ણુ ઘેર હશે? નહિ હોય તો ખબર તો પડશે કે ઘેર આવ્યો છે કે નહિ." તે વિષ્ણુને ઘેર આવી– અતિશય સંકોચ સાથે. ઘર તો ઉઘાડું જ હતું. અંદરના ખંડમાં વિષ્ણુ ત્રણચાર સાગરીતો સાથે પાનાં ખેલી રહ્યો હતો. તેણે સરસ્વતીને જોઈ. તે એકદમ ઊઠી ઊભો થયો, સરસ્વતીને અંદર બોલાવી, સાગરીતોને રજા આપી અને સરસ્વતીની સામે બેઠો. "કેમ અત્યારે આવવું થયું? કંઈ કામકાજ છે? અત્યારે હું એ બાજુએ જ આવવાનો હતો. પરંતુ આ લોકો જોયા ને? હમણાં ભેગા થયા હતા તે ક્યાં આવવા દે છે! મને આવું તેવું રમવાનો બહુ શોખ નહિ. પણ એ લોકોને કોણ જાણે મારા વગર રમતમાં મઝા જ આવતી નથી. આપણે ક્યાં એવા નવરા છીએ! લે હવે તું કંઈ બોલીશ?" એમ કહી વિષ્ણુ હસી પડ્યો. સરસ્વતી તો તેની સામે જ જોઈ રહી હતી. તે શું બોલ્યો એના કરતાં એનું ધ્યાન તેની બોલવાની ઢબમાં વધારે પરોવાયેલું હતું. તે પણ પ્રત્યુત્તરમાં હસી. અને વિષ્ણુની બરાબર સામે જોયું. કોઈ દિવસ નહિ, ને આજે જ સરસ્વતીની આંખો સામે વધારે વાર એ જોઈ શક્યો નહિ. "લે બોલ, તારે માટે શું મહેમાનગીરી કરું? ભાંગ પીશ કે ચા?" સરસ્વતી બોલી, "એકેય નહિ." "અરે એમ તે ચાલે?" કહી વિષ્ણુ ચૂલો પેટાવવા ઊઠ્યો. સરસ્વતી તરત જ ઊઠી અને વિષ્ણુને કહ્યું, "પુરુષો તે વળી ચૂલાનું કામ કરતા હશે? લાવો. હું ચા બનાવું" એમ કહી ચૂલા આગળ ઝટ દઈને બેસી ગઈ. વિષ્ણુને ચૂલો સળગાવવામાં અને રસોડાનું બીજું કામકાજ કરવામાં કંઈ જ નવાઈ નહોતી લાગતી. પરંતુ આજે એને સહેજ સંકોચ થયો. ચા તૈયાર કરી સરસ્વતીએ બે પ્યાલામાં ભરી એક વિષ્ણુને આપ્યો, અને બીજો પોતે લીધો. ચા પીતાં પીતાં વિષ્ણુ બોલ્યો, "તું મારી મહેમાન કે હું તારો મહેમાન?" સરસ્વતી બોલી, "જે ગણો એ." "'आत्मवत् सर्व भूतेषु' કે પછી 'यूयम् वयम् वा वयम् यूयम्'" એમ બોલી વિષ્ણુ ખડખડાટ હસી પડ્યો. આખા મકાનમાં તેના નિખાલસ હાસ્યનો ધ્વનિ ગૂંજી રહ્યો. સરસ્વતીને આ હાસ્ય બહુ જ ગમતું. ચા પીતાં પીતાં છાનાંમાનાં બંને એકબીજાં સામે જોઈ લેતાં. એમ કરતાં પકડાઈ જાય ત્યારે હસી પડતાં. ચા પી રહ્યા બાદ સરસ્વતી સહેજ ગંભીર બનીને બોલી, "તમે તો બહુ જ જબરા દેખાવો છો ને કંઈ? ખેતરમાં ગયા તે પાછા આવ્યા જ નહિ. મને કેટલી ચિંતા થતી હતી કે શું થયું હશે? વળી મારે બીજું પણ કામ હતું..." વિષ્ણુ માથા ખંખેરવા પ્રયત્ન કરતો હોય તેમ એક ખુંખારો ખાઈને બોલ્યો, "બીજું શું કામ છે?" "એક કામ તો પૂરું થવા દો ત્યાર પછી બીજું." "અરે કામ ક્યાં છે—તું તારે કહે ને?" "પેલી બાજુના મંદિરની ભીંત સમરાવવી છે, તેને માટે પૈસા જોઈએ છે." હાથનો લટકો કરી વિષ્ણુ બોલ્યો, "વાહ રે વાહ, ભારે કાળજીવાળી! તારે ગામલોકોની હાંસી કરાવવી છે? મંદિરને સમરાવવું એ ગામની ફરજ છે. અને ગામ કંઈ ન કરે તો હું કંઈ મરેલો છું તે તારે આટલી બધી ચિંતા કરવી પડે છે! તું એમ ના સમજીશ કે એ વાત મારા ધ્યાન બહાર હતી. ગઈ કાલે જ અંબાલાલ પુરાણી, લખા પટેલ અને રામશંકર પંડ્યા વગેરેને કાને એ વાત નાખી હતી." સરસ્વતી તો બસ ટચુકડી છોકરી પેઠે, હાથ ઉપર નાનીશી હડપચી ટેકવીને, આ બધું સાંભળી જ રહી.

વિષ્ણુએ આગળ ચલાવ્યું, "હા, પણ ગામમેકોર છે, એટલે જરા ઢીલે ય થાય; એટલે તારે જરા ધીરજ તો રાખવી પડશે બાઈ," એમ કહી એણે આમતેમ આંટા મારવા માંડ્યા. સરસ્વતી જે કામ માટે આવી હતી, તે કામ પતી ગયું. હવે તેણે જવું જોઈએ. પણ કોણ જાણે કેમ તે ફોડતી નહોતી. વિષ્ણુને પણ સહેજ મૂંઝવણ થઈ. બંને થોડો વખત મૂંગાં રહ્યાં. આખરે થાકીને વિષ્ણુ જ બોલ્યો, "જો, કાલે હું આવીશ, અને કેટલું ખર્ચ થશે, તેના આપણે અંદાજ કાઢીશું, સમજી." સરસ્વતી હવે વધારે રોકાઈ નહિ, સંધ્યા સમય થવા આવ્યો હતો, એટલે ઝટપટ નમસ્કાર કરીને, "કાલે જરૂર આવજે," કહી હસતી હસતી ચાલી ગઈ.

સરસ્વતીના ગયા પછી વિષ્ણુને યાદ આવ્યું કે પોતે ખેડૂતને ત્યાં ગયો જ નહોતો અને ભિખારીના પૈસા લાવીને ગાંજો પી ગયો તે બદલ પસ્તાવા લાગ્યો. તેણે મોં ધોયું, પાણી પી સ્વસ્થ થયો, અને ચલમ ભરી ગાંજાનો દમ લગાવી ઘડીભર પશ્ચાત્તાપને ઘોળી પી ગયો.

બીજે દિવસે સવારમાં સરસ્વતી ઊઠી. તેને વિષ્ણુની હરઘડી યાદ આવ્યા કરતી હતી. ત્રણેક વાગ્યા હશે ને વિષ્ણુ આવ્યો. સરસ્વતી શું કરતી હશે તે જાણવાની કુતૂહલતાથી ધીમે પગલે દેહ ઉપર આવ્યો. સરસ્વતી પગથિયાં તરફ મોં રાખી, લીમડાને અઢેલી એક શિલા ઉપર બેઠી હતી. કાળી કિનારવાળી એક લીલી સાડી માથેથી ખસીને પાછળ વેણી ઉપર ભરાઈ રહી હતી. તેના હાથ તેના ખોળામાં હતા. આંખો હાથની બંગડીઓ પર હતી, પણ કોના સૌભાગ્યનાં એ કંકણ હતાં તેની તો એનેય ખબર ન હોતી. વિષ્ણુને તે બહુ જ ગમી. તે ખુંખાર્યો. સરસ્વતીએ એકલી આંખો જ ઊંચકી, અને વિષ્ણુને જોયો. સમીરની એક આછી લહેર આવી. તેના મોંનો રંગ બદલાયો. એક આછું હાસ્ય તેના આખા મોં ઉપર ફરી વળ્યું. તેને આવા સ્વરૂપમાં જોઈ વિષ્ણુનું માથું નમું નમું થઈ રહ્યું. સરસ્વતી ઊઠી આગળ આવી ટહુકી, "આવોને." 'આવો' અને 'આવોને' ના ભેદ પામ્યાં હોય તે જાણે; આજે વિષ્ણુને પામ્યાં. તે સરસ્વતીની પાછળ પાછળ ગયો, અને પેલા જર્જરિત મંદિરમાં બંને બેઠાં, અને એકબીજાની સામે જોઈ હસી પડ્યાં. "બોલો મહેમાન, ચા પીશો કે ભાંગ?" સરસ્વતીની જીભ આટલી બેધડક ઊપડી શકે છે એ જાણી વિષ્ણુ નવાઈ પામ્યો. તે મોં મલકાવી બોલ્યો, "તું જ કહેને!" "હું શું કહું?" "તાપ છે એટલે ભાંગ જ ઠીક રહેશે." સરસ્વતી ભાંગ બનાવવાનો સામાન મંદિરમાંથી લઈ આવી. વિષ્ણુ ઊઠ્યો, અને સરસ્વતીના હાથમાંથી સામાન લઈ ભાંગ પીસવા મંડી પડ્યો. થોડી વારમાં ભાંગ પીસી નાંખી, બે પ્યાલામાં તૈયાર કરી. એક પ્યાલો સરસ્વતી આગળ ધર્યો. "હું તો ભાંગ નથી પીતી." "હું ય નથી પીતો." "ત્યારે બનાવી શું કામ? નકામી માથાકૂટ કરી," સરસ્વતીએ સહેજ છણકો કરી કહ્યું. વિષ્ણુનું મોં પડી ગયું. સરસ્વતી પોતાનો પ્યાલો લઈ વિષ્ણુના મોં આગળ ધરી બોલી, "લો પીઓ. તમે પહેલાં પીઓ ત્યારે હું પીઉં ને." એમ કહી હસી વિષ્ણુને હસાવ્યો. તે ભાંગ પી ગયો અને પ્યાલો નીચે મૂક્યો. તરત જ સરસ્વતી તેમાં પોતાની ભાંગ રેડતી બોલી, "બસ તો કરો, પછી હું શું પીશ?" વિષ્ણુએ તેનો હાથ પકડી લીધો, અને તેની સામે

જોઈ રહ્યો. "લો, પી જાઓ, હું પણ પીઉં," એમ કહી પ્યાલામાં રહેલો એકાદ ઘૂંટડો પી ગઈ. વિષ્ણુએ કંઈ પણ બોલ્યા વગર પ્યાલો ઉપાડ્યો, અને મોંમાં રેડી દીધો.

ભાંગ પી રહ્યા બાદ, આડાંઅવળાં ગપ્પાં લગાવ્યાં. એટલામાં સાંજ પડી. તો ય વિષ્ણુને ઘેર જવાનું યાદ ન આવ્યું. અંધારું ઘેરાતું જોઈ સરસ્વતી ઊઠી, અને કાલી-માતાની વ્યવસ્થામાં પડી. અંધારામાં કાલીમાતાના આંખો ફાડી રહ્યાં હતાં, કે હમણાં સરસ્વતી સામું જોશે. પણ નિષ્ફળ ગયાં. તેમણે આજે સરસ્વતીની આંખોમાં કોઈ પુરુ જોયો. તેમને અજવાળામાં બેસાડી સરસ્વતી ઉતાવળી ઉતાવળી વિષ્ણુ પાસે આવી અને ત્યાં પણ દીવો કર્યો. વિષ્ણુ ખાટલામાં બેઠો બેઠો પગ લાંબો કરી રહ્યો હતો. સરસ્વતી આવીને તેના પગ આગળ બેઠી. વિષ્ણુએ તેનો હાથ પકડી ઉપર બેસવા ઘણુંય કહ્યું પણ તે કેમે કરી માની નહિ. "તું તો સરસ્વતી બહુ વિવેકી છે." "હં" એટલો જ જવાબ સરસ્વતીએ આપ્યો.

રાત વીતી જતી હતી. દૂર દૂરથી ચોગરીઓના 'ચોગરીકી' 'ચોગરીકી' અવાજ આવતા હતા. લીમડા ઉપર ચામાચીડિયાં ચીં ચીં અને વાગોળો પાંખનો ફફડાટ કરતી હતી. એવામાં પવન ફૂંકાયો અને પેલા બાકોરા દ્વારા આવીને વિષ્ણુનાં જુલ્ફાં અને સરસ્વતીની લટ તથા સાડી બંને હલાવી ગયો. વિષ્ણુ બોલ્યો, "આજે પવનનું જોર જરા વધારે છે; ખરું ને?" "ના, ના, રોજના જેટલું નહિ. હજી થોડી વાર પછી તો આથી ચાર ગણો ફૂંકાશે." વિષ્ણુને હવે ખ્યાલ આવ્યો કે તેને હજી તો ઘેર જવું છે. પણ સરસ્વતીને એકલી મૂકાને. રોજ એ તો એકલી જ હોય છે ને. આ વિચાર આવતાં તે તેની હિંમત ઉપર વારી ગયો. તેણે પૂછ્યું, "સરસ્વતી, તું આવામાં એકલી શી રીતે રહે છે?" જવાબમાં સરસ્વતીએ તેની સામે જોયું—અતિશય રંજભર્યું. વિષ્ણુની વિશાળ છાતી પાછળ રહેલું તેટલું જ વિશાળ ઉર ઘવાયું. તેણે સરસ્વતીનો હાથ પકડ્યો અને જોઈ રહ્યો. તે બોલી, "તમે હવે જાવ. વધારે મોડું થશે તો હોડી નહિ મળે." વિષ્ણુ કાંઈ જ ન બોલ્યો. થોડી વાર બંને શાન્ત રહ્યાં. બંને એક બીજાં સામે જોતાં, કંઈક કહેવું છે કંઈક પૂછવું છે એવું બંનેને લાગતું. પણ શું બોલવું એની ખબર કોણ જાણે હતી કે નહિ.

મંદિર પાછળ શિયાળનાં રુદન અને લોંકડીના પોકાર અને કાલોડીના ફેઉ ફેઉ અવાજ સંભળાયા. ગૂંગળામણથી બંને કંટાળ્યાં. સરસ્વતી બોલી, "જાવ હવે." વિષ્ણુ ઊઠ્યો તેની પાછળ તે પણ ઊઠી. તે ચાલ્યો અને પગથિયાં ઊતરવા લાગ્યો. "પાછા ક્યારે આવશો?" સરસ્વતીએ પૂછ્યું. "કાલે" કહીને વિષ્ણુ અંધકારમાં લોપ થઈ ગયો. તે જેમ તેમ કરીને ઘેર આવ્યો. આખે રસ્તે અને ઘેર એને એક જ પ્રશ્ન મૂંઝવતો હતો: સરસ્વતી એકલી છે! અને તે એકલી કેવી રીતે રહેતી હશે, અને તે પણ તૂટેલા મંદિરમાં! હું એને માટે કંઈ જ ન કરી શકું? કાલે જ મંદિરને માટે પૈસા ઉઘરાવું. અરે! પણ તેમાં ઉઘરાવવાની યે ક્યાં જરૂર છે? તેના પોતાના જ પૈસા હું નથી આપતો ને!' તે ખૂબ પસ્તાયો. આવી દેવીને તેણે છેતરી. તે ગળગળો થઈ ગયો. આ વખતે તેને ચલમ ફૂંકીને પસ્તાવો ફૂંકી નાખવાનું ન સૂઝ્યું: કદાચ તેમાં ભાંગનું જ ગમ્યું હશે. "આવતી જ

કાલે મંદિર સમરાવી નાખું. અરે, પણ મંદિર સમરાવવાનો પણ શો અર્થ ! મંદિર સમરાવવાથી તે કંઈ એકલી મટી જશે ! શું કરું !" તે ખૂબ ગૂંચવાઈ ગયો. "હું તેની સાથે જ રહું તો ! લોકો શું કહે ? ના, ના, એમ તો ન બને !" વગેરે અનેક પ્રકારની ગડમથલ કરી મોડા ઊંઘી ગયો. સવારમાં ઊઠ્યો અને રાતનો જ સવાલ ફરી ખડો થયો: "હું એની સાથે રહું તો ! હું એકલો જ છું ને ! પણ તેથી એની સાથે કંઈ થોડું રહેવાય ! સાથે રહેવું હોય તો લગ્ન તો કરવાં જ પડે ને !" મોં પર આનંદની એક આછી રેખા ઊઠી, અને શમી ગઈ. ગામના લોકો શું કહે. એ ક્યાંના અને કેવા બ્રાહ્મણ છે એ તો ખબરે ય નથી. એની મા એને એકલીને લઈને આવેલી. એકલી બિચારી ! બાપે એને નાની મૂકીને મરી ગયા. મા યે ગઈ." સહેજ અકળાતાં તેને થયું, "પણ તેમાં મારે શું !" એક રંજભર્યું અતિકોડામણું મોં તેની સમક્ષ ખડું થયું. પેલી ભયંકર રાત્રિ યાદ આવી: "એ ન જ બને. સરસ્વતી એકલી ન જ રહી શકે. એ અહીં ગામમાં રહે તો શું ! પણ ખાય શું ! એના પૈસા મારી પાસે એટલા બધા નથી કે એને કમાવાની જરૂર ન પડે. તેને કામ તો કરવું જ પડે." લોકોનાં દળણાં દળતી સરસ્વતીને એ ન કલ્પી શક્યો. "ત્યારે કરવું શું ! હું એની સાથે લગ્ન કરું ! લગ્ન કરીને આ ગામમાં તો રહેવાય જ નહિ એ ચોક્કસ છે. અહીંથી નાસી જ છૂટવું પડે." હવે તો તે ખરેખર કંટાળ્યો. "છોડને લપ, યાર." પછી તેણે સર્વભસ્મીભૂતકારિણી ચલમ કાઢી. ગાંજો ભરી, આંખો મીંચી જોરથી સીસકારો ભરી, દમ માર્યો. સુ....સુ....કરતો પેલા બાકોરામાંથી ફૂંકાતો પવન તેના સ્મૃતિપટ પર અથડાયો અને તેનું અમોઘ શસ્ત્ર પણ હેઠું પડ્યું.

આવી ગડમથલમાં બપોર થવા આવ્યા. આજે સરસ્વતીને ત્યાં જવાનું તેણે કહ્યું હતું તે તેને યાદ આવ્યું. "તે બિચારી એકલી લીમડા નીચે રાહ જોઈને બેઠી હશે. ચાલ ત્યારે" કરતોકને તે તૈયાર થઈને નીકળ્યો. કોઈ શું ધારશે ! ચાર ઘડીએ મંદિરે શું કામ જતો હશે. તોય તે આગળ વધ્યો. ફળિયાને નાકે મુખી મળ્યા. તેમણે પૂછ્યું, "કેમ અત્યારમાં કઈ તરફ ?" "મંદિરમાં નથી જતો, પ...ણ પેલા ધનિયા આહીરને ત્યાં ઉઘરાણીએ." "તું જ્યારે મંદિરમાં જતો થઈશ ત્યારે દેવનાં ભાગ્ય ફર્યાં જ તો," કહી હસતા હસતા મુખી ચાલતા થયા. વિષ્ણુ તો ઠંડોગાર જ થઈ ગયો. ગાંજો પીવો હોય, પાનાં ખેલવાં હોય, છોકરાઓ ભેગા કરી ધમાલ મચાવવી હોય તો એમાં એ એક્કો. પણ આવાં કામમાં તો એ વણપલોટાયેલો વછેરો જ હતો. તે ગભરાયો. મુખી વાત સમજી ગયા હોય એમ એને લાગ્યું. તેનું મન ભાંગી ગયું ને તે હતાશ થઈને ઘેર પાછો ફર્યો.

આમ ને આમ સરસ્વતીને ત્યાં જવાના, તેની સાથે લગ્ન કરવાના, હિંમત કરી ગામની આગળ થવાના, અને નાસી જવાના અનેક મનસૂબા ઘડવામાં, તેમાં રાચવામાં, અને ભાંગવામાં સાત દિવસ વીતી ગયા, તોય નિકાલ ન આવ્યો. હવે તો તે ખરેખર થાક્યો, પણ એ મૂર્ખને સરસ્વતીની સંમતિ લેવાનું કે પૂછવાનું સૂઝ્યું જ નહિ !

વિષ્ણુની માફક સરસ્વતીના પણ સાત દિવસ ગયા અને આથમ્યા. પ્રત્યેક દિવસે તે વિષ્ણુની રાહ જોતી, અને મોડી રાત્રે કંટાળીને સૂઈ જતી: કેટલીયે કુશંકાઓ આવી ગઈ. "શાથી નહિ આવ્યા હોય ? રસ્તામાં તો કંઈ વિઘ્ન નહિ નડ્યું હોય ! એવું હોય તો

ખબર પડ્યા વગર કંઈ રહે? લોકોમાં ખોટીખરી વાત તો નહિ ફેલાઈ હોય!" વગેરે તર્ક કરી, થાકી, આખરે આજે તો એણે વિષ્ણુને ત્યાં જ જવાનો નિશ્ચય કર્યો. સાંજના બીતી બીતી તે તેને ઘેર ગઈ.

વિષ્ણુ ચિંતાગ્રસ્ત મોંએ બેઠો હતો. સરસ્વતીને આમ ઓચિંતી આવેલી જોઈને તે સહેજ ચમક્યો અને શરમાયો પણ ખરો. અતિદીન વદને તે બોલ્યો, "આખરે તારે જ આવવું પડ્યું, નહિ? માફ કરજે, હું ન આવી શક્યો." તેને આ રીતે બોલતો જોઈને સરસ્વતી ચોબીલી પડી ગઈ. તો ય તે બળ કરીને બોલી, "હું અહીં આવું છું તે તમને નથી ગમતું, નહિ? હવેથી નહિ આવું." બોલતાં બોલતાં તેને ડૂમો ભરાયો. એકલી એટલે જ મહેણાં સાંભળવાં પડે છે ને. તે નીચે બેસી ગઈ અને ઢીંચણ વચ્ચે મોં સંતાડી ડૂસકાં ભરવા લાગી. વિષ્ણુથી હવે ન રહેવાયું. તેની પાસે જઈને તરત જ તેનું મોં ઊંચું કરી પોતાના ધોતિયાના છેડા વડે આંસુ લૂછીને તેને છાની રહેવા સમજાવવા માંડ્યું. સરસ્વતી છાની રહી એટલે વિષ્ણુ શાંતપણે પણ મક્કમતાથી બોલ્યો, "જો સરસ્વતી, તું જ અહીં આવી એ સારું થયું. આજ સાત સાત દિવસથી તારો વિચાર કરીકરીને હું તો થાકી ગયો. હવે મારાથી નથી સહેવાતું. આજે અને અત્યારે જ ફેંસલો લાવી દેવો છે. પછી જે થવાનું હોય તે થાય." એમ કહી સરસ્વતી સામે થોડી વાર તાકી રહી બોલ્યો, "બોલ, શો જવાબ આપે છે?". "શેનો જવાબ?" "હજી યે ન સમજી?" તે સહેજ હસ્યો. અને થોડીવાર અચકાઈને સરસ્વતીનો હાથ પોતાના હાથમાં લઈ સહેજ દબાવી બોલ્યો, "આપણાં બેનાં લ...ગ...ન." એમ ત્રણે અક્ષર છૂટા બોલી તેની સામે ઉત્સુકતાથી જોઈ રહ્યો. સરસ્વતી પણ દિઙ્મૂઢ બનીને તેની સામે તાકી રહી. વિષ્ણુ ઊંચે છત સામે જોઈ બોલ્યો, "આમ ને આમ તે ક્યાં સુધી રહેવાય. હું તને એકલી નથી જોઈ શકતો." વળી થોડીવાર પછી બોલ્યો, "હા, આપણે ગામમાં નહિ રહી શકીએ. બીજે ઠેકાણે તો ચાલ્યા જ જવું પડશે. બોલ, બોલતી કેમ નથી? તું શું ધારે છે?" સરસ્વતી કંઈ જ બોલી નહિ. દીવાનો પ્રકાશ સરસ્વતીના મોં પર પડતો હતો. વિષ્ણુએ તેની આંખમાં મોતી જોયાં. તેની નજીક જઈ વાંસે હાથ મૂકી તેનું મોં સહેજ ઊંચું કર્યું. બે ઉષ્ણ બિંદુઓ તેના કાંડા પર ખરી પડ્યાં, અને સરસ્વતી હસી, એક વિરલ હાસ્ય—અતિવિરલ.

બહાર આછાં આછાં શ્યામ વાદળ ઘેરાતાં હતાં. વિષ્ણુના મગજમાં તોફાન જાગ્યું. તેણે એક પળમાં વિચાર કરી લીધો. તે ઝડપભેર ઊઠ્યો, અને તાકામાંથી એક નાડું લાવી તેના બે ટુકડા કરી માંદળ બાંધ્યાં. ઘૃતનો એક દીપક પ્રગટાવી વચ્ચે મૂક્યો. "જુએ છે શું? આ પણ ગાંધર્વ લગ્નનો એક પ્રકાર જ છે," એમ કહી વિષ્ણુએ સરસ્વતીનો હાથ દીપશિખા ઉપર ગણી તેને કાંડે માંદળ બાંધ્યું. સરસ્વતીએ પણ તેનું અનુકરણ કર્યું. ગામની ભાગોળે કૂતરું રડ્યું. મોડી રાત સુધી બંને બેઠાં. બે દિવસ પછી અહીંથી બધા લેવડદેવડ પતાવી ચાલી નીકળવાનો નિશ્ચય પણ કરી લીધો. "હવે ચાલો હું તો મંદિરે જ જઈશ," સરસ્વતી બોલી. "ત્યારે હું ક્યાં જઈશ?" "કેમ વળી ક્યાં જઈશ? અહીં જ." "એમ કે?" "ત્યારે ક્યાં જશો?" "તારી સાથે." છણકો કરી સરસ્વતી બોલી, "શું બોલતા હશો! મંદિરમાં તે વળી મારી સાથે અવાતું હશે?"

"અરે, હું તો તને નદી સુધી વળાવવા આવવાની વાત કરું છું!" એમ કહી તે ખડખડાટ હસી પડ્યો. સરસ્વતી પણ એવું સરસ હસી કે બસ! અંધકાર ગાઢો થતો ચાલ્યો. રાત્રિ સુસવાટા કરતી વહી રહી હતી.

બંને ચાલ્યાં મંદિર તરફ, કોઈની યે પરવા કર્યા વગર. ગુસપુસ કરતાં કરતાં નદીનારે આવી પહોંચ્યાં. ઊંઘતા માછીમારને જગાડી વિષ્ણુએ સરસ્વતીને હોડીમાં બેસાડી વિદાય કરી. નાવ અંધકારમાં ધીમે ધીમે વિલીન થઈ ગયું; તો ય વિષ્ણુ નદીતટે ઊભો જ રહ્યો—હલેસાંના અવાજ સંભળાય ત્યાં સુધી. અવાજ પણ આછાઆછા થતા શૂન્યમાં શમી ગયા.

સરસ્વતી હોડીમાંથી ઊતરી ઊડી મંદિર તરફ. તેને અંધકાર ન નડ્યો. પવન વાય છે કે ફૂંકાય છે તેની યે તેને ખબર નહોતી. શિયાળ કે કાબરી પણ તેનું ધ્યાન ખેંચી શકયાં નહિ. તે ઝડપથી મંદિરનાં પગથિયાં ચડવા લાગી. એક વિદ્યુલ્લેખાનો આછો ચમકાર થયો. સરસ્વતીએ મંદિરમાં કોઈનો બોલવાનો અવાજ સાંભળ્યો. તે સહેજ ચમકી; અને પીંપળ પાછળ નીચે સંતાડીને ઉપર ગઈ. ચોકમાં ખાટલો પાથરીને પાર્વતીબા એક પુરુષ સાથે બેઠાં બેઠાં, હસતાં હસતાં, વાતો કરી રહ્યાં હતાં. સરસ્વતી હિંમત કરીને આગળ ગઈ. પાર્વતીબાએ તેને જોઈ એવાં જ દોડીને ભેટી પડ્યાં. તેને ખૂબ દબાવી નાખી. થોડીવાર સુધી કંઈ જ બોલી ન શક્યાં. પછી મલકતા હોઠનો પરાણે પરાણે મેળ ખવડાવી બોલ્યાં, "બેટા!" સરસ્વતી તો જમણો હાથ સંતાડવાની જ ફિકરમાં હતી. "બેટા, ક્યાં ગઈ હતી? અમે ક્યારનાં યે તારી રાહ જોઈએ છીએ. આ મહેમાન પણ." કહી ઘડીકમાં નવી વ્યક્તિ તરફ, તો ઘડીકમાં સરસ્વતી તરફ જોતાં પાર્વતીબા હસતાં હસતાં બોલ્યાં, "આમની ખબર તો પૂછ, બિચારા સવારના ભૂખ્યા છે." સરસ્વતી તો કંઈ જ ન બોલી શકી. એટલે પાર્વતીબા બોલ્યાં, "એમાં શરમાય છે શું કામ, બેટા. એ તો આપણા ઘરના માણસ છે," કહી વળી પાછાં મલક્યાં. "ચાલ, તું જમવાની સવડ કર."

સરસ્વતી ઊઠી, પકવાન લાવી બંનેને પીરસ્યાં. "તું પણ જમ, બેટા. અરે આ પેલા તારા બેમલાને પણ જમાડ—બિચારો ક્યારનો યે રાહ જોઈને થાકીને પેલા ઝાડ નીચે ઊંઘી ગયો." સરસ્વતીએ સોડમાં પાટી રાખીને સૂઈ ગયેલા બેમલાને ઉઠાડી જમવાનું આપ્યું.

જમતાં જમતાં પાર્વતીબાએ મહેમાન તરફ જોઈને સરસ્વતીને કહ્યું, "કેમ, ના ઓળખ્યા ને! પેલી રાતે વાત કહી હતી તે યાદ છે ને?" "હં" "પેલી વહુ તે લક્ષ્મીબાઈ. પેલી ગુજરાતી બાઈ તે હું પોતે જ. પેલી ટીચુકડી છોકરી તે આ મારી સરસ્વતી. અને પેલો ઘનશ્યામ તે...આ મહેમાન." કહેતાંકને ઊંચી ખડખડાટ હસી પડ્યાં.

ખણુખુણુ......કરતીકને પકવાનની થાળી જમીન પર પડી ગઈ. મેઘનો એક ભારે કડાકો થયો. વીજળી ઝાડ ચીરી જમીનમાં સમાઈ ગઈ. સરસ્વતી ધ્રૂજતી હતી. પાર્વતીબા અને મહેમાને એકબીજા સામે જોયું. અને કંઈક પૂછે તે પહેલાં તો તેમના ખોળામાં મીંદળ આવતુંકને પડ્યું! અને બાવરી શી સરસ્વતીને પગથિયાં તરફ દોડી જતી જોઈ.

પાછળ અવાજ આવતા હતા—સરસ્વતી...ઊભી રે....બેટા... મા... મા...માં..... સરસ્વતી તો દોડ્યે જતી હતીઃ દૂર ને દૂર.

થોડી વારમાં વીજળીના બેત્રણ ચમકાર સાથે ભારે મેઘ તૂટી પડ્યો.

અઘોર આ ચઢી રહ્યા,
ધખે છ પત્થરો પડ્યા,
ઘડાય રાજમાર્ગ ત્યાં
લઈ કુહાળી પાવડા
મજૂરલોક પર્ણહીન વૃક્ષઓથમાં પડ્યાં.

દૂર રા જ મ્હે લ ની
કદમ્બ કાન્ત કુંજમાં
કૂજતો વિચિત્રમિષ્ટ ગીત કોઈ કોકિલ.
હવાઃ
અહો, અહીં છ શીત શાંત ચિત્ત ઠારતી
અહીં છ ઉગ્ર, ઉષ્ણ, ચંચલા, બધે ઘુમી રહી
અંગને દઝાડતી;
આંખને મિંચાવતી,
ધૂળ ફેંખ, આભમાં ચડી, સુધા ફરી રહી.

પતંગ એક રાજબાગનાં અનેક પુષ્પથી
ધર્યું ન થાકી હોય ! તેમ આવતું ઉડી અહીં
ઘડીક અદ્ધરે અડ્યું,
ઘડીકમાં તરંગ સાથ ચૂર્ણવેગ આવતું !

મજૂર બાલકંદના !
સુણું, ફરું, ફરું ન ત્યાં
અદૃશ્ય ક્યાં બની જતું !
જીંદગી વિષે સુધા ! સ્વપ્નની ય એ ગતિ.

# સમાજમાં અને સાહિત્યમાં બાળકનું સ્થાન

વિ. ૫. આવસથી

આપણા આર્યતત્ત્વચિન્તકોએ સમાજની ઇમારત ચાર વર્ણોના પાયાની દીવાલો ઉપર રચી છે, અને તે ઇમારત વેદકાળથી ઊભી છે. યજુર્વેદમાં કહ્યું છે:— "ब्राह्मणोऽस्य मुखमासीत्, बाहू राजन्यः कृतः, ऊरूतदस्य यद्वैश्य पद्भ्याः, शूद्रो अजायत।" અને ભગવદ્‌ગીતામાં પણ "चातुर्वर्ण्यम् मया सृष्टम् गुणकर्म विभागशः।" એમ કહેલું છે. આ ચણતરને સીમેંટ–કોંક્રીટ કરતાં પણ વધુ મજબૂત કરવા ચાર આશ્રમો અને ચાર પ્રકારના ધર્મો કે ફરજોના મિશ્રણનું કોતરતર કર્યું છે.

હું એ ચતુર્વિધ ચણતરનો વિચાર કરવા નથી માગતો. પણ સમાજના બે મુખ્ય પાયા—ઘર અને શાળાનો જ આપણે આજે વિચાર કરીએ, અને તેમાં બાળકનું સ્થાન કેવું છે તેનું અવલોકન કરી લઈએ. કેમકે મનુષ્યને સમાજમાં સંસ્કારી જીવન જીવતાં શીખવા માટે ઘર અને શાળા એ બે મુખ્ય અને ઉપકારક પ્રાથમિક સંસ્થાઓ છે.

ઘરમાં અને શાળામાં બાળકનું માનથી અને આદરભાવથી યોગ્ય પ્રતિષ્ઠાપન કરવા સદ્‌ગત ગિજુભાઈએ છેલ્લાં પચીસ વર્ષ પરિશ્રમ કર્યો, અને તે માટે પોકારી પોકારીને પ્રબળ આન્દોલનો વહેવરાવ્યાં. એમની એ પ્રભાતની બાંગે કેટલીક શાળાઓને અને કેટલાંક ઘરોને જગાડી દીધાં અને બાળકિન્નરોની પૂજનઅર્ચનાનો હવે સમય થવાનું તેમને ભાન કરાવ્યું. પણ આપણા વિશાળ દેશની વિસ્તૃત વસ્તીના પ્રમાણમાં એવાં જાગૃત કુટુમ્બો અને શાળાઓની સંખ્યાના ટકા તો આંગળીને વેઢે જ ગણી શકીએ. હિંદના બાકીના મોટા ભાગમાં હજી ઘર અને શાળામાંથી અંધકાર ઓસર્યો નથી અને બાલ-સન્માન માટે લોકો હજી જાગી શક્યાં નથી. સ્વર્ગસ્થ ગિજુભાઈની પ્રાતઃ બાંગના બાકી ભીનાશવાળાં સંસ્કારી કુટુમ્બો અને શાળાઓને બાદ કરીએ તો બીજે બધે હજી બાળકની ઘરમાં તેમજ શાળામાં ઉપેક્ષા દેખાય છે. બાળ જીવાત્મા તરફ માન અને આદરથી સમજ-પૂર્વક વર્તનારાં વડિલો કે માસ્તરો ઘણાં થોડાં છે.

બાળક માટે એકલા સ્નેહથી કે સદ્‌ભાવથી જ સમાજનું કામ સરી જતું નથી અને સામાજિક અપેક્ષા સંપૂર્ણ થતી નથી. સ્નેહ તો હિંસક પ્રાણીઓને પણ પોતાનાં બચ્ચાં પ્રત્યે હોય છે. સિંહ અને વાઘ જેવાં ઘાતકી પશુઓ પણ તેનાં બચ્ચાંને દેખીને ચાટવા ગેલ કરવા અને પૂંછડી હલાવવા મંડી જાય છે, અને તેટલો વખત તેની ક્રૂરતા છેક ભૂલી જાય છે. પણ માનવસમાજ બાળક પ્રત્યે સ્નેહ ઉપરાંત સાચી સમજણ માગે છે. બાળમાનસની, બાળસ્વભાવની, બાળજીવોની જરૂરિયાતો વગેરે બાબતોની ખરી સમજણ વગર બાળક પ્રત્યે આપણો વ્યવહાર ભૂલભરેલો હોય છે, અને આપણું વર્તન

ખામીવાળું થાય છે. એવી વ્યવહાર વર્તનની ખામી સેંકડે લગભગ નેવું પંચાણું ટકા ઘરોમાં જોવામાં આવે છે.

બાળક માટે સુખસગવડના સ્થૂલ પદાર્થોમાં પણ તેટલે જ અંશે ઘરો ખામીવાળાં જણાય છે. ખુરશી ટેબલ કોચ હીંડોળા ખાટલા વગેરે ઘરનું ફરનિચર જુઓ, અને થાળી વાટકા કળસ્યા વગેરે વાસણો જુઓ, તો જણાશે કે એ બધા સરંજામ સગવડવાળા આપણે આપણી જ સગવડ વિચારી છે. બાળક પોતાની મરજી મારફ ફેરવી ફેરવી શકે અથવા વાપરી શકે એવી એક પણ વસ્તુ હોતી નથી. બાળકને નિગિને રાખેલું પારણું કે ઘોડિયું પણ તેને માફકસર કે તે મેળે ચડી ઊતરી શકે એવું નથી હોતું. તો પછી બીજા સરસામાનની વાત જ ક્યાં રહી! બાળક બેત્રણ વરસનું હોય તોપણ એના ઘોડિયામાં કે પારણામાં આપણે ઊંચકાવીને સુવારવું પડે, અને ખુરશીએ કે હીંડોળે પણ આપણે ચડાવીએ ત્યારે જ—નહિ તો તેને તો ટીંગાઈ જ રહેવાનું એ બધું ફરનિચર થઈ પડે!

ઘરના આવા સ્થૂલ પદાર્થોની બાબતમાં બાળકને જ્યાં સ્થાન નથી, ત્યાં બીજી સૂક્ષ્મ બાબતોનું તો પૂછવું જ શું? બાળકને પણ મન છે, લાગણી છે, તેને આશા ઉમેદો હોય છે, તેને જિજ્ઞાસા તાલાવેલી અને મુંઝવણ પણ થાય છે, એવી એવી બાબતોનો વિચાર કરનારાં અને એનો ઉકેલ કરતાં હોય એવાં વડિલો કે માબાપો કેટલાં ઘરોમાં હશે તેની શોધ કરતાં ય ભાગ્યે પત્તો લાગે. ઘરની એકંદર આવી પરિસ્થિતિમાં બાળકનું સ્થાન જ ક્યાં છે?

જેઓ બાળકને માફકસરની સગવડો અને સામગ્રી સંપડાવી શકે એવી સ્થિતિવાળા છે તેમણે ઘર બંધાવવામાં હજારો રૂપિયા ખર્ચવા વખતે સાથોસાથ એકાદ ઓરડો તો એવો વસાવવો ઘટે છે કે તેમાં બાળક પોતાને ફાવે તેમ વાપરી શકે એવું રાચરચીલું રાખવામાં આવે, અને તેની અભરાઈઓ પણ તેના હાથ પહોંચી શકે એવી નીચી ગોઠવવામાં આવે. બાળકના મનોવિકાસ અને શરીરવિકાસ માટે ઉપયોગી સામગ્રી તેવા લોકોએ ઘરમાં કે ઘરને આંગણે વસાવવી જોઈએ. માત્ર દૃષ્ટાંત તરીકે આટલું સૂચન કરું છું.

ગરીબ લોકોને તો પોતાનાં ઘરોમાં એવો પ્રસિદ્ધ ખંડ રાખવા સગવડ કે શક્તિ હોતી નથી. તોપણ તેઓ પોતાના ઓળા જેવડાં નાના ઘરનો એકાદ ખૂણો બાળકોની ઘોલકી માટે અલગ રાખે છે, અને બાળકો પોતાને રમવાનાં ઠીંગલાં પાંગીકા ચકરડીઓ ઠીકરાં, અને તરેહ તરેહની ચીજો તે ઘોલકીમાં સ્વેચ્છા મુજબ સંઘરી શકે છે.

હવે આપણે બાળકો માટેની શાળા તરફ નજર કરીએ. બાળકોને શાળામાં પોતાના વલણને માફક આવે એવું અને મનને ઉલ્લાસ આપી વિકસાવે એવું ઓછું જ હોય છે. શાળામાં બાળકને પોતાનો સર્વ પ્રકારનો વિકાસ સાધવાની તકો અપાતી નથી, તેમ જ તેની પ્રેરણા પણ અપાતી નથી. શાળામાં એને એવી છૂટ પણ હોતી નથી. ત્યાં તેમને મુકરર ધોરણે મુકરર થયેલ અભ્યાસક્રમ શિક્ષક ઘૂંટાવે એમ ઘૂંટવાનો હોય છે. અને જેમ ઘરમાં પારણે ખાટલે કે ખાટલે માવતરો બાળકોને ઉંચકાવીને ચડાવે છે, તેમ શાળામાં પણ બાળવિદ્યાર્થીઓને શિક્ષકો આંગળી આંગળીને ધોરણો ચડાવતા હોય એવું લાગે છે. આમ હોવાનું કારણ એ છે કે આપણી શિક્ષણપ્રથા જ હજી શિક્ષક કેન્દ્રિત છે. પરિણામે,

આપણા વિદ્યાર્થીઓ કે જુવાનો સ્વાશ્રયી, સાહસિક અને હિંમતવાન થવાને બદલે પરવશ અને પાંગળા બને છે. કેમકે કેવળ બીજાની દોરવણીએ ચાલવાનું તેઓ પ્રારંભની કુમળી વયથી જ શીખે છે.

દેશનો મોટો ભાગ જે અભણ છે તેને ભણાવી દેવાની, અને દેશમાં અક્ષરજ્ઞાન બહોળા પ્રમાણમાં વિસ્તારવાની આપણને ધગશ ઘણી છે, તેમ જ બાળકોને નિશાળે બેસારવાની તથા ભણાવીગણાવી દેવાની પણ તેટલી જ હોંશ છે, તેની હું ના નથી કહેતો. મેં મેટ્રિકની પરીક્ષા આજથી લગભગ પીસ્તાળીશ વરસ પહેલાં આપેલી તે વખતે મુંબઈ ઈલાકાની તે પરીક્ષામાં અમે ત્રણ હજાર જેટલા વિદ્યાર્થીઓ બેઠા હતા, ને અત્યારે વીશીને ત્રીસ હજાર જેટલી સંખ્યા દર સાલ થાય છે—એ હકીકત આપણી કેળવણી પ્રત્યે હોંશ બતાવવા માટે પૂરતી છે. પરંતુ ઘરમાં જેમ બાળક પ્રત્યે સ્નેહભાવ ઉપરાંત આપણું સાચી સમજણની જરૂર જોઈએ, તેમ શિક્ષણમાં પણ ભણાવી દેવાની હોંશ ઉપરાંત અમુક ચોક્કસ ધ્યેયની અને તે ધ્યેયને પહોંચાડે એવી પદ્ધતિ અથવા સમજપૂર્વક યોજનાની જરૂર છે.

પણ એ વાત હું કેળવણીકારોને સોંપું છું. હું પોતે કાંઈ કેળવણીકાર નથી, એટલે આ બાબત વધારે વિસ્તાર કરવા માગતો નથી, આટલો અંગુલીનિર્દેશ બસ માનું છું. આપણા નવકેળવણીના દ્રષ્ટા સ્વર્ગસ્થ ગિજુભાઈએ આ બાબતમાં જે પ્રબળ ઘોષણા છેલ્લાં પચીશ વર્ષ સુધી કરી હતી તેમાં મારે ઉમેરો કરવા જરૂર નથી. એ ઘોષણાનાં આંદોલનો એ પ્રાતર્ગાનના સાદ હજી એવા ને એવા તાજા આપણા ગુજરાતના વાતાવરણમાં શ્રવણગોચર છે. આપણા ભાવનગરના તો આંગણામાં જ એ પ્રબળ સાદની ગંભીર ઘોષણા અખંડ સંભળાય છે અને આપણે એનાં આંદોલનો ઝીલવા તથા એ ભાવનાને વધાવવા કંઈક અંશે ભાગ્યશાળી પણ થયા છીએ. તો પણ આપણે એનો પૂરો મર્મ પકડી શક્યા નથી.

આપણો આ વિશાળ વિરાટકાય દેશ એના પ્રબળ સાદે પણ હજી જાગી શક્યો નથી. હજી બધી શાળા સંસ્થામાં બાળકને ઘટે એવું આદરયુક્ત સ્થાન નિર્માણ થયું નથી. અને શિક્ષણક્રમ તથા શિક્ષણપદ્ધતિ બાળકો માટે બાળકને માફકસરની બધી બાળકેન્દ્રિત હોવી જોઈએ તેનો રચનાત્મક પ્રયોગ દેશભરમાં હજી થતો નથી. આટલા ટૂંકા પ્રસ્તાવથી જણાશે કે, માનવસમાજમાં ઘર અને શાળા એ બે પ્રારંભક સંસ્કાર આપનારાં મુખ્ય અંગોમાં બાળક પ્રત્યે ઉપેક્ષા જેવી સ્થિતિ હજી ઓસરી ગઈ નથી.

સાહિત્યક્ષેત્રમાં પણ બાળક માટે બાળસાહિત્ય માટે એવા જ પ્રકારની ઉપેક્ષા જેવી પરિસ્થિતિ જોવામાં આવે છે. સાહિત્યસર્જકો જેઓ વિદ્વાન પંડિતો કે સાક્ષરો છે તેમને મન બાળસાહિત્ય એટલે ટાયલું કે જૂઠી પરિકથાઓ જેવું લાગે, અને બાળકાવ્યો તો જોડકણાં—એવો કંઈક ભાવ એમને કરાવી દીધા જેવું લાગે છે.

છેલ્લાં વીશપચીશ વર્ષથી જો કે બાળવાર્તાઓ, બાળકાવ્યો, બાળમાસિકો વગેરે સાહિત્ય આપણી ગુજરાતી ભાષામાં ઘણું પ્રગટ થતું જાય છે, તોપણ હજી તે બધુંય

બાળ-મનોભાવને બરાબર બંધબેસતું નથી નીપજતું. એનું કારણ એ છે કે, એકલી ધગશથી અથવા મનના ઉમંગ કે ફાંફાથી કેટલુંક તો પ્રગટ થાય છે. તેથી તે બરાબર બાળભોગ્ય બનતું નથી. એટલે બાળસાહિત્યના વિષયમાં પણ ઘર અને શાળાના જેવી ઉપેક્ષાની, ઉપલા ફકરામાં કહી તેવી, અભાવની લાગણી પણ પેદા થાય છે.

આમ થવાનાં મુખ્ય બે કારણો જણાય છે: એક તો એ કે, બાળસાહિત્યની પ્રવૃત્તિ કરનારા મોટી વયના કે આધેડ હોય છે. કોઈક મારા જેવા છેક વૃદ્ધ પણ હશે. તેઓ સંસારના અનુભવોથી રીઢા થઈ ગયેલા, અને ઉમ્મરનાં પડ ઉપર પડ ચડી જવાથી પોતાનું જ બાળપણ છેક ભૂલી ગયા હોય છે. તેથી એકંદર બાળજીવનની કે બાળજગતની સાચી સમજ તેમને ઓછી હોય એ બનવાજોગ છે; અને બીજું કારણ જોતાં એમ જણાય છે કે, વિદ્વાનો, સાક્ષરો કે વિવેચકોને પણ પોતપોતાનું બાળપણ દૂર પડી જવાથી ભુલાઈ ગયું હોય છે. તેથી બાળસાહિત્ય વાંચવા, વિલોકવા કે આલોકવામાં ઉમ્મરનાં ચડી ગયેલાં પડ જરૂર આડાં આવતાં હોય એમ પણ બને. આવાં કારણોને લીધે બાળસાહિત્ય કેટલુંક ખરેખર ટાયલા જેવું નીપજતું લાગે છે; અને ટાયલા જેવું નહોય તેવું પણ કેટલાક સાક્ષરોને પોતાનું બાળજીવન ભુલાઈ ગયાથી અને બાળસાહિત્યનો રસ તેમના પક્ષે સુકાઈ જવાથી તેમને તે નીરસ કે ટાયલું લાગવાનો સંભવ પેદા થાય છે. પરિણામે, સાહિત્યપ્રદેશમાં બાળસાહિત્યનું સ્થાન ગૌણ બની જાય છે, અને તેથી આ પ્રદેશમાં પણ બાળજીવનની ઉપેક્ષા જોવામાં આવે છે.

## બાળસાહિત્યનું વાસ્તવિક સ્વરૂપ

બાળસાહિત્ય જોઈએ તેવું આકર્ષક સર્જાતું નહિ હોવાથી તેમ જ આકર્ષક રીતે પ્રકટ થતું નહિ હોવાથી તે નીરસ લાગવાનો સંભવ છે. એકંદર સાહિત્યની જેમ સાચા બાળસાહિત્યમાં પણ વાસ્તવિકતા, રસ અને કળા જોઈએ, અને તેની રચના બાળભોગ્ય બનવી જોઈએ. 'सत्यं शिवं सुंदरम्'ની આવશ્યકતા એકંદર સાહિત્ય માટે છે, તેમ બાળસાહિત્ય માટે પણ તેની તેટલી જ જરૂર છે.

'સત્ય'નો અર્થ સાહિત્યને અંગે એકલી વાસ્તવિકતા જ નહિ, પરંતુ સંભવિતતા પણ તેમાં આવી જાય છે. જીવનમાં જે સંભવિત હોય, અનુભવગમ્ય કે કલ્પનાગમ્ય હોય, આચરવા યોગ્ય આદર્શભાવના હોય, તે બધું 'સત્ય' શબ્દમાં સમાય છે. 'શશ-શૃંગ' જેવું કેવળ અસંભવિત હોય તેવું સાહિત્યમાં ખપી શકે નહિ.

'શિવં'નો અર્થ પણ એકલો કલ્યાણકારક નહિ, પણ તેની સાથે પ્રેમ, શૌર્ય, સદાચાર, સદ્‌ગુણ, શુભ સંપત્તિ, તાજગી વગેરે જે બધા ગુણો જીવનમાં હિતાવહ કે શ્રેયસ્કર હોય તે બધાનો સમાસ 'શિવં' શબ્દમાં થાય છે.

તેવી જ રીતે 'સુંદરમ્' માં પણ રૂપ, લાવણ્ય, શોભા, છટા, ખૂબી, શૈલી વગેરે જે બધું મજેનું લાગે, આકર્ષક લાગે, ગમી જાય—એ બધું આવી જાય છે. તેમજ તેના પ્રકાશનમાં પણ સુંદર બહિર્ સ્વરૂપ આવી જાય છે.

## બાળભોગ્ય સાહિત્યનો તફાવત

એકંદર સાહિત્ય માટે આપણું મંતવ્ય એવું છે કે તેમાં ભાવો ઊંચા, પ્રૌઢ, ગંભીર વગેરે પ્રકારના હોય; તેમાં કલ્પના વિશિષ્ટ, અલૌકિક, નવીન, અને ઊંચે આકાશ સુધી ઊડનારી પણ હોય; તેની ભાષા શિષ્ટ, સંસ્કારી, સાક્ષરી અને ગૌરવવાળી હોય. પણ આ ત્રણે બાબતોમાં બાળસાહિત્ય અને બાળગીતો જરા જુદાં પડે છે.

(૧) બાળકોનાં અંગ અવયવો કુમળાં ને નાજુક હોય છે, તથા તેઓ સ્વભાવે પણ કોમળ, નાજુક અને રમતિયાળ હોય છે, તેમ તેનું ભોગ્ય સાહિત્ય પણ તેના જેવું હળવું હોવાથી તેના ભાવો કોમળ, નાજુક અને રમતિયાળ હોય છે.

(૨) બાળકોને પરિચિત ચકલી, કબૂતર, કાબર, પોપટ, કોયલ, કાગડા વગેરે પંખીઓ બધાં ધીમે હળવે અને નીચે સુધી જ ઊડનારાં હોય છે. બહુ તો એ માળવાળા ઘરના છજા કે છાપરા સુધી અથવા તેવડા ઊંચા ઝાડની ડાળો સુધી ઊડીને એ પક્ષીઓ બેસે છે. તે કાંઈ સમળી, બાજ કે ગરૂડની જેમ વિમાન વાહનોની હરીફાઈ કરવા જઈ શકે જ નહિ. તેવી જ રીતે એકંદર પ્રૌઢ સાહિત્ય લેખનમાં અલૌકિક કલ્પના આકાશની સ્વર્ગગંગા સુધી ઊડી પહોંચનારી હોય, અથવા ગગનવિહારી કાવ્યાપ્સરાઓ હોય, તેની હરીફાઈ બાળસાહિત્યની કે બાળકાવ્યોની કલ્પના કદિ કરી શકે નહિ. કેમકે તે તો બાળકોને પરિચિત પક્ષીઓ જેવી ધીમી હળવી અને નીચે સુધી જ ઊડનારી હોય છે.

(૩) બાળસાહિત્યની ભાષા પણ સાદી સરલ અને ધીમા સાદવાળી હોય છે. બાળક ગમે તેટલા જોરથી બૂમ મારે તોપણ તેનો અવાજ મોટી મહેલાતને સાતમે માળ સુધી સંભળાય નહિ. તેનો સાદ તો પહેલા બીજા મજલા સુધી જ સંભળાય અને પરખાય. એટલે એકંદર પ્રૌઢ સાહિત્ય સંબંધે ગૌરવાન્વિત ગગનવિહારી કલ્પના કે માન્યતા આપણે ધરાવતા હોઇએ તો તે કલ્પના અને માન્યતાને આપણે મનાવી ફોસલાવીને સાહિત્યના મહેલને પહેલે બીજે માળે ઉતારી બેસારવી જોઈએ. એટલા નીચા સ્થાનેથી બાળસાહિત્યના કોમળ રમતિયાળ ભાવોની આંગણામાં થતી રમત જોઈ શકાશે; તેની ધીમી અને નીચે લગી ઊડનારી કલ્પના કળી શકાશે; અને તેની ભાષાના સરલ ધીમા સાદનો શ્રવણ ઉપભોગ પણ એ નીચા સ્થાનેથી સહેલાઈથી લઈ શકાશે.

બાળસાહિત્ય કે બાળકાવ્યોનું વાસ્તવિક સ્વરૂપ એવું હોવું જોઈએ કે તે વાંચતાં સાંભળતાં બાળકને પોતાની કે પોતાના જેવી પ્રવૃત્તિઓનું તેમાં દર્શન થાય, પોતાના જેવા ભાવોનું તેમાં ભાન થાય, અને પોતાના જીવનનું પ્રતિબિમ્બ દેખાય. આવું સાહિત્ય તે સાચું બાળસાહિત્ય ગણાય.

બાળસાહિત્યમાં સીધા બોધપાઠો જોઈએ નહિ. કેમકે શરીરને જેમ તાડન સાલે છે તેમ બાળકના મનને એવાં બોધવચનો સાલે છે. તેમને તો આડકતરી રીતે કંઈ વાતરૂપે એવો નીતિબોધ આપી શકાય.

બગતડાં બનાવી દે એવાં ભજનિયાં પણ બાળકો માટે બિલકુલ જોઈએ નહિ. અત્યારે દેશમાં એવાં આળસુ બગતડાં ઘણાં ઉભરાય છે. અત્યારની આર્થિક સંકડામણમાં અને વેગભરી પ્રવૃત્તિવાળી વ્યાપારી દુનિયામાં એવાં બગતડાંનો ભાર હવે સમાઈ શકે એમ નથી.

બહુ ઉશ્કેરાટવાળાં, લુખ્ખાં, ગમગીનીભર્યાં, માંદલાં, નિરાશાવાળાં – એવાં કવનો કે ગીતો પણ બાળક માટે અનર્થકારી છે. પરંતુ બાળજીવનમાં કે બાળજગતમાં ઉત્સાહ પ્રેરનારું, આનંદ આપનારું, તાજગી બક્ષનારું વગેરે ગુણોવાળું બાળસાહિત્ય જોઈએ. અને તે બધું સાદી સરળ ભાષામાં હોવું જોઈએ તે તો સૌ સમજી શકે એવી વાત છે.

સાક્ષરો, વડિલો વગેરે જેમને મોટી વયને લીધે તથા પીઢ પાકટ વિચારોને લીધે બાળસાહિત્ય તરફ અભિરુચિ ઓછી થઈ ગઈ હોય, તેમને તેમાં રસ લાગવા માટે મુખ્ય ઉપાય એ છે કે તેમણે પોતપોતાનું સર્વાંગ બાળપણ પ્રથમ સંભારી લેવું. પણ ઉમ્મરનાં ચડી ગયેલાં પડ ઉખાળીને દૂર કરનું બાળપણ જોવું એ કેટલું કઠણ કામ છે તે વાત તો જ્યારે તેની સમાધિ સાધીને સંભારવા બેસીએ ત્યારે જ સમજાય એવી છે. એનો બીજો જરા સહેલો ઉપાય એ છે કે, આપણા ઘરનાં છોકરાંની અથવા પડોશનાં છોકરાંની ચેષ્ટાઓ, રમતો, તેમના મનસુબા અને અભ્યાસો, તેમના વિદ્યાર્થી અવસ્થાના તરંગો, ઉમેદો, આશાઓ અને નિરાશાઓ પણ—ટૂંકામાં, તેમના બાળજીવનમાંથી જોવા જાણવામાં આવેલા પ્રસંગોના અનુભવો—એ બધાંમાંથી જેટલું બને તેટલું સંભારી જવાથી પણ કામ સરશે. સાક્ષરો, વિદ્વાનો, સાહિત્યસર્જકો વગેરેને આ પ્રયોગ કરી જોવા માટે મારી આગ્રહપૂર્વક વિનંતિ છે.

આ બાબત આગ્રહપૂર્વક કહેવાનો આશય એ છે કે, આપણી અત્યાર સુધીની રાજકીય, આર્થિક, સામાજિક, કેળવણીવિષયક વગેરે બાબતોની જે થોડીઘણી કમાણી આ પ્રભાતની જાગૃતિમાં આપણે માંડ એકઠી કરી શક્યા છીએ, તે બધી વહેલી મોડી આપણા વારસદારોને સોંપી દેવાની છે. સારા સમજુ વારસને સોંપેલ વારસો સચવાઈ રહે, નહિ તો પિતાએ પરિશ્રમથી મેળવેલ પૈસા વેડફાઈ ગયાના દુનિયામાં ઘણા દાખલા બન્યા છે અને બને છે. આપણે માંડ મેળવેલી મિલકત આપણી વારસ બાળપ્રજાને સોંપી જઈએ તે બધી સચવાઈ રહેવા ઉપરાંત ક્રમે ક્રમે વૃદ્ધિ પામતી જાય એમ કરવું જોઈએ. એમ કરવા માટે વારસદારો શાણા, સમજુ, સમર્થ, સાહસિક, ઉદ્યોગી, નિડર, હિંમતવાન—એવા એવા ગૌરવ ભરેલા ગુણોવાળા બનાવવા જોઈએ. આપણે એમ ચાહતા હોઈએ તો સમર્થ સાક્ષરો અને સાહિત્યસર્જકો વગેરેએ મેં ઉપર કહી તેવી સમાધિ સાધવાની ટેવ પાડીને અનેકવિધ ગૌરવભર્યું બાળસાહિત્ય સર્જવામાં રસ લેવો ઘટે છે અને તેમાં ઉદ્યુક્ત રહેવું ઘટે છે. મારા જેવા અધવધરડા કરતાં આવા કામમાં સમર્થ સર્જકો અભિનવ ઊંચા પ્રકારનું બાળભોગ્ય સાહિત્ય આપી શકે એમ હું માનું છું. એમ થાય તો આપણી બાળપ્રજા સવિશેષ ઉન્નત અને ગૌરવવાળી બનતી જાય એવી મારી ખાત્રી છે. પછી આપણો પ્રયત્ને પ્રાપ્ત કરેલ વારસો એવી વારસદાર બાળપ્રજાને સલામતીની શ્રદ્ધાથી સુપરત કરી શકીએ. આટલા માટે વિદ્વાન વડિલો કે સાહિત્યસર્જકોને આગ્રહપૂર્વક વિનંતિ કરવાની આ તક લઉં છું.

# અટૂલું હૈયું

બાલમુકુન્દ દવે

[ અનુષ્ટુપ ]

મને આ શે'રનું પાસું, પોતીકું તોય પારકું
ગોઠે ના ગામડી હૈયું, અટૂલું સોરતું બધે.

લીલૂડા વનનો વાસી, પોપટો જેમ પિંજરે
ફફડાવે ગભરુ પાંખો, તેવું આ ઉર તફડે.

રે! રે! આ ગ્રામગંગાનું મત્ત ને મુક્ત માછલું
તણાયું. શે'રના શાને ગોઝારા ક્ષાર-સાગરે!

ગાંડી ને ફાગણી કેરાં ગાડલાં ગોડનારની
કાંટા એ ઘડિયાળોના જોખાતી જિંદગી અહીં!

ખેતરે કોતરે કેવા એકલા એક હેડીના
ભમીને ભમતો જેવા મત્ત ને મુક્ત વાછડા
ખિંગ લોતિંગ ચરતા ઋતુના રસથાલને!

ચડીને કલ્પના પાંખે, ગભરુ પ્રાણપંખીડું
વધાવે ચકલિયો શી, શૈશવની સ્વૈરભોમકા.

સ્મૃતિનાં માળખાં ટોચે, આજે એ યાદ આવતાં
સાતરે કોણ એ બેઠે, ફફડતાં ગંભીર ગિરા ?

વહ્યું એ કૂટડું બાલ્ય, ગઈ એ ગ્રામ-જિંદગી!
વહી એ મીઠડી ગંગા, રહ્યો આ ક્ષાર-સાગર!

વિદેશી વસના જેવી, ગૂંચાળી, ભાતપાતળી,
ગુલામી ઘડઘડ ઘેરી. શેની કે એવી જિંદગી ?

# ગુજરાતમાં રેડિયો–મથક જોઈએ?

મગનભાઈ પ્ર. દેસાઈ

એક મહિના ઉપર અમદાવાદમાં કેટલાંક મંડળો તરફથી એક જાહેર સભા થઈ હતી, તેમાં નીચેનો ઠરાવ થયો છેઃ—

“હિંદુસ્તાનના બીજા પ્રાંતોના પ્રમાણમાં ગુજરાતમાં રેડિયો લાઈસન્સ ધરાવનારી સંખ્યા ઘણી મોટી છે, છતાં ગુજરાતમાં જુદું રેડિયો સ્ટેશન નથી. વળી બીજા ભાગોમાં એક કરતાં વધારે સ્ટેશન કરવામાં આવ્યાં છે, ત્યારે મધ્ય અને પશ્ચિમ હિંદ માટે ફક્ત મુંબઈનું રેડિયો સ્ટેશન જ છે. વળી મુંબઈમાંથી ગુજરાતની જરૂરિયાતો પૂરી પડી શકતી ન હોવાથી ગુજરાતમાં નવું સ્ટેશન ખોલવાની જરૂર જણાય છે. માટે અમદાવાદનાં શહેરીઓની આ જાહેર સભા સરકાર પાસે માગણી કરે છે કે, અમદાવાદમાં ગુજરાત માટે એક નવું રેડિયો બ્રોડકાસ્ટિંગ સ્ટેશન તાકીદે કરવું અને મુંબઈ સરકારે પણ આ માગણીને ટેકો આપવો જોઈએ.

“વળી પ્રાંતમાં રેડિયો લાઇસન્સ ધરાવનાર ગુજરાતીઓ બીજી ભાષા બોલનાર લાઇસન્સદારો કરતાં સંખ્યામાં ઘણા વધારે છે તે જોતાં, મુંબઈના રેડિયો સ્ટેશનથી આપવામાં આવતા હાલના કાર્યક્રમોમાં ગુજરાતને લગતા વિષયો અને ગુજરાતી ભાષાને ઘણું ઓછું સ્થાન મળે છે. માટે ગુજરાત સારુ જુદું રેડિયો સ્ટેશન કરવામાં આવે ત્યાંસુધી તે કાર્યક્રમમાં ગુજરાતીનો વધારે હિસ્સો હોવો જોઈએ એવી આ સભાની આગ્રહભરી સૂચના છે.”

આ ઠરાવ પર બોલતાં આપણા સાક્ષરવર્ગમાંથી કેટલાક વિદ્વાનોએ જે ટૂંકાં વિવેચન કર્યાં હતાં તે છોડી દઈએ. પરંતુ ત્યાર બાદ, ઠરાવ પસાર થયો અને એ થયા પછી તે સભાને પ્રમુખસ્થાનેથી ગુજરાત કૉલેજના આચાર્યશ્રી કાજીએ જે ઉપસંહાર કર્યો હતો, તેનો સાર મનન કરી જવા જેવો ગણાય. તે ટૂંકમાં નીચે ઉતાર્યો છેઃ—

“શરૂઆતમાં મારે કહેવું જોઈએ કે, ‘ગુજરાતમાં રેડિયો–મથક હોવું જોઈએ કે નહીં,’ એવા સાદા પ્રશ્નની ચર્ચામાં જે ગરમાગરમી મેં જોઈ તે હું સમજી શક્યો નથી. આ પ્રશ્નની ચર્ચામાં એવી નાહકની ગરમાગરમીનું શું કામ હોય!

“શ્રી. બુખારીએ આપણને ટૂંકામાં, તેમણે અહીં આવીને બેએક દિવસમાં જે જોયું, તેનું હિંદી કવિતામાં બયાન સંભળાવ્યું. એમના પર પડેલી છાપ, જે એમાં એમણે વર્ણવી છે, તે પ્રામાણિક છે એમ હું માનું છું. પરંતુ મારે એમને નમ્રતાથી જણાવવું જોઈએ કે, તે બરોબર નથી. આટલા ટૂંક સમયમાં અને કદાચ પહેલા જ પરિચયથી એમને એવું અધૂરું કે એકપક્ષી ચિત્ર જણાયું હોય, એ હું સમજી શકું છું. પરંતુ હું એમને અત્યારે તો એટલું જ સૂચવું કે, તેને તે આખરી અને ખરું ન માને, કારણ કે હું જાણું છું કે તે બરોબર નથી જ.

“રેડિયો–મથક અહીં કાઢવું કે ક્યાં કાઢવું કે કાઢવું જ કે કેમ, એ વિગતોનો નિર્ણય કોને કરવાનો અધિકાર છે એ મને ખબર નથી. પરંતુ આપણી ચર્ચામાં એ મુદ્દો પ્રસ્તુત પણ નથી. જેનો તે અધિકાર હો તેમનો તે હો. હું તો કેમ કાઢવું જોઈએ તે ટૂંકમાં કહીશ.

"ચર્ચા દરમ્યાન પ્રાંતીય ભાવની વાત પણ આવી. મને લાગે છે કે, તે પણ બરાબર નથી. મારે જે કહેવાનું છે તે પ્રાંતીય દૃષ્ટિથી બિલકુલ નથી. તેમાં સીધી સાદી સંસ્કૃતિના કલ્યાણની, આમજનતાની ઉન્નતિની વાત છે. હું ગુજરાત માટે રેડિયો–મથક એટલા માટે ચાહું છું કે, આજ આપણે જનતાની પ્રગતિમાં જે હદે પહોંચ્યા છીએ તે હદે આપણી પાસે ગુજરાતી ભાષા દ્વારા કામ કરતું રેડિયો–મથક જોઈએ. તે વિના આપણું કામ રોકાય એમ છે. આપણે આજ અનેક પ્રકારના પ્રચાર કરવા ઇચ્છીએ છીએ. હું રાજકીય પ્રચાર નથી કહેતો. આપણે દારૂબંધી કરવી છે; નિરક્ષરોને વાંચતા લખતા કરવા છે; તેમનાં દુઃખો વિષે તેમને જ્ઞાન આપવું છે; ગ્રામસુધારણાનાં અનેકવિધ કામો આપણે ઉપાડયાં છે. એમ ચોમેરથી આપણે પુનર્ઘટનાના પ્રશ્નો છેડયા છે તે પ્રશ્નો પર પ્રકાશ નાંખતી, તે પ્રશ્નોને સમજાવતી, તેને વિષે સૂચનાઓ આપતી વાતો આપણે કરવી છે. તે ગુજરાતીમાં જ થવી જોઇએ એમાં શંકા છે? તેમ જ દરેક પ્રાંતીય ભાષામાં તે તે ભાષાના સાંસ્કૃતિક પ્રદેશ માટે થવી જોઇએ. તેમાં કશી જાતની પ્રાંતીયતાની ગંધ શું કામ આવે? આટલી વસ્તુ સાવ સાદી સીધી નથી? એને માટે ૫૦૦ મથકો જોઇએ કે ૫૦ જોઈએ, એની ગણના કરવા હું ન બેસું. મુંબઇને જોઈએ તો તેને ૫૦ મથકો આપો. પણ ગુજરાતને એક જોઇએ. અને તે તેના એકાદ કેન્દ્રસ્થાને હોય તો, બીજો મોટો લાભ એ છે કે, પાસે મથક હોવાથી ગરીબ લોકો ૨૫–૩૦ની કિંમતના રેડિયો-યંત્રથી પોતાનું કામ કરી શકશે. આ પણ એક નાનોસૂનો લાભ નથી.

"ચર્ચામાંથી મને લાગ્યું કે, રેડિયો–મથક અહીં માગીએ છીએ તે જાણે મનોરંજનના કાર્યક્રમો જ પૂરતું! ના, મનોરંજનને માટે અમારે જુદું મથક શું કરવા જોઈએ? હું તો સંગીત સાંભળવું હશે તો મુંબઈ મથકથી, દિલ્હીથી, ગમે ત્યાંથી સાંભળીશ. અરે, ચાહીશ તો તામિલ તેલુગુ પણ સાંભળી લઈશ. એવા કાર્યક્રમો તો ખાસ અલગ મથક મેળવવા માટે જરાય કારણ નથી બની શકતા.

"એમ કહેવામાં આવ્યું કે, આજે જે યંત્રના પરવાના ધરાવતો વર્ગ છે તેમાંનો મોટો ભાગ ગુજરાતી છે; તેથી પણ ગુજરાતમાં અલગ મથક જોઈએ. આ દલીલ પણ મને નથી ગમતી. મનોરંજન માટે જ જો મથક કાઢવાનું હોય તો ગુજરાતી પરવાના વધારે છે તેથી શું? ભલે રહ્યા. ગુજરાતી પાસે પૈસા છે તો તે વાપરે અને બીજા ઓછા પરવાનાવાળા હોય તેની ઇર્ષા ન કરે. મારે તો એક જ મુદ્દા પર મથક જોઇએ, અને તે એ કે, હવે પછીની આપણી પ્રગતિ કરવા જો રેડિયોની મદદ લેવી હોય—અને લેવી જોઈએ—તો આપણે ગુજરાતીમાં કામ કરતું રેડિયો–મથક જોઇએ. આ સાદી વાત શ્રી બુખારી કબૂલ કરશે એમ માનું છું. અને તે જો કબૂલ કરે તો આપણા વકીલ બંનેને તે અહીંથી જશે એવી આપણે આશા રાખીએ અને તેમને એમ વિનવીએ.

**પ્રિ. હીરાલાલ કાઝી".**

ગુજરાતમાં રેડિયો–મથક થાય તો તે ચલાવવા માટે જોઈએ એટલા 'આર્ટિસ્ટ' મળશે કે કેમ એ બાબતમાં મુંબઈ મથકના અધ્યક્ષ શ્રી. બુખારીને શંકા છે. ગુજરાતના સાક્ષરો અને અસ્મિતાધારીઓ કહે છે, "એવી શંકાને કશું સ્થાન નથી." આ એક પક્ષનો છેદ ઉડાડી આચાર્ય શ્રી. કાકાએ જણાવ્યું, "માત્ર મનોરંજન અર્થે રેડિયો–મથકની જરૂર

નથી. જરૂર છે રાષ્ટ્રસંગઠનને સારુ." એટલે કે, આજે ચાલતાં રેડિયો-મથકનું ગુજરાતીમાં અનુસરણ કરવાનું જ હોય તો કાંઇ નવા રેડિયો-મથકની જરૂર નથી.

### રેડિયો-પ્રચાર

અમદાવાદ માટે મથક વિચારવા પૂર્વે રેડિયો-પ્રચાર વિષે જ કેટલોક વિચાર કરવા જેવો છે. રેડિયો આજ એક શહેરી સોગાત થઈ પડેલી લાગે છે. કુટુંબની કાંઈક સ્થિતિ ઠીક હોય કે ગ્રામોફોન ને રેડિયો લાવવાં જોઇએ એવી આજ ફેશન થઈ દેખાય છે. અને એ યંત્રો વધીને એટલો બધો ઘોંઘાટ કરવા લાગ્યાં છે કે, મુંબઈ જેવા શહેરમાં તેને રોકવાની ચિંતા ઊભી થઈ છે! પણ એ વિચાર વળી ન્યારો છે.

એક બીજી બાજૂ પણ, આ રેડિયો-પ્રચારને અંગે, વિચારવી પ્રાપ્ત થાય છે. આજ રેડિયોયંત્ર આપણે ત્યાં બનતું નથી,—લગભગ બધાં બહારથી આવે છે. તેને સુધારવાનું કામ, બીજી અનેક એવી પરદેશી ચીજોની પેઠે, આપણા શહેરી કારીગરોએ કાંઈક અપનાવ્યું છે. આજ જો તત્કાળ રેડિયો ગામડે ગામડે દાખલ કરવામાં આવે, તો બને એમ કે પરદેશી વેપાર એમાંથી ખાટે. ખાસ જરૂર ઊભી થઈ હોય, રાષ્ટ્રસંગઠન માટે તત્કાળ એવું પરદેશી ચીજનું ખર્ચ કરવું જ જોઇએ એમ હોય, તો અમુક ચીજ પરદેશી છે માટે ન જ અડાય, એવી નીતિ આજ ઓછી જ માન્ય થશે. પરંતુ, સવાલ એ છે કે, રેડિયો માટે એવી અનિવાર્ય અગત્ય, **આપણાં ગામડાં માટે,** છે ખરી?

### અન્ન વિ૦ રેડિયો

આ બાબતમાં, 'ગ્રામસેવા માટે મોટર' એ નામનો, 'હરિજન બંધુ' તા. ૨૭-૮-'૩૯માં પ્રસિદ્ધ થયેલો લેખ એક વસ્તુ કહે છે એ પણ ધ્યાન ખેંચનારી છે:—

"બધી ચીજો પરદેશથી લાવવી પડે એટલે તેના પૈસા તાલુકા કે જિલ્લામાંથી તો ઘસડાઈ જાય. એ ખરચનો દેખીતો હેતુ તો ગ્રામપ્રજાનું હિત સાધવાનો હોય, પણ પ્રસંગોપાત્ત ખેતી, આરોગ્ય, દારૂબંધી, બાળસંગોપન, અને એવા બાજા વિષયો પર ભાષણ સાંભળવાને કે ગ્રામોફોન રેડિયો સાંભળવાને ગ્રામવાસીને આ ભારે ખરચનો બોજો ઉઠાવવો પડે છે; જ્યારે એને ને એના કુટુંબને માસિક રા. ૨ ની કમાણી ઉપર નિર્વાહ કરવો પડતો હોય છે. ગ્રામવાસીને સૌથી મોટી જરૂર તો લાભદાયક ગ્રામધંધાની છે. આપણે પરદેશથી ચીજો આણીને હમેશાં એનો ગ્રામધંધો છીનવી લઇએ છીએ, અને એના વળતર તરીકે એને ભાષણો સંભળાવીએ છીએ, મેદાં ફાનસના ખેલ દેખાડીએ છીએ, ને હવાઈ ગાયન સંભળાવીએ છીએ; અને આપણે એનું કલ્યાણ સાધવા મથી રહ્યા છીએ એમ માની ગર્વ લઈએ છીએ. આથી વધારે હાંસીપાત્ર બીજું શું હોઇ શકે?"

કેળવણીકારો ને લોકશિક્ષણપ્રચારકો કદાચ કહેશે કે, આ આર્થિક પ્રશ્નોને કેળવણીમાં આણવા ન ઘટે; તો કહેવું જોઈએ કે રાષ્ટ્રીય કેળવણીના પ્રશ્નમાં પ્રજાની સર્વાંગીણ કેળવણીનો વિચાર હોવો જોઈએ. તે ભૂલીને જો કેળવણીનું તંત્ર ઊભું થશે તો તે કશી યોજના વિચાર્યા વગર કરાયેલું ગણાય. કેવળ કેળવણીનાં જ નહિ પણ સામાજિક, આર્થિક તેમ જ સાંસ્કૃતિક;—સમાજકારણનાં સમસ્ત અંગોમાં સારામાં સારાં પરિણામ આવે એવી રીતે મેળ સાધીને વિચાર કરવો એ ખરી કેળવણીનો, એટલે કે યોગ્ય પુનર્ઘટના ને યોજનાનો સિદ્ધાંત છે. બીજી રીતે કામ કરવા જતાં સરવાળે દેશને સહવું જ પડશે ને કેળવણીને મોં સંતાડવું પડશે.

# પ્રજાપતિ દક્ષને શાપ
## અને
## સતીનું મૃત્યુ

અનુવાદક : નાગરદાસ અમરજી પંડ્યા.

એવું કહીને અટકી ગયા શિવ
બેઉ રીતે ભય વિચારી પત્નીનું,
ઇચ્છે સગાંને મળવા વળી ડરે
શંભુથી, બ્હારે-મહીં આવજા કરે. (૧)

થૈ ખિન્ન રોકયાથી સગાં કને જતાં
રડે થઈ વિહ્વલ અશ્રુધારથી
જોતાં અસામાન્ય પુરુષ શંભુને
શું ધીખતાં નેત્રથી, અંગ ધ્રૂજતાં. (૨)

નિ:શ્વાસ નાંખી સતી શોક રોષથી
ચિત્તે દુ:ખી થૈ ઘરથી જતાં તજી
તેને દિધું પ્રીતિથી અર્ધ અંગને
જેણે, વળી જે પ્રિય સાધુઓ તણાં. (૩)

જતાં ત્વરાથી સતી એમની પુઠે
જતા હજારો શિવનાં અનુચરો
યક્ષો, મણિમન્, ગદ, પાર્ષદો બિજા,
નંદી કરી આગળ, ત્યાગીને વ્યથા. (૪)

મેનાં, દડો, દર્પણું, શ્વેતછત્રને *
સરોજ, માળા, વિંઝણો ધરી સતી-
-ને, ગીત, ને દુંદુભિ, શંખ, વેણુથી
જણાવતા, જાય ચડાવી પોઠીયે. (૫)

જ્યાં યજ્ઞ હિંસા બહુ વેદ ઘોષથી
દીપે છ, જે બ્રાહ્મણ—દેવ સેવતા,
જ્યાં કાષ્ઠ, માટી, કુશ, લોહ, હેમનાં,
ને ચર્મ પાત્રો-ભૂમિ તે પ્રવેશતાં. (૬)

---

* આ બધી વસ્તુ દેવીનાં અર્પાણમાં સાથે લેવાનો રિવાજ હશે.

આવેલી પામી અપમાન. એહને
ન માન કો દે યજમાનના ભયે,
વ્હેનો અને માવિણ, આદરેથી જે
ભેટે છે હર્ષે થઈ અશ્રુ ગદ્ગદ. (૭)

સહોદરે પ્રશ્નથી, ક્ષેમ પૂછીને
માં, માશીઓએ બહુ આદરેથી જે
પૂજા અને આસન રૂડું આપ્યું, તે
લે ના, ન તાતે દીધું માન તે થકી. (૮)

તે રુદ્રના ભાગરહિત યજ્ઞને
જોઈ, પિતાએ કીધી દેવહેલના,
ન માન પામી સતી યજ્ઞસત્રમાં
કોપ્યાં છે રોષે, ન શું વિશ્વ બાળવા. (૯)

કોપે ભરી વાણીથી શંભુદ્વેષીને,
ને ધૂમ—માર્ગ—શ્રમંગળી સર્વને
નિન્દે સહુ સાંભળતાં, સ્વતેજથી
ઉન્માદ રોકી નિજ ભૂતવૃન્દનો. (૧૦)

દેવી કહે છે— જે આત્મરૂપી સહુ દેહીઓ તણા,
જેને ન વ્હાલું દવલું, વધુ નહીં કો
જેથી, સમસ્તાત્મ, વિમુક્ત વૈરથી,
તમો વિના તે શિવ-દ્વેષી હોય કો. (૧૧)

સાધુ, ભિન્નના ગુણમાં ન દોષ કૈં
લેતા જ, તારી સમ કો વિના, દ્વિજ,
લઘુ ગુણો મ્હોટા કરી બતાવતા,
તું દક્ષ તેઓ મહીં દોષ દેખતો. (૧૨)

દેહાભિમાની સહુ દુર્જનો વિષે
મ્હોટાની નિન્દા થતી દ્વેષને લીધે,
આશ્ચર્ય તેમાં ન, મહાનપાદની
ધૂળેથી ઝાંખા જનને ઘટે જ એ. (૧૩)

જે નામ બે અક્ષરનું જીભે કહ્યું
એક પ્રસંગે સહુ પાપને હરે,
તે પુણ્ય કીર્તિ 'શિવ' ચક્રવર્તીને
અશિવ તારા વિણુ કોણ નિન્દશે ? (૧૪)

જેના–ભર્યા બ્રહ્મરસે પદાબ્જને,
સેવે છે સાધુજન ચિત્ત ષટ્પદો,
જે વર્ષતા યાચક વિશ્વને સુખો,
તે વિશ્વબંધુ પ્રતિ દ્રોહ તું કરે. (૧૫)

તારા વિના અશિવ, શું 'શિવ' નામ તેને
જાણે અજાદિન ? ધરે શિર જેહ ભસ્મ
પાદે અરી, છુટી જટા મુકીને સ્મશાને,
ભૂતોની સાથ ફરતાં, ધરી રૂંઢમાળા. (૧૬)

નિન્દે નિરંકુશ જનો ઈશ ધર્મત્રાતા,
તો કાન ઢાંકી જવું નીકળી નિર્બલોએ.
કે છેદવી બળથી પાપની બોલનારી
તે જીભ, પ્રાણુ તજવા ગણ્યો ધર્મ એ, વા. (૧૭)

તો શંભુના નિન્દક તુંથી ઉપન્યું
શરીર આ રાખીશ હું નહિ હવે,
ખવાયું જે અન્ન અશુચિ તેહની
કહે છે શુદ્ધિ થતી ઓકી કાઢતાં. (૧૮)

સ્વસ્થિતિ માંહિ રમતા મહર્ષિની
અનુસરે ના મતિ વેદ વાદને,
વળી ગતિ દેવ, મનુષ્યની જુદી
ન અન્ય નિન્દા ધરતી સ્વધર્મીને. (૧૯)

વેદે પ્રવૃત્તિ, નિવૃત્તિ તણા કહ્યા
બે માર્ગ, લક્ષણ, લોક તે ગ્રહે;
વિરોધી બે એકજ માં ધરે નહિ;
ન કર્મનો યોગ જ બ્રહ્મરૂપને. (૨૦)

જે યજ્ઞશાળા મહીં ધૂમમાર્ગથી
એ અન્નથી પેટ ભરે છે તે નહિ
પ્રશસ્ય પામે પદવી અમારી એ
જે ગુપ્ત રૂપે, અવધૂતને મળે. (૨૧)

જે શંભુના નિન્દક તું થી ઉપન્યો
કુજાત તે દેહ ન કામનો મને
લજાઉં હું દુર્જન સંગાથી. દિયે
મહાનને દૂષણ ધિક્ક જન્મ તે. (૨૨)

"હે દક્ષપુત્રી" કહી ગોત્રને તુજ
જ્યારે સ્મરે શંભુ દિલે બળું હું, સૌ
મજા અને હાસ્ય જતાં રહે હું આ
શરીર તારાથી થયેલું ત્યાગિશ. (૨૩)

મૈત્રેય કહે છે:- યજ્ઞે કહીને સતી એમ દક્ષને,
થૈ શાન્ત બેસે મુખ રાખી ઉત્તરે;
દુકૂલ પીળું ધરી, સ્પર્શીને જલ,
નેત્રો મીંચી યોગ પથે પ્રવેશતાં. (૨૪)

વાયુ, કરી બે સમ, સાધી આસન,
ઉદાન સાથે ગ્રહી નાભિચક્રથી
ધીમે હૃદે સ્થાપી મને, ઉરે સ્થિર
કરી, ગળેથી, ધરતાં ભ્રૂમધ્યમાં. (૨૫)

મહાનમાં મ્હાન શિવે ધરેલ જે
શરીર અંકે અતિઆદરે, સતી
તે ત્યાગવા દક્ષથી કોપી ઇચ્છતાં,
ગાત્રો વિષે અગ્નિની ધારણા કરે. (૨૬)

સદ્ગુરુ સ્વામી પદાબ્જનું અમી
ધ્યાને ધરી, ચિન્તવતાં ન કૈં બીજું
નિષ્પાપ થૈ તુર્ત સમાધિ અગ્નિથી
દેવી બળંતો નિજ દેહ દેખતાં. (૨૭)

પ્રસ્થાન

એ જોઈને અદ્ભુત ભૂમિમાં નભે,
'અરે! અરે!' શબ્દ મહાન ઊઠતો:
"પ્રિયા મહાદેવની દેવીએ તજ્યા
પ્રાણો અરે! દક્ષથી ક્રોધ લાવીને. (૨૮)

"જેની પ્રજા છે સહુ આ ચરાચર
અજ્ઞાન એ દક્ષતણું જુઓ અરે!
જેનાથી પામી અપમાન ત્યાગતી
પ્રાણો સદા પૂજ્ય સુતા સતી એમ. (૨૯)

"તે બ્રહ્મદ્રોહી વળી ક્રૂર ચિત્તનો
આ લોકમાંહી અપકીર્તિ પામશે.
જે શંભુદ્વેષી મરવા ઊભી થતી
સ્વપુત્રીને ના અટકાવી વારતો." (૩૦)

કે'તાં એમ જનો, જોઈ સતીનું મર્ણ અદ્ભુત,
દક્ષને મારવા દોડ્યાં શસ્ત્ર લૈ શંભુપાર્ષદો. (૩૧)

આવતા એમનો વેગ જોઈ ભૃગુ મુનિ કીધો
યજ્ઞવિઘ્ન હરે મંત્રે હોમ દક્ષિણ અગ્નિમાં. (૩૨)

અધ્વર્યુ હોમથી દેવો ઋભુ નામે થયા ઉભા
ગણથી, સોમપીમેલા તપે, કંઈ સહસ્ર ત્યાં. (૩૩)

બ્રહ્મતેજે જ્વલંત તે બળતાં કાષ્ઠ આયુધે
પ્રહાર પામીને નાઠા છે, ભૂત, પ્રેત, યક્ષ સૌ. (૩૪)

* ભાગવત ભાષાન્તરમાંથી ચોથા સ્કંધનો ચોથો અધ્યાય.

# વડોદરામાં સમાયેલું ગુજરાતનું પ્રાચીન સ્થાપત્ય

રમેશનાથ રંગનાથ ગૌતમ બી. એ.

ગુજરાતનાં ઘણાંય પ્રતિભાશાળી સંતાનોએ ગુજરાતનાં યશોગાન ગાયાં છે. એ પ્રશસ્તિઓ અનેક ગૌરવક્ષેત્રોને સ્પર્શે છે. પ્રાચીન ગુજરાતની કીર્તિ લલકારતા ઉપન્યાસોનો જે ઉમળકાભર્યો સત્કાર થાય છે, તે ઉપરથી એટલું અવશ્ય પ્રતીત થાય છે કે તે પ્રત્યે જનસમાજની અભિરુચિ સારી પેઠે છે. માત્ર નવલકથા રૂપે જ નહિ, પરંતુ ગુજરાતમાં પુરાણવસ્તુશોધન પરત્વે અભ્યાસપૂર્ણ પ્રયાસ થાય તો તે તરફ પણ જનસમાજની એ રસવૃત્તિને વાળવી બહુ મુશ્કેલ ન પડે એવું માનવાને કારણ છે અને ગુજરાત એવા અભ્યાસ માટે અતિ સુંદર ક્ષેત્ર પૂરું પાડે છે.

પશ્ચિમ ભારતને, ખાસ કરીને ગુજરાતને, ભારતના પુરાણવસ્તુસંશોધનના ક્ષેત્રમાં યોગ્ય સ્થાન નથી મળ્યું. એવા સ્થાન માટેની તેની લાયકાત નિર્વિવાદ હોવા છતાં આવી અવગણના થાય, તે માટે ગુજરાતનાં સંતાનોની નિષ્કાળજી ઘણે ભાગે જવાબદાર છે. તેવા વિષય પરત્વેની આપણી બેદરકારી આપણો ગુનો છે. આ પ્રવૃત્તિમુખી જાગૃતિના જમાનામાં પણ એ કલંક આપણે ન ટાળીએ! અને તે પણ તે માટેનાં સાધનોની વિપુલતા છતાં!

પ્રાચીન શિલાખંડોને કાન હોય, વાચા હોય, તો વિસારે પડેલા કેવા અલૌકિક જમાનાની, ઉદયાસ્તના અકળ ક્રમને ચક્રે ચડેલાં કેવાં મહારાજ્ય સામ્રાજ્યોની, પુરુષાર્થના દશ ગાજીને કાળગર્ભમાં વિલીન થયેલા એવા નરપુંગવોની, ચાર દિન ચમકીને આથમી ગયેલી સંસ્કૃતિઓની કેવી પરાક્રમગાથાઓના ઢગ એ ખડકી શકે! સામાન્યતઃ જનસમાજને ખબર જ નથી કે ગુર્જર રાષ્ટ્ર તથા સૌરાષ્ટ્રની પ્રાચીન ભૂમિ એવા તો વિપુલ પુરાણવસ્તુભંડારથી ભરાઈ રહેલી છે કે કોઈ પણ ઉત્સાહી પુરાતત્ત્વવેત્તા તેની ખોજ પાછળ સારી જિંદગી ખર્ચે તો તે પણ ઓછી પડે.

ગુજરાત પ્રાચીન છે જ, પરંતુ પુરાણા સમયમાં રાજશાસનની દૃષ્ટિએ એના વિભાગ અત્યાર કરતાં જુદા જ હતા. એ જમાનામાં જેને આજે દક્ષિણ ગુજરાત કહીએ છીએ અને ભરૂચ જેનું કેંદ્ર હતું એવો લાટ દેશ ગુજરાતથી સાવ નોખો અને અલગ રાજ્યસત્તા નીચે ફૂલ્યોફાલ્યો પ્રદેશ હતો. પ્રાચીન ગ્રીક અને અરબી સાહિત્યમાં તેનો પુષ્કળ નિર્દેશ છે. અરબી લેખકોએ એનો 'લાર'ના નામે ઉલ્લેખ કરેલો છે. લાટની જાહોજલાલીની અચરજ પ્રશંસા થયેલી છે. ને વાસ્તવમાં, તે સમયના મહાન વાણિજ્ય કેંદ્ર અને આજે નામદાર કનૈયાલાલ મુનશીના વતન ભૃગુકચ્છ તથા તેની આસપાસના સુસમૃદ્ધ પ્રદેશની કીર્તિ નવખંડ પ્રસરી હતી. તેની કીર્તિ સાતસમુદ્રની પેલી પાર પહોંચી હતી. એ જગદ્વંદિત અવશેષોમાંના કેટલાકને પ્રયત્નશીલ શોધકો અમુક સંસારવ્યાપી

પ્રતિષ્ઠાવાળાં બંદરો, વ્યાપાર કેન્દ્રો અને સંસ્કાર સ્થાનો તરીકે પરખાવી શકયા છે. સદેશ વ્યવહારથી લગભગ શૂન્ય જેવા એ જમાનામાં પણ તે સ્થળોની નામના ચોમેર પ્રસરી હતી.

એ સમયનું ગુજરાત લાટની ઉત્તરે પથરાયેલું હતું. પંજાબથી ક્રમશઃ ઊતરી આવેલા ગુર્જર નામના કુળ ઉપરથી એ પ્રદેશનું નામ ગુર્જરરાષ્ટ્ર પડ્યું હતું. આજે પણ પંજાબમાં 'ગુજરાત' નામનો જિલ્લો વિદ્યમાન છે. પેલો સર્વવ્યાપક ચીનો મુસાફર હુએન સંગ ઈ. સ. ૬૪૦ માં ગુર્જરભૂમિની નોંધ લેતાં જે વર્ણન કરે છે તે અનુસાર એ પ્રદેશ દક્ષિણ રાજપુતાના સાથે ઠીકઠીક મિશ્રિત હતો. અસલના વારાથી જ ગુજરાતની કુખે મહાપુરુષો પ્રગટ થતા રહ્યા છે. જીષ્ણુસુત બ્રહ્મગુપ્ત ગુર્જરપુત્ર હતો. જેનામાં કાલિદાસની ઉપમા, ભારવિનું અર્થગૌરવ અને બાણનું પદલાલિત્ય એ ત્રણે વિશિષ્ટ લક્ષણો એકત્રિત થયેલાં મનાય છે એ મહાકવિ માઘ ગુજરાતનું મહાસંતાન હતું; તે જાતે શ્રીમાળી બ્રાહ્મણ હતો.

## ઇતિહાસ ઉપર ઊડતી નજર

વિદ્વાનોએ ગુજરાતના ઇતિહાસને ઉકેલ્યો છે. એ ક્ષેત્રમાં વિગતે વિચરવાનું આ સ્થાન નથી. અહીં તેનો ઉલ્લેખ કરવાનો ઉદ્દેશ એટલો જ છે કે પ્રાચીન ગુજરાતના શિલ્પ તથા સ્થાપત્યનાં અવશેષો વિશેની વિચારણા જે તે સમયના ઐતિહાસિક વાતાવરણની ભૂમિકા આડે થઈ શકે તો વધારે વાસ્તવિક બનવા પામે, એટલા માટે. અને તે પૂરતી જ પ્રાચીન ગુજરાતના ઇતિહાસની અછરતી નોંધ અહીં લેવી, તેથી વિશેષ નહિ. તેથી આપણે એટલું નોંધીને જ સંતોષ માનીશું, કે સિંધમાં જમાવેલા પોતાના મથકથી અરબ લશ્કરીઓની ટોળીઓ છેક ઈ. સ. ૭૩૬ ના સમયથી ગુજરાતની સમૃદ્ધિથી આકર્ષાઈને ઊતરી આવતી હતી. અને એ કાળના નિર્દેશ સાથે જ વનરાજ ચાવડાની ચમત્કારી વ્યક્તિની યાદ આપણી કલ્પનાને ઉત્તેજે છે. સેંકડો યશગાથાઓના લક્ષ્ય સમા એ ભદ્ર પુરુષના સમય સુધી ગુજરાત ઉપર કનોજના રાજાની આણ વર્તતી હતી. પ્રસંગોપાત, અરબ બહારવટિયાના મુકાબલા માટે છેક ચીનના શાહની કુમક માગવાનો પ્રસંગ કનોજના એક ગાદીપતિને આવ્યો હતો, અને એકવાર દૂર દૂર પડેલા ધરતી ઉપરના સ્વર્ગ લેખાતા કાશ્મીરના નૃપતિને પણ ગુજ્જર રાષ્ટ્રની પ્રશંસા સાંભળીને મોંમાં પાણી આવ્યાં હતાં, અને તેના ઉપર તેઓ ચઢાઈ લઈ ગયા હતા; એ પણ નોંધીએ.

વનરાજે કુશળ યુક્તિ પ્રયુક્તિઓ વડે કનોજના સકંજામાંથી ગુજરાતને મુક્ત કર્યું. એ પરાક્રમ નાનુંસનું નહોતું, તેથી વધારે ઈતિહાસપ્રસિદ્ધ કાર્ય એણે કર્યું, તે વિક્રમ સંવત ૮૦૨માં કરેલી અણહિલપુર પાટણની સ્થાપના. એ ઘટનાએ જે યુગ પ્રવર્તાવ્યો, તેની પ્રતિભાનો ગુજરાતની તવારીખમાં જોટો નથી. સદીઓ સુધી તપેલા જેના સંસ્કાર-સૂર્યના ગૌરવશાળી તેજની સ્મૃતિએ ગુજરાતની કલ્પનાને સર્વદા મુગ્ધ કરી છે. એવા એ પાટણયુગનો પ્રારંભ વનરાજની એક ભિલ્લ દોસ્ત પ્રત્યેની કૃતજ્ઞતાએ ધરેલા મૂર્ત રૂપે માંડ્યો હતો.

વનરાજને તેની ક્ષુબ્ધ શૈશવાવસ્થામાં એક પરમજ્ઞ જૈનસાધુનો આશ્રય પ્રાપ્ત થયો હતો. કૃતજ્ઞ વનરાજે સત્તારૂઢ થતાંની સાથે જ જૈન સંપ્રદાય તરફ ખાસ અભિદૃષ્ટિ ધારણ કરી હતી. એણે પ્રથમ પાટનગરમાં એ જૈન સાધુ માટે સુંદર ઉપાશ્રય બાંધ્યો.



દુર્ગેશ્વર મહાદેવનું મંદિર : ચંદ્રપુર.

વનરાજને પગલે પ્રતાપી રાજવંશો ઊતરી આવ્યા—ચાવડા, સોલંકી ને વાઘેલા. સોલંકીમાં મૂળરાજનું વ્યક્તિત્વ પ્રખર તરી આવે છે. રાજપાટના લોભે કરેલા સ્વજન-સંહારના યોગ્ય પ્રાયશ્ચિત્ત માટે મૂળરાજે જ લાયક બ્રાહ્મણોની ખોજ કરતાં ઔદિચ્યને શોધી કાઢ્યા. ને એમને સિહોરમાં તેમજ બનાસ અને સાબરમતી નદીઓના તટે કેટલાંક ગામોમાં લાવીને વસાવ્યા હતા. એ સમયમાં પ્રતાપી લાટ સાથે ગુર્જર રાષ્ટ્રને વારંવાર સંઘર્ષણનો પ્રસંગ પડતો હતો.

૭ સદીઓ સુધી પાટણે ગુજરાતની કીર્તિને ઓપ આપ્યો. એ ૭ સદીઓનો તેજ-પુંજ ઇતિહાસમાં પ્રાયઃ અદ્વિતીય છે. છસો વર્ષની અખંડ યશસ્વી કારકિર્દી પછી મંડાયાં એનાં કાળમાં ઇસ્લામી આક્રમણો, જેના ઝનૂને અનેક મંદિરો, મહાલયો, કિલ્લા અને શિલ્પના ચમત્કારોથી ઝળહળતા એ મહાકાય પાટણનગરને રગડોળી નાખ્યું. વિ. સં. ૧૦૦૮માં મહમદ ગઝનીએ પ્રભાસપાટણ ઉપર ચડાઈ કરી, તે સમયે પાટણની આણ સૌરાષ્ટ્ર અને કચ્છ ઉપર પણ વર્તી રહી હતી.

મહંમદના વંટોળીઆને ઝીલી ગુજરાતને જીવંત રાખનાર સોલંકી ભીમદેવની રાણી ઉદમુખનીએ બંધાવેલી તે પાટણની સુપ્રસિદ્ધ રાણકી વાવ.

તે પછી સમસ્ત ગુજરાતની આંખ જેના નામશ્રવણથી ગર્વે ભરાય છે એ સિદ્ધ-રાજ જયસિંહ સોલંકી ગુજરાતની પ્રતિભાને દિગંતમાં ગજાવે છે. (૧૦૯૩–૯૪.) મૂળરાજે એકસો વર્ષ પહેલાં આરંભેલા સિદ્ધપુરના રુદ્રમહાલયને તેણે પૂર્ણ કર્યો હતો. મહાદેવની એક હજાર દેરીઓથી મંડિત એવું એનું સહસ્રલિંગ તળાવ ધરતીના નવા પડ અને

સરસ્વતીના પ્રવાહના પલટાએ પાથરેલો થર નીચે દટાઈ ગયું હતું તેને ખોદી કાઢવાનું કાર્ય હાલ વડોદરાની શ્રીમંત સરકાર તરફથી ચાલે છે અને તેના ફળસ્વરૂપ અનેક રસપ્રદ શિલ્પખંડકો ત્યાંથી ત્યાંથી પ્રાપ્ત થાય છે.

આ બધો સમય જનો તરફ પાટણના સત્તાધીશોની મીઠી નજર અખંડ હતી. એના પરિણામરૂપ પ્રસંગોપાત્ શ્રી હેમચંદ્રસૂરીના પ્રાતઃસ્મરણીય નામનો ઉલ્લેખ કરી લઈએ. પાટણે તો હમેશાં જ હેમસૂત્રે હાકથી ઊજવ્યું. સોલંકી વંશની અસ્થિરતા શરૂ થઈ પરંતુ એ યુગના વસ્તુપાલ, તેજપાલ નામના શ્રાવકયુગલનાં દેવાલયોથી ગુજરાતમાં કે તેની બહાર, સમસ્ત જૈનજગતમાં કોણ અપરિચિત છે ? આબુ પણ ગુજરાતનો ભાગ હતો. આબુ ઉપરનાં દેલવાડાંનાં મંદિરોની કારીગરી પણ ગુજરાતની જ. સમયના વહન સાથે સોલંકી ક્ષત્રિયોનું સ્થાન વાઘેલાએ લીધું. એના શાસનકાળનું આ લેખની દષ્ટિએ અવલોકન કરતાં ઈ. સ. ૧૨૫૦ માં વિશળદેવ વાઘેલાએ દર્ભાવતી—ડભોઈનો વિખ્યાત કિલ્લાની કરાવેલી રચના ધ્યાન ખેંચે છે. એ કિલ્લાની હિરાભાગોળનો વડોદરા નરેશે સુંદર જીર્ણોદ્ધાર કરાવ્યો છે. પરંતુ હવે ઈસ્લામના ઝનૂની હુમલાનો વેગ તેમજ વિસ્તાર વધી પડ્યાં. સુલતાને અલ્લાઉદ્દીને ખીલજીના ભાઈ એ સોમનાથનું વળી ખંડન કર્યું. અને તેના માર્ગમાં આવવાની ગુસ્તાખી બદલ પાટણને એણે જમીનદોસ્ત કર્યું. કરણ વાઘેલો નાઠો અને પાટણ પડ્યું. આ વખત હુમલાખોર પાટણમાં જામી પડ્યો; ને ત્યારથી મુસ્લિમ અમલની સદી પરંપરા મંડાઈ. તે દરમ્યાન ગુજરાતે અનેક ધરમૂળની ઉથલપાથલો અનુભવી. ખીલજીના ખીજવાટ પછી એકસો વર્ષે ઈ. સ. ૧૪૧૧માં અહમદશાહે અહમદાબાદ વસાવ્યું ને ગુજરાતની રાજધાની પાટણથી ઉઠાવીને ત્યાં રાખવામાં આવી. ગુજરાતે નવો નિવાસ સજીને નવા રાહે પોતાની કારકિર્દી ચાલુ રાખી. ઈસ્લામના અમલે વળી આર્યકલા ઉપરની રચાયેલી સ્થાપત્યની ઢબથી નવી સજાવટો રચી જે આજે પણ ખંડિત કે અખંડિત રૂપે અમદાવાદ, મહેમદાવાદ, ચાંપાનેર ઈત્યાદિ સ્થળે જોનારને વિસ્મય પમાડે છે. મહંમદ બેગડો, બહાદુરશાહ જેવા મઝહબી ઝનૂનના નમૂના સમા સુલતાનો પણ કલા સંસ્કારના પોતાની નસોમાં ભરેલા હિંદુરક્તની અસરથી મુક્ત રહી શક્યા ન હોતા. એમની ઈમારતો બાંધનારા પણ હિંદુ શિલ્પી જ હતા, જે સંકટ પડે ત્યારે ઈસ્લામનો અંગીકાર કરવામાં આનાકાની નહોતા કરતા.

આ પ્રમાણે સમયના મોટા વિસ્તારોને ઠેકતા આપણે, ગુજરાતને એકંદર આદ્યંત જોઈ વળ્યા. ગુજરાતના શિલ્પમાં બ્રાહ્મણ જૈન અને ઈસ્લામી એવા ત્રણ વિભાગો સામાન્ય રીતે પાડવામાં આવે છે, પરંતુ તે ભેદની કોઈ સ્પષ્ટ રેખા નથી. ત્રણેય એક બીજામાં ભળી જાય છે, shade off થઈ જાય છે. ગુજરાતનાં પ્રાચીન ખંડેરોમાં બ્રાહ્મણ પ્રકાર પ્રવર્તે છે, પરંતુ તેમાં જૈન મિશ્રણ છે જ. જૈન પ્રકાર એ બ્રાહ્મણ ઢબનું ધાર્મિક માન્યતા તથા રિવાજના ફરકને સ્પષ્ટ કરવા પૂરતું છતાં મૌલિક નહિ એવું રૂપાન્તર માત્ર છે. ને ઈસ્લામી ઢબ પણ તે જ રાહે, તેના પુરોગામી પ્રકારોની મુસ્લિમ આવૃત્તિ ઉપરાંત વિશેષ કંઈ નથી. ત્રણેયનાં મૂળતત્ત્વો એક જ જણાય છે. જૈન, બૌદ્ધ તથા ઈસ્લામમાં ધાર્મિક ઈમારતો રચવાના પુણ્યને અતિપ્રાધાન્ય છે.



મોઢેરા મંડપ.

આ ટૂંક લેખમાં માત્ર વડોદરા રાજ્યની જાણીતી પ્રાચીન સ્થળોનો નિર્દેશ કરવામાં આવ્યો છે. પરંતુ તેથી વસ્તુસ્થિતિમાં ખાસ ફરક પડતો નથી, કેમકે હિંદુ સ્થાપત્યના નમૂના મુખ્યત્વે એ રાજ્યની સીમામાં આવી જાય છે. ખુશાલીની વાત છે કે કેટલોક સમય થયાં વડોદરા રાજ્યે પોતાની જૂની ઈમારતો તથા સ્થાપત્ય કલાના અવશેષોના સંગ્રહ તથા સંશોધન અને ખોજ તરફ ખૂબ લક્ષ આપવા માંડ્યું છે. વડોદરા રાજ્ય એ ક્ષેત્રમાં એટલું સમૃદ્ધ છે કે તે વિષે પુસ્તકોનાં પુસ્તકો લખી શકાય. ખાસ કરીને મહેસાણા પ્રાંત પ્રાચીન ખંડેરોનો અખૂટ ભંડાર છે. પાટણના ગુર્જરોની યશગાથાઓ એ પ્રાંતની ભૂમિના પથ્થરોમાં અંકિત થયેલી છે.

## પડ્યું પડ્યું પણ પાટણ

શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ સરકાર પાટણના ઐતિહાસિક મહિમાથી આકર્ષાયા હતા. તેમણે તેને રાજ્યનું બીજા નંબરનું શહેર બનાવ્યું અને તેને પુનઃ તેજસ્વી બનાવવા ખૂબ મહેનત તેઓશ્રીએ ઉઠાવી હતી. આજે જૂનું પાટણ ખોદાય છે. તેના સ્થાપત્ય અને શિલ્પના નમૂના રીતસર શોધાઈને રક્ષાય છે. રાણકી વાવના રેખાંકનવાળા પથ્થરની પરીની કથા જેવી મોહક શિલ્પકલા સંગ્રહાય છે. હજુ પાટણ પાસે અપૂર્વ

ભંડાર છે. સહસ્રલિંગનું સંશોધન ચાલે છે. એ તળાવ સિદ્ધરાજે ૧૦૯૩થી ૧૧૪૩ સુધીમાં બંધાવ્યું હતું. તેની મધ્યમાં એક ટેકરી ઉપર રુદ્રેશ્વર મંદિર હતું. સહસ્રલિંગની રચનાનો ખ્યાલ તે જ મહારાજાએ વીરમગામમાં બંધાવેલા ૫૦૦ દેરીવાળા મીનલસર ઉપરથી આવી શકે છે. સહસ્રલિંગની આખ્યાયિકા રાસમાળામાં જસમા ઓડણની કથામાં પ્રાપ્ત થાય છે.

ખાખી દામોદર કુવો, હિંદુ તથા જૈન મંદિરોને ખંડિત કરીને તેના ઉપર રચેલી અનેક મસીદો દરગાહોનાં અસંખ્ય ખંડેરો, પંચાસર પાર્શ્વનાથના દેરામાં મૂકેલી વનરાજ તથા તેના મંત્રીની પ્રતિમાઓ, લગભગ ૧૧૦ જૈન દેરાં, કાળી અને સિંધવાઈ માતા, રાણી વાવના પથરો લાવીને તેનાથી બાંધેલી વિશાળ બહાદુરસિંગ વાવ, આજના પાટણના મકાનોના ગોખઝરૂખામાં જડાવી દીધેલા લાકડકામના અદ્ભુત કલાપૂર્ણ નમૂના, ખાન સરોવરને નામે ઓળખાતા અસલ સોલંકી તળાવના ઓવારા: એવું એવું તો કંઈક પાટણમાં હજી ભર્યું છે.

## પાટણની પ્રભુતાનું વર્તુલ

નજીકમાં જ સિદ્ધપુર માતૃગયા વિરાજે છે, જ્યાં બિંદુસરોવરમાં સ્નાન કરીને પરશુરામ માતૃહત્યાના પાપથી મુક્ત થવા પામ્યા હતા. જ્ઞાનવાપિકા, અલ્પસરોવર કપિલાશ્રમ ને સ્થાપત્યની નજરે સર્વોત્તમ મહત્ત્વનો રૂદ્રમાળ એ સિદ્ધપુરની અમર સામગ્રી રૂદ્રમાળના નહિ જેવા રહેલા અવશેષ જોતાં પણ અસલ ઈમારતની ભવ્યતાની ઝાંખી થાય ને જોનાર દિંમૂઢ બની જાય એવી અલૌકિક છે. એક શિલાલેખ દર્શાવે છે કે એ ઈમારતનો આરંભ મૂળરાજે વિ. સં. ૧૧૦૦માં કર્યો ને તેની પૂર્ણાહુતિ સિદ્ધરાજે વિ. સં. ૧૨૦૨માં કરી. વળી એમાં ૧૬૦૦ સ્તંભ ને ૧૮૦૦૦ મૂર્તિઓ હતી. એ તે કેં મહાલય . . . કેં મહાલય !

નજીકમાં જ પાટણની પ્રભુતાના નિકટના વર્તુલમાં જ વિરાજે છે મોઢેરાનું દેદીપ્યમાન સૂર્યમંદિર. આ ખંડેર વિષે ગુજરાતી સાહિત્યમાં ઘણું લખાયું છે. છતાં એ નિત્યનૂતન છે. એક સમર્થ પ્રાચીન વસ્તુસંશોધક પંડિત લખે છે કે ઉત્તર ગુજરાતમાં એની તોલે આવે એવી ઉત્તમ ઈમારત બીજી કોઈ અવશિષ્ટ નથી. આટલા શબ્દોમાં કેટલું બધું સમાઈ જાય છે ?

ઉત્તર ગુજરાતની અઢળક સ્થાપત્ય સમૃદ્ધિના થોડા નમૂનાની જ વાત અહીં થઈ શકે. પરંતુ જેને જ્ઞાનપિપાસા છે, ગુજરાત માટે ગૌરવ છે, અને કૌતુકરૂપી ભૂખ છે, તેને માટે જીવનભરની ખોજની સામગ્રી પાટણના વિશાળ વર્તુલમાં સભર ભરી છે. અને પ્રાચીન લાટ પ્રદેશના એક સમયના અંગરૂપ વડોદરા રાજ્યના દક્ષિણસ્થ પ્રાંતો તો પ્રાચીન સંશોધકની કાગને ડોળે રાહ જોઈ ને બેઠા છે. વડોદરા રાજ્યમાં ગુંથાયેલાં રાધનપુર, પાલણપુર, પાલીતાણા વગેરે રાજ્યો પ્રાચીન ગુજરાતી સ્થાપત્યકલાની નજરે તેમ જ



પીલુદ્રાનું તોરણ.

અન્યથા પણ ગુજરાત સાથે એકાકાર છે અને રસપ્રદ ખંડેરોથી ઉભરાય છે. એમને ગામડે ગામડે વિસ્મયકારક નમૂના પડ્યા છે.

આમાં વડોદરા સરકારે આ દિશામાં ચિત્ત પરોવ્યું છે એ સંતોષનો વિષય છે. એને દરેક સમગ્ર ગુજરાતવાસીની સહાનુભૂતિ અવશ્ય રહેશે.

●

## તેં

અર્પ્યું તેં તે કેવું અમૃત ઉરમાંહી મમ પુરો,
શકે જેને હાવાં કરી કલુષ ના, ઝેરડગલાં ?

પ્રજારામ ન. રાવળ

# સ્વ. શિવરામ ગણપતરાવ પવાર

હરિહર ભટ્ટ

હિંદુસ્તાનના ખગોળશાસ્ત્રના અભ્યાસીઓને માટે એક અત્યંત દુ:ખદાયક બનાવ કેટલાક માસ પહેલાં બની ગયો – વિદ્દવર્ય શિવરામ ગણપતરાવ પવારનું અવસાન. હિંદુસ્તાનમાં પ્રથમ પંક્તિના ખગોળશાસ્ત્રીઓ આંગળીના ટેરવાં પર ગણી શકાય એટલા માંડમાંડ છે, તેમાંથી છેલ્લાં ત્રણ વર્ષ દરમ્યાન ત્રણ ધુરંધર વિદ્વાનો ઊપડી ગયા એ આ વિદ્યાને માટે અસહ્ય ખોટ ગણાય. આ ત્રણ વિદ્વાનો તે ફર્ગ્યુસન કૉલેજના ગણિતના પ્રોફેસર સ્વ. વિશ્વનાથ બળવંત નાઈક, ઉજ્જૈન કૉલેજના નિવૃત્ત પ્રિન્સિપાલ સ્વ. ગોવિંદ મહાદેવ આપ્ટે અને વિદ્દવર્ય સ્વ. પવાર. આ ત્રણ પૈકી પહેલા બેની મૃત્યુનોંધ મેં 'પ્રસ્થાન'માં લખી હતી, તે વખતે એમની જ કોટિના એક ત્રીજા વિદ્વાનની મૃત્યુનોંધ આટલી જલદી લખવી પડશે એવી મને કલ્પના પણ નહોતી.

આપણું પડોશી મહારાષ્ટ્ર અનેક પ્રખર વિદ્વાનોની ખાણ છે. એવા એક પ્રખર વિદ્વાન સ્વ. પવાર હતા. વિદ્યાપ્રાપ્તિ માટે જેટલા પ્રતિકૂળ સંજોગો કલ્પી શકાય તેટલા હોવા છતાં દૃઢ નિશ્ચય અને અવિરત પુરુષાર્થથી મહાવિદ્વાન થઈ શકાય છે એ સિદ્ધાન્તને જાણે કે પ્રત્યક્ષ પ્રમાણથી સાબીત કરવા ખાતર જ વિધાતાએ એમને ઘડયા હતા. જ્યાં કદી વિદ્યાનાં કિરણો પ્રવેશ્યાં નહોતાં એવા અજ્ઞાનાંધકારમય પ્રદેશની વચ્ચે અહમદનગર જિલ્લાના રાહુરી તાલુકાના સડે નામના એક નાનકડા ગામડામાં, જે કુળમાં અનેક પેઢીઓથી વિદ્યાના સંસ્કાર પડ્યા નહોતા એવા ખેડૂત મરાઠા કુટુંબમાં સર્વ પ્રયત્નોને રુંધી નાખનાર અતિદારિદ્રનો વારસો લઈને ઈ. સ. ૧૮૬૬માં આ પુરુષાર્થમૂર્તિનો જન્મ થયો. નાના શિવરામમાં જ્ઞાનપ્રાપ્તિ માટે નિસર્ગદત્ત અદમ્ય તૃષા ન હોત, તો બાપદાદાની પેઠે જ એણે પણ ખેડૂત તરીકે જીવન પૂરું કર્યું હોત. નાનપણથી જ આંગણામાં ખાટલામાં સૂતો સૂતો શિવરામ આકાશના તારાઓને મધરાત સુધી ટગર ટગર જોયા કરતો. 'શિવરામ, તૂ વેડા ઝાલા આહેસ કાય?' (શિવરામ, તું ગાંડો થયો છે શું?) એમ કહીને તેનાં ઘરનાં માણસો આ ભવિષ્યના મહાન ખગોળશાસ્ત્રીને ગાંડામાં ગણી કાઢતાં. આકાશદર્શનનો આ અજબ શોખ શિવરામપંતમાં જીવનપર્યંત રહ્યો.

દરિદ્રતા, કૌટુંબિક અગવડો તથા ડગલે અને પગલે નિરુત્સાહ કરનારી અનેક પ્રતિકૂળતાઓને વટાવીને ૨૪ વર્ષની મોટી ઉમ્મરે પૂના મરાઠી ટ્રેનિંગ કૉલેજની ત્રીજા વર્ષની પરીક્ષા પસાર કરીને શિવરામપંત મરાઠી પ્રાથમિક શાળાના શિક્ષક બન્યા. ટ્રેનિંગ કૉલેજના અભ્યાસ દરમ્યાન આ ખેડૂતનો છોકરો તેના યુનિવર્સિટી-પદવીધર શિક્ષકોને ન સૂઝે એવી અપૂર્વ સરળ પદ્ધતિથી ગણિતના દાખલા ગણી આપતો, ત્યારે તેના શિક્ષકો ઘડીભર દિઙ્મૂઢ બની જતા.

શિવરામપંત એક સફળ શિક્ષક હતા. કોઈપણ વિષયને એઓ વિદ્યાર્થીઓને સુગમ અને સરળ કરી આપતા એમ એમના વિદ્યાર્થીઓ હજુ પણ સંભારીને કહે છે. એઓ આસિસ્ટન્ટ ડેપ્યુટી એજ્યુકેશન ઇન્સ્પેક્ટરની જગા સુધી જઈને નિવૃત્ત થયા અને જીવનનાં છેલ્લાં વીસ વર્ષો પોતાના વતનના ગામડામાં જ ગાળ્યાં. અઠવાડિયામાં ત્રણ દિવસ આવતી આ ગામડાની ટપાલ હિંદુસ્તાનભરના ખગોળના વિદ્વાનોની શંકાઓ લાવતી અને તેનાં સમાધાનો લઈને પાછી ફરતી. આ ગામડામાં ૭૩ વર્ષની વૃદ્ધ વયે આ પુરુષે પોતાની સફળ જીવનયાત્રા પૂર્ણ કરી.

શિવરામપંત અંગ્રેજી નિશાળનું મોં જોવા પામ્યા નહોતા, છતાં ખગોળનું એમનું જ્ઞાન કૉલેજના પ્રોફેસરોના જ્ઞાન કરતાં વિશેષ હતું. ઉચ્ચતમ ગણિતશાસ્ત્રનાં પુસ્તકો સમજવા જેટલું અંગ્રેજીનું જ્ઞાન એમણે સ્વપ્રયત્ને જ મેળવ્યું હતું. આજકાલ કૉલેજોમાં શીખવાતા બધા ગણિતશાસ્ત્રનો એમણે અભ્યાસ કર્યો હતો એટલું જ નહિ, પણ એ વિષયોની ઉપર એમણે મરાઠીમાં વિદ્વત્તાપૂર્ણ પુસ્તકો લખ્યાં છે. આ પુસ્તકોમાં જણાઈ આવતી વિદ્વત્તા અને વિચક્ષણશક્તિ વિષે લોકમાન્ય તિલક મહારાજે અને રેંગ્લર પરાંજપેએ ભારોભાર વખાણ કર્યાં છે. છેવટે પરિશિષ્ટમાં એમના પ્રકાશિત અને અપ્રકાશિત ગ્રંથોની યાદી આપી છે એ પરથી એમની વિદ્વત્તાની કલ્પના ગણિતજ્ઞોને આવશે. ખગોળશાસ્ત્રમાં સૌથી વિકટ વિષય ચંદ્રગતિસિદ્ધાન્ત (Lunar Theory) છે. આ વિષયમાં તેઓ પ્રમાણરૂપ હતા. હિંદુસ્તાનભરના વિદ્વાનો આ વિષયમાં એમની પાસેથી સમાધાન મેળવતા.



સ્વ. શિવરામ પવાર.

શિવરામપંત કેવળ વિદ્વાન નહોતા, શોધક પણ હતા. ગણિતનો કોઈ નવો સિદ્ધાન્ત એમણે શોધી કાઢ્યો નથી, પણ ગણિત કરવાની કેટલીક પદ્ધતિઓમાં એમની મૌલિકતા સ્પષ્ટ દેખાય છે. જેમકે એમના 'ગ્રહસ્થાનવિજ્ઞાન' પુસ્તકમાં આપેલી મધ્યમ ગ્રહને સીધા સંસ્કારો આપીને સ્ફુટ-દૃક્ ગ્રહ બનાવવાની પદ્ધતિ એમની પોતાની જ છે; કોઈ પાશ્ચાત્ય વિદ્વાને તે આપેલી નથી; પાશ્ચાત્ય ગણિતશાસ્ત્ર પર તે રચાયેલી છે તેથી કંઈ તેની મૌલિકતામાં ક્ષતિ આવતી નથી. આ પદ્ધતિનું અંગ્રેજી ભાષાંતર કરીને તેને યુરોપના વિદ્વાનોની સામે રાખવામાં આવે, તો તેઓ પણ તેની કદર કરે એવી એ પદ્ધતિ છે.

[ ૧૪ ]

## ગોકુળના ઘા

અ–કવિ

સરકાર જાહેરાત ઉપર જાહેરાત કરી રહી હતી કે, ગમે તે થાય પણ દુનિયા હીટલરવાદથી મુક્ત કરીને જ અમે જંપીશું. હીટલરવાદે દુનિયાને ભડકાવી મૂકી હતી. અને એનાથી શાંત લોકોને કેટલું નુકસાન છે—એનાથી મુંબઈનું સાંગોપાંગ કેવું ખળભળી જાશે—આ બધી પોતાની યુદ્ધનેમ સરકાર જાહેર કરી રહી હતી, એટલામાં તો, કોંગ્રેસે 'તમે યુદ્ધની નેમ કેમ જાહેર કરતા નથી?' એમ આડો ગોઠો ગબડાવીને તાલ બગાડી દીધો. માણસને છીંક આવવાની થાય ને બિચારો હોંશથી 'હા...છીં' કરવાનો હોય ત્યાં કોઈક આવીને અડપલું કરી જાય એના જેવી આ વાત થઈ. સરકાર હજી 'હા... છીં' કરવાનો વિચાર કરતી હતી, હજી તો એની યુદ્ધની વધારે નેમો જાહેર થવાની હતી, ત્યાં ડોસાએ દાટ વાળી નાખ્યો. પોલાંડની સ્વતંત્રતા માટે એણે સૂતેલી દુનિયાને ઢંઢોળી હતી. હજી બીજા અનેક દેશોની સ્વતંત્રતા જોખમાવાનો સંભવ છે એના વિષે સરકાર વિચાર કરી રહી હતી, ત્યાં કોંગ્રેસવાળા રહી રહીને 'પણ અમારું શું? અમારું શું?' એમ કરવા મંડી પડ્યા. એ તો ચેમ્બરલેઈન ભૂંડો ન થાય નહિતર કોંગ્રેસવાળાને સ્પષ્ટ જવાબ આપી દે કે તમે 'મને પતાસું આપો, મને પતાસું આપો' એમ કરો છો પણ કાંઈ મારી છત્રીમાં પતાસાં સંતાડ્યાં છે તે તમને આપી દઉં?' એના કરતાં વાઈસરોય સાહેબ બિચારા સારા કે આ છોકરાં બચારાં હેરાન થાય છે તે લાવ સૌને બોલાવીને પૂછું કે તમારે શું જોઈએ! વાઈસરોય સાહેબે તો નાનામાં નાનું જંતુ પણ 'બચારું દુઃખી' ન થાય માટે સૌને કહ્યું કે સૌ સ્વર્ગમાં આવજો! એ તો એમનું નોતરું જરા મોડું પડ્યું નહિતર ભીંડા બજાર, કચરાપટ્ટી મહાજન, ગપગોળામંડળ, કાગળપડિયા મંડળ, ચેવડા બજાર, અખિલહિંદ જૂનાં ખાસડાં સંઘ—અને એવાં એવાં એવાં તો કોણ જાણે કેટલાંય મંડળો એમને મળવાને આતુર હતાં. અને આ વાઈસરોય સાહેબ વિ૦; બીજું તમારે ગમે તે તમે કહો પણ હળવા મળવામાં ને વાતો કરવામાં એમના જેવા સહાનુભૂતિભર્યા વાઈસરોય બહુ થોડા જોવા મળશે!

પણ 'યુદ્ધની નેમ જાહેર કરો, યુદ્ધની નેમ જાહેર કરવાની ના' એવી એવી છાપાં-શાહી ખબરો વાંચીને, અમારો ગગલો ગાંયજો બિચારો મૂંઝાઈ ગયો હતો. તેણે એક દી કહ્યું કે 'સાહેબ! લડાઈ નથી થવાની કે શું?'

મેં કહ્યું: 'કેમ રે! લડાઈ તો ચાલે છે ને, તને ખબર નથી?'

'પણ કે'છે, ને સા'બ! લડાઈની નેમ બરાબર ચોખ્ખી થઈ નથી. ઈ બરાબર સામાવાળાને વાગતા નથી!'

'અરે!' મેં કહ્યું, 'લડાઈની નેમ સરકારે હજી ચોખ્ખી જાહેર કરી નથી તેના વિષે ફક્ત કોંગ્રેસવાળાની તકરાર છે!'

આમ સાધારણ જનતા ગિચારી લડાઈનો રસ માણવા એક પગે ખડી થઈ રહી છે ત્યાં કોણ જાણે શું છે તે લડવાવાળાને ઘા લાગે છે તે ઝટપટ લડતા નથી. અને સરકારને પણ રહી રહીને વાંકું પડે છે તે યુદ્ધની નેમ જાહેર કરતી નથી! અરે, બીજું કોઈ નહિ ભાઈ! એટલું તો જાહેર કરો કે અમારે તમને સાચવવા છે માટે અમે લડીએ છીએ! તોય લોકોને સંતોષ થાય કે ના, સરકાર આપણે માટે લડી રહી છે! હીટલર આવીને સૌનાં અપહરણ કરી જવાનો છે. એટલે સરકાર આપણા ઉપર એક એવો અંધાર પછેડો નાખવા માગે છે કે જેથી આપણું મોં એના સિવાય બીજું કોઈ દેખે નહિ ને આપણે પણ એના સિવાય બીજા કોઈને દેખીએ નહિ. હવે ખરી રીતે તો યુદ્ધનું પરમ, ખાનગી રહસ્ય આ છે—ને એની કોઈને ખબર પડવી ન જોઈએ: દુશ્મનોને નેમ જ, ખાસ કરીને મિત્રોને. કારણ કે એથી તો યુદ્ધની આખી કથળી જાય ને રસ માર્યો જાય! હવે, આટલા માટે સરકાર, યુદ્ધની ચેતવણીનાં પગલાં રૂપે, પોતાની નેમ જાહેર કરતી નથી તો કોંગ્રેસવાળા મોંમાં આંગળાં નાખી નાખીને બોલાવે છે કે, 'યુદ્ધમાજી! કાંઈક તો બોલો! તમે શું કરવા લડો છો! આ યુદ્ધ શું કરવા કરો છો એ તો અમને કહો! યુદ્ધની નેમ જાહેર કરો!' પણ ભાળા એમ સમજતા નથી કે યુદ્ધ વખતે કાંઈ યુદ્ધની નેમ જાહેર થાય? એટલા માટે તો ચેમ્બરલેઈન માસ્તરની છત્રી ઉગામીને કહે છે કે "એટલી ખબર પડતી નથી? છોકરાંવ કે! મેં મીઠાઈનો ભોગ ક્યાં સંતાડ્યો છે એ તમને હમણાં કહી દેવાનું છે? જાઓ; હમણાં તો આટલી મીઠાઈ સૌ ભેગાં થઈને વહેંચી લ્યો પછી વધારે આપીશ." એમ કહીને ચેમ્બરલેઈને પોતાની છત્રીમાંથી એક બિસ્કીટ સૌ છોકરાંવને વહેંચી લેવા આપી હતી. એ બિસ્કીટને કોઈ ભાંગે તો 'હું સ્વતંત્રતા માટે લડું છું! હું સ્વતંત્રતા માટે લડું છું! દુનિયાની સ્વતંત્રતા જોખમમાં છે!' એવો અવાજ નીકળ્યા કરતો હતો.

પણ આ છોકરાં તો માથાનાં નીકળ્યાં. એમણે તો બિસ્કીટ જ ફેંકી દીધી: 'નહિ મંગતે—પહેલાં શા માટે લડો છો એ કહો!'

હવે આ કોયડો તો ભારે રસાકસીનો છે. સરકારે પોકારી પોકારીને પોતાની નેમ જાહેર કરી છે. તેમણે પાંચસો ને પંચોતેર વખત કહ્યું છે કે 'બાપ! અમારે હીટલરવાદનો નાશ કરવો છે.'

સરકારના કહેવાનો ભાવાર્થ ન સમજવાથી જ આ બધો ગોટાળો ઊભો થયો છે. એણે કહ્યું છે કે એ હીટલરવાદનો નાશ કરવા માગે છે; પણ આ હીટલરવાદના પહેલાં 'યુરોપીય' એ વિશેષણ અધ્યાહાર છે. રાજનીતિમાં કુશળ પુરુષો બોલે છે ત્યારે હમેશાં વૈયાકરણીઓ પાસેથી બેચાર દોકડાનાં વિશેષણો એ વેચાતાં લઈ આવે છે. ને એ વિશેષણોને બે ખીસામાં રાખી મૂકે છે. પછી ક્યાંક તેમને વાપરે છે ને તેથી અર્થ ફેરવી નાખે છે. ક્યાંક વાપરતા નથી ને તેથી અર્થ ફરી જાય છે. જુઓને, હમણાં હીટલરે પોતે આર્ય હોવાથી, આપણા માટે અંગ્રેજોને અરજ ન ગુજારી કે, તમે હિંદને તો સ્વતંત્રતા આપો, પછી બીજાંકને સ્વતંત્રતા અપાવવા આવજો?

આ સાંભળીને આપણા કાશીરામ માસ્તર તો ઝાંખરી ફૂટવા માંડ્યાં કે ગાળો! હીટલર મારે જબરો લાગે છે. આપણા માટે પણ એને ચિંતા થતી લાગે છે!

'ઇસિકા કારન હય'—મંદિરના બાવાજીએ કહ્યું. 'હીટલર-બ્રહ્મચારી હય—ઔર સબ બ્રહ્મચારી ઐસા જગત કેં દુઃખસેં દુઃખી હોતે હય!'

'જોગી છે—જોગી—હીટલર તો જોગી છે!' ભભૂતગરે પોતાના પંથનું સમર્થન કર્યું. 'ને જોગીને કોન અપના ઔર કોન પરાયા.'

હું કાંઈ બોલ્યો નહિ. પણ મને લાગ્યું કે દુનિયાની કોઈ પણ સરકાર ને કોઈપણ સંપ્રદાય બન્ને એક રીતે સરખાં છે. એ ગમે તેમાંથી પોતાનો માર્ગ ગોતી કાઢે છે. એ રીતે જુઓ તો સરકાર પાણી જેવી છે. વળી તે નિર્મળ પણ છે. એને જે રંગ તમે લગાડો તે રંગ લાગે. તમારી પાસે જો રંગ જ ન હોય તો સરકારી પાણી પાસે તો રંગ નથી જ. એવી જ રીતે સરકારી રાજનીતિ વાણીનું સમજવું. એનો કયો અર્થ કયે વખતે થશે, તેનો આધાર શબ્દો ઉપર નથી, પણ સામા પક્ષ ઉપર છે. આ હીટલરે કહ્યું નાં કે હિંદને તો સ્વતંત્ર કરો, ત્યારે એને કહેવાનું એ હતું કે 'અલ્યા ભાઈ, ચેમ્બરલેન! તું હિંદને સાચવી રાખજે ને, પણ મને મારાં સંસ્થાનો તો પાછાં આપી દે!' બોલો, એટલા માટે એણે કહ્યું કે હિંદને તો સ્વતંત્રતા આપો!

હવે આવી રીતે જ્યાં વાણીવ્યાપાર ચાલે છે, ત્યાં કાંગ્રેસવાળા મંડયા જ છે કે તમારી નેમ જાહેર કરો; તમારી નેમ જાહેર કરો. અલ્યા ભાઈ, પણ નેમ હોય તો જાહેર કરે ને? કે ન હોય તો પણ જાહેર કરે? તમે કેમ છોકરો બે વરસનો હોય ત્યાં કહેતા નથી કે તને પરણાવવો છે, આ ઘરનો તું માલિક છે, તું સ્વતંત્ર છે! એ તો આખી દુનિયાને કહ્યું છે કે અમે સ્વરાજ માટે લડીએ છીએ. તમને પણ કહ્યું છે કે અમે સારા માટે લડીએ છીએ. હવે સારાના કરતાં સારી નેમ કઇ? લડવામાં શું છે? હરકોઈ ચાલતાં ચાલતાં લડે છે. આ જુઓને, તમે જ અંદર અંદર કેવા લડો છો! હજી તો ભેંસ બાગોળે, છાશ છાગોળે, ને ઘરમાં ધમાધમ તમે જ કરતા નથી? હજી તમને દૂધ આપવું કે છાશ, એ નક્કી નથી, તે પહેલાં જ તમે લડતા નથી કે આ બાજુના બે આંચળ મારા ને પેલી બાજુના બે આંચળ મારા નહિ! પણ 'લ્યા ભાઈ! બ્રિટિશસિંહ આંચળ જ ખાઈ ગયો તો? એટલા માટે સમજી જાવને કે તમે જેમ કલ્પના માટે લડો છો તેમ અમે પણ કલ્પના માટે લડીએ છીએ. હવે એનાથી વધારે સ્પષ્ટ નેમ કઈ તે કહેશો?'

પણ મારી તો કોંગ્રેસ સામે એક બીજી ફરિયાદ છે. એણે આ ઘરણું ટાણે સાપ કાઢ્યો છે. યુરોપમાં સૌ કોઈ હજી તો લડવું એટલું જ નક્કી કરી શક્યા છે. શાને માટે લડવું તે નક્કી થયું નથી. તે પહેલાં સૌનો ઇરાદો પોલાંડને થાંભલે બકરાં બાંધવાનો હતો. એટલામાં જે રશિયાનો મેદાની પવન આવ્યો તે થાંભલો જ ઊડી ગયો! હજી બીજો થાંભલો સૌ શોધી રહ્યા છે ત્યાં કોંગ્રેસવાળા મંડયા છે કે તમારો થાંભલો ક્યાં છે એ બતાવો. પણ અલ્યા ભાઈ! આંહીં તે કાંઈ તમારી વેદિયાવાળી વાત છે કે શા માટે અમે સૌ લડીએ છીએ એ નક્કી થાય? જેમ જેમ લડાઈ લંબાશે તેમ તેમ નવી પવિત્ર ફરજો જાગતી જશે—ને નવા થાંભલા નંખાતા જશે. હીટલરનું જ જુઓને, એ હિંદુસ્તાનને સ્વતંત્રતા અપાવવા ઉત્તર સમુદ્રમાં લડે છે. અમે દુનિયાને સ્વતંત્રતા અપાવવા ફ્રાન્સમાં લડીએ છીએ. ફ્રાન્સ વળી જર્મનરાષ્ટ્ર સૌને ઘેરી ન બેસે માટે લડે છે. ઇટલી કહે છે આપણે તો બોલ્યાં ય નથી ને ચાલ્યાં ય નથી. ને લડતાં ય નથી ને શાંતે ય નથી.

રશિયા કહે છે તમે સૌ મારી સામે છો માટે હું ફિન્લેન્ડ સામે છું. અમેરિકા કહે છે તમારાથી હમણાં પૈસા ભરાવાશે નહિ માટે આંકી મૂકીને તમ તમારે ત્યાં લડયા કરો! આમ સૌના લડવાના થાંભલા જુદા જુદા છે. હવે કોંગ્રેસવાળા માથું ખાય છે કે તમારો થાંભલો—તમારો ધ્યેયસ્તંભ—બતાવો. પણ મારા ભાઈ! હજી તો થાંભલા જ પૂરા નક્કી થયા નથી. હજી અમારે કયે થાંભલે બાકરી બાંધવી એ નક્કી નથી. એટલે એક વખત થાંભલો તો ચોક્કસ કરવા દો. પછી એ થાંભલે બાકરી બાંધું, ત્યારે ડોસાને ટણુડી લઈને મોકલજોને, એ શેડ પાડી દેશે. એમાં આટલા બધા અરાજકારી રીતે આકળા શું કરવા થાઓ છો?

બીજી એક વસ્તુ પણ કોંગ્રેસવાળા ભૂલી જાય છે. એ લોકો સ્વરાજ માટે લડે છે. એનો અર્થ એ થાય કે સ્વરાજ મળે એટલે એમણે લડવું બંધ કરવું રહ્યું. આ પ્રમાણે યુદ્ધની નેમ નક્કી કરવાથી યુદ્ધની મુદત પણ નક્કી થઈ જાય છે. પણ આ લડાઈમાં મુદત જ નક્કી નથી, તેથી નેમ પણ નક્કી નથી. અગાઉ આ યુદ્ધ ત્રણ વર્ષ ચાલશે એમ જુઓ ઘણાએ કહ્યું હતું. ત્યાર પછી, થોડાં અઠવાડિયાંમાં ખતમ થશે એમ પણ ઘણાએ કહ્યું. હવે હીટલર કહે છે પાંચ વરસ સુધી ચાલશે. આમ લડાઈની મુદત ફરતી રહે છે માટે નેમ પણ ફરતી રહે છે. વળી કોંગ્રેસવાળા બીજી ઐતિહાસિક ભૂલ પણ કરે છે. પોલાંડની જમીન ઉપર લડાઈ થઈ માટે પોલાંડની સ્વતંત્રતા માટે યુદ્ધની નેમ જાહેર થઈ શકી. એ પ્રમાણે હોલંડ કે બેલ્જિયમ ઉપર થાય તો તેમની સ્વતંત્રતા માટે લડાય. હવે જો તમારા ઉપર એમ થાય તો તમારી સ્વતંત્રતા માટે લડીએ છીએ એમ કહેવાય. એની પ્રાથમિક તૈયારી માટે અમે અંધારાં કર્યાં ત્યાં તમારામાંથી જ કોઈ બોલ્યું કે આ બધી સામાન્ય જનતાને અમારા વિના ચાલવાનું નથી એ વાતની આ જાહેરાત છે. એટલે અમે જ્યાં નેમ નક્કી કરવાનું કરીએ છીએ ત્યાં તમારામાંથી જ કોઈ ને કોઈ પથરો ફેંકે છે ને નેમ ચૂકી જવાય છે!

માટે આ લડાઈની નેમ નક્કી નથી એ કોંગ્રેસની વાત ગલત છે. આ લડાઈની નેમ સૌએ નક્કી કરી છે કે લડવું — ને હીટલરવાદના અંત સુધી લડવું. યુરોપી હીટલરવાદ નાશ પામશે પછી તમે તો ઘણાને આશ્રય આપો છો, હીટલરવાદથી ત્રાસેલા યાહુદીઓને તમે જ ઓથ આપો છો, એ તમારી જગમશહૂર સહાનુભૂતિથી નાશ પામતા યુરોપી હીટલરવાદને તમે આશ્રય આપો તો એમાં તમારી મોટાઈ છે. તમારી આ મોટાઈનું અનુમાન કરીને જ નાના નાના હીટલરોના સંરક્ષણની યોજના તમારી સમક્ષ રજુ પડી છે. યુદ્ધને અંતે, હીટલરવાદનો નાશ થયો હશે ત્યારે; તમારી સહાનુભૂતિ જો નાશ પામેલાને ટકાવવા માટે જ રહેશે, એમ ધારીને તમારી જ મોટાઈની પરીક્ષા કરવા અમે નેમ જાહેર કરતા નથી, ત્યારે તમે બૂમાબૂમ કરો છો કે નેમ જાહેર કરો! નેમ જાહેર કરો! નેમ જાહેર તો કરી કે હીટલર પણ અમારો દુશ્મન નથી, હીટલરવાદ અમારો દુશ્મન છે. માટે તમારે ત્યાંના નાના નાના હીટલરો અમારા દુશ્મનો નથી. અને હીટલરવાદ બિચારો નાશ પામે ત્યારે એને ક્યાંક તો આશ્રય મળવો જોઈએ માટે ભલે તમારે ત્યાં મળો! યુદ્ધના અંતની આ નેમ જાહેર તો કરી. હવે કેટલીક વખત જાહેર કરવી?

આ લડાઈ ગોફણના ઘા જેવી છે. જુઓ, કોઈ કોઈના ઉપર જતા નથી. ગોફણના ઘા, ફરીને પાછા સંતાઈ જાય છે. એટલા માટે આ યુદ્ધને અંતે જે મળવાનું છે તે પણ ગોફણના ઘા જેવું જ મળશે—ગડગડીઆ. સૌને ગડગડીઆ મળે તો તમારે બિસ્કીટ જોઈએ! આ પણ નવી નવાઇની વાત.

એ એક નવાઈની વાત છે કે યુદ્ધની આટલી આટલી સ્પષ્ટ જાહેરાત પછી પણ કોંગ્રેસ યુદ્ધની નેમ માટે હજી પોતે અસ્પષ્ટ રીતે સમજી છે એમ દાવો કરે છે. પણ કહે છે ના કે ન નાચનારીને આંગણું વાંકું! કોંગ્રેસે કહ્યું કે અમે રાજ નહિ કરીએ, તો ક્યાં સરકારે એ પવિત્ર ફરજ ઉપાડવાની ના પાડી? કોંગ્રેસ આમ જવાબદારી ફેંકીને ભાગી જાય—પણ સરકાર ભાગીને ક્યાં જાય?

સરકાર હીટલરનો નાશ કરશે એ ચોક્કસ છે. યુરોપી હીટલરવાદનો નાશ થશે એ પણ ચોક્કસ છે. માત્ર આ લડાઈમાંથી એને જે શીખવાનું મળશે તેનો ક્યાં કેમ ઉપયોગ કરશે એ ચોક્કસ નથી. હીટલર લડાઈ જગવતો ત્યારે હમેશાં જર્મન લઘુમતીનું ગાનું આગળ ધરતો. આ સરકાર લડાઈ નહિ જગવે. કારણકે એને હવે ક્યાંય લડવાનું ક્ષેત્ર રહ્યું નથી. પણ આ લઘુમતીનું રામબાણ સૌને હૈયે બેસી ગયું છે; ને જ્યારે જ્યારે કોઈ કહેશે, કે હવે તમે અમને પણ કાંઈક આપો, ત્યારે ત્યારે આ હીટલરીબાણ ચેમ્બરલેઇનની છત્રીમાંથી બહાર આવશે. 'તમને આપીએ ખરા, પણ આ તમારા લઘુમતી ભાઈઓનું શું? એટલે સૌ સરખા મતના થાઓ ત્યાં સુધી રાહ જુઓ!'

સરખા મતના કોઈ જુગજુગાંતર વિના સૌ કોઈ થાય નહિ ને મારે આપવું છે, આપવું છે, ને અપાતું નથી, એ રાજદ્વારી પુરુષોનો હીટલરી અફસોસ પણ જાય નહિ! આ લડાઈનું જે થાવું હોય તે થાય, પણ હીટલરીબાણ તો રાજદ્વારી પુરુષોના ભેજામાં એક અમોઘશસ્ત્ર જેવું બેસી ગયું છે. ને ગમે ત્યારે, ગમે તેવા અંધારામાં, ગમે તેવા સંજોગોમાં, ને ગમે તેની સામે, જેમ ગોફણીઓ ઘા નેમ સાધી શકે છે, તેમ ગમે તેવા રાજદ્વારી મૂંઝવણમાં આ લઘુમતીનું હીટલરી બાણ નેમ સાધી શકશે. ઇંગ્લંડને આ લડાઈમાંથી હવે કાંઈ પણ ન મળે—તો પણ એને મળેલી આ હીટલરી ભેટ જ એટલી મૂલ્યવાન છે કે એની એક 'રોયલ ઓક' ગઈ છે પણ દસ 'રોયલ ઓક' જવાથીનો પણ એ ભેટને એ સાચવશે. ભગવાનને કોઈ ભક્તે કહ્યું છે કે મારું બધું બળી જાય, પણ એક તમે મારે હૈયે રહેજો. ચેમ્બરલેઇન પણ આ હીટલરી બાણને હૈયે ચાંપીને કહે છે કે, મારું બધું બળી જાય, બળે મારી છત્રીનો પણ કાગડો થઈ જાય, પણ બાપલિયા હીટલરી બાણ! તું મારે પડખે રહેજે. તારા વડે હું હિંદી મહાસાગરને પાઓચિયું બનાવીને તરી જઈશ! તું મારી પડખે રહેજે બાપલા! તું—હીટલરી બાણ!

# સત્યાગ્રહના સિદ્ધાંતો

આત્મારામ મેઘજી પંડિત

માનનીય પ્રમુખશ્રી, ભાઈઓ અને બહેનો,

આપણે બધાં ગાંધી સપ્તાહ છ-સાત દિવસથી ઊજવતાં આવ્યાં છીએ. સપ્તાહ દરમ્યાન આપણે ગાંધીજીની પ્રવૃત્તિઓ વિષે જાણ્યું છે. તેમણે કેળવણી, અસ્પૃશ્યતા, હિંદુ-મુસ્લિમ ઐક્ય, ગ્રામોદ્યોગ અને સમાજ સુધારાની બાબતોમાં શું શું કર્યું તે આપણે જાણ્યું. આજે આપણે તેમના જીવનની મુખ્ય પ્રવૃત્તિ સત્યાગ્રહ, તેનો વિચાર કરીશું. સત્યાગ્રહ જેવા પુરાતન અને વિસ્તૃત વિષયના સિદ્ધાંતો રજૂ કરવા મારા જેવા માટે બહુ અઘરું કામ છે. મારાથી તે સારી રીતે થઈ પણ ન શકે, એ તો તમે સમજી શકશો. છતાં મેં થોડેઘણે અંશે તેના સિદ્ધાંતો તારવવાનો પ્રયત્ન કર્યો છે, જે હું તમારી આગળ મૂકું છું. તેમાં તમને કેટલી યે ખામીઓ જણાશે, પણ તે ખામીઓ તમે દરગુજર કરશો એવી આશા સાથે મારું બોલવાનું હું શરૂ કરીશ.

પ્રથમ આપણે સત્યાગ્રહનો ટૂંકો પણ સાદો અર્થ શો થાય તે જોઈએ. સત્યાગ્રહ એટલે સત્યાદિ ધર્મોનું અને પાલન કરવાનો આગ્રહ અને અધર્મનો સત્ય આદિ સાધનો દ્વારા જ વિરોધ. વિરોધ કરવામાં મુખ્યત્વે અહિંસાના ભંગનો સંભવ રહે છે, એટલે અહિંસા પર ભાર મૂકી કહેવામાં આવે છે કે અધર્મનો અહિંસાદ્વારા વિરોધ એ સત્યાગ્રહ.

હવે આપણે સત્યાગ્રહનો સહેજ ઊંડાણથી અર્થ કરીએ. સત્યાગ્રહ એ આત્માનું બળ છે, અને તે હથિયાર કે જડ બળનું વિરોધી બળ છે. આમ હોવાથી ધાર્મિક વૃત્તિના માણસોથી જ તેનો જ્ઞાનપૂર્વક ઉપયોગ થઈ શકે. પ્રહ્લાદ, મીરાંબાઈ વગેરે ધાર્મિક વૃત્તિનાં હતાં તેથી જ તેઓ સત્યાગ્રહી થઈ શક્યાં.

મોરોક્કોની લડાઈ વખતે ત્યાંના આરબો ઉપર ફ્રેંચોની તોપોનો મારો ચાલતો હતો. આરબો પોતાની માન્યતા પ્રમાણે કેવળ ધર્મને સારુ લડતા હતા. તેઓ મરણિયા થયા, અને 'યા અલ્લાહ'નો પોકાર કરી તોપો તરફ ધસ્યા. આ આરબો ઉપર તોપો ચલાવવાની ફ્રેંચ તોપચીઓએ ના પાડી. તેઓ પોતાની ટોપીઓ હવામાં ઉડાડીને હર્ષના પોકારો કરતા આ વીર આરબોને ભેટી પડ્યા. આ સત્યાગ્રહનો અને તેના જયનો સચોટ ઐતિહાસિક દાખલો છે. જો કે આરબો જ્ઞાનપૂર્વકના સત્યાગ્રહી ન હતા, તેઓ પોતાના આવેશમાં મરણની ભેટ કરવા તૈયાર થયા હતા. વળી તેઓમાં બીજી પણ એક ખામી હતી, અને તે પ્રેમભાવનો અભાવ.

સત્યાગ્રહીમાં પ્રેમભાવ હોવો જ જોઈએ. દ્વેષનો છાંટો પણ તેનામાં ન હોઈ શકે. તે રોષમાં આવીને મરણને વશ નથી થતો, પણ સમજપૂર્વક અને ધર્મવૃત્તિથી પ્રેરાઈ મરણને

મેટવા તૈયાર થાય છે. આ ગુણ કેળવવા સત્યાગ્રહીએ ક્ષમાવાન, વીર અને સહનશીલ બનવું પડે છે. તે વિના ઉપલો ગુણ તે ન મેળવી શકે.

ઇમામ હુસેન અને તેમના સાથીઓને અન્યાય જણાયો. તેમને તેને વશ થવાનું કહેવામાં આવ્યું ત્યારે તેમણે ઇન્કાર કર્યો. તે વેળા તેઓ જાણતા હતા કે તેમને ભાગે મરણ જ છે. પણ જો તેઓ અન્યાયને વશ થાય તો તેમના પુરુષાર્થને ઝાંખપ લાગે, તેઓ ધર્મહીન થાય. આ વખતે તેમણે મરણભેટ સ્વીકારી. પણ અન્યાયી શાસનને શરણ ન થયા. આમ ઇસ્લામની ઉન્નતિ ઇસ્લામની તલવારથી નથી થઈ, પરંતુ ઇસ્લામના ફકીરોની આહુતિઓથી જ થઈ છે.

તલવાર મારવામાં કંઈ જ નથી. મારનારો પોતાની ભૂલ સમજે, ત્યારે પોતે ખૂન કર્યાનું પાપ સમજી હાથ ઘસે છે. પરંતુ મરનારે તો ભૂલથી મરણ વહોર્યું હશે તો ય તેનો જય જ છે.

હવે આપણે હથિયારબળ અને સત્યાગ્રહબળનો વિચાર કરીએ. સત્યાગ્રહ એ અહિંસા ધર્મ છે, તેથી તે સર્વદા સર્વસ્થળે ઇષ્ટ છે. પણ હથિયારબળ તો હિંસા છે, તેથી તે સર્વ ધર્મોમાં નિંદાયેલ છે. તેના ઉપયોગો જોઈશું તો હથિયારબળના હિમાયતી પણ હથિયારો વાપરવાની અમુક હદો બાંધે છે. સત્યાગ્રહને સીમા છે જ નહિ. અથવા છે તો તપશ્ચર્યાની દુઃખ સહન કરવાની શક્તિ છે. હારજીતના પાસા નાખી, જીતનો પાસો પડે ત્યારે જ સત્યાગ્રહ કરાય એમ માનનારા ભલે રાજનીતિકુશળ હો, વિચારવંત હો, પણ તે સત્યાગ્રહી નથી.

સત્યાગ્રહ અને શસ્ત્રક્રિયા બન્ને અનાદિ છે. બન્નેની પ્રશંસા પ્રચલિત ધર્મશાસ્ત્રોમાં જોવામાં આવે છે. આ દૈવી અને આસુરી સંપત્‌નાં સ્વરૂપ છે. હિંદમાં અગાઉ દૈવી સંપત્ પ્રધાન હતી. હજી પણ આપણો આદર્શ એ જ છે. બન્ને બળ, દુર્બળતા જેને આપણે તોછડા પણ વધારે અસરકારક શબ્દ 'બાયલાપણા'થી ઓળખીએ છીએ તેના કરતાં ઇષ્ટ છે. સત્યાગ્રહ રૂપી પાકને સારુ તો પ્રયત્નની સાહસરૂપી ખાતરની ખાસ જરૂર હોય છે.

હવે આપણે સત્યાગ્રહીનાં કેટલાંક લક્ષણો જોઈએ. સત્યાગ્રહી કોઈને હેરાન કરવા માગતો નથી, તે અવિચારી પગલું ભરતો નથી, તે કેવળ ઈશ્વરથી જ ડરે છે. તેથી બીજી કોઈ સત્તા તેને ભય ઉપજાવી શકતી નથી. વળી તે કોઈના પણ ભયથી પોતાનું કર્તવ્ય છોડતો નથી.

સામાન્ય લડાઈમાં જે પક્ષ હારે તેના બધા માણસો હાર્યા ગણાય અને હારે છે જ. સત્યાગ્રહમાં એકની જીતથી બીજા બધે જીત્યા ગણાય. પણ બધા હારે છતાં જે પોતે હાર્યો નથી, તે બીજાની હારથી હારતો નથી. કોઈ વખત સત્યાગ્રહ નિષ્ફળ જાય તો તેમાં સત્યાગ્રહીની કંઈક કચાશ સમજવી. સત્યાગ્રહમાં કચાશ છે જ નહિ.

વળી સત્યાગ્રહીને સત્યનું જ બળ હોવું જોઈએ. તેણે માત્ર સત્ય પર જ આધાર રાખવો જોઈએ. એક પગ દહીંમાં અને એક પગ દૂધમાં એમ તેનાથી ન થઈ શકે. એમ

કરનાર વચમાં કચરાઇ જવાનો. સત્યાગ્રહ એ કંઇ ગાજરની પિપૂડી નથી કે જ્યારે વાગે તો વગાડવી, નહિ તો ચાવી જવી.

કેટલીક વાર એમ કહેવામાં આવે છે કે શરીરબળની ખામીવાળા, અથવા શરીરબળ નથી ચાલતું એવા માણસો પરાણે સત્યાગ્રહી થાય છે. પણ એ તદ્દન જૂઠી વાત છે. સત્યાગ્રહ તો શરીરબળ કરતાં વધારે તેજસ્વી છે. તેની આગળ શરીરબળ તો તણખલા સમાન છે. સત્યાગ્રહી પોતાના શરીરને તો કંઈ ગણતો જ નથી. તેનામાં બીક તો હોતી જ નથી. તેથી તે બહારનાં હથિયારો ધારણ કરતો નથી અને મોતનો ડર રાખ્યા વિના અંત લગી ઝૂઝે છે. આ જોતાં સત્યાગ્રહીમાં શરીરબળ કરતાં હિંમત વધારે હોવી જોઈએ એમ સ્પષ્ટ દેખાઈ આવે છે.

સત્યાગ્રહીમાં પૈસા પ્રત્યે બેપરવાઈ હોવી જોઈએ. દોલત અને સત્યને અણબનાવ હોય છે. તેથી જે દોલતને વળગે છે તે સત્યને જાળવી શકતો નથી. આનો અર્થ એ નથી કે સત્યાગ્રહી પાસે પૈસો હોઈ ન શકે, તેની પાસે દોલત ન હોઈ શકે: પણ પૈસો જ તેનો પરમેશ્વર ન થઈ શકે. સત્યને સેવતાં પૈસો રહે તો ઠીક છે, નહિ તો તે હાથનો મેલ છે એમ સમજી તેને જતો કરતાં સહેજ પણ આંચકો સત્યાગ્રહીને ન આવવો જોઈએ. આવું મન જેણે નથી કર્યું, તેનાથી સત્યાગ્રહી ન થવાય.

સત્યાગ્રહીને કુટુંબની માયા છોડવી પડે છે. જો કે આ બહુ અઘરી વાત છે, પણ સત્યાગ્રહ એ તો તલવારની ધાર છે. એ બધાંએ સમજી લેવું જોઈએ. જે માણસ કુટુંબની માયા છોડી સત્યાગ્રહમાં જોડાશે, તેના કુટુંબને આખરે તો ફાયદો જ છે. કારણકે તે કુટુંબને પણ એક દિવસ તેની લગની લાગે છે, અને તે આખું કુટુંબ અન્યાયનો સામનો કરવા નીકળી પડે છે. જેણે દાંત આપ્યા છે તે ચાવણું પણ આપશે એમ શ્રદ્ધા રાખી સત્યાગ્રહીએ પોતાની કૌટુંબિક ચિંતામાંથી મુક્ત થવું જોઈએ. તેણે સમજવું જોઈએ કે જે સર્પ, વીંછી, વાઘ, વરુ વગેરે ભયાનક અને હિંસક પ્રાણીઓને પોતાનો ખોરાક આપે છે, તે કોઈ દિવસ માણસજાતને ભૂલવાનો નથી.

પણ આમ કરતાં તેણે ઈશ્વરમાં ખરી આસ્થા રાખવી જોઈએ. 'મુખમેં રામ બગલમેં છુરી' એવી જાતની આસ્થા નહિ ચાલે. આમ જે ધર્મ, ઈમાન અને આસ્થા ખરી રીતે જાળવે છે, તે જ સાચો સત્યાગ્રહી થઈ શકે છે.

વળી જે માણસ ઈશ્વર ઉપર જ બધું છોડે છે તેને જગતમાં કદી હારવાનું રહેતું જ નથી. લોક હાર્યો કહે તેથી તે હાર્યો ગણાય નહિ, લોક જીત્યો કહે તેમાં તેની જીત પણ નથી.

જેણે સત્યાગ્રહની ખાતર સર્વસ્વ જતું કર્યું છે, તેણે જ બધું મેળવ્યું છે. તેમાં જ તે સંતોષ માને છે. અને સંતોષ એ જ સાચું સુખ છે. બાકી સાચું સુખ કોણે જાણ્યું છે? બીજું સુખ તો ઝાંઝવાનાં જળ જેવું છે, જેમ તેની નજીક જઈએ તેમ તે દૂર ને દૂર દેખાય છે.

પણ એટલો આત્મસંતોષ અને આત્મસંયમ કેળવતાં તો તેને કેટલું યે સહન કરવું પડશે. એકલું જેલ જઈ આવવાથી તે નહિ સાંપડે. તેણે યાદ રાખવું જોઈએ કે સત્યાગ્રહીને શૂળીએ ચડવું પડ્યું છે. ધમધમતા લોખંડના સળિયા સાથે બાથ ભીડવી પડી છે, પર્વત પરથી ગબડવું પડ્યું છે, ઉકળતા તેલના પેણામાં તરવું પડયું છે, બળતા વનમાં ચાલવું પડયું છે, રાજપાટ છોડી નીચ ઘેર વેચાવું પડયું છે, ને સિંહની ગુફામાં રહેવું પડયું છે અને ત્યારે જ તેને જંપ વળ્યો છે.

જેનામાં આટલું આટલું સહન કરવાની શક્તિ અને સંયમ હોય તેજ સાચો અને પૂરો સત્યાગ્રહી થઈ શકે. પછી તે સામાન્ય માણસ નહિ રહે, તે ખરો મરદ બને છે; તે કોઈની ગુલામી સ્વીકારતો નથી, કોઈ પણ અન્યાય સહન કરતો નથી.

મરહુમ થોરો પોતાની કોમની સામે થયેલો. તેણે જોયું કે કોમ ગુલામોને વેચવાનો ધંધો કરવામાં આડે રસ્તે જાય છે. તેણે આખી કોમની સામે સત્યાગ્રહ કર્યો, અને તે કુરિવાજને અટકાવ્યો.

ગેલેલીયો પણ પોતાની કોમની સામે થયો. તેને મારવાને તેની કોમ ખડી થઈ ગઈ. છતાં-તેણે પગ ઠોકીને કહ્યું "મને મારો યા ન મારો પણ પૃથ્વી ફરે છે." આજે એ સત્યને આખી દુનિયાએ સ્વીકાર્યું છે.

કોલમ્બસ પોતાના સાથીઓ સામે સત્યાગ્રહી થયો. ખલાસીઓ પ્રવાસથી થાકયા હતા. તેમણે કહ્યું, 'હવે અમેરિકા જડવાનું નથી, પાછા ફરો, નહિ તો મારી નાખશું.' ધીરજમૂર્તિ કોલમ્બસે જવાબ આપ્યો, 'મરણની ધાસ્તી નથી, પણ આપણે હજુ થોડા દહાડા આગળ જવું ઘટે છે.' છેવટે અમેરિકા હાથ આવ્યું ને કોલમ્બસ અમર થઈ ગયો.

સામાન્ય રીતે એવું હોય છે કે જે ઈલાજથી વસ્તુ મળી હોય તે ઈલાજથી તે ટકાવી રખાય છે. બળથી છતેલી વસ્તુ બળથી ટકાવી રખાય છે ને પ્રેમથી લીધેલી વસ્તુ પ્રેમથી ટકાવી રખાય છે. મા અતિ પ્યારથી બચ્ચાને પોતાના પેટમાં રાખે છે, જન્મ પછી તેને અતિ પ્યારથી ઉછેરે છે ને મોટું કરે છે. પણ જ્યારે કંઈ કારણસર મા બચ્ચા ઉપરનો પ્રેમ તછોડે છે ત્યારે બચ્ચું તેના હાથમાંથી જતું રહે છે. આ જ પ્રમાણે જે વસ્તુ સત્યાગ્રહથી મળે છે તેને સત્યાગ્રહથી જ ટકાવી રખાય છે. સત્યાગ્રહ ગયો ત્યારે જોડે તે વસ્તુ પણ ગઈ એમ ચોક્કસ માનવાનું છે. સત્યાગ્રહથી મેળવેલી વસ્તુ કોઈ શરીરબળથી રાખવા માગે તે બનવા જેવું નથી.

સત્યનું બળ અથવા આત્મબળ એને આર્થિક કે બીજી સ્થૂલ સહાયતાઓની જરૂર નથી, તેને શારીરિકબળ કે બળાત્કારની પણ જરૂર નથી. બળાત્કાર એ તો મહાન આધ્યાત્મિક બળનો ઘાતક છે. આ બળ જેઓ બળાત્કારનો ત્યાગ કરશે તેનાથી જ ખીલવી શકાશે. આ બળનો ઉપયોગ વ્યક્તિ તેમજ સમષ્ટિ કરી શકે છે. એ જ એની શાશ્વતતા અને અજીતતા બતાવે છે. પુરુષ સ્ત્રી અને બાળક બધાં એનો ઉપયોગ કરી શકે છે. એમ કહેવું સાવ ખોટું છે કે જ્યાં સુધી નબળાઓ બળાત્કાર સામે બળાત્કારથી થઈ શકે એમ

નથી ત્યાં સુધી જ તેઓએ તેનો ઉપયોગ કરવાનો છે. જેઓ પોતાને નબળા માને છે, તેઓ માટે આ બળ વાપરવું અશક્ય છે.

સત્યાગ્રહીએ એ વિચારવું જોઈએ કે માણસમાં પશુ કરતાં કંઈક ચડિયાતું તત્ત્વ રહેલું છે, જે તત્ત્વને પશુત્વ હમેશાં શરણ થાય છે. આ બધું સમજવા માટે સત્યાગ્રહીને પૂર્ણાંશે નહિ તો થોડેઘણે અંશે આદર્શ પુરુષ બનવું પડે છે. તેનામાં જેટલી સત્યાગ્રહની ભાવના વધારે હશે તેટલે અંશે તે વધારે સારો માણસ બનશે. જેઓ આદર્શ સત્યાગ્રહી થવાના કાર્યને પોતાનું જીવન અર્પે છે, તેઓ પોતાની જ ખરી સેવા કરે છે એટલું જ નહિ, પરંતુ તેઓ એકંદર મનુષ્યસમાજની સેવા કરે છે. આ રીતે જોતાં સત્યાગ્રહ સર્વોત્કૃષ્ટ અને ઉત્તમ શિક્ષણ છે.

દુનિયામાં આટલા બધા માણસો હજુ જીવે છે એથી જણાય છે કે દુનિયાનું બંધારણ હથિયારબળ ઉપર નથી, પણ સત્ય, દયા કે આત્મબળ ઉપર છે. હજારો બલકે લાખો માણસો પ્રેમવશ રહી પોતાનું જીવન ગુજારે છે. કરોડો કુટુંબોના ક્લેશનો સમાવેશ પ્રેમભાવનામાં થઈ જાય છે.

સત્યાગ્રહ એટલે કાયદાનો સવિનય ભંગ કરવો એટલું જ જે જાણે છે તેણે સત્યાગ્રહ જાણ્યો જ નથી. કાયદાનો સવિનય ભંગ આવી જાય એવી સત્યાગ્રહની કલમો છે ખરી, પણ જે કાયદા પાળી જાણે છે તેને જ કાયદો તોડવાનો હક છે, અને તે જ કાયદો તોડવાની કળા જાણે છે. જે બધું સાંખી જાણે, તે જ તોડવાનો હકદાર થઈ શકે. 'સત્યનો માર્ગ છે શૂરાનો નહિ કાયરનું કામ જોને' એમ એક કવિએ ગાયું છે એ અનુભવથી ગવાએલું છે. હિંદુ–મુસલમાન વચ્ચેનો ભાઈચારો કાયરથી ન કેળવી શકાય. મુસલમાન હિંદુને કે હિંદુ મુસલમાનને ખંજર ભોંકે તે સહન કરી શાંત સ્વસ્થ ઊભા રહેવું એ કાયરનું કામ ન હોય.

સત્યાગ્રહ એનું નામ છે કે રાજ્ય જાય, પાટ જાય, કુટુંબ જાય, જાન જાય તો પણ સત્ય ન છોડીએ. સત્યાગ્રહનો પંથ ન્યારો છે, વિવેકનો છે, સહનશીલતાનો છે. આપણે એવો ખ્યાલ પણ ન કરીએ કે વખત આવે કોઈ પર વેર લેશું. આપણા પર વેર લે, પણ આપણે વેર ન લઈએ એટલે વેરનો ખજાનો છેવટે ખૂટી જાય. જે ક્રિયાનો વિરોધ ન થાય તે ક્રિયાનો છેવટે નાશ થાય જ એ સનાતન કાયદો છે. આ વસ્તુ જે જાણે તે કદિ વેર લેવાનો વિચાર સરખો પણ ન કરે.

સત્યાગ્રહ જે તત્ત્વ સૂચવે છે એ તો અનાદિ કાળનું છે. સત્યાગ્રહ શબ્દનો અર્થ તો એટલો જ કે સત્યનો આગ્રહ. સત્યનો આગ્રહ જીવને જોખમે પણ જ્યારે કરીએ ત્યારે સત્યના આગ્રહથી જે બળ ઉત્પન્ન થાય છે તે બળને એક શક્તિરૂપે વાપરી શકાય છે. સત્યાગ્રહની આ શક્તિને ગમે તેવા અન્યાયની સામે વાપરી ફત્તેહમંદ થઈ શકાય છે.

જે પુરુષ કે સ્ત્રી કુટુંબના સંબંધને ઓળખતાં નથી તે જો કે મનુષ્ય શરીર ધારણ કરનારાં છે, છતાં તેઓ પશુસમાન અથવા જંગલી છે, તેઓએ સત્યાગ્રહનો કાયદો જાણ્યો જ નથી. જે કુટુંબના સંબંધને ઓળખે છે તે પશુજીવનમાંથી કંઈક

એ મુક્ત થયેલાં છે. તેઓ એમ માને છે કે કુટુંબનો સ્વાર્થ જાળવતાં આખું જગત ડૂબે તો પણ શું? તેઓનો સત્યાગ્રહ સમુદ્રમાં રહેલા બિંદુ કરતાં પણ ઓછો છે. એથી ચડતી પંક્તિના માણસો પોતાના ગામના માણસોને પોતીકાં માનશે. અને તેઓની વચ્ચે સત્યાગ્રહના કાયદાનો અમલ કરશે. અને જેમ કુટુંબનાં માણસો એકબીજાંની સાથે હમેશાં વઢવાડ ન કરતાં પ્રેમને વશ થઈ સ્વાર્થનો ત્યાગ કરે છે તેમ એક ગામનાં માણસો કરશે. એથી આગળ વધતાં પ્રાંતિક જીવનમાં સત્યાગ્રહ દાખલ કરી પ્રાંતનાં બધાં માણસોને પોતાનાં ભાઈબહેન સમજી માણસો અરસપરસ પ્રેમશક્તિથી પોતાનો વ્યવહાર ચલાવશે. એથી આગળ વધતી પ્રજા જુદા જુદા પ્રાંતોનાં માણસોને પોતાનાં ભાઈબહેન સમાન ગણીને અરસપરસનાં વર્તનમાં સત્યાગ્રહનો એટલે પ્રેમબળનો નિયમ લાગુ પાડશે. આ જમાનામાં સાધારણ રીતે પૃથ્વીના કોઈ વિભાગનાં લોકો આથી વધારે આગળ ગયાં નથી. ખરું જોતાં પ્રજાપ્રજાઓ વચ્ચે વિરોધ હોવાનું કંઈ કારણ ન હોવું જોઈએ.

આપણું જીવન સાધારણ રીતે જો વિચારરહિત ન હોય, અને જો ચાલતી આવતી રૂઢિઓને અને ચાલતા આવતા વિચારોને આપણે ગલગી નાણાંની માફક તપાસ્યા વિના સ્વીકારી લેતા ન હોઈએ, તો આપણે જરૂર જોઈ શકીશું કે જેટલે દરજ્જે આપણે દ્વેષ રાખીએ છીએ તેટલે દરજ્જે આપણે સત્યાગ્રહ એટલે પ્રેમબળના કાયદાથી વિમુખ રહ્યા છીએ; તેટલે દરજ્જે આપણે પશુપણામાંથી મુક્ત નથી થયા. મનુષ્ય માત્રનો પુરુષાર્થ પશુપણામાંથી મુક્ત થવામાં જ છે. આનાથી બીજો જગતમાં કોઈ ધર્મ નથી.

હિંદુસ્તાનમાં આપણને આ બધી હકીકત જૂના કાળથી શીખવી દેવામાં આવી છે. અને તેથી જ વસુધૈવ કુટુમ્બકમ્ એટલે જગત માત્ર આપણું કુટુંબ છે એ મહાવાક્ય આપણને ભણાવવામાં આવ્યું છે.

દરેક પ્રજા પોતાનું જીવન સત્યાગ્રહને વશ થઈને સંપૂર્ણતાએ પાળી શકે છે એટલું જ નહિ, પરંતુ સત્યાગ્રહને વશ થયા વિના પ્રજાજીવન સંપૂર્ણતાથી ન જ પાળી શકાય. આનું નામ ધાર્મિક જીવન છે. સંપ્રદાયો, પંથો, દેવળો, હવેલીઓ, સ્થાનકો એ આપણને સત્યાગ્રહના રસ્તા પર મૂકે તો જ અને તેટલે જ અંશે તે સાધન તરીકે કામનાં છે. જે પ્રજા બીજી પ્રજા જોડે લડે છે, તેણે ધાર્મિક જીવનનો થોડેઘણે અંશે ત્યાગ કર્યો જ છે. હિંદુસ્તાન આ તત્ત્વ આખા જગતને આપી શકે છે.

સત્યાગ્રહ દરેકેદરેક ક્ષેત્રમાં અને દરેક સુધારો માગવામાં શસ્ત્ર તરીકે વાપરી શકાય છે. પ્રહાર કરનારને અને જેની ઉપર પ્રહાર થાય છે તે બન્નેને તે પવિત્ર કરે છે. તેના ઉપયોગનું પરિણામ કોઈ પણ કાળે વિપરીત હોય જ નહિ. તેમાં હમેશાં સફળતા રહેલી છે. સત્યાગ્રહના નામે દુરાગ્રહ થાય, અને તેનાં માઠાં પરિણામ આવે, એમાં સત્યાગ્રહનો દોષ ન જ કાઢી શકાય.

સત્યાગ્રહીએ દેશને ખાતર પણ જૂઠું ન બોલવું જોઈએ. દેશહિત જેવા સારા હેતુ સારુ, પરિણામ ભયંકર જણાય, અનેક અંશે જૂઠાણાથી સિદ્ધિ મળવા જેવું લાગે, તો પણ

તેણે સત્યનો ત્યાગ ન જ કરવો જોઈએ. તેની શ્રદ્ધા એવે વખતે પણ સૂર્યના તેજની જેમ ઝળહળતી જોઈએ.'

સત્યાગ્રહી આત્મબળથી, પ્રેમથી વેરીને પણ વશ રાખે છે. મિત્ર વર્ગમાં પ્રેમની કસોટી થતી નથી. મિત્ર મિત્રની ઉપર પ્રેમ રાખે એ નવાઈની વાત નથી, તેમાં ખાસ ગુણ નથી, તેમાં શ્રમ નથી; પણ શત્રુ પ્રત્યે મિત્રતા રાખવામાં પ્રેમની કસોટી છે, તે ગુણ છે, તે શ્રમ છે. તેમાં જ ખરો પુરુષાર્થ સમાયેલો છે. આમાં જ ખરી બહાદુરી રહેલી છે. આવા પ્રેમભાવમાં ભયને અવકાશ જ નથી. નબળાઈ તો હોય જ નહિ. નબળો પ્રેમ નથી બતાવી શકતો. પ્રેમ શૂરો જ બતાવી શકે છે. પ્રેમ લડી પણ શકે છે. પ્રેમને ઘણી વેળા લડવું પડે છે.

સત્યાગ્રહ શિક્ષિત સત્તાધીશની સામે ચાલી શકે એમ માનવાનું નથી. વજ્રસમાન કઠોર જેવું હૃદય હોય, તે પણ આત્માના બળથી પ્રગટ થયેલા અગ્નિમાં પીગળી શકે છે. આ અતિશયોક્તિ નથી, પણ અક્ષરગણિતના પ્રમાણ જેવું છે.

સત્યાગ્રહી અને શસ્ત્રધારી બન્ને લડવૈયા છે. શસ્ત્રધારી નિઃશસ્ત્ર થયે દીન બને છે, સત્યાગ્રહી કદી દીન બનતો જ નથી. તે કંકણરૂપ છે. શરીર કે શરીરનાં આયુધો પર તે આધાર નથી રાખતો પણ અક્ષત, અમર આત્માના બળ ઉપર ઝઝૂમે છે. શસ્ત્રધારી મરણને માથે રાખી ફરે છે, તેથી તે કોઈક દહાડો સત્યાગ્રહી થાય એ સંભવિત છે.*

ચાલુ]

## ઉદધિને

વર્ષોમાં ઘન વારિ રેલી જગને ભારે કૃતાર્થી કરે
તેથી યુક્ત ગણાય ગર્જન અને લોકો નિભાવી શકે;
ત્યારે તેઃ જલબિન્દુથી પણ નથી પાન્થાતિથિ તોષવો,
બારે માસ તથાપિ ગર્જન કરે એવો બધો રોફ શો !

પ્રતાપરાય

* ગાંધી સપ્તાહ દરમ્યાન ગુજરાત વિદ્યાપીઠમાં શ્રી રવિશંકર મહારાજના પ્રમુખપણા નીચે વંચાયેલો નિબંધ. (તા. ૭-૧૦-૩૪)

# ખેડૂતને રક્ષણ આપનારો કાયદો

રાવજીભાઈ નાથાભાઈ પટેલ

મુંબાઈ ઇલાકાનું વહીવટી તંત્ર જ્યારથી આપણા મહાસભાવાદી પ્રધાનોના હાથમાં આવ્યું છે ત્યારથી તેઓ પ્રાંતના ખેડૂતો, મજૂરો, કારીગરો વગેરેની સ્થિતિ સુધારવાને તનતોડ મહેનત કરી રહ્યા છે. તે માટે સરકારે જુદા જુદા વર્ગો માટે જુદા જુદા કાયદા કરવા માંડ્યા છે. આજનો ખેડૂત ચારે બાજુથી ફસડાઈ ગયો છે, દેવાંના બોજા નીચે દબાઈ ગયો છે. તેને તે બધાંમાંથી કેમ બચાવવો, તેના પેટનો ખાડો કેમ પુરાય તે માટે ખેડૂતને ઉપયોગી એવા કાયદા સરકારે કરવા માંડ્યા છે. હમણાં જ મુંબાઈની ધારા–સભાએ ગણોતનો કાયદો પસાર કર્યો. ઋણરાહતનો કાયદો પણ થોડા વખતમાં પસાર થશે. બજાર નિયમનનો કાયદો પણ થશે. આમ બધી રીતે ખેડૂતના હિતની દૃષ્ટિએ કાયદા કરવામાં આવે છે.

ગણોતનો કાયદો પાસ કરવામાં આવ્યો તે પહેલાં ખેડૂત અને જમીનદારના સંબંધો (relations) મુંબાઈના જમીન મહેસૂલના કાયદા પ્રમાણે અમલમાં મુકાતા હતા. પણ આ કાયદાની કલમો સર્વાંશે સંતોષકારક નહોતી. ઘણા ખેડૂતો જે સેંકડો વર્ષોથી જમીનદારની જમીન ખેડતા તે કાયમના ગણોતિયા નહોતા બન્યા. જમીનદારની કહ્યા-ગરજી થાય તો તે ધારે ત્યારે ખેડૂતને કાઢી મૂકવામાં આવતો. જે ખેડૂતોને જમીનનો ખેડ હક કાયમનો નથી મળ્યો તેમને જમીન સુધારવા બાબત ઉત્સાહ નથી થતો કારણકે રૂપેને સાંથ વધારવામાં આવે અગર વધારે સાંથ આપનાર મળે તો બીજાને આપી દેવામાં આવે. આથી બન્નેને નુકસાન થયું. જમીનનો કસ પણ ઘટી ગયો છે. ગણોતના કાયદાથી ૨૦૮૪ ઇનામી ગામો, ૫૦૦ તાલુકદારી ગામો, ૬૭૭ ખોટી ગામો, અને ૯૦૦૦ ખાતેદારોને કોઈક અસર થવાની.

ગણોત કાયદાએ જમીનદારોના હક તરફ પૂરતું ધ્યાન આપ્યું છે અને જમીન પાછી મેળવવા માટે કાયદામાં જોગવાઈ કરવામાં આવી છે. આ ગણોતનો કાયદો ખેડૂતને માટે મહત્ત્વનો હોવાથી મુખ્ય જાણવા જેવી કલમોનો સારાંશ નીચે આપવામાં આવ્યો છે.—

**ગણોતિયા**

૧ ૧૯૩૮ના જાન્યુઆરીની પહેલી તારીખ પહેલાં જે ગણોતિયો લાગલાગટ ૬ વર્ષ સુધી જમીન ધારણ કરતો હોય તે.

૨ ૬ વર્ષ દરમ્યાન જાતે ખેતી કરતો હોય તે.

૩ વારસામાં ખેડ હક મળ્યો હશે તો તે પણ ૬ વર્ષથી જમીન ધારણ કરે છે એમ ગણવામાં આવશે.

૪ ૭ વર્ષની મુદતની ગણતરી કરતી વખતે ૧૯૩૮ના જાન્યુઆરીની પહેલી તારીખ પહેલાં ગણોતિયાએ જેટલાં વર્ષ જમીનદારની બીજી જમીન તેજ ગામમાં ખેડી હશે તેટલાં વર્ષની ગણતરી કરવામાં આવશે.

૫ (૧) ૧૯૩૭ના એપ્રિલની પહેલી તારીખ પહેલાં જે ગણોતિયાએ લાગલાગટ ૭ વર્ષ સુધી જમીનનો કબજો ધારણ કર્યો હશે તેને આ કાયદાથી રક્ષિત ગણોતિયો ગણી શકાશે.

(૨) આવો ગણોતિયો જેને કાઢી મૂકવામાં આવ્યો હશે તે કાયદો અમલમાં આવ્યા પછી એક વર્ષની અંદર જમીન મેળવવા અરજી કરશે તો જમીન પાછી મેળવવા હકદાર થશે.

અ ગણુવત પટો કરીને બીજાને આપી હોય તો મુદત પૂરી થાય ત્યારે.

ચ ગણુવત પટો નહિ થયો હોય તો ૧૯૪૦ના જુન માસની પહેલી તારીખે.

## ગણોતિયાના હક

૧ જમીનદાર અને ગણોતિયો સાંથ નક્કી કરે તે સાંથ ગણોતિયો જમીનદારને આપશે. વાંધો પડે તો સરકાર ઠરાવે તે સાંથ આપે.

૨ જો ગણોતિયો ૧૯૩૯ના માર્ચની ૩૧મી તારીખે સાંથ આપવામાં કસુર કરે તો,

૩ બીજાં વર્ષોમાં જમીન મહેસૂલ ભરવાના છેલ્લા હપ્તા પછી પંદર દિવસ સુધીમાં ઠરાવેલી સાંથ આપવામાં કસુર કરે તો,

૪ જમીનને કાયમને માટે નુકસાન કર્યું હોય તો,

૫ જો બીજાને ભાડે આપે, જમીન જાતે ખેડતો અટકી જાય તો,

૬ જમીનનો ખેતી સિવાય બીજો ઉપયોગ કર્યો હોય તો
તે ગણોતિયો જમીન ધારણ કરતો બંધ થઈ જશે.

## જમીન ક્યારે પાછી અપાય?

જમીનદાર ખેડૂતને એક વર્ષની લેખિત નોટિસ આપીને નીચેનાં કારણોસર ગણોતિયા પાસેથી જમીન લઈ શકે :

૧ જાતે ખેડવા માટે અથવા ખેતીને લગતા બીજા ઉપયોગ સારૂ જાતે વાપરવા માટે.

૨ બીજાં ખેતી ઉપયોગી કામ માટે.

પણ જો જમીનદાર કબજો મેળવ્યા પછી એક વર્ષની અંદર જમીન વાપરતો બંધ થઈ જાય અથવા કબજો મેળવ્યા પછી ૧૨ વર્ષ દરમ્યાન કોઈપણ વખતે વાપરતો બંધ થઈ જાય, તો ગણોતિયો નોટિસ આપીને જમીન ખેડવા માટે માગણી કરે તો તે હકદાર ગણાશે અને સરકાર તેને ફરીથી કબજો અપાવશે.

પણ મૂળ શરતોએ જાતે જમીન ખેડવાની લેખિત કબુલાત આપવાનું ના પાડશે અગર ત્રણ મહિનાની અંદર જવાબ ન આપે તો જમીન પાછી મેળવવા હકદાર ગણાશે નહિ.

ગણોતિયો જમીનદાર પાસેથી કબજો મેળવ્યા પછી મામલતદારને લખીને સંતોષ આપી શકે કે જમીનદારે ગણોતિયા પાસેથી જમીન લેતી વખતે જમીન જેવી સ્થિતિમાં હતી તેવી સ્થિતિમાં રાખી નથી તો મામલતદાર નક્કી કરે તેટલું નુકસાન ગણોતિયાને નુકસાની બદલ અપાવે.

## જમીન સુધાર બાબત વળતર

ગણોતિયા પાસેથી જમીનનો કબજા હક છોડાવતી વખતે જો તેણે ખર્ચ કરીને જમીન સુધારી હશે તો જમીનદારે પોતે જાતે ખેડવા માટે જમીનનો કબજો લેતી વખતે યોગ્ય વળતર આપવું પડશે.

આવું વળતર આપવાનું નક્કી કરતી વખતે નીચેની હકીકત ઉપર ધ્યાન આપવામાં આવશે:

૧ જમીનની કિંમત કેટલી વધી છે.
૨ સુધારેલી જમીનની ચાલુ સ્થિતિ અને તેની અસર.
૩ જમીન સુધારવા માટે વપરાયેલી મૂડી અને કરેલી મહેનત.
૪ જમીન સુધારવા બદલ જમીનદારે સાંથમાં છૂટછાટ કે બીજો કંઈ લાભ આપ્યો હોય તો તે.

## ગણોતિયાનો વારસ

જો ગણોતિયો ગુજરી જાય તો જમીનદાર તેના વારસને તેજ કરાર અને શરતો મુજબ તેને ગણોતિયાના હક આપશે.

## સાંથના દર

જો ગણોતિયો અને જમીનદાર યોગ્ય સાંથ નક્કી ન કરી શકે તો તે પ્રદેશના મામલતદાર જમીન મહેસૂલના કાયદા મુજબ સાંથના દર નક્કી કરશે. તેનાથી જો સંતોષ ન થાય તો પહેલા વર્ગના સબ-જજને અરજી કરીને સાંથના દર નક્કી કરાવી શકશે.

સાંથના દર નક્કી કરતી વખતે નીચેના મુદ્દા ઉપર ધ્યાન આપશે:

૧ આજુબાજુની જમીનના સાંથના દર.
૨ આજુબાજુની જમીનમાંથી ખેતીનો નફો.
૩ આજુબાજુના વિસ્તારમાં અને બીજી વસ્તુઓના ભાવ.
૪ જમીનદારે જમીનમાં કરેલા સુધારા.
૫ જમીન મહેસૂલ.
૬ આ ઉપરાંત બીજાં નક્કી કરવામાં આવે તે કારણો.

મામલતદાર કે પહેલા વર્ગના સબ-જજ સાંથના જે દર નક્કી કરશે તે પાંચ વર્ષ માટે નક્કી થશે.

પણ જો ગણોતિયાએ, પૂરને લીધે અગર બીજાં કોઈ કારણોસર જમીનનો કસ ઘટી જવાને અગર બગડી જવાને કારણે સાંથ ઘટાડવા બાબત અરજી કરી હોય તો તપાસ કરીને સાંથ ઘટાડી શકાશે.

અગર જમીનદારે પોતાને ખર્ચે જમીન સુધારવાને કારણે અરજી કરી હશે તો સાંથ વધારી શકશે.

### સાંથ સિના બીજા કરની નાબૂદી

કોઈ પણ ગણોતિયા પાસેથી નક્કી કરેલી સાંથ ઉપરાંત કર, ભાડું કે બીજું એવું કંઈ લેવામાં આવશે નહિ. જો કોઈ જમીનદાર લેશે તો હજાર રૂપિયા સુધી દંડ કરવામાં આવશે.

### માફીનું ધોરણ

જે પ્રમાણમાં સરકાર જમીન મહેસૂલ મુલતવી કે માફ કરશે તે જ પ્રમાણમાં જમીનદાર સાંથ મુલતવી કે માફ કરશે.*

આવી જમીનનું મહેસૂલ સરકારને જો ન આપવાનું હોય અને કોઈ કારણસર પાસેની જમીનનું જમીન મહેસૂલ મુલતવી કે માફ કરવામાં આવ્યું હોય તો કલેક્ટર સરકારના હુકમથી તેવી જમીનની સાંથ મુલતવી કે માફ કરાવે.

### ઘરની માલકી બાબત

કોઈ પણ ગામમાં—પછી તે તાલુકદારનું હોય કે સરકારનું હોય—ગણોતિયાએ જમીનદારની જમીનમાં પોતે અગર તેની પહેલાંનાએ પોતાને ખર્ચે ઘર બંધાવ્યું હોય તો જમીનદાર તે ઘર ( તેના કાટમાલ સાથે અગર આજુબાજુની તેના ઉપયોગની જમીન ) ખાલી કરાવી શકશે નહિ.

સિવાય કે તે ઘર ગણોતિયાએ પોતાને ખર્ચે બંધાવ્યું ન હોય..

અથવા ઘરનું ભાડું જો આપવાનું નક્કી કરવામાં આવ્યું હોય અને આપતો હોય છતાં ન આપે તો.

ખેતીની જમીન ઉપર બંધાયેલા ઘર માટે આ નિયમ લાગુ પડતો નથી.

### ઝાડ બાબત

ગણોતિયાએ આ કાયદાના અમલ પહેલાં ઝાડ ઉગાડયાં હોય અગર પછી ઉગાડે તો તેનાં ફૂલફળાદિ અને સૂકાં લાકડાંનો હક ગણોતિયાનો છે. જો ગણોતિયો જમીન ધારણ કરતો બંધ થઈ જાય તો મામલતદાર ઠરાવે તે વળતર મેળવવાને તે હકદાર છે.

* અનાજ રૂપમાં સાંથ હશે તો મુલતવી કે માફ કરવા જમીનદાર બંધાયેલ નથી.

### સાંથ આપવામાં ચૂકે તો

જો કોઈ ગણોતિયા પાસેથી સાંથ નહિ આપવાના કારણસર જમીન કબજાનો હક છીનવી લેવામાં આવ્યો હોય અને જમીનદારે તે માટે સરકારને ગણોતિયાને કાઢી મૂકવા અરજી કરી હોય અગર દાવો કર્યો હોય તો ગણોતિયો, જો કેસની સુનાવણી વખતે ચડી ગયેલી સાંથ તથા દાવાનું ખર્ચ રજુ કરે અગર પંદર દિવસમાં આપવાને કબૂલત આપે તો કોર્ટે હુકમનામું કરવાને બદલે અગર ગણોતિયાનો જમીન કબજાનો હક નાબૂદ કરવાને બદલે એવો હુકમ કરવો કે જમીન કબજા ભોગવટો બંધ થતો નથી અને ગણોતિયો પહેલાંની માફક જમીન ધારણ કરે છે.

ગણોતિયાએ જમીનને નુકસાન થાય એવું કાર્ય કર્યું હોય અને તેથી જ તેની પાસેથી જમીનનો કબજાહક લઈ લેવામાં આવ્યો હોય તો જમીનદારે તેમ કરતાં પહેલાં જમીનને કરેલી નુકસાની અને જમીન પાછી લેવા બાબત લેખિત નોટિસ આપવી જોઈએ અને જો યોગ્ય સમયમાં ગણોતિયો જમીન મૂળ સ્થિતિમાં આપવામાં ચૂકે તો કોર્ટમાં જમીનદાર દાવો કરી શકે. તેવી લેખિત નોટિસ જમીનદારે ન આપી હોય તો દાવો ન ચાલી શકે.

### પહોંચ

દરેક જમીનદારે સાંથ વસૂલ થયે ગણોતિયાને પહોંચ આપવી જોઈશે. તેમ કરવામાં ચૂકશે તો રૂ. ૧૦૦ સુધી દંડ કરી શકાશે.

### નવા પટા

હવે જે નવા ગણોત પટા કરવામાં આવશે તે દશ વર્ષથી ઓછા નહિ હોય.



## વિજોગની રાતે —

ઘેરી ઘેરી વિજોગની રાતે ચાંદલીઆ કેમ ઊગ્યો!
કદી ઊગ્યો તો આભને લલાટે હસી હસી કેમ ઝૂક્યો!
કદી ઝૂક્યો તો નયણાંની ધારે અમી રસ કેમ સીંચ્યો!
કદી સીંચ્યો તો આભને ઊજળી અજાણતાં કેમ છૂપ્યો!

ઘેરા ઘેરા અન્ધારમાં સૂતી'તી, પ્રિતમ! કહો, કેમ આવ્યા!
કદી આવ્યા તો ચિત્તને જગાડી લગાડી કેમ મંન માયા!
હજી ઘેરાતાં ઘેનમાં પડી'તી; વિદાય રાજ! કેમ લીધી!
મને ભવને ભુલામણે નાખી વિજોગણ કેમ કીધી!

'પ્રબોધ'

# अंतर्मुख वृत्ति

काकासाहेब कालेलकर

पुण्यस्य फलम् अिच्छन्ति । पुण्यम् नेच्छन्ति मानवाः ॥
न पापफलम् अिच्छन्ति । पापम् कुर्वन्ति यत्नतः ॥

આપણા દેશનું રાજકીય જીવન અથવા બધા જ પ્રકારનું સામાજિક જીવન જેવું હોવું જોઈએ એવું નથી એમ બધા જ લોકો કહે છે. સ્વરાજની ભૂખ સર્વેને હોવાથી આપણા દેશની સ્થિતિ સર્વોત્કૃષ્ટ હોવી જોઈએ એવી સૌની ઇચ્છા હોય. દેશની સ્થિતિ સુધરવી જોઈએ. એવી બધાની ઇચ્છા હોય. ઇચ્છા હોવા છતાં સૌએ કરવા જોઈતા વ્યક્તિગત પ્રયત્નો અને સમૂહમાં મળીને કરવા જોઈતા પ્રયત્નો કોઈ કરતું નથી. એટલે જ કવિ કહે છે, 'પુણ્યનું ફળ બધાંને જોઈએ છે, પણ પુણ્ય કરવાની તકલીફ કોઈને જોઈતી નથી.' બીજી બાજુ સામાજિક અધઃપાત થવા દેવો એવી મનની જરા પણ ઇચ્છા ન હોય તો પણ સમાજને નીચે લઈ જનારાં કૃત્યો કરવાની લોકોની તૈયારી હોય છે. પાપનું ફળ ન જોઈએ, માત્ર પાપ ખૂબ હોંશથી અને પ્રયત્નપૂર્વક કરવાને મળવાં જોઈએ !

વારુ, બંને રીતે સમાજ ખૂબ બગડ્યો છે એમ કહેતાં છતાં લોકોમાં અસાધારણ જાગૃતિ ઉત્પન્ન થઈ છે, અને પ્રસંગ આવ્યે અલૌકિક સ્વાર્થત્યાગની પરંપરા ઊભી કરી દઈને તેને સાવ સામાન્ય અને સાર્વત્રિક કરી દીધાનો ચમત્કાર પણ લોકોએ દેખાડ્યો છે. હજારો વર્ષોની રૂઢિ જોતજોતામાં બદલી નાખી છે. જડ રાષ્ટ્રમાં ચૈતન્યનો સંચાર થયો છે અને સરકારની પણ ખાતરી થઈ છે કે હવે આ દેશને દાબી રાખવો શક્ય નથી.

ફ્રેંચ રાજક્રાંતિના સમયે લોકસ્થિતિનું એક જણે વર્ણન કર્યું છે: "અમારો આ કાળ ઇતિહાસમાં ઉત્કૃષ્ટ પણ હતો, અને નિત્કૃષ્ટ પણ હતો; શાણપણના ઉદયનો પણ હતો, તેમ મૂર્ખપણાનો પણ તે યુગ હતો; એ શ્રદ્ધાની પણ ઘડી હતી, અને અશ્રદ્ધાની પણ ઘડી હતી; જેવો તે શુક્લપક્ષ હતો, તેવો જ કૃષ્ણપક્ષ હતો; આશાની વસંત અને નિરાશાની શિશિર બંને તેમાં હતાં. સર્વ કાંઈ અમને ત્યારે અનુકૂળ હતું, સર્વ કાંઈ અમને ત્યારે પ્રતિકૂળ હતું. અમે બધા સ્વર્ગ તરફ જતા હતા તેમ અમે બધા નરકના યાત્રીઓ પણ હતા. અત્યન્ત લોકોમાં ગમે તેટલા મતભેદ હોય પણ તારતમ્યની વચ્ચેની ગોળી ભાષા બોલવાની કોઈની તૈયારી નહોતી. કાં આ પાર, કાં પેલે પાર."

આજ આપણા સમાજની પણ જાણે એ જ સ્થિતિ છે, એવું નથી લાગતું ? જો એમ હોય તો ક્રાંતિ નજીક આવી છે એવું અનુમાન કાઢવામાં શી હરકત છે ?

* ચાર વર્ષ પહેલાં આપણે ક્રાંતિની ભાષા ખૂબ સાંભળતા. ઇતિહાસ બોલે છે કે જ્યારે ક્રાંતિનું મોજું આવે છે ત્યારે એના વેગ આગળ ક્રાંતિનાં કીર્તન કરનારા સૌથી આગળ વધી જાય છે. ક્રાંતિને પોતાનો જયજયકાર કરનારા નથી જોઈતા, તૈયારી કરનારા જોઈએ છે. દંભી લોકોએ, મજબૂત હાથે જો ક્રાંતિને પોતાના કબજામાં લીધી, અને તે કલ્પનતા પ્રમાણે શુભપરિણામી નીવડે; નહિ તો ભસ્માસુર જેવી આત્મઘાતી નીવડવાની એ નક્કી.

આ સમયે બધા એકમેકને ઉપદેશ દેવા કરતાં અને તેના કાર્યનો એક ભાગ ગણી એકબીજાથી હીનતામાં ચડસાચડસી કરવા કરતાં અંતર્મુખ થઈને જો આત્મશુદ્ધિ અને સાત્ત્વિક સેવા કરવાનું નક્કી કરે, તો તેથી રાષ્ટ્રની કુસેવા તો નહિ જ થાય. પ્રતિપક્ષની પોલ ઉઘાડી પાડવાની, એના દાવપેચોને ખુલ્લા કરવાની નીતિ અમલમાં લાવવાનો પ્રયત્ન આપણે આજે વીસ વર્ષથી કરીએ છીએ. પરિણામ શું આવ્યું તે જરા શાંતિથી વિચારવાનો હવે સમય આવ્યો છે. 'શાંતિ રાખો, ઘોંઘાટ ન કરો' એવી રીતની સભામાં બૂમો મારનાર જ સભામાં શાંતિ નથી રહેવા દેતા અને ઘોંઘાટ મચાવે છે. તેવું જ રાષ્ટ્રજીવનમાં આપણાં છાપાંઓ કરે છે. આપણું જીવન વીસ વર્ષની પરસ્પરની ખણખોદ પછી પણ કેટલું શુદ્ધ થયું છે? 'એ બધું તો એમ જ ચાલે' એવો જેમનો સિદ્ધાંત હોય, તેમને તો કશું કહેવાનું નથી, તેમનું એ 'નિષ્કામ કર્મ' નિષ્ફળ નીવડે તો આપણે મનમાં ખરાબ લગાડવું નહિ. એમનો અધિકાર છે કેવળ કર્મ પૂરતો જ.

પણ માણસ આગળપાછળનો વિચાર કરે છે ને? એટલે જ તો એ માણસ કહેવાય છે.

૪-૮-'૩૮

* મૂળ મરાઠી ઉપરથી.

## પીધી એ માધુરી

[ શિખરિણી ]

હજારો કૈં લોકો તવ પદ તણો સ્પર્શ કરવા
કરે ધક્કાધક્કી, જરિ ય હું ન આગે ધસી શકું.
ઊભો સૌની પૂંઠે

પરી શાન્ત ચિત્તે મધુર મુખ હું તો નિરખતો;
હરે પૂર્ણેન્દુશાં નયન મુજ પે તુજ સહસા,
પીધી એ માધુરી નયન તણી, ના સ્પર્શની તમા.

જેઠાલાલ ત્રિવેદી

# પથ-પ્રદર્શક ટૉલ્સ્ટૉય

## ( એક શ્રદ્ધાંજલિ )

કાંતિલાલ ત્રિભુવનદાસ ભટ્ટ

રશિયાના કાઉન્ટ લિયો નિકોલાવિચ ટૉલ્સ્ટૉયે સંસારના સંસ્કૃતિ-વિકાસમાં જેવું કામ કર્યું છે તેવું કામ, સૈકાઓમાં તેના બારમા ભાગનું પણ, કોઈક જ કરી શકે છે. કહેવાની મતલબ એ છે કે ટૉલ્સ્ટૉય અનેક પુરાણા અંધ વિશ્વાસોના ભંજનકર્તા તથા માનવજાતિને માટે એક ઉચ્ચ કોટિના માર્ગદર્શક હતા. આ માસમાં જ તેમની જન્મજયંતી રશિયામાં મોટા પાયા ઉપર ઊજવવામાં આવનાર છે અને તેમના ગ્રંથોની ૩૨ લાખ પ્રતો મુદ્રિત કરવામાં આવનાર છે.

૧૯મી સદીના મધ્ય ભાગમાં યુરોપિયન સમાજ ધાર્મિક, સામાજિક અને રાજનૈતિક જુલમ અને જુલમગારોના ત્રિવિધ ભારથી ત્રાહી ત્રાહી પોકારી ઊઠી કોઈ સબળ ઉદ્ધારકની રાહ જોતો ગુસ્સે થઈ ધમપછાડા મારી રહ્યો હતો. મધ્યયુગમાં જાગીરદારોનું જોહુકમીપણું પ્રવર્તી રહેલ હતું. ધર્મમાં પણ ગ્રીક અને રોમન કૅથોલિક પંથોમાં જાગીરદારોએ બેફામ સત્તા હાથ કરી હતી. પ્રબોધકાળ (Renaissance) અને સુધારણા (Reformation)નાં આંદોલનોએ આ જાગીરદારી યુગનો અંત આણ્યો, પરંતુ આ બન્ને આંદોલનોએ બૌદ્ધિક, સામાજિક અને ધાર્મિક પ્રયત્નોનાં જે નવીન ક્ષેત્રો ખોલ્યાં હતાં તે ૧૯મી સદીની મધ્યમાં સમાપ્ત થયાં હતાં–તેમનાં સાધનો અને ભંડાર ઓછાં થઈ રહ્યાં હતાં. સાથે આ દરમ્યાન નવાપ્રકારના અનેક અત્યાચારો ઉત્પન્ન થયા હતા, જેની પર હુમલો કરી મિટાવી દેવાની જરૂર હતી. ઉપર્યુક્ત બન્ને આંદોલનોએ જે શક્તિને બંધન-મુક્ત કરી તેણે થોડા વખતમાં ધનસમ્પત્તિની આશ્ચર્યજનક ઉન્નતિ કરી દેખાડી; પરંતુ એ ઉન્નતિનો પાયો ન્યાય ઉપર નહોતો ચણાયો. એટલું જ નહિ પરંતુ ધનસમ્પત્તિની એ વૃદ્ધિએ ઔદ્યોગિક, વ્યાપારિક અને આર્થિક ક્ષેત્રોમાં ખાનગી મિલકતધારીઓનું આધિપત્ય સ્થાપિત કરી નવા અત્યાચારોની એક નારકી સૃષ્ટિ ઉત્પન્ન કરી. એ પૂંજીપતિઓના હાથે એવાં કર્મો થવા લાગ્યાં કે જેથી જનતાની સ્વતંત્રતાની રક્ષા માટે લાંબી અને કઠોર લડાઈની જરૂર ઊભી થઈ.

આ દરમ્યાન જનતંત્રવાદની શક્તિઓએ પણ પોતાનો અધિકાર જમાવવાના પ્રયત્નો આદરી દીધા. આજ સુધી આધુનિક વ્યાપારવાદે ધનની જે વૃદ્ધિ કરી, તેનો એક બહુ નાનો ભાગ સરકી જઈ સાધારણ જનતા પાસે પહોંચ્યો અને જનતાએ પણ તેનો સારી રીતે ઉપયોગ કર્યો. લોકસમૂહમાંથી જે લોકો એ ભાગ મેળવવા ભાગ્યશાળી થયાં તેઓએ તે દ્વારા પહેલી જ વાર વિભિન્ન પ્રકારનાં શારીરિક સુખોનો જ માત્ર નહિ પરંતુ બૌદ્ધિક અને આધ્યાત્મિક સુખોનો પણ સ્વાદ ચાખ્યો. બીજા શબ્દોમાં કહીએ તો, જનસાધારણમાં ધનસમ્પત્તિની આ નાના સ્વરૂપની વૃદ્ધિએ પણ નવી માગ ઉત્પન્ન કરી દીધી અને નવીન આકાંક્ષાઓ જાગૃત કરી દીધી.

## પ્રસ્થાન

મનુષ્યની આ નૂતન બૌદ્ધિક જાગૃતિએ પાછલી સદીના મધ્ય ભાગમાં ટૉલ્સ્ટૉયને તથા અન્ય લોકોને અત્યંત પ્રભાવિત કર્યાં હતાં. લોકશાસનનો એ જન્મ જગત-ઇતિહાસમાં એક અપૂર્વ ઘટના છે; કારણકે તેનો અર્થ મનુષ્યને મુકત કરી સાચો મનુષ્ય બનાવવો, મનુષ્યના મગજ પર જમાવેલ કુત્સિત સત્તાના આધિપત્યને મિટાવી દઈ-સઘળો માનવ સમાજ ઐક્યના તાંતણે બંધાઈ વિશાળ ભ્રાતૃમંડળ બની શકે-એ દિવસના આગમનની સૂચના દેવી. ટૉલ્સ્ટૉયને લોકશાસનના આ નવીન પ્રકારના બાળકની મુખ્ય ધાત્રી કહેવું યોગ્ય જ છે. આ રશિયન કાઉન્ટે એક વખત પોતાનું ધ્યેય સમજી લીધું કે તરત જ તે પોતાના નિર્ધારિત માર્ગ પર ચાલવા લાગ્યા.

પણ આ ક્ષેત્રોમાં તે એકલા ન હતા: ઈંગ્લાંડમાં ડીકન્સ, કાર્લાઈલ અને વધારામાં બર્નાર્ડ શૉ તથા એચ. જી. વેલ્સે એ સમસ્યાનો સામનો કરીને તેના ધ્યેયથી પણ આગળ જવા પ્રયત્નો કર્યા-પરંતુ બધાથી મોટા પાખંડનાશક ટૉલ્સ્ટૉય હતા. તેમનો પાખંડ કુઠારનો એક એક પ્રહાર સારાયે યુરોપમાં પ્રતિધ્વનિત થઈ ઊઠતો હતો. તેના ગ્રંથો આ પ્રકારના પહેલા જ સસ્તા સાહિત્ય તરીકે પ્રસિદ્ધ થયા હતા, જે અનેક દેશોમાં, ઈંગ્લાંડમાં પણ, મજૂરોના હાથમાં પહોંચ્યા. માત્ર થોડા પૈસામાં મેં પણ ટૉલ્સ્ટૉયની એક અમર રચના-'તમને એ નહિ સમજાય': ભાષાંતરકાર: મનુ ક. દેસાઈ, યુગધર્મ ગ્રંથમાળા. પુ. ૭મું*-ગુજરાતીમાં ખરીદી હતી. એ દિવસ હું કદી ભૂલી શકું તેમ નથી. એ વખતે તો હું માત્ર છોકરો જ હતો પરંતુ એ પુસ્તકે મારા માટે એક, નવી દુનિયાનાં દ્વાર ખોલી આપ્યાં હતાં. તે વાંચીને હું ટૉલ્સ્ટૉયની અન્ય કૃતિઓની તપાસમાં ઉતાવળો થઈ ઊઠયો અને ઘણું: સમય ટૉલ્સ્ટૉય જ મારા આત્માનો પ્રકાશ બની રહ્યા હતા. તેના વિચારો મારા હૃદયમાં ચોંટી ગયા અને આજે હું જે કંઈ છું તેમાં અચૂક ટૉલ્સ્ટૉયનો અંશ છે. ટૉલ્સ્ટૉયપ્રેમી વિવેચક શ્રી. વિશ્વનાથ ભટ્ટના પરિચયમાં આવવાનું મને આ જ કારણે સદ્ભાગ્ય પ્રાપ્ત થયું.

એમ કહ્યા વિના ચાલે તેમ નથી કે ટૉલ્સ્ટૉયે પોતાના જીવન દરમ્યાન જેટલા આત્માઓને જૂઠા દેવતાઓ અને છીછરા અને મલિન વિચારોના બંધનથી મુકત કર્યા તેટલા તે સમયે બીજી કોઈ વ્યકિતએ નહોતા કર્યા. આ બાબતમાં સારા સંસારમાં અન્ય કોઇ મહાપુરુષ ટૉલ્સ્ટૉયથી મહાન થયા નથી, સિવાય કે એક વ્યકિત — તે છે ગાંધીજી. પરંતુ નવાઈની વાત તો એ છે કે ગાંધીજીએ પણ સ્વીકાર કર્યો છે કે તે પોતે પણ આ રશિયન ગુરુના ઋણી છે.

ટૉલ્સ્ટૉયના પ્રભાવનું રહસ્ય તેની કૃતિઓમાં ગોપાના ચમકારા મારતા નૈતિક ગુંજામાં રહેલ છે. તે કેવળ શુષ્ક દાર્શનિક નહતા, તે તો હતા એક મહાન શિક્ષક અને પયગમ્બર. તેનો જીવનવિષય કોઈ શુષ્ક સિદ્ધાંત નહતો પરંતુ ખુદ માનવજીવન જ હતું. તેના માટે તો સત્યનો અર્થ જીવન જ હતું.

---

* એ પુસ્તકની બીજી સસ્તી આવૃત્તિ પ્રસ્થાન કાર્યાલય તરફથી બહાર પડી છે. રૂ ૦-૬-૦




૧

શ્રી 'પ્રસ્થાન' તંત્રીની સેવામાં—

સવિનય વિ૦ કે હાલ ગુજરાતી સાહિત્ય અને વાઙ્મયની અભિવૃદ્ધિ કાજે સ્થળે સ્થળે અનેક ન્હાની મોટી પુસ્તકમાળાઓ નીકળે છે તે ધંધાના પ્રવર્તકો બંગાળી રશિયન (અંગ્રેજી તરજુમા) આદિ નવલ નવલિકાઓનાં જેવાંતેવાં ભાષાંતરો જ મોટે ભાગે આપ્યા કરે છે. એ બંધુઓને આ કાગળથી જવાબદાર વિશ્વસનીય અને આકર્ષક તરજુમા માટે એક નવી મરાઠી નવલની ભલામણ કરવાને આ કાગળ લખું છું. નાગપુરથી પ્રકટ થતી 'વીણાપ્રકાશન' નામે ગ્રંથમાળામાં શ્રી. ગજાનન ત્ર્યંબક માડખોલકર નામે કર્તાની બે ચોપડીઓ આવી ગઈ તેમાંથી બીજી "કાન્તા" નામે નવલ રૂા. બેની કીંમતે તાજી પ્રકટ થઈ છે. નવલમાં જે કલા અને માનવ સ્વભાવની જે કુદરતી ખિલવણી વાસ્તવિક છબીઓ આદિ હોવાં જોઈએ, તેવી વિશેષ ગુણવત્તા આ નવલમાં એટલી નથી એવા સ્વીકાર સાથે પણ આનો સફળ તરજુમો મરાઠી અને ગુજરાતી બંને ભાષા સારી જાણતા હોય એવા કોઈ લેખક કને ઉપલા કોઈ પ્રવર્તક પોતાની ગ્રંથમાળામાં પ્રકટ કરે એવી સૂચના કરવા લલચાઉં છું, કેમકે હાલના સમયના આવા વાતાવરણમાં જે ભાવનાઓ અને વિચારસૃષ્ટિઓ સામસામે અથડાતી ઝઘડતી જોવામાં આવે છે, તેમની પૃથક્કરણી અને તુલનાત્મક પરીક્ષા અને ચર્ચા લેખે આ ચોપડી સારી પેઠે સૂચક અને કીંમતી જણાય છે.

ઉમેરવું જરૂરી લાગે છે કે એ ચોપડીમાંના કોઈ પણ નિર્ણયવાચક જેવા ને તેવા સ્વીકારી લે તો તેને લાભ છે, એવો મ્હારો આશય છે જ નહીં. અહીં એ પૃથક્કરણો ચર્ચાઓ અને તુલનાઓ ઠેકઠેકાણે અનિર્ણાયક રહી જાય છે; વળી ઘણીખરી પાત્રોના મુખમાં મુકેલી હોવાથી તેમાંથી જો કોઈ નિર્ણય ફળતો હોય તો પણ તેને કર્તાનો પોતાનો કહી શકાય નહીં; અને વળી કર્તા પોતે સ્વીકારતા લાગે એવા નિર્ણય કે એવાં વલણ તો વાચકે અપનાવી લેવાં ઉચિત, એવા એવા દાવા પણ હું આગળ કરતો નથી. કોઇ પણ નિર્ણયના ઔચિત્ય અનૌચિત્યનો સવાલ બાજુએ જ રાખિયે. સપ્રમાણ નિર્ણય મેળવવા માટે વિષયનિષ્ઠ અને જવાબદાર પૃથક્કરણો ચર્ચાઓ તર્કમાળાઓ અને તુલનાઓના ગોટ ગૂંથવામાં આવે તેવી બૌદ્ધિક પ્રવૃત્તિ પોતે સારી પેઠે કીંમતી છે, એવા મ્હારા અંદાજથી ગ્રેરાઈ ને જ હું આ સૂચના કરું છું; કેમકે મ્હને લાગે છે કે આપણી ભાષામાં જે આ ગતનાં લખાણો અત્યારે ચાલી રહ્યાં છે, તેના જેટલી ઉપરછલ્લી એકતરી અને પક્ષિલ તો આ ચોપડી નથી.

લિ. સેવક

મુંબઈ, અક્ટોબર ૧૯૩૯

બલવંતરાય ક. ઠાકોરના

જય જય.

## ૨

શ્રી સંચાલક,

'પ્રસ્થાન,'

અમદાવાદ.

મેં 'કલિકા' વાંચી નથી. પણ હમણાં 'આપણી કવિતાસમૃદ્ધિ'નું નવું સંસ્કરણ પ્રગટ થયું તેમાં 'કલિકા'માંથી એક ખંડ લેવામાં આવેલો છે, અને એના અર્થ વિષે વિવેચક અને કવિ વચ્ચે મતભેદ પડ્યો છે, એટલે કુતૂહલને વશ થઈને મેં એ ભાગ વાંચવા માંડ્યો. વાંચતાં વાંચતાં આ ભાગ આવ્યોઃ

દીઠો છે કે રાજહંસ માનસસરે કદાપિ?
જોયાં છે અરણ્યની મોતી? લહ્યો હિમરાશ?
ગુગળના પાન કેરી મૃદુતા નિરીક્ષી કદિ?
પોપટીની પાંખની કે ભાળી નરમાશ?
ચાખ્યું દિવ્ય કવિતાનું અમૃત અવાચ્ય કદિ?
લાગી કદિ સ્વપ્ન દીઠી પરી કેરી સેદ?
અમલ કમલ, મુખમલ એવી પ્રિયા મ્હારી–
એવી ગોરી, એવી મૃદુ, એવી મીઠી એહ!

એટલે મેં અનેકવાર વાંચેલી એક અંગ્રેજી કવિતા સાંભરી. તરત જ મેં 'ધ પેન્ગ્વિન બુક ઓફ ઇન્ગ્લિશ પોએટ્રી' કાઢ્યું. તેમાં બેન જોન્સનની નીચેની કવિતા છેઃ

Hast thou seen but a white lily grow
Before rude hands have touched it?
Hast thou marked the fall of snow
Before the soil hath smutched it?
Hast thou felt the fur of the beaver,
Or swans down ever?
Or hast smelt the smell o' the brier,
Or the nard in the fire?
Or hast tasted the bag o' the bee?
O so white, O so soft, O so sweet is she.

અત્યારે પ્રતિકાવ્યોનો વાયરો વાયો છે એટલે આ કવિતા ઉપરથી રચાયેલું એક પ્રતિકાવ્ય પણ એ સંગ્રહમાં આપેલું છે, તે પણ અહીં ઉતારું છું. એના લેખક સર જે. સકલિંગ છે.

Hast thou seen the down in the air,
When wanton blasts have tossed it?
Or the ship on the sea,
When ruder winds have crossed it?
Hast thou marked the crocodile's weeping,
Or the fox's sleeping?

Or hast thou viewed the peacock in his pride,
Or the dove by his bride? . . .
O so fickle, O so vain, O so false, so false is she!

આનું કાન્તસ્વરૂપ ભાષાંતર નીચે આપ્યું છે:

હવામાં ઊડતું કદી પીંછું તમે ભાળ્યું કો દી
જ્યારે વાયુ ગાંડો થઈ નાચે ચોપાસ ?
જલનિધિ કેરે હરે નાવડું નિહાળ્યું કો દી
વાયુ જ્યારે વકરીને ગાંડો ઘમસાણ ?
અમરનાં અશ્રુ તમે નયને નિહાળ્યાં કો દી ?
શિયાળવા કેરી કદી ભાળી તમે હૂંપ ?
ઘમંડભરેલો કદી મયૂર નિહાળ્યો તમે ?
કબૂતર જોયું કદી પ્રિયાકેરી પાસ ?
એવી સુચંચળ, એવી એવી સુઘમંડભરી,
એવી જૂઠી, જૂઠી એવી પ્રિયા મારી ખાસ !

'આપણી કવિતાસમૃદ્ધિ' પાઠ્ય પુસ્તક છે, એટલે અભ્યાસીઓને મળતા આવતા આ ઉતારા ઉપયોગી થશે ધારી મોકલું છું.

સુરત, વર્ષ } લિ૰
૧૯૩૯ } ગ્રંથકીટ

---

## શબ્દચર્ચા

માન્યવર તંત્રીશ્રી,

'અરણ્યરુદન' એ શબ્દ આપણે વારંવાર વપરાતો જોઈએ છીએ. રુદ્ ધાતુને 'ભાવ'ના અર્થમાં -લ્યુટ્ લાગવાથી - રોદન- (નપું૰) બને છે. સંસ્કૃત ગ્રન્થોમાં 'રુદન' શબ્દ જોવામાં નથી. કોઈ વિદ્વાન પ્રકાશ પાડશે તો આભાર થશે.

પહેલાં ધારેલું કે 'અરણ્યરુદન' એ શબ્દપ્રયોગ 'cry in the wilderness' ઉપરથી ઉતારવામાં આવ્યો હશે. પણ ઠેઠ એમ નથી. મુકુન્દમાલામાં 'आम्नायाभ्यसनान्यरण्यरुदितम्' એમ આપે છે ખરું. જુદી જુદી ભાષાઓમાં વિચારવ્યક્તિનું કેવું સામ્ય હોય છે!

પ્રતાપરાય

# संगठननुं मोटुं साधन

राष्ट्रनी अैतिहासिक घडीअे गूजरातमां राष्ट्रभाषा प्रचारना संगठनना कार्यनो प्रारंभ थवो अे अेक औश्वरी योजना छे.

राष्ट्रभाषाना शिक्षणनो प्रारंभ राष्ट्रनी अद्वितीय जागृतिनी साथे गुजरातमां क्यारनोय थअी गयो छे. गूजरात विद्यापीठ जेवी राष्ट्रीय शिक्षण संस्थाओना विद्यार्थीओने अने सूपा–सोनगढ गुरुकुलना ब्रह्मचारीओने राष्ट्रभाषा अपरिचित रही नथी. अने हवे तो छेल्लां त्रणेक वर्षथी सुरत, अमदावाद वगेरे स्थळेथी सेंकडो परीक्षार्थी वर्धा राष्ट्रभाषा प्रचार परीक्षामां बेसे छे. परन्तु अे तो पाशेरामां पहेली पूणी छे. जे छूटुंछवायुं थअी रहुं छे अेनाथी अनेकगणुं संगठितरूपे अे दिशामां करवानुं छे.

राजकीय जागृतिमां गुजरात अग्रगण्य छे. राष्ट्रभाषाना प्रचार माटे पण संगठित कार्यना अभावे ते पाछळ पडी जवानो संभव छे. अनेक नानामोटा हिन्दीप्रेमीओ प्रचारक्षेत्रमां नीकळी पड्या छे. हवे तेमने अेक अेवा मध्यस्थ सेवकनी जरूर छे जेनी आगळ तेओ पोतानी मुसीबतो रजु करी शके, जेनी पासेथी सूचना मेळवी शके, जेनी मारफत प्रचारको पोताना अनुभवनी आपले करे. अे सेवक थवानुं गुरुजनोनी आज्ञाथी में सहर्ष स्वीकारी लीधुं छे.

आटले दूर रही आ भगीरथ काम में माथे लीधुं छे ते अेक मोटी आशाअे, अने ते अे के गुजरातमां अखंड निर्मळ सेवा करी रहेला मुरब्बीजनो, स्नेही मित्रो, जेओ मने ओळखे छे अने जेमने हुं ओळखुं छुं, जेमनो हुं स्नेहभाजन छुं तेमना सप्रेम सहकारनी, अेटलुं ज नहि, जे नवसेवकोना परिचयमां हुं नथी आव्यो तेमनो परिचय करवानी अने तेमनो सहयोग मेळववानी तक हुं जती नहि करुं. तेथी ज हुं दूर रह्यो रह्यो पण गुजरातमां ज रह्यानो अनुभव करीश अेवी मारी अुमेद छे.

आम गुजरातना सेवकोनो सहकार अेक केन्द्रमां वहेशे जे संगठननुं मोटुं साधन नीवडशे.

गुजरातने गामडे गामडे राष्ट्रभाषानो फेलावो थाव, गुजरातनां नरनार अेक ज राष्ट्रना अन्य प्रान्तनां भाअीबहेनो साथे पोताना दिलनी वात समान वाणीमां करो.

आ मंगल प्रवृत्ति पर ओश्वरना आशीर्वाद वरसो.

गुजरात राष्ट्रभाषा प्रचार-कार्यालय
वर्धा, ता. २८-१०-३९

अमृतलाल ठाकोरदास नाणावटी

# ઠક્કર બાપા જયંતી

એ હું જાણતો હતો કે ગાંધીજી અને ઠક્કર બાપાની ઉંમરમાં થોડા જ દિવસનો ફેર છે. પણ એમની જયંતી ઊજવવાની કોઈ યોજના ઘડાઇ છે એ તો જ્યારે મેં ગાંધીજીની નોંધ 'હરિજનબંધુ'માં વાંચી ત્યારે જ જાણ્યું.

ઠક્કર બાપાની કૃપાથી હું ગાંધીજી પાસે જઇ પહોંચ્યો, અને સેવાકાર્યમાં જીવન વીતાડવા એમણે પોતાનાં દૃષ્ટાંત અને પ્રેરણાથી હમેશાં મારો ઉત્સાહ વધાર્યો.

ઘડિયાળ જેવી નિયમિતતાથી પોતાનાં નિત્યકર્મોનું ધ્યાન, પોતાની સંસ્થાઓ અને તેના સંચાલકોનાં કામો પર અત્યંત ઝીણી નિગાહથી દેખરેખ, હાથ નીચેના માણસો પર વિલક્ષણ વાત્સલ્ય અને તેમની સુખસગવડની ચિંતા, નિયમથી રોજનીશી લખવાની તેમની આદત, અને એ સહુથી યે વધી જનારી તેમની નિરભિમાનતાને લીધે તેઓ મારે માટે હમેશાં એક આદર્શ વડીલ રહ્યા છે. એમના આ મહાન ગુણોને હું કયારે ય કેળવી શક્યો નથી, અને હવે કેળવવાની આશા યે નથી. તા. ૨૯ મી નવેંબરે એમની ૭૧મી જયંતી ઉજવાશે, તે જાણી મારી એમના પ્રત્યેની કૃતજ્ઞતા જાહેર કરવાની આ તક લેતાં મને હર્ષ થાય છે. પૂર્ણ શારીરિક અને માનસિક સ્વાસ્થ્યનો અનુભવ કરતા રહી, તેઓ પોતાની દત્તક લીધેલી કોમોની સેવા કરતા રહે એ જ હાર્દિક ઇચ્છા.

કિશોરલાલ ઘ. મશરૂવાળા






### (૧) લશ્કરવાદથી મુક્ત રહેલું રાષ્ટ્ર—નોર્વે

યુરોપના મહાન વિગ્રહ પછીનાં વર્ષો દરમ્યાન કેટલાં યે યુરોપીય નગરોનાં નામ ફેરવાઈ ગયાં છે. નોર્વેના પાટનગરની બાબતમાં પણ એવું જ બનવા પામ્યું છે. બે દાયકા પહેલાં નોર્વેની ભૂગોળને લગતાં પુસ્તકોમાં તેનાં પાયતખ્ત તરીકે ક્રિશ્ચિયાનિયાનો ઉલ્લેખ થતો હતો, પરંતુ એ શબ્દ નોર્વેજિયન ભાષાનો નહિ પણ ડેનિશ ભાષાનો હોવાથી તેને હાલમાં ફેરવી નાંખવામાં આવ્યો છે.

અગાઉ, નોર્વે ડેન્માર્કના સામ્રાજ્યનો એક ભાગ હતો. તે વખતે કોઈ ડેનિશ રાજાએ એ ક્રિશ્ચિયાનિયા નામ પાડેલું. પરંતુ તેનું અસલ પ્રાચીન કાળનું નામ તો ઓસ્લો હતું. ઈ. સ. ૧૦૪૮માં નોર્વેના રાજા હેરોલ્ડ હાર્ડ્રાડે એ શહેર વસાવ્યું હતું અને તેણે જ તેનું નામ ઓસ્લો પાડેલું હતું. એ ઐતિહાસિક વાતને ધ્યાનમાં લઈને ઈ. સ. ૧૯૨૫માં નોર્વેની પાર્લામેન્ટે ક્રિશ્ચિયાનિયાને ફરી વાર ઓસ્લો કરવાનું ઠરાવ્યું હતું અને એ જ વર્ષના જાન્યુઆરી માસથી ફરી વાર યુરોપની ભૂગોળમાં ઓસ્લોનાં દર્શન થવા પામ્યાં હતાં.

સાથોસાથ એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે દુનિયાભરમાં કુલ ત્રણ ઓસ્લો છે, જેમાંનું એક અમેરિકાના સંયુક્ત પ્રાંતો (United States)માં આવેલું છે અને કહેવાય છે કે નોર્વેમાંથી સૌથી પહેલાં અમેરિકામાં જઈ વસેલા નોર્વેવાસીઓએ એ સ્થાપ્યું હતું. આમ હોવાથી ટપાલખાતાના અધિકારીઓની એક ખાસ સૂચના છે તે ધ્યાનમાં લેવા જેવી છે, અને તે એ છે કે ઓસ્લોમાં ટપાલ દ્વારા પત્રો મોકલવા ઈચ્છનારાઓએ રીતે 'નોર્વે'ના નામનો ઉલ્લેખ અવશ્ય કરવો, નહિ તો નાહક એ પત્રને અમેરિકા સુધીની લાંબી મજલ કરવાનો સંભવ રહે ખરો.

### (૨) નોર્વેનું પાટનગર: ઓસ્લો

દુનિયાની ઘણીખરી આગળ વધેલી પ્રજાઓમાં નોર્વેજિયન પ્રજાની ગણતરી પણ કરવામાં આવે છે. ત્યાં વિદ્યાપીઠ સુધીની સઘળી કેળવણી મફત અપાય છે તથા સઘળા વિદ્યાર્થીઓનાં આરોગ્યની સંભાળ રાખવાની ફરજ રાજ્યની ગણાય છે. થોડાં વરસ પરની એક એવી વાત છે કે એક દિવસે એક વિદ્યાર્થી નિશાળે અચાનક માંદો થઈ ગયો. તુરત જ તેને હોસ્પિટલમાં સારવાર માટે ખસેડવામાં આવ્યો. ત્યાં એ હોશિયાર તેમ જ સમર્થ ડૉક્ટરોએ તેને તપાસીને નિદાન કર્યું કે તાત્કાલિક ઑપરેશનની જરૂર છે. એક ઉત્તમ-શસ્ત્રવૈદ્ય (surgeon) પાસે ઑપરેશન કરાવવામાં આવ્યું અને દિવસો સુધી માંદાઓના વોર્ડમાં તેની રીતસરની સારવાર કરવામાં આવી. તે સાજો થયો ત્યારે તેની સારવારનું એકસામટું બિલ તેના બાપને મોકલવામાં આવ્યું. એ બિલની રકમની અટકળ કરી શકો છો ખરા? ... ત્યારે, સાંભળો! ... ... ફક્ત ચાર રૂપિયા!

નોર્વેમાં અસંખ્ય પર્વતો અને ડુંગરાઓ છે અને નાનાં મોટાં ઝરણાંઓનો કંઈ પાર નથી. તેવાં સઘળાં ઝરણાંઓની શક્તિનો ઉપયોગ કરીને, રાષ્ટ્ર સમસ્તને વિજળીક

ખાળ મફત પૂરું પાડવામાં આવે છે. તે ઉપરાંત શહેરો તદ્દન સ્વચ્છ તેમ જ વ્યવસ્થિત માલુમ પડે છે. થિયેટર અને સિનેમાહાઉસમાં જનારાં લોકોનો મોટો ભાગ કેળવાયેલો તેમજ શોખીન હોય છે. વળી નોર્વેનાં વર્તમાનપત્રો ઠરેલાં, વિવેકદૃષ્ટિવાળાં તેમ જ ઉપયોગી સમાચાર પૂરો પાડવામાં પાવરધાં ગણાય છે...

...સમસ્ત પ્રજાનો મોટો ભાગ ખેડૂતોનો છે. ધાર્મિક વૃત્તિનું ત્યાં પૂરેપૂરું જોર છે, અને રશિયન બોલ્શેવિઝમના નિરીશ્વરવાદનો સામનો કરવામાં એ ધાર્મિક વૃત્તિ સારોસરખો ભાગ ભજવે છે નોર્વેના વિચારકો તેમજ ચિંતકો માને છે કે એ ધાર્મિક વૃત્તિએ એટલી હદ સુધી નોર્વેવાસીઓનાં હૃદયમાં ઘર કર્યું ન હોત તો બોલ્શેવિસ્ટોએ કે' દહાડાનો એ રાષ્ટ્રનો ભુક્કો ઉડાવી દીધો હોત.

નોર્વે સમૃદ્ધિશાળી છે અને એમ હોવાનાં કેટલાં યે કારણો છે. સૌથી મુખ્ય કારણ તો એ છે કે નોર્વે લશ્કરવાદથી તદ્દન મુક્ત છે. જબરજસ્ત લશ્કર કે નૌકાસૈન્યને નભાવવા માટે રાજ્યનાં મહેસૂલમાંથી એક કોડી સરખી પણ ખરચવી પડતી નથી; કારણ કે ત્યાં અનામત લશ્કર જેવી કોઈ વસ્તુ જ નથી અને નૌકાસૈન્ય તો નહિ જેવું જ છે. ઈતર રાષ્ટ્રોમાં લશ્કરો તેમજ નૌકાસૈન્યોને નભાવવા પાછળ થતાં ખર્ચનો ઉપયોગ નોર્વેમાં કેળવણીના સુધારા તેમ જ પ્રચાર પાછળ કરવામાં આવે છે.

છેવટે, એક વાત જાણવી જેવી જરૂરની છે. સમસ્ત નોર્વેમાં અંગ્રેજી ભાષાનો પ્રચાર ખૂબ છે અને તેથી નોર્વેજિયન કલાકારોનાં ગૃહપુસ્તકાલયોમાં અંગ્રેજી વાઙ્મયનાં વિવિધ પુસ્તકો નિહાળીને અંગ્રેજોની અજાયબીનો પાર રહેતો નથી.

**ત્રિભુવન વી. હેમાણી**

## (૩) છેલ્લી લડાઈ

છેલ્લા વિશ્વયુદ્ધની કિંમત જગતને ૮૦,૦૦૦,૦૦૦,૦૦૦ પૌંડ આપવી પડી હતી. એક આંકડાશાસ્ત્રીની ગણત્રી પ્રમાણે તે રકમમાંથી, બ્રિટન, કેનેડા, ઑસ્ટ્રેલિયા, યુનાઈટેડ સ્ટેટ્સ (અમેરિકા), જર્મની, ફ્રાન્સ, બેલ્જિયમ અને રશિયામાં દરેક કુટુંબને ૫૦૦ પૌંડની કિંમતનું ઘર તથા ૨૦૦ પૌંડનું ફર્નિચર તથા પાંચ એકર જમીન અપાવી શકાયાં હોત. તે દેશોમાં ૧૦૦,૦૦૦ થી વધારે વસ્તીવાળા દરેક શહેરમાં ૧,૦૦૦,૦૦૦ પાઉંડનું પુસ્તકાલય તથા ૨,૦૦૦,૦૦૦ પૌંડનું વિશ્વવિદ્યાલય સ્થાપી શકાયાં હોત.

## (૪) કેટલીક વ્યાખ્યાઓ

'ધી વૉલસ્ટ્રીટ જર્નલ'માં નીચેની વ્યાખ્યાઓ આપેલી છે:

'**સોશિયાલિઝમ**'નો અર્થ એ કે તમારી પાસે બે ગાયો હોય તો એક ગાય તમારે તમારા પાડોશીને આપી દેવી.

'**કોમ્યુનિઝમ**' હેઠળ તમારે બન્ને ગાયો સરકારને સોંપી દેવી જોઈએ; સરકાર તમને થોડું દૂધ, તેના બદલામાં, આપશે.

'**ફેસિઝમ**' મુજબ, તમે ગાય રાખી શકો છો, પણ સરકારને દૂધ આપી દેવું પડે છે. સરકાર તમને થોડું દૂધ પાછું આપે છે.

'**ન્યૂ ડીલ**' મુજબ, તમારે એક ગાયને ગોળીથી મારી નાખવી, બીજીનું દૂધ દોહવું અને પછી તેને ખાઈમાં ઢોળી નાખવું.

**છોટાલાલ માનસિંગ કામદાર**




**જીવનસંસ્કૃતિ :** ( સામાજિક અને સંસ્કૃતિવિષયક લેખો ) લેખક : શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર. પ્રકાશક : નવજીવન કાર્યાલય. અમદાવાદ. કિં. અઢી રૂપિયા.

'જીવનસંસ્કૃતિ'ના કર્તા જન્મે મહારાષ્ટ્રી હોવા છતાં વિચાર અને વર્તને ગુજરાતી છે. ગુજરાતમાં અને ગુજરાત બહાર રહીને ગુજરાતી સાહિત્યની એમણે કરેલી સાહિત્યસેવાનો ઉલ્લેખ કર્યા વિના કોઈ પણ અર્વાચીન સાહિત્યસ્તંભોનો નિરીક્ષક પસાર થઈ શકે નહિ. 'હિમાલયનો પ્રવાસ', 'કાલેલકરના લેખો' 'ઓતરાતી દિવાલો' 'પૂર્વરંગ' 'સ્મરણયાત્રા', 'લોકમાતા', 'જીવનવિકાસ', અને 'જીવનનો આનંદ' જેવાં વિચારસમૃદ્ધ પુસ્તકો લખીને એમણે ગુર્જરીની અખંડ આરાધના કરીને દિનપ્રતિદિન ઉત્કટ થતી પ્રાંતીયતા સામે લાલ બત્તી ધરી છે.

ગુજરાતી ભાષા પરનું કાકાસાહેબનું પ્રભુત્વ આશ્ચર્યમુગ્ધ કરે એવું છે. એમના ગદ્યમાં સ્વ. ગોવર્ધનરામ કે શ્રી. બળવંતરાયને પદ્ય પ્રાપ્ત કરતાં પ્રથમ જે કસરત કરવી પડી હશે તેનો છાંયો સરખો દેખાતો નથી. એમની શૈલીનો વણાટ સુશ્લિષ્ટ, રુચિકર અને સરળ છે. લખતી પ્રત્યેક પંક્તિનો આવિર્ભાવ સચોટ અને અર્થવાહી શબ્દો અને વિચારોથી થાય છે. એ શક્તિનું ઓજસ એટલું બધું કે ઘડીભર આપણને મૂંઝવણ થાય, અને કબૂલ કરીએ કે ગુજરાતી ગદ્યવિકાસમાં એમનો પણ લાક્ષણિક ફાળો છે.

તેઓ મહાત્માજીના વિચારોની અસર તળે આવ્યા હોવાથી એમના સાહિત્ય પર ગાંધી-મહોર વાગ્યા વિના રહેતી નથી. પરંતુ તેથી તેઓ ગાંધીવિચાર કે ગાંધીશૈલીના અંધ-પૂજક નથી. સંસ્કૃતમયતા અને વિશુદ્ધિના પ્રભાવ સાથે તળપદા શબ્દો અને કહેવતોના પ્રભાવથી એમનું લખાણ આકર્ષક બને છે. વિચારશુદ્ધિ અને ભાષાશુદ્ધિ એમની વિચારસરણી અને શૈલીનાં મુખ્ય અંગો છે. મહાત્માજી માફક તેઓ માને છે કે સાહિત્યનો માનવતાના ઉત્કર્ષ માટે આવિર્ભાવ હોઈ શકે. એમના પ્રત્યેક ગ્રંથમાં કલ્પના અને હકીકતનો સુમેળ સધાય છે. પરંતુ પ્રસ્તુત ગ્રંથમાં કલ્પના કરતાં નક્કર હકીકતો વધારે છે. જૂનું એટલું બધું સોનું કે જૂનું એટલું બધું ત્યાજ્ય માનવાને તેઓ તૈયાર નથી.

આપણા ધાર્મિક રીતરસમો પુરાણકાળથી ચાલ્યા આવે છે. એ પ્રત્યેક રિવાજની યોગ્યતા સાબીત કરી શકાય. પશ્ચિમનું કેવળ અંધ અનુકરણ માનવીને કુમાર્ગે લઈ જાય

છે; એમ એમનું દૃઢ માનવું છે. શાસ્ત્રની મર્યાદાઓનું ઉલ્લંઘન તેમને મન પાપ સમાન છે. પરંતુ પાપ અને પુણ્યનો તેઓ સમયાનુસાર જે વિવેક કરવો જોઈએ તે કરી શકે છે. ઉપનિષદ્‌, ગીતા અને સ્મૃતિમાં નૂતનદૃષ્ટિ અને આધુનિક સંસ્કૃતિને બંધ બેસે એવી રીતે સુધારકની રચનાત્મક વૃત્તિથી આ અર્વાચીન સ્મૃતિકાર તેમના લેખોમાં પ્રાણાર્પણ કરે છે. ભારતની સુપુપ્ત સંસ્કૃતિને ઢંઢોળે છે, જગાડે છે અને આર્યવરોને એક ઋષિવર જેટલી શાંતિ અને નિઃસ્પૃહતાથી સંબોધે છે કે પરાયા સંસ્કૃતિ–દીપકમાં બળી મરશો મા. તમે તમારું ભાગ્ય ઘડો અને જીવનક્રમની ઉત્તમ વ્યવસ્થાનાં ચક્રો તમને તમારી પોતાની સંસ્કૃતિમાંથીજ પ્રાપ્ત થઈ રહેશે. “East is East. West is West. And never the twain shall meet” (Rudyard Kipling) જેવી ભાવનાપ્રદેશે આ મર્યાદા છે.

વાણીવિલાસ કરતાં વાગ્વૈભવ એમના નિબંધોમાં પ્રત્યક્ષ થાય છે. આચાર, વિચાર, હિંદુસંસ્કૃતિ અને કેળવણી વિશેનાં એમનાં મંતવ્યો સુસંબદ્ધ, દૃઢ અને પ્રેરક છે. કોઈક કોઈક વાર તેઓ કલ્પના અને વર્ણનવિહારમાં રાચે છે, ત્યારે તે વિહાર પણ એટલા જ ગગનગામી, ગહન અને ગંભીર ભાસે છે. મૂલ્યનાં પણ મૂલ્ય આંકવાની તેમની શક્તિ છે. પરંતુ સનાતની દિવાલો કૂદવાની વૃત્તિ એમના મનમાં કેમે કરી વસતી નથી. તેથી કેટલાકને તેઓ પ્રણાલિકાબદ્ધ લાગે, પણ તેથી તેઓ તેમને પ્રણાલિકાભીરુ તો નહિ જ કહી શકે.

ઇતિહાસ, અર્થશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, સંગીત, કલા અને તેનાં અંગ ઉપાંગો, પ્રત્યેક વિષયને એમની સર્વતોમુખી પ્રજ્ઞાશક્તિ સ્પર્શે છે. વાચન પછીનાં બે અંગ, મનન અને નિદિધ્યાસન, એમણે સુયોગ્ય સર કર્યાં છે. ધર્મચિંતન, ધર્મચર્ચા, સામાજિક જીવન, સમાજવ્યવસ્થા, સંસ્કારપ્રેમ, વગેરે એમના સાહિત્યમાં સભર ભર્યાં છે. ધર્મની સુવાસમાં એમને સંપૂર્ણ શ્રદ્ધા છે. તેમાંના કેટલાક નિબંધોના વિચારો આજની ઘડીએ સામાન્ય અને લોકજીવનમાં ભળીને ભુંસાઈ ગયેલા લાગે. તે વિચારો ભલે ભળે પણ સતત જાગ્રત રહે એટલા સારુ એ વિચારોનું નિત્યચર્વણ આવશ્યક છે. પ્રસ્તુત ગ્રન્થમાં ક્યાંય મુખરતા નથી, ઉપદેશનો ત્રાસ નથી કે હેઝલિટ કાર્લાઈલ ઠાકોર દ્વિવેદિયા સમા પંડિતોનો ઘૂરકાટ નથી.

ઈ. સ. ૧૯૨૨ થી અદ્યાપિ પર્યંત લખાયેલા નિબંધો આ ગ્રન્થમાં સ્થાન મેળવે છે. સંસ્કૃતિ, સમાજના પાયા, વર્ણ અને જ્ઞાતિ, સંસારસુધારો, ગામડાંના પ્રશ્નો, ગરીબાઈનો પ્રશ્ન, પ્રભાતીઓ, સમાજસેવાની પ્રવૃત્તિઓ, પ્રાસંગિક અને પ્રકીર્ણ વિષયોથી ભર્યું ભર્યું આ પુસ્તક વાંચનારનું ધૈર્ય સ્વાભાવિક રાખી લે છે. પ્રત્યેક ખંડમાં આંગળી ચીંધતા ચીંધતા તેઓ આપણને એક નિખાલસ મિત્રની પેઠેમ લઈ જાય છે. ખંડેખંડે આપણને કાંઈક નવું જાણવાનું મળે છે. ટૂંકામાં કહું તો, તેઓ સ્વયં તેમના સાંનિધ્યથી જ આપણને વિચાર કરતા કરી મૂકે છે. અને દરેક બાબતમાં માત્ર ઉપર–છલ્લા અને સ્થૂલ વિચાર કરતા, વિચારક્ષેત્રે પાંગળા રહી ગયેલા આપણા લેખક–વર્ગને તેઓ મૂંગો પડકાર આપે છે.

‘જીવનસંસ્કૃતિ’ના વિચારકનું વિચારધન અંદાજ અને અમેય છે. એના વાંચનાર જરા વ્યવસાયમાંથી ફુરસદ મેળવી ચૈચાર પૃષ્ઠ આમતેમ ઉથલાવી જશે તો એને

પોતાને એના પોતાના વિચારદારિદ્ર્ય માટે ક્ષોભ થશે અને આ અખૂટ ખજાનો, ભંડાર જોઈને તે ગ્રહવાનો એનો લોભ ઝાલ્યો ઝલાશે નહિ. એક વાર એને નિરાંત અને ધૈર્યથી પુસ્તકનાં કોઈ પણ પાનીઆં પર આંખ ફેરવવા દો, એને લાગશે કે એ કોઈક સાત્વિક વૃત્તિના સ્થિતપ્રજ્ઞ સામે ઊભો છે. આટલા માટે જ કાકાસાહેબના શિષ્યો એમની પાછળ મુગ્ધ હશે. એ મુગ્ધતા ઘેલાની નથી જોઈ; પરંતુ સદ્‌ભાવ અને પૂજ્યભાવની જાણી છે.

ગ્રંથમાંના કેટલાક લેખોનું વારંવાર પરિશીલન આવશ્યક છે. આપણાં વિદ્યાલયો અને યુનિવર્સિટીમાં ગૂજરાતીનો અભ્યાસ વધ્યો છે એટલે આવાં પુસ્તકો માત્ર અલ્પ-સંખ્ય વિદ્વારસિકોનેજ તુષ્ટ કરવાને બદલે પહેલાંના વિચારપ્રધાન ગ્રંથોના મુકાબલે સુસંખ્ય થાય તો ખોટું નહિ.

નર્મદાશંકરના સમયથી ગદ્ય સાહિત્યનું ખેડાણ થવા લાગ્યું અને નિબંધસાહિત્યના મૂળાક્ષર પણ નર્મદે માંડ્યા. નવલરામ અને મણિલાલ પછી, જૂનવાણી અને નાવીન્યને ગ્રથતા ગોવર્ધનરામ પછી નિબંધના અંગે આપણા સાહિત્યમાં શનૈઃ શનૈઃ ઠીક પ્રગતિ સાધી છે. આંગળીને વેઢે ગણાય એવા આધુનિક નિબંધલેખકોમાં કાકા કાલેલકરનું વ્યક્તિત્વ નોખું જ ભાસે છે. મહીપતરામના સમયથી શરૂ થયેલો સંસારસુધારો અદ્યાપિ અંતિમ કક્ષાએ પહોંચ્યો નથી. સમાજધુરીણોનું ચિત્ત પણ કંઈક અંશે વ્યક્તિત્વરંગી અને સંકુચિત થયું છે. એટલે અહર્નિશ સમાજજીવનનો વિચાર કર્યા કરતાં સમાજ ધુરંધરોમાં કાકા કાલેલકરનું સ્થાન અપ્રતિમ રહે તો નવાઈ નહિ. પ્રો. ઠાકોર અને એવા બીજા કેટલાક નિબંધલેખકોની સમાજસુધારાની અને જીવનસંસ્કરણની પ્રવૃત્તિ આટલી વૈવિધ્યભરી, તત્ત્વાન્વેષી અને દૂરગામી ન થવાનું કારણ પણ એમના વિચારકણોને વેરી વળતા 'અહંતા'ના વમળોમાં છે. કાલેલકર એથી ઊલટું અનેક નદનાં પાણી પી, સાગર સમી વિશાળ દૃષ્ટિમર્યાદામાં આંખ પરોવે છે. એટલે એ દૃષ્ટિમાં આકાશતત્ત્વો જેટલી નિર્મળતા ભરી છે. એ પવિત્ર વાતાવરણને લીધે એ નિબંધોમાંથી મિથ્યા બસૂરા સૂર પ્રગટતા નથી. આખાય ગ્રંથનું નિબંધન શુદ્ધ હાથે કાંતેલા સૂતરના વાણાતાણાથી સુગ્રથિત, પવિત્ર અને રોચક બને છે.

અને કહેવાતા ડોળઘાલુ સનાતનીઓને પ્રત્યુત્તર આપે તેવું આ પુસ્તકમાંથી ઘણું પ્રાપ્ત થશે. જેઓ એમ માની બેઠા છે કે બાપનો કૂવો છોડી બીજે જઈશું અથવા સમરાવીશું તો દેવ થયેલા પિતૃઓ કોપાયમાન થશે તેઓ, એક વાર તેમનાં રંગીન ચશ્મા ફેંકી દઈને કાલેલકરનો સંદેશો ઝીલવા જેટલી ધીરપત રાખશે તો તેમની દૃષ્ટિ અનેકગણી ઉદાર અને વિસ્તૃત થશે અને તેમને વર્ણાશ્રમના પાયા એ વિચારોથી હચમચતા ભાસશે નહિ પણ વિશેષ સાબુત થતા લાગશે. વર્ણાશ્રમ સંઘવાળાઓએ તો તેમાં વર્ણવેલી વર્ણાશ્રમવ્યવસ્થા માટેની પ્રત્યેક વિચારકળી પર અત્યંત વિચાર કરવો જોઈએ. દરેક જ્ઞાતિના યુવાનોને ચાલુ ક્રાન્તિમાં, નવવિકાસ સાધતા સમાજમાં જ્ઞાતિનું સ્થાન કેવું અને કેટલું, જ્ઞાતિના યુવકો જ્ઞાતિ માટે કેટલું કરી શકે, પ્રચલિત પ્રવાહમાં ન્યાતો તણાઈ તો નહિ જાય, એવા એવા સંભ્રામક વિભ્રામક પ્રશ્નો ઉદ્‌ભવ્યા હશે. તેવા યુવકો અને જ્ઞાતિહિતવાંછુ વૃદ્ધોને પણ પ્રસ્તુત ગ્રંથ પથદર્શક નીવડશે.

આટલું સામાન્ય. હવે આપણે ગ્રંથમાંની કેટલીક છૂટીછવાયી વર્તમાન જગતને સ્પર્શતી લેખકલિકાઓ પ્રતિ વળીશું. ઈ. સ. ૧૯૩૨માં 'વ્યસનો' વિશે લખાયેલા લેખનો લેખક આજે છ વર્ષે દારૂબંધીનો અમલ થતો જોઈ સંતોષ અને કૃતકૃત્યતાનો દમ ખેંચતો હશે. એ લેખમાંનું એક વાક્ય ટાંકવાનું મન થાય છે.

"અને ટૉલ્સ્ટોયનું કહેવું તો એવું છે કે સદસદ્વિવેક બુદ્ધિ અને ચારિત્ર્યની દઢતા એ બંનેનો ભુક્કો કરવાની શક્તિ દારૂ કરતાં પણ તંબાકુમાં વિશેષ છે."

તમાકુબંધી પણ થવી જોઈએ. દિન પર દિન એનું વ્યસન શિષ્ટ સમાજમાં પણ એટલી કક્ષાએ પહોંચવા લાગ્યું છે કે ધૂમ્રપાન કરનાર એની ટેવને ભદ્ર લક્ષણોમાં ગણાવવાની ધૃષ્ટતા કરે છે. એટલું સદ્‌ભાગ્ય છે કે ઊંચી કોમની સ્ત્રીઓમાં—કેટલીક વિલાયત જઈ આવેલી સ્ત્રીઓ બાદ કરતાં—એ વ્યસનને સ્થાન મળ્યું નથી. મેરી કોરેલી જેવી નવલકથાકારે પણ પશ્ચિમની મહિલાઓમાં વધતા જતા આ વ્યસન પ્રતિ સખત અણગમો દર્શાવ્યો છે. બીડી પીતા પતિને માટે તેની પત્નીએ સીગરેટનું ખોખું શોધી દેવું કે તેના ખીસ્સામાં દીવાસળીનું બૉક્સ સેરવી આપવું એ કોઈ પણ પતિપરાયણા સ્ત્રી કાજે એટલું જ નાલેશીભર્યું છે.

'કોરટબાજી' નામના લેખમાં તેઓ વકીલો પણ શિક્ષકો અથવા પ્રોફેસરોની જેમ નીમેલા વેતન પર કામ કરે તો 'કોરટબાજી'માંથી નિષ્પન્ન થતાં અનિષ્ટો ઓછાં થશે એવી સૂચના કરે છે. આગળ ચાલતાં 'ભવિષ્યની દૃષ્ટિએ' લેખમાં તેઓ સ્વામી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થની માફક હિંદુસ્તાનની આધ્યાત્મિક શક્તિ અને એના ભાવિ જયવારામાં શ્રદ્ધા પ્રગટ કરતાં લખે છે, "ભારતીય સંસ્કૃતિ એટલી તો વિશાળ, ઊંડી અને સ્વાતંત્ર છે કે હવે પછી ભારતીય નજરે જીવન નિહાળી તપાસી મનુષ્યજાતની યાત્રાની દિશા ફેરવવી પડશે." આર્યાવર્તની આધ્યાત્મિક અસર દૂર પશ્ચિમમાં પણ કેટલે દરજ્જે થઈ છે તે માનવતાની ખાતર બલિદાન આપવા તત્પર બનેલાં મિત્રરાજ્યોની નીતિ જાહેર કરતાં વડાપ્રધાને આપેલું ભાષણ વાંચવાથી સમજાશે. એ ભાષણમાં જે આધ્યાત્મિકતા વસી છે તે પૌરસ્ત્ય સંસ્કૃતિની પાશ્ચાત્ય સંસ્કૃતિ પરની અસરના પ્રતાપરૂપે પ્રગટી છે, એની ના કોણ પાડી શકે?

'વ્યસનો' પર લખતાં તેઓ હોળીના તહેવારમાં જે અશ્લીલતા સમાજમાં વર્તે છે તેના પર પ્રહાર કરતાં દર્શાવે છે:

"હોળીનો તહેવાર એ ગુલામગીરીનો દ્યોતક છે. તે બદલી નાંખવો જોઈએ. તેની શુદ્ધિ કરવી જોઈએ."

આ ગદ્યાંશ સાથે રા. રામનારાયણ વિ. પાઠકનો મત (સ્વૈરવિહાર ભા. ૨—અલબત્ત એમાં થોડી ઉભરાય છે) સરખાવવા જેવો છે.

"હિંદુઓનાં સર્વે પર્વોમાં મોટું કયું? કોઈ કહેશે દિવાળી, કોઈ કહેશે દશેરા. પણ હું કહું છું હોળી. બધાં પર્વો જાય પણ હોળી હમેશાં રહેવું જોઇએ. બધાં પર્વોમાં

હોળી જેવું એક પણ સાર્વલૌકિક 'ડેમોક્રેટિક' બીજું પર્વ નથી. તેમાં જરા પણ ધર્મની વાત નથી. . .

"હિંદુઓ દર વરસે હોળી કરે છે અને છતાં નથી જાણતા કે ઘણી ચીજો, જૂના વહેમો, નકામા રીતરિવાજો, વેરો, નબળાઈઓ બધાં બાળવાનાં છે. આ હોળી આવી. બધું બાળી નાંખો ને! આખી દુનિયાં જોઈ રહે એવો ભડકો કરો ને દુંદુભિ વગાડી તેની આસપાસ તાંડવનૃત્ય કરો!"

અને આવું આવું તો કેટલુંય અહીં ઉલ્લેખનીય છે. આપણી વર્ણવ્યવસ્થા અને આશ્રમવ્યવસ્થા, આપણું સામાજિક જીવન અને આપણી સંસ્કૃતિ પરિશુદ્ધ થાય અને નવસંસ્કરણ પામે એ હેતુથી લખાયેલા આ લેખમણિકાઓમાં સામાજિક શરીરમાં ઉત્પન્ન થતાં ગૂમડાંઓનો ઉપાય સૂચવ્યો છે. હિંદુસમાજના સડા સામે એમનો પુણ્યપ્રકોપ એટલો બધો ઉગ્રતાથી સળગી ઊઠે છે કે સમાજના એક પણ દોષ પ્રતિ તેઓ આંખમિંચામણાં કરી શકે એમ નથી. વારંવાર એકની એક વાત તેઓ સંભળાવે છે. આ એક તેમનો દોષ ગણો તો ગણો; પરંતુ સમાજસુધારકની બાબતમાં આ દોષ હું લેખતો નથી. સમાજસુધારકને તો જ્યાં સુધી એના વિચારો પ્રજાહૃદયમાં ઊતરે નહિ ત્યાં સુધી એકના એક વિચારોનું ડિમ્ ડિમ્ કર્યા કરવું જ રહ્યું. મારા એકબે મિત્રોએ મને પૂછ્યું હતું કે તમને એમના લખાણમાં દોષ જણાતા જ નથી? કાકા કાલેલકરને હું એક આદર્શ લેખક તરીકે માનું છું એટલે તેમના દોષો મારા દિલમાં ન વસે એ સ્વાભાવિક છે. જે જમાનામાં ધર્મશાસ્ત્રો અને પ્રાચીન સમાજ ઓળખવાની દૃષ્ટિ મંદ પડતી જાય છે તે કાળમાં એ ગતદીન શક્તિને શક્તિમંત કરવાનું માન કાકાસાહેબને પ્રાપ્ત થાય તો તે ખૂબ યોગ્ય છે.

કાકાસાહેબ જીવનદૃષ્ટિનાં ત્રણ પ્રસ્થાનો કલ્પે છે. પ્રાચીન કાળમાં મનુષ્યજાતિ કલ્પેલી વંશવિદ્યા એ પહેલું પ્રસ્થાન. આ પ્રસ્થાન રક્તસંબંધ પર આધાર રાખે છે. બીજું પ્રસ્થાન જે વિચારસરણી અને સંસ્કૃતિકરણીના આદર્શ પર રચાય છે ને વર્ણવ્યવસ્થાથી શરૂ થાય છે. અને ત્રીજું, તે આધુનિક વર્ગસંગ્રહનું પ્રસ્થાન: જે વાતાવરણમાં અદ્યાપિ નિશ્ચિત ધોરણ બાંધ્યું નથી. આ ત્રણે પ્રસ્થાનોનો તેમનો અભ્યાસ સૂક્ષ્મ છે. એ અભ્યાસનાં નિષ્પન્નબિંબ 'જીવનવિકાસ', 'જીવનભારતી' અને 'જીવનસંસ્કૃતિ' માં છતાં થયાં છે.

જયન્તકુમાર મુલશંકર શાસ્ત્રી

# અનુક્રમણિકા

પુ૦ ૨૯ માગશર : ૧૯૯૬ અંક ૨




પરદેશના ખબરના એજન્ટ : મેસર્સ શુકલ બ્રધર્સ : ચીદામજીની શેરી, અમદાવાદ

લવાજમ : હિંદમાં રૂ. ૫-૦-૦ બર્મા તથા પરદેશના રૂ. ૬-૮-૦ છૂટક ૦-૮-૦

પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી. પ્રસ્થાન કાર્યાલય : ચાર રસ્તા, ખાડિયા : અમદાવાદ

મુદ્રક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી. કિશોર પ્રિન્ટરી : ચાર રસ્તા, ખાડિયા : અમદાવાદ

તા. ૧૦-૧-૪૦

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૨૯ માગશર : ૧૯૯૬ અંક ૨

## માર્ગશીર્ષ : ૧૯૯૬

ઉમાશંકર જોષી

માસાનાં માર્ગશીર્ષોઽहम् —આવ્યો એ માર્ગશીર્ષ આ.
માર્ગશીર્ષે મચેલું જે મહાભારત તે જ તે
વ્યાપીને જગ આખાને પડેલું ક્યારનું જ છે.

વિભૂતિનો અંશવિશેષ જેહ
પ્રકાશતો માર્ગશીર્ષે ગણાયેલ,
ક્યાં, તે ક્યાં ? ઓ જ્યોતિ, અપ્રાપ્ય, દિવ્ય !
આ ભૂતસૃષ્ટિ સાથે અપકારી.

ચાર માસ વહ્યા એવા આ ય સહેજે વહી જશે ?
ઉત્ક્રાન્તિને કયે ઊભી સોપાને સૃષ્ટિ આ હશે ?

મહાભારતને અંતે આરંભ કલિયુગનો. ૧૦
આ મહાયુદ્ધને અંતે હશે કેવો કલિયુગ?

કે શોણિતે આર્દ્ર શતાબ્દીઓના
કલંકીલા ઇતિહાસક્ષેત્રે
કોળ્યો કળિ ને ન રહ્યું કૈં કમીના?
હવે ન એને રહી કૈં બુભૂક્ષા?

થયો ધરવ, માયે ના કળિને પેટ કોળિયો.
થાક્યો કળિ? ભલે! કિંતુ અમે થાક્યા નથી, નથી.

ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે કૌરવો નાશ પામિયા,
અને ધર્મધ્વજા રૂડી રોપાઇ પાંડુપુત્રની.

પરંતુ લોપાઈ નહીં યુયુત્સા, ૨૦
મનુષ્યના લોહી તણી જુગુપ્સા.
જીત્યા છોને પાંડવો કૌરવોને,
જીત્યું કુરુક્ષેત્ર પરંતુ સર્વને.

ગયા કુરુકુમારો ને ગયા પાંચે ય પાંડવ.
કુરુક્ષેત્ર રહ્યું એક જીવતું લોકચિત્તમાં.

વર્ષો વહે ને પલટે દશાવીશી,
અજાણતાં ચાલી જતી શતાબ્દી;
પાણીરેલા જેમ સૈકા વહ્યા, ને
આજે કુરુક્ષેત્ર ચોમેર પ્રજ્વળે.

નથી નથી એ યમુનાતટે રહ્યું, ૩૦
સંસારને ઘેરી અઘોર વિસ્તર્યું:
દેશે વિદેશે કુરુક્ષેત્ર કારમું.
હૈયે હૈયે જાગી કો યુદ્ધશ્રદ્ધા.

પ્રાચીમાં ચીન, પશ્ચિમે યુરોપ, કુરુક્ષેત્ર; ને
સાતે સાયરને નીરે હોળીઓ સળગી રહી.

ચિત્તે અજંપ્યા દ્વેષઝંઝાનિલો જે,
ફૂંકાઈ આજે તાંડવે ઘોર ઘૂમે.
હૈયાંમાં જે સુપ્ત જ્વાલામુખીઓ,
જાગી સૌના દેહના આજ ચિંધે.

કો દૂધાળા યૌવનોલ્લાસપ્રેર્યા ૪૦
મીંઢોળબંધા અભિમન્યુ હણાતા.
ને માયાવી ઘોર નિશીથ યુદ્ધે
ઘટોત્કચો શમતા શત્રુશક્તિથી.
આગ્નેયાસ્ત્ર તીખાં, વરુણાસ્ત્ર રુદ્ર,
વાયવ્યાસ્ત્ર વિદ્યુત્‌ઝરતાં વિષેભર્યાં;
વ્યોમે, ભોમે, સિંધુપેટાળ ઊંડે,
પહોળે હાથે મૃત્યુની વાવણી થતી.

અઘોર આત્મહત્યાના દિસે અભિનયો બધે,
નિર્મનુષ્યા થવાની શું પ્રતિજ્ઞા પૃથ્વીની હશે!

કોણ છે આ કુરુક્ષેત્રે કૌરવો, કોણ પાંડવો! ૫૦
શસ્ત્રસંન્યાસના ત્યાં, ને, કૃષ્ણ છે બોધનાર કે!

વલોવી ને યુદ્ધહલાહલો ને
ગીતાસુધા સારવનાર યોગી,
છે કોણ ત્યાં શાંતિ ઉદ્‌ઘોષનાર
પ્રણાશનાં ઘોર કંકાલ મધ્યથી?

જાગે સૃષ્ટિ, તો ય જાગે ભસ્મશેષથી કેવીક!
કલિની સંતતિ ક્યાંથી સત્યયુગ હશે, અરે?

અમારે અહીં છે કેવું મહાભારતનું દર્શન!
દિવ્યચક્ષુ વિના યે જે અલ્પને ય અદુર્લભ :—

મટી કુરુક્ષેત્ર હથેળી શું લઘુ, ૬૦
હિમાદ્રિથી સિંહલ વિસ્તર્યું વડું:
અને મહાભારતસંતતિ કલિ
માતી તાતી ના સમાયે કહીંય.

ને મહાભારતે કૃષ્ણે શસ્ત્રસંન્યાસનું વ્રત
લીધેલું એકલે, આજે સિદ્ધ એ સહુને અહીં!
શસ્ત્રસંન્યાસ એ શસ્ત્ર નિર્બળોનું બન્યું અહીં.
સશસ્ત્રતા બલિષ્ઠોની અશસ્ત્રશી બની વહીં.

સમાન અન્યોન્યની શસ્ત્રસિદ્ધિ,
નિઃશસ્ત્રશા એ થકી બે ય પક્ષ.

ઇચ્છાએ હોણે શસ્ત્રસંન્યાસ આદર્યે
ખેલાય સંગ્રામ કૌટિલ્યબુદ્ધિના;
અઢાર અક્ષૌહિણીઓ હણાતાં
લાગ્યા હતા માત્ર દિનો અઢાર;
આ માસોના, કારી વર્ષો તણા રે;
સંગ્રામોના ભોગનાં શાં જ લેખાં? ૭૦

આકાશે એનું એ ઊગે નક્ષત્ર મૃગશીર્ષ; જે
હજારો વર્ષની પૂર્વે તે જ વ્યાધ પડયો પૂંઠે.

આકાશની એ મૃગયા મહીં શું
સંસારની આ મૃગયાનું અંકન?
ને એ જ કે દિવ્ય વિભૂતિઅંશ ૮૦
જે માર્ગશીર્ષે સવિશેષ રાજતો?

એક અન્યાયને કાજે ખેલાણું કુરુક્ષેત્ર, ને
યાદવાસ્થળી ખેલાઈ સંભારી કુરુક્ષેત્રને.

ખેલ્યું મહાયુદ્ધ અઢાર કોડી
દિનો તણાં ચાર વર્ષો સુદારુણ.
સંભારી સંભારી સંગ્રામ એક,
વીશે વર્ષે આજ આ યાદવાસ્થળી.

ગીતા ગાનાર ના ટાળી શકયો શું કુરુક્ષેત્રને;
યાદવાસ્થળીમાં રોકયો નાશ ના પર કે નિજ!

રોકયો નહિ જન્મ કળિ તણો વા, ૯૦
કે રોકયો ના કાળપ્રવાહ ઘોર;
વર્ષે વર્ષે કોઠથી આવતો જે
ના રોકયો તે માસ વા માર્ગશીર્ષ.

ભલે તો આવિયો આજે માસ આ માર્ગશીર્ષ, કે
માર્ગશીર્ષે પ્રકાશતો અંશ તારો ય વેઠશે
કળિ ને કાળના ડંખ ક્રૂર, જે અમને દમે.

# सिमलानुं हिंदी साहित्य संमेलन

૧૯૩૮ ]

श्री. काकासाहेब कालेलकर

હિંદી સાહિત્ય સંમેલનનું આ વર્ષનું અધિવેશન સિમલામાં થયું એ એક આશ્ચર્યજનક ઘટના છે. સિમલા તો સામ્રાજ્યશાહીની, અમલદારશાહીની, અને રાજભાષાની વિલાસી રાજધાની છે. ત્યાં આગળ લોકભાષા, રાષ્ટ્રભાષા, કે સ્વરાજ્યની ભાષાની પ્રતિષ્ઠા સહેલાઈથી સ્થાપિત નહિ થઈ શકે. દેશની જનતાથી સેંકડો ગાઉ દૂર અને હજારો ફૂટ ઊંચે રહેવા માટે તો આ સ્થાન પસંદ કરવામાં આવ્યું છે. દેશમાં જેટલો સરકારી જુલમ છે તેનાથી સિમલાની પહાડીઓમાં કાંઈ ઓછો નથી, વધારે જ હશે. બિચારા પહાડીઓને પશુની જેમ રિક્ષા ખેંચતા જોઈને ખૂબ દુઃખ થાય છે. સાથે સાથે જ મનમાં એ પણ વિચાર આવે છે કે આપણે આ બોજો પશુ ઉપર લાદત તો શું આપણું મનુષ્યત્વ વધી જાત? મનુષ્ય સેવા કરીને જ્યારે થાકી જાય છે ત્યારે ફરિયાદ પણ કરી શકે છે, કામ કરવાનો ઇન્કાર પણ કરી શકે છે, ન્યાય અને ભાઈચારાના નામ ઉપર પોતાની પરિસ્થિતિમાં સુધારો પણ માગી શકે છે, અને આપણાં હૃદય સુધી પણ પહોંચી શકે છે. પશુ તો બિચારું દૈવને આધીન છે; એની પાસેથી સેવા લેવામાં કદાચ વધારે પાપ સમાયેલું છે. જેઓ પોતાને અંગે પહાડ ચઢી નથી શકતા તેમણે તો પર્વત ઉપર ચડવાની મહત્ત્વાકાંક્ષા છોડી જ દેવી જોઈએ.

સિમલામાં હિંદી સાહિત્ય સંમેલન એટલા માટે થયું કે પંજાબ પ્રાંતના હિંદી સંગઠનનો આરંભ ત્યાંથી થયો હતો. સિમલાની આસપાસમાં જે પહાડી રાજસ્થાનો છે ત્યાં પણ હિંદીનો સારા પ્રમાણમાં પ્રચાર થયો છે અને સિમલામાં પણ હવે લોકતંત્રનો પ્રભાવ થોડાઘણા પ્રમાણમાં દેખાવા લાગ્યો છે. સંમેલનનું કાર્ય કરવા માટે સારા પ્રમાણમાં સ્વયંસેવકો મળી ગયા એ એક શુભ લક્ષણ છે. એ સ્વયંસેવકોમાં સેવાભાવ, નમ્રતા અને આતિથ્યભાવની પણ ખામી ન હતી. આવા પ્રસંગો પર શરૂઆતથી જ નાની મોટી વાતો વિચારીને સ્વયંસેવકોને તેનો બધો જ પ્રબંધ કરી લેવાની તાલીમ આપવામાં આવે તો એ રાષ્ટ્રીય શિક્ષણનું એક ઉત્કૃષ્ટ અંગ બની જાય અને રાષ્ટ્રની કાર્યશક્તિ પણ એનાથી વધે. સંમેલનનું કાર્ય ચલાવવામાં અને સ્વરાજ્યનો ભાર ઉઠાવવામાં તાત્ત્વિક દૃષ્ટિએ કાંઈ જ ફેરફાર નથી.

જે સમય સાચવવાની અને એની કરકસરની દૃષ્ટિએ સંમેલનના કાર્યનો વિચાર કરીએ તો આપણે સ્વરાજ્યથી કેટલા યે ગાઉ દૂર છીએ; પરંતુ આપસનાં સદ્ભાવ, સહયોગ, ઉત્સાહ અને રાષ્ટ્રપ્રેમની દૃષ્ટિએ જોવામાં આવે તો સારું યે વાતાવરણ આશાપ્રદ અને

ઉત્સાહવર્ધક હતું. સિમલામાં જે સ્પષ્ટવાદિતા અને પરસ્પરના આદરનું વાતાવરણ આપણે જોયું તેનો અનુભવ કરીને આપણે દેશના ઉજ્જવલ ભાવિની આશા દૃઢ કરીને પાછા ફરીએ છીએ એમ કહેતાં સંતોષ થાય છે.

* * *

હિંદી સાહિત્ય સંમેલન એક અદ્વિતીય સંસ્થા છે. બંગાળ, ગુજરાત, મહારાષ્ટ્ર, કર્ણાટક વગેરે પ્રાંતોમાં પોતપોતાની ભાષાની જે સાહિત્ય પરિષદો છે તેને કેવળ પોતાની ભાષાના વિકાસનો જ ખ્યાલ રાખવો પડે છે. પરંતુ હિંદી સાહિત્ય સંમેલનનો જન્મ જ અખિલ હિંદ રાષ્ટ્રભાવથી જ થયો છે.

હિંદી સાહિત્ય સંમેલનને નાગરીપ્રચારિણી સભાએ જન્મ આપ્યો. આ સભાનો મૂળ ઉદ્દેશ આખા હિંદમાં એક લિપિ પ્રચલિત કરવાનો હતો. નાગરી પ્રચારિણી સભામાંથી જન્મ પામેલા હિન્દી સાહિત્ય સંમેલનનો મુખ્ય ઉદ્દેશ રાષ્ટ્રભાષાપ્રચાર જ હતો અને આજે પણ એ જ ઉદ્દેશ છે. સમયે સમયે પરિવર્તન પામતી એની નિયમાવલિમાં રાષ્ટ્રભાષાવાળો ભાગ તો કાયમને માટે સ્થાયી અને અખંડિત રહ્યો છે. માટે જ બધા પ્રાંતોના રાષ્ટ્રસેવકોનું ધ્યાન આ સંસ્થા તરફ વિશેષ પ્રમાણમાં આકર્ષિત થયું છે.

* * *

આમ છતાં આપણે એ ન ભૂલવું જોઈએ કે હિંદી સાહિત્ય સંમેલન આખરે તો એક સાહિત્ય સંસ્થા છે.

રાષ્ટ્રભાષાની અનેક શૈલીઓમાંથી, સાહિત્યની અનેક પ્રેરણાઓમાંથી હિન્દીની પરંપરાગત નાગરી શૈલીની અને જનસેવક સંતોની તથા રાષ્ટ્રસેવીઓની પરંપરાની રક્ષાનો ભાર આ જ સંસ્થા ઉપર છે.

હિંદી રાષ્ટ્રભાષા તો છે જ પરંતુ પંજાબરાજપુતાનાથી માંડીને તે બિહાર સુધી ફેલાયેલા એક મહાન પ્રાંતની એ માતૃભાષા પણ છે. દસ પંદર પ્રાદેશિક બોલીઓના સહયોગથી તે ખૂબ સમૃદ્ધ બની છે. હિંદુસ્તાનમાં વધારેમાં વધારે લોકો હિંદીને માતૃભાષાને કારણે અપનાવે છે એટલા જ ખાતર એ રાષ્ટ્રભાષા નથી; પરંતુ પંજાબી-રાજસ્થાનીથી લઈને તે બુન્દેલી, ભોજપુરી, બિહારી સુધીની બધી જ બોલીઓના સમન્વયથી એક મહાન ભાષાપરિવાર ચલાવવાની તેની શક્તિને કારણે જ એ રાષ્ટ્રભાષા બની છે.

જ્યારે મધ્યયુગના રાજકર્તાઓ એમની ફારસી રાજ્યભાષા લઈને આવ્યા અને દરબારમાં તેનાથી કામ ચલાવવા લાગ્યા ત્યારે આપણી આ રાષ્ટ્રભાષા હિંદીએ ઉર્દૂના રૂપમાં એમની ભાષાનો પોષાક પહેરીને એમની ભાષાને પરાસ્ત કરી અને લોકભાષાને રાજભાષા બનાવી. આપણે રાષ્ટ્રભાષા હિંદીની આ શક્તિ ન ભૂલવી જોઈએ.

* *

અને આજે ? આજે આ ભાષા સામે એક બૃહત્તર ધ્યેય ઊભું છે. હિંદુસ્તાનની તમામ પ્રાંતીય ભાષાઓ સાથે પ્રેમથી મળીને હિંદની ભાષાઓનું એક વિશાળ કુટુંબ બનાવીને એની સંગઠિત શક્તિથી રાજભાષા અંગ્રેજીને એના સામ્રાજ્યપદેથી હઠાવવાનું કામ હિંદીનું જ છે. પ્રાચીન કાળમાં જે રીતે બધા જ દેવોએ પોતપોતાની શકિત આપીને એક મહાન શકિત નિર્માણ કરી અને તે દ્વારા રાક્ષસોની અદમ્ય શકિતને પરાસ્ત કરી તે જ રીતે બધા જ પ્રાંતો પાસેથી શકિત મેળવીને હિંદીએ રાજભાષા સામે ઘનઘોર યુદ્ધ કરવાનું છે. આ યુદ્ધથી હિંદીમાં રાષ્ટ્રસંગઠનની શકિત આવશે, એના શબ્દોમાં અને ધ્વનિમાં સ્વરાજ્યનું તેજ ચમકશે અને એનું સાહિત્ય સમૃદ્ધ, સમર્થ અને વિપુલાર્થ-વાહક બનશે.

* * *

રાષ્ટ્રભાષાપ્રચારથી ક્યાંક હિંદી સાહિત્યને નુકસાન તો નહિ થાય ને ? આવો ડર આજે કેટલાક લોકોને છે. એ લોકોની ભાષાભકિત વખાણવા લાયક છે, પણ ખરેખર એમનું કલ્પનાદારિદ્રય દયાજનક છે. હિંદીનું ક્ષેત્ર વધશે, એનું સામર્થ્ય વધશે અને ભારતીય સંસ્કૃતિથી લચેલી પ્રાંતીય ભાષાઓના સહકારથી એની સંસ્કારશકિત પણ વધવાની; આટલું થવા છતાં પણ હિંદી ભાષા જોખમમાં આવી પડશે એવી શંકા એમના મનમાં કેમ ઊઠે છે એ સમજવું મુશ્કેલ છે.

હિંદી મધ્ય દેશની માતૃભાષા છે. એની પોતાની પણ એક ખાસ પરમ્પરા છે. એના વિકાસનો ભાર મધ્ય દેશના સાહિત્યસેવીઓ ઉપર અને એથી પણ વધારે તો જનતાની વચ્ચે જઈને કામ કરવાવાળા ત્યાંના રાષ્ટ્રસેવકો ઉપર છે. જેમનાં જીવનમાં કોઈ પ્રકારની જવાબદારી નથી, ઉત્સાહ અને ગાંભીર્ય નથી, અને જીવન તથા સમાજ પ્રત્યે ભકિત નથી, એવા લોકો ભાષા અને સાહિત્યના ક્ષેત્રમાં પણ જવાબદાર ન ગણી શકાય અને જો તેઓ એવી જવાબદારીનો દાવો કરે તો તે સાંભળવામાં પણ નહિ આવે.

કેવળ રસિક જન તરીકે નહિ પરંતુ પ્રેમી સેવકની દૃષ્ટિથી જે જનતાના જીવન સાથે સમરસ થવાની શક્તિ કેળવી શકે છે તે જ સાચા સાહિત્યસેવી બની શકે છે, એમના જ શબ્દોમાં ચૈતન્યનો સાક્ષાત્કાર થઈ શકે છે. એ લોકો સાહિત્યની એક સાવ અલગ એવી દૃષ્ટિ નથી રાખી શકતા. જીવનની દૃષ્ટિમાં જે સંસ્કારિતા છે તે જ સાહિત્યને માટે પર્યાપ્ત છે. આવા લોકો હિંદીને જે સ્વરૂપ આપશે તે જ એનું સર્વમાન્ય સ્વરૂપ બનશે અને બીજા પ્રાંતના લોકો એનો જ સ્વીકાર કરશે. એમાં ભાષાશાસ્ત્રવાદીઓ પણ કાંઈ નહિ કરી શકે અને સાંપ્રદાયવાદીઓના ચણા પણ પછી નહિ શેકાય.

મધ્ય દેશના આવા સાચા સાહિત્યસેવકોનું સંગઠન એ હિંદી સાહિત્ય સંમેલનનું એક મહત્ત્વનું કાર્ય છે. પોતપોતાની (કૃત્રિમ આદર્શવાળી) કવિતા કે અન્ય રચનાઓ દ્વારા હિંદીને અલંકૃત કરવાવાળા અને સાહિત્યને જ જીવનસર્વસ્વ સમજનારા પણ ભાષાસેવકો છે, પરંતુ એ કેવળ માળી અગર સોની જેવા જ છે. તેઓ સાહિત્યના જન્મદાતા ન ગણી શકાય. એમને પણ સાહિત્ય સંમેલન જેવા ભાષાના દરબારોમાં સ્થાન તો હશે જ પરંતુ

તેમને ભાષાના પ્રભુની પદવી પ્રાપ્ત ન થઈ શકે. માળી અને સોની સરખા સાહિત્યસેવકોની આજે પ્રતિષ્ઠા છે પરંતુ આગામી યુગ લોકસેવક સાહિત્યકારોનો જ છે. તેઓ જ ગામડાંઓમાં જઈ પ્રાચીન સંતોની મૌલિક સ્વભાષા અને રાષ્ટ્રીય સંસ્કૃતિ અને સ્વરાજ્યસંગ્રામનો સંદેશો જનતાને સંભળાવશે. હવે પછી તેઓ જ પ્રાથમિક અને ઉચ્ચ શિક્ષણનું આખું તંત્ર સંભાળશે. તેઓ જ બધી જાતનાં જ્ઞાન, કૌશલ અને સંસ્કારિતા શ્રમજીવી લોકો સુધી પહોંચાડશે અને કદાચ તેઓ જ રાષ્ટ્રના વૃત્તિવિવેચન ઉપર કબજો જમાવશે. આવા સેવકોના સંચાલકત્વમાં હિંદી સાહિત્ય સંમેલનની શક્તિ કલ્પના ન કરી શકાય તેટલી વધશે અને હિંદીને રાષ્ટ્રભાષા થવાનું જે સૌભાગ્ય પ્રાપ્ત થયું છે એનો લાભ ઉઠાવીને તેઓ આસેતુહિમાચલ સમગ્ર હિંદની સેવા કરવાનો અધિકાર પ્રાપ્ત કરશે.

અને આ કાર્યમાં તેઓ એકલા નહિ હોય. જુદા જુદા પ્રાંતોના રાષ્ટ્રસેવકો પણ પોતપોતાની પ્રાંતીય ભાષાઓનો કરભાર લાવીને હિંદીના દરબારમાં હાજર કરશે અને એમના સહયોગથી રાષ્ટ્રીય સંસ્કૃતિમાં પણ એક આદર્શ પરિવર્તન કરશે.

ઉત્તર હિંદમાં આર્ય અને ઇસ્લામી સંસ્કૃતિનો સંપર્ક તથા સંયોગ થયો પરંતુ એમાં જેટલો પ્રેમસંબંધ અને સહયોગ જરૂરી હતો તે હજી સુધી પૂર્ણ રૂપમાં કાયમ નથી થયો. જીતાયેલ અને જીતનારા એવા સંબંધને કારણે એક બીજામાં જે સાન્નિધ્ય પેદા થાય છે તેનાથી લાંબા કાળ સુધી આપસમાં સંઘર્ષ ચાલ્યા જ કરે છે. જે કાર્ય ઉત્તર હિંદના લોકો એકલા ન કરી શકયા તે શુદ્ધ સમન્વયનું કાર્ય હિંદના બીજા પ્રાંતોના સહયોગથી થઈ જશે. હિંદુઓનું સાંસ્કૃતિક અભિમાન અને મુસલમાનોનું શાસકો હોવાનું ઐતિહાસિક અભિમાન, એ બન્ને નષ્ટ પામી ચૂક્યાં છે. હવે સ્વરાજ્યાકાંક્ષાની સમાન ભૂમિકા અને અખિલ ભારતીય દૃષ્ટિકોણના આધાર ઉપર એ સમન્વય કરવો પડશે. જો મધ્ય દેશના હિંદી ભાષીઓ સપૂતો આ કાર્યમાં આગેવાન બને તો આ કાર્ય ખૂબ જ સાહેલાઈથી, જલદી અને સુંદર થશે. પરંતુ જો તેઓ આ ધર્મકાર્યને નહિ ઓળખી શકે તો રાષ્ટ્રવિધાતાને પોતાનું કાર્ય પાર પાડવા માટે જુદા જ સેવકો શોધવા પડશે. ભારતનો ભાગ્યવિધાતા કોઈ એક વર્ગ ઉપર બધો જ આધાર થોડો રાખે છે! એણે ભવિષ્યના વિકાસ માટે જે નિર્ણય કર્યો હશે તે જ પાર પડવાનો છે, પછી ભલે એનું નિમિત્ત કોઈ પણ કેમ ન બને!

ઉપર કહ્યું છે કે હિંદી સાહિત્ય સંમેલનનું મુખ્ય કામ રાષ્ટ્રભાષાપ્રચાર જ છે. આ જ એની અદ્વિતીય એવી પ્રવૃત્તિ છે. આ કાર્યને હિંદીભાષી લોકો જેટલું મહત્ત્વ આપશે અને આગળ વધારશે તેટલું તેમનું પ્રાંતીય સાહિત્ય તેજસ્વી થશે. દૃષ્ટિ વ્યાપક બનવાથી, જીવન સમૃદ્ધ થવાથી અને કાર્યશક્તિનાં ક્ષેત્રો વધવાથી સાહિત્યમાં પણ અસાધારણ બળ, અસાધારણ સંસ્કારિતા અને દૈવી પ્રેરકશક્તિ આવી જાય છે. અને આમ થવાથી જ હિંદની ભાષાઓમાં હિંદી ભાષાનું પ્રભુત્વ, જ્યેષ્ઠત્વ અને શ્રેષ્ઠત્વ સિદ્ધ થશે. પરંતુ જો હિંદી ભાષીના સાહિત્યસેવીઓ રાષ્ટ્રભાષા પ્રચારની ઉપેક્ષા કરશે તો રાષ્ટ્રભાષા નિર્મિતિમાં ઈશ્વરે એમને જે સ્થાન આપ્યું છે તે તેઓ ખોઈ બેસશે અને રાષ્ટ્રીય પ્રગતિના સેવક બનવાને બદલે તેઓ માત્ર પ્રેક્ષક જ બની જશે.

ગાંધીજીએ જ્યારથી રાષ્ટ્રભાષાપ્રચારનું કાર્ય પોતાના હાથમાં લીધું ત્યારથી તેઓ હિંદની જનતા આગળ બરાબર પ્રાર્થના કરતા આવ્યા છે કે અમને રવીન્દ્રનાથ જેવા કવિ આપો. એનો અર્થ એવો નથી કે તેઓ માત્ર છાયાવાદી, ભારતવાદી, અશ્રુવાદી, રોદનવાદી, હાસ્યવાદી અથવા તો ઉત્સાહવાદી કવિઓના જ પ્રશંસક છે. કવિવર ઠાકુરની વિભૂતિ તરફ નજર કરો. તેઓ હિંદના ઉજ્જ્વલ ભૂતકાળના પ્રતિનિધિ છે. વર્તમાન હિંદની સંસ્કારિતા અને રાષ્ટ્રીય આકાંક્ષાઓના અગ્રગણ્ય ગાયક છે; હિંદ તથા વિશ્વના ભવિષ્યના તેઓ ક્રાન્તદર્શી દ્રષ્ટા છે, સર્વશ્રેષ્ઠ લોકહિતચિંતક છે. તેઓ જેવા ભાષાશાસ્ત્રી છે, તેવા જ સમાજશાસ્ત્રી છે. તેઓ જેવા સંસ્કૃતિના અધ્યયનશીલ અભ્યાસક છે તેવા જ ધર્મસંસ્કરણની દિશા નિર્દેશ કરવાવાળા સુધારક પણ છે. સાહિત્યકળા અને જીવનકળા એ બન્નેના તેઓ નિષ્પક્ષ ઉપાસક છે. એમનાં કાવ્યોમાં, હિંદનું હૃદય, એની સર્વોચ્ચ આકાંક્ષાઓ વ્યક્ત કરે છે. મહાસાગરનાં મોજાંઓમાં અનન્ત વિવિધતા સાથે જે એકરૂપ ગાંભીર્ય હોય છે તેવું જ ગાંભીર્ય એમનાં કાવ્યોમાં પણ જોવા મળે છે. ભારતીય સંસ્કૃતિના આ સર્વોચ્ચ પ્રતિનિધિ સમગ્ર સંસારને એક સંદેશો આપી શકે છે. બાબુ ભગવાનદાસ જો કવિ હોત તો કદાચ હિંદી જગતને એનો રવીન્દ્રનાથ મળી જાત.

સાહિત્ય સંમેલનમાં કેવળ સાહિત્ય વિભાગનો જ નહિ પરંતુ દર્શન, વિજ્ઞાન, ઇતિહાસ, વગેરે બધા જ વિભાગોનો સર્વાંગીણ વિકાસ જ્યારે થશે ત્યારે જ રાષ્ટ્રભાષા-પ્રચારમાં કાંઈક પ્રાણ આવશે અને પ્રાન્તીય સાહિત્યકોનો હિંદીપ્રચાર પ્રત્યેનો પ્રેમાદર વધશે.

કેવળ પૈસાથી આ કાર્ય થવાનું નથી. પ્રત્યેક વિભાગને પોતાનું જીવનકાર્ય માનીને તેની જ લગનમાં રહેનારો, રાતદિવસ તેના જ વિચાર અને કામ કરનારો એક એક માણસ જ્યારે મળશે ત્યારે જ કાંઈક કાર્ય થશે અને ત્યારે જ હિંદી સાહિત્ય સંમેલન સર્વાંગ સુંદર સાહિત્યકુલ, સંસ્કૃતિપીઠ અને રાષ્ટ્રીય વિદ્યાધામ બનશે.

જો આ સ્વપ્નું સત્ય બનાવવાની આશા અમારા હૃદયમાં ન હોત તો કેવળ કલ્પના-વિલાસ કરવાનો વૃથા પ્રયાસ અહીં અમે ન કરત. સિમલામાં જે નાનામોટા આવ્યા હતા તે બધામાં રાષ્ટ્રભક્તિ, ભાષાપ્રેમ, અને પરસ્પર સહિષ્ણુતા અનુભવીને અમને જે સંતોષ થયો એના આધાર ઉપર જ ભવિષ્યનું આ આશાવાદી ચિત્ર ખેંચ્યું છે. આટલી પૂંજીથી કોઈ પણ ભવિષ્યદર્શી યોજક અસાધારણ રચના કરી શકે છે. પોતપોતાના સ્વતંત્ર વિચારો રાખવા છતાં પણ ત્યાં એકઠા મળેલા વિદ્વાનોમાં ટંડનજી પ્રત્યે જે આદરભાવ અને ભક્તિ જોવા મળ્યાં તે પણ હિંદી ભાષા અને સાહિત્યની સ્થાયી પૂંજી છે. આવી શ્રદ્ધા અને ભક્તિ વિના કોઈ પણ સંગઠન ન થઈ શકે, ન ટકી શકે.

અમે જાણીએ છીએ કે હિંદીના કેટલાય સારા સાહિત્યસેવકો અને લોકસેવકો સંમેલનથી ભડકે છે. એમને સંમેલનમાં લાવવા તે પણ આપણું જ કામ છે. જેમ જેમ દેશમાં રાષ્ટ્રીય ભાવના વધશે તેમ તેમ એ કાર્ય સંમેલન દ્વારા સિદ્ધ થશે. પરંતુ જો સંમેલનની નીતિ આથી બીજી દિશામાં વધુ સંકુચિત થતી ગઈ તો એનું સંગઠન વધારે શિથિલ થઈ જશે.

આ વર્ષે સંમેલનને પ્રમુખ પણ સુયોગ્ય મળ્યા હતા. ભેત્રણ વર્ષોથી રાષ્ટ્રસેવકો, સંમેલનના પ્રમુખો થવાને કારણે કેટલાક સાહિત્યકો અસંતુષ્ટ થઈ ગયા હતા, ગભરાઈ પણ ગયા હતા. મુસલમાનો તરફ મહાસભાની નીતિ અસાધારણ પક્ષપાતની છે એવો જે એક વૃથા ભય દેશમાં ફેલાઈ રહ્યો છે તેની અસર પણ કેટલાક લોકો ઉપર થઈ હતી. 'આજ'ના સંપાદક શ્રી. પરાડકરજી બનારસી હિંદીના પક્ષપાતી છે. એમની ગણના સાહિત્યકોમાં પણ થાય છે અને રાષ્ટ્રસેવકોમાં પણ થાય છે. હિંદીની પ્રાચીન પરંપરા અવિચ્છિન્ન રાખવાના તેઓ પક્ષપાતી છે. પરંતુ સાથે સાથે જ ઇસ્લામી અથવા પશ્ચિમી સંસ્કૃતિના રૂઢ શબ્દો હિંદીમાંથી કાઢી નાખવાના પક્ષમાં પણ તેઓ નથી. એટલું જ નહિ પરંતુ આવા નવા શબ્દો યોગ્ય પ્રમાણમાં ભાષામાં પ્રવેશ પામે તો તેમને એનો વાંધો પણ નથી. રાષ્ટ્રીયતાથી તો તેઓ ઓતપ્રોત થયેલા છે. તેઓ પ્રમુખ થયા એટલે ગભરાયેલા અને અસંતુષ્ટ વર્ગને સંતોષ થયો.

ઇન્દોરમાં ગાંધીજીએ રાષ્ટ્રભાષાનું સ્વરૂપ નિશ્ચિત કરીને એના પ્રચારનો રસ્તો સાફ કરી દીધો અને હિંદી સાહિત્ય સંમેલનની રાષ્ટ્રીયતા સિદ્ધ કરી. આ વર્ષે પરાડકરજીએ સંમેલનની ખાસ સાહિત્ય વિષયક પ્રવૃત્તિઓ કયા પ્રકારની રહેશે તેનો નિર્ણય કરીને સંમેલનના પ્રાંતીય સ્વરૂપની રક્ષા કરી અને તેને અભયદાન આપ્યું.

આપણે આશા રાખીએ કે આને પરિણામે રાષ્ટ્રભાષાપ્રચાર અને સાહિત્યવૃત્તિ એ બન્ને વિભાગો પોતપોતાનું કાર્ય સ્વતંત્ર રીતે કરશે. અને એ બન્ને વચ્ચે આપસમાં જરા પણ વિરોધ કે અવિશ્વાસ નથી એ સિદ્ધ કરવા માટે હિંદી સાહિત્ય સંમેલનની છત્રછાયામાં જ એકબીજાના સહકારથી બન્ને પોતપોતાનો સ્વતંત્ર વિકાસ કરતાં રહેશે.

હિંદી સાહિત્ય સંમેલન ટંડનજીનું સર્જન છે અને તેમના હાથમાં એનો વિકાસ સુરક્ષિત છે. આગળ જે કાંઈ લખ્યું છે તે કેવળ સંમેલનને દૃષ્ટિમાં રાખીને નહિ પરંતુ દેશમાં જે સર્વસામાન્ય વાતાવરણ ફેલાયેલું છે તેને દૃષ્ટિમાં રાખીને લખ્યું છે. સાહિત્ય-વિવાદ કરવાનો અમારો જરા પણ આશય નથી. અમે વાદવિવાદના શોખીન નથી. ભલે થોડું છતાં નક્કર કાર્ય થાય તો તેથી અમને સંતોષ થાય છે. અહીં તો માત્ર સમાન વૃત્તિઓવાળા લોકો માટે થોડુંક દિગ્દર્શન જ કર્યું છે. ભેદ વધારવાથી શક્તિ નહિ વધે ઊલટું ભેદવર્ધક ચર્ચાથી તો બુદ્ધિ પણ ભ્રષ્ટ થઈ જશે. અમારે તો રાષ્ટ્રસંગઠન સાથે સંબંધ છે. ઐક્ય, પરસ્પર સહકાર, સહિષ્ણુતા અને સેવા દ્વારા જ એ સિદ્ધ થશે.

સંમેલનનું, હવેનું અધિવેશન એની જન્મભૂમિ કાશીમાં થવાનું છે. સંમેલનને જન્મ દેનાર નાગરીપ્રચારિણી સભાએ જ સંમેલનને પિયેરમાં બોલાવ્યું છે. આ બે સંસ્થાઓનું પ્રેમમિલન એ રાષ્ટ્રસંગઠનનું એક શુભ પદક્રમ છે. નાગરીપ્રચારિણી સભામાં પણ હવે નવા નવા વિચારોનો સંચાર થવા માંડ્યો છે. સાહિત્ય અને કળાનું તે આશ્રયસ્થાન છે. રાષ્ટ્રીયતાથી પૂર્ણ રીતે રંગાયેલા સાહિત્ય સંમેલનને પોતાને આંગણે આમંત્રીને તે પોતાની પ્રારંભિક પ્રેરણાને અને તેના વિકાસને અભિનંદે છે.*

સપ્ટેમ્બર, ૧૯૩૮

* હિંદી 'સર્વોદય'માંથી. અનુવાદક : શ્રી. ચંદ્રકાન્ત ફુલચંદ શાહ

# નવો યુગ આવે છે?

મગનભાઈ પ્ર. દેસાઈ

[ નીચેની તારીખ પરથી જણાશે કે આ લેખ ત્રણેક માસ જૂનો છે. તે લખાયા બાદ આપણી મહાસભા દૃઢ બનીને અહિંસા-પથપર કાયમ થઈ છે. છતાં લેખમાં ચર્ચેલા મુદ્દાનું મહત્ત્વ જોઇ તે 'ગુજરાત સમાચાર'માં પ્રસિદ્ધ થયેલો ત્યાંથી અત્રે સાભાર અહીં ઉતાર્યો છે.
—સંપાદક ]

આ યુરોપીય યુદ્ધથી હિંદી મહાસભાની અને ભવિષ્યના આપણા સ્વરાજની મૂળ નીતિ વિષે એક તલસ્પર્શી વિચાર કરી લેવાનો પ્રસંગ આવ્યો છે. આજ સુધી તેની નીતિ પ્રમાણે ચાલતા આવેલા સૌ રાષ્ટ્રહિતચિંતકોએ બહુ ગંભીરતાથી અને ઊંડે જઈને વિચાર કરવાની જરૂર છે. કદાચ છેલ્લાં વીસ વર્ષમાં જે રીતે દેશનું નાવ તેના કર્ણધારના હાથમાં સાબૂત હતું, તેમાંથી એક એવી સુરક્ષિતતાની વૃત્તિ પેદા થઈ ગઈ હોય કે પ્રશ્નની ગંભીરતા ઝટ ધ્યાન પર ન પણ આવે. હિંદ સ્વરાજ્ય લેવા દોડે છે ને જેમ જેમ તે હાથમાં આવતું જાય છે તેમ તેમ આ પ્રશ્ન વધારે વિકટ અને ગહન બને છે. પ્રશ્ન એ છે કે હિંદ હવે હિંસાને માર્ગે છે કે અહિંસાને માર્ગે? હિંદમાં સાચું પ્રજાતંત્ર જન્મે છે કે લશ્કરવાદી ને યુરોપીય મૂડીતંત્ર?

જ્યારે પ્રાંતીય સરકારનું કામ મહાસભાએ ઉપાડ્યું અને કાયદો ને વ્યવસ્થા ચલાવવા પોલીસ લશ્કર વપરાવા લાગ્યું, ત્યારથી ગાંધીજીએ તો આ પ્રશ્ન ઉઠાવ્યો હતો કે કોંગ્રેસ કઈ બાજુ છે! પ્રધાનોનો તો ધર્મ સ્પષ્ટ હતો કે, જાનમાલનું તાત્કાલિક રક્ષણ કરવાનું માથે લીધા પછી વ્યવહારદક્ષ રાજપુરુષો તરીકે તેમણે ઓછામાં ઓછી ને આવશ્યક હિંસા દ્વારા વધારે હિંસાને અટકતી રોકવી. પણ શાંતિવાદી કોંગ્રેસને માટે તો એ બરાબર નથી એમ ગાંધીજીએ તરત ચેતવ્યા. મને લાગે છે કે, તે વખતે ઘણાને એ ચેતવણી પાછળનો મોટો મુદ્દો પણ ખ્યાલમાં ન આવ્યો હોય. કેટલાકે એમ પણ માન્યું હોય કે, ગાંધીજી તો વધારે પડતી અહિંસાની વાતો કરે છે. કેટલાક તો એમ જ પૂછતાઃ "ત્યારે શું ગુંડાઓને છુટ્ટાદોર મૂકવા એમ ગાંધીજીની અહિંસા કહે છે!" પોતાની ભૂલ પોતાને નથી દેખાતી એ ન્યાયે આ બરાબર હતું; કેમ કે હવે દેખાય છે કે એ ચેતવણીનો અર્થ આપણે જ નહોતા સમજ્યા.

એ અર્થ આ યુરોપીય યુદ્ધના મહામંથનને પ્રસંગે હવે તરી આવ્યો છે. યુરોપનું યુદ્ધ જાગ્યાની સાથે મહાસભા પાસે પ્રશ્ન આવ્યો કે, દેશને શી સલાહ આપો છો! મહાસભા આજે કંઈક અંશે રાજ ચલાવતી થઈ છે. દેશના રક્ષણની કેટલેક અંશે તેણે જવાબદારી અદા કરવાને માટે પોતાની તત્પરતા પણ બતાવવી જોઈએ. હિંદ એક વખતમાં લડવા જેટલી ચૂક્યું છે, એટલે એના પર ગમે ત્યારે હુમલો શરૂ થાય, તે વખતે

પ્રાંતીય પ્રધાનોએ હુમલાની સામે થવાને માટે પગલાં વિચારી લેવાં જોઈએ. લોકોને તેમણે તે પગલાં ભરવા બાબતમાં સાથે વિશ્વાસમાં લેવા જોઈએ એક તરફથી આ બાબતમાં એમ કહી શકાય કે, અંગ્રેજ સરકારે હિંદને નિઃશસ્ત્ર કરીને તેને માથેથી આ જવાબદારી દૂર કરી છે; એટલે કે, એ જવાબદારી આજ મધ્યસ્થ સરકારને માથે છે—લશ્કર ને પૈસો તે કાબુમાં રાખે છે. છતાં, જેટલે અંશે પ્રાંતની જવાબદારી લીધી તેટલે અંશે તેને પાર પાડવા ખાતર પ્રધાનોએ મધ્યસ્થ સરકાર જોડે સમજૂતી પણ કરી લેવી તો ઘટે જ.

યુદ્ધને અંગે ઊપજતા સવાલોમાં આ એક બાજુ થઇ અને એ એવી બાજુ કે જેને માટે આપણે ને મહાસભાએ વિચાર કરવો જ જોઇએ. એ આત્મરક્ષણનો પ્રશ્ન છે. સ્વરાજ્ય ને સ્વતંત્રતા ઇચ્છનાર પ્રજા પોતાના સંરક્ષણનો પ્રશ્ન પારકા પર ન છોડી શકે. એમ જ કહે કે, જેટલે અંશે પ્રજા આ પ્રશ્નને પહોંચી વળવાની તાકાત કેળવે તેટલે અંશે જ તેનું સ્વરાજ્ય પાકે પાયે આવ્યું ગણાય. યુરોપીય યુદ્ધમાં ઇંગ્લેન્ડની જોડાજોડ આપોઆપ ઘસડાવાને કારણે, આ પ્રશ્ન ઊભો થયો છે. જવાબદાર રાજ્યતંત્રનો કબજો લેનાર રાજકીય પક્ષ તરીકે, મહાસભા એમાં આંખ આડા કાન ન કરી શકે. મધ્યસ્થ સરકાર એમ કરવા દઇ પણ ન શકે. તેથી જ તો વાઇસરોયે વાતો ને વાટાઘાટ શરૂ કરી હતી.

પણ એ આખા પ્રશ્નની બીજી બાજુ પણ છે અને તે ઇંગ્લેન્ડને યુદ્ધમાં મદદ કરવાની. અત્યાર સુધી કદાચ આ જ વસ્તુને વિષે, મહાસભાએ અને ખાસ કરીને તેના નવજુવાન દળે, વધારે વિચાર કર્યો છે. "સામ્રાજ્યવાદી યુદ્ધમાં અમે નહિં જોડાઇએ. એવા યુદ્ધ સામે અમારો અસહકાર છે" વગેરે જે કહેવામાં આવતું તે મુખ્યત્વે મહાસભાની નવજુવાન જમાત તરફથી અને મહાસભા તેને એક ઠરાવ તરીકે રજૂ કરતી. પ્રાંતીય સરકારોની જવાબદારી લીધા છતાં આવો ઠરાવ થયા કરતો હતો તે હવે આ ઘાંટીને પ્રસંગે જરા વિચિત્ર લાગે છે. ઉપર જે પ્રશ્ન વિચાર્યો તે કદાચ તે વખતે સૂઝતો જ નહોતો કે શું ? ગમે તેમ હોય, યુદ્ધવિરોધી ઠરાવો કરવામાં આવતા તેમાં બે રીતની સમજથી સંમતિ મળતી લાગે છે; એક તો એ માનનારો પક્ષ કે, સામ્રાજ્યની મુશ્કેલી તે, મહાસભાના વાવટો ખંડી લેવાની સોનેરી તક. એવી જ કંઇક ગણતરીથી શ્રી સુભાષબાબુ છ માસના આવ્હાહનની વાતો કરતા હશે ? એવી જ કાંઇક ગણતરીથી આપણા સમાજવાદી બિરાદરો આકાશમાંથી બિંદુની પેઠે, આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિની દૈવવત્ ભક્તિ કરતા વાટ જોતા હશે ? ગમે તેમ એ હશે; એ પક્ષ પણ યુદ્ધવિરોધી ઠરાવ માગતો ને આ યુદ્ધ શરૂ થતાં સુધી તેની જાહેર ચળવળ કરતો. આ ઠરાવને વધાવી લેનાર બીજો પક્ષ એ લોકોનો કે જેઓ તેમાં અહિંસા જોતા. યુદ્ધ અમારે ન જ જોઇએ, યુદ્ધ જંગલી નીતિ છે, એમ સૌ કહે છે. અહિંસાવાદી યુદ્ધનિષેધક એ કારણે ઉપરના ઠરાવને કદાચ વધાવી લેતો હશે. ગાંધીજીની મહાસભામાં એવો પક્ષ પણ ઊભો થયેલો જ છે.

આ બે પક્ષો હવે જુદા તરી આવે છે કે શું ? આ યુદ્ધ આવ્યું એટલે ઇંગ્લેન્ડને મદદ કરવા બાબત વિચાર ઉદ્ભવ્યો. મહાસભાની સમિતિએ ઠરાવ્યું કે, હિંદ બાબત ધ્યેય શાં છે તેની ચોખવટ ન કરો ત્યાં સુધી મદદનો ઠરાવ કરવો મુશ્કેલ છે; કેમકે સામ્રાજ્ય

ગાદી યુદ્ધને અમારાથી મદદ ન થાય. આ ઠરાવ યુદ્ધમાંથી ઉપસ્થિત થતા એક જ મુદ્દાનો વિચાર કરે છે અને તે મુદ્દો, ખરેખર જોઈએ તો, તાત્કાલિક ઉકેલનો કે મહાસભાના કાબૂનો પણ નથી. વિચાર કરો કે ઇંગ્લૅંડને મદદ કરવા ન કરવાનું મહાસભાના હાથમાં કેટલું છે? આઠ પ્રાંતોની ગાદી આજ સુતરને તાંતણે જ નથી નભી રહી? અને એ તાંતણો ઓછો જ અહિંસા કે પ્રેમનો છે? પરંતુ મહાસભાએ મદદને આંટમાં મૂકી સ્વરાજ્યના પ્રશ્નનો નિકાલ નહિ તો ચોખવટ તો ચાહી જ. હવે વાઇસરોયે તે ચોખવટ કરી છે. કે, "૧૯૧૯થી જ ચોખવટ કરી છે ને તે છે જ; તમે બધા એક કર્યાં છો કે અમને દોષ દો છો? છતાં યુદ્ધ પૂરું થયે સૌ પક્ષના લોકોને મળીશું ને જે ઠરાવ પર સૌ આવો તેમ વર્તીશું. દરમ્યાન યુદ્ધનું કામ તો પતાવવું જ જોઈશે. તે સારુ પણ એક સલાહ સમિતિ નીમશું. તેમાં સૌ પક્ષના સભ્યો લઈશું. હવે મહાસભાએ વિચાર કરવાનો રહે છે."

પણ આ તો આપણે જે મુખ્ય પ્રશ્નની વાત શરૂમાં કરી એનો એક ફાંટો માત્ર છે, ભલે તે વર્તમાનમાં વધુ મહત્ત્વનો કદાચ કેટલાકને લાગતો હો. પ્રશ્ન એ છે કે, મહાસભા દેશના રક્ષણને માટે કઈ નીતિ લેશે? હિંસાની કે અહિંસાની? તે બાબત પણ મહાસભાએ વલણ તો બતાવ્યું છે કે હિંસાની, કેમકે તેને આસ્થા નથી કે અહિંસાથી હિંસક આક્રમણ સામે કઈ રીતે થવાતું હશે! આ નિર્ણય આપણા આખા ગયાં ૨૦ વર્ષના કાર્યને પડકારનારો છે. એની ગંભીરતા કેટલી બધી છે તે ગાંધીજીના નીચેના વાક્ય પરથી વાચક સમજી લે:—

"બ્રિટીશ સરકાર અનુકૂળ જાહેરાત કરે કે નહીં તોપણ હિંદુસ્તાન પર ચડાઈ આવે તો તે પ્રસંગે પોતે કયો માર્ગ લેશે એનો નિર્ણય મહાસભાએ કરવો રહ્યો છે. કેમકે સરકાર જોડે સમાધાન ન થાય તોપણ મહાસભાએ પોતાની નીતિ જાહેર કરવી રહી છે, અને પોતે ચડાઈ લાવનાર સેનાની સામે હિંસાથી લડશે કે અહિંસાથી તે કહેવું રહ્યું છે."

જે પ્રશ્નની આપણે ચર્ચા કરીએ છીએ એને આમ ટૂંકમાં પોતાની લાક્ષણિક શૈલીમાં રજૂ કર્યા પછી ગાંધીજી આગળ વધે છે:—

"કાર્યવાહક સમિતિની સાથે સારી પેઠે ચર્ચા કર્યા પછી હું સમિતિનું માનસ જેટલું કળી શક્યો છું તે પરથી તેના સભ્યો એવો વિચાર કરતા લાગે છે કે, મહાસભાવાદીઓ સશસ્ત્ર ચડાઈની સામે અહિંસક બચાવ કરવાને સારુ તૈયાર નથી. આ અતિદુઃખદ વસ્તુ છે." કારણ કે "જો મહાસભા હિંદુસ્તાનના સશસ્ત્ર બચાવની જરૂર માનનારાઓના દળમાં ભળવાનો નિશ્ચય કરવાની હોય તો ગયાં ૨૦ વર્ષમાં એ સશસ્ત્ર યુદ્ધનું શાસ્ત્ર શીખવવાના મહાસભાવાદીઓના પ્રથમ ધર્મ વિષે ભયાનક દુર્લક્ષ કરવામાં આવ્યું એમ જ ગણાય."

અને તે વર્ષોના નેતા તરીકે એનો વાંક પોતે ઓઢે છે કે, "ભવિષ્યનો ઇતિહાસકાર કહેશે કે મને એટલું દેખાવું જોઈતું હતું કે પ્રજા વીરની અહિંસા નહિ પણ કાયરની નિષ્ક્રિયતા શીખી રહી છે, અને તેથી મારે મહાસભાવાદીઓની લશ્કરી તાલીમની જોગવાઈ

કરવી જોઈતી હતી." પરંતુ, આ નીતિનાં ઊંડાં ને આગળ વધતાં ઉપપરિણામો તો બીજાં છે. તેમાંનું એક ગાંધીજીએ આ જ લેખમાં ('હરિજનબંધુ' તા. ૨૫-૧૦-૩૯, પા. ૨૫૪) ટાંક્યું છે અને તે ભારે સૂચક છે: "મહાસભાએ લશ્કરી ખર્ચના કરોડોના અંદાજપત્રમાં સંમતિ આપવી પડશે." અને એની પાછળ બીજી અનેક સંમતિઓ કહો કે કડવા ઘૂંટડા કહો તે પડેલા છે. લશ્કરી સામનો કરવાનો માથે આવે તો પછી તેની હરીફાઈમાં પણ હિંદે ઊતરવું જ જોઈએ. એટલે કે, આજના કરતાં કેટલાય ઘણા રૂપિયાના ધુમાડા કરવા તૈયાર થવું જોઈએ, એટલે કે એટલા રૂપિયાના કર ઉઘરાવવા જોઈશે. એક દારૂબંધી કરતાં ખોટ પડે છે, તો કેળવણી વધારવી, વિઘોટી ઘટાડવી એ બધી વાતો પછી કેમ જોરે કે કયે મોઢે આપણે કરી શકીશું? અને એમ આગળ બધી કલ્પના વાચક કરી લે. એ પ્રશ્નની મૂળગત ગંભીરતા એમાં રહેલી છે. ગાંધીજીનો બધો કાર્યક્રમ માત્ર સ્વરાજ લેવા પૂરતો જ નહિ પરંતુ એ અહિંસા દ્વારા મળેલા સ્વરાજ્યને તે જ અહિંસાશક્તિથી સંભાળવાને માટે યોજાયેલો છે, તે આજ એક નવા પ્રકારની વધુ સ્પષ્ટતાથી જણાય છે. ગાંધીજીની કેળવણીની યોજના એવા સ્વરાજ્યનો પાયો છે: એમાં તેથી કરીને આખો એમનો અહિંસાનો કે સ્વરાજ્યનો રચનાત્મક કાર્યક્રમ સમાઈ ગયો છે. એમાં માત્ર નરી કેળવણી કે મહેતાગીરી જોનારા, તેથી જ, ભીંત ભૂલે છે.

આમ આજ હવે હિંદને માટે એકવીસાનો યુગ વીત્યા બાદ, તે પ્રમાણે ગણતરીની સ્થિતિ આવી છે. ત્યારે આપણે નાપાસ નિશાળિયા નથી નીવડતા? પણ એ તો ગુરુ માફ કરશે. પરંતુ ત્યારે અઘરો પ્રશ્ન એ છે કે હવે નવી નિશાળ કોણ માંડે છે? યુરોપના ગયા યુદ્ધથી ઊઘડેલા યુગનો અસ્ત આવતો દેખાય છે; નવા યુગનો ઉદય તો થાય છે, પણ યુગકાર કોઈ છે? દેશહિતચિંતકોએ આ પ્રશ્ન વિચારવાનો છે. ગાંધીજીના નેતૃત્વ નીચે જે દોડતાનું શીખ્યા છીએ ને એની કદાચ ટેવ પડી ગઈ છે, તો આ પ્રશ્ન વધારે મૂંઝવનારો નીવડશે. કેમ કે જોર વગર દોડાય નહીં, ને પૂર્વની દોટને લઈને ધીમાં પગલાં, ને ફરીને તે માંડતાં, શરમ આવે કે કદાચ સૂઝેય ન પડે. આ કટોકટીના કે કસોટીના સમય પર ગાંધીજી પોતાના ડહાપણનો લાભ દેશને આપવા માટે હયાત છે એ ઈશ્વરની કૃપા છે. પોતાની શાંતિનીતિમાં એકલા વીર તરીકે એકલા ચાલતા છતાં, તે દેશના નાદને દોરવાને બેઠા છે એ સૌનાં અહોભાગ્ય છે. પણ હલેસાં તો હવે સૌએ જ મારવાં પડશે. ને નાનામોટા ભમરાઓ એમણે જ પાર કરવા પડશે. એક રીતે જોઈએ તો આજના પ્રજાવાદ, સત્તાવાદ, નાઝીવાદ, મૂડીવાદ ને સામ્યવાદ સૌ વાદો તેમની સૈન્યનીતિમાં અને અહિંસાની બાબતમાં સમાન જ છે. હિંદે એમનું ગુરુપદ સ્વીકારવું પડશે તો એમાંના કોઈ જોડે 'દોસ્તી' પણ નહીં કરવી પડે? હવે હિંદ અહિંસાની નવીન નીતિની આશા જગતને ન આપી શકે. ગાંધીજી એ જ વસ્તુ ઉપરના લેખમાં કેવા ગૌરવ-વધના દુઃખ સાથે કહે છે:—

"જગત હિંદુસ્તાનની સામે મીટ માંડી રહ્યું છે ને હિંદ કંઈક નવું ને ન જોયેલું ન જાણેલું કરી બતાવે એવી આશા સેવી રહ્યું છે. જગત આજે જે જર્જરિત બખતર પહેરે છે તે જ જો મહાસભા પહેરશે તો એ ટોળાંમાં મહાસભા ખોવાઈ જશે ને એોકી

જડવાની નથી. મહાસભાએ કીર્તિ પેદા કરી છે એનું કારણ એ છે કે, તેણે અહિંસાને સર્વશ્રેષ્ઠ રાજકીય સાધન તરીકે વાપરી બતાવી છે. ને તે સિદ્ધાંતનીએ પ્રતિનિધિ બની છે."

જો એ એનું પ્રતિષ્ઠા સાધન અને સ્વરાજ્યનું અહિંસા શસ્ત્ર આજ છોડે, તો સ્વરાજ્ય યાત્રામાં પણ બાધા નહિ આવે ! આ પણ એક મોટો પ્રશ્ન છે. યુદ્ધની આંટીનો મૃગજળવત્ લાભ જોઈ ને આજ દેશ ભોળવાઈ ન જાય એ ખૂબ જ જરૂરનું છે. રચનાત્મક કાર્યક્રમની સ્થિર નીતિ પર આજ દેશે જરા નવી દૃષ્ટિએ નિહાળવાની ભારે જરૂર છે. ખરે જ, હિંદના ભાવિનું એક મોટું ભયસ્થાન નહિ તોય ભયરાણું સ્થાન તો આવ્યું જ છે.

અંતે એક બહુ ઉચ્ચારાતા પણ અદ્ધરિયા પોકાર બાગત જરા વિચારવા જેવું છે. યુદ્ધ કે અકાળ જેવા અતિપ્રસંગો પર ભાવનાઓ, કલ્પનાઓ અને વૃત્તિઓ જરાક વધુ ઊછળે છે એ ઉઘાડું છે. સર્વનાશ દેખાતાં માનવહૃદયની મંગળ આશા જરા ગુલાબી દશ્યો પણ જૂએ છે. જૂના કાળમાં એવા વખતો પર 'અવતાર આવશે' એમ કહેવાતું. આજનો દાવો બુદ્ધિવાદી હોવાનો છે. પણ માણસ ઓછાં જ આપણે મટ્યા છીએ ! નવી પરિભાષા વાપરવામાં આવે છે કે, આ યુદ્ધમાંથી નવો યુગ જાગવાનો છે કે જ્યારે આજના માનવને મૂંઝવતાં મોટાં મોટાં દુઃખોનો નિકાલ આવી જશે ! કેવી સાદી આશા ! કેવી ભવ્ય કલ્પના ! પણ કેટલું એમાં તથ્ય છે તે તો જુઓ ? ભાવના જ જોર કરે એટલે બુદ્ધિ બહેર મારી ગઈ લાગે છે.

પ્રસંગ જરૂર જગતને વિહ્વળ કરી મૂકે એવો આવ્યો, પણ મંથનોમાંથી અમૃત જ નીકળે છે એવો કાયદો છે શું ? ગયા યુદ્ધમાં પણ આવાં જ સ્વપ્નાં નહોતાં સેવાતાં ? પણ તે બધાં સ્વપ્ન સવાર થતાં ઊડી ગયાં. એ સવાર તે કઈ ! પાછી હિંસાની અને એના પરિવાર લોભ, મમત, વેર અને ઇર્ષાની. અને વીસ જ વર્ષમાં જૂનાં વેર શમાવવા પાછી જાદવાસ્થળી જામી છે. જાદવાસ્થળી તો એક રીતે સારી હતી કે સૌ પતંગિયાં તે દાવાનળમાં કૂદી પડ્યાં. આ દાવાનળમાં કેટલાક સ્વાર્થસાધુ રાષ્ટ્રો લાગબેર તીરે ઊભા તમાસો જ જોશે. જાપાન, ઇટલી વગેરે કેસરો ન લાવે; લડાઈનો અર્થલાભ ઉઠાવે, તે શું હવે પછી નવી આવનારી ખૂનખારીની તૈયારીઓ કે શું !

નવો યુગ આણવાનો પ્રયત્ન ક્યાં છે ? એની યોજના ક્યાં છે ! કોણ તે ચાહે છે ! એના મુદ્દા શા ! શું નવો યુગ આભમાંથી વર્ષશે ? ભોળા હિંદુઓના અવતાર કરતાં આમાં વધારે શ્રદ્ધા કે સત્યતા દેખાતી નથી. નવો યુગ તો એક જ રીતે આવી શકે. અને તે હિંસાના ત્યાગથી, અહિંસાના ગ્રહણથી. કોઈ પણ રાષ્ટ્ર અહિંસાની અપનાવટ હિંમતભેર કરી બતાવે તો જ કદાચ નવયુગનો સૂર્ય ઊગી પણ શકે. કાંઈ નહિ તો ઉપાદર્શન તો થાય જ. આજે તો એક જ આરાધન, બાકી તો વધશે–શસ્ત્રો અને વળી વધારે શસ્ત્રો, તેને માટે નાણાં ને વળી વધારે નાણાં; તેને માટે ચુસણ ને વળી વધારે ચુસણ. બહુ તો એટલું બને કે, આ ઊપડેલા તાંડવનૃત્યના નટો બદલાય. આજ એક રાષ્ટ્રસમૂહ એ કાળચકરાવાનાં કુંદાં થઈ ફરે છે. તો તે કદાચ તેમાં બળી જાય, દીવો તો એ જ હિંસાનો બળે છે ને નવાં કુંદાં તે ચકરાવામાં બળવા તાકીને જ તીરે બેઠાં છે. રશિયાની આશા રાખનારા લોક પણ સમજી નહીં ગયા હોય તો સમજશે કે, સામ્યવાદ ને સમાજવાદો પણ હિંસાવલંબી છે ત્યાં સુધી જુદા જગતના તે નથી જ. એમનો ચકરાવો પણ એ જ એકમભાન હિંસાનો છે તેમાંથી નવો યુગ નથી જનમવાનો.

૧૯–૧૦–૩૯

# મૃત્યુમ્હોર્યું પ્રભાત

સુંદરજી ગો. બેટાઈ

[ મન્દાક્રાન્તા–સ્રગ્ધરા ]

છે ખંડાયું ઉર જગતનું રાષ્ટ્રના રૂપવાદે,
છે વેડાયું સુખ જગતનું ક્રૂર સામ્રાજ્યનાદે,
છે ડંખાયું દિલ મનુજનું વર્ગના વિગ્રહોથી,
ને રંગાયું જગત દિસતું દીનના શોણિતેથી.

ભૂકંપોના પ્રલયઝટકે શીર્ણ ખંડેર જેવો
ઉત્કંપો કૈં ખમીખમી થશો માનવી આત્મ આજે;
રંધાતો એ સતત દિસતો દુઃખદાવાનલે, ને
ઘેરાતો એ ધખધખ થતો શોકનિઃશ્વાસધૂમ્રે.

યુદ્ધેઘેલા મદભરખતા રાક્ષસી માનવોના
કૂડા ભૂંડા પ્રગટલયના મૃત્યુના દાવપેચે
સંડોવાઈ સખત ઝપટે ભોંય ભેળી થઈને
પીસાતી આ જુગજુગતણી મુક્તિની સ્વપ્નસૃષ્ટિ.

ાગે છે આજ આવું અવનિ–ઉર પરે ભીતિભાર્યું પ્રભાત;
ાત્રીના અંધનાશો પ્રગટતર કરે મૃત્યુમ્હોર્યું પ્રભાત.

# [ ૧૫ ]

અ-કવિ

પાનગોષ્ઠિ મેં શરૂ કરી ત્યારે કાંઈ એવી કબૂલત આપી નહતી કે મારે શાના વિષે લખવું ને શાના વિષે ન લખવું એની સૂચનાઓ વાંચનારાઓ વારંવાર આપ્યા કરે. છતાં એવી સૂચનાઓ વાંચનારાઓ આપવા આવે છે અને કહી જાય છે કે આ વખતે મારે અમુક વિષય ઉપર લખવું ને અમુક વિષે ન લખવું. હવે મારું માનવું એવું છે કે જે વિષયમાં માણસ જાણતો હોય છે એમાં તો એ કાંઈ નથી લખતો; પણ જે વિષય વિષે નથી જાણતો એ ઉપર એ બહુ લખે છે. એટલે જો બધા વાંચનારાઓની બધી સૂચનાઓ માન્ય રાખી હું લખું તો એનો અર્થ એ થાય કે હું કેટલાય વિષય વિષે કાંઈ પણ જાણતો નથી. માટે આ વખતે હું કોઈની પણ સૂચના માન્ય ન રાખતાં મને ઠીક પડશે તે વિષય ઉપર લખીશ.

પણ મને ઠીક પડશે એ વિષય ઉપર હું લખીશ, એમ હું કહું તો કેટલાય ભાઈ કહેવાના કે બીજા વિષયનું ભાઈને જ્ઞાન હોય તો લખે નાં? એટલે હું કહું છું કે ગમે તે વિષય ઉપર લખીશ, કારણ કે લખવા માટે એક જ વસ્તુનો ખપ પડે છે. અને તે જ્ઞાન ન હોવાનો.

કેટલાક તો મને જોશી ધારીને પૂછાવે છે કે હિટલર પછી હિમ્લર આવશે કે નહિ? તો બીજા રૂ અને ચાંદીના ભાવ વિષે પૂછાવે છે. હવે આ ભાવની જો મને ખબર પડતી હોય તો એમને કહેવા કરતાં હું પોતે જ લક્ષાધિપતિ થઈને પાનગોષ્ઠિ લખતો બંધ થઈ પાનગોષ્ઠિ ન કરું! પણ ખરી વાત એ છે કે મેં વારંવાર કહ્યું છે કે મને ખબર પડતી નથી; ત્યારે લોકો આગ્રહપૂર્વક માને છે કે મને ખબર પડે છે. ગાંધીજીએ વારંવાર કહ્યું છે કે મારા ખિસ્સામાં સ્વરાજ નથી, સ્વરાજ તમારી પાસે છે; તો લોકો આગ્રહપૂર્વક કહે છે કે સ્વરાજ તમારા ખિસ્સામાં છે. આ ઉપરથી મને તો એક ચાવી મળી ગઈ છે.

'આ હું નથી' એમ તમે બોલો તો તરત લોકો બોલવાના કે 'એ જ તમે છો!' તમે જાહેર સભામાં બોલો કે હું બહાદુર નથી, તો તરત લોકો સામેથી માનશે કે 'તમે જ બહાદુર છો!'

જુઓને મેં કહ્યું કે ભાઈ, હું કવિ નથી, એટલે તરત સૌ બોલવા મંડ્યા કે તમે કવિ છો. એટલા માટે તો મેં અ–કવિ એમ લખ્યું પણ ખરું. આવી સરસ યુક્તિનો લાભ ખરી રીતે તો રાજદ્વારી પુરુષોએ ઉઠાવવા જેવો છે. 'અમે તમને સ્વરાજ આપવા માગીએ છીએ!' એમ બિચારો ચેમ્બરલેઇન વારંવાર કહે છે, ત્યારે જ લોકો બોલે છે કે 'તમે સ્વરાજ આપવા માગતા નથી!' એટલે જો એ ડાહ્યો હોય તો એમ બોલે કે 'અમે સ્વરાજ આપવા માગતા નથી.' તો તરત લોકો સમજી જશે ને બોલશે કે 'ના, હવે તો તમે ચોક્કસ સ્વરાજ આપવા માગો છો!'

આ યુક્તિ સૌથી સારી સ્ટેલિન સમજી ગયો છે. એણે કોઈ દિવસ કહ્યું છે કે 'અમે લડવા માગતા નથી?' જો એ એમ બોલે તો તો સૌ તરત કહેવાના કે 'તમે લડવા માગો

છો!' એટલા માટે એ કહેતો જ નથી કે હું શું કરવા માગું છું. ને જુઓને સૌ કહે છે કે ખરી રીતે સ્ટેલિન કાંઈ કરતો નથી. સુભાષબાબુએ ભૂલ ખાધી કે તેમણે જાહેર કરી દીધું કે અમે 'અલ્ટીમેટમ' આપવાના છીએ. કારણકે આ અંગ્રેજો બહુ વિચક્ષણ છે. એ તરત સમજી ગયા કે હવે આ 'અલ્ટીમેટમ' આપવાના નથી. એટલા માટે તો ડોસો જ્યારે જ્યારે શાંતિની વાતો કરે છે, ત્યારે ત્યારે અંગ્રેજોને એમાં લડાઈની ગંધ આવે છે; ને સુભાષબાબુ લડાઈની વાતો કરે છે ત્યારે એમાં એમને શાંતિ દેખાય છે!

મને લાગે છે કે આ નિયમ કાંઈ લેખકોને પણ ઓછો પ્રિય નથી. હિંદુ સમાજમાં વિધવાને સૌએ અમંગલ કહી તો લેખકોએ તરત એને મંગલમૂર્તિ માની. હિંદી લેખકોએ કહ્યું કે ગુજરાતીમાં સદ્ભાગ્યે આપણા જેટલો કલહ નથી, તો તરત ગુજરાતી લેખકોએ કલહ શરૂ કરી દીધો. વિધવાઓને પુનર્લગ્નની છૂટ હોવી જોઈએ એ ઉહાપોહ થયો કે તરત સ્ત્રીઓએ કહ્યું કે અમારે એક લગ્ન પણ પૂરું ચલાવવું નથી!

આ વાત તમે ન માનતા હો તો ગમે તે માણસને ઊભો રાખીને વાત કરજો કે, સાળું આ લડાઈ લાંબી ચાલે તેવું લાગે છે. તો એ તરત કહેવાનો કે ના, લડાઈ તુરતમાં પતી જવાની છે.

શેકસપિયરે તો એટલા માટે સીઝર વિષે લખ્યું છે કે લોકોએ તેને રાજમુગટ આપ્યો ને તેણે એ ન સ્વીકાર્યો; એટલે લોકોએ ફરી આપ્યો. એન્ટનીને આ જુક્તિની ખબર લાગે છે એટલે એ બ્રુટસ ગુનેગાર છે એમ નથી કહેતો, પણ તે પ્રામાણિક છે એમ કહે છે: અને તરત લોકો બોલી ઊઠે છે કે ના એ અપ્રામાણિક છે. થોડાં વર્ષો પહેલાં અમદાવાદની મ્યુનિસિપાલિટીમાં જ એક કિસ્સો મહેતો બન્યો ? સૌએ કહ્યું કે આ ભાઈને – શહેર સલાહકારને – તો મત આપવાના હોય જ નહિ ને સૌએ એને મત ન આપ્યા ? આ ઉપરથી એમ લાગે છે કે લોકો તમારામાં જે છે તે વિષે એટલો બધો વિશ્વાસ રાખતા નથી. પણ જે નથી તે વિષે વિશ્વાસ રાખવા માગતા લાગે છે. આમાંથી એક બીજી વાત પણ ફલિત થાય છે કે જે હોય છે ને દેખાય છે તે ખોટું હોય છે: ને જે નથી હોતું તે જ સાચું હોય છે. આ ઉપરથી જ પેલી કહેવત નીકળી છે: કે 'દો દો તરકસ બાંધ કે ...' વગેરે. હવે જુઓને આ આપણા સમાજની જ વાત લઈએ. એમાં તમે કહી જુઓ કે જ્ઞાતિઓ નથી. તો તરત સૌ બોલશે કે ના, જ્ઞાતિઓ છે. પણ તમે જ્ઞાતિઓ છે એમ કહેશો તો સૌ માનશે કે જ્ઞાતિઓ નથી. વળી આ વાતમાં તો એક બીજી રસિકતા છે. સૌ માને છે ખરા કે જ્ઞાતિઓ છે, પણ વર્તે છે એવી રીતે કે જ્ઞાતિઓ નથી. પણ જ્ઞાતિઓ નથી એમ કહેવાય નહિ: જો તમે એમ બોલો તો અલાદીનનાં જાદુઈ ફાનસની પેઠે, જ્ઞાતિઓ ઊભી થાય. તમે વિધવાને પુનર્લગ્નની છૂટ છે એમ કહી ન શકો, પણ પુનર્લગ્નો કરાવો તો કોઈ ભાવ ન પૂછે.

... કોઈ કહેશે આ તો અખાની અવળવાણી જેવું થયું. એમાં તમે નવું શું કહ્યું ? તો હું કહું છું કે તમે નવું કહો તો તો સૌ વખાણે તેમાં નવાઈ શી ? પણ તમે જૂનું જ કહ્યા કરો ને લોકોને લાગે કે તમે નવું કહો છો એમાં કલા છે. આ જુઓને, દલપતરામે બાગ વિષે વર્ણન કર્યું તો પછીના લોકો કહેતા કે એની તે કાંઈ કવિતા થાય ? ને હવેના કવિઓ બેંશના પોદળા ઉપર લખે છે તોય સૌ કહે છે કે અસ્સા ભાઈ, હવે કવિ પાકયા! એટલે તમે વિષય જૂનો જ લ્યો, ને કાંઈ પણ નવું ન કહો તો એમાં તમારી કલા રહી છે. પણ

આજે ખરું પૂછાવો તો મારે શાના ઉપર લખવું એ મને ખબર નથી એટલે જ આ હું લખું છું.

એક જણાએ વળી મને ભાંડણકલા વિષે પુછાવ્યું છે કે એ કેટલી પ્રાચીન છે, ક્યારથી શરૂ થઈ ને ક્યારે એનો અંત આવશે. એ કેટલી પ્રાચીન છે તે તો રામાયણ વાંચનાર સૌને ખબર છે. ધોબીધોબણ એ રીતે અમર થઈ ગયાં. અને વધુમાં એનો ઉપયોગ તો એ કે જો ભાંડણકલા ન હોય તો દુનિયાના બે અદ્વિતીય ગ્રંથો પણ ન હોય. વાલ્મિકી રામાયણ ને ઉત્તરરામચરિત. એટલે દરેક સારા લેખકે જો અદ્વિતીય ગ્રંથ લખવો હોય તો ભાંડણકલા વિષે કાંઈક તો જાણી લેવું ઘટે. મુદ્રિતકુમુદચંદ્રમાં દેવસૂરિ—**असमर्था वयं फलहकर्मणी**—એમ કહીને કલહના સામર્થ્યનો સ્વીકાર કરે છે. બીજું કાંઈ ન આવડે એને પણ ભાંડણકલા તો આવડે જ. ને એ એટલી સહેલી છતાં, જો એ વાપરે, એ મહાન ગણાય એવી એની ખૂબી છે.

જુઓને, હિટલરે કહ્યું કે અંગ્રેજો આ વખતે એવી રીતે બહાદુરીથી લડવાના છે—કે એક પણ ફ્રેંચ બચ્ચો જીવતો ન જાય! એણે આ ભાંડણકલા વાપરી અને તુરત અંગ્રેજોએ લશ્કર ન મોકલ્યું! હવે એ બીજી ભાંડણકલા વાપરી શકે કે, તમને, ફ્રેંચોને મદદ કરવા અંગ્રેજો કેમ આવ્યા? કારણકે મારી સુરંગો જોઈને મારે ત્યાં આવે તેમ નથી, એટલે તમારે ત્યાં આવ્યાં. હવે એ તમારી છેલ્લી રોટી ખૂટશે ત્યાં સુધી પડ્યા રહેશે—કારણકે તેમને ત્યાં ખાવા નથી!

આવી રીતે આ ભાંડણકલા મારફત તમે ધારો તે સિદ્ધ કરી શકો. એમાં તમે વસ્તુ સિદ્ધ કરી શકો છો—ને છતાં તે સિદ્ધ કરવા માટે તમારે કોઈ વસ્તુનો ખપ પડતો નથી એ એની ખૂબી છે. દાખલા તરીકે, જુઓને તમે એમ કહી શકો કે નરસિંહ મહેતો કવિ નથી. કારણકે એણે તો કૃષ્ણ વિષે જ લખ્યું. ને આજે કૃષ્ણ જૂનો થઈ ગયો. દયારામે ગરબી લખી—ને ગરબી કોઈ ગાતું નથી. ન્હાનાલાલે વિરાટ ને પ્રભ વાપર્યા—તે એ શબ્દોનો કાંઈ અર્થ નથી. અને બ. ક. ઠા. ભાઈસા'બ! એ તો કવિ જ નથી. ખબરદાર તો શબ્દો જ જાણતા નથી—તમે જો આટલા નિષેધ કરો તો એક પરમ સત્ય પ્રગટ થાય કે એ સઘળા કવિ નથી, માટે હું કવિ છું! *ભાંડણકલાની ખૂબી એ છે કે તમે છો એ પણ તમારે કહેવું* નહિ પડે—બીજા નથી એટલું તમે કહો એટલે થઈ ચૂક્યું.

જુઓને, હિટલરે એમ જ ન કર્યું? એણે કહ્યું કે મારે લડવું નથી. પોલાંડને લડવું નથી. ઇટલીને લડવું નથી. રશિયાને લડવું નથી. માટે ઈંગ્લંડને લડવું છે—ઇતિ સિદ્ધમ્।

જુઓને, આ વાત તમે આમ મૂકી શકો:
ગુજરાતી સાહિત્યમાં કવિતાસાહિત્ય શ્રેષ્ઠ છે.
પણ નરસિંહ મહેતાએ કવિતા કરી નથી.
દયારામે કવિતા કરી નથી.
ન્હાનાલાલે કવિતા કરી નથી.
બ. ક. ઠા.એ કવિતા લખી નથી.
ખબરદારમાં કવિતા નથી.
માટે કોઈકે કવિતા—શ્રેષ્ઠ કવિતાઓ—કરેલી હોવી જોઇએ.

હું કવિતા લખું છું.

માટે મારા વડે કવિતાસાહિત્ય શ્રેષ્ઠ છે.

માટે હું શ્રેષ્ઠ છું. ઇતિ સિદ્ધમ્ ।

પણ એ છતાં મને લાગે છે કે ભાંડણકલાના ખરા ઉપાસકો કલમબાજો નહિ પણ તલવારબાજો છે. કલમબાજો તો બિચારા થોડુંક લખે—ને થાકી જાય. પણ આ તોપધારીઓ તો ભાંડણ ઉપર ભાંડણ દીધે જાય—ને ડર્યા વિના જ ગપ્પાં માર્યે જાય.

જુઓને, ચર્ચિલે કહ્યું કે, અલ્યા આ તારું સુરંગિયું હથિયાર તો અમને ૧૯૧૮થી મળેલું છે. એટલે હિટલરે ન ભાંડયું કે અલ્યા ભાઈ! ચર્ચિલ! તારી વાત સાચી છે; એટલે જ તો તારી 'ક્વીન મેરી' જમીન માપતી ઊભી છે—બિચારી બહાર પણ નથી નીકળતી!

હું પણ સાહિત્યકારોને એમ કહેવા જતો હતો કે અલ્યા ભાઈઓ, જ્યારે તમે હવે આ કલાનો વિકાસ સાધવા માગો જ છો તો એનાં સાધનો, ઉપયોગ, ને શાસ્ત્રીય નિયમો શોધી કાઢો. ગમે તેમ ભાંડો એમાં તમારી શી કલા? તમારે ભાંડવું હોય તો એવી રીતે ભાંડવું જોઈએ કે સામો માથું ખંજવાળ્યાં કરે ને જવાબ જ ન મળે. વૉલ્ટેર વિષે એમ કહેવાતું કે એ એક વાક્ય બોલતો ને ફ્રેડરિક બિચારો જર્મનીમાં બેઠો બેઠો મૂંઝ્યા કરતો. ભાંડણકલાનો પૂરો વિકાસ સાધવો હોય તો આવી તક ફરી હાથ આવવાનો સંભવ નથી.

ભાંડણકલા વિશારદોની એક પરિષદ બોલાવવામાં આવે તો એ કલાના તજ્જ્ઞોને એનાથી લાભ થાય તેવો સંભવ છે. એમાં પહેલાં તો સાહિત્ય કોને કહેવું એ વ્યાખ્યા નક્કી કરવાની રહી. પછી કવિતા એટલે શું, એ બીજી વ્યાખ્યા નક્કી કરવાની. પછી કવિ—અ-કવિ—મહાકવિ—રસકવિ—સિદ્ધહસ્ત કવિ—અર્થગંભીર કવિ—અર્થહીન કવિ—અર્થભાર કવિ—યથાર્થવાદી કવિ—વાસ્તવવાદી કવિ—રહસ્યવાદી કવિ—આદર્શવાદી કવિ—ગદ્ય કવિ—પદ્ય કવિ—અપદ્યાગદ્ય કવિ—અગદ્ય કવિ—અકવિ કવિ—હું કવિ—મુક્તક કવિ—પૃથ્વી કવિ—સૉનેટ કવિ—અગેય કવિ—ગેય કવિ—અને કવિમિત્ર કવિ...

તમે કહેશો, ભાઈ! આ છેલ્લું શું? કેમ સમજ્યા નહિ? વરની પાસે રહે તે અણવર. તો કવિના મિત્ર તે કવિમિત્ર કવિ—કવિ છે મિત્ર જેના તેથી જે કવિ કહેવાય છે તે. બહુવ્રીહિ ને મધ્યમપદલોપી સમાસ—તદ્દન સહેલું છે.

હવે કવિઓના આટલા ભેદ પડશે ને જ્યાં એમની વ્યાખ્યા નક્કી કરશે ત્યાં લગભગ એક પેઢી પૂરી થાશે. એટલે ભાંડણકલાના નિયમો ઘડવાનું બીજી પેઢી ઉપર આવશે. એથી એક ફાયદો છે કે, જેમ દીપમાંથી દીપ પ્રગટે, યુદ્ધમાંથી યુદ્ધ થાય, વેરમાંથી વેર જન્મે, વાડામાંથી વાડા પેદા થાય, તેમ ભાંડણકલામાંથી ભાંડણકલાનું સાતત્ય પ્રગટે. માટે ભાંડણકલા અમર રહેવાની છે—ઇતિ સિદ્ધમ્।

પણ કોઈ પૂછશે કે ભાંડણકલા વિષે તમે આટલી બધી વાત કરી પણ ભાંડણકલા કોને કહેવાય એ તો કહ્યું નહિ. તો એનો જવાબ એટલો જ છે કે સાકર મીઠી છે એમ કહેવાથી ફાયદો શો? સાકર ખાઈ જુઓ ને જે સ્વાદ આવે તે ગળપણ. તેવી જ રીતે ભાંડણકલા વાપરી જુઓ—ને તમને જે સામે મળે તે ભાંડણકલા. પણ આ ભાંડણકલા વાપરતાં શું વાપરવું

તો એનો ખુલાસો તદ્દન સહેલો છે. ભાંડણકલાવાળાને મોટામાં મોટું સુખ એ છે કે જેમ જેમ એ વિચાર ન કરે, તેમ તેમ એ વિચાર કરે છે એમ એને લાગે. એટલે પેલું વાક્ય છે કે સત્ય કહેવું પ્રિય કહેવું--અપ્રિય ન કહેવું--એ પ્રમાણે કહેવું હોય તો કહી શકાય જે સત્ય લાગે કારણકે અસત્ય હોય, જે પ્રિય લાગે કારણકે અપ્રિય હોય, અને જે અર્થવાળું લાગે કારણકે અર્થહીન હોય--અલબત્ત, આ બધું લાગે એના લખનારને--તે ભડલી વાક્યની પેઠે ભાંડણવાક્ય.

પણ પૂછનારાં તો ભાઈસાહેબ! તોબા છે. એ તો કહે છે તમે ભાંડણવાક્યોના નમૂના આપો--અલબત્ત થોડા થોડા, તો પછી અમે ભાંડણવાક્યો બનાવી શકીએ. એવા ભાંડણકલાના શોખીનો માટે જે નમૂના મળ્યા તે નીચે આપ્યા છે:

**શામળ વિષે વલ્લભ**

એક એવો મોટો કવિ જેણે વાત નવી કવી,
એની પાસે ઊભો આ તો સાંબેલું વગાડે છે;
પેલાની તો બંસી વાગી, બ્રહ્મપુત્રી પોતે જાગી,
આની વાગી તાંત તેથી હંસ નાસી જાય છે.

હંસવાહિની તો આવી, હંસ શોધે હંસ નહિ,
પૂછે કવિરાજ! મારો હંસ કેમ આંહી નહિ?
ધીરે સાદે, મધુ નાદે, અર્થવાહી કાવ્ય સાથે,
કવિ કહે, તાંત વાગી, ભાટવાણી ભુંડી લાગી,

હંસ તેથી નાઠો જાગી; શામળની એવી જાડી,
વાણી જોઈ, ગુર્જરીની, રાણી કહે આવી ગાણી,
જાણી હોત તો તો માની, તારી બાની કવિરાયા,
આવત ન આંહી કો'દી, શારદનો દેશ તજી.

પણ વાણી, તારી સુણી, અંતરે હું હરખાણી,
કહું છું કે તારી થાશે, હંમેશાં વિજયધ્વનિઃ
અને ભાટ ખાશે બેઠો, રોટલા ને શાક લીલું,
અને રખીદાસ પાસે માગી લેશે ક્યારે સીધું.

આ તો ભાંડણકલાનો આછો નમૂનો છે. પણ જેમ ચોખાનો એક દાણો દાબીને તમે એની પરિપક્વતા વિષે જાણી શકો છો તેમ આ નમૂના ઉપરથી તમે એનું સંપૂર્ણ સ્વરૂપ સમજી શકો.

ભાંડણકલા એક જ ધ્યાન રાખે છે. શામળ રખીદાસનું સીધું લેતો એ વાત વલ્લભને સૌથી વધુ ગમી. એની કૃતિઓ લોકપ્રિય થઈ, કારણકે એ રખીદાસનું સીધું ખાતો. બસ, આ નમૂના ઉપરથી જ આખું સ્વરૂપ સમજી શકાય. રાવણનો અંગૂઠો સીતાજીએ દોર્યો તો કૈકેયીએ આખો રાવણ ન સરજ્યો?

ભાંડણકલા વિશારદોએ પણ એ જ કરવાનું હોય છે. અંગૂઠો છે તો માણસ છે. એક દોષ છે તો સઘળા દોષ જ છે. ઇતિ ભાંડણકલા સૂત્રસિદ્ધમ્‌।

---

દોરી શકે એવી તાલીમ તેને મળવી જોઈએ. તેણે શાંત રહેતાં શીખવું જોઈએ. જ્યારે કંઈ ઠપકો મળે ત્યારે શાંત રહેવું એટલું જ નહિ, પરંતુ જરૂર પડે તો અન્યાય પણ શાંતિથી સહન કરવો...'

## શાંતિનું મહત્ત્વ

'લડાઈના વખતમાં એવી ફરિયાદ ઘણી વખત સંભળાતી કે જર્મન લોકો પોતાની જીભ કબજે રાખી શકતા નહોતા અને તેથી દુશ્મન પાસેથી ખાનગી માહિતી છુપાવી રાખવાનું તેમને માટે મુશ્કેલ હતું. પણ જર્મનીની કેળવણીમાં શાંતિને મરદાઈના ગુણ તરીકે ક્યારે સ્થાન આપવામાં આવ્યું છે? હાલની કેળવણી તો શાંતિને નજીવી વસ્તુ સમજે છે પણ એ નજીવી વસ્તુથી રાષ્ટ્રનું નકામી બાબતોમાં લાખોનું પાણી થાય છે. ૯૯ ટકા બદનક્ષીના કેસો જીભ ઠેકાણે ન રાખવાથી થાય છે. બેદરકારીથી બોલેલા શબ્દોનો બેદરકારીથી જવાબ આપવામાં આવે છે. આવી છૂટી જીભને લીધે યુદ્ધમાં કેટલીક વખત હાર મળે છે. એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે યુવાનીમાં જે ટેવ પડી નહિ હોય તે મોટા થયા પછી પડતી નથી.

'આજની નિશાળોમાં ઉમદા ગુણોની વિચારપૂર્વક ખીલવણી કરવામાં આવતી નથી. હવેથી તેનો જુદી રીતે વિચાર કરવો જોઈએ. વિશ્વાસુપણું, આપભોગની તૈયારી, અને શાંતિ એ એવા ગુણો છે જેની દરેક મહાન પ્રજાને જરૂર છે. અને તેથી નિશાળોમાં, અભ્યાસક્રમમાં, બીજી નકામી બાબતો કરતાં આ જાતની તાલીમને વધારે ઉપયોગી ગણવી જોઈએ...'

## કેળવણી કેવી જોઈએ?

'યુવાનોને કેળવણી નીચેની રીતે આપવી જોઈએ :

(૧) જે વિષયોના જ્ઞાનની તેને ભવિષ્યના જીવનમાં સામાન્ય રીતે જરૂર ન હોય અને જે તે સામાન્ય રીતે પછીથી ભૂલી જાય છે તેવા વિષયોનો બોજો વિદ્યાર્થીઓ ઉપર ન નાખવો.

(૨) મોટા ભાગના લોકોને જેની કેળવણીની જરૂર હોય તેવી કેળવણી આપવી. જેમને ખાસ ભાષા શીખવી હશે તે પોતાની ખુશીથી શીખી લેશે.

(૩) ઉપર કહ્યા પ્રમાણે દરેક શાળામાં શારીરિક કેળવણી માટે ખાસ સમય હોવો જોઈએ.

(૪) યુવાનની કેળવણી પૂરી ત્યારે થાય કે જ્યારે તે લશ્કરમાં નોકરી કરી છૂટે. એટલે કે લશ્કરી કેળવણીથી કેળવણી પૂરી થવી જોઈએ...'

## સ્ત્રી કેળવણી

'સ્ત્રીઓની કેળવણીમાં મુખ્ય ભાર શારીરિક તાલીમ ઉપર મૂકવો જોઈએ; ત્યારબાદ ચારિત્ર્યના ઘડતર પર; અને છેવટે બુદ્ધિની કેળવણી પર. પણ સ્ત્રીઓની કેળવણીની મુખ્ય દૃષ્ટિ ભવિષ્યની માતાઓ તૈયાર કરવાની હોવી જોઈએ...'

## ગરીબોની કેળવણી

'રાજ્યે પોતાની બધી શિક્ષણ સંસ્થાઓ કોઈ પણ જાતના ભેદભાવ વિના બધાને માટે ખુલ્લી મૂકવી જોઈએ. ગરીબ માબાપનાં બુદ્ધિશાળી બાળકોને રાજ્યના ખર્ચે કેળવણી આપવી જોઈએ...'

[ અનુસંધાન પૃ. ૧૬૨

# નકટાં !

પન્નાલાલ પટેલ

'લાવ, પેલાં પીંછાં લાવ હેંડ,' રઘાએ મૈરીને કહ્યું અને ઘરમાંથી બહાર નીકળતાં, 'થોડાં ગણાં સરાં ગુંથાઈ જાય તો વળી ઠીક પડે' કહી, આંગણામાં રેલાઇ રહેલી ચાંદનીમાં આવી બેઠો.

પાછળ મૈરી પણ ટોપલામાં પીંછાં લઈને આવી અને સામે બેસી સારાં સારાં પીંછાં વીણી રઘાને આપવા લાગીઃ રઘો તીર સાથે ગૂંથવા લાગ્યો.

'મેળા આડા હજી ત્રણ દન છે એટલામાં તો એક. ભારો ગુંથાઈ જશે.' રઘાએ કહ્યું અને મૈરીની આંખશું આંખ માંડતાં પૂછ્યું: 'કેમ ખરું કની?'

'પણ આવું ને આવું અજવાળિયું રે' તો ને!' કહી આકાશમાં આજુબાજુ જોતાં ઉમેર્યું: 'હમણાં વાદળાં આવ્યાં જાણને.'

'તો એમ કરજે'–અને સરાં બતાવતાં–'આટલાં સરાં તું દને ગૂંથી નાખજે.'

મૈરીએ મહુડાની ડોળ જેવી લાંબી અણિયાળી આંખોમાં મસ્તી ભરી અંગૂઠો બતાવતાં કહ્યું: 'હેવે...મારે પાછી ગરજ છે ખરી કની!'

રઘાએ પત્નીનો અંગૂઠો પકડવા નિરર્થક પ્રયત્ન કરતાં કહ્યું: 'તને લાવવામાં જ સો દેવું થયું છે. નીકર મારે શું છોકરો કુંવારો હતો!'

'પણ તું તો કુંવારો હતો ને!' મૈરીએ કહ્યું; અને પીંછું આપતાં ઉમેર્યું: 'પૈસ નહીં તો કણે કીધું'તું કે આ માંલડીને લાવજે.'

'કણે કે!' કહેતાંકને રઘાએ માંલીનો પંજો પકડી લીધો અને દબાવતાં પૂછવા લાગ્યો: 'કેમ તું નં'તી કે'તી? પેલા જંગલમાં પેંછાં વેંણતાં વેંણતાં તેં નં'તું કીધું કે કોઈનું દેવું કરીને મારા કાકાને પૈસા ભર પછી આપણ વાળી દઈશું?' અને સહેજ વધારે દબાવતાં: 'બોલને? નં'તું કીધું? હવે...'

'લે છોડ હેંડ નીકર મારા મોંઢામાંથી—'

માંલીના ગુસ્સાની દરકાર ન કરતાં અંગૂઠો આમળતાં રઘો બોલ્યો: 'આ અંગૂઠો ભાળતી'તી ખરું ને?' અને માલીની ચીસો 'એ...મેલી દે નીકર...' વગેરે ઉપર ધ્યાન ન આપતાં વળી પૂછ્યું: 'હવે ભાળીશ?'

'ના,' માલીએ કહ્યું અને અંગૂઠો છૂટો થતાં ઉમેર્યું: 'આ અંગૂઠો નો ભાળું.'

રઘાએ હસતાં હસતાં કામ હાથમાં લેતાં કહ્યું: 'બીજો ભાળીશ તો એનીય આવી વલે જાણજે.'

થોડીક વાર થઇ હશે ને ચંદ્ર આડો વાદળડુંગર આવી ઊભો. રધાથી બરાબર ન દેખાયું. રાડું બાજુમાં મૂકતાં 'લે ત્યારે એટલામાં દમ લગાવી લઉં' કહી ઊભો થવા ગયો, એટલામાં માંલી ઊભી થતાં 'બેસ, તું, બેસ, હું ભરી આલું છું,' કહેતીકને ઘરમાં ચાલી ગઈ.

ખરેખર રધાની ગણત્રી ખોટી પડી. ઊંટની હલગાર પેઠે એક પછી એક વાદળ ઘેરો આવવા લાગ્યા અને તોય રધાને અજવાળાની વાટ જોતો એકેલો જોઈ માલી બોલીઃ 'લે ઊઠ સૂઈ જઈ.' અને રધાને 'આટલાં રાડાં ગુંથાઈ ગયાં હોત!—' એમ બોલતો સાંભળી ઉમેર્યુંઃ 'કાલે તું હળેથી ઘેર આવે એ વેળાએ જો ગુંથેલો ન બાળે તો મને કે'જે; બસ?' પછી રધાના હાથમાંથી રાડુ લઈ હાથ ખેંચતાં બોલીઃ 'લે ઊઠ હેંડ, અડધી રાત થવા આવી.'

રધો કંઈક નારાજ થતો કંઈક હરખાતો ઊઠયો અને ખેંચાતો ખેંચાતો ઘરમાં ગયો.

મેળે જવાની આગલી રાત્રે રધાએ રાડાંના બે ભારા બાંધી તૈયારી કરી, અને માંલીને, 'આ મોટો તારે લેવાનો ને આ નાનો મારે.' એમ કહી ગૈરીની છેડતીનો મીઠો આસ્વાદ લે છે તે પહેલાં તો ઝાંપામાંથી 'અલ્યા રધા?' નો અવાજ આવ્યો. અને રધો એ અવાજને ઓળખે—ઊભો થાય ત્યાં તો એ વ્યક્તિ પણ આંગણામાં દેખાઈ.

'ચમ નાંના કાકા?' રધાએ ઊભા થઈ પાસે જતાં પૂછ્યું.

'જો, કાલે એક જણ, જરા તમાકુ નેંદવી છે તે આવજો.'

'પણ કાકા...કાલ તો.'

'અરે, તારે દાડી જોઇતી હશે તો દાડી આપીશ. પણ મારે લાખ રૂપિયાની તમાકુ બગડે છે એ તું કાંઈ જાણે છે?' નાના પટેલ ખપ પડે બહેરા બની શકતા.

'પણ કાકા કાલ તો મેળો છે ને મારે—'

'તે એટલે જ તો તારે ત્યાં આવ્યો, નહિ તો આડે દા'ડે કોઈ દન તારે ત્યાં આવ્યો છું?'

માથું ખંજવાળતાં વળી રધો બોલ્યોઃ 'એં કાકા! કાલનો દન નથી નભે એવું?' અને સાથે ઉમેર્યુંઃ 'પરમ દને તો દનની ચેણ ફૂટતાં અમે બેય—'

'એ તું ન સમજે. તમાકુને તો જો નેંદવામાં એક ઘડી આઘી પાછી થઇ કે માંમલો ખલાસ.' અને પછી સ્વજન મર્યાની ઉદાસીનતા મોં પર આણતાં ધીમેથી બોલ્યાઃ 'પોતાનું હોય એના આગળ જોર થાયઃ પરભાર્યા આગળ ઓછું કાંઇ—'

રધાના ભગજમાં મુખીને જોતાં વેંત જ પેલો દિવસ યાદ આવી જતો. કલદાર રૂપિયા પચીસ કાઢી આપી પોતાનું જીવતર ભર્યું ભાદર્યું કરી આપનાર આ નાના મુખીને એનાથી ફરીથી ના ન પડાઇ.

'કાકા કાલે 'એં' આવશે.'

નાના મુખીએ કહ્યું: 'હું ય જાણું છું રઘા, કે કાલે તારે કમાણીનો દન છે પણ એનું સારું હું વાળી આપીશ હોં.' અને પછી પગ ઉપાડતાં કરતાં ઉમેર્યું: 'તું એમ ન જાણતો કે મુખી કાંઇ સમજતા નથી.'

'એનું તો ઠીક છે કાકા! આ બધું છે એ તમારા પરતાપે જ છે ને.' કહી રઘો ઘરમાં ગયો. અને ગૈરીએ બધી વાતચીત સાંભળી હતી છતાંય તેણે પાછી કહી સંભળાવી.

અજવાળું હોત તો રઘાએ માંલીનું મોં જોઈ જરૂર પુછ્યું હોત: 'ચમ મોંઢું પડી ગયું કાંઈ!' પણ તોય માંલીને ચૂપ જોઈ તેને વહેમ તો પડ્યો: 'ચમ કાંઈ બોલતી નથી?' અને મેળે જવાનું બંધ પડ્યું તેથી હશે, વિચારી આગળ ચલાવ્યું: 'એમાં શું થયું; હજી તો ઘણાય મેળા આવે છે.' પણ તોય માંલી ચૂપ હતી. રઘાએ થોડીવાર પછી પાછું કહ્યું: 'એવું હોય તો તું મેળે જા, હું નેંદવા જઈશ.'

'તુંય એમને એમ જાણ્યા વગર બોલે છે તે!' માલીએ રીસ ભરેલે મોંએ કહ્યું અને આગળ બોલી 'મેં ક્યાં મેળા નથી જોયા તે—'

'પણ જોયા છે તો વળી એક ફેરા વધારે જો.'

'તું તારે જજે.' માંલીએ કહ્યું અને રઘાને વિચારમાં પડેલો જાણી કંઈક મક્કમ નિર્ણય સાથે બોલી: 'એ તો હું નેંદી આવીશ.'

રઘો ચૂપ જ રહ્યો, જો કે તેને પણ માંલી સાથે મેળામાં મહાલવાની ઇચ્છા તો હતી જ પણ મુખી માટે તેને અથાગ માન હતું. તેણે મન મનાવ્યું: 'હજુ તો ચાર પાંચ મેળા બાકી છે.'

સવારમાં વહેલા રઘાને મેળે વળાવ્યા પછી માંલી પણ ખાધું ન ખાધું કરી મુખીને ખેતરે ગઈ. મુખીથી બીવાનું કારણ ન સમજવા છતાંય આજ તેને બીક લાગતી હતી. સાથે પોતાની જાતને સમજાવતી હતી: 'એ તો એમની આંખ છે જ એવી. ભગતિભાવવાળો માણસ એવો તે હોય કે!' અને આવા વિચાર માટે પોતાની જાતને ધિક્કારતી ઊઠી: 'મેંર રાંડ વેંગી! ક્યાં નીંચ જાત ને ક્યાં એ શાવકાર મનેખ; તારે તો છાંયડે ય એ ન ઊભા રે.' એટલામાં ખેતર આવ્યું.

'પેલે ખૂણેથી નેંદવા માંડ' કહી મુખી આંબા નીચેથી ઊઠ્યા અને થોડીવાર આધા-પાછા થયા પછી બોલ્યા: 'માંલી, તું નેંદતી થા, એટલામાં હું ઘેરથી તારા સારુ ભાથું લઈ આવું.'

'ના કાકા, મીં તો ખાધું છે.' માંલીએ કહ્યું અને જાણે મુખીની હાજરી ખુંચતી હોય તેમ બોલી: 'તમારે ખાવું હોય તો ખાઈ આવો.'

'બેય છોડીઓ મેળે જવાની હતી એટલે વેંલું ખાવા કરી નાખ્યું' તું, તે હુંય ખાઇને જ આંબી પા આવ્યો છું.' કહી માંલીને વળી પૂછ્યું: 'અતારમાં શું ખાધું માંલી?'

માંલીએ મુખીને બાજુમાંથી સામે આવતા જોઈ મોં પર સાડલાનો છેડો જરા નીચો ખેંચતાં કહ્યું: 'ઘેંશ ને છાશ.'

'એમ તારે શું? હું કહું એમ તારે કરવું જ પડશે—'

'બધુંય કરીશ પણ એ સુવાવડનું કામ તો કોઈ કાળે નઈ કરું. મારો પીટ્યો વ્યાજ કરતાં બમણું તો કામ—'

રઘો ઊભો થઈ જતાં વચ્ચે બોલ્યો: 'તોય તારે કરવું પડશે,' અને માંસીની નિશ્ચલ આંખો જોઈ તેનો હાથ પકડી બારણા તરફ સહેજ ધસડતાં બોલ્યો: 'ન કરવું હોય તો ચાલતી થા.'

માંસી, વધુ મક્કમ રીતે બોલી: 'તું તૂટી જઈશ તોય એના નામની સળી તોડીને બે કટકા નહિ કરું!'

અને આવી મક્કમતા આગળ રઘાએ એનું છેલ્લું હથિયાર અજમાવ્યું—માંસીને બેચાર તમાચા મારી આંગણા સુધી ધસડતાં પીયરનો માર્ગ બતાવ્યો.

માંસીના ગળા સુધી રુદન આવ્યું ન આવ્યું ને પાછું ઊતરી ગયું. તેણે, 'જા રાંડ જતી રે' અહીંથી, ફરી મા'રે આંગણે પગ ન મૂકતી'—એમ બોલતા રઘાને કહ્યું: 'જોજે રોં પાછો!' – પણ ત્યાં તો રઘો બોલી ઊઠ્યો: 'અરે કોઈ દન તારું નામ લઉં તો કે'જે ને.' અને ઘરમાં જતાં જતાં ઉમેર્યું: 'તારા જેવી તો છપ્પનસેં રવડે છે.'

'એક તો બાળ!'

'તું અહીંથી નીકળને પછી જોજે કે તારા માથાની લાવું છું કે નહિ.' અને જાણે અત્યારે જ માંસીને એ બાળવાની તૈયારી ન કરતો હોય તેમ તેનાં કપડાં બહાર ફેંકતાં બોલ્યો: 'લે તારાં લૂગડાં; લઈને હેંડતી થા.'

માંસી ગેડી અને કપડાં બગલમાં મારી પીયરને રસ્તે પળી. ગામનાં ખેતર અને સીમાડો, 'હમણાં પાછળ રઘો આવશે ને મનાવી લઈ જશે' એવી આશામાં ને આશામાં ધીમે પગલે વટાવ્યાં અને આખરે એ આશા નિરાશામાં ફેરવાઈ જતાં નાછૂટકે પગ ઉપાડી આગળ વધી.

બેપાંચ રાશવાને છેટે વસતા ચમારોની ફળીમાં આ વાત તેજી આવી; કોઈએ રઘાનો તો કોઈએ માંસીનો વાંક કાઢ્યો. એમની જીભાને ભલે આ બે જણને વગર વિચાર્યાં અને મૂર્ખ કહ્યાં પણ અંતરને તો એક પ્રકારનો સંતોષ મળ્યો હતો.

જો કે ત્યાર પછી રઘાને, ઘર ઉજ્જડ લાગવા માંડ્યું. પોતે કંઈક અન્યાય કરી બેઠો તેવું પણ સમજવા માંડ્યું, અને માંસી વગર તેડે તો કદીય આવવાની નથી એમ જાણવા છતાંય, 'શું કે'વાય કદાચ આવેય,' એમ વિચારી મન પણ મનાવવા માંડ્યું. એક પછી બીજો એમ ત્રણચાર માસ વીતી ગયા પણ માંસી તો ન જ આવી. તેડવા જવાની ઈચ્છા કોઈ કોઈ વાર થઈ આવતી પણ એનાં જ શબ્દોની બેડીઓ પગને નિર્બળ કરી નાખતી.

બીજી બાજુ સુખીએ પણ રઘાને એકબે વાર બીજું ઘેરું કરવાની, અને જરૂરત હશે તો પૈસા ધીરવાનું પણ કહ્યું હતું. રઘાને પણ થયું 'હવે ત્યારે એને બાળું કે જો

તારા વગર રધો લૂખું નથી ખાતો.' અને તેવામાં — કોણ જાણે તેના સારા કે એણા નસીબે પણ—એક વિધવાનો જોગ બેસી ગયો અને રધાએ જાણે જીવનનો સટ્ટો ખેલતો હોય તેમ ડોલતા મને નાતરું કરી કાઢ્યું.

માંલી પણ અત્યાર સુધી તેડાંની આશા રાખી બેઠી હતી. પણ જ્યારે તેણે આ સમાચાર જાણ્યા ત્યારે રધાના સમાચાર જાણવા ઇચ્છતા અને તેની કુશળતા ઝંખતા મનને, 'એને તો તારી જરાય નથી પડી પછી તારે શું?' કહી સમજાવી, ફોસલાવી, રધાનાં સ્મરણને ભૂલવા મથવા લાગી. બાપ ગણો, મામા ગણો, કે કાકા ગણો—જે ગણો તે—એક છોટેના કાકા હતા તેમણે હવે, માંલીને બીજી જગ્યાએ નાતરું કરવા સમજાવવા માંડી. આશા ન હોવા છતાંય અને મોડું વહેલું નાતરું તો કરવું જ રહ્યું એમ જાણવા છતાંય માંલી, 'હવે નાતરું તો કરવાનું જ છે ને કાકા; પણ આમેય ને આમેય બેત્રણ મહિના જે તમારી ચાકરી વધારે થઇ એ ખરી' કહી વાતને ટાળી દેતી.

રધો ઘણોય નવી બૈરી સાથે ભળી જવા પ્રયત્ન કરતો પણ આંખો તો ખૂધરાં ખોળ્યા કરતી હતીઃ માંલીના ગાલો પર રમતી લટો જોઈ રધો એને ખેંચીને આનંદ મેળવતો, 'સુઘરી' કહીને ચીડવતો પણ ખરો, પણ જ્યારે આ નવીની લટો જોતો ત્યારે તેને તે સુઘરીપણાની ખરેખરી નિશાની લાગતી. વળી નવીની સુરત માંલીની સુરત કરતાં નિઃશંક ઊજળી હતી પણ તેમાં તેને જરા સરખું પણ આકર્ષણ નહોતું લાગતું. કામમાં પણ માંલીથી ઊતરે તેમ નહોતી, છતાંય તેને કામનો ભાર સદાય લદાયેલો લાગતો. અને આવી આવી તો કંઈક બાબતોમાં નવી ટપી જાય તેમ હતી પણ રધાની આંખો એ જોઈ શકતી જ નહોતી. 'શું રાંધું?' એ સવાલ પૂછતી તોય રધો ચીડાતો. ને ન પૂછે તો ખાતી વખત ખૂધરાં કાઢતો.

નવી ડરતાં ડરતાં કોઈવાર રધાને પૂછતીઃ 'તમે આમ ઉદાસ થઈ ને કેમ ફરો છો?' પણ રધો શું જવાબ આપે! પોતે જાણવા છતાંય પોતાની જાતને છાતી ફોડી, નહોતો કહી શકતો પછી આને તો શું કહે જ. અને 'લે હેંડ, હેંડ હવે છાનીમાની!'ના હાંતિયામાં જ પતતો.

બેઉ જણ જ્યારે પીંછાં વીણવા વગડામાં જતાં ત્યારે રધો બિલકુલ શૂન્યમનસ્ક થઈ જતો. તેને પક્ષીઓનાં પ્રણયરમણો જોતાંમાં જ માંલી સાથેના વિહારો યાદ આવતા. તેને નવીને વાત કરવાનું મન થઈ જતુંઃ 'અહીં હું ને માંલી બેસતાં—ઘણીય વાર બપોરી ગાળતાં. હું એના ખોળામાં માથું મૂકીને અહીં ઊંઘી ગયો છું. આ વહેળાની પેલી પાળ પરની જાળોમાં અમે ભાથું ખાતાં ને પાણી પીતાં પીતાં એક બીજાને છોળો ઉડાડીને કંઇક વાર પલાળી નાખતાં—' અને એવો એવો તો—પરિણીત જીવનનો હોઠ વર્ષ અને તે પહેલાંના છ મહિનાનો—પ્રણય ઇતિહાસ તો એ જંગલની કુંજે કુંજે હતો; પણ કોને કહેવો! અને પોતાના એ આંટા મારેલા ફાળીયામાં માંલી રંગબેરંગી પીંછાં ખોસી એને 'કૈયો કાન' કહી ઉડાવતી એ પ્રસંગ તો એ કેમે કરી ભૂલી શકે તેમ નહોતું—ભૂલવાની ઇચ્છા પણ નહોતીઃ આવાં આવાં સ્મરણોથી કોઈ કોઈ વાર એ એટલો ગભરો અકળાઈ ઊઠતો કે નવીને જાણે 'ટીપી નાખું' એવું થઈ આવતું.

# કાવ્ય પહેલું

રમણલાલ છોટાલાલ મહેતા

[ પ્રવાતી પૃથ્વી ]

મને થયું જરા : ઘણા દિવસ થૈ ગયા તે છતાં
અસંખ્ય કવિતા રચી ઝટ છપાવનારા જ મેં
અરે, સરસ કે ખરાબ, પણ કાવ્ય એકે ય શું
નથી ઘસડી માર્યું કે ?!

હા! અફસોસની એ બીના!

હવે કરું જ શું ય હું ?

પણ સરસ્વતીનો ગુનો
ભયંકર થઈ. ગયો જરૂર તેનું શું ? શારદા
ખરે જ બહુ ક્રોધી છે. શમન ક્રોધનું શું હશે ?—

—ભૂખ્યો રહી કરું ભજન કરતાલ લૈ ? —ભાઈ, ના:
કલાક પર થૈ જતાં ગડુડ પેટ મારું વહે,
નહી જ ઉપવાસ તો કયમ જ કેમ થાયે ભલા ?
—જમાડું ભટ બ્રાહ્મણો ?—અરર બામણા આય તે
પસંદ મુજને જરા ય નહિ. તો પછી, શારદા
કહે, કરું જ શું ય હું ?

•

અબબ ભૂલ થૈ! ભૂલ થૈ!
વળી બીજી ઉપર ભૂલ થૈ! ભૂલ થૈ!
ખરે અજબ આકરી ગજબ ભૂલ થૈ! ભૂલ થૈ!

ભૂલ્યો સરળ વાત આ: શબ્દધારિણી શારદા
બહુ જ ખુશ થાય છે દસપચાસ કાવ્યો રચે;
લખાય દસ કાવ્ય જો, સકળ પાપ ધોવાય તો.

•

લખાય દસ કાવ્ય જો, સકળ પાપ ધોવાય તો ?!!
રચીશ દસ કાવ્ય તો. ખચીત પાંચ આજે લખું;
અવર પાંચ કાલે લખું.
નહી જ બસ પાંચ પાંચ કવિતા લખી કાઢવી.

કલાક હજી બાકી છે. ( દસ થતાં જ ઊંઘી જવું.)
કલાક મહીં તો ઘણી બધી લખાય. ત્યારે હવે
સમાન રસવાળી, ને
કલાચટકદાર, તો
જરા લટક ચાલની સરસ પાંચ પૃથ્વી લખી
રચી પછી જ ઊંઘવું.

અરે રમત વાત છે.

— પણ કવિત તો પાંચ છે,
અને વિષય ( કાનમાં કહીશ વાતઃ ) એકે નથી!
અરે, વિષય (બહાર ના કરીશ વાતઃ) એકે નથી!

—ભલે વિષય ના મળે. વિષય હાથ જો હોય તો
બલા, પરમ ધાડ શી! મૂરખ ઘેટું સુદ્ધાં લખે
મળે વિષય તો, અને કલમ-કોશ જો આવડે.
મને ખબર આટલી : મૂરખ ઘેટું તો હું નથી,
જરા ય પરવા જ શી વિષયની પછી રાખવી!

— (હવે વખત થાય છે : દસ જ બાકી સાડા નવો) —
લખું પ્રથમ કાવ્ય શું? લખવી કેટલી પંક્તિઓ!
અહીં કહીશ પ્રેરણા! રસ કયો ઉરે ઢાળવો!
—( અરે વખત જાય છે )—પ્રથમ કાવ્ય હું શું લખું!

કહે ચતુર પ્રેરણા : 'પ્રખર ભૂલ તું કયાં કરે!!
ભલે ગભરુ છોકરું બગલમાં જ જે છે જ તે!!'

કહી સરસ વાત તેં. કવિત આ જ પ્રારંભનું;
લગીર નુકસાન ના, વિરલ આ જ પ્રારંભનું;
બગાડ લવલેશ ના, સરળ આ જ પ્રારંભનું;
જરૂર બસ આ જ, આ જ બસ આ જ પ્રારંભનું.

( વલણ )

પચાસ લખો પંક્તિઓ પ્રથમ કાવ્યની રંગમાં,
કહે રમણલાલ આ શુકન થાય આરંભમાં.

વિના પ્લૅટફૉર્મની ઊલટી દિશાએ તકાસી રહી, " કુલી......એ ય કુલી " ની રાડો નાખવા માંડી તે માત્ર અમારી સન્મુખ ઉભેલા નિર્જન માલગાડીના ડબ્બાઓએ સાંભળી અને સાંભળી એક પરગજુ ગાડીના મુસાફરે. તેણે જણાવ્યું,

" પ્ળેટફાર્મ તો ઈધર હૈ, બાબુજી! ઈધર ક્યોં ચિલ્લાતે હો ? "

ખિસિયાણા અમે પ્લૅટફૉર્મ તરફની બારીએ ગયા, અને સામાનની વ્યવસ્થા કરી મોટરગાડીએ ગોઠવાયા. આબુરોડ સ્ટેશનથી આબુ પહાડ પર જવા ૧૭ાા માઈલની પાકી સડક છે તે પર બરાબર પ્રભાતના સાત વાગે મોટરે પ્રયાણ આદર્યું. માઈલ બેએક પસાર થતાં પહાડના અંશણ શરૂ થયા ને ઉર્ધ્વગામી પ્રગતિ થતી ચાલી. ગુજરાતની ઉત્તરે મારવાડના રણમાંથી સમુદ્રના ટાપુ જેમ ઊંચે આવતા આ પર્વતનાં પડખાં હવે સ્પષ્ટ થતાં ગયાં. ઉપર જવાનો રસ્તો માત્ર પાણીના ધોધથી થયેલી દરી જેવો લાગતો હતો. ચઢાણે વેગા મોટરનું એંજિન હાંફતું ને ઘૂં ઘૂં ઘૂં ના અવાજ સાથે કેવા ઉત્સાહથી ઝડપી રસ્તો કાપતું એનો નવાઈ પામેલી દૃષ્ટિને ખ્યાલ આવે તે પહેલાં આસપાસના ભેળી થતી, છૂટી પડી જતી મોટી ખાડીઓ રચતી, અહીંતહીં ધોવાઈ સ્વચ્છ થયેલી, લીલી સમૃદ્ધ વનસ્પતિને અંકમાં ધારતી, મોટા ગ્રૅનાઈટ પથ્થરોની ખડકો વિધાતાના ઉર્વિપત્ર જેવું દૃશ્ય ખડું કરતાં. આ બધું દૃશ્યમાન થતાં હૃદય આનંદના ઉછાળા લેવા લાગ્યું, અને આબુ પહાડ પર જનાર પ્રથમ અંગ્રેજ કર્નલ ટૉડ લખે છે તેમ, તેમણે જેમ સિરાક્યુસના ઋષિની માફક ઓયરેકા (હું શોધતો હતો ને મળ્યું) એવી બૂમ મારેલી; તેમ હું પણ પહાડની આ મારી પ્રથમ મુલાકાતે સરસ, સુંદર, અદ્‌ભુતના ઉદ્‌ગારો કાઢ્યે જતો હતો. પાસે બેઠેલી પત્નીએ મુસાફરોના મારી તરફના અટ્ટહાસ્ય જોઈ મને સૌંદર્યઘેલછામાંથી જાગૃત કર્યો; ત્યારે જ મનમાં એ સૌંદર્યવેદનાના સૂર બેળેબેળે સમાવી બેસી રહ્યો. એવામાં બેઠેલા મુસાફર પૈકી એકના હૃદયનું ગદ્ય પદ્ય થઈ વહેવા લાગ્યું એટલે કે ઊલટી થઈ અને અમને પણ સ્વર્ગનિસરણી ચડતાં ચક્કર ચડવા લાગ્યાં. મોટરનું ભ્રમણ અને મસ્તકમાં ચક્કર એ બન્નેને લીધે આસપાસનાં દૃશ્યો એક પછી એક નજર આગળથી દોડી જઈ પાછળ દોડી આવતાં હોય તેમ દેખાતાં. તેથી ક્ષણભર તો એમ જ પ્રતીત થતું કે મોટરમાં બેઠેલા માનવોની સૃષ્ટિ પાછળ પાછળ કુદરતી સૃષ્ટિને દોડવું પડતું હશે કે શું ? આ સંભ્રમ હું ક્યાં લગી છોડી ન શક્યો. આખરે અમે જ્યારે આબુ પર ચડી ચૂક્યા ને મોટર અટકી ત્યારે જ સાચી પરિસ્થિતિનું ભાન થયું.

આબુનું જીવન મારે માટે નવું જ હતું, તેથી તે દિવસનો ઉલ્લાસ અને આનંદ ઓર જ હતાં. સાથે રવિવારનો નિવૃત્તિદિન પણ હતો. એટલે તે દિવસે જ્યાં ત્યાં ઉદ્દેશવિહીન મનમોજીને ફર્યાં. કવિલેખકોએ આબુની બહુ પ્રશંસા કરી છે. કોઈ તેને સાગરમેખલાના અમૂલ્ય મણિ સાથે સરખાવે છે, તો કોઈ પ્રકૃતિના આમોદપ્રમોદનું સ્થાન કહે છે. કોઈ વસુન્ધરાના કુંતલાભરણ સમજે છે. ગમે તેમ પણ આબુ પ્રાકૃતિક સૌંદર્યથી સભર છે. દેવદાર ફળાફૂલ શોભિત ઝાડી, નાનીમોટી પહાડી ટેકરીઓ, ઉપત્યકાઓ, કોઈક જ સ્થળે સ્થાપત્યરમ્ય ખેતરો છે. સરોવરમાંથી માથું કાઢી ઉભેલા ખડકો, વૃક્ષલતાથી મંડિત ઝરણાં અને અસલ રહેવાસીઓનું સરળ શાંત ગામ આ પહાડની શોભા વધારે છે.

આબુ પહોંચતાં પહેલાં મારી પ્રબળ ઇચ્છા હતી કે સૌથી પ્રથમ જૈનોનાં દહેરાં—દેલવાડાનાં દર્શન કરવાં અને તેના ઐતિહાસિક વાતાવરણના સંસર્ગનો આસ્વાદ લેવો. તેથી બીજે દિવસે બપોરના અમે અમારા રહેવાસસ્થાન 'વિશ્રામભુવન'થી નીકળ્યા. વાટમાંથી અમારી સાથે આવેલા એક આયરિશ બાઈ મિ. સ્ટુઅર્ટ અને બીજા એક સ્કોટિશ બાઈ મિસ બ્લેક સાથે લેવાના હતાં. મારી સાથેના યુરોપિયન બાઈએ પહેલાં પણ કંઈકવાર આ સ્થળની મુલાકાત લીધેલી હતી એથી તેઓ સર્વ વાતે વાકેફ હતા, અને તેઓ સઘળું સમજાવતા જતા. મારી સાથે તેઓ અને સ્કોટિશ બાઈ પણ ગુજરાતી શીખતાં તેથી વિના સંકોચ મારી સન્મુખ જ માત્ર ગુજરાતીમાં ભાંગી વાત કરતાં. જ્યારે અમે આનંદથી રસળતાં દેલવાડા નજદિક આવી પહોંચ્યાં હોઈશું ત્યારે મંદિરનાં શિખરો જોઈ મિ. સ્ટુઅર્ટે આંગળી ચીંધી જણાવ્યુંઃ

"એ......ઈ......ડેલવાર્ડા." પરિચિત ભાંગીતૂટી ભાષા હું સમજી ગયો.

જગદ્‌વિખ્યાત દેલવાડાનાં દહેરાં ? મેં મનસંગાથે પ્રબળ પ્રશ્ન કર્યો. શું હોંશ, ઉમંગ, આશા, ઉત્સાહ અને અભિનિવેશથી અમે પગલાં ઉપાડી રહ્યાં હતાં તેમાં હવે મંદગતિ આવી ગઈ. મને તેના બાહ્ય દેખાવ પરથી જે ગ્લાનિ ઊપજી તેનો પાર ન હતો. મેં તાજમહાલ, કુતુબમિનાર જેવી ભવ્ય અને સુંદર સ્થાપત્યવાળી ઇમારતો નિરખી હતી. ત્યાં આ દેલવાડાનો હિસાબ શો ? પેલા ઇતિહાસના પ્રો. કામદારે ત્યારે ખોટી ખડેશ કરેલી, "તાજને ય ટક્કર મારે એવાં મંદિરો દેલવાડાનાં છે." તે પરથી મેં તેના વિશે કેવા ભવ્ય અને ઉદાત્ત ખ્યાલો બાંધેલા ? પણ એથી ઊલટું, સુકાઈ ગયેલી લીલથી કાળા રંગાયેલાં, નરી નિર્ધનતા દર્શાવતાં, પર્વત પર એક ગાળીમાં આવેલાં મંદિરોનું ઝૂમખું, એક નાની મઢૂલીનું જ પ્રદર્શન કરતાં ન હોય એમ મેં તે વારે અવલોક્યાં.

"મારા ગામના મંદિરનો ઘુમ્મટ પણ આથી વધારે સારો છે."

"એથી ગાંધનોના છો, મિ. ભટ્ટ" મિ. સ્ટુઅર્ટે મને આશ્વાસનં વચન ઉચ્ચાર્યું.

"હા, હા, બરોબર છે. જૈનોના બધા તીર્થંકરો જેવી રીતે બેઠેલા હોય છે તેમ આ મંદિરો પણ પલાંઠીવાળી નિર્વાણપ્રાપ્તિ સાધી રહ્યાં છે." મારી પત્નીએ આ અતિતીવ્ર કટાક્ષબાણ છોડયું અને અમારા સઘળાના મોંમાંથી હાસ્ય વેરાઈ પડયું. તમે બધા ટોળ કરવા પર ચડયા છો નહિ તો બાકી દેલવાડાને આમ નાના કદમાં રાખવાનું મુખ્ય કારણ એમ છે કે એટલી ઊંચાઈએ મોટાં મંદિર શક્ય ન હતાં અને ધરતીકંપના આંચકાથી ય રક્ષાય. આ બે મોટા આશયો તેની પાછળ કામ કરી રહ્યા છે એવો કૈં મિ. સ્ટુઅર્ટના કહેવાનો આશય હતો. પરંતુ અમે તો પેલા આંધળાના હાથી માફક જેને જે સૂઝ્યું તે યોગ્યાયોગ્યનો ખ્યાલ કર્યા વિના મત પ્રદર્શિત કર્યે જતા હતા.

દેલવાડાનાં મંદિરોએ જાણે સફેદ ધોતિયા પર કાળો ડગલો કેમ ઓઢયો ન હોય એમ અંદર જઈ સફેદ આરસ પરની કોતરણી નિરખી ત્યારે મને ખ્યાલ આવ્યો. હવે મને તેની વગર વિચારે કરેલી ઝાટકણી માટે પશ્ચાત્તાપ થવા લાગ્યો એટલું જ નહિ પણ હું બીજા કોઈ એક શખ્સની પાસથી અંદર પેઠો હતો. નાકેદારે પ્રથમ ખાતરી કરતાં મને પૂછેલું,

"આ પાસ તમારો જ છે. તેમાં લખેલા ત્રિપુરાશંકર તમે જ સાહેબ? સાચે સાચું બતાવજો."

હું મંદિરોના બાહ્યાકારથી એટલો બધો નિરાશ થયો હતો કે ગાંઠનો સવા રૂપિયો કાઢી તે જોવા હવે મને બિલકુલ ઉત્સાહ ન હતો. એથી હૃદયઅવાજ વિરુદ્ધ જઈ શેખી-ખોરી બતાવતાં ફરસાદાર 'હા' ભણેલી. પાસે ગોરી ચામડીવાળાં શિષ્યશિષ્યા હતાં એથી વિશેષ ખાતરી કર્યા વિના અમને માંહે જવા દીધાં. અંદર ગયા પછી તેની અનન્ય કોતરણીથી હું એટલો બધો ફીદા થયેલો કે પાછા વળતાં સવા રૂપિયો મારી ખરી જાત પ્રગટ કરી નાકેદારને આપવો એમ મેં નક્કી કરેલું. આનું મૂલ્ય હું સવા રૂપિયાથી પ નહિ આંકું તો મારા જેવા કલારસિક કહેવડાવવા ક્યારે ગૌરવ લઈ શકશે?

મંદિરના ઝુમખામાં પ્રથમ વિમળવસહિ આવે છે. તેના પ્રવેશદ્વાર સામે તેના બાંધનાર વિમળની કીર્તિ અમર રાખવા માટે પૃથ્વીપાળ નામના જયસિંહ-કુમારપાળના મંત્રીએ હસ્તીશાળા કરાવી છે. તેમાં વિમળ વાણિયાને ઘોડે બેસાડ્યો છે. આ જોઈ હું બોલી ઊઠ્યો,

"બાજીખાઉ વાણિયા શૂરવીર?"

બ્રાહ્મિયાએ આ સાંભળી કહ્યું,

"વિમળ લડવા નથી જતો. મંદિર બંધાવ્યાના વરઘોડા કાઢેલો છે તેની આગળ-પાછળ હાથી પર તેનાં સગાંસંબંધી છે."

બીજો એક જણ બોલી ઊઠ્યો,

"આજના વાણિયા પોચા હશે; પહેલાંના નહિ. કુમારપાળે અમારિ ઘોષણા કર્યા પછીથી જ આટલી બધી હિંસા તરફ દૃષ્ટિ ઝુકાઈ ગઈ."

આ સાંભળી મારું ઇતિહાસજ્ઞાન ગુંગળાયું. સ્મરણશક્તિએ શરમ છાંડી સાચી હકીકત રજૂ કરી દીધી કે ભીમદેવ પહેલાના રાજ્યમાં પેલો દંડનાયક વિમળમંત્રી બહાદુર નહિ તો બીજો કોણ? એણે તો સિંધ અને માળવા પર ચઢાઈ કરી ઉત્ત મેળવનાર બાર સુલતાનોના છત્રહરણ કરી. લેનાર 'દ્વાદશ સુરત્રાણ છત્રોદ્ધારક'નું બિરુદ બાર સુલતાનોને હરાવીને તો મેળવ્યું હતું. તેની આ બાર સુલતાનો વચ્ચે ઘોડા પરની પ્રતિમા.

અને પેલા બીજા એક જણે આગળ ચલાવ્યું,

"આજે ગાંધી વાણિયો ક્યાં શૂરવીર નથી. જો તે કોંગ્રેસ પ્રેસિડેન્ટ થશે તો જહાંગીર માફક ઘોડા પર પ્રતિમા ગોઠવવાની પેરવી થશે એમ સંભવ છે."

"હં, હં, બરાબર છે" કહેનારને સં. ૧૦૮૮માં બંધાવેલા વિમળમંત્રીના આદિનાથના વિમળવસહિ નામે પ્રખ્યાત થયેલા અદ્ભુત કારીગીરી માટે જગપ્રસિદ્ધ મંદિરમાં પેસી, અસલ ધર્મકાર્યાર્થે જૈનમંદિરો બાંધવાની પ્રીતિ એટલી બધી વધી પડી હતી કે મંદિર રચાંકરૂપ સ્થાપત્યની યોજના રૂપે બાંધેલું હોઈ.

"અદ્ભુત ! સ્થાપત્ય શું સુંદર, શું સંપૂર્ણ અને ઉત્તમ !" કોઈ રસિક આત્મા જાગી ઊઠયો. કોણ બોલ્યું તે હું નિરીક્ષણ કાર્યમાં તલ્લીન હોવાથી પારખી શકયો નહિ. માત્ર કર્ણે સાંભળવાનો ધર્મ બજાવ્યો.

"ઘણા અનુભવ અને સતત અભ્યાસના કલાવિકાસનું જ પરિણામ" મેં હાવકો ને વિદ્વદ્ભોગ્ય ઉત્તર ફરગ્યુસન કૃત–History of Indian Architectureમાંથી જે કાંઈ મગજમાં ઠાંસી ભરેલું તેમાંથી ઉત્તર દીધો. પછી તેમને વિમળવસાહિ અને સાથમાં જ આવેલી વસ્તુપાળ તેજપાળ વિરચિત લુણવસહિકા નામના નેમીનાથના મંદિરમાં લઈ ગયો. તેમની દીવાલો, ગારસાખ, દરવાજા, સ્તંભો, મંડપો, તોરણો અને છતનાં ગુંમજો વગેરેમાં ફકત ફૂલઝાડ, વેલ, બુટ્ટા, હાંડી, ઝુમ્મર અને બીજી અજીવ વસ્તુઓની કોરણી જ નહિ પણ હાથી, ઘોડા, ઊંટ, વ્યાઘ્ર, સિંહ, મત્સ્ય, પક્ષીઓ, મનુષ્યો, દેવદેવીઓની જુદી જુદી મૂર્તિઓ સાથે મનુષ્ય જીવનના જુદા જુદા અનેક પ્રસંગો જેવા કે રાજદરબાર, સ્વારી, વરઘોડા, જાન, નાટક, સંગીત, રણસંગ્રામ, સમુદ્રયાત્રા, સાધુ અને શ્રાવકો, તીર્થંકરો આદિના જીવનપ્રસંગો જે સુંદર રીતે કોતરેલા હતા તેમાંથી કેટલાક જે મને સૂઝ પડતા ગયા તે હું મારા યુરોપિયન શિષ્યશિષ્યાને સમજાવતો ગયો. આ બધું તેઓ અનિમિષ નેત્રે અને અખૂટ શ્રમે જોતાં સાંભળતાં હતાં. જ્યારે અષ્ટકોણાકારે આવેલા થાંભલા પરનો ઘુમ્મટ, તેની નકશી, તરવરાટભરી વિવિધતા પથ્થરની જડતા છોડી જાણે સજીવ ભાવની સ્વતંત્રતા માણવા મથતી આકૃતિઓની ઝીણવટભરી વિગતોમાં અમે ઊતરવા તેની તળે બેઠા કે અમારી સાથ ફરી ફરી થાકેલા મંદિરના માણસે કટાક્ષ કર્યો,

"બહુ થયું સાહેબો, બીજા યાત્રીઓ માટે કંઈ જોવાનું બાકી રાખશો કે નહિ !"

આ મર્મવચનોથી હું જરા અક્કડ થયો. પણ આ ઝીણવટભરી વિગતોમાં મને એક વાત ન સમજાઈ. જૈનમંદિરો વૈરાગ્ય વિતરાગની ભાવનાથી બંધાયેલાં છતાં તેમાં કામોદીપક મૂર્તિઓ ને દશ્યો કેમ રખાયાં હશે ?

આથી હું લાગલો જ એક જૈન સાધુને જઈને મળ્યો. તેમણે મને બહુ જ આદર-પૂર્વક સન્માની સમજાવ્યું કે અત્રે આવનાર સૌ કોઈની દષ્ટિ નિર્મળ ન હોઈ શકે. નજરના ગુણ તો તમે જાણતા જ હશો. લોઢાના સ્તંભ ચીરાઈ જાય, હાથીના હાડ ભાંગી જાય. એવી ખરાબ દષ્ટિવાળાની નજર આ અપૂર્વ મંદિરોને ન લાગે પણ માત્ર તેમની દૃષ્ટિ આવાં દશ્યો પર ટકી રહે એટલા માટે જ બુદ્ધિપુરઃસર આ યોજના કરવામાં આવી છે. આ જવાબ સાચો હોય કે ખોટો, પણ મને જૈન સાધુની વાત કરવાની ઢબ ને કુશાગ્ર બુદ્ધિ માટે ખસુસ માન જન્મ્યું.

આ રીતે અંદરથી અપૂર્વ, બહુ જ સુશોભિત, અને કારીગીરીથી ભરપૂર છતાં બહારથી તદ્દન સાદાં લાગતાં ને અંદરની શોભાનો બિલકુલે ખ્યાલ ન આપતાં આ મંદિરોને અમારાં ઊર્મિભર્યાં સન્માન આપી પૂરા ત્રણચાર કલાકે અમે પાછા ફર્યાં ત્યારે થાકીને લોથ થઈ ગયાં હતાં.

બીજે પ્રભાતે મારાં યુરોપિયન શિષ્યશિષ્યા મારે ઉતારે જ ઓચિંતાં આવી ચડ્યાં. હું તેમનું સ્વાગત કરું તે અગાઉ તેઓ બોલી ઊઠ્યાં,

"નખી તળાવ જોવા અમે આવી છીએ."

"એ તો આ રહ્યું બાજુમાં જ." મારું નિવાસસ્થાન નખી તળાવ પર હતું. અમે તળાવ પર નીકળી પડ્યાં કે મેં તળાવના નામાભિધાનની દંતકથા ઉખેળી.

"હિંદુઓની માન્યતા મુજબ આ તળાવ દેવો કે ઋષિઓએ નખ વડે ખોદેલું હોવાથી આનું નામ નખીતળાવ કહેવાય છે."

આ કથન પશ્ચિમના બુદ્ધિવાદથી ઘડાયેલા તેમના માનસમાં બરાબર ન પચ્યું, તેથી હું જરા વધારે સ્પષ્ટ થયો,

"જ્યારે પૃથ્વી કાચી હતી ત્યારે વિશ્વકર્મા તેને લોટની કણક માફક ગૂંદતા હતા. તેમની દશે આંગળીઓની છાપ પૃથ્વી પર રહી ગઈ તેથી ઠેકઠેકાણે ઉપત્યકા, નદીનાળાંના રૂપમાં દેખાઈ રહી છે."

"અને પર્વતો વિશે દંતકથા રૂપમાં આવી કોઈ ગપ પુરાણમાં છે કે નહિ?" મારી પત્નીએ વચમાં ટહુકો કર્યો.

"હા કેમ નહિ, વિશ્વકર્માએ એક જોસબંધ ચૂંટી ખણી તે પર્વતો—આબુ, વિંધ્યા, હિમાલય, સહ્યાદ્રિ વગેરે બન્યા."

આવી કેટલી ય દંતકથાઓ, આડકથાઓ અને તેની પાછળ છુપાયેલા રહસ્યની વાતો કરતા અડધા માઈલ લાંબા ને પા માઈલ પહોળા તળાવની પ્રદક્ષિણા કરતા અર્બુદા-અધર-દેવીનાં આશરે ૧૫૦ પગથિયાં ચડ્યાં ઊતર્યાં. બીજાં નાનાંમોટાં શિખરો જોઈ લીધાં. શિખરે શિખરે— "આ અલવર નરેશની કોઠી, પેલી બિકાનેરના રાજાની, નજદીકની સિરોહી રાજ્યની કોઠીઓ, પેલો પોલો ગ્રાઉન્ડ" જેમ જેમ દર્શાવાય તેમ તેમ આંખો દેખાતાં બધાં દશ્યો માણી લેતાં અનુપમ આનંદ અનુભવતાં. સાંજે નખીતળાવથી અગ્નિખૂણમાં પોણો માઈલ દૂર સડકડાક વહેતો પહાડની ટેકરીનો કિનારો આવે છે. તે સ્થળે—સનસેટ પોઇન્ટે—ગયાં. ત્યાં દૂર ક્ષિતિજમાં ડૂબતા સૂર્યને દીઠો. તેનાથી નીચે રસાળનાં અનેક નાનાંમોટાં ઝરણાં સાથે ચાંદીનાં પતરાં જેવાં કે આરસીના પ્રતિબિંબ સમાં ઝળહળતાં હતાં. સૂર્યાસ્ત સમયના વિવિધ રંગો, પહાડોનાં દશ્યો, જંગલમાં પ્રસારી ઉભેલી ખીણો, વિશાળ મેદાનની ભવ્યતા, સરિતાનું દ્રુતગમન, નજરમાં ન ખૂંપે એવું આભ અને લીલી મનોહર નયનહારક વનસ્પતિ—બધાંનો સુભગ સંયોગ આ જ સ્થળે થયેલો અનુભવ્યો.

બીજે પ્રભાતે હું એક ગુજરાતી દુકાનદારની દુકાને જઈ ચડ્યો. તેણે મને આબુનાં દશ્યોની ચોપડી દેખાડી, ભોમિયાપોથીઓ બતાવી અને અજાણ્યા મુસાફરો માટે મગજ-ભર્યો છાપેલો કાર્યક્રમ આપ્યો. તેને ઉમંગભેર લઈ હું તરત જ મારે ઉતારે પાછો ફર્યો અને મારી પત્ની આગળ તે પાથરતાં બોલ્યો,

"જો આ કાર્યક્રમ પ્રમાણે બધાં સ્થળો જોવાની ઘણી જ સુગમતા રહેશે. આપણે જે દેલવાડાં જોવા ગયાં હતાં ને, ત્યાંથી ઈશાન ખૂણામાં લગભગ પાંચ માઈલ દૂર અચળગઢ છે. ત્યાં જવાની પાકી સડક હોઈ મોટરનાં વાહન મળે છે. પરંતુ ગઢ પર ચડવા તારે ટાંટીઆને તસ્દી તો આપવી જ પડશે. ત્યાં અચલેશ્વરનું પ્રાચીન મંદિર ગઢની તળેટીમાં છે. પાસે મંદાકિની કુંડ છે. કિલ્લામાં કર્પુરસાગર નામનું પાકું બાંધેલું તળાવ છે. આદિશ્વર ઇત્યાદિ જૈનમંદિરોમાં પંચધાતુની મોટીમોટી મૂર્તિઓ છે. બધા કહે છે કે તે નગદ સોનાની છે. ત્યાંથી ઊંચે ચડતાં શ્રાવણ ભાદરવો નામના બે કુંડ આવે છે. કુંભારાણા મરી જતાં રાણીઓએ શોકવિહ્વલ થઈ સારેલાં આંસુઓનો આ કુંડ છે એમ કિંવદન્તિ ચાલે છે. એથી ય ઊંચે ચડતાં બે માળની ગુફા આવે છે. ત્યાં આગળ કુંભારાણાનો તૂટેલો મહેલ મોજૂદ છે."

"આ અચળગઢ પતાવ્યા પછી આબુના ઊંચામાં ઊંચા ગુરુશિખર પર જઈશું. ત્યાં દત્તાત્રેયનાં પગલાંનાં દર્શન થશે. ત્યાંની કુદરતી શોભા અવર્ણનીય કહે છે. ઘણે દૂર આવેલું સિરોહી ને અરવલ્લી પહાડની બીજી ટેકરીઓ સુદ્ધાં ત્યાંથી દેખાય છે. ત્યાંની ઝાડીઓમાં ક્વચિત વાઘ પણ જોવાના મળી આવે છે. પણ વાઘનું નામ સાંભળી તું ગભરાઈશ નહિ. સાથે સિરોહી દરબારનો ભરેલી બંદુકવાળો સિપાઈ મળે છે તે સાથે હશે."

"ત્યાંથી પાછા ફરી એક દિવસ થાક ખાઈ આબુના ઢાળમાં આવેલું ગોમુખ સ્થળ પ્રખ્યાત છે, ત્યાં જઈશું. રસ્તે આંબા, કરમદા, કેતકી, મોગરા, ગુલાબ વગેરેની સઘન ઝાડી છે. સાતસો પગથિયાં ઊતર્યા બાદ કુંડ આવે છે. તેમાં આરસના ઘડેલા ગોમુખમાંથી બારે માસ પહાડનું પાણી પડે છે. પાસે વસિષ્ઠાશ્રમ છે. ઉપરાંત બીજાં સ્થાનો તળેટીમાં છે. 'સંતભૂમિ' ગોપાળકી' માફક ઋષિમુનિ, દેવદેવતાઓને ઉદારભાવે આ પહાડે પોતાના અંકમાં સ્થાન આપ્યું છે. આપણે આ બધાં સ્થળો અવશ્ય જોવાં જ જોઈએ, કેમ ખરું ની?"

ટેકરીઓ ચડી થાકેલી પત્નીએ મારું આ લાંબું સંભાષણ સાંભળવા જેટલી ધીરજ રાખી, પણ જ્યારે જોવા જવાની વાત આવી ત્યારે તેનો ગુસ્સો હાથ રહ્યો નહિ. ચાલી-ચાલી ગોટલા ચડતા પગના કળતરને સમાવવા પોતાના પગની ચંપી પોતે જ કરતી ભભૂકી ઊઠી,

"પ્રભુ તોબા તમારો પહાડ! હું તો થાકી. નવ ગજના નમસ્કાર"

"કેમ, કેમ?"

"શું ત્યારે? જ્યાં જાવ ત્યાં ખાડાટેકરા, ચઢાણઉતાર, ટેકરા ઢોળાવ. ઘરથી થોડુંક ચાલ્યા કે પચાસ ગાઉનો થાક લાગે. કદમ ચાલ્યા ને કદમનો શ્વાસ લેવો પડે. શિખરો પર ચઢવાનું અને તળેટીમાં ઊતરવાનું કહો છો પણ ચઢવા સીડી નહિ, નિસરણી નહિ, દાદરજિન્નો નહિ. ઠોકર લાગે તો હાથપગ ભાંગે. હાડકાં સસ્તાં થાય. ચાલીએ તો શ્વાસ રૂંધે, ધમણ ચાલે. થોભીએ તો કમકમાં આવે. ખીણમાં નીચું ભાળીએ તો તમ્મર આવે. અને પગ ખસ્યો તો ખીણમાં ગબડી પડતાં એક હાડકું હાથ ન આવે. તમારે મન તો

હું સુરતી હઈશ પણ મારાં માબાપને મન બહુ મોંઘી છું. તેમની હું એકની એક દીકરી છું."

"તો પછી અહીં શા માટે આવી, પાનકુલામાં રહેવું હતું તો ?"

"ઠંડી લેવાસ્તો. પણ હવે શોખ ભળો કે અમારા અમદાવાદમાં રૂપિયે મણનો બરફ મળે છે. બેચાર મણ બરફ લઈ મઝેથી શેતરંજી બિછાવી પડવા રહીએ તો આટલે દૂર આવવાની તકલીફ ન રહે. અને ગરમ કપડાં વસાવવની માથાકૂટ મટે. ઠંડીની મઝા તો એ રીતે પણ મળી રહે."

મેં કહ્યું, "પણ આવી ઊંચી જગ્યા ન મળે ને. શોખીન લોકોની હવાખોરવૃત્તિ ત્યાર વિના કેવી રીતે સંતોષાય ?"

"એ ય, એટલા ખાતર અહીં આવવાની શી જરૂર છે ? બેપાંચ વખત તાડ પર ચડે ફીતરે."

હું ખડખડ હસી પડયો અને કહેવા લાગ્યો,

"સાચે જ. તારી વાત મુદ્દાની છે. બધી જુનો વિચાર કરી જોતાં મને ય પ્રતીતિ થઈ છે કે ધનિક લોકોએ પોતાના ધનનો વૈભવ પર્વતની છાતી પર ચઢી બેસી એમના અંતરની લાલસા પ્રકટ કરતાં બેહૂદા મકાનો બંધાવી પહાડની શોભાનો વિચ્છેદ કરી નાંખવામાં જ દર્શાવ્યો છે. મહેનત-શ્રમ કરી જે સુખપ્રદ, નિર્દોષ આનંદ પ્રાપ્ત થઈ શકે છે તે હવે ચાલુ જમાનામાં લોકો પૈસા ખરચી કૃત્રિમ રીતે બેજીબેજી ખરીદે છે. અને તો એ રીતે આનંદ પર બળાત્કાર થતો લાગે છે. અમૃત વસુ એક ઠેકાણે ઠીક જ કહે છેઃ 'ભાગ્ય છે પૈસાદારોનાં કે તેમને નસીબે પરમાત્માએ દુનિયામાં નદીનાળાં સર્જ્યાં છે. નહિ તો પછી લોકો પૈસા ખરચી પાર કેવી રીતે જાત ?' તેવી રીતે વિશ્વકર્માએ પૃથ્વીની કુખમાં ચૂંટી ખણી આણુપહાડ સર્જ્યો છે તો ધનવાનો પૈસા ખર્ચી પહાડ ચડવાનો બહુમાનીય આનંદ પ્રાપ્ત કરી શકે છે ને ?"

# રશિયાનો કોયડો

ડુંગરશી ધરમશી સંપટ

**અર્ધો** યુરોપ અને ૧/૪ એશિયાનો પ્રદેશ રોકતું રશિયન સામ્રાજ્ય જગતનો ૧/૬ ભાગ રોકે છે. એની ભૂમિનો વિસ્તાર ૮૨૪૧૯૨૧ ચોરસ માઈલ છે. એની વસ્તી ૧૭૦૦૦૯૦૦૦ મનુષ્યોની છે. ઉદ્યોગો, ખેતીવાડી અને ખનીજના વિકાસથી રશિયાની પેદાશ વધીને ૫૦૦ કરોડ રૂબલ જેટલી થઈ છે. મુખ્ય પેદાશ સોનું, લોઢું, કોલસા, પોલાદ, તેલ, પેટ્રોલિયમ, ઘઉં વગેરે છે. યુદ્ધ અને શાંતિના સમયમાં જોઈતી લગભગ દરેક કાચી વસ્તુ રશિયાની જમીન પૂરી પાડે છે. રબ્બર સિવાય બીજી કોઈ કાચી વસ્તુને માટે રશિયા પરાધીન નથી. જગતમાં માત્ર એ જ સામ્રાજ્યો આત્મસંતોષી જેવી શ્રેષ્ઠ પદવી ભોગવે છે. એમાં બાર સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્યો છે.

યુનાઈટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકા ૨૯ ટકા કાચાં દ્રવ્યો પેદા કરે છે. રશિયા ૨૧॥ ટકા, બ્રિટિશ સામ્રાજ્ય ૯॥ ટકા, જર્મની ૮॥ ટકા, કાચા દ્રવ્યો પેદા કરે છે. જર્મની લગભગ ૪૮ કરોડ ટન કોલસો પેદા કરે છે. પરંતુ તેલ, ઘઉં, રબ્બર, કપાસ, લોઢું તેના જોઈતા પ્રમાણમાં ત્યાં મળતું નથી. આથી પેટ્રોલ, કપાસ, રબ્બર એ સર્વે બનાવટી મોટા પ્રમાણમાં જર્મની તૈયાર કરે છે. છતાં મહાયુદ્ધ માટેની કાચી વસ્તુઓની માગ, એને ૧/૩ બહારથી પૂરી પાડવાની રહે છે. અનાજ પણ લગભગ અર્ધું એને બહારથી મંગાવવું પડે છે. લોઢું ૧/૨ ભાગ સ્વીડન અને નોર્વેથી મળે છે. ઈટાલી પણ કાચી ધાતુઓને માટે પરાધીન છે. અંગ્રેજી ટાપુઓમાં કોલસા અને લોઢા સિવાયની કાચી વસ્તુઓ પોતાનાં સંસ્થાનોમાંથી મંગાવવી પડે છે. માત્ર રશિયાની જમીન સર્વે કાચી વસ્તુઓ પૂરી પાડે છે.

## રશિયાનો સામ્યવાદ

રશિયામાં મૂડીવાદનો નાશ કરી સામ્યવાદ સ્થાપવામાં આવ્યો છે. સમ્રાટ, પાદરીઓ, શાહુકારો, અમીરો, બુદ્ધિજીવીઓ, મહાધિકારીઓ અને જમીનદારોનો સમગ્ર નાશ કરવામાં આવ્યો હતો. વેપાર, ઉદ્યોગ, હુન્નરકળા, રેલ્વે, સ્ટીમરો, ખેતરો, વહાણો, ખાણો એ સર્વે રાજ્યની માલેકીનાં બન્યાં હતાં. સૌને એક સરખો ખાધાખોરાકી જેટલો પગાર મળતો હતો. સૌ શ્રમજીવીઓ રાજ્યના માલેકો હતા. સ્ત્રી પુરુષો વચ્ચે સમાનતા હતી: ખાનગી મિલકત કોઈને રાખવા દેતા નહિ. હવે સરમુખત્યાર સ્ટેલિને મોટું પરિવર્તન કર્યું છે. નાનામોટા પગારો ઠેરવ્યા છે. ખાનગી મિલકત રાખવાની પરવાનગી મળે છે: સ્ત્રીઓના ગર્ભપાત ઉપર અંકુશ મુકાયા છે. રશિયાને જમીનની ભૂખ નહોતી તે હવે જાગી છે. સામ્યવાદને મોળો પાડી નાંખવામાં આવ્યો છે. રશિયાએ સામ્યવાદના સિદ્ધાંતો મૂકી જગતની ખટપટો અને મુત્સદ્દીગીરી ઉપર ધ્યાન આપ્યું છે. હવે એને સામ્રાજ્યવાદનો ચેપ લાગ્યો છે. રશિયા હવે હિંસાનો પક્ષપાતી થયો છે, સ્ટેલિન ક્રૂર, દયા વગરનો મુત્સદ્દી છે.

શસ્ત્રો હતાં નહિ. એટલે પોલાંડ જર્મની સામે ટકી શકે તેમ નહોતું. પરંતુ પોલાંડે પ્રથમથી જ જાહેર કરી દીધું કે અમે રશિયનોને અમારી સરહદમાં કોઈપણ બહાને ઘૂસવા દેશું નહિ. રશિયા સાથે આ વિષયની સંધિ કરવા માટે અંગ્રેજોએ એક પ્રતિનિધિને મોકલ્યો હતો. ચાર માસ સુધી સંધિના સંદેશા ચાલ્યા. છેવટે અંગ્રેજ અને ફ્રેંચ લશ્કરી સલાહકારોનું મંડળ રશિયા ગયું. એટલે તરત સંધિ થશે એવા સમાચારોની જગત રાહ જોતું હતું.

## રશિયાનું પરિવર્તન

જર્મનીના પરદેશખાતાનો પ્રધાન હેર રીબેનટ્રોપ થયો એણે હિટલરને સમજાવી રશિયા સાથે સંધિ કરવા કબૂલ કરાવ્યું. રશિયા મિત્ર હોય તો પોલાંડ તરત હાથમાં આવી જશે, શત્રુ હશે તો તો આપણને ત્યાં વિજય મેળવવો કઠીન થઇ પડશે. રશિયા મિત્ર જાહેર થતાં અંગ્રેજો અને ફ્રેંચોનાં હાંજા ગગડી જશે, તેઓ યુદ્ધ કરવા તૈયાર થશે નહિ વગેરે દલીલોએ હિટલરને રશિયા સાથે દોસ્તી કરવા લલચાવ્યો. જર્મનીએ મૈત્રી માટે દરખાસ્ત કરી. ખાનગી વાટાઘાટો શરૂ થઈ. પોલાંડનો અર્ધો ભાગ રશિયાને લાંચ તરીકે આપી જર્મનીએ રશિયાની મૈત્રી ખરીદી લીધી.

## પોલાંડનો વિજય

જર્મનીનું આધુનિક શસ્ત્રાસ્ત્રોથી સજ્જ સૈન્ય મોટરોમાં બેસી ૫૦ માઇલની ઝડપે પોલાંડ ઉપર આક્રમણ લઈ ગયું. પોલાંડના ઘોડેસ્વારો યંત્રોની સામે વ્યૂહમાં ટકી શક્યા નહિ. એમણે બહુ શૌર્ય દેખાડ્યું. પરંતુ જર્મનીના વિમાનોએ એ ઘોડેસ્વારોમાં હજારો બૉંબ ફેંકી તેમને ગભરાવી નાંખ્યા. પાછળથી મોટરોમાંના પાયદળે અને ટેંકોની તોપોએ એમનો સંહાર કરવો શરૂ કર્યો. પોલો પાછા હટ્યા. તેઓ જર્મની સામે ટકી શક્યા નહિ. એટલામાં પચીશ લાખ રશિયનોએ એમની પીઠ પાછળ આક્રમણ કર્યું. પોલાંડ પડ્યું—વીશ દિવસમાં એ શૂરવીર પ્રજાનું પતન થયું.

## જર્મની ઉપર આક્રમણ

પોલાંડ ઉપરના જર્મનીના આક્રમણના દબાણને ઓછું કરવા માટે અંગ્રેજો અને ફ્રેંચોએ જર્મની ઉપર આક્રમણ કર્યું. જર્મનીની ૫૦૦ ચોરસ માઇલ જમીન ફ્રેંચોએ લઇ લીધી, પરંતુ આગળ જતાં જર્મનોની પશ્ચિમની ભયંકર કિલ્લેબંધી આવી. એ કિલ્લેબંધી લગભગ અજેય છે એટલે ફ્રાન્સનું સૈન્ય પાછું ફરીને પોતાની કિલ્લેબંધીને આશ્રયે બેઠું છે. બે માસ થયા બંને તરફથી પચીસ પચીસ લાખ લડવૈયાઓ કિલ્લેબંધીઓનો આશ્રય કરી માત્ર તોપખાનાઓના પ્રચંડ મારાથી લડ્યા કરે છે. વિમાની યુદ્ધો પણ થાય છે. બીજી તરફ સમુદ્રમાં ઈંગ્લાંડની મનવારોએ જર્મન કાફલાને છુપાઈ જવાની ફરજ પાડી છે. જર્મનીની સબમરીનો ઈંગ્લાંડની વેપારી તથા લડાયક સ્ટીમરો ડુબાડે છે. તે સિવાય જર્મનીએ હમણાં નવી જાતની લોહચુંબકની સુરંગો શોધી કાઢી છે. આ સુરંગો વિમાનો ઉપરથી આકાશમાર્ગે સમુદ્રમાં તરતી મૂકે છે. આવી સેંકડો સુરંગો જર્મનીએ સમુદ્રમાં વિમાનો દ્વારા વહેતી મૂકી છે. એ સુરંગો સ્ટીમરો સાથે અથડાય છે. લોહચુંબક લોઢાની સ્ટીમર તરફ ખસડાઇ એને સુરંગ સાથે અથડાવે છે. મોટા ધડાકા સાથે સુરંગ ફુટી સ્ટીમરમાં

મોટું ગાબડું કાઢી નાંખે છે. સ્ટીમર થોડી મિનિટોમાં ડુબી જાય છે. અંગ્રેજો અને મધ્યસ્થ રાજ્યોની અનેક સ્ટીમરો માલ સહિત ડુબાડી દીધી છે. તે સિવાય જર્મનીની પાંચેક મનવારો સાગરમાં છૂટી ફરે છે તે પણ એકલદોકલ સ્ટીમરને સમુદ્રતળીએ મૂકે છે. હમણાં યુદ્ધની ગતિ આ પ્રમાણે છે. તોપોનાં યુદ્ધો, વિમાનોનાં યુદ્ધો અને સ્ટીમર ડુબાવવાનાં ખબરો દરરોજ રેડિયોમાં આવે છે. પરંતુ મોટાં યુદ્ધો કે પરાજયોના ખબરો આવતા જ નથી.

### રશિયા સાથે જર્મનીનો હાલનો સંબંધ

રશિયા સાથે જર્મનીએ વેપારી સંબંધ બાંધ્યો છે. ૨૦ કરોડ માર્કની કિંમતની (યંત્રો વગેરે) વસ્તુઓ રશિયાને જર્મની વેચશે; બીજી તરફ પંદર કરોડ માર્કની કિંમતની કાચી વસ્તુઓ આપશે એવી સંધિ બંને વચ્ચે થઈ છે. બંનેનાં વેપારી મંડળો બર્લિનમાં કેટલી વધારે ચીજોની આપલે વેપારી રીતે થઈ શકે તેનો વિચાર ચાલે છે. રશિયા સાથે દશ વરસો માટે જર્મનીએ પરસ્પર સહકાર આપી યુદ્ધ નહિ કરવાની સંધિ કરી છે. બંને વચ્ચે સ્વાર્થ પૂરતો પ્રેમ છે.

### જર્મનીની આર્થિક સ્થિતિ

જર્મની પાસે ખોરાકી અને કાચા પદાર્થોનો સારો સંગ્રહ છે. છતાં યુદ્ધને અંગે કાચા પદાર્થોની અત્યંત અગત્ય છે. જર્મની કાચા પદાર્થો મોટા જથ્થામાં પેદા કરતું નથી. એની પાસે તેલ, ઘઉં, રબર, શણ, કપાસ, ઊન વગેરે પદાર્થો અર્ધાથી ત્રીજા ભાગના જ છે. એટલે બાકીના પદાર્થો ઇટાલી મારફતે જર્મની ખરીદ કરી મંગાવે છે. જાપાન, સ્વીડન, હોલાંડ પણ જર્મની ખાતે માલ મોકલે છે. પરંતુ જર્મની સુરંગો છુટી સાગરમાં પાથરે છે તેથી, તેના બદલા તરીકે, જર્મની ખાતે તટસ્થ રાજ્યો જે માલ ચડાવે છે તે માલની સ્ટીમરો અંગ્રેજો સાગરમાં જપ્ત કરે છે. આથી જાપાન અને ઇટાલી મોટો વિરોધ ઉપાડશે. ઇટાલી જર્મનીનો મિત્ર અને રશિયાનો શત્રુ છે. અંગ્રેજો ઇટાલીનો વિશ્વાસ કરતા નથી, પરંતુ તેને ઉશ્કેરવાનું કારણ પણ આપવા માગતા નથી. ઇટાલી એમને ભૂમધ્ય સમુદ્રમાં ભારે મુશ્કેલીઓ ઊભી કરી શકે છે. જર્મની પાસે સોનું નથી. આર્થિક સ્થિતિ તંગ છે. પરદેશોમાં એનાં નાણાં નથી.

### રશિયા જર્મનીને કેવી મદદ કરશે ?

રશિયા બધાં મૂડીવાદી રાજ્યોનું શત્રુ છે, એટલે યુદ્ધ લંબાય અને મૂડીવાદી રાજ્યો નબળાં પડે તેમાં એ રાજી છે. આથી જર્મનીને કાચાં દ્રવ્યો રશિયા પૂરાં પાડી લડાઈ લંબાવી મૂડીવાદી રાજ્યોને નબળાં બનાવશે. રશિયા પાસે કાચાં દ્રવ્યો એની જરૂરિયાત પૂરતાં છે. ફાજલ પાડી શકે તેમ નથી. પરંતુ ભૂતકાલમાં રશિયાની પ્રજાએ ભારે સંકટો વેઠીને યંત્રો ખરીદવા માટે પોતાની પેદાશનાં નાણાં પરદેશોમાં મૂકયા હતા. રશિયાને જર્મનીનાં અદ્યતન યંત્રોની મોટી ભૂખ છે એટલે લગભગ ભૂખમરાની સ્થિતિ ભોગવીને પણ રશિયા અનાજ તથા કાચા પદાર્થો જર્મનીને પૂરાં પાડશે. રશિયામાંથી કાચી વસ્તુઓ

# વરસ અન્તે

પ્રજારામ ન. રાવળ

[પૃથ્વી]

જુદા તુજ થકી પડ્યે વરસ એક પૂરું થશે.
સુદીર્ઘ દમની પ્રગાઢ કર, તારું છેલ્લું લહ્યું
સદા સ્મિતવતું સુડોળ મુખ તંદુરસ્તી ભર્યું,
અને કરી સલામ છેલ્લી પર વર્ષ વીતી જશે.

ક્યહીં તું, ક્યહીં હું ય, કાલ પણ કૈંક વીત્યો છતાં,
ન એવું કંઈ લાગતું; લગિર આંખને મીંચતાં
તને નિકટમાં લહું : ફક્ત મૂક અસ્તિત્વથી
રહે સદનને ભરી, પરિચિતા મીઠી ફૂંકથી.

હિમાલય ઉડાડતા દધિચી, સાગરો શોષતા,
પ્રચંડ કંઈ ખંડપે ઉદધિ શાન્ત પોઢાડતા
જળે સ્થળ અને સ્થળે જળતણી લીલા ખેલતા
કરાલ પ્રભુકાલ રૌદ્ર નિજ મસ્તીમાં યે જરી
શકે નહિ જ મૈત્રી મ્હેલ તણી ખેરવી કાંકરી :
ખીલી ધરતી સોંસરી જઈ જ શેષફેણે ઠરી.

# ત્યાગ

વિજયશંકર કાનજી પટ્ટણી

ત્યાગ એ આત્મભોગ નથી, આત્મહિત છે. અભિમાનનો ત્યાગ એ જ વસ્તુતઃ ત્યાગ છે. એવી માન્યતા ન હોવી જોઈએ કે ત્યાગમાં કોઈ ઇષ્ટ પદાર્થનો ત્યાગ કરવાનો છે. ત્યાગ તો જે અનિષ્ટ છે, હાનિકર છે તેનો જ હોય. તે આત્મભોગ નથી પણ ઉપાધિમાંથી મુક્તિ છે, અપ્રિયથી છૂટવાનું છે અથવા નિરુપયોગીની ઉપેક્ષા છે. પરમ પ્રિયની ઉપાસનામાં અન્ય સર્વને ભૂલી જવાની સહજ ક્રિયા છે.

ત્યાગ બે પ્રકારનો છે. મનુષ્ય પ્રલોભક પદાર્થને અહિતકર જાણી તેનો ત્યાગ કરે અને તેમાં લુબ્ધ થતાં ચિત્તને સંયમથી રોકે એ એક પ્રકાર છે. એમાં આયાસ અને દુઃખ છે. મદ્યપાનનો અભ્યાસી પોતાના વ્યસનની એ દીન પરતંત્રતામાંથી છૂટવા માટે એક તરફ સંયમને દૃઢ નિશ્ચયથી મક્કમ વાળી વળગી રહેવા પ્રયત્ન કરે છે; બીજી તરફ અભ્યાસ અને પ્રલોભન તેના અંશ અંશને મદ્ય તરફ ખેંચે છે. પિપાસા તેના ઓષ્ટને, મુખને, કંઠને, નાડી નાડીને, સ્નાયુ સ્નાયુને શોષ અને સંતાપથી બાળી નાખે છે. પરન્તુ એ વેદના આત્મભોગની નથી. આત્મરક્ષણનું સ્વેચ્છાએ આપેલું મૂલ્ય છે. એમાં ત્યાગ હોય તો તે માત્ર ગુલામીનો જ છે. વસ્તુતઃ એ સ્વતંત્રતાની પ્રાપ્તિ છે. પ્રેમ જ્યારે દ્વિધા ભિન્ન હોય અને એક પ્રિય વસ્તુને ભોગે જ બીજી પ્રિય વસ્તુ મળી શકે તેવું હોય ત્યારે મનુષ્યને એક પ્રિય વસ્તુ મેળવવા બીજી પ્રિય વસ્તુને જતી કરવી પડે છે. એ તેને ન રુચે, કદાચ સાલે અને જતી કરેલી વસ્તુ વારંવાર સાંભર્યાં કરે, તેની ખોટ જણાયા કરે. એ બધું બને છતાં વસ્તુતઃ તો વધારે પ્રિય વસ્તુને મેળવવા બીજી ઓછી પ્રિય વસ્તુને જતી કરે છે. એ ત્યાગને જો ત્યાગ કહી શકાય તો પણ સરવાળે તેમાં તેને લાભ છે. તે કોઈ રીતે આત્મભોગ નથી.

પરન્તુ આપણે જેને સર્વોત્કૃષ્ટ ત્યાગી કહી શકીએ તે તો પોતાના પ્રિયતમના પ્રેમમાં લીન બની અન્ય સર્વને, પોતાની જાતને પણ, ભૂલી જાય છે. તેને કોઈ પણ પદાર્થનો સ્વીકાર કે અસ્વીકાર કરવાનું ભાન જ નથી. એનું સર્વ પ્રકારનું મમત્વ અને સર્વ પરિગ્રહ આપોઆપ છૂટી જાય છે. એ ત્યાગ નથી પણ એકાગ્રની પ્રિયતમ–માત્ર–પરાયણતાની અન્ય સર્વ માટેની નિરપેક્ષતા છે. એ ત્યાગમાં ક્લેશ કે આયાસ નથી; પ્રયત્ન કે ઇચ્છા પણ નથી. એ ત્યાગ કરાતો નથી, થઈ જાય છે. એ પણ આત્મભોગ નથી. એ અનન્ય પ્રેમની ઉપાસના છે. માણસ પોતે કરેલા કોઈ પણ પ્રકારના ત્યાગને, સ્વેચ્છાથી આચરેલા ઉગ્ર તપને, પોતે વહોરી લીધેલા મૃત્યુ કે કોઈ પણ પ્રકારનાં દુઃખને કદી આત્મભોગ કહી શકે નહીં. આપણે જ્યારે લોકો જેને પરોપકાર કહે છે તે કરીએ છીએ, આપણે જ્યારે બીજાઓ જેને પારકું (આપણું નહિ એવું) હિત કહે છે તે સાધવા તેઓ જેને આપણા હિતનો ભોગ કહે છે તે આપીએ છીએ, લોકોની દૃષ્ટિમાં બીજાનાં સુખ માટે આપણાં સર્વ સુખને અને જીવનને પણ યજ્ઞમાં હોમીએ છીએ, ત્યારે, કાં તો આપણે વિશુદ્ધ પ્રેમથી પ્રેરાએલા હોઈએ છીએ અથવા તો અહંકારની મહત્ત્વાકાંક્ષા આપણને યુદ્ધનાં સર્વ

જોખમો ખેડવાની વીરતા આપે છે. અથવા પ્રાયશઃ આ બન્ને ભાવ મિશ્ર રહી આપણને ત્યાગની વૃત્તિ અને બળ આપે છે. પરન્તુ તેમાં આત્મભોગ ક્યાં છે? કાં તો એ આપણાં પ્રેમનું હૃદયની સહજ અપેક્ષાનું સંતોષણ છે. બીજાનું દુઃખ એ આપણું હૃદય સાંખી શકતું નથી, તેમને સુખી જોઈએ ત્યારે જ આપણે સુખ અનુભવી શકીએ છીએ. આપણે સુખી થવા માટે તેઓને સુખી કરવાં એ આવશ્યક છે, અથવા તો અભિમાન આપણને આપણી પોતાની અથવા જગતની દૃષ્ટિમાં પરમ નિઃસ્વાર્થ લોકહિતૈષીની ઉત્કૃષ્ટ પદવી મેળવ્યા વિના જંપવા દેતું નથી. અથવા એ બન્ને વૃત્તિઓ સાથે મળી આપણા સંતોષ માટે એ એવું ઉચ્ચ વર્તન આવશ્યક કરે છે. ગમે તે પ્રકારે એ આપણું પોતાનું સંતોષણ છે. અન્યને લાભ તેથી ભલે હો, આપણાં સાધ્યની નીચેની કોટીનાં સુખોનો ભલે તેમાં ત્યાગ હોય, ભલે તેમાં કઠિન તપ હોય, પરન્તુ તેમાં આત્મભોગ નથી. આત્મતૃપ્તિનો જ એ માર્ગ છે. એ પર-પારકો અર્થ નથી પણ આપણો પોતાનો જ પર-સર્વોત્કૃષ્ટ અર્થ છે. પર. પરકીય અર્થ નથી પણ આપણો જ પર પરમ અર્થ છે. આપણને તેમાં લેશ પણ અભિમાન ન ઘટે: આત્મભોગનું તો નહીં જ.

આ સર્વ આત્મનિરીક્ષણ માટે છે, બીજાની પરીક્ષા કરવા માટે નહીં. મનુષ્ય જે જે ત્યાગ સ્વેચ્છાએ કરે છે, જે જે કઠિન તપશ્ચરણ સેવે છે, જે જે જોખમો ખેડે છે, જે જે ભોગો આપો છે તે ભલે તેની પોતાની દૃષ્ટિએ આત્મભોગ ન હોય પરન્તુ એ ત્યાગ, એ તપ, એ વીરતા, એ ભોગો સ્પષ્ટ બતાવે છે કે જે જે તે છોડી દે છે તેના કરતાં કંઈક મહત્તર સાધ્ય માટે તે મથે છે. જે ભોગોમાં આપણે સ્થીપચી રહ્યા છીએ, જે ગર્તમાં આપણે પડ્યા પડ્યા સડીએ છીએ, તેની પર જવા તે પ્રયત્ન કરે છે. તેની દૃષ્ટિ ઊંચી છે. તે એક એવો પદાર્થ દેખે છે કે જેની કિંમત આપણા સર્વ ભોગો કરતાં તેને ગન ઘણી વધારે છે. આપણે એવા સાધ્યની કલ્પના કરી શકીએ, તેને અભિમાની ઠરાવી શકીએ તેથી પણ આપણી અધમતા ઘટતી નથી એ અભિમાન પણ ઊંચા પ્રકારનું છે. જે અભિમાન બીજાને સુખી કરીને જ સુખી થઈ શકે એ અભિમાન પણ આપણે માટે વંદનીય છે. જે આપણને જીવાડીને જ જીવી શકે, આપણું રક્ષણ કરવા જીવ આપી શકે તે સગર્વ વીરતાનો પણ જય હો. માત્ર એટલું જ કે લોકોપકારક થવાને બદલે દેખાવામાં જ જો એ અભિમાન કૃતકૃત્યતા માને, જો સત્ય માર્ગ મૂકી ઉતાવળે યુક્તિ પ્રયુક્તિનો આશ્રય કરે, આપણી ખુશામતથી આપણાં હૃદય જીતવા પ્રેરાય તો આપણે તેની દેખાવની મહત્તાને મહત્તા ન ગણીએ. કારણકે અભિમાન જ્યારે અસત્યનો આશ્રય લ્યે છે ત્યારે તે માનવસમાજનાં હૃદયમાં વિશ્વસંચાર કરતાં અચકાતો નથી. અહંકારમાં એ ભાવ પડ્યો છે. ઊંડો પણ અહંકાર મનુષ્યને જાણ્યે અજાણ્યે અસત્ય અને દંભનો આશ્રિત બનાવે છે

પોષાતું નથી; અને દંભ નકામો હોય છે. એટલે તેથી બની શકવાનો સંભવ વધારે છે. પરન્તુ કદાચ કામ કરનારને સંપૂર્ણ અદશ્ય રહેવું અશક્ય છે. કોઈ ન જાણે એ કેમ બને ? કોઈવાર વધારે પ્રકાશમાં આવી જવાય. કોઈવાર કામ કરવાને ખાતર પ્રકાશમાં આવવું આવશ્યક લાગે તો તેવે પ્રસંગે કર્તવ્યને ભોગે અદશ્ય રહેવું ઉચિત ન ગણાય. તો તેવે પ્રસંગે કીર્તિથી જયઘોષણાઓથી કે ઉપકારવશ ભક્ત હૃદયોનાં પુણ્ય નમનોથી આપણામાં જાણ્યે અજાણ્યે ગર્વસંચાર ન થાય એટલું હૃદયને કસવું જોઈએ. અને હૃદય ગમે તેટલું કસેલું હોય, આપણને ખાત્રી હોય કે આપણામાં ગર્વસંચાર કોઈ રીતે શક્ય નથી, તોપણ ખૂબ ચેતતા રહેવું. આત્મનિરીક્ષણની અને ખાસ કરી પ્રતિકૂલ સંભવ જોવાની એક પણ ક્ષણ નકામી ન જવા દેવી એ ડહાપણ ભરેલું છે: કેમકે ગમે તેવા નિરભિમાન પણ આપણે માણસ છીએ. અભિમાન આ માનવ દેહ સાથે જોડાએલું છે. કદાચ અભિમાન નિઃશેષ થતાં માનવશરીર રહી શકે કે કેમ એ પણ શંકાસ્પદ હોય. યથાશક્તિ સાવધાની એ સંભવિત ભયસ્થાન પર ચોકી છે. સ્વરક્ષણ ઈચ્છનાર સર્વને તે આવશ્યક છે. ભયભીત થઈ નિશદિન કમ્પતું રહેવાની જરૂર નથી પણ સાવધાનતા વિના ન ચાલે. ×

## મ્હને કદિ ય એવું ના ....

'શૂન્ય'

મ્હને કદિ ય એવું ના કદિય ના કહેશો સખે,
વિહારનદીઓ જતાં જગત-પંથપે જીવને,
એકેલ તમે સાથહીન ઉર-આયુ કેરા વને,
"જેને સ્મરણું સાથ લૈ, અટકી જાય દુઃખે રખે."
ત્હમે મુજથી દૂર થાવ નહિં સાથ દો એટલું
હવે. સહમજવું રહ્યું, તમ સુરેખ સૌન્દર્યને
રહું તલસી પ્રેમના ચિર પ્રસન્ન માધુર્યને:
હવે કદિ ય ન્હું મળો ભમતું ભાન લૈ એકલું.
ભલે! હું તમ વાટને કદિય રોધવા ના ચહું
પરંતુ મુજ જીવને વિશદ સ્થાન લીધું ત્હમે
હવે સ્મરણથી ભરું ? કદિ ય એવું બોલી લિયો
લુંટી ન મુજ શેષ પ્રાણબલ આયુ પાથેયને,
અપૂર્ણ વધુ આપ એ અણપુરેલ રહેવા દિયો
પછી અફર ભાવિને વિરહ એકલો છો સહું*!

---

× 'સત્યની ઉપાસના નામક એક અપ્રકટ ગ્રંથમાંથી.

*શ્રી શેષના ' છેલ્લું દર્શન 'ની ૧૧-૧૨ પંક્તિના આભાર સહ!

# સત્યાગ્રહના સિદ્ધાંતો

આત્મારામ મેઘજી પંડિત

[ ગતાંકથી ચાલુ ]

હવે આપણે સત્યાગ્રહ અને અસહકાર વચ્ચે કેવો સંબંધ છે તે જોઈએ. અસહકાર એ સત્યાગ્રહનું જ એક અંગ છે. સત્યાગ્રહની જેમ તેમાં પણ કોઈને અડચણ-કર્તા કે મૂંઝવણકર્તા થવાનો સમાવેશ નથી થતો. પણ સત્યાગ્રહી કે અસહકારીના પોતાના કશા પ્રયાસ કે ઇચ્છા વિના તેની પ્રવૃત્તિથી કોઈના માર્ગમાં અડચણ ઊભી થાય અગર એ મૂંઝવણમાં પડે એ બનવા જોગ છે. એની ચિન્તા સત્યાગ્રહી કે અસહકારીએ ન કરવી; એનો પ્રયત્ન તો આત્મશુદ્ધિનો અને ઉન્નતિનો છે. જે માણસ ઘરમાં ઘૂસવા આવતા ચોરથી બચવા પોતાના ઘરનાં બારણાં બંધ કરે તે ચોરને મૂંઝવે છે એમ કહી શકાય ખરું ? અથવા તો જે દારૂડિયો પીઠામાં જઈને દારૂ પીને કલાલનું ગજવું ભરતો હોય, તેને એક દિવસ જ્ઞાન થાય, અને તે દારૂની ટેવ છોડી દે, અને એ રીતે કલાલનો વકરો ઘટે તો એમાં દારૂડિયો કલાલને મૂંઝવે છે એમ કહેવાય ખરું ?

### સત્યાગ્રહનો સમય

આખી પ્રજાએ સત્યાગ્રહ શરૂ કરવાને સારુ વાતાવરણ શાન્ત જોઈએ. એ શાન્તિ જ્ઞાનની અને બળની હોવી જોઈએ. વ્યક્તિગત સત્યાગ્રહ ઘણી વાર પરમાર્થ વૃત્તિથી પ્રેરાઈને કરેલો હોય છે. તેમાં સ્વાર્થનો અંશ ઓછો હોય છે, પણ પ્રજાકીય પાયા પર કરેલા સત્યાગ્રહમાં તે અખત્યાર કરનાર પ્રજા કે વર્ગનો સ્વાર્થ તેમાં રહેલો હોય છે. છતાં પ્રજાકીય પાયા પર સત્યાગ્રહ ચલાવવામાં સત્યાગ્રહીઓ સિદ્ધાન્તોનો અમલ કરવાની રીતથી પૂરી રીતે વાકેફ થાય એટલું બસ છે.

કોઈ પણ પકડાય કે લાગલાં ગંજાવર સરઘસો કે હડતાળો પાળો કે બીજાં એવાં પ્રદર્શનો કરીને સામાના મનમાં ધાક પેદા કરવાના વિચારને તેમણે તદ્દન કાઢી નાખવો જોઈએ. ઊલટું તેમણે પરહેજી કે ગીરફતારીને તો અસહકારીના જીવનની એક સામાન્ય અવસ્થા માનતા થવું જોઈએ. કારણ જેમ રણમાં ઘૂમતો વીર મૃત્યુને ઢૂંઢે છે, તેમ તેમણે પણ ગીરફતારી અને કેદની પાછળ પડવું જોઈએ. તેમણે કેદથી ભાગીને નહિ, પણ કેદ માગી લઈને સામાને હરાવવો જોઈએ. એક પણ હથિયાર વિનાના સિપાઈને હાથે તેમણે એકલા યા સામટા પકડાઈ જવાની ઉત્સુકતા બતાવવી જોઈએ. કતલખાને દોરી જવામાં આવતાં નિર્દોષ ઘેટાંના ટોળાના જેટલી જ ગરીબાઈથી તેમણે હજારોની સંખ્યામાં, સામાના એક જ માણસના હાથ નીચે, તેની જેલોમાં ચાલ્યા જવું જોઈએ. તેમાં જ તેમની જીત રહેલી છે. જો દુનિયાનાં ઘેટાંને આપખુશીથી પોતાની ગરદન આપતાં આવડતી હોત તો તો કે' દહાડાનાં કસાઈની છૂરીથી તેઓ હંમેશને માટે ઊગરી ગયાં હોત. કશા દોષ વગર પકડાવામાં અને સામાની જેલોમાં બેસવામાં જ તેમની જીત રહેલી છે. તેઓ જેટલા નિર્બળ, જેટલા

વધુ નિર્દોષ થઈ ને જેલ જશે અને જેલ ભોગવશે તેટલું જ તેમની લડતનું બળ વધશે અને તેટલો તેમનો વિજય પાસે આવશે.

સત્ય આદિ ધર્મોનું જાતે પાલન કરવામાં જેટલી સિદ્ધિ મેળવાય, તેટલી જ અધર્મના વિરોધ રૂપ સત્યાગ્રહ આચરવાની શક્તિ આવશે. પણ આવી શક્તિ આવવી એ સત્યાગ્રહી જીવનનું બીજું અને દેખીતું ફળ ગણાય. એ બીજું ફળ ઊપજે યા ન ઊપજે, એનું મુખ્ય ફળ તો એવા જીવનને પરિણામે ઊપજતી સત્ય રૂપી પરમેશ્વરની ઓળખાણ છે.

## સત્યાગ્રહીની મર્યાદા

સત્યાગ્રહી સર્વ પ્રકારનાં અધર્મો, અન્યાયો, કલહો વગેરેનું નિવારણ કરવાના તુરત અમલમાં મૂકી શકાય એવા ટુચકા મેળવવાની આશા ન રાખે. પરંતુ સત્ય અને અહિંસામાં એ શક્તિઓ રહેલી છે, એવી શ્રદ્ધા રાખી એને ખોળવા પ્રયત્નશીલ રહે. દરમ્યાનમાં અનેક પ્રકારનાં અધર્મો, અન્યાયો, કલહો વગેરેનું નિવારણ એનાથી થઈ શકતું નથી એ જોઈ એ નાઉમેદ પણ ન થાય અને નિષ્ક્રિય પણ ન બને.

જે અધર્મો દૂર કરવાને માટે એ સત્યાગ્રહનો માર્ગ શોધી શકતો નથી, તેના હિંસાત્મક ઉપાયો યોજાશે. પણ સત્યાગ્રહી એ ઉપાયોનો કેવળ નિષેધ કરે, અથવા પોતાનો શારીરિક કે આર્થિક સહકાર ન આપી તટસ્થ રહે. જો કે આથી એ હિંસા માટેની તેની નૈતિક જવાબદારી ઓછી થતી નથી. એની અહિંસાત્મક યોજના એ બતાવે અને સિદ્ધ કરે. ત્યારે જ એ જવાબદારીમાંથી સત્યાગ્રહી છૂટ્યો ગણાય.

પણ એવા પણ પ્રસંગો આવે છે કે જ્યારે સત્યાગ્રહીને હિંસામાં ઓછોવત્તો ભાગ પણ લેવો પડે. દાખલા તરીકે, ગુનેગારને સજા કરાવવા, યુદ્ધ જાગે ત્યારે પોતાના રાજ્યને મદદ કરવી વગેરે. જે રાજ્યમાં પોતે રહે છે, અને જેનું રક્ષણ મેળવે છે, તે રાજ્યને જો તે અહિંસાનો માર્ગ ન બતાવી શકે, તો હિંસાનો કેવળ વિરોધ કરવાથી કે અસહયોગ કરવાથી તે એ હિંસામાં ભાગીદાર બનતો અટકતો નથી. પણ એમ મદદ કરવા છતાં પોતાની મદદના રૂપમાં એ પોતામાં રહેલી સર્વ સત્યનિષ્ઠા અને અહિંસાવૃત્તિ દાખવે, અને અહિંસાત્મક માર્ગ શોધવાનો પ્રયત્ન કરે.

## સત્યાગ્રહનો પાયો

મનુષ્ય ગમે તેટલો સ્વાર્થાંધ બનેલો હોય, ગમે તેવા કુટિલ અને ઘાતકી ઉપાયો યોજવાની તેની તૈયારી હોય, છતાં એના હૃદયમાં ઊંડે ઊંડે સત્ય જ હોય છે. મનુષ્ય માત્રમાં આવા ગુપ્ત નિશ્ચય, આદર અને ભય છે અને એ જ સત્યાગ્રહના શસ્ત્રનો પાયો છે. એને જ માણસના હૃદયમાં રહેલો 'અંતઃકરણનો અવાજ' કહી શકાય.

એ અંતઃકરણના અવાજ પ્રત્યે દુર્લક્ષ કરવા, અથવા એને દાબી દેવા સ્વાર્થને વશ થયેલો માણસ કેટલાય સમય સુધી પ્રયત્ન કરે છે. પણ તેનો વિરોધી જો સાચો સત્યાગ્રહી હોય તો છેવટે એ અંતરના અવાજને સાંભળ્યા વિના એને ચાલતું નથી. એ અવાજ અનેક રૂપે એની આગળ પ્રગટ થાય. એને પોતાના અન્યાયની ખાતરી થાય. અને તે માટે પશ્ચાત્તાપ થાય એ એનો શ્રેષ્ઠ પ્રકાર છે. જેને 'હૃદયપલટો' કહે છે તે આ છે.

પણ એથી ઓછી તીવ્રતાથી પણ એ અવાજ ઊઠે. દાખલા તરીકે, લોકલજ્જા રૂપે. જ્યારે સત્યાગ્રહીનો વિરોધી એકાદ વ્યક્તિ નહિ, પણ એક પ્રજા, કોમ કે તંત્ર હોય ત્યારે એનો અંતર્નાદ વધારે ચારિત્ર્યવાન માણસને પહેલો સંભળાય છે અને તેનો પહેલો હૃદયપલટો થાય છે. એ માણસ પછી પોતાના બીજા માણસોને એ અવાજ સંભળાવે છે, અને સત્યનો પક્ષ લઈ વિરોધ પણ કરે છે.

વિરોધીના હૃદયને અંતઃકરણના અવાજ પ્રત્યે જાગૃત કરવું, એ દરેક સત્યાગ્રહીનું ધ્યેય છે. અન્યાયને દૂર કરવા માટે વિરોધીએ જે જે પગલાં લેવાં જોઈએ તે તો એ સાધ્યમાંથી પછી પરિણામ રૂપે પોતાની મેળે જ ઊપજે છે.

સત્યાગ્રહીનાં લક્ષણો

અધર્મનો વિરોધ કરવા માટે સત્યાગ્રહનો યોગ્ય પ્રકાર ન સૂઝી આવે ત્યાં સુધી સત્યાગ્રહી કશું પગલું ભરવાની ઉતાવળ ન કરે; પણ શાંતિથી ઈશ્વરની પ્રાર્થના, અને બીજી સેવા કરતો રહેશે. તે શ્રદ્ધા રાખશે કે એક દિવસ એમ કરતાં કરતાં સ્પષ્ટ માર્ગ સૂઝી આવશે, અને તે ક્ષણે તેનો અમલ કરવાની પણ એનામાં શક્તિ આવશે. અથવા ઈશ્વર જ પોતાની અનેકવિધ શક્તિઓ દ્વારા તેનો ઉકેલ આણશે.

સત્યાગ્રહનું શસ્ત્ર સંખ્યાબળ પર અવલંબીને રહેતું નથી. પણ સંખ્યાબળ તેની શક્તિ વધારી શકે છે. સાચા અને ખોટા સત્યાગ્રહ વચ્ચેનો ભેદ પારખવાની આ એક ચાવી છે. જો સત્યાગ્રહની સૂચના કરનાર પોતે એકલો પડે તો પોતાની સૂચનાઓ અમલમાં મૂકવા તૈયાર ન હોય તો તે સાચો સત્યાગ્રહી નથી, એમ કહી શકાય. સાચો સત્યાગ્રહી પોતાને જે માર્ગ સ્પષ્ટ લાગે છે. પણ કોઈ એકલે હાથે કાંઈ કરવા તૈયાર હોય તેથી તે હમેશાં સાચો જ હોય, એમાં સત્યાગ્રહ હોય એમ પણ સમજવાનું નથી.

સત્યાગ્રહી ખોટી પ્રતિષ્ઠાનો ખ્યાલ કરતો નથી. એને પોતાની વિચારસરણીમાં કે યોજનામાં ભૂલ માલૂમ પડતાં ગમે તેટલો આગળ વધી ગયો હોય તોય, થોભી જઈ, અથવા પીછેહઠ કરી પોતાની ભૂલનો એકરાર કરી, તથા જે નુકસાન થાય તે સહન કરી, કે તે માટે યોગ્ય પ્રાયશ્ચિત્ત સ્વીકારતાં તે શરમાતો નથી. કારણકે સત્ય કરતાં કોઈ પણ બીજા વિચાર કે કારણને સત્યાગ્રહી ઓછા મહત્ત્વના સમજે છે. આથી એનું "ઇંટ" કાંઈ બગડતું નથી, પણ સુધરે છે. અને એની દેખીતી પીછેહઠ આગેકદમ હતી, એમ પાછળથી સિદ્ધ થાય છે.

સત્યાગ્રહના પ્રસંગો

સત્યાગ્રહી પોતાને થયેલા અંગત અન્યાયો માટે ઝટ લઈને સત્યાગ્રહ કરવા નહિ બેસે. એવા અન્યાયોને એ સામાન્ય રીતે સહન કરી લેશે અને સહન કરતાં કરતાં વિરોધીને પ્રેમથી જીતવા પ્રયત્ન કરશે. પોતાની જાતને થતા અન્યાયના મૂળમાં કંઈક સામાજિક અહિત પણ રહ્યું હોય, તો જ સામાન્ય રીતે સત્યાગ્રહી એનો વિરોધ કરશે.

સત્યાગ્રહના પ્રકારો

સત્યાગ્રહ કેટલી રીતે થઈ શકે તેના બધાએ પ્રકારો ગણાવી શકાય નહિ. અધર્મનું સ્વરૂપ, એની તીવ્રતા, એને આચરનાર વ્યક્તિ કે સમાજની ખાસિયતો, તેનો અને પોતાનો સંબંધ, પોતાના તથા પોતે જેનો પક્ષ લીધેલો હોય તેના જીવનમાંથી એ અધર્મને ટાળી

નાખવામાં મળેલી સિદ્ધિ, એ બધી બાબતો પર સત્યાગ્રહની પદ્ધતિ, પ્રકાર અને માત્રાનો આધાર રહે છે.

સામાન્યપણે એમ કહી શકાય કે જે પદ્ધતિઓ એક કુટુંબમાં રહેલી વ્યક્તિ અથવા અધર્મ આચરનાર બીજા કુટુંબીઓ સામે યોજે તે જ પદ્ધતિઓ ઘટતી રીતે સમાજમાં પણ લાગુ પડે છે.

એ રીતે એમાં સમજાવટથી શરૂ કરી, અસહકાર, સવિનય ભંગ, તે કુટુંબ કે સમાજનો ત્યાગ, રાજ્યનો ત્યાગ, પોતાના ન્યાયી અધિકારનો શાંતિથી અમલ અને એ બધું કરતાં જે સંકટો આવી પડે તેનું સહન, એવા અનેક પ્રકારો છે.

એમાંથી યોગ્ય ઉપાય અને યોગ્ય માત્રા શોધવામાં વિવેક અને તારતમ્ય બુદ્ધિ રાખવી જોઈએ. એ બધું અનુભવથી આવે, પણ એ યાદ રાખવું જોઈએ કે જે તપસ્વી, કાયા, વાચા, મને કરીને સત્ય અને અહિંસાનું પાલન કરતો રહી એની શક્તિઓ શોધવા મથશે તેને એના અનેક નવા પ્રકારો મળશે. અને એ બળ અખૂટ હશે.

### સમજાવટ

વિરોધીને સમજાવીને સમાધાનીથી કામ કરવાનો પ્રયત્ન કરવો એ સત્યાગ્રહીનું પહેલું લક્ષણ અને સત્યાગ્રહનું પહેલું પગથિયું છે.

સત્યાગ્રહી એવી સમજાવટનો એક પણ માર્ગ ન ચૂકે. તે પોતાની ધીરજ અને ઉદારતાની પરાકાષ્ઠા બતાવે. એને માટે વચ્ચે પડનારા મિત્રોની દરમ્યાનગિરિની એ અવગણના ન કરે, અને સિદ્ધાંતનો ભંગ ન થાય એવી જાતની બધી છૂટછાટ મૂકવા તૈયાર રહે.

જ્યાં સુધી હૃદયપલટો થાય ત્યાં સુધી ભલે અમુક અન્યાય દૂર થયા છતાં હૃદય સાફ થયું અને સત્યાગ્રહીનું કાર્ય પૂરું થયું એમ ન કહેવાય.

### ઉપવાસ

ઉપવાસને સત્યાગ્રહના પ્રકાર તરીકે યોજવામાં ઘણી ઉતાવળ અને ભૂલો થાય છે. વ્યક્તિ સામેના સત્યાગ્રહમાં ઉપવાસ જેટલે અંશે યોજી શકાય તેટલે અંશે સમાજ અથવા તંત્ર સામે ન યોજી શકાય. વ્યક્તિ સામે પણ ઉપવાસ રૂપી સત્યાગ્રહ ન છૂટકે જ વાપરવો જોઈએ. ઉપવાસથી વિરોધીની ન્યાયવૃત્તિ કે ધર્મવૃત્તિ જાગૃત ન થાય, પણ કેવળ એની કૃપાવૃત્તિ જાગે. કજિયાનું મોઢું કાળું કરવાની વૃત્તિથી એ સત્યાગ્રહની જીદ પૂરી કરે એમાં સત્યાગ્રહ થયો ન કહેવાય.

વ્યક્તિ સામેના સત્યાગ્રહમાં જો એ વ્યક્તિ સાથે પહેલાંનો કશો અંગત મિત્રતાનો સંબંધ ન હોય તો ઉપવાસનો ઉપાય લેવો યોગ્ય નથી. સામાન્ય રીતે એમ કહી શકાય કે ઉપવાસ રૂપી સત્યાગ્રહ કુટુંબી, અંગત મિત્રો, ગુરુ, શિષ્ય, ગુરુભાઈ વગેરે અંગત રીતે પરિચિત મંડળ સામે જ કરી શકાય. એ જ પ્રમાણે જો સમાજ પોતાનો હોય, અને પહેલાં એને હાથે થયેલી સેવાથી સમાજનો એ આદરપાત્ર બનેલો હોય તો જ એ સમાજના અન્યાય સામે ઉપવાસરૂપી સત્યાગ્રહ કરી શકે.

વ્યક્તિ સામેના સત્યાગ્રહમાં અંગત અન્યાય માટે તો કદી ઉપવાસ ન કરવો. એ વ્યક્તિ પોતાની સાથે મિત્રતાનો દાવો રાખતી હોય, અને કોઈ ત્રીજા માણસ પ્રત્યે, અથવા પોતાની જાત પ્રત્યે કંઈ અયોગ્ય વર્તન ચલાવે, ત્યારે બીજા ઉપાયો અજમાવ્યા બાદ ઉપવાસ સંભવી શકે. તંત્ર સામેના સત્યાગ્રહમાં ઉપવાસ એ છેવટનું પગલું છે. જ્યારે

સત્યાગ્રહી પરાધીન સ્થિતિમાં હોય, અને સત્યાગ્રહના બીજા કોઈ પણ ઉપાયો લેવા એને શક્ય ન હોય, તથા તંત્ર દ્વારા થતો અધર્મ એને એટલો સાલે એવો હોય કે એ અધર્મ કે અન્યાયને સહન કરતાં જીવવું એ કેવળ સત્ત્વહીન દશાનું જીવતર બને ત્યારે જીવન છોડવાની તૈયારીથી જ એ અનશન કરી શકે.

એવી સ્થિતિ ઉત્પન્ન થઈ છે, એવો નિર્ણય કરવામાં એ લાગણીને અતિ તીવ્ર નહિ કરે, પણ તંત્ર ચલાવનાર વ્યવસ્થાપકોની મુશ્કેલીઓનો તથા એમને પડી ગયેલી જૂની ટેવોનો પણ યોગ્ય વિચાર કરે, તથા તે માટે ઘટતી છૂટછાટ પણ મૂકે. વળી અનિવાર્ય અને આકસ્મિક અન્યાય અને ઈરાદાપૂર્વકના અન્યાય અથવા અન્યાયી નિયમો એ પર પણ તે વિવેક કરે. વળી તેમાંયે અંગત અન્યાયને એ કઠણ હૃદય કરી સહન કરી લે. કારણકે માણસ જાણીજોઈને અન્યાય સહન કરી લે, તેથી એની સત્ત્વહાનિ થતી નથી, પણ દીનતા, ભય, કે માત્ર જીવતર ટકાવી રાખવાના મોહથી અન્યાય સહન કરી લે તેથી સત્ત્વહાન થાય છે.

પોતાના અથવા મિત્રના અથવા સાથીઓના દોષોના પ્રાયશ્ચિત્ત રૂપે, કે મિત્ર અથવા સાથીઓને એમની કોઈ શુદ્ધ પ્રતિજ્ઞા પર દૃઢ રાખવાને માટે ઉપવાસ કરવા એ સત્યાગ્રહ નથી પણ તપશ્ચર્યા છે, અને વિવેકપૂર્વક કરેલી એ તપશ્ચર્યાને જીવનમાં સ્થાન છે.

સત્યાગ્રહને આપણો દેશ સમજે, ને તેને પાળવાનો પ્રયત્ન કરે. પણ સાથે સાથે એ પણ યાદ રાખે કે આપણી મુશ્કેલીઓ હિમાલય જેવડી છે. જો કે જેવી મુશ્કેલીઓ છે, તેવાં જ રૂડાં સાધનો તે દૂર કરવાને સારુ આપણી પાસે છે. આપણે પ્રાચીન પ્રજાનાં સંતાન છીએ. રોમ, યુનાન, મિસર વગેરે દેશોની સભ્યતાના ક્ષયના સાક્ષી છીએ. આપણી સભ્યતાને સમુદ્રનાં પાણીની જેમ ભરતીઓટ થયાં છે, પણ તેમ છતાં તે સમુદ્રની જેમ અચળ રહી છે.

આપણા દેશમાં તદ્દન સ્વતંત્રતાથી આપણે રહી શકીએ એવી સામગ્રી છે, તેમાં ઊંચા પર્વતો છે, મોટી નદીઓ છે. તેમાં વિપુલ સૃષ્ટિસૌંદર્ય છે. તેનાં સંતાનો પરાક્રમનો વારસો મૂકી ગયાં છે. આપણો દેશ તપશ્ચર્યાનો ભંડાર છે. અહીં જ સર્વે ધર્મો સાથે રહે છે. અહીં જ સર્વે દેવતાઓને માન અપાય છે. આવી સામગ્રીઓ છતાં જો આપણે કંઈક અલૌકિક કાર્ય કરી દુનિયાને શાંતિ ન આપીએ તો આપણે આપણા વારસાને લજવીશું.

હિંદુસ્તાન પાસે એ જ આશા રાખી શકાય કે આ મહાન પવિત્ર આર્ય દેશ પોતાની આર્યતાને ( દૈવી વૃત્તિને ) પ્રધાનપદ આપી મોટા ભાગે સત્યાગ્રહનો ઉપયોગ કરે. અને શસ્ત્રક્રિયાને સર્વોપરી પદ ન આપે. હિંદુસ્તાનમાં શરીરબળ એ જ સત્ય છે એ સૂત્રને માન નહિ મળે પણ સત્યમેવ જયતે એ સૂત્રને માન મળશે એ નિઃસંશય છે.

આજે આપણા દેશમાં સત્યાગ્રહની પ્રવૃત્તિઓના સંચાલક તો પૂ. ગાંધીજીને જ કહી શકાય. તેમની આ જયંતી નિમિત્તે તેમણે અર્પેલ એ અહિંસક શસ્ત્રનો ઉપયોગ કરતાં આપણે શીખીએ, તેના નિયમો અને ધારાઓ જાણીએ. ને તે દ્વારા ગાંધીજીના જીવનની મુખ્ય નેમ સ્વરાજ્યપ્રાપ્તિ તરફ થોડીઘણી પ્રગતિ કરીએ. પ્રભુ તેમને હજુ લાંબા વખત સુધી આપણી જોડે રાખો એ જ આપણી પ્રાર્થના !

---

* ગાંધીજયન્તી પ્રસંગે ગુજરાત વિનયમંદિરના વિદ્યાર્થીઓ આગળ વાંચેલું વ્યાખ્યાન. તા. ૭-૧૦-'૩૬

# આપણું ફલ-જ્યોતિષ

રત્નમણિરાવ ભીમરાવ

[ જ્યોતિષ વિજ્ઞાન યાને લઘુપારાશરી:-લેખક: શ્રીયુત ઉત્તમરામ મયારામ ઠાકર-એડવોકેટ-અમદાવાદ. કી. રૂ. ૪). આ અવલોકનના લેખમાં શ્રીયુત 'મીન' એ નામથી એક ગૃહસ્થે કરેલી આ વિષયની નવી શોધની ચર્ચા પણ અંતમાં કરવામાં આવી છે. ]

**સાહિત્ય, વિજ્ઞાન અને જ્યોતિષ**

વિજ્ઞાન અને સાહિત્યનાં ક્ષેત્રોમાં જ્યોતિષને લગતા ગ્રંથોની દશા ધોબીના કૂતરા જેવી છે. ધોબીનો કૂતરો ઘરનો યે નથી અને ઘાટનો યે નથી. જ્યોતિષના ગ્રંથોને સાહિત્યવાળા પણ નથી ગણતા અને વિજ્ઞાનવાળા પણ નથી ગણતા. સાહિત્યવાળા તો કાવ્ય નવલકથા જેવા વિષયોને શુદ્ધ સાહિત્ય તરીકે અલગ ગણીને ઈતિહાસાદિ શાખાઓને સાવકા ભાંડુની જેમ ગણે છે, તો જ્યોતિષના સાહિત્યને દૂરના સગાની જેમ ગણવાની આશા પણ તેમની પાસે કેમ રખાય? વિજ્ઞાનવાળા પોતાને સુધરેલા માને છે એટલે જ્યોતિષ જેવા વિષયને પોતાનો ગણતાં એમને શરમ આવે છે. આમ સાહિત્યના સમગ્ર ક્ષેત્રમાં જ્યોતિષના ગ્રંથોની કફોડી સ્થિતિ જોવામાં આવે છે. કેટલાક એમ પણ માને છે કે વેદનું અંગ મનાતા આ વિષયે દેશની પડતી કરી છે. દેશની પડતીનાં કારણો પણ કયાં કયાં ગણવાં તે ગૂંચવણભરેલો સવાલ છે. દરેક દેશનેતાને પોતાના મતને પ્રતિકૂળ બધાં કારણો દેશની પડતીનાં કારણો લાગે છે. તત્ત્વજ્ઞાને દેશને ટકાવ્યો એમ કહેનારાની સામે તત્ત્વજ્ઞાને પડતી કરી એમ કહેનારાઓ પણ મળે છે.

**શાસ્ત્રનો દુરુપયોગ**

આમ છતાં જ્યોતિષશાસ્ત્રે લોકની પડતી કરી છે એમ કહેવું સહેલું લાગે છે; તે સાથે એણે લોકનું કલ્યાણ કર્યું છે એમ પ્રતિપાદન કરવું પણ કઠણ છે. નસીબવાદ ખરો છે કે ખોટો એ વાત બાજુએ મૂકીએ તો પણ જ્યોતિષે ઘણાને નસીબવાદી બનાવીને લોકના પુરુષાર્થને શિથિલ કરવામાં વધતો ઓછો ભાગ ભજવ્યો છે એની ના પડાય તેમ નથી. તે સાથે એમ પણ ખરું કે કોઈ પણ વસ્તુ જેવા માણસોના હાથમાં હોય છે તેવી તેની આબરૂ બંધાય છે. વિજ્ઞાન લોકના કલ્યાણ માટે ગણાય છે છતાં કોઈના હાથમાં એ લોકનું અકલ્યાણ પણ કરે છે તે આજ આપણે બધા જાણીએ છીએ. તે પ્રમાણે જ્યોતિષ એવા માણસોના હાથમાં આવે તો લોકને શિથિલ પણ બનાવે. એમાં વસ્તુ કરતાં તેને વાપરનારાનો દોષ વધારે છે.

**કર્મવાદ અને તે જાણવાની કળા**

આ લેખમાં જ્યોતિષશાસ્ત્રનો ગણિત વિભાગ માટે કાંઈ કહેવાનો ઇરાદો નથી. એની સાથે કોઈને ખાસ તકરાર જેવું પણ નથી. અહીં તો બહુ વગોવાયેલા ફલજ્યોતિષ માટે બુદ્ધિવાદને અનુસરીને કાંઈ કહેવાનો ઈરાદો છે અને બને તેટલી સરળતાથી ફલજ્યોતિષની હાલની સ્થિતિનો ટૂંકો અહેવાલ આપવાનો ઈરાદો છે. એ ચર્ચામાં થોડો વખત બુદ્ધિવાદને દૂર

મૂકવો પડે એવી એક વાત ઉપસ્થિત થાય છે. તે એ કે જેમ કેટલીક ચર્ચા ઈશ્વરના અસ્તિત્વમાં ન માને તેવા માણસની આગળ કરવી વ્યર્થ મનાય છે, તેમ ફલજ્યોતિષને લગતી ચર્ચા કર્મ અને પુનર્જન્મ ન માને તેની આગળ કરવી વ્યર્થ છે. કારણકે ફલજ્યોતિષનો પાયો જ કર્મવિપાક અને પુનર્જન્મ ઉપર બંધાયેલો છે. કર્મવાદ ખરો કે ખોટો એની ચર્ચામાં અહીં ઊતરવું જરૂરનું નથી. પરંતુ નાસ્તિક દૃષ્ટિએ વિચારતાં પણ એટલું તો કહેવું પડે કે સંસારની વિષમતાને શાંતિથી સહન કરવા માટે કોઈ અપૂર્વ બુદ્ધિશાળી માણસે એ વાદ શોધી કાઢ્યો હોય. એટલે એના પાયા ઉપર રચાયેલું ફલજ્યોતિષ સંસારનાં દુઃખોમાં આશ્વાસન તો જરૂર આપે છે. ભવિષ્યફળ ખરું હોય કે ખોટું પણ આશ્વાસનની કિંમત કાંઈ ઓછી નથી. કેટલીક વાર તો જ્યોતિષ તદન ખરું નથી પડતું એમાં એની મઝા છે, કારણકે એક લેખક કહે છે તેમ, જો જ્યોતિષ સોએ સો ટકા ખરું પડે તો જગતમાં અડધા માણસો ગાંડા થઈ જાય અને અડધા આપઘાત કરે !

આકાશના ગ્રહોને માણસ વગેરેના નસીબ સાથે સાંધે એવા બુદ્ધિમાં ન ઊતરે એવા શાસ્ત્રનો ઉદ્‌ભવ શી રીતે થયો હશે એવો વિચાર કોઈને આવે. કોઈ પણ વસ્તુનો રીતસરનો ઈતિહાસ નોંધવો એ તો દેશકાળને સીમા ન માનનારા આપણા સ્વદેશી પૂર્વજો બહુ જ ઓછું શીખ્યા હતા. એટલે ઋષિમુનિઓને નામે લખાયેલા જ્યોતિષના અનેક ગ્રંથોમાં એ શાસ્ત્રની ઉત્પત્તિનો બુદ્ધિગમ્ય ઈતિહાસ નથી મળતો. એનું માન પરદેશી ગણાતા યવનાચાર્ય લઈ જાય છે. યવનાચાર્યે આ શાસ્ત્રનો જે ઈતિહાસ આપ્યો છે તેની વીગત આપતાં લંબાણ બહુ થઈ જાય. ટૂંકામાં, જન્મ સમયના ગ્રહોની સ્થિતિની નોંધ કરી તે તે જાતકોના જન્મથી મરણ સુધીની ઝીણી ઝીણી હકીકત નોંધી લઈ એવી અસંખ્ય નોંધ ભેગી કરી અબાધિત અનુભવ (uncontradicted experience)ને આધારે ફલજ્યોતિષની ઉત્પત્તિ થયેલી છે એમ યવનાચાર્ય માને છે. અને એ બુદ્ધિગમ્ય લાગે છે. આ યવનાચાર્ય તે ગ્રીક ખગોળવેત્તા ટોલેમી એમ કેટલાક વિદ્વાનોનું માનવું છે.

**ફલજ્યોતિષની ઉત્પત્તિ**

આમ છતાં, અમુક ફળ ગ્રહો કરે છે એમ બધા માને છે. આકાશમાંથી ગ્રહો શું કરી શકે! અમુક ગ્રહો કરે તો બીજા તારાઓ કેમ ન કરે? જે ગ્રહો હાલ જડ્યા છે પણ આપણા પ્રાચીન ગ્રંથોમાં નથી તેનું શું? વગેરે પ્રશ્ન પણ થાય. સામાન્ય રીતે એમ જ મનાય છે કે ગ્રહો નડે છે. ગ્રહ વાંકા છે. એની વીંટી પહેરો અગર એના જપ કરી એને પ્રસન્ન કરો. જો ગ્રહો પોતે જ રાજાની પેઠે કાંઈ કરતા હોય–નડતા હોય કે ખુશી થતા હોય તો તો એમને રાજી રાખવાથી અર્થ સરે ખરો. પરંતુ આનો ખુલાસો આપણા જ્યોતિષાચાર્ય વરાહમિહિર પોતે જ કરે છેઃ

> यदुपचितमन्यजन्मनि शुभाशुभं तस्य कर्मणः पक्तिम् ।
> व्यञ्जयति शास्त्रमेतत्तमसि द्रव्याणि दीप इव ॥

પૂર્વજન્મનાં શુભાશુભ કર્મનું આ શાસ્ત્ર સૂચન કરે છે–બતાવે છે, જેમ અંધારામાં દીવો બતાવે છે તેમ–એવો અર્થ છે. અહીં 'વ્યંજયતિ' શબ્દ બહુ મહત્ત્વનો છે. ટીકાકારો એનો અર્થ "प्रकटयति–प्रकटीकरोति" એવો કરે છે અને વ્યંજયતિ શબ્દ પારિભાષિક

છે એમ પણ વિદ્વાનો માને છે. પરંતુ વ્યંજયતિ શબ્દનો સીધો અર્થ—સૂચવે છે—indicates—બુદ્ધિને વધારે ગમે તેવો છે અને એ અર્થ લેવાથી જ જ્યોતિષનો શાસ્ત્રીય ખુલાસો થઈ શકે તેમ છે. એટલે ફલજ્યોતિષ શાસ્ત્ર—જન્મ સમયના ગ્રહોની સ્થિતિ ઉપરથી ફળ કહેવાનું શાસ્ત્ર—માત્ર પૂર્વકર્મના વિપાકનું સૂચન કરે છે. એટલે અમુક ગ્રહ અમુક કરે છે એ સામાન્ય માન્યતા ખોટી કરે છે. એ ગ્રહ તો માત્ર અમુક કર્મનું સૂચન જ છે. દાખલા તરીકે, પારાશીશી (thermometre) શરીરમાં તાવની ગરમી કેટલી છે—તાવ છે કે નહિ—તે માત્ર બતાવે છે. એનામાં તાવ વધારવાની, લાવવાની કે ઓછો કરવાની શક્તિ નથી. તેમ ગ્રહો માત્ર પૂર્વકર્મને લીધે ભોગવવાનું ફળ બતાવી આપે છે. એમનામાં અમુક ફળ ઉત્પન્ન કરવાની કે તેને ઓછું વધતું કરવાની શક્તિ નથી. આ વિચારસરણી માન્ય રાખીએ તો, ગ્રહોની શાંતિનું શું ફળ? જો કે પૂર્વાચાર્યો ઉપર કહ્યું તેમ માનવા છતાં શાંતિ તો કરવાની કહે છે અને તે માટે આરબ્ધના વણ ભાગ પાડે છે પરંતુ એમાં દુઃખીને આશ્વાસન અને ધૈર્ય આપવાના અર્થ સિવાય કોઈ દેખાતું નથી: ગ્રહો પૂર્વકર્મનું સૂચન કરે છે એ તો સિદ્ધ થઈ શકે તેમ છે. ગ્રહોની સ્થિતિ એ પૂર્વકર્મ જાણવાની પારાશીશી છે. એ જાણવા માટે ગ્રહોનો ઉપયોગ કરી ઘણે ભાગે ચોક્કસ ફળ જાણવાની વિદ્યાની શોધ એ આપણા પૂર્વજોએ નવરાશના સમયનો બહુ અક્કલવાળો ઉપયોગ કર્યાનું બતાવી આપે છે.

ભવિષ્ય જાણવાની ઘણી રીતો શોધાયેલી છે. પરંતુ એમાં જ્યોતિષ અને સામુદ્રિક, એ બે મુખ્ય છે અને બધી રીતોમાં એ બે જ શાસ્ત્રીય છે. એ સિવાયની બીજી ઘણી રીતો અદ્ધર ઉપલકિયા અને અશાસ્ત્રીય છે. સંખ્યાશાસ્ત્ર (numarology) પણ હમણાં હમણાંથી ભવિષ્ય કહેવા માટે વપરાય છે. એ શાસ્ત્ર પ્રાચીન છે એમ પણ કોઈ કહે છે.

**જ્યોતિષ અને સામુદ્રિક**

પરંતુ તે હજી સિદ્ધ થયું નથી અને એ શાસ્ત્ર હજી સર્વમાન્ય પણ થયું નથી. જ્યોતિષ અને સામુદ્રિક બન્ને પ્રાચીન છે, સર્વમાન્ય છે અને ખાસ તો એ કે એ બન્ને એક છે, માટે બન્ને પાકા પાયા ઉપર રચાયેલાં છે. સામુદ્રિકમાં હાથની રેખાઓ એ મુખ્ય છે. હાથની રેખાઓ એ માણસના શરીરની અંદર જન્મથી રહેલી વસ્તુ છે. જ્યોતિષ એ તો આકાશમાં રહેલા ગ્રહોની વસ્તુ છે. બન્ને એક બીજાથી બહુ ભિન્ન દેખાય છે. આ બન્ને એક હોય તો એ મનુષ્યની બુદ્ધિએ કરેલી અદ્ભુત શોધ છે. એટલે કે હાથની રેખાઓ ઉપરથી જન્મસમયના ગ્રહોની આકાશમાંની સ્થિતિ, જન્મ સમયનો ઘડી પળ સાથેનો સમય તારીખવાર વર્ષ સાથે નીકળે તો જ્યોતિષને વિજ્ઞાનના ક્ષેત્રમાંથી હાંકી કાઢતાં પહેલાં જરા વિચાર કરવાની જરૂર છે. હાથ એ શરીરનો ભાગ છે. શરીરશાસ્ત્રીઓ—દાક્તરો—હાથ જોઈ આકાશના ગ્રહો—કે એ હાથના માલિકના શરીરમાં ઉત્પન્ન થવાના રોગો—પહેલેથી કહી શકતા નથી. જ્યોતિષ સામુદ્રિકશાસ્ત્રી તે કહી શકે છે. આ વસ્તુ આજે પૂરેપૂરી સિદ્ધ થયેલી છે. એટલું જ માણસ અને ગ્રહોનો કોઈ અગમ્ય સંબંધ સિદ્ધ કરવાને પૂરતું છે.

આપણું ફલજ્યોતિષ મોટે ભાગે એક પાયા ઉપર રચાયેલું છે. છતાં એક પાયા ઉપર રચાયેલા ઘરમાં ઉપરતળમાં જેમ જુદા જુદા દેખાવ આપી શકાય છે તેમ સામાન્ય સિદ્ધાન્ત એક છતાં જુદા જુદા ગ્રંથકારો ફલાદેશમાં જુદા જુદા મત વ્યક્ત કરે છે. જુદી જુદી પદ્ધતિ પ્રમાણે પણ ફલમાં ફેર પડે છે. આમ હોવાથી ફલાદેશ ખોટું પડે ત્યારે જોશી લોકોને છટકવાની બારી સારી મળે છે. સાઠમારીની રમતમાં હાથી પાછળ પડે ત્યારે ઘોડેસ્વારને નાસવાની નાકાબારીઓ રાખેલી હોય છે, તેમ જ્યોતિષમાં જુદી જુદી પદ્ધતિઓને આગળ લાવી જોશી એક વાતમાં ખોટો પડીને પકડાય ત્યારે નાહાબારી શોધે છે. આમ સામાન્ય દશાના ફળમાં ખોટો પડે તો ગોચરના ફળની બારીમાંથી નાસે છે. એમાં ખોટો પડે તો અષ્ટક વર્ગની બારીમાંથી છટકે છે. એમ ઘણી નાકાબારીઓ મળે છે જેને અહીં ગણાવતાં લંબાણ બહુ થાય.

**જ્યોતિષમાં નાકાબારીઓ**

જ્યોતિષશાસ્ત્રના ખરા શોખીનો તેમજ એની પાછળ ગાંડાં કાઢનારાને અહીં એક ચેતવણી આપવાની જરૂર છે. જ્યોતિષવિદ્યાને નામે કેટલાક લોકો ચમત્કારિક રીતે ભૂતકાળ તદ્દન ચોક્કસ કહે છે. એમાં કોઈ સાત્વિક દેવની ઉપાસનાનું નામ પણ મેળવે છે. આવનારનું કે તેનાં સગાંનું નામ, તેણે અમુક જગ્યાએ મૂકેલી રકમ, કે એવી બીજી ભૂતકાળની વાત અદ્ભુત રીતે કહેવામાં આવે છે. કોઈ ફૂલનું નામ ધરાવીને પણ પ્રશ્નો જાણ્યા વગર તેના ઉત્તર કહેવામાં આવે છે. પરબીડિયામાં પ્રશ્નો મંગાવી એ પરબીડિયું ઉઘાડવા વગર સીલબંધ પાછું મોકલી અંદરના પ્રશ્નોના જવાબ લખવામાં આવે છે. કુદરતી રીતે માણસ આ ચમત્કારથી અંજાઈ જાય છે. પરંતુ કોઈ અકસ્માત બાદ કરતાં આવી રીતે કહેવાયેલાં ફળ ભવિષ્યમાં તદ્દન ખોટાં પડે છે. માત્ર ભૂતકાળ જ ખરો પડે છે, અને આવો ભૂતકાળનો ચોક્કસ ચમત્કાર જોઈ માણસ ઘણા પૈસા ખર્ચે છે તે બધા છૂટી પડે છે. શુદ્ધ જ્યોતિષના જાણનારાઓ આ વસ્તુને સારી ગણતા નથી; અને એની પાછળ પૈસાનો વ્યય કરનારને ચેતાવે છે. આ એક વિચિત્ર સાધના છે, અને કર્ણદેવીની સાધનાને નામે ઓળખાય છે. અહીં આ વાતનો ઉલ્લેખ ચેતવણીને માટે કરવા ઉપરાંત એટલા માટે છે કે વિજ્ઞાનવાદને લીધે આવું ન માનનારાઓને એ વસ્તુ સત્ય બને છે, ગપાટો નથી, એટલું બતાવવા માટે કર્યો છે. તે સાથે એ વસ્તુ ઇષ્ટ નથી એ પણ કહેવાનું છે.

**ચેતવણી**

કોઈ કહેશે કે કેટલાક ભૃગુસંહિતા જેવા ગ્રંથોમાં ભૂતકાળ અદ્ભુત રીતે ખરું પડે છે; અને ભવિષ્ય કોઈવાર ખરું ને કોઈવાર ખોટું પડે છે. જ્યોતિષના શોખીનો ભૃગુસંહિતાના નામથી અજાણ્યા નહિ હોય આપણે ગુજરાતમાં માત્ર ભૃગુસંહિતાને જ જાણીએ છીએ. એમાં પણ ખરી ભૃગુસંહિતા ભાગ્યે જ જોવામાં આવે છે. ચંદ્રને મધ્યમાં મૂકીને જે ભૃગુસંહિતા ફળ કહે છે તે નિરર્થક છે. દક્ષિણ હિંદુસ્તાનમાં તો આવી અનેક સંહિતાઓ છે. અને એને નાડીગ્રંથો તરીકે ઓળખવામાં આવે છે. ભૃગુસંહિતાને પણ ભૃગુનાડી કહેવામાં આવે છે. ભૃગુ અથવા શુક્રનાડી, માર્કંડેયનાડી, સત્યનાડી, નંદનાડી, નંદીનાડી, ધ્રુવનાડી, પવનનાડી, કુમારનાડી, વગેરે વગેરે ઘણી નાડીઓ છે. આમાં કેટલીક નાડીઓમાં જન્મ

**શુદ્ધ જ્યોતિષ અને નાડીગ્રંથો**

સમયની કુંડલીઓ શોધી કાઢી ફળ કહેવામાં આવે છે. એક કુંડલીના ઘણા ભાગ હોય છે, તેમાંથી જેનું ભૂતકાળ બંધ બેસે તે ફળ લેવાનું હોય છે. આમાં ઘણીવાર એવી ભૂલો થાય છે કે થોડું મળે અને બાકીનું ભળતું બીજાનું હોય. તેથી ભવિષ્ય ખોટું પણ પડે છે. આવા ગ્રંથો તાડપત્રો ઉપર લખેલા હોઈ અક્ષરો ફાટી કે ઘસાઈ ગયેલા પણ હોય છે. આ ગ્રંથો શુદ્ધ જ્યોતિષ ઉપર એટલે ગણિત ઉપર રચાયેલા છે.

આ નાડીગ્રંથોમાં કેટલાક ઘણા અદ્ભુત છે. એમાં ઉપર જોયું તેમ, આકાશના ગ્રહો અને હાથની રેખાની એકતા સિદ્ધ કરેલી છે. માણસના હાથની રેખાઓ ઉપરથી તેનો ભૂતકાળ ટૂંકામાં કહી છેવટે તેની જન્મ સમયના ગ્રહોની કુંડલી ગ્રંથમાંથી નીકળે છે. જન્મનો સમય ઘડી પળ અને વિપળ સાથે અને જન્મ સમયની દશાની બાકી વર્ષ માસ દિવસ ઘડી પળ સાથે એમાં નોંધેલી હોય છે. જેમને જન્મની કુંડળી નથી હોતી તે આ પ્રમાણે હાથ ઉપરથી આ ગ્રંથોમાંથી મેળવી શકે છે. અને હોય છે તે ખરી ખોટી સરખાવી શકે છે. એમાં આપેલાં ફળ પણ ભૃગુસંહિતાની પેઠે અદ્ધર કહેવામાં આવતાં નથી પણ જ્યોતિષના મૂળ સિદ્ધાંતો ઉપર રચાયેલા નિયમોની ખૂબ ચર્ચા કરીને કહેવામાં આવે છે. આ ગ્રંથો ગણિત જ્યોતિષના પાકા સિદ્ધાન્તો ઉપર રચાયેલા છે. એમ કહેવાય છે કે દક્ષિણમાં સારામાં સારા નાડીગ્રંથો ઈ. સ. સાતમીથી અગિયારમી સદીની વચ્ચે–ઘણે ભાગે ચોલ મહારાજાના સમયમાં મોટા મોટા જોશીઓની સભા ભેગી કરીને રાજ્યાશ્રમથી થયેલા છે, અને ઘણાખરા તામીલ ભાષામાં છે.

આવા નાડીગ્રંથો જેમ દ્રાવિડ દેશમાં ઘણા છે તેમ જ્યોતિષના ખરા જાણનારા પણ એ જ દેશમાં છે. મલબાર દેશ એમાં સૌથી મોખરે છે. પરંતુ શુદ્ધ જ્યોતિષશાસ્ત્રમાં ફલાદેશની બાબતોમાં ઋષિમુનિઓના ગ્રંથોથી માંડીને આજના નિષ્ણાતો સુધી જોતાં અનેક મત અને અનેક રીતિઓ છે. એટલે માણસ એમાં જેમ વધારે પ્રવેશ કરે છે તેમ વધારે મૂંઝાય છે. ખૂબ અનુભવ સિવાય આ મતમતાંતરની નાકાબારીઓની જાળમાંથી ખરે રસ્તે આવવું મુશ્કેલ પડે છે. કેટલાક નાડીગ્રંથો આ બાબતમાં જરા વધારે સફળ થયા છે તેનું કારણ કે એમાં હસ્તરેખા અને ગ્રહની એકતા સાધેલી છે. આ બાબતમાં પાશ્ચાત્ય હસ્તરેખાશાસ્ત્ર ( Palmistry ) અને આપણું પ્રાચીન સામુદ્રિકશાસ્ત્ર અને ગ્રહો એ બધાની એકતા સાધી પોતાની નવી શોધથી નવી રીતે આંધ્રના મલાડી દક્ષિણામૂર્તિ શાસ્ત્રીએ હસ્તરેખા અને ગ્રહોની સ્થિતિ એક જ છે એમ સપ્રમાણ સિદ્ધ કર્યું છે. પાશ્ચાત્ય હસ્તરેખાશાસ્ત્રીઓ એ વિદ્યાને વિજ્ઞાન ઠરાવવા મથી રહ્યા છે પરંતુ ગ્રહો સાથેની એકતા વૈજ્ઞાનિક રીતે સાધી શક્યા નથી. જે આપણા નાડીગ્રંથોએ સિદ્ધ કર્યું છે તે દક્ષિણામૂર્તિ શાસ્ત્રીએ પોતાની શોધખોળથી સત્ય ઠરાવ્યું છે અને આગળ વધીને એટલે સુધી નક્કી કર્યું છે કે જન્મસમયના આકાશના ગ્રહોની સ્થિતિ માણસને બનાવનાર વિધિએ પોતાની લઘુલિપિમાં હાથમાં ચીતરેલી છે અને પાશ્ચાત્ય સિદ્ધાન્તથી ઊલટું એવું સાબીત કર્યું છે કે જમણો હાથ તે જન્મકુંડલી છે અને ડાબો હાથ તે નવમાંશ કુંડલી છે.

**દક્ષિણામૂર્તિ શાસ્ત્રીની શોધ**

અહીં એક વાત કરવી જોઇએ. જ્યોતિષશાસ્ત્રીનો આધાર પંચાંગોની ગણત્રી ઉપર છે. કમનસીબે આપણા દેશનાં પંચાંગો એક ધોરણ ઉપર રચાયેલાં ન હોવાથી દરેક પ્રાંતમાં દરેક સંપાદનમાં થોડો થોડો ફેર આવ્યા કરે છે. એટલે એવાં ફેરવાળાં પંચાંગો ઉપરથી કરેલા ગણિતમાં પણ ફેર આવવાથી ભવિષ્ય ખોટું પડે છે અને જોશી તથા પંચાંગને બદલે શાસ્ત્ર વગોવાય છે. આ બાબતમાં આપણો ગૂજરાત પ્રાંત બહુ જ પછાત છે. ગૂજરાતમાં પંચાંગની કિંમત જ્યોતિષના ગણિતને બદલે બજારની રૂખ, ડોશીઓને કરવાનાં વ્રતો, અને જાણવા લાયક બનાવોની નોંધથી અંકાય છે. જ્યોતિષની વીગત અધૂરી, ભૂલોવાળી અને અચોક્કસ છે. આ બાબતમાં મહારાષ્ટ્રમાં સારી પ્રગતિ થયેલી છે. પરંતુ દ્રાવિડ દેશની ચારે ભાષાઓમાં તો જ્યોતિષની દૃષ્ટિએ સંપૂર્ણ પંચાંગો નીકળે છે. એમાં વાક્ય, દ્રકૂ, અને સૂર્યાદિ સિદ્ધાન્તો અનુસરીને ગણત્રી આપેલી હોય છે. અને દરેક ગ્રહની રાશીઓ ઉપરાંત નક્ષત્રો અને તેનાં ચરણો ક્યારે બદલે છે તે પણ આપેલું હોય છે. સાયન અને નિરયન બન્નેને કામ લાગે એવી રીતે વિગત આપેલી હોય છે. આમાં મદ્રાસના વિશ્વનાથ શ્રૌતિનું દ્રગસિદ્ધ પંચાંગ અંગ્રેજી અને તામિલમાં રચાયેલું છે તે ઉત્તમ ગણાય છે. ગૂજરાતી પંચાંગોમાં સૂર્ય ચંદ્ર સિવાય ગ્રહોનાં નક્ષત્રો આપેલાં હોતાં જ નથી. વિદ્યાના દરેક ક્ષેત્રમાં ઉદાસીન એવા ગૂજરાતે આ બાબતમાં પણ ઉદાસીનતા બતાવી છે. અને શ્રી હરિહર ભટ્ટ જેવા વિદ્વાને પંચાંગશુદ્ધિ માટે જે શ્રમ કર્યો છે તેને કોઈએ ઉત્તેજન આપ્યું નથી એ ખેદની વાત છે. અમદાવાદના પ્રસિદ્ધ જ્યોતિષી શ્રી ગિરિજાશંકર હરિશંકરે પોતાના પંચાંગમાં હમણાંથી આ પ્રત્યક્ષ નિરયન પંચાંગની રીતિ દાખલ કરી છે તે આનંદની વાત છે. ગ્રહોનાં નક્ષત્રો પણ એમણે આપવાં શરૂ કર્યાં છે. પરંતુ જ્યારે જ્યારે ગ્રહો નક્ષત્રનાં ચરણો બદલે ત્યારે તે આપવામાં આવે તો જ આ રીત સંપૂર્ણ કહેવાય. હજી ગૂજરાતી પંચાંગોમાં એવું જોવામાં આવતું નથી.

**આપણાં પંચાંગો**

ફલજ્યોતિષનું સાહિત્ય સંસ્કૃતમાં ઘણું છે, અને મુનિઓ અને આચાર્યોએ પોતપોતાની અનેક રીતિઓ પ્રતિપાદન કરીને ગ્રંથો લખેલા છે. એ બધાની નોંધ લેવા જતાં લંબાણ બહુ થાય. આ બધામાં વરાહમિહિર, જૈમિનિ અને પારાશર એ ખાસ લોકપ્રિય છે. એમાં પણ સૌથી વધારે પારાશર લોકપ્રિય છે. પારાશર સિદ્ધાન્તને માનનારા વધારે હોવાથી કલિયુગમાં પારાશરી માન્ય છે એમ સામાન્ય રીતે કહેવાય છે. અને ફલજ્યોતિષના અનેક મતોમાં પારાશરનો મત વધારે ખરો પડે છે એમ વિદ્વાનોનું માનવું છે. આ તો સંસ્કૃત ગ્રંથોની વાત થઇ; પરંતુ ગૂજરાતી ભાષામાં આ વિષયનું કેવું સાહિત્ય છે એ જોઇએ. આગળ જોયું તેમ, આપણા પૂર્વજોએ તો આ શાસ્ત્રને વેદનું અંગ ગણ્યું એટલે સંસ્કૃતમાં એનું સાહિત્ય માન સાથે વધ્યું. ગૂજરાતીમાં તો એની સાહિત્યમાં ગણતરી જ નથી એટલે એમાં સ્વતંત્ર સાહિત્ય ક્યાંથી થાય? જે ગ્રંથો થયા છે તે સંસ્કૃતના તરજુમા છે. કેટલાક તો અનેક સંસ્કૃત ગ્રંથોમાંથી સાર તારવીને સંપાદન કરેલા છે. આવા તરજુમામાં અને સંપાદનોમાં પણ કાંઇ નવીનતા નથી. એટલે એમાંના મૂળના સિદ્ધાન્તોને બુદ્ધિપૂર્વક સમજાવવાના પ્રયત્ન ( critical approach ) થયેલા નથી.

**ફલજ્યોતિષનું સાહિત્ય**

આવી સ્થિતિમાં અમદાવાદના શ્રી ઉત્તમરામ મયારામ ઠાકરનો "જ્યોતિષ વિજ્ઞાન યાને લઘુપારાશરી" એ નામનો ગ્રંથ જુદો તરી આવે છે. લઘુ પારાશરી એ બૃહત પારાશર હોરા શાસ્ત્રનો સાર કાઢી દશાફલ અને કારક યોગોને લગતો નાનો ચાલીસ શ્લોકોનો ગ્રંથ છે. આ ગ્રંથને જ્યોતિષશાસ્ત્રના બીજા સિદ્ધાન્તોથી ટેકા આપી અને ટિપ્પણો અને સમજુતીઓ ઉમેરીને રા. ઉત્તમરામભાઈએ એક વિદ્વાન સંપાદક અને વિવેચકને શોભે એવી રીતે વિભૂષિત કર્યો છે. એમાં અષ્ટક વર્ગ અને આયુર્દાયધ્યાન ઉમેરીને ગ્રંથની ઉપયોગિતા ઘણી જ વધારી છે. જ્યોતિષને લગતા ગૂજરાતી ગ્રંથોમાં આ સંપાદન ઘણું ઉત્તમ પ્રકારનું છે અને જ્યોતિષના શોખીનો, અને ખાસ કરીને ગૂજરાતી જોશીઓ જે પારાશર પદ્ધતિને નથી અનુસરતા, તેમણે ખાસ અભ્યાસ કરવા લાયક છે. આ ગ્રંથ મૂળ સંસ્કૃત ગ્રંથનું સવિસ્તર સંપાદન હોવાથી એની ચર્ચા કરવાને બદલે મૂળ પારાશર સિદ્ધાન્તની ચર્ચા કરવી ઠીક છે.

**શ્રી ઉત્તમરામ સંપાદિત લઘુપારાશરી**

પારાશર પદ્ધતિને ગૂજરાત સિવાય હિંદના ઘણા ભાગ અનુસરે છે. દક્ષિણ તો આખું એ પદ્ધતિને જ મુખ્ય માને છે. ફલજ્યોતિષનો મુખ્ય આધાર જન્મકુંડલી સારી છે કે ખોટી, એમાંના ગ્રહો નિર્બળ છે કે બળવાન એ નક્કી કરવા ઉપર છે. અનેક મત પ્રમાણે આ બાબત નક્કી થાય છે એમાં પારાશરની જ્યોતિષ પદ્ધતિ વિદ્વાનોમાં વધારે માન્ય છે અને અનુભવમાં પણ વધારે સારી છે. એ પદ્ધતિમાં ગ્રહોનું બળાબળ એના આધિપત્ય ઉપર ઠરાવવામાં આવે છે એ એની ખાસ વિશેષતા છે. આધિપત્ય ઠરાવવા માટે જન્મકુંડલીનાં બાર સ્થાન (ઘર)માં અમુકને સારાં અને અમુકને ખોટાં ઠરાવવામાં આવ્યાં છે. સારા સ્થાનનો અધિપતિ સામાન્ય રીતે ગમે તેવો ખરાબ ગ્રહ હોય તો પણ શુભ ગણાય અને ખરાબનો અધિપતિ સામાન્ય દૃષ્ટિથી ગમે તેવો સારો ગ્રહ હોય તો પણ ખરાબ ફળ આપનારો ગણાય છે. એટલે સામાન્ય રીત પ્રમાણે અને બીજા મતોને આધારે સારી ગણાતી કુંડલી પારાશરની રીત પ્રમાણે ખરાબ પણ ઠરે અને ખરાબ ગણાતી સારી પણ ઠરે.

**પારાશરના સિદ્ધાન્ત**

આપણા શાસ્ત્રકારોની, બુદ્ધિમાં ઊતરે તેવાં કારણો આપ્યા વગર, આદેશ કરવાની રીત આ પદ્ધતિમાં પણ જોવામાં આવે છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી. એક દાખલો લઈએ. કેન્દ્ર અને ત્રિકોણને સારાં સ્થાન કહે છે. ત્રણ ૭ આઠ અગિયાર અને બાર એટલાં સ્થાનને પાપસ્થાન કહે છે; અને બીજા તથા સાતમાને મારક કહે છે. આમાં બીજા તથા સાતમાને મારક ઠરાવવા માટે બુદ્ધિમાં ઊતરે તેવું કારણ આપેલું છે એટલું કબૂલ કરવું જોઈએ. ૭ આઠ અને બાર એ સ્થાનો તેમના ગુણને લીધે બધા આચાર્યોને મતે ખરાબ જ ગણાય છે એટલે એ કબૂલ કરવામાં પણ વાંધો નથી. પરંતુ ત્રણ અને અગિયાર એ સ્થાન પરાક્રમ અને લાભનાં સ્થાન ગણાય છે. એમને ખરાબ ગણવા માટે કાંઈ પણ કારણ આપવામાં આવેલું નથી એ આ પદ્ધતિની બુદ્ધિમાં ન ઊતરે એવી વાત છે. તેમજ બીજા તથા સાતમા સ્થાનને મારક કહેવામાં કારણ આપેલું છે. પરંતુ બીજું ધનનું સ્થાન અને સાતમું કલત્ર-સ્ત્રીનું સ્થાન એ બે બાબતનો વિચાર

**પારાશર પદ્ધતિની ચર્ચા**

મારકનો વિચાર કરવામાં કર્યો જ નથી એ પણ બુદ્ધિમાં ઊતરે તેવું નથી. બીજું કેન્દ્રોના વિચારમાં જન્મ લગ્ન જોતાથી આ આધિપત્યની આખી પદ્ધતિ નીકળેલી છે અને જે પ્રથમ સ્થાન-જાતક પોતે-છે તેને પારાશરે અન્યાય કરેલો છે એમ સામાન્ય બુદ્ધિથી જોતાં લાગ્યા વગર રહેતું નથી. લગ્ન એ કુંડલીમાં મુખ્ય વસ્તુ છે. જ્યારે પારાશરે બીજાં કેન્દ્રોના મુકાબલે લગ્નની કીંમત હલકી ગણી છે, અને લગ્નાધિપતિને કારક યોગ કરનારમાં ગણ્યો નથી. આ શાસ્ત્રના વિદ્વાન અનુભવીઓ આથી ઊલટું કહે છે અને લગ્નાધિપતિ અને લગ્નના બળ ઉપર જાતકની આખી જિંદગીનો આધાર છે એમ અનુભવીઓ માને છે. લગ્ન એ પાયો છે. લગ્નાધિપતિ બળવાન હોય તો જીવનની મજબૂત પીઠિકા બંધાય છે. આ વાત પારાશર પદ્ધતિમાં નથી. એ મોટી ખામી છે. જો કે પારાશર જેવા મુનિની ખામી બતાવવામાં રૂઢિચુસ્ત જ્યોતિષીઓનો કોપ વહોરી લેવાનું થાય. પરંતુ આટલી ચર્ચા બાદ કરતાં, પારાશરનો આખો સિદ્ધાન્ત ઉત્તમ અને અનુભવમાં સાચો છે. અને ગૂજરાતી જોશીઓ એને અનુસરતા નથી એ ખેદની વાત છે.

**દશા અને સમયનિર્ણય**

ફલજ્યોતિષમાં સમયનો નિર્ણય કરવા માટે ઘણી રીતો છે. એમાં દશા, અંતર દશા, સૂક્ષ્મ દશા વગેરેથી સમય નિર્ણય કરવાની રીત વધારે પ્રચલિત છે. વર્ષફળથી પણ સમય નિર્ણય કરાય છે અને ગૂજરાતમાં વર્ષફળવધારે થાય છે, જ્યારે દક્ષિણમાં વર્ષફળની રીત નહિ જેવી છે. ઘણાના અનુભવથી એમ માલુમ પડ્યું છે કે વર્ષફળની ચોક્કસ રીતથી ફળ આવતું નથી. એ રીતને તાજક શાસ્ત્ર કહે છે અને તે પરદેશથી હિંદુસ્તાનમાં આવેલી છે. દશાઓથી સમય નિર્ણય કરવાનું હિંદુસ્તાનમાં બધે પ્રચલિત છે, અને એમાં પણ વિંશોત્તરી દશા મુખ્ય છે. આખા હિંદુસ્તાનમાં આપણો ગૂજરાત પ્રાંત જ માત્ર એવો છે કે જે અષ્ટોત્તરી દશાને અનુસરે છે. ગૂજરાતી જોશીઓ અષ્ટોત્તરી દશાને અનુસરવા માટે ગૂજરાતમાં અષ્ટોત્તરી દશા વાપરવી એવું સંસ્કૃત વાક્ય જ્યાં ત્યાં બોલે છે પરંતુ એનો અર્થ ગૂજરાતમાં એ દશા વાપરવાનો રિવાજ પડ્યો છે એટલો જ થાય છે. બીજી દશા ફળ નથી આપતી એવો અર્થ કેટલાક કરે છે તે ખોટો છે. તેથી ઊલટું, આખા હિંદુસ્તાનમાં વિંશોત્તરી ચાલે અને ગૂજરાતમાં અષ્ટોત્તરી એનું કારણ વિચારવા જેવું છે. ગૂજરાતી જોશીઓ ફલજ્યોતિષમાં બહુ ઊંડા ઊતરેલા નથી અને વધારેમાં વધારે, પ્રણાલિકા પ્રમાણે માત્ર જન્મોત્તરીઓ કરી જાણે છે એમ વિંશોત્તરી દશા અને પારાશર પદ્ધતિને તેઓ ન અનુસરતા હોવાથી જણાઈ આવે છે. બીજા પ્રાંતોમાં પારાશર પદ્ધતિને અગ્રસ્થાન મળતું હોવાથી અને પારાશરનો સ્પષ્ટ આદેશ વિંશોત્તરી ગ્રહણ કરી અષ્ટોત્તરીનો ત્યાગ કરવાનો હોવાથી અષ્ટોત્તરીનો ગૂજરાત સિવાય બધાએ ત્યાગ કર્યો છે. અનુભવથી પણ વિંશોત્તરી જ મોટે ભાગે સાચી પડે છે. અષ્ટોત્તરી કોઈ વખત સાચી પડે તો તે અકસ્માત જ છે. આ વિંશોત્તરી દશાને બુદ્ધિથી અને ખગોળવિદ્યાથી સમજાવવા માટે મુંબાઇના ડૉ. રેલેએ એક અભ્યાસપૂર્ણ ઉત્તમ ગ્રંથ અંગ્રેજીમાં લખ્યો છે. પરંતુ એમાં પણ રાહુ જેવા એક છાયા ગ્રહને અઢાર વર્ષ આપી સૂર્ય જેવા ગ્રહોના રાજાને માત્ર ૭ વર્ષ આપવાનું આપખુદીપણું સમજાય તેવું નથી એમ ડૉ. રેલે કહે છે. અષ્ટોત્તરીને આવી રીતે ખગોળવિદ્યાથી સમજાવવાનો પ્રયત્ન થયેલો છે પણ તે સયુક્તિક નથી. આ સિવાય, બીજી ઘણી દશાઓ છે પણ તે માન્ય થયેલી નથી. ગૂજરાતી જોશીઓમાં પ્રચલિત એક યોગિની દશા છે

તે પણ નિરર્થક છે. દક્ષિણમાં એક કાલચક્રદશા લે રાશીઓ, ગ્રહો અને નક્ષત્રો ઉપરથી કાઢે છે. તે ઘણી કડાકૂટવાળી દશા છે. કેટલીક વાર તેનું ફળ મળતું આવે છે. પરંતુ તે બહુ માન્ય નથી.

જ્યોતિષશાસ્ત્ર દક્ષિણમાં–દ્રાવિડ દેશમાં સૌથી વધારે ખીલેલું છે. અને ગૂજરાતમાં સૌથી ઓછું છે તે આગળ જોયું. ગૂજરાતી જોશીઓ તદ્દન સામાન્ય ફલાદેશને જ અનુસરે છે.

**ગુજરાતી જોશીઓ અને ફલાદેશ**

પારાશર પદ્ધતિ જેવી સર્વમાન્ય અને અનુભવસિદ્ધ રીત પણ ગૂજરાતી ફલાદેશમાં નથી જોવામાં આવતી. સામાન્ય રીતે જન્માક્ષર કરી આપવામાં આવે છે તેમાં મુખ્ય ઉદ્દેશ જ્યોતિષને લગતો નથી હોતો પણ લગ્ન માટે વરકન્યાના ગ્રહો મેળવવા માટે બનાવવામાં આવે છે. એમાં જન્મકુંડલી અને રાશીકુંડલી માત્ર આપવામાં આવે છે. જ્યારે જન્મકુંડલીના જેટલી જ અગત્ય ધરાવતી નવમાંશ કુંડલી ખાસ વધારે પૈસા આપી લાંબો ટપકો ન કરાવ્યો હોય તો સામાન્ય રીતે આપવામાં આવતી નથી. ગૂજરાતી જોશીઓ પારાશર પદ્ધતિને અનુસરી શુભ, પાપ, કારક અને મારક ગ્રહોનો કોઠો, નવમાંશ, નક્ષત્રો અને તેમનાં ચરણો અને વિંશોત્તરી દશાનો કોઠો અને સર્વાષ્ટક વર્ગનો કોઠો, એટલું આપી, બીજાં લાંબાં ચક્રો આપવાં બંધ કરે તો ફલજ્યોતિષની દૃષ્ટિએ બરોબર ગણાય. ફલની બીજી ઘણી બાબતોમાં પણ ગૂજરાત બીજા પ્રાંતોથી જુદું પડે છે. એ બધાની ચર્ચા કરવાથી બહુ લંબાણ થાય. એક બે દાખલા લઈએ ગૂજરાતી જોશી દસમા સ્થાનને બાપનું સ્થાન ગણે છે, જ્યારે દક્ષિણમાં તેમજ બધા નાડી (સંહિતા)ગ્રંથોમાં નવમું સ્થાન બાપનું સ્થાન ગણાય છે. અને બુદ્ધિ તેમજ અનુભવે એ જ ખરું છે. તે જ પ્રમાણે ગૂજરાતમાં પાંચમું સ્થાન વિદ્યાનું ગણાય છે, જ્યારે બીજે બધે ચોથું સ્થાન વિદ્યાનું અને પાંચમું બુદ્ધિનું ગણાય છે. વિદ્યા અને બુદ્ધિ જુદી વસ્તુ છે. વિદ્યા વગરનો માણસ પણ બુદ્ધિશાળી હોઈ શકે છે. આવા ઘણા ભેદ ગૂજરાત અને બીજા પ્રાંતોની ફલાદેશની રીતમાં છે.

હમણાં 'મીન' એ તખલ્લુસથી એક વિદ્વાન ગૃહસ્થે નાડીજ્યોતિષ શી રીતે થયું હશે તે ઉપર એક અગત્યની શોધ કરી છે. ફલજ્યોતિષમાં પ્રાચીન સિદ્ધાન્તને અનુસરીને, પણ

**સૂક્ષ્મ જ્યોતિષ અને 'મીન'ની શોધ**

પોતાની બુદ્ધિથી નવી શોધ કરી હોય તો તે ઘણી જ ઓછી છે. એ દૃષ્ટિએ શ્રી 'મીન'ની શોધનું મહત્ત્વ બહુ ભારે છે. એમણે ફલજ્યોતિષના સ્થૂલ અને સૂક્ષ્મ એમ બે ભાગ પાડ્યા છે. અને રાશીઓને માત્ર પારાશર પદ્ધતિ પ્રમાણે આધિપત્ય પૂરતી જ લઈને તેનાથી શુભ અને પાપ ગ્રહ નક્કી કરી બાકીનું બધું ફલ નક્ષત્રોના આધિપત્ય ઉપરથી કહે છે. અને દરેક ભાવના જીવ અને શરીર નક્કી કરી તેનાથી ભાવનું બળ જુએ છે. ઘણીવાર ગ્રહો માણુસની કુંડલીમાં ઉત્તમ દેખાય છે છતાં સામાન્ય રીતે કહેલું ફળ ખરું પડતું નથી. અને ખરાબ દેખાતા ગ્રહો સામાન્ય રીતે કહેલા ખરાબ ફળને બદલે ઉત્તમ ફળ આપે છે. આ વિરોધનો ખુલાસો શ્રી 'મીન'ના નવા સિદ્ધાન્તથી થાય છે, અને તે અનેક દાખલા દલીલોથી પોતાના ગ્રંથમાં પ્રતિપાદન કરવામાં પારાશર સિદ્ધાન્તથી પણ એ આગળ વધી ગએલા છે. રાશીને બદલે નક્ષત્રોના સ્વામી જે ગ્રહ હોય તે ઉપરથી તેનું સૂક્ષ્મ આધિપત્ય જ નક્કી થાય છે. જે રાશીના જે નક્ષત્રમાં બેઠો હોય તેના સ્વામીને બળ અને ગુણ પ્રમાણે

ફળ મળે છે. ગ્રહોના સત્યાદિ ગુણો ઉપર તેમણે ખાસ ભાર દીધો છે. રાશીનું સ્વામીત્વ માત્ર ક્રમથી પારાશર પદ્ધતિ પ્રમાણે શુભ કે પાપ ગ્રહ કયો તે નક્કી કરવા પૂરતું જ વપરાય છે. આથી રાશી પ્રમાણે ઉત્તમ ગણાતો ગ્રહ તામસિક, શત્રુ કે જન્મલગ્નથી પાપ-સ્થાનના અધિપતિના નક્ષત્રમાં બેઠો હોય તો તે સારું ફળ આપતો નથી. દાખલા તરીકે, ગુરુ કર્ક રાશીમાં બેઠો હોય તો સામાન્ય રીતે તેને ઉચ્ચનો ઉત્તમ ફળદાયી કોઈ કહેશે. પણ શ્રી 'મીન'ની રીત પ્રમાણે કર્ક રાશીનાં સવા બે નક્ષત્રોમાં જો તે પુષ્પ નક્ષત્રમાં હોય તો ઊલટું ખરાબ ફળ આપે છે. કારણ પુષ્પ નક્ષત્રનો સ્વામી તામસિક ગ્રહ શનિ છે. તે જ પ્રમાણે મકરનો ગુરુ સામાન્ય રીતે નીચનો ગણાય છે ને ખરાબ ફળ આપે એમ કહે છે. પરંતુ શ્રી 'મીન'ની રીત પ્રમાણે મકર રાશીના શ્રવણ નક્ષત્રમાં જો ગુરુ બેઠો હોય તો તે ચંદ્રનું નક્ષત્ર હોવાથી તે ઉત્તમ ફળ આપે છે. માત્ર તે ચંદ્ર ૭ આઠ વગેરે ખરાબ સ્થાનનો સ્વામી ન હોવો જોઈએ. એ જ પ્રમાણે ભાવના બલમાં તે ભાવનો સ્વામી જે નક્ષત્રમાં બેઠો હોય તે નક્ષત્રનો સ્વામી તે ભાવનો જીવ બને છે અને એ જીવ બનેલો ગ્રહ જે નક્ષત્રમાં બેઠો હોય તેનો સ્વામી તેનું શરીર બને છે. આ જીવ અને શરીરને પરસ્પર કેવો સંબંધ છે તે ઉપરથી ભાવનું બલાબલ જોવામાં આવે છે. આ રીતે શ્રી 'મીને' સૂક્ષ્મ જ્યોતિષ પ્રતિપાદન કરેલું છે. હજી એમના ગ્રંથના બીજા વિભાગો બહાર પડવાના છે. જ્યોતિષના ખરા શોખીનોએ એમનું પુસ્તક જરૂર વાંચવા જેવું છે.*

આપણા સાહિત્યક્ષેત્રના સંચાલકો જ્યોતિષના સાહિત્યને ભલે માન ન આપે પણ તેની અવગણના ન કરે, અને માણસની બુદ્ધિમાંથી ઉપજેલો એ પણ એક વિષય છે એ પૂરતું એને સ્થાન આપે તો પણ ઇષ્ટ છે.

યશવંતપુર, બેંગલોર.

* શ્રી 'મીન'નું આ પુસ્તક નીચેને સરનામે મળે છે અને તેનું નામ પણ આ પ્રમાણે છે:—Nadi Jyotish or Stellar Astrology by 'Meena', Sri Devi Press, Sultan Pet, Bangalore City.

અનુસંધાન પૃ. ૧૧૬ ]

## માધ્યમિક શિક્ષણ

"કેટલીક માધ્યમિક નિશાળોમાં જુદા જુદા ધંધાનું શિક્ષણ આપવામાં આવે છે પરંતુ તેવી જુદી જુદી નિશાળોમાંથી બહાર પડેલા વિદ્યાર્થીઓ એક જ ધંધામાં જોડાઈ શકે છે. આ બતાવે છે કે આવી શાળાઓમાં સામાન્ય શિક્ષણ એ જ વધારે મહત્ત્વનું છે અને નહિ કે ખાસ વિષયની ગોખણપટ્ટી. એવું ખાસ વિષયોનું શિક્ષણ આપવું જોઈએ પરંતુ આજની પેઠે માધ્યમિક શાળાઓમાં તેને સ્થાન ન હોવું જોઈએ. રાષ્ટ્રે આ બાબતમાં જલદી સુધારો કરવો જોઈએ....'

## ઈતિહાસનું શિક્ષણ

'ઈતિહાસના શિક્ષણમાં ખાસ કરીને સુધારો કરવાની જરૂર છે. હાલના શિક્ષણથી ૯૯ ટકા પરિણામ શોકજનક આવે છે. થોડી તારીખો, થોડી જન્મ તારીખો અને થોડાં નામો એટલું જ વિદ્યાર્થીને યાદ રહે છે, ત્યારે ઈતિહાસની સ્પષ્ટ અને વિશાળ દૃષ્ટિનો અભાવ હોય છે. જે અગત્યની વસ્તુ છે તે તો કદી શીખવવામાં આવતી જ નથી. તારીખોના ઢગલામાંથી અને બનાવોની પરંપરામાંથી ખરું ઐતિહાસિક સત્ય શોધવાનું તો વિદ્યાર્થીની બુદ્ધિ ઉપર છોડવામાં આવે છે.

'આ વિષયના શિક્ષણમાં અભ્યાસક્રમ ઓછો કરવાનો વિચાર કરવાની જરૂર છે. ઈતિહાસ એ માત્ર ભૂતકાળમાં શું બન્યું તે જાણવા માટે નથી પરંતુ તેમાંથી ભવિષ્યને માટે પ્રેરણા મળે અને પ્રજાની સંસ્કૃતિ ચાલુ રાખવાનું સૂઝે તે શીખવા માટે છે.

'પુરાતનકાળના ઈતિહાસને છોડી દેવો ન જોઈએ. વિશાળ દૃષ્ટિએ બરાબર વિચાર કરીએ તો રોમન ઈતિહાસ એ ઉત્તમ છે-ફક્ત હાલને માટે ઉત્તમ છે એમ નહિ, પણ સદાયને માટે.

રાષ્ટ્રે એ જોવું જોઈએ કે દુનિયાનો ઈતિહાસ એવી રીતે લખાય કે જેમાં જુદી જુદી પ્રજાઓના અસ્તિત્વને મહત્ત્વનું સ્થાન આપવામાં આવે.

'વિજ્ઞાનના શિક્ષણનો ઉપયોગ પણ, રાષ્ટ્રીય અભિમાન વધારવા માટે કરવો જોઈએ. એકલો દુનિયાનો ઈતિહાસ માત્ર નહિ, પરંતુ સંસ્કૃતિનો ઈતિહાસ પણ આ દૃષ્ટિએ શીખવવો જોઈએ. કોઈ શોધકને ફક્ત શોધક તરીકે માન આપવું એમ નહિ પરંતુ તે આપણો જાત-ભાઈ હોય તો તેને વધારે માન આપવું. જર્મન ઈતિહાસમાંથી એવાં મહાન નામો શોધી શોધીને યુવાનો આગળ એવી સચોટ રીતે મૂકવાં કે તેમાંથી સુદૃઢ રાષ્ટ્રીય ભાવના પેદા થાય...'

## સામાન્ય અને ધંધાદારી શિક્ષણ

'સામાન્ય અને ધંધાદારી શિક્ષણ વચ્ચે ખાસ ભેદ પાડવો જોઈએ. ધંધાદારી શિક્ષણની દૃષ્ટિ પૈસા તરફ વધુ હોય છે તેથી તેની ખરાબ અસર નાબૂદ કરવા માટે સામાન્ય શિક્ષણ, વધુ આપવું જોઈએ. આપણે એ સિદ્ધાન્તને વળગી રહેવું જોઈએ કે ઉદ્યોગ, વિજ્ઞાન અને વેપાર ત્યારે જ ફૂલે ફાલે કે જ્યારે પ્રજામાં ઊંચા આદર્શોનો જરૂરી પાયો નંખાયેલો હોય. ઊંચા આદર્શો એટલે અર્થની પૂજા નહિ પરંતુ આપભાગની તૈયારી અને ત્યાગમાં આનંદ માણવાની શક્તિ.'*

કેળવણીની દૃષ્ટિએ ઉપર છૂટક છૂટક વિચારો રજૂ કરેલા છે. જર્મની એ હિંદુસ્તાન નથી અને હિંદુસ્તાન એ જર્મની નથી. બન્નેના આદર્શમાં ફેર છે પણ પ્રજાનું ઉત્થાન કરવાની ભાવના બન્નમાં સમાન છે. એ દૃષ્ટિએ ઉપરના વિચારોમાંથી છોડવા જેવું છોડીને શીખવા જેવું આપણે ધ્યાનમાં લેવું જોઈએ.

---

* *My struggle* By Adolf Hitlerમાંથી સંકલિત.

# ઝેરી ગેસ અને તેમાંથી બચવાના ઉપાયો

દોલતરાય એમ. દેસાઈ
એમ. એસસી.

વર્તમાન લડાઇમાં બોંબ એ જલદ શસ્ત્ર છે. પરંતુ તેનાથી પણ વધારે જલદ શસ્ત્ર તરીકે ઝેરી ગેસનો ઉપયોગ થાય છે. ઇ. સ. ૧૯૧૪ના મહાવિગ્રહમાં જર્મનોએ પહેલાં ક્લોરીન ગેસનો ઉપયોગ કર્યો અને પછી જર્મનો તેમજ અંગ્રેજોએ અનેક ગેસો શોધી તેનો ઉપયોગ કર્યો. એ વિગ્રહમાં ગેસના ઉપયોગથી ઘણી જ ભયંકર ખુવારી થઈ હતી. ત્યારપછી દરેક દેશે એ દિશામાં ઘણી શોધખોળો કરી છે.

હવાઈ જહાજોમાંથી ઝેરી ગેસો છોડવામાં આવે છે તે આજુબાજુના માઇલો સુધીના પ્રદેશમાં ફેલાય છે. ગેસની ફેલાવાની શક્તિ ઉપરથી તેના બે પ્રકારો પાડવામાં આવે છે: (૧) પર્સીસટન્ટ અને (૨) નોન-પર્સીસટન્ટ. પર્સીસટન્ટ ગેસ પ્રવાહી હોય છે અને ધીમે ધીમે વાયુરૂપ બને છે. 'મસ્ટર્ડ ગેસ' અને 'લેવીસાઈટ' આ જાતના ગેસો છે. નોન-પર્સીસટન્ટ ગેસ વાયુરૂપ હોય છે અને તે જેમ જેમ દૂર જતો જાય છે તેમ તેમ હવામાં ભળી જઇ તેનું પ્રમાણ ઓછું થતું જાય છે. ક્લોરીન, ફોસ્જીન વગેરે આ જાતના ગેસો છે.

ઝેરી ગેસ તેના પ્રકાર અને ગુણ પ્રમાણે શરીરના જુદા જુદા ભાગ પર અસર કરે છે. શરીરના જુદા જુદા ભાગ પર અસર નીપજાવવાની શક્તિ ઉપરથી ગેસના મુખ્યત્વે ચાર વિભાગ પાડી શકાય :

(૧) ચોકિંગ ગેસ [ લંગ ઈરીટન્ટસ ]–આ જાતના ગેસથી ફેફસાંને સોજો ચડી જાય છે. નાક અને ગળામાં જતાં સખત ઉધરસ આવે છે. ક્લોરીન, ફોસ્જીન, ક્લોરો-મેથિલ-ક્લોરો-ફોર્મેટ, નાઈટ્રોક્લોરોફોર્મ વગેરે આ જાતના ગેસો છે.

(૨) બ્લિસ્ટરિંગ ગેસ [વિસિકન્ટસ] ૧–આ જાતના ગેસનો સ્પર્શ થતાં ચામડીને ખુજલી અને બળતરા થાય છે. આંખ અને ફેફસાં પર ખૂબ અસર કરે છે. અને એ અસરનાં સ્પષ્ટ ચિન્હો જણાય છે. મસ્ટર્ડ ગેસ–ડાઈક્લોરોયાઈલિ સલ્ફાઇડ, લેવીસાઈટ વગેરે આ જાતના ગેસો છે.

(૩) ટીઅર ગેસ–આ જાતના ગેસથી આંખમાં પાણી પડવા માંડે છે અને અંધાપો આવે છે. પણ તેનીઅસર દૂર થતાં આંખો સારી થાય છે. ક્ષિલીલ બ્રોમાઈડ, બ્રોમેસિટોન, બેન્ઝાઈલ બ્રોમાઇડ, બ્રોમો બેન્ઝાઇલ સાયેનાઇડ વગેરે આ જાતના ગેસો છે.

(૪) સ્નીઝિંગ ગેસ–આ જાતના ગેસથી છીંક આવે છે અને ઘણીવાર ઊલટી થાય છે. ડાયાફેનિલ ક્લોરોસિન વગેરે આ જાતના ગેસો છે.

આ બધા ગેસોના જુદા જુદા ગુણો ધ્યાનમાં રાખી તેને અમુક સ્થળે છોડી દેવામાં આવે છે અને ધારેલા સમયે તેનું પરિણામ ચોક્કસ આવે છે. બધા ગેસોની અસર થવાની શરૂઆત પછી ધીમે ધીમે તે ઘટતી જાય છે અને કેટલાક વખત પછી નાબૂદ થાય છે.

જે રસાયણશાસ્ત્રના ઉપયોગથી ઝેરી ગેસો શોધાયા છે એ જ રસાયણશાસ્ત્રના ઉપયોગથી બચાવનાં સાધનો અને ઉપાયો પણ શોધાયાં છે. ઈંગ્લાંડમાં તેમજ બીજા દેશોમાં ઝેરી ગેસો સામે રક્ષણ મેળવવાનાં સાધનો અને ઉપાયો શોધવા માટે વૈજ્ઞાનિકો શોધો કરી રહ્યા છે. પરિણામે તેમણે કેટલાક ઉપાયો સૂચવ્યા છે. અહીં આપણે અશસ્ત્ર પ્રજાનાં

બચાવ માટે શા ઉપાયો લેવા તે વિષે વિવેચન કરીશું. દરેક શહેરીના બચાવ માટે રક્ષણનાં સાધનોની રચના અને ઉપયોગ, ગૅસનો હુમલો થાય ત્યારે શા ઉપાયો લેવા વગેરેની માહિતી જાહેર પ્રજાને આપવી જોઇએ. અને ત્યારે જ ઝેરી ગૅસનો હુમલો નિષ્ફળ નીવડે, ઝેરી ગૅસથી શહેરમાં જે ઉપદ્રવ ફાટી નીકળે તેમાંથી પણ રક્ષણ મળે. દુશ્મનોને બહોળા ખર્ચમાં ઊતરવું પડે અને તેમનો વખત, જહેમત, નાણાં વગેરેનો ખોટો વ્યય થાય.

ઝેરી ગૅસો હવાઇ જહાજોમાંથી છોડવામાં આવે છે. આ હવાઇ જહાજો તોડી પાડવા માટે ઍન્ટી–ઍર–ક્રાફ્ટ ગનની શોધ થયેલી છે. આ તોપો બધા હવાઇ જહાજોને તોડી પાડશે એવો વિશ્વાસ રાખી શકાય નહિ. એથી પ્રજાજનોના બચાવ માટે નીચેનાં સાધનો અને ઉપાયોની વ્યવસ્થા થવી જોઇએઃ—

૧. વસતી કમી કરવી—

દુશ્મનો શહેર પર હલ્લો કરી પ્રજામાં ગભરાટ ફેલાવી મૂકે છે એટલે હુમલાનો ભય લાગતાં લોકોનાં ટોળાંને વિખેરી નાંખવા અને શહેરના લોકોએ બને ત્યાં સુધી છુટા-છવાયા થઇ જવું. લડાઇ શરૂ થતાં પહેલાં શહેરના લોકોને ટૂંક સમયમાં જ ગામડાંમાં ખસેડવા માટે વ્યવસ્થા કરવી જોઇએ અને તે માટે સ્વયંસેવકોનાં દળ ઊભાં કરવાં જોઇએ.

૨. દીવાબત્તી પર કાબૂ—

ગૅસનો હુમલો દિવસે તેમજ રાત્રીએ થાય છે. પણ રાત્રીએ થવાનો સંભવ વધારે હોય છે. આ વખતે રોશનીથી શહેર ઊંચેથી બરાબર દેખાય છે. એટલે રસ્તા પરની બત્તીઓ બુઝાવી દેવી, વાહન વ્યવહારની બત્તીઓ વાદળી રાખવી (એ માટે બત્તીઓ પર બ્રાઉન પેપર લગાડવામાં આવે છે), અને ઘરો, કારખાનાંનાં મકાનો વગેરેનાં બારીબારણાં બંધ રાખવાં કે જેથી એનો પ્રકાશ બહાર ન પડે.

૩. રક્ષણનાં સાધનો

(ક) રક્ષણ માટેનાં ભોંયરાં (shelters)

હુમલો થાય તેવો સંભવ હોય ત્યારે ૨૫ થી ૩૦ મિનિટ અગાઉ ભયસૂચક સિટી વગાડવામાં આવે છે. આવે વખતે માણસો પોતાને ઘેર પહોંચી શકે નહિ. એ માટે શહેરમાં અમુક અંતરે રક્ષણ માટે ભોંયરાં તૈયાર કરવાં જોઇએ કે જેથી બહાર ફરતાં માણસોને રક્ષણ મળે. ભોંયરાને બૉમ્બના મારાથી અને આગથી નુકસાન ન થાય એવાં બનાવવાં જોઇએ. એને વાયુચુસ્ત બનાવવા માટે ફિલ્ટર રાખવામાં આવે છે કે જેથી બહારની અશુદ્ધ હવા શુદ્ધ થઇ અંદર પ્રવેશ કરે. આવા એક ભોંયરામાં વધારેમાં વધારે ૨૫૦ માણસો રહી શકે.

(ખ) ધુચુસ્ત (gas–proof rooms)

ભોંયરાં બનાવવા માટે ઘણું ખર્ચ થાય છે એટલે સાધારણ રીતે દરેક ઘરની અંદર એક ઓરડો વાયુચુસ્ત બનાવવો જોઇએ. સાધારણ ઓરડાને વાયુચુસ્ત ઓરડો બનાવવા માટે એની દીવાલો, બારીબારણાં વગેરે એવા પદાર્થનાં બનાવવાં જોઇએ અને એવી રીતે બંધ રાખવાં જોઇએ કે જેથી બહારની અશુદ્ધ હવા ઓરડાની અંદર પ્રવેશ ન કરી શકે. સાધારણ રીતે વાયુચુસ્ત ઓરડામાં પણ કાળજી રાખવા છતાં દીવાલોની અંદર તેમજ બારીબારણાંનાં ઘણાં જ સૂક્ષ્મ છિદ્રો અને ફાટમાંથી થોડોઘણો ઝેરી ગૅસ પ્રવેશ કરે છે. પવન વધારે હોય ત્યારે એકદમ મોટા જથામાં ગૅસ પ્રવેશ કરે છે. વાયુચુસ્ત ઓરડામાં માણસને કેટલો વખત રક્ષણ મળી શકે તે ઝેરી ગૅસના જથા પર, પવનની ગતિ અને દિશા

## પ્રસિદ્ધિ

### સાહિત્યમાં સુરુચિભંગ

શ્રી 'પ્રસ્થાન'ના તંત્રીશ્રી,

નીચેના લખાણને આપના માસિકમાં સ્થાન આપવા કૃપા કરશો.

દીપોત્સવી જેવા શુભ દિનોમાં જ્યારે માનવી એક બીજા પ્રત્યેના પૂર્વગ્રહો દૂર કરી નવા વર્ષે કોરું પાનું ઉઘાડવાનો આદર્શ સેવવાનો સામાન્ય રીતે પ્રયત્ન કરે તેવા સમયે ગુજરાતી સાહિત્યના બે વયોવૃદ્ધ વિદ્વાનો વચ્ચે કડવાશ ઉત્પન્ન થાય એવા સંજોગો જન્મે એ ગુજરાતી સાહિત્યનું દુર્ભાગ્ય છે.

'ગુજરાતી' ના દીવાળી અંકમાં શ્રી અરદેશર ફરામજી ખબરદાર જેવા લબ્ધપ્રતિષ્ઠ સાક્ષરની કલમે લખાયેલું "શ્રી બ. ક. ઠાકોરની સાક્ષરતાની સફળતા" વાંચી ગુજરાતની સાહિત્યરસિક જનતાને સખેદ આશ્ચર્ય થયું હશે અને થાય એ સહજ કલ્પી શકાય તેમ છે. શ્રી ખબરદારની પ્રકૃતિમાં જે નથી એવાં તત્ત્વો એ લેખમાં શી રીતે પ્રવેશ પામ્યાં એ એક આશ્ચર્યનો વિષય છે.

માણસ ગુસ્સે થાય ત્યારે તેની સારાસાર વિવેકબુદ્ધિ ઘડીભર નાશ પામે છે. શું પ્રસ્તુત છે, શું અપ્રસ્તુત છે, શું યોગ્ય છે કે શું અયોગ્ય છે, કયી દૃષ્ટિ સાચી અને કયી ભ્રમમૂલક—આ સૌ વિષેના તેના ખ્યાલો ગૂંચવણભરેલા બને છે, અને પરિણામે તેનાથી કોઈક એવું બની જાય છે કે જે તેની મૂળ પ્રકૃતિ સાથે કેવળ વિસંગત લાગે છે.

આ લેખમાંની બધી જ બાબતો પ્રો. ઠાકોરને અન્યાય કરે તેવી છે, તેમાં સત્યનો અંશ છે જ નહિ, આ સર્વ માત્ર ઈર્ષ્યા કે અસૂયાનું જ પરિણામ છે—આમ કહેવાનો આશય છે જ નહિ; પરંતુ તેમાંની કેટલીક વિગતો છણાવટ માગી લે છે માટે જ આ લેખ કેવળ નિષ્પક્ષપાત રીતે લખાયો છે.

શ્રી ખબરદાર તેમના લેખમાં જણાવે છે કે 'આપણી કવિતાસમૃદ્ધિ'ની નવી આવૃત્તિ એ કાંઈ વિવેચનનો ગ્રંથ નથી પણ યુનિવર્સિટીના શિષ્યો માટેનો શિક્ષણ ગ્રંથ છે અને તેને માટે જ એમણે એને ભારે ઉતાવળથી સંયોજી પ્રગટ કીધો છે એમ એ પ્રસ્તાવનામાં કહે છે." આ વિધાનમાં કેટલું સત્ય છે તે માટે નીચેની વિગતો બસ થશે.

'આપણી કવિતાસમૃદ્ધિ' સૌથી પ્રથમ 'પ્રસ્થાન'માં કટકે કટકે સ્થાન પામી હતી અને તે દ્વારા પ્રો. ઠાકોરે ગુજરાતી કવિતાની વિવેચનાત્મક સમીક્ષા જનતા સમક્ષ રજૂ કરી હતી. એ પછી તેને ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ પુસ્તકાકારે બહાર પાડી. કર્વે યુનિવર્સિટીએ તેને પાઠ્યપુસ્તક તરીકે નીમી ત્યારે તેની પ્રથમ આવૃત્તિ બહાર પડ્યાને લાંબો કાળ વહી ગયો હતો. પ્રો. ઠાકોર પોતે જ નિવેદનના ૧૩મા પાના પર જણાવે છે કે "સમૃદ્ધિની એક નકલ સિલકમાં નહોતી અને શ્રી કર્વે વિદ્યાપીઠે તેને પાઠ્યપુસ્તક લેખે નીમી હતી, એટલે વિશેષ નહીં તો તેનું પુનઃમુદ્રણ ફરજિયાત હતું." આવા સંજોગોમાં

નવી આવૃત્તિ બહાર પાડવામાં તેમણે એવો કયો ભારે ગુનો કરી નાખ્યો જેના તરફ કટાક્ષથી જોવામાં આવે છે?

પોતાનાં પુસ્તકોના ગ્રંથસ્વામીત્વ માટે જે માણસ ખૂબ તકેદારી રાખતો હોય તે બીજાના તેવા હક્ક પર તરાપ મારતા પહેલાં ખૂબ વિચાર કરે છે. પ્રો. ઠાકોરે પોતાના વિવેચનગ્રંથમાં સાહિત્યવિવેચનાર્થે શ્રી. ખબરદારની જે બે કૃતિઓનો ઉપયોગ કર્યો છે તેમાં ગ્રંથસ્વામીત્વના કાયદાની દૃષ્ટિએ એ દોષભાગી હોય તેમ લાગતું નથી. કાવ્યવિવેચનના સિદ્ધાંતોની ચર્ચા માટે વિવેચક ગમે તે પુસ્તકમાંથી કાવ્યો લઈ શકે છે.

શ્રી ખબરદાર લખે છેઃ "બાકી નવીન કવિઓ તો એમને બારણે પેલી ન્હાસભાગ કરતી કીર્તિને પકડવા પોતાની અપ્રગટ કવિતાઓ સાથે (રા. ઉમાશંકર જોષી જેવા પણ) ધક્કા ખાતા ગયા હતા, તે તો એમણે મહા ગર્વ સાથે પોતાની પ્રસ્તાવનામાં કહ્યું છે."

આ આક્ષેપ પ્રો. ઠાકોરના કયા કથન ઉપર મંડાયો છે તે જોઈએ. નિવેદનના ૧૨ મા પાના પર તેઓ જણાવે છે કે "આ સર્વ બંધુઓએ મ્હને મારા કાર્યમાં સુગમતા કરી આપી છે તે માટે તેમનો, તથા જે જે કવિઓએ પોતાની વત્તી ઓછી કૃતિઓ મને જોવા મોકલી આપી, તે સર્વેનો અત્રે ઉપકાર માનું છું. વળી પસંદગીઓ કરતાં કરતાં મ્હને આ વખતે ચારપાંચ અવિકારી કવિતાભોગી વિવેચકો સાથે ખુલ્લા દિલની ચર્ચાચર્ચાનો સારો લાભ મળ્યો છે."

આ ઉપરથી શ્રી ખબરદારના ઉપરના વિધાનની યોગ્યતા સમજાશે.

હવે આગળ જોઈએ. શ્રી ખબરદાર 'આપણી કવિતાસમૃદ્ધિ'ને "શિખાઉ કવિઓનો કાવ્યસંગ્રહ" કહે છે. 'આપણી કવિતાસમૃદ્ધિ' માટે શ્રી. ડોલરરાય માંકડ લખે છે કે "'આ. ક. સ.'માં પસંદ કરેલાં કાવ્યો આપણા દલપત પછીના કાવ્યસાહિત્યનું મૂલ્યાંકન કરવામાં માર્ગદર્શક થઈ પડે તેવાં છે." આ ઉપરથી સહજ સમજાશે કે આ ગ્રંથ માત્ર શિખાઉ કવિઓનો કાવ્યસંગ્રહ નહિ પરંતુ દલપત પછીના કાવ્યસાહિત્યના મૂલ્યાંકનનો છે. એટલે એમનાં છૂટાં કાવ્યો કે કાવ્યસંગ્રહો એમ. એ.ના વર્ગ સુધી વર્ષો થયાં પાઠ્યપુસ્તકો તરીકે સ્વીકારાયાં હોય તેમનો પણ આવા કાવ્યસંગ્રહમાં જે તે સમયના પ્રતિનિધિ કાવ્ય લેખે સમાવેશ થવો જ રહ્યો. તેમના ગ્રંથો માત્ર અમુક પરીક્ષા માટે નિયત થયા હોય તેટલાથી જ તેમણે વિવેચન માટે અસ્પૃશ્ય બની જવાની જરૂર નથી. સ્થૂણાનિખનન ન્યાયે તેમનાં કાવ્યોમાં જે કાંઈ ઉચ્ચતર કાવ્યતત્ત્વ હશે તે તો જનતા વધારે પાકે પાયે સમજશે, પરંતુ બીજે પક્ષે શુદ્ધ સાહિત્યવિવેચન દૃષ્ટિએ જે કાંઈ ટીકાપાત્ર હશે તેની બેધડક ટીકા પણ થશે. એ માટે કેવળ કવિશ્રી ખબરદારે જ નહિ પરંતુ બીજા લેખકો કે કવિઓએ તૈયારી રાખવી જ રહી. શુદ્ધ વિવેચન માટે દરેક લેખકને અવકાશ હોવો જ જોઈએ.

આગળ ચાલતાં, શ્રી ખબરદારે પ્રો. ઠાકોરના 'ત્હને પવન' નામના કાવ્યની ટીકા કરતાં તે પૂ. મહાત્મા ગાંધીને ઉદ્દેશીને લખાયેલું છે અને એ રીતે પ્રો. ઠાકોર કેટલા અકુળીવાન છે વગેરેની વ્યંજના કરતું વાતાવરણ રજૂ કરીને વાચકોની સહાનુભૂતિ મેળવવાનો પ્રયત્ન કર્યો છે. કેવળ વાદને ખાતર આપણે તેમનો કરેલો કાવ્યનો અર્થ માન્ય રાખીએ તો પણ લેખમાંનો તેમનો એ મુદ્દો મૂળ વિષયને પ્રસ્તુત નથી એ તો તેમણે પણ

સ્વીકારવું જ રહ્યું. મૂળ વસ્તુના સમર્થન માટે આવી અપ્રસ્તુત બાબતોને ખેંચી આણવાનો અખતરો શ્રી. ખબરદાર જેવા કવિના વ્યક્તિત્વને જેબ આપે તેવો નથી જ એમ ખેદપૂર્વક જણાવવું પડે છે.

'પ્રિયા વર્ણન' કાવ્યમાં કવિએ પ્રો. ઠાકોરના વિવરણની કેટલીક ભૂલો કાઢી છે. તેમાં પણ સૌજન્યનો સર્વથા અભાવ છે. પ્રો. ઠાકોરના માનસનું મનોવિશ્લેષણ જનતા સમક્ષ મૂકવાના ઉત્સાહમાં તેમણે વિવેચક ઠાકોરને છોડી પ્રો. ઠાકોર પર વ્યક્તિગત હુમલો કર્યો છે જે ખરેખર 'ચતુર વાચકે' વખોડી કાઢવા જેવો છે. વિવેચક કવિમાનસ સમજવાને અશક્ત નીવડ્યો અને તેણે પોતાને સહજ રીતે સમજાતો અર્થ કર્યો તેથી તેનું માનસ અધમ છે એ જાતનો તેના પર આરોપ મૂકવો એમાં સજ્જનતા નથી એટલું જ નહિ પણ શ્રી. ખબરદાર જેવા વ્યુત્પન્નમતિ કવિહૃદયની ઉદારતા પણ નથી એ શોચનીય છે.

અસ્તુ. હવે આ પંક્તિઓ વિષે વિચાર કરીએ.

'શરદના ચંદ્ર જેવી ગોરી ગોરી પ્રિયા મારી,
પૂર્ણિમાની ચાંદનીની રૂપા કેરી રેલ!
અમૃતના કુંભ એના છલોછલ ભર્યા લાગે,
જેણે આત્મશ્વેતતા છે ઉભરી રહેલ;
અમૃતના કુંભ એના છલોછલ ભર્યા દેખી,
તૂટી જાય મુનિનાં યે તપ અને ટેક
રે એ કુંભ પામું હું તો અમી એનું લૂંટું એવું,
પડવા ન દેઉં નીચે બિંદુ પણ એક.'

કોઈ પણ સુજ્ઞ વાંચક કે વિવેચકને આ કાવ્ય વાંચી શરદના ચંદ્ર જેવી ગોરી પ્રિયાનાં કુંભ એટલે અંગો નહિ પણ સ્તનનો જ ખ્યાલ આવે. સંસ્કૃત સાહિત્યમાં આ કલ્પના એટલી રૂઢ બની ગઈ છે કે તેનાં વળગણો એકાએક દૂર કરી શકાય તેમ નથી. કવિશ્રી એનો અર્થ આ પ્રમાણે કરે છેઃ 'અમૃતના કુંભ એના' એમાં 'એના' એટલે રૂપાની રેલ વહે છે જેમાંથી તેના. પૂર્ણિમાનો આખો ચંદ્ર તે અમૃતનો કુંભ, તેમજ પ્રિયાનું આખું અંગ—તેનાં ઉપાંગો, હાથ પગ વગેરે બધાં ઉપાંગ મળીને તે પ્રિયાના અંગોપાંગરૂપી અમૃતના કુંભ." સંસ્કૃત સાહિત્યથી અનભિજ્ઞ હોય તેને પણ સમજાશે કે કવિનો ઘટાવેલો અર્થ અરૂઢ અને દૂરાનીત (far-fetched) છે. પ્રિયાના આખા અંગના દરેક ઉપાંગને કુંભ—એટલે કે ઘડા સાથે સરખાવવામાં કઈ સુંદર ઉત્પ્રેક્ષા સમાયેલી છે એ સમજવું મુશ્કેલ છે. સ્ત્રીનું દરેક ઉપાંગ ગોળ નથી કે જેથી તેને ગોળાકાર કુંભ સાથે સરખાવી શકાય. શરીરનાં બધાં જ કુંભાકારનાં ઉપાંગોવાળી 'પ્રિયા' અમને ખાત્રી છે કે ખુદ કવિશ્રીની કલ્પનાને પણ આકર્ષી શકશે નહિ. વળી આત્મશ્વેતતાની શુચિતાથી ઉભરાઈ રહેલા પ્રિયારૂપી અમૃતકુંભને જોઈ મુનિઓ કે જેઓ પરબ્રહ્મના—એ પરમ શુચિતાથી ઉભરાઈ રહેલા કુંભના—ધ્યાનમાં લીન છે તેમને એવું કયું અધોગામી બળ જોવા મળે છે કે જેથી તેમનાં તપ અને ટેક વધવાને બદલે તૂટી જાય? એ શુચિતાથી તો તેમને તેમના પરમાનંદ પ્રાપ્તિના વ્યવસાયમાં નિરતિશય ઉલ્લાસ જ પ્રાપ્ત થાય! કુંભની આવી અરૂઢ ઉત્પ્રેક્ષાથી સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં ગણાવેલો 'કવિપ્રસિદ્ધિવિરોધ' નામનો દોષ પણ આવે છે.

કવિ જણાવે છે કે "એ પોતે જ (પ્રો. ઠાકોર) લખે છે કે આ અર્થો બેસાડવા માટે એમને કેટલાક મિત્રોની સહાય મળી હતી." નિવેદનમાં પ્રો. ઠાકોર જણાવે છે કે "વળી પસંદગીઓ કરતાં કરતાં મ્હને આ વખતે ચારપાંચ અધિકારી કવિતાભોગી વિવેચકો સાથે ખુલ્લા દિલની ચર્ચાચર્ચીનો સારો લાભ મળ્યો છે." પ્રો. ઠાકોરના લખાણનો કેવો વિપરીત અર્થ !

'સનાતન અંધાર' માટે અમારે કવિશ્રીના વિરુદ્ધ કશું જ કહેવાનું નથી.

અંતમાં, 'ગુજરાતના રસિક અને રસજ્ઞ વાચક' આગળ કવિએ પોતાના લેખમાં જે ભાષા વાપરી છે તે જોતાં ગુજરાતના એક અગ્રગણ્ય સાક્ષર અને કવિ ભવિષ્યની પેઢી માટે હૃદયવરાળ રજૂ કરવાનો જે અભિનવ આદર્શ રજૂ કરે છે તેનાથી ક્ષોભ થાય છે. અમને કવિશ્રી માટે માન અને મમત્વ છે માટે જ દુઃખપૂર્વક કહેવું પડે છે કે પ્રો. ઠાકોર માટે 'ગુજરાતી સાહિત્યના નવીન હિટલર'થી માંડીને 'તેજોદ્વેષી સંઆહક', 'જરીપુરાણા સાક્ષર', 'ગુપ્ત મન વાળા,' 'ઉંધા શિક્ષણવાળા', 'વહેંતિયા સાક્ષર' વગેરે પ્રયોગો તેમના જેવા સુપ્રતિષ્ઠિત અને સંસ્કૃત જનની લેખિનીને શોભતા નથી. સૌજન્યની બીજા પાસે આશા રાખનાર કવિએ અશિષ્ટ અને સુરુચિતંત્રને આઘાત લાગે તેવાં વાક્યબાણો છોડીને તથા સાદમારીના 'આવી જા'ના ધ્વનિથી નહિ પરંતુ પોતાની સ્વભાવસહજ સજ્જનતાથી જ પોતાને થયેલો અન્યાય 'ગુજરાતના રસિક અને રસજ્ઞ વાચકો' આગળ રજૂ કર્યો હોત તો તે તેમના સમર્થ વ્યક્તિત્વને જેબ આપે તેવો બન્યો હોત. આપણે ઇચ્છીએ કે સાહિત્ય-ક્ષેત્રમાં જામેલું આ સંતાપવાદળ દૂર થશે અને આપણા વિદ્વાનો એક બીજા પ્રત્યે સહાનુ-ભૂતિભરી સહૃદયતા કેળવશે. અંગત આક્ષેપોની અને સામાને ઉતારી પાડવાની જે ઢબ શ્રી ખબરદારના લેખમાં દેખાઈ છે તે વિરુદ્ધ આ કથન છે. ગુજરાતને નેતૃત્વ આપતા કવિ તરફથી આવું લખાણ થવું જોઈતું નહોતું એ સ્પષ્ટ કરવા ખાતર જ આ લખ્યું છે. શ્રી ખબરદાર પ્રત્યે અમારું માન છે જ અને આવા પ્રસંગો વધી એ માનમાં ઘટાડો થવાનો દુઃખદ પ્રસંગ ટળે એટલા માટે આ વિરોધ જાહેર કર્યો છે.

ભાઇલાલ પ્ર. કોઠારી
ગોવિન્દલાલ હ. ભટ્ટ
રમણલાલ વ. દેસાઇ
રમણિક કે. ત્રિવેદી

૨

મે. તંત્રીશ્રી,
'પ્રસ્થાન'
અમદાવાદ

સાહેબ,

આપનાં માસિકમાં નીચેનું છાપવા કૃપા કરશો.

હમણાં હમણાં, પ્રેમાનન્દને નામે પ્રસિદ્ધ થયેલાં નાટકો વિશે આપણા બે અધ્યાપકોએ ચર્ચા કરી છે: પ્રો. રવિશંકર જોષીએ 'શારદા'માં અને પ્રો. કાન્તિલાલ વ્યાસે 'પ્રસ્થાન'માં. એ બન્ને લખાણમાં એ નાટકો વિશેના મારા મતનો ઉલ્લેખ છે; આજથી પંદરેક વર્ષ પહેલાં મેં એ ત્રણ નાટકોની તથા વલ્લભના નામે બહાર પડેલાં કાવ્યોની આંતર્બાહ્ય તુલના કરીને એવું સૂચવ્યું હતું (જુઓ ભાવનગરની સાહિત્ય પરિષદનો અહેવાલ) કે એ નાટકોનો કર્તા પણ વલ્લભ હોવો જોઈએ. મારાં એ સૂચનનું કારણ એ હતું કે એ નાટકો તથા વલ્લભનાં કાવ્યો વચ્ચે આંતર્સામ્ય બહુધણું હતું.

આજ હવે મારે કબૂલ કરવું જોઈએ કે નાટકોનો કર્તા વલ્લભ હોવો જોઈએ એમ નહીં પણ નાટકોનો તથા વલ્લભનાં કાવ્યોનો કર્તા એક હોવો જોઈએ, એટલું જ સૂચન મારે કરવું જોઇતું હતું. ખરી રીતે મેં આપેલા પુરાવાઓથી એટલું તો નિર્વિવાદ સિદ્ધ થાય છે કે એ નાટકોનું તેમજ કુન્તીપ્રસન્નાખ્યાનાદિનું એકકર્તૃત્વ છે, તેથી જો વલ્લભનાં કાવ્યો પણ આધુનિક ઠરે તો નાટકોનો કર્તા પણ આધુનિક હોય એમ મારા મતે પણ ફલિત થાય. અને વલ્લભને નામે બહાર પડેલાં કાવ્યો પણ આધુનિક હોવાનો સંભવ છે એવા પુરાવાઓ હવે બહાર આવતા જાય છે એમ પણ કબૂલ કરવું જોઈએ.

લિ૦ સેવક
ડોલરરાય ર. માંકડ

એ જ

ગુજરાતનગર
કરાંચી (સદર)
તા. ૨૫-૧૧-૩૭

# અનુક્રમણિકા

પુસ્તક ૨૯ | પોષ : ૧૯૯૬ | અંક ૩




...હિર ખબરના એજન્ટ : મેસર્સ શુક્લ બ્રધર્સ : શ્રીરામજીની શેરી, ખાડીઆ, અમદાવાદ

લવાજમ હિંદમાં રૂ. ૫–૦–૦ અગાઉથી તથા પરદેશના રૂ. ૭–૮–૦ અથવા શિલિંગ ૧૨ છૂટક ૦–૮–૦

પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ અ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ

મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ

તા. ૨૨–૧–૪૦

# ॥ પ્રસ્થાન ॥

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૨૯ પોષ : ૧૯૯૬ અંક ૩

## સીતા–ત્યાગ

પ્રતાપરાય પ્ર. પંડયા

રામાયણનાં અને મહાભારતનાં પાત્રોની તુલના કરતાં એક વાત સ્પષ્ટ થાય છે. મહાભારતનાં પાત્રો, નવી પરિસ્થિતિનો સામનો કરતાં કંઈક મનોવિગ્રહ–કંઈક આંતરવ્યથા– અનુભવે છે અને છેવટે [1]હિંદુ સમાજવાદની કાયદાપોથીને–ધર્મને–તાબે થાય છે. બીજી બાજુએથી જોતાં રામાયણનાં પાત્રો અમુક ચોક્કસ પ્રકારની મનોદશા ધરાવનારાં અને રૂઢિના બળે એવાં રીઢાં (એ શબ્દ સાહિત્યમાં ચાલશે?) થઈ ગયેલાં છે કે પરિસ્થિતિનો પ્રતિકાર કરવામાં એમને 'લાગવા' જેવું કે 'વિચાર કરવા' જેવું જ બહુ થોડું રહે છે.

બીજા શબ્દોમાં કહું તો, મહાભારતનાં પાત્રો પરિસ્થિતિનો જવાબ સહજ પ્રકૃતિથી વાળે છે, જ્યારે રામાયણનાં પાત્રો રૂઢ મનોદશાથી પરિસ્થિતિને સ્વીકારી લે છે.

લાગણીઓનો પરિપાક જ્ઞાનમાં થવો જોઈએ અને કુદરતી રીતે થાય છે જ. પણ સહજ પ્રેરણાઓ લાગણીવશ થઈને પોતાના વિકાસક્રમમાં પરસ્પર એવું તાણ્ડવ ઊભું કરે છે અને અમૂર્ત છતાં બહુમૂર્ત બની એવું વૈવિધ્ય રજૂ કરે છે કે ઘડીભર તો વિવેકશક્તિને પણ ચણિયારામાંથી ખસેડી મૂકે. [2]એ લાગણીઓ ઘનીભૂત થઈને જ્ઞાનમાં પર્યવસાન પામે ત્યાં સુધીની એની વિવર્તલીલાની–એના આછામાં આછા અને ગાઢમાં ગાઢ તરંગોની–નોંધ લેવી, તેની પ્રતિચ્છાયા સમાજ પાસે રજૂ કરવી એ કાવ્યનું કાર્યક્ષેત્ર છે. જ્ઞાન–પરિપાક થયા પછી તત્ત્વજ્ઞો અને ધર્માત્માઓનું કાર્યક્ષેત્ર શરૂ થાય છે.

આ ઉપરથી એટલું તો સાફ સમજાવું જોઈએ કે મહાભારતના લેખક કરતાં રામાયણના લેખકને અને તેના અનુકવિ લેખકને પણ–કાવ્યકલા બતાવવાનો અવસર (scope) ઓછો છે.

---

1. 'સમાજવાદ' એ શબ્દ રશિયાને માટે અનામત રખેલો છે. જે જે સમાજસાપેક્ષ નીતિ વ્યક્તિ નિરપેક્ષ ન્યાય તોળતી હોય તે બધીને 'સમાજવાદ'ને નામે ઓળખવાની મેં અહીં છૂટ લીધી છે. અને હિંદુ સમાજવાદનું Steam roller કેવું અપ્રતિહત આગળ વધતું તે 'સીતા–ત્યાગ'ના વાંચનારને સમજાવવાનું ન હોય.
2. કોઈ લેખક What is poetry ? એ પ્રશ્નનો લંબાણથી જવાબ આપતાં વચ્ચે કહે છે, "It crystalises our amorphous feelings."

પ્રવૃત્તિ માત્રનું ધ્યેય એક જ હોઈ શકે: પરમશ્રેયસ્. ઍરિસ્ટોટલ કહે છે તેમ The Highest Good. અને પરમશ્રેયસને પહોંચવાના માર્ગ એક, બે, અનેક હોઈ શકે પણ પરમશ્રેયસ્ બધાં નીરોગી મગજ માટે એક જ હોઈ શકે, બે નહિ. જે ઉદાત્ત ચિત્તમાંથી કલા જન્મે છે તેમાંથી જ નીતિ જન્મે છે. કલા અને નીતિ બન્ને વિરોધી નહિ પણ પૂરક છે, દાસી નહિ પણ સહચરી છે. વધારે સહચાર તેમ વધારે ઇષ્ટ. નીતિ એ બહારનું ઠોકી બેસાડેલું બંધારણ નથી પણ માનવજાતના વ્યાપાર — અંતરના આઘાત પ્રત્યાઘાતથી — તેના ચિત્તંત્રની સ્વાભાવિક રચનાથી સિદ્ધ થતું સ્વાભાવિક સ્ફુરણ છે. [૫]સંશયમાં દોરનાર તે જ છે. દ્રષ્ટાઓએ એ સ્ફુરણનો શાસ્ત્રીય અભ્યાસ કર્યો અને પૃથગ્જનોના લાભાર્થે — કારણ કે માનવજાતમાં તેમની સંખ્યા વિસરવા જેટલી અલ્પ નથી બલ્કે અનલ્પ છે — તેને નિયમબદ્ધ નીતિને નામે સ્વીકારી. હવે હું તરત કબૂલ કરીશ કે નિયમબદ્ધ કરવાની સાથે જ એમાં આગ્રહ, દુરાગ્રહ, હઠાગ્રહ, અને શઠાગ્રહ ધીરે ધીરે દાખલ થયાં. કોઈ પણ નિયમબદ્ધ સંસ્થાનું પતન એ ક્રમે જ થાય છે. એ અનિષ્ટ તત્ત્વો નીતિમાં નથી, બહારથી દાખલ થયેલાં છે. એ તત્ત્વોને દાખલ ન થવા દેવાં, નીતિને સદાય અભિનવ રાખવી, એ ફરજ કલાસ્વામી દ્રષ્ટાઓની હતી. પ્રાકૃતજનોના હૃદયના છેક ઊંડાણમાં તત્ત્વજ્ઞો ન પહોંચી શકે ત્યાં તેઓ પહોંચી શકે છે માટે. ત્યારે આપણા કલાસ્વામીઓ એ નીતિ શબ્દ સાથે જ છુટાછેડા કરી નાખ્યા. અને પછી પડતી નીતિ ઉપર પાટુ મારી પોતાની ફરજચૂકનો બચાવ તિરસ્કારથી કરવા લાગ્યા. એ પાટુ ભલે ચાલુ રહે પણ એ પાટુ પ્રેમગર્ભ હોય અને નીતિ ફરીથી પોતાને યોગ્ય સહચરી બની શકે એવી સુઘડ બને એવી શુભેચ્છાથી એ સ્નેહયુક્ત ઉપાલંભ રૂપે હોય તો કલાકારોની આ વર્તણૂક સ્વીકાર્ય છે.

ઉપર જે નિયમબદ્ધ નીતિ કહી તેને 'યેન કેન પ્રકારેણ' અંતિમ સત્ય તરીકે પુરવાર કરવાના સાધન તરીકે જ્યારે કાવ્યશક્તિનો દુરુપયોગ થાય છે ત્યારે 'નીતિની દાસી' કહી ફિટકારનાર વિવેચક વ્યાજબી કહે છે. પણ એથી આગળ વધી જ્યારે એમ કહેવામાં આવે કે કાવ્યમાં નીતિને પોષે એવું કશું તત્ત્વ હોવાની જરૂર જ નથી ત્યારે તો કાવ્યના અને નીતિના ખરા સ્વરૂપ વિષે તેણે ખોટા ખ્યાલ બાંધી લીધા છે એમ જ કહેવું પડશે. એની વ્યાજબી ફરિયાદ એટલી હોઈ શકે કે કાવ્યમાં નીતિસિદ્ધાંત 'ઇરાદાપૂર્વક ઘુસાડેલા' ન જોઈએ. કાવ્યમાં કશું 'ઇરાદાપૂર્વક' અથવા 'મારી મચડીને' હોઈ શકે જ નહિ. કાવ્યને હાનિ 'નીતિ–અનીતિ'થી નહિ પણ 'ઇરાદાપૂર્વક' અને 'મારી મચડીને' એ શબ્દોથી થવાની છે. જો કાવ્ય એ 'સાહિત્ય' હોય, જો પરમશ્રેયસની પ્રાપ્તિ એ તેનું સાધ્ય હોય, તો કાવ્યની કોઈ પણ સિદ્ધિ વિશ્વવ્યાપારના નિયમોને પ્રતિકૂળ ન જ સંભવી શકે, નીતિ એ કાવ્યકલાનું સાધ્ય નથી જ પણ એટલા જ જોરથી કહેવાની જરૂર છે કે નીતિ એ કાવ્યની આનુષંગિક સિદ્ધિ છે.

એક ઉદાહરણ આપી આ પ્રશ્ન પૂરો કરીશ. અસત્ય કથન એ અનીતિ છે. આ તો પ્રાકૃતજનો સમજી શકે એવું સામાન્ય સૂત્ર થયું. હવે નીતિકારને એમ બતાવવું છે કે ઘણી

૫. सतां हि संदेहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरण प्रवृत्तयः । (કાલિદાસ)

વાર સત્ય કરતાં પણ અસત્ય ચડિયાતું હોય છે. ફિલસૂફ કહેવા જશે તો લોકો નહિ માને. ત્યારે પ્રાકૃતજન પાસે કલાપિનું કાવ્ય 'મહાત્મા મૂળદાસ' વાંચો. કશી નીતિઅનીતિની ચર્ચામાં ઊતર્યા સિવાય લોકો ઉપર શી છાપ પડે છે તે જુઓ. જુઓ, મૂળદાસ અનીતિનો બચાવ કરે છે. હા. પણ નીતિ-અંધારશે તે બાઈને પશ્ચાત્તાપના આખર કિનારા સુધી પહોંચાડી હવે આજીવનમાં નવે નામે ખાતું લખવાનો અવસર તેને મૂળદાસ આપે છે. એક બાઈના જીવનમાં — મને કહેવા દો — નીતિનું કઠોર બંધન અને કલાએ મૃદુ કરેલી નીતિ — બન્ને સરખી રીતે ઉપકારક છે.

માટે જ હું કહું છું કે બન્ને વિરોધી નહિ પણ પૂરક છે. જે કલાસિદ્ધ સત્ય છે તે નીતિનિર્ણીત સત્ય કરતાં જુદું છે નહિ, જુદું હોઈ શકે નહિ. કારણકે સત્ય 'બે' હોઈ શકે નહિ.

૪

હવે જરા સીતા-ત્યાગનો કરુણ ચર્ચી લઈએ.

સીતા-ત્યાગનો કરુણ સદ્‌ગુણોના પરસ્પર અસામઞ્જસ્યથી જન્મે છે, એટલે એને Tragedy of Virtues કહી શકીએ. કરુણ હમેશાં સંઘર્ષજન્ય હોય છે. સંઘર્ષ સાથે સહાનુભૂતિનું તત્ત્વ આવશ્યક છે. ભવભૂતિનો કરુણ સંઘર્ષજન્ય હોવાથી વધારે વેગશીલ છે. વાલ્મીકિ અને કાલિદાસનો કરુણ વિશેષતઃ સહાનુભૂતિજન્ય છે. બન્નેનો ભેદ તત્ત્વતઃ નથી. ભવભૂતિમાં પાત્રમાં જ જે સંઘર્ષ છે તેનાથી સહાનુભૂતિ જન્મે છે. વાલ્મીકિ અને કાલિદાસના પાત્રમાં સંઘર્ષ નથી. એમાં તો પ્રથમ પાત્ર પ્રત્યે સહાનુભૂતિ જન્મે છે અને પછી તેમાંથી આપણા ચિત્તમાં સંઘર્ષ જન્મે છે.

કરુણ નીપજાવવાની વાલ્મીકિ અને કાલિદાસની પદ્ધતિ લગભગ સરખી છે. જે અલ્પ વસ્તુભેદ છે તે તપાસી લઈએ. બન્નેનો રામ ભદ્ર પાસેથી લોકવાયકા સાંભળે છે. વાલ્મીકિનો રામ પછી મિત્રમંડળને પૂછે છે એટલે મિત્રમંડળ કહે છે કે 'હા. વાત તો એમ જ ચાલે છે.' કાલિદાસનો રામ મિત્રમંડળને પૂછતો નથી. એટલે વાલ્મીકિના રામનું કર્તવ્ય 'મિત્રો પણ આમ જ કહે છે' એ વિચારથી વેગીલું બન્યું છે. કાલિદાસનો રામ પોતે જ નિર્ણય કરે છે. બન્ને રામ થોડો વખત 'દોલાચલચિત્તવૃત્તિ' થાય છે પણ એ તો કર્તવ્યનિર્ણયમાં વિલંબ કરવો પડે એવી પરિસ્થિતિ ઊભી થઈ છે માટે. કિંકર્તવ્યમૂઢતા કે જે વારે ઘડીએ ધર્મનો Code તપાસી આગળ ચાલનારને ઘણીવાર પ્રાપ્ત થાય છે — એ જ નિર્ણયમાં વિલંબ કરાવે છે. એમાં લાગણીઓનો સંઘર્ષ હશે પણ એ કરુણ નીપજાવવા જેટલો ગોચર નથી થતો. બન્નેમાં રામ ભાઈઓ પાસે પોતાનો નિર્ણય જાહેર કરે છે અને પોતાના પ્રાણ જવાની ધમકી આપી ભાઈઓને ચૂપ કરી દે છે.

અને સીતાની દોહદનું 'બ્હાનું' મળી જવાથી એ 'બ્હાને' (तद्व्यपदेशानेयां રઘુ૦) બહાર ધકેલે છે. બન્નેનો રામ અહીં, — કલાની દૃષ્ટિએ તેમ જ નીતિની દૃષ્ટિએ — ન માફ કરી શકાય એવો અપરાધ કરે છે.

બિચારા લક્ષ્મણને કામ સોંપ્યું છે. તેને તો [૬]ઔત્પાતિક મેઘ સાથે સરખાવ્યો છે. અલબત્ત વાલ્મીકિ લક્ષ્મણશોકને નામે આખો સર્ગ ભરે છે અને રામનો શોક પણ એટલી જ લંબાઈથી પાછળથી વર્ણવે છે પણ તે તો શોક — પરિતાપ રૂપે જ રહે છે, કરુણ નથી બની શકતો. કાલિદાસે ધાર્યું હોત તો પોતાની સહજસિદ્ધ શક્તિથી એક જ શ્લોકમાં તે લક્ષ્મણની મનોવ્યથાને ચિરંજીવ કરી ગયો હોત — અને તે પણ સીતાના કરુણને ક્ષતિ ન પહોંચે એવી રીતે — સીતાનો સંદેશ વાલ્મીકિના મૂળ અનુસાર છે. ઉપરાંત તેમાં કાલિદાસની મૌલિક શક્તિ પણ છે.

કાલિદાસનો કવિ – આત્મા સીતાની તરફેણમાં છે. વાલ્મીકિના મુખે તે રામ ઉપરનો રોષ ઠાલવે છે. પણ કાલિદાસ પોતે જે સમાજમાં ઊછર્યો છે તેની પકડ તેના કવિ–આત્મા ઉપર એટલી બધી છે કે તે પણ સીતાને [૭]'ઇન્દ્રિયાર્થ' કહી અન્યાય આપે છે.

સીતાત્યાગ ઉપરના કાલિદાસના લગભગ બધા ચિરંજીવી શ્લોકોનાં બીજ ઉત્તરકાંડમાંથી મળી રહે છે. ફક્ત લાઘવ અને ચમત્કાર એ બે તત્ત્વ કાલિદાસના લખાણમાં વાલ્મીકિ કરતાં વિશેષ જણાય છે. એમાં તો એને થોડે અંશે વાલ્મીકિનો આભાર માનવાનો રહ્યો કે વજ્રસૂચિએ કરેલા માર્ગમાં પોતે સરલ સૂત્ર–ગતિ કરી શકે છે.

અને હવે જુઓ ભવભૂતિની કળા. લોકવાયકા લાવનાર 'ભદ્ર' નહિ પણ 'દુર્મુખ.' સંજ્ઞાવાચક નામો ઉપર હું વિશેષ ભાર નહિ મૂકું પણ એ સૂચક તો છે જ.

સીતાની દોહદ ચિત્રદર્શન પછી — વધારે વાસ્તવિક રીતે થાય છે. વાલ્મીકિ અને કાલિદાસ દોહદ અકારણ ઉત્પન્ન કરે છે. કદાચ રામને બચાવી લેવાનો હેતુ હશે. પણ તો તો ઉપચાર વ્યાધિ કરતાં પણ વિષમ શોધાયો છે એમ કહેવું પડશે.

ભવભૂતિના રામને બે ફરજો મુરબ્બીઓ તરફથી મળે છેઃ (૧) સીતાની દોહદ પૂરવી; (૨) પ્રજાનું અનુરંજન કરવું. બન્ને ફરજો બજાવવામાં રામ તો નિમિત્ત માત્ર જણાય છે. અને એમાં તો એ પૂર્વજોનો વારસો સાચવતાં ફક્ત સીતાના જ નહિ પણ પોતાના હૃદયનો પણ ભોગ આપે છે. જો કે તે બોલે છે કે जानकीमपि मुञ्चतो नास्ति मे व्यथा ' પણ પછીનું તેનું વ્યથાપૂર્ણ વર્તન આ વાક્યને ખોટું પાડે છે. વળી ભવભૂતિનો રામ પ્રાણ જવાની ધમકી આપતો નથી. પેલા સમાજવાદી રામને પ્રાણ કરતાં સીતા પણ પ્રિય છે અને કીર્તિ પણ પ્રિય છે. પોતે પાછો સપ્રાણ છૂટી જાય છે.

ભવભૂતિનો રામ તો "(कों) एवं एवं" કહે છે એટલે શું કહે છે તે રહસ્યપૂર્ણ કલાથી સમજાતું નથી. રસનિષ્પત્તિ માટે જે પ્રતિકૂળ છે તેને અવ્યાહત રાખ્યું છે અને સંઘર્ષનો સંપૂર્ણ આવિર્ભાવ છે. એ આવિર્ભાવના અતિશયમાં પણ કલાનું મૌગ્ધ્ય સચવાઈ રહે છે.

સામટે મેળે જોતાં મને તો ભવભૂતિની મૌલિકતાનો જ વિજય જણાય છે.



૬ औत्पातिको मेघ इवाश्मवर्षं महीपतेः शासनमुज्जगार । रघु०
(જોયું કે મહીપતિનું શાસન છે. સીતાપતિનું નહિ!)
૭. अपि स्वदेहात्किमुतेन्द्रियार्थात् यशोधनानां हि यशो गरीयः । रघु०

# ગ્રીષ્મપૂર્ણિમા

ઉમાશંકર જોષી

શાંત પ્રસન્ન વરસંતી શરજ્જ્યોત્સ્નેથી
ઝીલ્યો છું હું મુદમયી શુચિ કૌમુદીમાં.
છે પીધી પ્રાવૃષ મહીં ઘનરન્ધ્રમાંથી
મેં ચાંદની ટપકતી ઉરઅંજલિએ.

ને પોષની પાણ્ડુર પૂર્ણિમાની
કપોલલેખાવલિ છે પઢી મેં
ન્યાળ્યા દુખે માગશરીમુખે તીણા
નહોર જે પાનખરદ્રુમે ભર્યા.

જ્યારે સજે નવવધૂશી વસુંધરા આ,
મ્હાલે વસંત નવપલ્લવપુષ્પવેશે, ૧૦
પ્રાણો વિશે પરિમલો ફરકે અદમ્ય,
ઊગંતો ત્યાં દિગંતે મુદભર નમણો છે દીઠો ફુલ્લચંદ્ર.

શરત્ કે વર્ષા વા શિશિર અથવા પાનખર કે
વસંતર્તુ કેરી પુનમ પ્રગટયે ષોડશકલા,
રહે શોભી તે તે ઋતુ સકલ કેરો સુરુચિર
શશીરશ્મિસ્પર્શે અધિકતર સૌન્દર્યમહિમા.

દિવસે પ્રકૃતિશોભા આંજતી ચક્ષુઓ ભલે,
રમી જતી એ કવિતા શી હૈયે
એ તો પ્રભાવ રસરાણીશી પૂર્ણિમાનો.
ઋતુઓ રાજતી સર્વે સ્વસ્વનાં પ્રકૃતિધને, ૨૦
રાજતી પ્રકૃતિરિદ્ધિ અધિકી પૂર્ણિમા વડે.

છે એક એવી ઋતુ છેક રંક,
બળી ઝળી ને વળી સૂકી ખંખ,
એની પરે ના પ્રકૃતિ પ્રસન્ન,
શોભા એની ગણો જે કંઈક સકલ તે પૂર્ણિમાનો જ ચંદ્ર.

ગ્રીષ્મને બળતે હૈયે સુધા સીંચતી ચંદિરા,
નથી એ સીંચતી એવી કદી કો ઋતુ અન્યમાં.

ના ગ્રીષ્મને રમ્ય શરત્પ્રસન્નતા
વર્ષા તણી વા ભરપૂર ચારુતા,

# काशीनुं हिंदी साहित्य संमेलन

श्री. काकासाहेब कालेलकर

કાશીના હિંદી સાહિત્ય સંમેલનથી અમને સંતોષ થયો. અમરપુરી વારાણસીએ હિંદી સાહિત્ય સંમેલનને આખરે નવું બળ આપ્યું.

કાશીએ હિંદી સાહિત્ય સંમેલનને અનેક પાઠ શીખવ્યા છે. કહેવાય છે કે જેઓ કાશીની યાત્રા કરી પાછા આવે છે તેઓ દીર્ઘાયુષી થાય છે. જો આ વાત સાચી હોય તો હિંદી સાહિત્ય સંમેલન જરૂર દીર્ઘાયુષી થશે.

લોકશાહીના આ દિવસોમાં મતભેદોનું બજાર તેજ હોય એમાં કંઈ આશ્ચર્ય નથી. પુરાણવાદી નગરીમાં જો કદાચ સુધારકોનો વિરોધ થયો હોત તો તે પણ સ્વાભાવિક જ ગણાત. પરંતુ કહેતાં હર્ષ થાય છે કે કાશીમાં ઉપસ્થિત પ્રતિનિધિઓએ સુધારવિરોધી વૃત્તિ નથી ટકાવી. સંમેલનમાં ચર્ચાના આવેશમાં જે આકરી વાતો બોલાઈ તે પણ પ્રેમ અને ભાષા પ્રત્યેની ભક્તિને કારણે જ બોલાઈ હતી. પિતામહ મહાનુભાવ માલવિયાજીને એને માટે બહુ દુઃખ થયું છે. તો એ વસ્તુ આપણે બિલકુલ ભૂલી જઈએ એ જ ઉચિત છે. જે લોકો આપણને પોતાના સમજે છે તેમને આપણા પર ગમેતેવી કઠોર વાતો કહેવાનો અધિકાર પણ છે. એટલે વાદવિવાદની કટુતાને ભૂલી જઈને આપણે પ્રેમવૃત્તિનું જ સ્મરણ રાખવું જોઈએ. પરંતુ એટલું કહ્યા વિના નથી રહી શકાતું કે જો આજના નવયુવકોએ માનનીય શ્રદ્ધેય શ્રી. પુરુષોત્તમદાસ ટંડનની અદબ અને આમન્યા વધારે રાખી હોત તો સોનામાં સુગંધ ભળી જાત.

આપણે એ ન ભૂલવું જોઈએ કે ‘હિંદીનો પ્રેમ’ અને ‘ઉર્દૂનો ડર’ બન્ને એક જ વસ્તુ નથી. પરદેશી રાજ્યની ગુલામીમાં રહેવાથી, આપણે ભૂલી ગયા છીએ કે, આપણા દેશનો ઉદ્ધાર આપણા હાથમાં છે. બીજા કોઈ ન તો આપણો ઉદ્ધાર કરી શકે ન તો અધઃપાત. બિહારમાં હો કે યુક્ત પ્રાંતમાં, સીમાન્ત પ્રદેશમાં હો કે પંજાબમાં, જો આપણે આપણી ભાષાની રક્ષા અને ઉન્નતિ કરવા ઇચ્છતા હોઈએ તો જ્યાં સુધી આપણે એની પ્રાણ પાથરીને સેવા નહિ કરીએ ત્યાં સુધી બીજાઓનો દ્વેષ કર્યાથી અથવા તો સરકારને ગાળો દીધાથી આપણી પ્રતિષ્ઠા નથી વધવાની.

ચારપાંચ વર્ષથી આ ફરિયાદ સાંભળવામાં આવે છે કે, “ હિંદી સાહિત્ય સંમેલન રાજદ્વારી સંસ્થા થઈ ગઈ છે. એમાં રાષ્ટ્રભાષાના પ્રચારને જ મુખ્ય સ્થાન આપવામાં આવે છે. સાહિત્ય વિકાસ તરફ જરાય ધ્યાન આપવામાં આવતું નથી. હિંદી સાહિત્ય સંમેલનમાં નથી હિંદીને સ્થાન કે નથી સાહિત્યને. કોંગ્રેસના નેતાઓ એના મુખ્ય સૂત્રધાર બની બેઠા છે. સંમેલનના પૈસા અહિંદી પ્રાંતોમાં ખરચવામાં આવે છે. અને હિંદીના સારા સારા સાહિત્યકારો—નવલકથાકારો, વાર્તાલેખકો, કવિઓ અને સમાલોચકોની કોઈ કદર જ કરતું નથી. ”

સિમલામાં હિંદીના સિદ્ધહસ્ત વૃત્તવિવેચક શ્રી બાબુરાવજી પરાડકર સભાપતિ હતા. એમણે કોઈ પણ જાતનું રાજદ્વારી કાર્ય સંમેલનની સામે મૂક્યું નહિ. ઊલટું જેનાથી સાહિત્યકારોને સંતોષ થાય અને એમનો આત્મવિશ્વાસ જાગ્રત થાય, એવી સાહિત્યની વ્યાખ્યા પણ એમણે બનાવી આપી.

કાશીના સંમેલનને એક શુદ્ધ સાહિત્યિક અને અસુધારક પ્રમુખ પ્રાપ્ત થયા હતા. સમાજશાસ્ત્ર પરિષદના પ્રમુખ શ્રી. નરેન્દ્રદેવજીને બાદ કરતાં બીજી એક પણ પરિષદના પ્રમુખ રાજદ્વારી પુરુષ ન હતા. રાષ્ટ્રભાષા પ્રચાર પરિષદની તો વાત જ જુદી છે. કેટલાક સાહિત્યકારો રાષ્ટ્ર સંગઠનના એ કાર્યને રાજનૈતિક કહીને એને અસ્પૃશ્ય જેવી જ માને છે. શ્રી નરેન્દ્રદેવજીએ પોતાની એક પણ રાજદ્વારી, સામાજિક અથવા આર્થિક યોજનાનો સંમેલનમાં ઉલ્લેખ નથી કર્યો. સ્વાગત સમિતિ તો જાગતાજોધ સાહિત્યકારોની જ બનેલી હતી.

સંમેલનના કેટલાક મહિના પહેલાં મને સૂચના મળી હતી કે આ વખતે સંમેલનમાં તમારી વિરુદ્ધ જબરજસ્ત પક્ષ ઊભો થવાનો છે અને રાષ્ટ્રભાષાની વ્યાખ્યાથી માંડીને પ્રચારનું જડમૂળ સંમેલનમાંથી ઉખેડી નાખવામાં આવવાનું છે. કેટલાક હિતચિંતકોએ મને એ પણ સલાહ આપી હતી કે તમે પણ તમારી તરફથી પૂરી તૈયારી કરીને જાઓ, કેમકે ત્યાં તો બહુમતિનો મામલો છે. પણ મેં તો આનાથી તદ્દન ઊલટો જ નિશ્ચય કરી લીધો કે મારે મારા પક્ષની મોટી સંખ્યા ત્યાં લઈ જવાની કોશિશ ન કરવી; કેમકે મને વિશ્વાસ હતો કે હું મિત્રોના મંડળમાં જાઉં છું. ભાષા અને સંસ્કૃતિના અભિમાની રાષ્ટ્રભક્તો મારી સેવાનો નિષેધ શું કામ કરે? કાશીના સંમેલનમાં મેં સાંસ્કૃતિક જાગૃતિ અને ભાષાભિમાન ખૂબ જ જોયું. હું જાગ્રતિની કદર કરી શકું છું અને હું જાતે ભાષાપ્રેમી તો છું જ. એટલા માટે હું એવો નિશ્ચય કરીને કાશી ગયો હતો કે કદાચ સંમેલન પોતાની છત્રછાયા નીચે યા તો પોતાને નામે મને કામ ન કરવા દે તો પણ અમારે સેવા તો કર્યા જ કરવી. કોઈ પણ વ્યક્તિને સત્તા અને પ્રતિષ્ઠાથી વંચિત કરી શકાય છે પણ એકનિષ્ઠ અને નિરપેક્ષ સેવામાંથી એને કોણ વંચિત કરી શકે છે?

આની સાથે બીજો એ પણ નિશ્ચય મેં કર્યો હતો કે શ્રદ્ધેય ટંડનજી જેવા રાષ્ટ્રપુરુષને જે વાત અપ્રિય હોય તે મારે ન કરવી. પછી એ નીતિને અનુસરવામાં ચાહે તેટલી કિંમત ભલે આપવી પડે. કારણ મારી દૃષ્ટિએ ટંડનજી હિંદીના એક અનન્ય સેવક જ નહિ પણ ચારિત્ર્યવાન રાષ્ટ્રપુરુષ પણ છે. એટલા માટે જ સંમેલનમાં રજૂ કરવા મારા તરફથી હું એક પણ પ્રસ્તાવ લઈ ગયો ન હતો. કાશીમાં સર્વત્ર શુદ્ધ સાહિત્યકારોનું જ સામ્રાજ્ય હતું. એમની આગળ અમારે તો આરોપીના પિંજરામાં જ ઊભા રહેવાનું હતું.

આ વખતે સંમેલનમાં જો સાહિત્યિક વિકાસની અનેક વાતો આવી હોત તો મને વધારે સંતોષ થાત. મેં તો એવી આશા રાખી હતી કે, કેવળ સાહિત્યિક વિકાસમાં પણ મારો નમ્ર સાથ આપીને હું એ સિદ્ધ કરી શકીશ કે કેવળ સાહિત્ય પ્રત્યે પણ મને કાંઈક રુચિ અને ભક્તિ છે. પરંતુ ચાર દિવસના લાંબા અધિવેશન પછી અને છસાત દિવસની

ગરમાગરમ ચર્ચા પછી પણ સંમેલનમાં એકે એવો ઠરાવ કે યોજના રજૂ ન થયાં કે જેને આપણે સાહિત્યિક કહી શકીએ. બિચારા પંડિત હજારીપ્રસાદજી શાન્તિનિકેતનથી દશ વર્ષની યોજના લઈને આવ્યા હતા. સંમેલનથી કંઈ થઈ શકવાનું નથી એવું કહેવાવાળા બનારસીદાસજીએ એમની યોજનાની ખૂબ પ્રસિદ્ધિ કરી હતી, પણ એ તરફ ધ્યાન આપવામાં ન આવ્યું—ધ્યાન આપવાનો અવકાશ જ ન રહ્યો. સંમેલનના સભાપતિની યોજના તો એટલી પણ મહત્ત્વાકાંક્ષી ન હતી, પરંતુ એના તરફ પણ સંમેલન ધ્યાન આપી શક્યું નહિ.

ત્યારે સંમેલને કર્યું શું ? શું જેમને તક મળી તેમણે મહાસભા સરકારની યથેષ્ટ નિંદા જ કરી લીધી ? મહાસભા સરકારની નિંદા કરવામાં જેમને મઝા પડે એવા થોડા અશ્વત્થામા લોકો ભલે હોય, પરંતુ વધારે લોકો તો ભાષાની પરંપરા અને શુદ્ધિના પક્ષપાતી હતા. ક્રોધવશ થઈને તેઓ જો કાંઈ કઢંગી વાતો સંભળાવે તો આપણે એ પણ સહી લેવું જોઈએ. દાખલા તરીકે, મેં જ્યારે કહ્યું કે જ્યાં સુધી મારું ચાલશે ત્યાં સુધી હું નાગરીનું સ્થાન રોમન લિપિને કદી નહિ લેવા દઉં, હું તો નાગરી લિપિ જ ઇચ્છું છું, ત્યારે એક વક્તાએ તરત જ મંચ ઉપર ઊભા થઈને જાહેર કર્યું કે "કાકાનું આ કથન ડૉ. અબ્દુલ હક અને ડૉ. ઝાકિર હુસેનના કાનો સુધી પહોંચાડવું જોઈએ ! ! !" કેટલાક વિવેકશૂન્ય સાહિત્યકારોને રાજનીતિનો દ્વેષ છે. એમને 'કેવળ સાહિત્ય' સાથે જ મતલબ છે. એમ તો બીજી ઘણીએ બાબતો સાથે મતલબ છે. એમનો મુખ્ય આગ્રહ તો એ છે કે રાજનીતિ કોંગ્રેસી ઢંગની ન હોવી જોઈએ પછી ભલે રાજનીતિ હિંદુ મહાસભાની હોય અથવા એનાથી પણ ચડિયાતી અંતઃકલહ વધારનારી 'યાદવાસ્થળી' છાપની હોય એનો એમને કાંઈ વાંધો નથી, એટલું જ નહિ પણ એમની દૃષ્ટિએ એ આવકારપાત્ર છે. હિંદીનાં હિતઅહિતના શ્રીગણેશ પણ આ મિત્રોએ વિચાર્યા નથી. બિહારમાં હિંદુઓની સંખ્યા વધારે છે અને મુસલમાનોની બહુ જ થોડી છે. આ વાતને આધારે ત્યાંની હિંદુસ્તાનીનો વિરોધ કરવો ઉચિત હોય તો કેવળ જનસંખ્યાને ખ્યાલમાં રાખીને પંજાબ અથવા કાશ્મીરમાં કેવળ ઉર્દૂ જ રાષ્ટ્રભાષાની જગ્યાએ ચલાવવામાં આવે તો એ ભાઈઓને તેમાં આપત્તિ ન લાગવી જોઈએ.

મહાત્માજીએ તો સ્પષ્ટ કહ્યું છે કે હિંદી અને ઉર્દૂ બન્નેનું જુદું જુદું અને સ્વતંત્ર સાહિત્ય છે. એ પ્રવાહોને કોઈ રોકી નહિ શકે. આ બન્ને પ્રવાહો હોવા છતાં પણ રાષ્ટ્રભાષાની આપણે એક એવી સ્વતંત્ર શૈલી બનાવવી પડશે કે આખા ભારતવર્ષને માટે સમાન રીતે ગ્રાહ્ય હોય. એ શૈલીનું નિર્માણ કરવામાં ન તો બિહારની કોમી જનસંખ્યાનો વિચાર કરવો જોઈએ, ન તો પંજાબનો. ઉત્તર ભારતના હિંદી અને ઉર્દૂની બનેલી પરંતુ પૂર્વ અને પશ્ચિમ, મધ્ય અને દક્ષિણ ભારતને માન્ય હોય એવી જ શૈલી રાષ્ટ્રભાષાનું સ્થાન લઈ શકે. આપણું સાહિત્યાભિમાન આપણને એવું ન બોલાવે કે, "અમારી શુદ્ધ સંસ્કૃતનિષ્ઠ હિંદી જ રાષ્ટ્રભાષા થઈ શકે. અમે સાહિત્યાભિમાનીઓએ જ રાષ્ટ્રભાષાની શૈલીનો ઠેકો લઈ લીધો છે. અમે કહીશું એટલી જ આર્યદુનિયા ગણાશે અને બાકીની બર્બર." શું આજ પણ આપણે મનુષ્યજાતિના પ્રથમ પૂર્વજ મનુ ભગવાનના અધિકારથી એમ જ કહીશું કે :

एतद्देश प्रसूतस्य सकाशादग्रजन्मनः ।
स्वं स्वं चरित्रम् शिक्षेरन् पृथिव्याम् सर्व मानवाः ॥

શું આપણને આમ કહેવું લાઝમ છે કે, સરસ્વતી અને દશદ્વતી અથવા ગંગા-યમુનાના દોઆબમાં રહીને વેદોનું રક્ષણ કરનારા 'અંતર્વેદી' પંડિતો પાસેથી જ બધા લોકોએ ધ્વનિશાસ્ત્ર અને વ્યાકરણશાસ્ત્ર તથા હિંદી શૈલી શીખવી પડશે? હિંદીના એક અધ્યાપકે તો મને ત્યાં સુધી કહ્યું હતું કે (પરંતુ હિંદીમાં નહિ, અંગ્રેજીમાં કહ્યું હતું) 'The North has always ruled the South. The Southern people should, therefore, study the language of the North.' (ઉત્તરના લોકોએ દક્ષિણ ઉપર હંમેશ રાજ્ય કર્યું છે. દક્ષિણના લોકોએ એટલા માટે જ ઉત્તરની ભાષા શીખવી જોઈએ.)

મારી નમ્ર સૂચના છે કે આપણે રાષ્ટ્રભાષાને અન્તઃકલહનું, પરસ્પર ઇર્ષાનું અને સ્પર્ધાનું હથિયાર ન બનાવીએ. મને વિશ્વાસ છે કે જેઓ હિંદી ભાષાની પરંપરાના અભિમાની છે તેઓ પણ રાષ્ટ્રીય એકતાના હિમાયતી છે. પરંતુ ભાવાવેશમાં આવી જઈને તેઓ કદી એવી કોઈ વાત ન કરે અથવા તો કહે કે જેને લોકો 'લિંગ્વિસ્ટિક ઇંપીરિયાલિઝમ' (ભાષાગત સામ્રાજ્યવાદ) કહી શકે. આપણી આજની પરાધીન સ્થિતિમાં તો એ 'ઇમ્પોટંટ લિંગ્વિસ્ટિક ઇમ્પીરિયાલિઝમ' (પુરુષાર્થહીન ભાષિક સામ્રાજ્યવાદ) જ થશે. આપણો રસ્તો પ્રશસ્ત અને સુગમ બનાવવાને બદલે આવી રીતે તો આપણે એમાં કાંટા વેરીશું. આપણું લક્ષ્ય ભાષિક સામ્રાજ્ય નથી પણ રાષ્ટ્રભાષાના પ્રચાર દ્વારા રાષ્ટ્રીય ઉત્થાન છે.

આપણે એ ન ભૂલવું જોઈએ કે રાષ્ટ્રભાષા ન તો કેવળ હિંદુઓની ભાષા થશે, ન કેવળ મુસલમાનોની, શીખોની, ઇસાઈઓની, અથવા તો પારસીઓની. એ તો હિંદી અને ઉર્દૂના મિશ્રણથી અને આખા હિંદુસ્તાનની સંમિલિત સંમતિથી બનશે. હિંદુસ્તાનની પ્રાચીન સંસ્કૃતિની દૃષ્ટિએ અને વર્તમાન પરિસ્થિતિમાં એને માટે જો વધારેમાં વધારે અનુકૂળ અને સુગમ કોઈ ભાષા હોય તો તે હિંદી છે. તે આપણી પ્રાન્તીય ભાષાઓની સહોદરા છે. અને વધારેમાં વધારે પ્રચલિત છે. એટલા માટે રાષ્ટ્રભાષાની શૈલીનું નિર્માણ અને પ્રચાર કરવાનું ગૌરવાન્વિત અધિકાર અને મુરબ્બીપણું એને છે અને ત્યાં સેવાની જવાબદારી તો આવે જ છે.

બીજી બધી ભાષાઓનાં સંમેલન પ્રાન્તીય સંમેલનો હોય છે. એક હિંદી સાહિત્ય સંમેલન જ માત્ર અખિલ ભારતીય સાહિત્ય સંસ્થા છે. જો તેને અખિલ ભારતીયત્વનો ભાર વહન કરવો પોતાની શક્તિ બહારનું લાગતું હોય તો, એણે નમ્રતાપૂર્વક એ જવાબદારીને છોડી દેવી જોઈએ. જેવી રીતે રાજકીય ક્ષેત્રમાં હિંદી મહાસભા અખિલ ભારતીય ક્ષેત્રની જવાબદારી સંભાળતી હોવા છતાં ધૈર્યથી રાષ્ટ્રીય એકતાનો પ્રયોગ કરે છે, એ જ રીતે હિંદી સાહિત્ય સંમેલને પણ અગ્રેસર થવું પડશે, એ જ એનો નિયત માર્ગ છે. હવે એની સામે આ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, શું તે સાહિત્ય અને સંસ્કૃતિના ક્ષેત્રમાં એ જ ધોરણ પકડશે જે રાજનૈતિક ક્ષેત્રમાં કોંગ્રેસે ગ્રહણ કર્યું છે? કે પછી

પ્રાદેશિક અથવા કોમી સંસ્થાઓના ધોરણને સ્વીકારશે ? શું તે કેવળ હિંદીભાષી હિંદુઓનું પ્રાન્તીય સાહિત્ય સંમેલન રહેવામાં જ પોતાની જાતને કૃતકૃત્ય માનશે ? આ મૂળભૂત પ્રશ્ન છે. આના ઉત્તર પર આપણી નીતિ નિર્ભર છે.

કેટલાક હિંદી ભક્તો "पुनर्मूषिको भव" ની નીતિના પુરસ્કર્તા છે. એમને માટે કોઈને કશી ફરિયાદ નથી. પરંતુ આમાં પણ અનેક સાહિત્યકારો એવા પડેલા છે જેઓ કહે છે કે, અમે પ્રાન્તની ઉપભાષાનો (બોલીઓનો) પણ સંગ્રહ નહિ કરીએ કેમકે, એ તો ગામડાની ગામડી-ગમાર-ભાષાઓ છે. અમે તો કેવળ સાહિત્યિક હિંદીના પક્ષપાતી છીએ. આપણે ઇચ્છા કરીએ અનુદાર રહેવાની અને ઉપરથી એમ પણ ઇચ્છીએ કે અમારો સંચાર અને અધિકાર સર્વત્ર અનિરુદ્ધ રહે એ શી રીતે બનવાનું છે !

આપણે ઇચ્છીએ છીએ કે બંગાળ, મહારાષ્ટ્ર, ગુજરાત અને મદ્રાસ આદિ બધા પ્રાન્તના લોકો હિંદી ભાષાનું અધ્યયન કરે. પણ આપણે એ જરા ય નથી ઇચ્છતા કે તેઓ પોતપોતાની માતૃભાષાની ઉપેક્ષા કરે. આપણી પ્રાન્તીય ભાષાઓનું સાહિત્ય પણ કંઈક ગર્વ લેવા જેવું તો છે જ. ઉચ્ચ કેળવણીમાં અંગ્રેજીએ જે સ્થાન લઈ લીધું છે ત્યાંથી આપણે તેને હઠાવવા માગીએ છીએ. પરંતુ એ સ્થાન આપણે પોતપોતાના પ્રાન્તોમાં હિંદીને નહિ પરંતુ પોતપોતાની પ્રાન્તીય ભાષાઓને આપવા માગીએ છીએ. બંગાળ, મહારાષ્ટ્ર અથવા ગુજરાતમાં ઉચ્ચ કેળવણી કે વ્યવહાર પ્રાન્તીય ભાષા દ્વારા જ ચલાવવામાં આવશે. અમારે માટે હિંદી નથી જોઈતું. એ વ્યવહાર તો નીચેથી લઈને ઉપર સુધી પ્રાન્તીય ભાષામાં જ ચાલશે. તો જ આપણે આપણા પ્રાન્તની જનતાનાં હૃદય અને બુદ્ધિ સુધી પહોંચી શકીશું. અને એના અભ્યુત્થાનમાં સહાય આપી શકીશું. અમારી તો એ પણ આકાંક્ષા છે કે, હિંદી પાસેથી જેટલી સેવા લઈશું એટલી એની સેવા પણ કરીશું. હિંદીનું સાહિત્ય બીજી કોઈ પણ ભાષાના સાહિત્ય કરતાં ચઢિયાતું રહે એવો અમે પ્રયત્ન કરીશું. પણ એ સાહિત્યને આ ગૌરવ પ્રાન્તીય ભાષાભાષી, સાહિત્યસેવકોના અને લોકસેવકોના સહકારથી જ પ્રાપ્ત થશે. આ વૈભવ એને પ્રાન્તીય ભાષાઓની સહાયતાથી જ પ્રાપ્ત થશે. પણ જો હિંદી બંગાળીની ઇર્ષા કરશે, ગુજરાતીને ઘૃણાની દૃષ્ટિએ જોશે, મરાઠીને પોતાનો 'ઉર્દૂનો ભય' બતાવશે અને દક્ષિણની ભાષાઓને અનાડી (અનાર્ય) ભાષાઓ કહીને એમની અવગણના કરશે તો એનો વૈભવ અને સત્તા ત્રણ દિવસ પણ નહિ ટકે. એ રસ્તો હિંદી ભાષાને સમૃદ્ધ કરવાનો નથી. એમ કરવા જતાં તો હિંદી ભાષાના દ્રોહી જ આપણે થઈશું.

મને સંતોષ છે કે કાશીના અધિવેશને એ સિદ્ધ કરી આપ્યું છે કે હિંદીના ક્ષેત્રમાં એવા શ્રેષ્ઠ સાહિત્યકારો પણ છે જેઓ રાષ્ટ્રભાષા પ્રચારની રાષ્ટ્રીય દૃષ્ટિ બહુ સારી રીતે સમજે છે અને એમણે એનો સ્વીકાર પણ કરી લીધો છે. એમના વિચારમાં સંકુચિતતા જરાય નથી. તેઓ પોતાના વિદ્યાજનિત વિનય અને આર્યોચિત સૌજન્યથી સ્વભાવતઃ ગુરુસ્થાન પ્રાપ્ત કરી ચૂક્યા છે. રાષ્ટ્રમાં ફૂટ પાડવાવાળા ભાષાવિગ્રહનો એમને જરાયે ડંખ નથી. એમની સામે આપણું માથું એની મેળે જ ઝૂકી જાય છે. એમનો સેવાભાવ અને એમની શુભ કામના જ હિંદીનું કર્તવ્ય છે. એમના સત્કારથી જ મારા જેવો નવો શીખાઉ પણ હિંદીની કંઈક સેવા કરવાની આશા રાખે છે. તુલસી અને સુર, કબીર

અને નાનકથી લઈને પ્રેમચંદ અને મૈથિલીશરણ સુધીની જે ઉદારમના સાહિત્યકારોની અવિચ્છિન્ન પરંપરા ચાલી આવી છે તેમના પ્રત્યે અમારા મનમાં અપાર આનંદ છે. આપણે અકર્મણ્ય અને વાદાનંદી સાહિત્યાભિમાનીઓ તથા સાહિત્યોપજીવીઓના કરતાં આ લોકોની પ્રતિષ્ઠા દિનપ્રતિદિન વધારવી જોઈએ. અને ત્યારે જ સાહિત્ય દ્વારા રાષ્ટ્રની પ્રગતિમાં આપણે મદદ કરી શકીશું.

આપણે સાહિત્યપ્રેમીઓએ એટલું કદી ન ભૂલવું જોઈએ કે, અહીં જે સાહિત્ય નિર્માણ કરવાનું છે તે ન તો રાજદરબારને માટે હશે, ન તો કેવળ વિદ્વાન લોકોને ભોગને માટે હશે. હવે તો સાહિત્ય જનતાજનાર્દનની આરાધનાનું સાધન થશે. હવે કોઈ સાહિત્યકાર એવા ભ્રમમાં ન રહે કે જનતા તો તદ્દન ગમાર છે અને ગમાર જ રહેશે. અને તે સાહિત્યસેવીઓને કેવળ ભાષાવિલાસ અને શબ્દક્રીડાને માટે 'ઘૃતકુલ્યા મધુકુલ્યા' આપતી રહેશે.

મને એ પણ સંતોષ છે કે, કાશીનું સંમેલન સદ્‌ભાવ અને સહકારના વાતાવરણમાં પૂરું થયું. પ્રાંતીય અથવા તો કોમી સંકુચિતતાને બદલે ત્યાં મેં ભાષાશુદ્ધિનો પક્ષપાત અને પરંપરાની રક્ષાની ભાવના જ વધુ જોઈ. આપણે બધા એક જ કામ કરીએ છીએ અને એકબીજાના પ્રેમ તથા સહાયતાના અધિકારી છીએ તો ભાષાવેશમાં થોડો-ઘણો પ્રેમકલહ થાય એ સ્વાભાવિક જ હતું. એનું એક પણ ચિહ્ન હવે આપણાં સ્મૃતિપટ પર ન રહે. કાશીના સંમેલને આપણી રાષ્ટ્રીય વૃત્તિ અને યોજનાઓનું સમર્થન કરીને આપણને એ પણ સંદેશો આપ્યો છે કે, જ્યાં સુધી આપણે આપણાં બધાં કામોમાં, આપણા અન્તર્ગત અને બાહ્ય વ્યવહારમાં, સૌજન્ય અને અહિંસાની મર્યાદાનું સચ્ચાઈથી પાલન નહિ કરીએ ત્યાં સુધી સફળતા પ્રાપ્ત થશે નહિ. રાજનૈતિક ક્ષેત્રમાં અહિંસાની ઉપયુક્તતા વાદગ્રસ્ત ભલે હોય પણ સાહિત્યિક ક્ષેત્રમાં તો એની ઉપયોગિતા નિર્વિવાદ છે.

## મારી કાશી સંમેલન યાત્રા

આટલા પૈસા અને સમય ખર્ચીને દૂરદૂરથી પ્રતિનિધિ અને પ્રેક્ષકો આવે છે; આ સમાગમમાંથી સંમેલને ખૂબ લાભ ઉઠાવવો જોઈએ. આખું વર્ષ જે લોકો લાગટ કામ કરે છે એમના કાર્યને વિષે નિર્ણય આપવાની યોગ્યતા આવી રીતે પોતપોતાના ક્ષેત્રમાં જે કામ કરે છે તે અધિકારીઓમાં જ છે. સભામાં આવ્યા પછી જ જે લોકો વિચાર કરવો શરૂ કરે છે એવા લોકોના મત પર આપણે આપણું રાષ્ટ્રીય કામ નિર્ભર ન રાખવું જોઈએ.

* * *

હિંદી સાહિત્ય સંમેલનની સાથે કવિ સંમેલન, વાર્તા સંમેલન, નાટક ઇત્યાદિ આમોદપ્રમોદનો કાર્યક્રમ રાખવામાં આવે એ ખરાબ નથી. આ કાર્યક્રમો દ્વારા સ્થાનિક અને પ્રાન્તીય વિશેષતાઓ પ્રગટ થાય છે. પણ જ્યારે જીવન સમૃદ્ધ નથી હોતું ત્યારે આવા કાર્યક્રમ છીછરા અને નીરસ બની જાય છે, એમાં એક અનિષ્ટ વાયુમંડળ ઉત્પન્ન થઈ જાય છે અને મુખ્ય કાર્ય તો બાજુએ જ રહી જાય છે. એટલા માટે

કાર્યક્રમોની સંખ્યા ન વધારતાં યોગ્ય પુરુષોની અધ્યક્ષતા નીચે અવૈધ વાર્તાલાપ રાખવા જોઈએ.

* * *

આ વખતે કાશીમાં મને ગંગાને તટ રાયકૃષ્ણદાસજીની કોઠી પર રહેવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું. અમારા મેજબાન રાયસાહેબ તો પોતાના 'કલાભવન'ની તૈયારીમાં જ રોકાયેલા હતા. તો પણ ચાર છ દિવસ અમને ત્યાં જે 'કાવ્યશાસ્ત્રવિનોદ'નું વાતાવરણ મળ્યું તે મારે મન સંમેલનના જેટલું જ મહત્ત્વનું હતું. આ 'ગોષ્ઠિ'ના સ્વાગતાધ્યક્ષ હતા કવિવર મૈથિલીશરણજી. અમે બધા એમને સોંપાયેલા હતા. ત્યાં મૈથિલીશરણજી, સિયારામશરણજી, નવીનજી, જૈનેન્દ્રજી, માખનલાલજી, 'કુમાર'ના સંપાદક સુરેશસિંહજી, મુંબઈના અજાયબ ઘરના વ્યવસ્થાપક ડૉ. મોતીચંદજી આદિ અનેક સજ્જનો સાથે વાર્તાલાપ થઈ શક્યો. ક્રાન્તિવાદી સન્યાલજીએ પણ ત્યાં જ આવીને દર્શન દીધાં. મોગલ શૈલીના અન્તિમ પ્રતિનિધિ-ચિત્રકાર રામપ્રસાદજીએ પણ પોતાના સૌજન્યથી બધાને આનંદ આપ્યો. શ્રી. કેડિયાજીનું સંગ્રહાલય પણ ભૂલી જવા જેવી ચીજ નથી. રાયસાહેબને ઠેકાણે શ્રી. 'નવીનજી'એ પોતાનું "सिरजन की ललकार मेरी" નામનું સુંદર, સુદીર્ઘ અને ભવ્ય કાવ્ય ગાઈ સંભળાવ્યું અને ગંગાતટ પર પોતાની પ્રસન્ન ગંભીર વાણીથી કવિસંમેલનની એક નાની પણ સંસ્મરણીય આવૃત્તિ કરી બતાવી. ગુપ્ત બંધુઓનું ઝંડાગીત પણ ઓછું આકર્ષક નહતું. મારો તો નિશ્ચિત મત થઈ ગયો છે કે, દેશનાં ઝંડાગીત 'દેશ રાગ' માં જ ગવાવાં જોઈએ.

દક્ષિણ ભારતીઓને માટે કાશી સનાતન તીર્થક્ષેત્ર તો છે જ. પરંતુ અમારે મન ત્યાંના બાવાવૈરાગીઓ એટલા આદરણીય નથી, જેટલા ભારતભૂષણ પૂજ્યપાદ માલવિયાજી, આદર્શ ગૃહસ્થાશ્રમી શિવપ્રસાદજી ગુપ્ત, વિદ્વત્‌શિરોમણિ ડૉ. ભગવાનદાસ, રાષ્ટ્રીય તત્ત્વવિવેચક બાબુરાવજી પરાડકર, કલાના અનન્ય ઉપાસક રાયકૃષ્ણદાસજી વગેરે કાશી-નિવાસી સજ્જનો છે. આ બધા સંતો "जंगम तीरथराजु" છે. કાશીનું પાવનત્વ આવા જ સમાજસેવકોને લઈને છે અને જો સમાજસત્તાવાદી આચાર્ય નરેન્દ્રદેવને ધર્મનો વાંધો ન હોય તો એમને પણ હું ઉપરની નામાવલીમાં મૂકવાનું પસંદ કરું.

મારે મન કાશી જેટલું પવિત્ર છે તેનાથી સારનાથ જરાપણ ઓછું પવિત્ર નથી. બૌદ્ધધર્મ હિંદુધર્મનું જ એક ઉજ્જ્વલ અંગ છે, એ સિદ્ધ કરવા માટે મારે શ્રી. જુગલકિશોરજીના પ્રચારની આવશ્યકતા નથી. એમણે બંધાવેલી સારનાથની ધર્મશાળા જોઈને ચિત્ત પ્રસન્ન થયું. કુશીનારામાં પણ એમણે ચારે દિશામાંથી આવનારા બૌદ્ધોને માટે એવી જ એક સુંદર ધર્મશાળા બંધાવી છે. સારનાથમાં ભદન્ત આનંદ કૌસલ્યાનજીનાં દર્શન થયાં. બધા બૌદ્ધ સાધુઓ જો એમના જેવા હસમુખા અને વિનોદી બની જાય તો મને ભય છે કે ક્યાંક બૌદ્ધધર્મ આખી દુનિયાનો ધર્મ ન બની જાય! વિદ્વત્તા, વિનોદ, કટાક્ષ અને સહિષ્ણુતાનું આ રસાયણ બધાયને માટે આનંદદાયી છે.*

ઑક્ટોબર, ૧૯૩૯

---

* હિંદી 'सर्वोदय' માંથી. અનુવાદક: બહેન વનમાળા પરીખ.

# મધરજની

પ્રજારામ ન. રાવળ

[ સ્રગ્ધરા ]

ઘૂમંતા સૂર્યછૂટયો ધખધખધખતો પૃથ્વીગોળો ઠરે છે,
વ્હેલો ને મૅમથો ને વિહગ, મનુજ ધીમેધીમે ઉદ્ભવે છે
સોગાથેં ઇન્દ્રિયોના જીવનકલહમાં ઝૂઝતો માનવી એ
વીંઝે પાષાણશસ્ત્રો; લઘુકલઘુક કૈં ટોળીઓમાં લમે છે.

જાગે સામ્રાજ્યલિપ્સા : હૂણ, શક, ગ્રીક, ને રોમનાં તીડ-ટોળાં :
ઝંઘી-તૈમૂર કેરી રુધિર–અગનની રેલ : નીરોની લ્હેરો :
ઝારોના ત્રાસ : ત્રાડો 'નવ નિરબળને જીવવા હક્ક' કેરી
ગાજે ચોમેર આજે : વહન મનુજ કેરું અધોગામી ભાસે !

રે ! ના, ના; વિશ્વશાન્તિતણી પુનિત ઋચા ઉચ્ચરંતા ઋષિઓ;
ઈસૂ મૂર્તિ ક્ષમાની; પ્રણય ઉદધિને રેલતું બુદ્ધ–હૈયું;
બેસી દીનો તણો લેનિન; પ્રણયથકી શત્રુને જીતવાના
ગાંધીમંત્રો; વિભૂતિ પ્રતિયુગ ઉઠતી જે થકી, તેહ કેરું
ભાવિ એવું ન હોયે : મનુજ ઉરતણા પાશવી ભાવ કેરા
છેલ્લા આ તો પછાડા : મધરજની : પૂઠે સૂર્યસોનાં ઝગારાં !

# ધીન પિયાસી

'ત્રિશૂળ'

સાંજને વખતે શહેરના સરિયામ રસ્તા ઉપર રોજ ફરવા આવનારાંઓને માટે ફૂટપાથ પરના તમાશગીરો અને તેમના તમાશા અજાણ્યા નથી હોતા. પણ આજે તેમને કાને કોઈ નવા જ પ્રકારનો અવાજ પડ્યો. લોકો એ અવાજ તરફ જેમ જેમ નજીક જતા ગયા તેમ તેમ અવાજ વધારે સ્પષ્ટ થતો ગયો:

ધીન ધગિન તિનક તીન ધગિન તિનક, ધીન ધીન ધીન ધીન, ધીન તિનક તિનક ધીન, ધગિન તિનક ધીન, ધગિનક ધગિનક ધીન ધીન.........

તબલાંની રમઝટ ધૂન મચી હતી. અને ભેગો ટનનન રણુણુણુ ટનનન ટનનન રણુણુણુ રણુણુણુ ટનનન રણુણુણુ મંજિરાંનો અવાજ ગુંજતો હતો.

એકતારો ઘેરું ધુનનન ધુનનન મચાવતો હતો.

અને ગાનારાંઓનાં મુખમાંથી કોક ભજનના ન સમજાય તેવા શબ્દો નીકળતા હતા. લોકો ઘડીભર આ નવો તમાશો જોઈ રહ્યા.

વીજળીના અનેક તારોના જટાજૂથને માથા પર ધારણ કરીને ઊભેલા ચાર લોખંડી થાંભલાની છત્ર વિનાની છત્રછાયામાં, ચાર જણની ચોખ્ખાં કપડાં પહેરેલી એક મંડળી બેઠી હતી. એક ડોસાનાં હાથમાં ટોચે મોરપીંછ મઢેલો, દાંડી પર પીતળની ખોળીઓ બેસાડેલો, ઘડા જેવા તૂમડાવાળો તંબૂરો શોભી રહ્યો હતો. તેની આધેડ વયની કાયા હજી ટટાર હતી, પણ તેના કાળી ધરતીના જેવા મોં ઉપર કાળના હળે ખેડેલા ચાસ કરચલીઓ રૂપે દેખાઈ આવતા હતા. તેના તાજા હજામત કરેલા મોં પર પરસેવો વળ્યો હતો. અને કાળી માટી પર તાજો વરસાદ પડતાં જે ચમક આવે છે તેવી ચમક તેમાંથી આવતી હતી. તેના બીજા હાથમાં મંજિરાંની જોડ હતી અને તે તાલમાં હાલતા હાથની સાથે તે મીઠો રણકાર કરતી હતી. તેની પાસે બેઠેલા જુવાનના હાથ તબલાંની એક નવી જોડ પર ચપળતાથી ફરતા હતા. તેની ચામડી ડોસા કરતાં વધારે ગોરી હતી.

એ બંનેની પાસે, તેમણે પોતા આગળ બીછાવેલા, એક ચાદર, એક ધોતિયું અને એકાદ સાડીના ટુકડાના ચોરસના આ બાજુના બે છેડા પર બે નાનકડી છોકરીઓ બેઠી હતી. નાની આઠેક વરસની હતી, અને બીજી તેનાથી બેએક વરસ મોટી લાગતી હતી.

બંને છોકરીઓએ બે ય હાથે મંજિરાંની એકએક જોડ બાંધી હતી અને બે ય હાથને વારાફરતી કે એકીસાથે આંદોલિત કરતી, મંજિરાંને હાથની ગતિથી જ રણકાવતી હતી.

તંબૂરો, તબલાં અને મંજિરાંના ભેગા અવાજે જોતજોતામાં મઝાનું વાતાવરણ જ દીધું. ડોસાનું ભજન બહુ જ આછું આછું સંભળાતું હતું. તેની લીટીઓને છોકરં તથા જુવાન વચ્ચે વચ્ચેથી ઉપાડી લેતાં હતાં.

કેટલીક વાર સુધી તો સાંભળનારાઓને શું ગવાય છે તે કશું જ સમજાયું · તંબૂર, તબલાં ને મંજિરાંના અવાજની તરવેણીમાં ડૂબતા ભજનની લીટીઓમાંથી ધ્રુવ થોડાક શબ્દો કંઈક સ્પષ્ટ સંભળાવા લાગ્યા :

......પાની મેં મીન પિયાસી

ઓ...પાનીમેં મીન પિયાસી...

લોકો જામતા ગયા તેમ તેમ ભજનમંડળીએ આવેશમાં આવવા માંડ્યું. તબલાં થપ્પીઓ જોરદાર પડવા લાગી. તંબૂરાનું મોરપીંછ વધારે લહેકા લેવા લાગ્યું. તંબૂ ગાનાર ગાતાં ગાતાં ધડને હલાવવા લાગ્યો. છોકરીઓ પલાંઠી વાળીને બેઠી હતી, તે પગ ઉ કરી બેસી ગઈ. સંગીતનાં ફૂલની મહોરેલી મંજરીઓવાળી ડાળીઓ જેવા તેમના મં બાંધેલા હાથ શરીરની આસપાસ ફરવા લાગ્યા.

પ્રારંભમાં ચારે જણની નજર જાણે કે ઊંડા ધ્યાનમાં, ગાઢ ધૂનમાં પડેલી હોય રીતે નીચે ઢળેલી હતી. પણ જેમ જેમ મેદની જામતી ગઈ તેમ તેમ દરેકની નજર થે થોડી ઊઘડીને મેદનીને નજરમાં લઈ પાછી મીંચાવા લાગી. ડોસાની આંખો ચોરીછૂપ ખુલતી હોય તેવું લાગતું હતું. છોકરો વધારે નફટતાથી પ્રેક્ષકો તરફ જોતો હતો. છોકરીએ આંખો મીંચવાનો પ્રયત્ન મૂકી દીધો. અને પ્રેક્ષકોની ઘાટઘૂટ વેશભૂષા તરફ તેમની ન દોડવા લાગી. તેઓ વચ્ચે વચ્ચે તાલ ચૂકવા લાગી. જુવાને ખૂંખારો ખાધો અને છોકરી પ્રયત્નપૂર્વક આંખોને ઢાળેલી રાખવા લાગી.

ડોસાએ બીજું ભજન ઉપાડ્યું. બિછાવેલી તિરંગી જાજમ પર ધીરે ધીરે પૈસા પ લાગ્યા. ગાનારાંએ વધારે જોશ બતાવવા માંડ્યું. જુવાનના હાથમાં ઝડપ આવી, તં વધારે ગુંજવા લાગ્યો. મંજિરાંની પાંચ જોડ પાંચ હાથમાં ઘેલી બની રણઝણવા લા અને છોકરીઓનાં શરીર સ્થિર બેઠાં ચારે કોર ઝૂકતાં ઝૂકતાં ઊંચે બેઠાં બેઠાં ગે ફરવા લાગ્યાં.

ભજનનું ધ્રુવપદ પણ હવે તો સંભળાતું ન હતું. કંઈક ગવાતું હતું, મંજિરાં રણઝ હતાં, તંબૂરાની મોરપીંછી ડોલતી હતી, અને તબલાં લહેકે ચડ્યાં હતાં એટલું જ જોનારાં માટે બસ હતું. ઉપરાઉપરી પૈસા પડવા લાગ્યા.

'સિયારામચંદ્ર કી જે!' બોલી ડોસો અટકી પડ્યો. તંબૂરો અટક્યો, જુવાન મોં પર સહેજ થાક દેખાઈ. ગોળ ફરવા લાગેલી છોકરીઓ અટકી. ડોસાએ હાથ જો સૌને 'રામરામ' કર્યા. લોકોને એ વિચિત્ર લાગ્યું. જુવાને નીચે મોંએ પૈસા ભે કરવા માંડ્યા.

લોકોને માટે આવું ભજનશ્રવણ પ્રથમ જ હતું. ગાનારાંઓને પૈસા વીણતાં જોઈ સૌ વીખરાવા લાગ્યા. એકેક જુવાનિયાઓ તેમની પાસે જરા વધારે વાર ઊભા રહ્યા. તેમ

ઊભેલા જોઈને છોકરીઓ શરમાઈ. એટલે તેમણે ચાલવા માંડ્યું. જતા જતા તેઓ વાતો કરવા લાગ્યાઃ

'સ્નેપ લઈ લેવા જેવો હતો. આવતી કાલે કેમેરા લઈ આવીશ.'

'સરસ છે. આપણાં ગામડાંમાં કેટલી બધી કળા છુપાયેલી પડી છે!'

'એ કળાનો ઉદ્ધાર થવો જ જોઈએ. જુઓને, કેટલું સરસ કામ આપ્યું!'

'હવે કોણ કહેશે ગુજરાતની પાસે સંગીત નથી? એને જોવાની અને સાંભળવાની ફુરસદ કોને છે? ધૂળમાં ઢંકાયેલા એ સોનાને બહાર આણનાર કોણ છે?'

અને બંને જણ, પોતે કળાના રસિક ઉદ્ધારકની કૃતાર્થતાના ભાવો અનુભવતા, પાસેના બગીચામાં દાખલ થયા.

પેલા બે યુવાનોની તેમના તરફ પીઠ થઈ કે ડોસો તબલાં લઈ ઊભો થઈ ગયો. જુવાને તંબૂરો બાજુએ મૂક્યો. અને છોકરીઓએ પાથરેલાં લૂગડાની ગડી કરી લીધી. આવેલા પૈસા ફાળિયાના છેડામાં બાંધી યુવાને કમરે ખોસી લીધા. અને ચારે જણ શહેરના એક ઓછી વસ્તીવાળા ભાગ તરફ ચાલવા લાગ્યાં.

સરિયામ રસ્તેથી દૂર જઈને તેઓ બેઠાં. જુવાને પૈસા ગણવા કાઢ્યા. આખા દહાડામાં ભેગા થયેલા પૈસાને તેણે કમરે રૂમાલમાં બાંધી રાખ્યા હતા તે પણ કાઢ્યા.

પૈસા ગણી છોકરાએ ડોસા સાથે કશી જ વાતચીત કર્યા વગર બાંધી લીધા. ડોસાએ પૂછ્યું:

'કેમ, ભાઈ? કેટલા થયા?'

'તમારે શું કામ છે?' છોકરાના અવાજમાં ચીડ હતી. 'તમે તો હવે ભગત બની ગયા! કેવો સરસ રંગ જામ્યો હતો અને તમે બંધ કર્યું. બીજા સહેજે આઠ દસ આના મળી ગયા હોત!'

'દીકરા, બહુ લોભ ન રાખીએ. રામજી માથે બેઠો છે!'

'હા બાપા!' છોકરો મરડમાં બોલ્યો. 'રામજી માથે છે એટલેસ્તો ઘર ગામ ખેતર વાડી ગયાં. અને અહીં શહેરમાં આ ભીખવાનું માથે આવ્યું!'

પોતાના બાપને અને દાદાને ચીડાઈને વાતો કરતા જોઈ છોકરીઓ ગભરાવા લાગી. નાની છોકરીને ભૂખ લાગી હતી. અને મોટી બહેન તેને દિલાસો આપતી હતી કે હમણાં બાપા ખાવાનું લઈ આપશે. ત્યાં તેમનો બાપ બોલ્યોઃ

'જુઓ બાપા, આજે તો ઠીકઠીકનો આસરો થયો. આ તબલાંવાળાને એમાંથી સવાએક આપી દઈએ. અને બાકીનામાંથી થોડા કાલને સારુ રાખી થોડુંક ફાકો ખાવાનું લઈ આવીએ.'

'બાપુ, તબલાંવાળાને તો આપશો. પણ છોડીઓને ભૂખે ના મારતો.' ડોસાએ કહ્યું. 'આજે પહેલો દહાડો છે. મને તો ભૂખ નથી. જાવ, હું બેઠો છું. તમે કંઈ ખાઈ આવો. આવતી કાલ રામજી ગમે તેવી દેખાડે. આજે જે છે તેમાં બાળકજીવને દુઃખી ના કરીશ. જાવ બેટા, ખાઈ આવો. અને મારે સારુ થોડી ચા લઈ આવજે.'

અને જુવાન પોતાની બે છોકરીઓને લઈ દૂરની એક હોટેલ તરફ રવાના થયો.

ફળિયાના, ગામના, પરગામના લોક ડોસાનાં ભજન સાંભળવા આવે છે. ડોસો એક ગુણિયા ઉપર બેઠો બેઠો રાતભર ગાયા કરે છે. છોકરો અને તેના જેવા જુવાનિયા ડોસાની પાસેથી ભજન શીખે છે. તેમના સાદ પણ ધીરે ધીરે ઘૂંટાતા જાય છે, કંઈક ડોસાની લહેક આવે છે. પણ ડોસો તે તો ડોસો જ. ક્રાક અજબ લહેક આવતાં સાંભળનારા બોલી ઊઠે છે: 'વાહ, ભગત!' ભજન પૂરું થયે પરસાદ વહેંચાય છે. દાદા દીકરીઓને ઉઠાડે છે, 'ઊઠો બા, પરભુનો પરસાદ લો.' અને સાકર અને લીલા ટોપરાના પરસાદથી મોઢાં ભરીને તે ખાતી ખાતી છોકરીઓ પાછી ઊંઘમાં ઢળી પડે છે. બેયનાં ફૂલ જેવાં સુંવાળાં ગોં પર ડોસાનો હળીકોદાળાના આંટણોવાળો હાથ કોમળતાથી ફરે છે.

વરસો લગી ડોસાની ભગતાઈ ચાલી. કેટલાય છોકરા એમની પાસેથી તૈયાર થઈ ગયા. બે ય છોડીઓ મોટી થઈ, અને ડોસાની બે પડખે બેસી બબ્બે હાથે મંજિરાં વગાડવા લાગી. બે જુવાન દીકરા ખેતી કરતા હતા. રામજી મહારાજને ચરણે માથું મૂકી ડોસા નિરાંતે સૂતા. અને ભજનનું અમી પોતે પીતા ને અગણિત લોકોને પીવડાવતા.

ત્યાં ચોમાસામાં ખેતરને ઓળેથી આભની વીજળીએ મોટા છોકરાને ઉપાડી લીધો. હા, એને તો ફરીથી મંડાવાની બધી ગોઠવણ પણ કરી હતી. પાટડા જેવી પડછંદ કાયાનો છોકરો ખેતર વચ્ચે પડ્યો પડ્યો હજી ય હસતો હતો. છોકરાના માથા પાસે બેસતાં ડોસો માત્ર એટલું જ બોલ્યો: 'મા વીજળી, તું તો મારા કરસનની બહેન. પણ મારા પર પડી હોત તો શું ખોટું થાત, મા?'

અને ચોમાસું ગયું ને નાના છોકરાની વહુ ગુજરી ગઈ. છોકરો બેબાકળો બન્યો. બે છોડીઓ હતી તે ઘરમાં આડુંઅવળું કરે તેવી હતી. છોકરો ખરાબ લતે ચડ્યો. 'આમ તો કેવાં રૂપાળાં ભજન ગાતો હતો! બધા કહેતા કે ભગતની ગાદી આ સાચવશે. પણ એ ય રામજીનું કરવું હશે તે જુગારની અંદર કેટલું ય હારી આવ્યો. થઈ રહ્યું. ઘરબાર વગેરે બધું વીણી વીણીને આપી દીધું. 'બાપ, મારે દેવું માથે ના જોઈએ,' ડોસાએ લેણદારોને કહ્યું, 'આ જે છે તેમાંથી બેચાર આની જે આવે તે સમજી લો.'

પણ હવે? છોકરો બોલ્યો: 'બાપા, શહેરમાં જઈએ. અને ભજનમંડળી કાઢીએ.'

'ભીખ માગવાની બેટા?'

'ના, ના, બાપા. આપણે તો ભજન ગાવાનાં. અને જે મળે તે 'ખરું.'

'ભલે ભાઈ. એ ય કહેવાય તો ભીખ જ ને? પરસેવામાંથી કમાઈએ તે જ ધરમનું!'

અને છોકરાએ હસીને જવાબ દીધો: 'બાપા, ભજન ગાતાં ય ઓછો પરસેવો નહિ વળે!'

ડોસા ચોંક્યા. તારલિયાળી શીતળ રાતોમાં રામનાં ભજન ગાતાં તેને પરસેવો કદી આવ્યો ન હતો. એ તો પરભુની અમી ઊતરતી હતી. ડોસાએ ઝઘડો ન કર્યો. પણ છોડીઓને લઈને જવું તેને કાળ જેવું લાગ્યું. પણ શું થાય?

છોકરો શહેરની વાતોથી બહુ જાણકાર હતો. એક ઓળખીતા ડબગરને ત્યાંથી નવી તબલાંની જોડ ઉધારે લાવ્યો. ચારે ય જણને માટે ગુજરીમાંથી કપડાં લાવ્યો. શહેરની

મૈરીઓનાં ઊતરેલાં ભાતીગળ કપડાંમાં છોડીઓ કેવી વરવી લાગતી હતી! અને ચારે જણે શહેરમાં ચકલામાં ભજન ગાવા માંડયાં.

અરે રામ! આ તે કેવાં ભજન! ડોસાનો જીવ ઊકળવા લાગ્યો. આના કરતાં તો મરી જવું સારું. ડોસાને થયું. પણ વળી વિચાર આવ્યો કે મરવાનું હોત તો મોટા છોકરાને બદલે પોતાના પર જ વીજળી ના પડી હોત. પણ આ ભજનના ખેલ!

ધોળે દહાડે ભજન! પાસે થઈને ભોં ભોં કરતી મોટરો જાય, આમ રસ્તાની ધૂળ ઊડે, આમ લોક થૂંકતા જાય, કચરો નાખતા જાય. રસ્તો ધીખતો જાય. ખરું ભાઈ, પરસેવો તો પડે જ છે હવે! અને આ છોકરો, એ તો આ છોડીઓને નાચવાનું પણ કહે છે!

પણ દીકરાના કહેવા પ્રમાણે ડોસાએ વેશ કરવા માંડયો. તંબૂરો, તબલાં અને છોડીઓનાં મંજિરાંનું આકર્ષણ અજબ હતું. લોકો પાથરણામાં પૈસા ફેંકવા લાગ્યા. છોકરાએ તો જાણે પૈસાનું ઝાડ ઝૂડવા માંડયું. હા, પોતે તો ખળામાંથી કણ કણ વીણીને રામને ભરોસે દહાડા કાઢયા હતા. પણ આ છોકરાએ તો પૈસા વેડવા માંડયા. છોકરો કહે છેઃ 'જુઓ બાપા, કમાઈ તો શહેરની જ ને?' 'હા ભાઈ, તું મારી કને રામનો વેપાર કરાવવા નીકળ્યો છે. પૈસો ગમે તેટલો આવે પણ તે મારો રામ વેચીને ને?' 'અરે બાપા!' છોકરો ખડખડાટ હસે છેઃ 'ભગત થઈને ભૂલી ગયા? તમે જ ગાઓ છો ને કે "અમે રે વેપારી સંતો રામનામના." પછી?' ડોસાથી આ રામની મશ્કરી વેઠાતી નથી. તે સમસમીને ચૂપ રહે છે.

પહેલે દહાડે બપોર લગી રાગડા ખેંચીને ચારે જણે કાંઈ ખાધું. વળી પાછા બપોર ઢળવા આવ્યા ને બીજે જઈ જમાવ્યું. ડોસાના ગળામાંથી ભજનો નીકળતાં બંધ થવા લાગ્યાં. મગજમાં ધુમાડો પેસી જતો લાગ્યો. 'ઓ રામ, આ ટોળું વળીને ઊભા રહે છે એમાંથી કેને તારું નામ સાંભળવું છે?' ભજનનો જૂનો લહેકો લાવવા પ્રયત્ન કરતાં તેને મનમાં થતું. અને ડોસાએ જોયું કે જોનારાને શું ગવાય છે તેની કશી પડી નથી. એમને તો અવાજ જોઈએ, ચાળા જોઈએ, 'જમાવટ' જોઈએ. ભજન ચાલતું હોય ત્યારે છોકરો ધીરે પડતા ડોસાને વારંવાર ટોકતો હતો. છોકરીઓને શરીરના ચાળા કરવા ઉશ્કેરતો હતો. ડોસાને તે માથાવાઢ જેવું લાગતું હતું. પણ ભરબજારે ઝગડો કેમ શોભે? સાંજ લગીમાં તો ડોસો થાકી ગયો. બાગની પાસે બેસીને છેલ્લો 'ખેલ' કર્યો ત્યારે તો ડોસો સાવ લોથ થઈ ગયો હતો. પણ તો ય કેડને ટટાર રાખી તેણે કામ કર્યા કર્યું.

ડોસાના નિદ્રિત મનમાં ભજનની લીટીઓ આડીઅવળી દોડવા લાગી. તેના માથા પર જાણે કોક મોટો કરોળિયો વીજળીના તારનાં જાળાં ગૂંથ્યે જાય છે. છોકરીઓ કહે છે: 'દાદા, જુઓ કેવી સેવો વળાય છે!' અને ભજનની એકે ય લીટી આખી હાથ નથી આવતી. જાણે મીઠી મઘમઘતી ધૂપસળીઓને કોઈ ભાંગી નાખતું હોય તેમ ભજનની લીટીઓ ભાંગી જાય છે. તંબૂરાના તાર તૂટી તૂટી છેડે સાપની જીભ જેવા બની વાગે છે. તબલાંના કાળી શાહીવાળા ડોળા કોઈ રાક્ષસની જેમ ઘૂરકે છે. અને છોડીઓ રામજણી જેવી થઈને ઘૂઘરા બાંધી નાચે છે. રામ–રામ!......ડોસાને ગળે સોસ પડે છે.

'બેટા!' કહી ડોસાએ પડખું ફેરવ્યું. તેની આંખ સહેજ ખુલી. વીજળીના દીવા હોલવાઈ ગયા હતા. સવાર થવા આવ્યું હતું. આભમાં હરણાં આથમણે ઢળવા લાગ્યાં હતાં. 'અમને હસો છો, મારા બાપ. હસો, બાપા, હસો.' તારાઓને જોઈ ડોસો મનમાં બબડ્યો. હા, ઘણીયે વાર આમ સવાર થવા આવતી ત્યાં લગી ભજન ચાલતાં. પણ આજે? ડોસાને ગળામાં ફરી સોસ લાગ્યો.

'બેટા! મને તરસ લાગી છે. ક્યાંક પાણી!'

'પાણી? જાવ. આટલામાં ક્યાંક નળ હશે, શોધી કાઢો!' કહી છોકરાએ પડખું ફેરવ્યું.

ડોસાએ થૂંક ગળવા પ્રયત્ન કર્યો. ગળું સૂકું લાકડા જેવું હતું. ડોસો બેઠો થયો. આસપાસ બધું કાળું કાળું અજાણ્યું અજાણ્યું લાગતું હતું. 'આમાં મને નળ ક્યાં જડે, બાપ?' ડોસો બબડ્યો.

'ના જડે તો બેસી રહો. જરાક ઊંઘવા દો કે!' છોકરો ચિડાઈને બોલ્યો.

ડોસો મૂંગામૂંગ બેઠો; અને બેય છોકરીઓનાં મોઢાં જોવા લાગ્યો. બેય ઊંઘતી હતી. થોડી વારે મોટી છોડી બબડીઃ 'અલી, ગા કે બરાબર. બાપા વઢશે. ગા કે 'પાની મેં મીન પિયાસી.' અને બે ત્રણ વાર 'મીન પિયાસી' બોલી તેણે પડખું ફેરવ્યું.

'ઊંઘી જા, બેટા!' કહી ડોસાએ તેને માથે હાથ ફેરવ્યો અને પોતે બબડ્યો, 'ગા બેટા,

"પાની મેં મીન પિયાસી!"

*

'મીન પિયાસી' કરતાં કરતાં કેટલાક મહિના વીતી ગયા. ડોસો આ નવા જીવનથી ટેવાતો ગયો. પણ તેમની ભીખની કમાણી ખાસ વધી નહિ. ડોસાનું જોઈને બીજી પણ કેટલીક હરીફ મંડળીઓ નીકળી. અને તેઓ વધારે ફેરાથી તમાશાપ્રિય લોકોને પોતાના તરફ ખેંચી જવા લાગી. છોકરો એ હરીફોને ટપી જવા માટે ડોસાને અને છોકરીઓને તૈયાર કરવા લાગ્યો. પણ ડોસા તાડૂકી ઊઠ્યા. 'મારું તારે જે કરવું હોય તે કર. પણ છોડીઓને નચાવવાની નથી. ભલે ભૂખે મરી જવતું.'

છોકરાએ પૈસા મેળવવા બીજી બાજુ નજર દોડાવવા માંડી. જે થોડી મૂડી ભેગી થઈ હતી તેમાંથી એકાદ ફેરી કરી હોય તો? તેણે ડોસાને અને છોકરીઓને માથે મન ફાવે તેમ ભજન ગાવાનું નાખી દીધું. ને પોતે ફેરી શરૂ કરી. અને આ ભજનમંડળીઓને સાંભળવા જામતી મેદની જ એને ઠીક ઠીક કમાણી કરાવી આપવા લાગી.

ડોસાની હરીફ મંડળીઓએ ભજનોનો વાયરો શહેરમાં વહેતો મૂકી દીધો. ડોસાના શ્રોતાઓ આમ સંખ્યામાં થોડાક ઘટ્યા, પણ બીજી રીતે ડોસાને તેનો બદલો મળી રહેવા લાગ્યો. ડોસા પાસે જે સાંભળવા આવતા તે સાચા ભજનપ્રિય હતા. ડોસાનાં ભજનોની સાત્ત્વિકતા પેલી બીજી મંડળીઓમાં નહતી હવે તમાશાખોરોની જરૂર બહુ રહી ન હતી. એટલે ડોસાને હવે ઘણી નિરાંત રહેતી. સાંજના વખતના અમુક નિશ્ચિત સ્થળે અમુક વખત જ ડોસો ભજન ગાતો. શિષ્ટ સંસ્કારી લોકો તેની પાસે આવીને બેસતા. વારતહેવારે ભજનો લાંબે સુધી

ચાલતાં. તબલાંની ઠપાઠપ છોકરો જવાથી આપોઆપ જતી રહી હતી. છોકરીઓ શાંત સ્વસ્થ ભાવે મંજિરાં વગાડતી વગાડતી દાદાને ભજનમાં સાથ આપતી. તેઓ પણ કેટલાંક ભજન તો બહુ સારી રીતે ગાતાં શીખી ગઈ.

આમ સંસ્કારી મંડળોમાં ડોસાની ભજનિક તરીકે ખ્યાતિ વધવા લાગી. સાંજના સમનાં ભજન ચાલતાં હોય ત્યારે છોકરો પણ પોતાની લારી એટલામાં જ રાખતો.

એક સાંજે ડોસા ભજન ગાતા હતા ત્યારે ત્યાં આગળ એક ચમકદાર મોટરને ઊભી રહેતી જોઈ છોકરો નવાઈ પામ્યો. પોતાની લારી ઠેલતો ઠેલતો તે મોટરની પાછળ જઈને ઊભો રહ્યો. મોટરમાંથી તેણે કદી ન જાણેલી એવી બહુ જ મીઠી સુવાસ આવતી હતી. અંદર બે ત્રણ સ્ત્રીઓ અને પુરુષો બેઠાં હતાં. તેઓ ડોસાનાં જ ભજન સાંભળતાં હતાં અને ભજન વિષે વાતચીત કરતાં હતાં. છોકરાને શરીરમાં રોમાંચ થયા. છેવટે સાંભળનારાંઓમાંથી એક જણ બોલ્યું: 'જઈએ હવે, સુશી! તું ધરાઈ ન હોય તો એને ઘેર બોલાવીશું.' અને છોકરામાં આશાનો તીવ્ર ઉત્પાત મચાવીને મોટર ચાલી ગઈ.

તે રાતે છોકરાએ બાપાને બધી વાત કરી. ડોસાને તો હવે કદરની કે ધનની એવી કશી ઝંખના રહી ન હતી. પણ છોકરાએ તો એમાંથી કેટલાય હવાઈ કિલ્લા ચણી લીધા. પૈસા મળશે, નોકરી મળશે કે ક્યાંક વેપારી થઈ જવાશે. એ મોટરવાળાને ત્યાંથી નિમંત્રણ આવે તેની આશામાં તે હવે સાંજના ક્યાંય બીજે ફેરી કરવા ન જતો. એથી એની સાંજની મોટી આવક ઓછી થવા લાગી. પણ ભાવિની ઊજળી આશાનો તંતુ તેના હૃદયને બળ આપી રહ્યો. ડોસો એને કહેતો: 'ભાઈ, તું તારે તારું કામ સંભાળ, બાપા! આપણે તો રામજી આધાર છે. એવા લોકની શી આશા?'

અને જ્યારે છોકરાએ આશા મૂકી દીધી ત્યારે એક સાંજે પેલી જ મોટર, જે ત્યાંથી રોજ પસાર થઈ જતી હતી, અને તેના હૃદયને ઘડીકવાર આશાની ટોચે ચડાવી પાછી નીચે ફેંકી દેતી હતી, તે ત્યાં ઊભી રહી. એક સાદો ધોળી ટોપીવાળો માણસ તેમાંથી ઊતર્યો અને ડોસા તરફ વળ્યો. રખે ડોસો ના પાડી દે એ બીક લાગીને લારી મૂકી છોકરો જલદી બાપા પાસે પહોંચી ગયો. અને શેઠસાહેબનું આમંત્રણ તેણે ડોસાની આનાકાની છતાં ઝીલી લીધું.

પેલા ભાઈએ અત્યંત નમ્રતાથી અને મીઠાશથી કહ્યું: 'ત્યારે તમને કાલે રાતે નવ વાગે લેવા આવીશું. તમારું રહેવાનું ઠેકાણું આપો.'

'રહેવાનું ઠેકાણું?' ડોસો ધીરુંક હસ્યો. 'બાપલા, રામ રાખે ત્યાં રહીએ છીએ. અહીં જ આવજો ને, અમે અહીં બેઠા હઈશું.'

છોકરો ચિડાયો. ડોસાએ બાફી માર્યું: એટલી બધી ગરીબાઈ દેખાડવી? તેણે બીજું એક ઠેકાણું આપ્યું. અને ત્યાં તેડવા આવવાને પેલા ભાઈને કહ્યું.

પેલા ભાઈએ જતાં જતાં પૂછ્યું: 'બીજી કંઈ સામગ્રી તમારે જોઈશે?'

ડોસાએ કહ્યું: 'ના ભાઈ, છેવટે પ્રભુ માટે પરસાદ કરાવજો!'

'હા, હા, એ તો થશે!' કહી પેલા ભાઈ ગયા. પ્રભુનો પ્રસાદ! ડોસાને મોટી તૃપ્તિ થઈ. આ શહેરમાં આવ્યા પછી તો ભજનને અંતે ભીખ માગવાની જ રહી હતી.

બીજે દિવસે છોકરાએ અને છોડીઓએ મળી પોતાનાં અને ડોસાનાં કપડાં ધોઇ નાખ્યાં. મંજિરાં માંજીને ઊજળાં કર્યાં. તંબૂરામાં નવાં મોરપીંછ ઘાલ્યાં. ડોસાને છોકરાએ ટીલાં વગેરેનો બરાબર ઠાઠ કરાવ્યો. અને અર્ધોએક ગાઉ જેટલું ચાલવી એક ગરીબ વાસની પાસે જઈને કોકના એક ઘર પાસે ઊભાં રાખ્યાં.

અને ચારે જણ મોટરની રાહ જોવા લાગ્યાં. પોતાને તેડવા આવનારી મોટરને ઓળખવાનો તેમની પાસે કશો કીમિયો ન હતો. ડોસો તો થોડી વાર પછી આંખ મીંચી ઓટલા પર બેસી ગયો. તેનું જાડું અંગરખું હજી પૂરું સુકાયું નહોતું તે તેને કઠતું હતું. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ છોકરીઓને પોતાનાં કપડાંમાં જે થીગડાં હતાં તેનું ભાન વધારે ને વધારે થવા લાગ્યું અને જાણે તેમને કોઈ જોતું હોય તેમ તે થીગડાં ઢંકાય તેમ સાડી આમ તેમ ઢાંકવા લાગી. છોકરો દરેક આવતી કે જતી મોટર તરફ તાકીને જોઈ રહેતો. કઈ બાજુથી મોટર આવશે તે તેને ખબર ન હતી. સામેથી આવતી મોટર તેના ઝળહળતા અજવાળામાં દેખાતી નહિ અને આ બાજુથી આવતી મોટરની પૂંઠ દેખાતી તો તે ઘડીકમાં સરકી જતી. પેલા શેઠનાં જેવી તો કેટલી યે મોટરો ચાલી ગઈ! આવતી અને જતી મોટરો તેના હૃદયને, શાળના શટલ કોકની જેમ આમથી તેમ અને તેમથી આમ અફાળી રહી. છેવટે તેમની આગળ એક નાની મોટર ઊભી રહી. પેલી તે દિવસે જોઈ હતી તેનાથી તદ્દન જુદી જ!

ચારે જણ જ્યારે મોટરની પાછલી બાજુમાં બેઠાં ત્યારે તેમનાં મગજમાં ઘડીક ચક્કર આવી ગયાં. આવી ગાડીમાં આવી રીતે તેઓ પહેલી જ વાર બેઠાં હતાં. અને મોટર એટલી ઝડપથી ચાલતી હતી કે તેની ગતિએ જ તેમના બધા વિચારોને થંભાવી દીધા.

મોટર એક ઊંચા ઝાંપામાં દાખલ થઈ, મોટા બગીચામાં વાંકીચૂંકી ચાલતી, એક મોટા ચણેલા માંડવા જેવા નીચે જઈને ઊભી રહી. ચારે જણની આંખો પહેલ પ્રથમ તો આજુબાજુની વસ્તુઓ જોઈ ચકળવકળ થઈ ગઈ. ડોસાએ પોતાની ઝંખવાઈ ગયેલી આંખને ઘડીક વાર પછી ઢાળી લીધી. 'લખમી છે. પછી શું શું ન હોય?' છોકરો આ બધાંમાં કેટલા પૈસા વંપરાયા હશે તેના વિચાર કરવા લાગ્યો. અને છોકરીઓ બાળસહજ મુગ્ધભાવે બધું જોવા લાગી. અધધધ, કેવાં પગથિયાં, કેવાં કેવાં બારણાં, આ ફૂલનાં કૂંડાં અને છાપરું તો કેટલું બધું ઊંચે! અને અહાહાહા, આ શાં પૂતળાં, અને વાસણો અને ગાલીચા અને બેસવાનાં, અને — અને......તેમની નજરે એવું કેટલું યે પડ્યું જેનું નામ પણ તેમણે સાંભળ્યું ન હતું. પોતાના લૂગડાંમાં થીંગડાં ન દેખાય તેમ પહેરેલી સાડીઓને લપેટતી તે બાપની પાછળ ચાલવા લાગી. ડોસો ત્રણેયની પાછળ 'રામજી, રામજી' બોલતો ચાલતો હતો.

એક ખુલ્લા વરંડામાં બેઠક હતી. ભાતીગળ કપડાંમાં સ્ત્રીપુરુષો છુટી છુટી ખુરસીઓ સોફા વગેરે પર બેઠાં હતાં. છોકરીઓ પેલી શેઠાણીઓ તરફ જ જોઈ રહી. 'શાં એમનાં મોઢાં? કેવા વાળ ઓળ્યા છે? અને કેવાં કેવાં લૂગડાં?'

ચારે ય જણને એક મોટી લાકડાની બિછાવેલી પાટ પર બેસાડ્યાં. બીજાં લોકો પોતાની વાતોમાં મગ્ન હતાં ત્યારે ડોસાએ છોકરાને કાનમાં કહ્યું : 'ભાઈ, આપણે ના આવ્યાં હોત તો સારું. અહીં મને નથી ગોઠતું.' 'ગોઠ્યાં હવે!' છોકરાથી જરા તાણીને બોલી જવાયું. તેનો અવાજ સાંભળી પેલાં લોકમાંથી એકે પૂછ્યું : 'તમારે કંઈ જોઈએ?'

છોકરો છોભીલો પડી ગયો. ડોસો બોલ્યો : 'ના, બાપુ, બધું અમારી કને છે.' અને છોકરાએ બાપને કહ્યું : 'બાપા, બીજા વિચાર કર્યા વગર ગાજો છાનામાના.' 'ગાઈશ, ભાઈ, મારા પરભુનું નામ તો ગાઈશ. તારે કહેવાની જરૂર નહિ પડે.' ડોસાએ કહ્યું અને તંબૂરો મેળવવા માંડ્યો.

તંબૂરો મેળવતાં મેળવતાં ડોસાની નજર છત પર ગઈ. પેલાં ફૂલગુલાબી લોકોના માથા પર વીજળીનો પંખો ફરતો હતો. તેની નજર પોતાના માથા પર આવી, ત્યાં પણ પંખો ફરતો હતો! ડોસાને બેચેની થવા લાગી. આ ઉનાળામાં ય ટાઢ કેમ વાતી હતી તે તેને સમજાયું. હા, અને અંગરખું હજી થોડુંક ભીનું પણ હતું. પંખો જોઈને તેને વીજળી યાદ આવી. વીજળી યાદ આવતાં, તેને પોતાનો મોટો છોકરો કરસન યાદ આવ્યો. ડોસાએ શહેરમાં આવ્યા પછી, હેર ઠેર માથા પર તારમાં સંતાઈને દોડાદોડી કરતી વીજળીને પોતે કેટલીય વાર કહ્યું હતું કે મારા કરસનને તું લઈ ગઈ તો મને ય કેમ નથી લઈ જતી? પણ કરસન તો સુખથી ગયો, જોતજોતામાં. મારે માટે એવું મોત ક્યાંથી? ક્યાંય રિબાતાં રઝળતાં મરવાનું હશે! હશે. રામજીએ ધાર્યું હશે તેમ જ થવાનું છે ને! અને ડોસાએ આંખ ઢાળી રામનામની સાખી ઉચ્ચારી ભજન શરૂ કર્યાં. વચ્ચે વચ્ચે એને થતું હતું કે પંખો બંધ થાય તો સારું. પણ એ કોને કહેવું?

અને જાણે પોતે શિયાળાની રાતે ભજન ગાય છે એવું અનુભવતાં અનુભવતાં ડોસાએ પોતાના રામની લીલા ગાવા માંડી. સંગીતકારોના સંગીત કરતાં ભજનની રંગત કોક જુદી જ હતી. તાલનું અને લયનું વૈવિધ્ય હતું. ડોસાનો અવાજ બરાબર સૂરમાં રહેતો હતો. ક્યાંય તાલ ખંડિત નહોતો થતો. જાણે વનનાં તદ્દન અજાણ્યાં પણ અદ્‌ભુત ફૂલ વીણી વીણીને આપતો હોય તેમ ડોસાએ એક પછી એક ભજનો સંભળાવ્યાં. ગુરુમહિમા, અલખની સમજ, અવળ વાણી, વિરોધાભાસો ઉપર રચાયેલી ચમત્કારિક શબ્દાવલી ઈત્યાદિને બહુ જ સરળતાથી રજૂ કરતાં ભજનોએ સાહિત્યપ્રિયોને પણ મુગ્ધ કર્યાં. અને ડોસાએ એવું નગર-માનીતું થયેલું 'પાની મેં મીન પિયાસી'નું ભજન પણ ગાયું. શ્રોતામંડળ ખૂબ પ્રસન્ન થયું. કુટુંબના સાહિત્યકારો અને સંગીતકારોને લાગ્યું કે આવી વસ્તુની તો જાહેર કદર થવી જોઈએ, એને સંરક્ષવાને કંઈ કરવું જોઈએ, એની પરંપરા ચાલુ રખાવી જોઈએ. અને તેઓ ડોસાનો એકાદ જાહેર સત્કારસમારંભ ગોઠવવાનો વિચાર કરવા લાગ્યા.

ડોસાએ તંબૂરો હેઠે મૂક્યો, આંખ ઉઘાડી. છોકરીઓએ ડોસા તરફ જોયું. છોકરો પાછળ ચૂપચૂપ બેઠો હતો. તે આજના કામથી ઘણો સંતોષ પામ્યો હતો. ડોસાએ રાત કેટલી ગઈ તે જોવા આકાશ ભણી નજર નાખી. પણ વરંડાના અજવાળાએ આકાશના તારાને ઝંખવી નાખ્યા હતા.

અને છેવટે પ્રભુનો પ્રસાદ વહેંચાયો. છોકરીઓ જ્યારે પોતાને મળેલો બબ્બે કોળિયા જેટલો પ્રસાદ ખાઈ ગઈ અને તેમની ભૂખ જાગી ત્યારે જ તેમને ખ્યાલ આવ્યો કે આજના ઉમંગમાં તેમણે સાંજે ખાધું જ નથી! પ્રસાદની થાળીની પાછળ પાછળ તેમની મુગ્ધ આંખો ફરવા લાગી. છોકરો ય ભૂખ્યો હતો પણ કંઈક દ્રવ્યપ્રાપ્તિની આશાની તેની ભૂખ તેથી યે વધુ તીવ્ર હતી. ડોસાએ પોતાને મળેલા પ્રસાદમાંથી થોડોક ખાઈ બાકીનો છોકરીઓને

આપી દીધો. દાદા, કેવા સારા છે! બે ય છોકરીઓને થયું. અને પછી પાણી પીરસાયું લાંબી લાંબી થાળીઓમાં મૂકેલા પ્યાલા, અને તે કેટલા બધા ચોખ્ખા! પ્યાલાને હાથ અડાડતાં છોકરીઓને સંકોચ થયો. અને કેવું ટાઢું ટાઢું બરફ જેવું! ડોસાએ પાણીને પ્યાલો મોઢે માંડ્યો. કેટલું બધું ટાઢું! કશા સ્વાદ વગરનું. તેણે એકેક ઘૂંટડો લઈ પ્યાલો મૂકી દીધો. છોકરીઓ તરસની મારી પ્યાલો પ્યાલો પાણી પી તો ગઈ. દાંત જરા કકડવા લાગ્યા. પણ હજી તેમની તરસ છિપાઈ ન હતી. અને બીજો પ્યાલો લેવાય કેમ કરીને? મહાન પ્રશ્નો મહાન માણસોનાં જ જીવનમાં આવે છે એમ નથી. અને છોકરાને પણ તેવો જ મહાન પ્રશ્ન થયો કે જ્યારે તેઓ નીકળતાં હતાં ત્યારે કારકૂને તેમને પાંચ રોકડા રૂપિયા આપ્યા તેને ખખડાવીને લેવા કે એમ જ?

શેઠસાહેબ અને શેઠાણી વગેરે ડોસાને પગથિયાં લગી આવીને વળાવી ગયાં, નમસ્કાર કર્યા અને ફરી આવજો એમ કહી અંદર જતાં રહ્યાં. ચારે ય જણ પગથિયાં ઊતરીને એક થાંભલાની આડશમાં ઊભાં રહ્યાં. તેમને માટે હજી મોટર કેમ ન આવી તેની તલાશમાં એક નોકર દોડ્યો. પેલા એમને લેવા આવેલા ભાઈ એમની સાથે જ હતા.

ડોસાએ ઊંચે નજર નાખી. હા, હજી તો માંડ અધરાત વીતી છે. આછા અજવાળામાં ડોસો બગીચાની શોભા નીરખી રહ્યો. અહા, આ લીલી લીલી ધરો. આ પાણીથી તર એવા ક્યારા. પેલો પાણીભરેલો હોજ, અને એમાંનાં કમળ! અને આ ડગલે ડગલે આભના તારા જેવાં ફૂલ ફૂલ! શું લીલુંકુંજાર છે. નંદનવન જાણે! મારો રામજી આવા જ નંદનવનમાં રહેતો હશે? ડોસાને પ્રશ્ન થયો.

જવાબમાં સામેના ખૂણામાંથી અજવાળાની બે સોટીઓ વીંઝતી મોટર આવી. ડોસો મનમાં બબડ્યો: બાપ, આ અજવાળાંય હવે તો પથરાતાં નથી પણ આમ લાકડીઓ પેઠે વાગતાં આવે છે. મારા રામનું તેજ તો કેવું ચંદ્ર જેવું શીતળ છે!

ચારેયને મોટરમાં બેસાડી પેલા ભાઈએ શોફરને કહ્યું: 'આમને જ્યાં કહે ત્યાં લઈ જજો.' અને પોતે પણ પગથિયાં ચડી અંદર ગયા.

મોટર ચાલી. અંદર બેઠેલાંને બેસવાનું ફાવતું ન હતું. તંબૂરો બરાબર ગોઠવાતો ન હતો. છોકરો ગજવામાં નાખેલા રૂપિયાને વારેવારે સંભાળતો હતો. બંગલાના કંપાઉન્ડમાંથી નીકળી સરિયામ રસ્તા ઉપર આવ્યા પછી શોફરે કહ્યું: 'કઈ બાજુ લઉં?'

'અમે આવ્યાં હતાં ત્યાં.' છોકરો બોલ્યો.

શહેર ભણી મોટર ચાલી. થોડેક ગયા પછી શોફરે કહ્યું: 'ઊતરવાની જગા આવે ત્યારે કહેજો. હું જરા ભૂલી ગયો છું.'

'વારુ' કહી છોકરાએ જવાબ આપ્યો.

ડોસો અંદર આંખ મીંચીને બેઠો હતો. મોટરમાં આવતી પવનની વાછંટ તેની આંખોને વાગતી હતી. છોકરીઓ આસપાસ કુતૂહલભરી નજરે અંધારામાં જોવા પ્રયત્ન કરતી હતી. પગપાળા ચાલતાં વીજળીના જે થાંભલા કેટલી ય વારે આવતા હતા તે તો હવે આંખ મીંચીને ઊઘડે એટલામાં આવી જતા હતા.

મોટર ખૂબ વેગથી જવા લાગી. છોકરો પાસે થઈને પસાર થતી જગાઓને ઓળખવા પ્રયત્ન કરવા લાગ્યો, પણ તેને કશું ઓળખાયું નહિ. તે મૂંઝાવા લાગ્યો. બાપાને તો પુછાય તેમ ન હતું. પોતે જે ઠેકાણેથી બેઠા હતા ત્યાં તો જવું જ જોઈએ. 'આપણે ઘેર!' નહિ તો આ લોક સાવ ભિખારી માની લેશે! મોટર તો ચાલ્યે જ જતી હતી. પણ ક્યાં, ક્યાં જવાશે? તેણે છોકરીઓને ધીરેથી પૂછ્યું: 'આપણે જ્યાંથી બેઠાં હતાં તે જગા યાદ આવે તો કહેજો.' છોકરીઓ બોલવા લાગી: 'હા, આ જ. ના, ના, આ નહિ. ના, ના, આ જ.' જેનો કશો જ અર્થ ન હતો.

છોકરાની મૂંઝવણ વધવા લાગી. મોટરને ધીરે ચાલવાનું કેમ કહેવાય? આ મોટરનો હાંકનારો જ કેવો ભપકાબંધ હતો! છેવટે દૂરથી થોડાંક છાપરાં જેવું દેખાતાં ત્યાં છોકરાએ મોટર ઊભી રખાવી અને ચારે જણ ઊતરી પડ્યાં. મોટર તેમને ઉતારી પૂંઠ ફેરવી વાંકાચૂંકા રસ્તા પર બત્તીઓના અજવાળાની પ્રટાબાજી કરતી ચાલી ગઈ. તેની દૂર દૂર જતી લાલબત્તી છોકરીઓએ આંખો ખેંચી ખેંચીને જોયા કરી. બે ય જણીઓ એકી સાથે બોલી ઊઠી: 'આપણે મોટરમાં બેઠાં, હેં!'

'હા, હેંડો હવે. મોટરની બેસનારીઓ!' છોકરો ચિડાયો હતો. તેણે આસપાસ નજર નાખી તો બધું અજાણ્યું હતું. જે છાપરાં જેવું દેખાતું હતું તે તો થોડાંક ખજૂરાનાં ઝાડ વચ્ચે એક ખાલી પતરાંનું ખોખું જ નીકળ્યું.

તેઓ રસ્તા પર આગળ ચાલવા લાગ્યાં. મધરાત પછી રસ્તા પરના દીવા અંધા થઈ ગયા હતા. કેટલુંય ચાલે ત્યારે બીજો દીવો આવ્યો. તેઓ થોડુંક આગળ ચાલ્યાં ત્યારે રસ્તો એકદમ ઝગારા મારવા લાગ્યો. ડામરની સડક ધોવાતી હતી. છોકરાને થયું, 'ચાલો, વસ્તી છે. થોડે દૂરથી માણસોના અવાજ આવવા લાગ્યા.

પણ તેઓ જેમ જેમ ચાલતાં ગયાં તેમ તેમ પેલા અવાજ દૂર જતા લાગ્યા. રસ્તો ધોનારાની ટોળી કામ પરવારીને જતી હતી.

થોડેક ચાલતાં રસ્તાની પડખે જે ઠેકાણેથી રસ્તો ધોનારાઓએ જમીનમાંથી પાણી લીધું હતું તે આવ્યું. તેટલા ભાગની આસપાસ વધારે પાણી ઢોળાયેલું હતું. તેની પાસે જ એક ઊભાં ઊભાં પિવાય તેવો નળ એક નાનકડી દેરી બનાવી ઊભો કર્યો હતો. ડોસો એ કરામતથી બહુ ખુશ હતો. 'શહેરના લોકો કેવી સરસ પરબ માંડે છે.'

તેઓ આગળ ચાલ્યાં. થોડેક ગયા પછી ડોસાએ પૂછ્યું: 'ભાઈ, આ આપણે ક્યાં છીએ? હું તો આણીગમ આવ્યો જ નથી.'

'ચાલો, બાપા, હવે ઢૂંકડું જ છે.' છોકરો જૂઠું બોલ્યો. હવે તે આ ભાગનો પણ ભોમિયો થઈ ગયો હતો. હજી તો તેમની સૂવાની જગ્યા ગાઉ દોઢગાઉ જેટલી દૂર હતી. અને પોતે સૌને ખોટી જગાએ ઉતારી પાડ્યાં હતાં. તે મનમાં જરા પસ્તાવા તો લાગ્યો.

થોડુંક ચાલ્યા પછી ડોસો બોલ્યો:

'ભાઈ, જરાક આપણે બેસીએ તો?'

'ભલે, બેસો, બાપા!' છોકરાના અવાજમાં કોમળતા આવી. ડોસો ભીના રસ્તા પ
ઊતરી દૂર ધૂળમાં જઈને બેઠો. તેની પાસે બેય છોકરીઓ બેઠી. છોકરો દૂર ઊભો રહ
ડોસાએ બે ય છોકરીઓને માથે હાથ મૂક્યા ને કહ્યું: 'મારી દીવડીઓ! બહેન, તમે મ
અંગરખું તો ધોયું પણ બરાબર નિચોવ્યું નહિ, દીકરા. હજી ય ટાઢું ટાઢું લાગે છે!'

છોકરીઓ બોલી: 'બાપા, કાલે સારું કરીને નિચોવીશું.' અને ડોસાના ખોળા
ઢળવાનું કરવા લાગી. તે જોઈ છોકરો બોલ્યો: 'ચાલો હવે, અહીં ઊંઘી જશો પા
આપણે મુકામે જઈએ.'

છોકરીઓ ઊભી થઈ. ડોસો ઊભો થવા ગયો પણ તેના પગ લથડ્યા. છોકરીનો ટે
લઈ તે પડતાં પડતાં બચી ગયો.

'હાં, હાં, બાપા!' છોકરો બોલ્યો.

નાની છોકરી એકાએક બોલી ઊઠી: 'દાદાના હાથ તો બહુ ઊના ઊના લાગે છે.'

'કંઈ થયું છે, બાપા?' છોકરો પાસે આવીને બોલ્યો.

'ના, ભાઈ, સહેજ ટાઢ વાય છે મને. આ અંગરખું બહુ ભીનું લાગે છે.' ડોસો બોલ્

'બાપા, અંદર ધોતિયાનો છેડો વીંટી લો. જરાક ચાલોને; હમણાં આપણો મુક
આવી જશે.'

'હા, ભાઈ, મુકામ આવી જશે. ચાલો. રામજી મારા!' કહી ડોસાએ પોતાની શક્તિ ભે
કરી ચાલવા માંડ્યું. પણ તે દસ પંદર ડગલાં જ ચાલી શક્યો. અરે, આ રસ્તો પણ કે
ભીનો છે! અને રસ્તો 'ના, હું તો ચોખ્ખો છું!' એમ કહેતો પોતાની અંદરના તેજ
કાળા ઝગારાથી હસી રહ્યો.

થોડેક જઈને ડોસો રસ્તાની નીચે ઊતરી બેસી પડ્યો, બોલ્યો: 'ભાઈ, મારાથી નથ
ચલાતું હવે.'

છોકરો ડોસાની પાસે આવ્યો. છોકરીઓ દાદાની પાસે બેસી ગઈ. છોકરાએ ડોસા
શરીરે હાથ અડાડ્યો. અધધધ! કેવો તાવ ધીખતો હતો!

'બાપા, અહીં જ સૂવાનું કંઈ કરીએ ત્યારે.' કહી થોડી જમીન સાફ કરી, આસપાસ
થોડા કાગળ વીણી લાવી તેને પાથરી તે પર ડોસાને તેણે સુવાડ્યા. તે હરતો ફરતો હ
ત્યારે પેલા રૂપિયા તેના ગજવામાં અવાજ કર્યા કરતા હતા. તેને બીક લાગી કોક બદમા
આવી ચડ્યા તો!

એમનાં બેએક લૂગડાંનાં પાથરણાં પણ આજે તો ત્યાં દૂર પડ્યાં હતાં. એક છોકરીન
સાડી કાઢી ડોસાને ઓઢાડી, અને બીજી સાડીમાં બે ય છોકરીઓ વીંટળાઈને બેઠી. 'દાદ
બહુ ટાઢ વાય છે? બીજું લૂગડું કાઢી આપીએ?' છોકરીઓએ પૂછ્યું.

'ના, બાપા, તમે ઓઢો; મારે નથી જોઈતું.' ડોસાએ ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું.

છોકરો તો હવે ટોપી પહેરતો હતો, નહિ તો એની પાસેનો ફેંટો ય કામમાં આવત
તે પોતાના ખિસ્સામાંના પૈસા સંભાળતો ડોસાની પડખે આડો પડ્યો. બેયની વચ્ચે

હમેશની પેઠે એય છોકરીઓ સૂતી. ડોસાનું શરીર ટાઢમાં ધ્રૂજતું હતું. ડોસાની પડખે જઈને બેસતાં છોકરાને કોણ જાણે સંકોચ, શરમ લાગવા માંડ્યાં.

ડોસાના શરીરનો કંપ બંધ થયો જોઈ છોકરાને નિરાંત વળી અને તેણે ઊંઘવાને આંખ મીંચી.

કોણ જાણે કેટલોય વખત ગયો હશે. તેને કાને ધીરો અવાજ આવ્યો:

'બેટા!'

છોકરો બેઠો થયો. જાણે પોતે નાનો હતો ને બાપ બોલાવતા હતા તેવો હેતભર્યો અવાજ હતો. શહેરમાં આવ્યા પછી બાપા તેને માનવંતા 'ભાઈ' શબ્દથી કહેતા અને તે ય જાણે બીનાં બીતાં. તે ઊઠીને બાપા પાસે ગયો.

'શું છે, બાપા!'

'ભાઈ, પાણી મળશે ક્યાંય? ગળું સુકાય છે!'

'જોઉં બાપા!' કહેતો છોકરો ઊભો થયો.

છોકરીઓ પણ બેઠી થઈ ગઈ. નાની છોકરી બોલી:

'દાદા, પાણી પીવું છે?'

'હા, માડી; ગળું સુકાય છે, બેટા. તારો બાપો લઈ આવશે હમણાં. બેસો તમે.' કહી ડોસાએ શરીરની આસપાસ લૂગડું દાબીને લપેટ્યું.

'દાદા, પાણીનો નળ લાં કને જ છે! હું લઈ આવું.' કહી મોટી છોકરી દોડી.

'પણ, બહેન, શેમાં લાવીશ?' દાદાએ ક્ષીણ અવાજે કહ્યું. પણ છોકરીને તે સંભળાયું નહિ. તે થોડીવારમાં જ પાછી આવી:

'દાદા, નળમાં પાણી નથી આવતું.'

'ના આવે, બેટા, આટલી રાતે આપણા જેવું કોણ તરસ્યું હોય કે તેને સારુ પાણીના નળ ઉઘાડા રહે! બેસ બેટા. તારા બાપાને જવા દે.'

છોકરો મૂંગો મૂંગો શહેર ભણી ચાલવા લાગ્યો. જંગલનો રખડનારો આજે તે બીતો હતો. ગજવામાંના રૂપિયો બહુ અવાજ કરતા હતા, નહિ? તેણે પાંચેને મુઠ્ઠીમાં પકડ્યા. આટલામાં કશી હોટલ કે દુકાન કે ઘર દેખાતું નથી. હજી દરવાજો તો કેટલે ય આઘે છે! જતાં આવતાં કલાક થઈ જાય. અને પાણી આપનારે ય શેમાં આપે? અરે, પણ ડોસાને કંઈ થયું તો? ડોસાને તરસે મરવા દેવાય? પાંચ રૂપિયા ખરચી નાખતાં ય પાણી મળે તો લઈ જવું. તેના હૃદયમાં શહેરમાં આવ્યા પછી બાપ પ્રત્યે ઓસરવા માંડેલો ભાવ ફરી જાગૃત થયો. પણ પાણી ક્યાંથી મળે? તેના પગની નીચેનો રસ્તો હજી ભીનો ભીનો ઝગારા મારતો હતો. વળી બીજો એક નળ ગયો. નળ બંધ છે તેમ જાણતો જ્યાં તે તેની પાસે ગયો. સહેજ ચકલી દબાવી જોઈ. પાણીનાં બેએક ટીપાં પડ્યાં. તે હસ્યો. અને રસ્તા પર આવીને ઊભો. આગળ જવું કે ન જવું? ડોસાને કંઈ થયું તો? તેણે દૂરથી ઝીણી બૂમ સાંભળી:

'બાપા, એ બાપા, પાછા આવો, પાછા આવો.' નાની છોડીનો અવાજ હતો.

છોકરાએ શહેર ભણી જવું માંડી વાળ્યું અને પાછો વળ્યો. તેના પગ તેને ખબર ન પડે તેમ દોડવા લાગી ગયા હતા.

તે બાપા પાસે આવ્યો ત્યારે ત્યાં મોટી છોડી ન હતી. બાપા સ્વસ્થ શાંત બેઠા તે બોલી ઊઠ્યાઃ

'ગાંડી થઈ ગઈ છે મોટી તો. મેં ના કહ્યું તો ય પાણી શોધવા ગઈ છે. ક ભૂલી પડી ગઈ તો ?'

છોકરાને બીજી ચિંતા થઈ. તેણે બૂમ પાડી.

'એ આવી.' રસ્તાની હેડવાસથી મોટી છોડીનો જવાબ આવ્યો. અને થોડી હાથમાં એક પલળેલો, દદડતો ડૂચો લઈ તે આવી પહોંચી.

'આ શું ?' બધાં ચોંકી ઊઠ્યાં.

'છે ને દાદા, ત્યાં આગળ પેલા રસ્તો ધોનારાઓએ નળ ખોલ્યો હતો ને ત્યાં સ ખામણામાં પાણી હતું, ચોખ્ખું નીતર્યું. દાદા, તે આ બોળી લાવી છું.'

'અરે દીકરી,' દાદા બોલ્યા, 'પણ આ તો તારું લૂગડું છે, તને ટાઢ વાશે, બેટ

'નહિ વાય, દાદા, તમે ખોબો ધરો કે હું નિચોવી દઉં.'

દાદાએ ખોબો કર્યો. દીકરીએ એમાં લૂગડું નિચોવ્યું. રામે અમૃત મોકલ્યું હોય ભાવથી ડોસો તે પી ગયો.

'હાશ, બેટા. જીવતી રહે, મારી દીકરી.'

'દાદા, બીજું જોઈએ ?'

ડોસાએ જોયું કે આ એક ઘૂંટડા પાણીથી તો તરસ ઊલટી વધી હતી. પણ તેણે પાડી દીધી. 'ના, બેટા, હવે બેસો. મારી કને. ક્યાંય પાણી શોધવા જવું નથી.'

છોકરો પાસે ઊભે પગે બેઠો. નાની છોકરી દાદાના હાથની નસો સાથે રમવા લા નસો કેવી પોચી પોચી લાગે છે! પોતાના હાથ પર તો એવી છે ય નહિ!

થોડી વાર બધાં સૂનમૂન બેસી રહ્યાં. છોકરો બોલ્યોઃ 'બાપા, ત્યારે આડા પડો ન કળ વળે. ઊંઘી જાઓ તો.'

'ઊંઘી જાઉં?' ડોસો હસ્યો. તેની નજર ઊંચે આકાશમાં ગઈ, 'ના, ભાઈ. ઊંઘવું નથી. હવે કેટલી રાત હશે? આ જો ને વહાણુ તો ઢળી જવા આવ્યું છે. ઘડી પા સવાર થશે. ભાઈ, યાદ છે કે આટલી રાત લગી આપણે ભજન કરતા?'

'હા બાપા, અને પછી હું સીધો ખેતરમાં જતો.' છોકરો બાપાને પ્રસન્ન મને વ કરતા જોઈ આનંદિત થયો.

ડોસાને ગયા જન્મની થઈ ગઈ હોય એવી પોતાની ગામડાની જિન્દગી યાદ આ 'પ્રભુ, તું ય શા દહાડા દેખાડે છે? મારી ભક્તિમાં કંઈ કચાશ હશે તે મને પાકો કર તેં આ બીજી ભઠ્ઠીમાં નાખ્યો.' ડોસાના હૃદયમાં ઉમળકો આવ્યો. શહેરમાં કાઢેલા કેટલાક મહિનામાં એવો ઉમળકો કદી આવ્યો ન હતો. તેને ભજન ગાવાની ઇચ્છા થઈ.

'બેટા, ભજન ગાઈએ તો કોઈ વઢે કરે ખરું?'

'ના રે બાપા, ગાઓ તમે. જોઈ લેવાશે.' છોકરો બાપાને ઉમંગમાં આવતા જોઈ પ્રસન્ન થયો.

ડોસાએ ઊંચે આકાશમાં નજર નાખી. નવલખ તારાથી મઢેલી રાત. કેવો મઝાં ચંદરવો છે! ઠેરઠેરથી જાણે ભગવાન હસી રહ્યો છે. ડોસાને ગળામાં ફરી સોસ પડ

લાગ્યો. તેણે મોઢામાં જીભ ફેરવવા પ્રયત્ન કર્યો. લુખ્ખું લુખ્ખું! શું જિન્દગીમાંથી અમી સાવ ચાલી ગઈ? ડોસાની નજર ચોમેર ફરવા લાગી. મારા પરભુ, આ ચારેય કોર આટલું બધું તો પાણી પાણી ભર્યું છે! આ રસ્તા ધોવાયા છે પરંતુ તારે માટે. આ ધરતીના પેટમાં ટાંકાંનાં ટાંકાં ભર્યાં છે, મારા રામ આ પણે હોજના હોજ ભર્યા છે, પણ . . .? ડોસો મૂંઝાવા લાગ્યો. તેનું હૃદય પ્રશ્નને સ્પષ્ટ ન કરી શક્યું.—અને બાળક રૂપે તેનો પ્રભુ જવાબ આપતો હોય તેમ નાની છોડી મંજિરીનો રણકાર કરી બોલી ઊઠીઃ

'દાદા, ગાઉં? પાની મેં મીન પિયાસી?'

'મીન પિયાસી?' ડોસાને એકાએક પોતાનો પ્રશ્ન અને તેનો ઉત્તર બેય સ્પષ્ટ થઈ ગયા લાગ્યા. તે છોકરીને માથે હાથ ફેરવી બોલ્યોઃ 'હા, બેટા. મારા રામ, ગાઓ, પાની મેં મીન પિયાસી.' અને મનમાં બોલ્યોઃ 'આમ સમજો કે તેમ, સંત કબીરની દેવવાણી ચારે યુગમાં સાચી જ છે.'

અને તંબૂરાને રણકાવતાં, ડોસાનો, મહિનાઓ લગી રૂંધાયેલો કંઠ પાંજરામાંથી છૂટતા પંખી પેઠે કલકલ કરતો વહેવા લાગ્યોઃ

'પાની મેં મીન પિયાસી રે
મોરે દેખત આવે હાંસી રે.'

ડોસાએ ભજન શરૂ કર્યું ત્યારે ગળું સાવ સુક્કું હતું. ભજનના શબ્દો જીભ ઉચ્ચારતી હતી અને તેનું મન ઈશ્વરની લીલાના વિચારમાં પડ્યુંઃ

દુનિયાને હું શરાપ દઉં? અમને તું કસે છે બાપ તે કંઈ અમારા ભલા ખાતર જ હશે? નહિ તો તારા ભગતને પાણીમાં બેસાડી તરસે મારવાનું તેં શા માટે નક્કી કર્યું હશે?

છોકરીઓના કોમળ અવાજમાં ડોસાનો ઘેરો સાદ આછોઆછો ભળવા લાગ્યો. ડોસો જેમ જેમ ભજન ગાતો ગયો તેમ તેમ તેના ગળામાં કોક અમી ઊંજી જતું હોય તેમ લાગવા લાગ્યું.

ડોસાએ બીજું ભજન ઉપાડ્યું. છોડીઓ અટકી પડી. આ તો દાદા પહેલી વાર જ ગાતા લાગે છે. છોડીઓ વચ્ચે વચ્ચેથી તૂટક શબ્દો, પાણીમાં નાસાનાસ કરતી માછલીઓને પકડવા મથતી હોય તેમ, બોલવા લાગીઃ

નાભિ કમલ કી ખોજ પકડ લો
અમૃત બૂંદ વરસે ઝીણી,
સુગુરુ હોય સો ભર ભર પી લો,
એક અખંડિત ધારા હૈ.

અને 'ભરભર પી લો' શબ્દોની ત્રણે મોંમાંથી ધૂન જામવા લાગી.

છોકરો મૂંગો મૂંગો સાંભળતો હતો. આજે એને પોતાનો ભૂતકાળ યાદ આવતો હતો. પોતે બાપને કેટલા રંજાડ્યા છે? પોતાનાં કરમે ડોસાને આ શહેરમાં ધૂણી ખાવી પડે છે. અને શહેરમાં યે પોતે ડોસા ઉપર કેવા કેવા તગાદા કર્યા છે! તેના હૃદયમાં થયુંઃ બાપા, પેલું ભજન ગાય તો? : પાપ તારાં પરકાશ જાડેજા... ત્યાં તો ડોસાએ બીજું ભજન ઉપાડ્યું. અને છોકરાને રૂંવે રૂંવે જાણે આગ સળગી ઊઠી. અરે, જે રાતે આ ભજન ગવાતું હતું, તે વેળા પોતે પાસેના ફળિયામાં બેઠો બેઠો જુગાર રમતો હતો. અને ચાસમાં આવી ઉપરા-

ઉપરી દાવ મૂકી બધું ગુમાવી બેઠો હતો. ભજનના શબ્દેશબ્દ પલીતા બનીને એને ચંપાવા લાગ્યા. અને એ બળતરાના હવમાં એના હૃદયનો તમામ મેલ બળવા લાગ્યો. પિતા અત્યે તેના હૃદયમાં એક નિર્મળ ભાવ ફેલાઈ રહ્યો. થોડી વારે તેણે જોયું તો બાપાનું ભજન જાણે અમૃતની ઝીણી બુંદો બનીને વરસી રહ્યું છે. અને પોતે પણ બાપાની સાથે વચ્ચે વચ્ચે ગાવા લાગ્યો :

......જોગી જવલાને પાયા જી.
વણ રે ધૂણી ને વણુ ચીપિયે,
બાવે જગન રચાયો જી,
એવા જોગીઓને ઢૂંઢતાં કેટલા જુગ ગયા,
કેટલા ભવ ગયા, થોડા દિન રહ્યા રે
જોગી જવલાને પાયા જી.
ચાર ચાર જુગોની સતો ગોદડી
બાવો ઓઢીને બેઠા જી,
નવસેં ને સાઠ દીધાં થીગડાં
દોરો એકલ ભરીઓ જી.
કોઈ રે બતાવે રમતા જોગીને
આલું લાખ વધાઈઓ જી,
ગુરુને પરતાપે ગોરખ બોલિયા
જૂની ભોમિકા સંભાળો જી.

અને એ ભજનનું અમૃત ઝીલતો ઝીલતો છોકરો ઊભે પગે બેઠો બેઠો જ ઢીંચણ પર માથું ઢાળી ઊંઘી ગયો.

ભજન ચાલતું રહ્યું. છોકરીઓને આ ભજન પણ નવું હતું. ભજનનો લવો બરાબર વળતો ન હતો. તૂટક તૂટક શબ્દો તે વચ્ચે વચ્ચે બોલતી હતી તેઓ પણ થોડી થોડી ઊંઘમાં ઘેરાવા લાગી. અને અચાનક તેમનું ચેન ઊડી ગયું. દાદા કેમ ગાતા બંધ થઈ ગયા ?

બંનેએ દાદા ભણી જોયું. દાદાનું મોં સહેજ ઉઘાડું રહી ગયું છે, આંખો ઢળી ગઈ છે, અને તંબૂરાના તાર પર આંગળી અટકી પડી છે.

' દાદા ! ' મોટી બોલી.

' દાદા ! ' નાની બોલી. ' ગાઓ કે ? કે ઊંઘી જવું છે ? ' તેને એકાએક બીક લાગવા માંડી. તે બોલી ઊઠી : ' બાપા ! '

હૈં કરીને છોકરો જાગ્યો. મોટી છોકરી બીધીઃ બાપો વઢશે. તે બોલી ઊઠી : ' કંઈ નહિ બાપા તમે ઊંઘો કે, એ તો આ અમથી . . . '

પણ બાપાના મોં પર જરાકે રોષ ન દેખાયો. મોટી ઓડીને નવાઈ થઈ. છોકરાએ પોતાની નજર સામે જ સમાધિમાં બેઠી હોય તેવી બાપાની કાયા જોઈ. અને તે બહુ સંભાળથી ભક્તિભાવપૂર્વક ઊઠ્યો.

' શું થયું દાદાને ? ' નાની છોકરી બોલી પડી.

# અપાઇ મુજથી ગયું

મનસુખલાલ ઝવેરી

તને ભીખારીને શાને આપવું ? દાખવી દયા
શાને તારા સમા લાખો તણી આળસ પોષવી ?
કોટિ કોટિ મનુષ્યોની કતારો રંકડી અંહી
આઠે પ્હોર, બની માત્ર પશુ, અંગાંગ તોડતી;
તે છતાં પામતી ખાવા અન્ન ના પેટ પૂરતું,
તેને ઉવેખીને શાને ભીખારીને કરું દયા ?
બેસીને બસમાં, જતો હતો ત્યાં દીઠી મેં તને;
ને રહ્યો આમ રોષેથી ભરી મારા હું ચિત્તને.
પણ ત્યાં દીઠું મેં તારી કેડે શિશુ બિરાજતું,
તારા જેવું જ ગંદું ને ફળ તારી જ વેલનું.
અમારી જ્યાં મળી આંખો, હસી એ સહસા પડયું,
ને એ હાસ્ય ઉરે મારા, ભાવ ઊંડા જગાડતું.
દૂર દૂર વસ્યાં મારાંનું મને સ્મિત સાંભર્યું,
ને નો’તું આપવું તો યે અપાઇ મુજથી ગયું.



---

તેને આંગળીથી ચૂપ રહેવાનું કહી છોકરો બાપ કને ગયો. બાપાના નાક આગળ હથેળી ધરી જોઈને ખૂબ ધીરેથી બોલ્યો :

‘ અવાજ ના કરશો. દાદા ઊંઘી ગયા છે. હોં ! ’

નાની છોકરી વધારે મૂંઝાવા લાગી, અને દાદા દાદા કરતી દાદાની પાસે જવા લાગી. છોકરાએ તેને કોમળતાથી પોતાની સોડમાં લીધી.

તેને આશ્વાસન આપતાં આપતાં તેણે મોટીને પણ પોતાને પડખે બોલાવી. અને બે ય દીકરીઓને પડખામાં લઈ ને તે બાપાનું સ્થિર ધ્યાનસ્થ ઋષિ જેવું મુખ જોતો જોતો બેઠો.

પૂર્વ દિશામાં કિરણનાં ઝરણ ફૂટવા માંડ્યાં. અને ત્યાં બેઠા બેઠા સાતરંગી વાદળોનાં પીંછાં તંબૂરામાં ખોસી બાપા દૂર દૂરથી ધૂન લગાવતા તેને સંભળાયા :

અમૃત બૂંદ વરસે ઝીણી
સુગુરુ હોય સો ભરભર પી લો,
ભરભર પી લો,
અમૃત બૂંદ વરસે ઝીણી !



# समानशीलव्यसनेषु सख्यम्

'પ્રબોધ'

સુમારે એક બે વાગે
રાતના ટાઢ આકરી
સુસવે; સર્વ બેસારુ
ઊંઘતાં; ઊંઘ એકલી
જાગતી :
ને સિદ્ધિયે સાધ્ય થઈ શકે છે
સૂતાં સૂતાં, ને પ્ર-ગતિ સધાય છે
પડ્યાં પડ્યાં, એ અણજાણ તત્ત્વનો
નિબોધ દેતી, પરિપ્રાપ્તિ અર્થે
ઉત્તિષ્ઠત, જાગ્રત થઈ જવાની
નકામ આવશ્યક્તા નિવારતી
સ્વપંથે જોરમાં ગાડી
અંધારામાં ધપ્યે જતી.

યંત્રી પ્ર-ગતિ જ્યારે
જાગ્યાં પ્ર-ગત માનવી.

હું ઊતર્યો, ટાઢ ઠરેલ ગાત્રો
વીંટી દઈ દૂંફ ભરેલ ધાબળે;
ઠરી ગયેલો શશી યે બિચારો
અર્ધ જાગૃત'વસ્થામાં
અર્ધ વીંચેલ પોપચે
સરન્ત ધીમે નભમાં;
અને મેં—
સુણ્યું હવામાં 'વઢવાણ જંક્સન.'

ઘુમ્યા કરે ઇન્જીન બાળકો કે,
નિગૂઢ નાદે વડીલો વહન્ત,
ધગન્ત જોરાવર ડાઈનામા
ધીમા ધીમા સુસવતા રહન્ત.
અથડાય ડબ્બા, ઘનશબ્દ જાગે,
વચ્ચે પડે સર્ચ-પ્રકાશ-શેરડા,
રાતા, લીલા, જંક્સન તારકો શા
દૂરે તગે દીપક સિગ્નલોના.
થાતું મને 'શું દિન રાત ભેળાં!'
નિહાળતો ભૂ-પર વ્યોમ-લીલા.
ત્યાં, વેગને વેગન જેમ આથડે
મારે ડબે બે જણ એમ બાખડે.

"ઉપાડ તારી અહીંથી પથારી."
"નથી અહીં કૈં તુજ છાપ મારી."
"તારા નથી બાપની આગગાડી
મેં યે કઢાવી છ ટિકિટ." એક
તગાવતો લોચન લાલ, બીજો
દંડો ઉલાળે, વચમાં પડે કો'
ના દે કરી દાદ; 'કદાચ આમાં
વધી જશે વાત અને નકામું
એકાદનું ખૂન થશે' વિચારી
બીકે જતું પોલીસ લાવવા કો.

'અરે કહું છું ઊઠ, હાથ ઝાલી
જ્યાં ખેંચતો એક, સૂતેલ માનવી
દંડો પછાડી ગરજી ઊઠેલ :—
"સંભાળજે, જાળવજે, નહીં તો,
હું તો ફરું ફક્કડરામ જેવો,
મને નથી કૈં ડર જેલમોતનો,
તારાં પરન્તુ રઝળી જવાનાં
બૈરી અને બાળક એક ઘાએ."

"મને વળી ક્યાં પરવા પડી છે!
ઉલાળ નૈં પાછળ કે ધરાળ નૈં
મારે અગાડી, નહીં ભાર લેશ,
હું યે ફરું ફક્કડરામ જેવો
બેફીકરે, જેલશું, મોત છે શું!"

"તો આમ ક્યાં?" "આ ગિરનાર જાતું."
"હું યે જતો ત્યાં શિવરાત મેળે."

જોતાં રહ્યાં સૌ, ક્ષણવારમાં તો
બે વેગને વેગન આથડી મળે
મનો મળ્યાં તેમ અગમ્ય મેળે.

પોલીસ આવી, દમદાટી છાંટી
ચાલી ગઈ, કે કજીઓ જ કામનો
એને હતો : ને નિરપેક્ષ ગાડી
ધીમે ધીમે પંથ પડંત વેગે.

ને ટાઢથીજ્યાં સમ નિંદરંતાં,
પ્રકમ્પ, વાતાવરણે ભમન્તા
અનુભવ્યા મેં અધબન્ધ આંખે.
"તે કેમ આવું?" "મુજ બૈરી બાપડી
મરી અકાળે, રઝળ્યાં બિચારાં
ચાલ્યાં ગયાં પાછળ ચાર છોકરાં;
હું બાપ આવો નિકળ્યો નકામ;
ને જોઈ આવું નહીં કોઈ બીજે
દેવા મને દીકરી હામ ભીડી;
અને હવે તો થઈ ગૈ અવસ્થા."

"મારે ય ભોગે અવળી દશા થૈ :
હતો રૂપાળો, ફરતો, જુવાન,
મને હતો શોખ દરેક વાતનો;
સાફો લગાવી, ચશમા ચડાવી,
બે પાન ચાવી ફરતો બજારમાં;
ને માનતો કે મુજ ભાગ્યમાં તો
હશે જડી કોઈ સ્વરૂપ-રાણી.

"તું જોઇને ભાઈ, નસીબ ફૂટલાં:
મરી ગઈ બે પરણ્યા જ પ્હેલાં,
ને એકને માંડ કરી બચાવી
તે યે ગઈ છપ્પનિયા દુકાળમાં
મૂકી ગઈ નૈં ફરજંદ વાંસે.

"નહીં! જરા ટાઢ વધુ જણાતી,
ગાંજો ભરેલો પણ નૈં દીવાસળી,
રાખો છ કે?" "હા, મુજથી મુસાફરી
એકાદ બે ઘૂંટ વિના ન ખૂટશે,
અંગે ચડેલી નહીં ટાઢ ઊડશે!"

"ક્યાં રાત રેશો? કંઈ ધર્મશાળા
છે જાણમાં?" "સાવ જ છું અજાણ્યો"
"મારો સગો એક રહીશ ત્યાંનો
રહીશ હું ત્યાં જ, તમે ય ચાલો,
ત્યાં ફાવશે, કારણ કે બિચારો
એ યે બન્યો ફક્કડરામ, બૈરી
એનીય આ માસ મહીં જ ગુજરી
ગઈ, ઘરે કોઈ ન, છોકરાં એ
મોસાળ રૈં ને ઊછરે, કમાતા
આ ભાઈ દેરાસરમાં રહી વળી
ગાંજા તણા શોખીન છે પૂરેપૂરા."
"ત્યારે ભલે હું પણ ત્યાં જ ધામા
નાખીશ."

ને લઈ ચલમે ફૂંકો
દીધી બીજાને : અવધૂત અંતરે
ભરી ભરી હૂંફ અનેક ઠાલવી
તાણ્યા કરે ઘૂંટ, જગેછ ચુંગી.
એવી જ, ને, આગ ભરેલ અંતરે
વહ્યે જતી ટ્રેન અચૂક, મૂંગી.

# છૂટા મણકા

રામનારાયણ વિ. પાઠક

**કલા વિવેચનના** મુદ્દાઓની ટૂંકી અને છૂટી ચર્ચા, વિવેચનના પ્રશ્નોના અંગની કોઈ હકીકત, કાવ્યચર્ચાને ઉપયોગી કોઈ હકીકત, વગેરેને કંઈક છૂટી અને સરલ શૈલીમાં રજુ કરવાને આ મથાળું યોજેલું છે.



## ચિત્રકલા અને ભાષા

ઘણાઓ કહે છે કે ચિત્રની અપીલ સાહિત્ય કરતાં વધારે વ્હોળી છે. સાહિત્ય સમજવાને તે સાહિત્યની ભાષાના જ્ઞાનની જરૂર રહે છે. ચિત્રને માટે એવી કોઈ જરૂર રહેતી નથી. ચિત્રની અપીલ સાર્વજનીન છે. આ અભિપ્રાય અમુક અમુક દષ્ટિએ ચિન્ત્ય છે.

અલબત કુદરતનું કોઈ દશ્ય, પર્વત સમુદ્ર વનરાઈ વરસાદ તોફાન વગેરે, ચિત્રકારની ભાષા ન સમજતો હોય તે પણ સમજી શકે. તેમ જ, ગમે તે દેશનાં બજારનાં દશ્યો. મંદિરનાં દશ્યો, યુદ્ધનાં દશ્યો, કુટુંબનાં દશ્યો વગેરે પણ ચિત્રકારની ભાષા ન જાણનાર પણ સમજી શકે. પણ બધાં દશ્યો માટે આમ કહી શકાશે નહિ.

બે પ્રકારનાં દશ્યો આમાં અપવાદ રૂપ છે, અને એ અપવાદના પ્રકારો ચિત્રકલામાં બહુ મહત્ત્વના છે. તે અપવાદનું સામાન્ય સ્વરૂપ ચર્ચવાને બદલે દાખલાથી વિચાર શરૂ કરવો વધારે સગવડ ભરેલો છે. વૉટ્સનું પ્રસિદ્ધ 'આશા'નું ચિત્ર લો. એ ચિત્ર ગુજરાતમાં સારી રીતે પ્રસિદ્ધ છે. સદ્ગત નરસિંહરાવે 'સ્મરણસંહિતા'માં તેને મૂકેલું હોવાથી તે સુલભ પણ છે. તેમાં એક પાટા બાંધેલી સ્ત્રી આખા પૃથ્વીના ગોળાને પલાણીને બેઠી છે. તેના હાથમાં એક તંત્રી છે જેનો એક જ તાર સાજો છે, બાકી બધા તૂટેલા છે અને તે એક તારને તે બહુ ઉત્સુકતાથી વગાડે છે. કંઈક એવું પણ સ્મરણ છે, કે ચિત્રના એક ખૂણામાં એક નાનો સરખો તારો ઝળકે છે, જો કે 'સ્મરણસંહિતા'ના ચિત્રમાં તે જણાતો નથી. હવે આ આખું ચિત્ર બરાબર જુઓ, અને કહો કે નીચે 'આશા' એમ ન લખેલું હોય, તો એ ચિત્રનો આશા એવો અર્થ ગમે તેવો સંસ્કારી પ્રેક્ષક પણ કરી શકશે ખરો ? હું માનું છું નહિ જ કરી શકે. આ એક જ ચિત્ર માટે એ ખરું નથી, પણ આવાં પ્રતીકરૂપ બધાં ચિત્રોને માટે એ ખરું છે. એવાં ચિત્રોને ભાષાની અપેક્ષા રહે છે અને રહેવાની જ.

એક બીજા પ્રકારના ચિત્રને પણ ભાષાની અપેક્ષા રહે છે. ક્રાઇસ્ટની છેલ્લી મિજબાનીનું ચિત્ર લો, 'દ્રૌપદીવસ્ત્રાહરણ'નું ચિત્ર લો, શ્રી. સોમાલાલ શાહનું 'કર્ણકુંતી' લો, શ્રી. કનુ દેસાઈનું 'કરણ અને દેવળદેવી' લો, આ પ્રકારનાં ગમે તે ચિત્રો લો, તો જણાશે કે તે દરેકની નીચે ચિત્રના વિષયના નામની જ નહિ, પણ જે પરિસ્થિતિનું ચિત્ર છે, તે પરિસ્થિતિ પાછળ રહેલા ઇતિહાસના જ્ઞાનની પણ જરૂર રહેશે જ. આવાં ચિત્રો તદન

ભાષાનિરપેક્ષ કદી. થઈ શકશે નહિ. ઉત્તમ ચિત્રકારોનાં ઘણાં ઉત્તમ ચિત્રોના વિષયો ઈતિહાસ અને પુરાણોમાંથી લીધેલા હોય છે તેટલે અંશે એ ચિત્રોને ભાષા દ્વારા ઓળખાણની જરૂર રહેવાની જ.

આ હકીકતને સાહિત્યના એક અંગ સાથે સરખાવવાથી વિશેષ પ્રકાશ પડશે, એટલું જ નહિ, આવી સ્થિતિમાં ચિત્રકલાને કશી નામોશી નથી એ પણ સાથે સાથે સ્પષ્ટ થશે. કાવ્યમાં કેટલાંક કાવ્યોને મથાળાની જરૂર નથી હોતી. સાધારણ રીતે ઘણાંખરાં કાવ્યોને મથાળાં અપાય છે, પણ તે બધાંને મથાળાંની જરૂર અવશ્ય હોતી નથી. મથાળાં વિનાનાં કાવ્યોની સંખ્યા હજી ઘણી વધારી શકાય. 'મધ્ય રાત્રિએ કોયલ' 'જળધોધ' 'મને જોઇને ઊડી જતાં પક્ષીઓ' વગેરે ઘણાંખરાં કાવ્યોનાં મથાળાં ન હોય તો ચાલે. મથાળાંનો રિવાજ છે તેથી કવિ ઘણીવાર મથાળું કરે છે, તેથી વાંચનારને થોડી મદદ મળે છે, પણ ઘણાં કાવ્યોનાં મથાળાં કાઢી નાંખ્યાં હોય તો સમજવામાં વાંધો ન આવે. ઘણી વાર તો મથાળાં કાવ્યને ઓળખવાનાં નામો માત્ર હોય છે. મહાભારત એ માત્ર એ કાવ્યનું નામ છે. એ મથાળા વિના કાવ્ય સમજી શકાય છે. પણ બધાં મથાળાંનું એવું નથી. 'ઉત્તરા અભિમન્યુ' કાવ્યને મથાળાની જરૂર છે અને રહેવાની. એટલું જ નહિ, મહાભારતની ઉત્તરા અભિમન્યુની હકીકત પણ વાચકને માહિત હોવી જરૂરની છે. અને આવાં મથાળાની જરૂરવાળાં કાવ્યો, અને વિષયનિર્દેશની જરૂરવાળાં ચિત્રો લગભગ એક પ્રકારનાં જણાશે. આપણે એમ કહી શકીએ કે કેટલાંક કાવ્યોને, કાવ્ય બહારના મથાળાની જરૂર હોય છે તેમ જ કેટલાંક ચિત્રોને પણ ચિત્ર બહાર મથાળાની જરૂર હોય છે. ફેર એ પડ્યો કે કવિતા પોતે વાણીની કળા છે અને તેનું મથાળું પણ વાણીનું જ છે; પણ ચિત્ર રંગની કળા છતાં તેને મથાળું વાણીનું લેવું પડે છે. અને આમાં કાવતા કરતાં પણ ચિત્રને વાણીના મથાળાની કંઈક વધારે જરૂર રહેવાની. કારણકે ચિત્ર આખી કથામાંથી માત્ર એક જ પસંદ કરેલી ક્ષણનું દશ્ય આપી શકે છે, એટલે એ ક્ષણ પહેલાંની હકીકત તેને ભાષા મારફત જ કહેવી પડે છે, જ્યારે કાવ્ય પોતાના પિંડશો બનાવો અને વ્યક્તિઓનું નિરૂપણ કરી શકે છે, અને ચિત્ર કરતાં ભૂતકાલ સૂચવવાની અને કથવાની એની શક્તિ અને તક ઘણી વધારે છે.

ઉપર જે 'આશા'ના ચિત્રની વાત કરી, તે ચિત્ર ભાષાનિરપેક્ષ જોતાં કાવ્યની પરિભાષામાં સાદૃશ્યમૂલક અતિશયોક્તિ અલંકાર છે. ચિત્રનો અર્થ એ છે કે આશા એક સ્ત્રી જેવી છે, જેણે આંખે પાટા બાંધ્યા છે, જે આખી પૃથ્વી પલાણીને બેઠી છે, જે આખી તંત્રીમાંથી એક જ સાજો રહેલો તાર વગાડ્યા કરે છે. અહીં આશા એ ઉપમેય છે અને ચિત્રની સ્ત્રી ઉપમાન છે. ભાષાનિરપેક્ષ ચિત્ર ઉપમેય વિનાનું પ્રપંચિત ઉપમાન છે. ચિત્રકલામાં ઉપમેયના નિર્દેશ વિના એકલા ઉપમાનમાં ઉપમેય સૂચવવાની શક્તિ નથી. એટલે ભાષાથી ઉપમેયનો નિર્દેશ કરી આપણે તેને રૂપક બનાવીએ છીએ.

અલબત ભાષા વિના ચિત્ર પોતાનું વ્યંગ્ય સમજાવી શકે એમ નથી. પણ એટલા ઉપરથી કોઈ ભાષાવાદી ચિત્રકલાને અશક્ત કે પાંગળી કહે તો તેમાં તે પોતાની અરસિકતા

જ બતાવી આપે. કારણકે ભાષાના એક આટલા નાના ટેકાથી એ એટલું સુંદર અને અદ્ભુત કહે છે જે ભાષા કદાચ આટલી સચોટતાથી ન કહી શકે. એવું જ પૌરાણિક ચિત્રોનું પણ.

અહીં આપણે જોયું કે ભાષામાં જેને રૂપક કે સાદૃશ્યમૂલક અતિશયોક્તિ કહીએ તે ચિત્રમાં આવી શકે છે. એક બીજો ભાષાનો અલંકાર પણ ચિત્રમાં આવે છે અને તે અત્યુક્તિ.[1] આને માટે એક જ દાખલો બસ થશે અને તે બુદ્ધ–યશોધરા–રાહુલના અજંટાના ચિત્રનો. તેમાં બુદ્ધને યશોધરા–રાહુલ કરતાં વધારે મોટા પ્રમાણનો ચીતર્યો છે, તે એક પ્રકારની ચિત્રની અત્યુક્તિ છે.

એક બીજી બાબત પણ સાથે સાથે વિચારી લેવી ઠીક છે. એક કલાના અલંકારો એ ને એ રૂપે બીજી કલામાં અવશ્ય સંક્રાન્ત ન થઈ શકે. સંસ્કૃત કાવ્યમાં સ્ત્રીના અધરોષ્ઠને બિમ્બ[2] સાથે સરખાવે છે. એક ચિત્રમાં સ્ત્રીના અધરને લગભગ બિમ્બ જેવો ચીતરી બતાવેલો મેં જોયો છે, અને તેમાં કલાને હાનિ થતી નહોતી. પણ બધી ઉપમાઓ માટે એમ નહિ કહી શકાય. ચન્દ્રમુખી કે કમલાક્ષી કહીએ છીએ પણ મુખ કે આંખની જગાએ ચન્દ્રનો કે કમલનો આકાર નહિ મૂકી શકાય. દરેક કલાને પોતપોતાની વ્યંજનાશક્તિ હોય છે. પ્રતિભાથી અને અભ્યાસથી કલાકાર પોતાની કલાની શક્તિને ઓળખે છે અને પ્રયોજે છે.



---

૧ 'અતિશયોક્તિ'નો કાવ્યની પરિભાષામાં અમુક જ અર્થ થાય છે માટે અંગ્રેજીમાં જેને Hyperbole કહીએ તેને માટે 'અત્યુક્તિ' શબ્દ રાખીએ તો સારું.

૨ ટીંડોરું.

# સંગીતશાસ્ત્રચર્ચા

[ એક સમીક્ષા * ]

રમણલાલ છોટાલાલ મહેતા

## પ્રાસંગિક મનન

**એક પ્રશ્ન**

**પ્રશ્ન** આ છે : પરપ્રાંતીય ભાષામાં પ્રગટ થયેલ પુસ્તકોનું અવલોકન કરવું કે નહિ? આપણા દેશમાંથી પ્રગટ થતાં અંગ્રેજી માસિકોમાંથી કેટલાંએકમાં, દેશના બંગાળી, તેલુગુ, મરાઠી, હિંદી, ગુજરાતી વગેરે પ્રાંતીય ભાષાઓનાં પુસ્તકોની નાની-મોટી આલોચના આવે છે ખરી, પરંતુ એ માસિકો અંગ્રેજી જેવી આપણા દેશના શિક્ષિતોમાં તો હજી લિંગ્વાફ્રેંકા ગણાય એવી ભાષામાં પ્રગટ થાય છે એટલે પ્રાંતપ્રાંતના પ્રકાશકો પુસ્તકવિક્રય માટે ઓછે-વત્તે અંશે બહોળી જાહેરદારી કરાવવા ખાતર પણ એવાં માસિકોનું શરણું શોધે એ સ્વાભાવિક. આવાં અવલોકનોમાં પુસ્તકની યોગ્ય આંકણી ભાગ્યે હોય; ચર્ચા અને તુલના તો જગ્યાના અભાવે કેવળ અશક્ય. સ્વભાષાપ્રાંતમાં જ યોગ્ય વિવેચક મળી જાય તો સમદૃષ્ટિ છણાવટ થતી માલમ પડે છે.

**મુશ્કેલીઓ**

પરપ્રાંતીય ભાષામાં પ્રગટ થયેલ સર્વ ભાતનાં પુસ્તકોનું અવલોકન કરવું (અ) સહેલું નથી, કેમકે પ્રાંતમાં અન્ય પ્રાંતભાષાઓના જાણકાર નહિવત્ હોય; (બ) નિષ્ફળ જાય, કેમકે અવલોકનનો એક હેતુ કે પુસ્તક તે પ્રાંતના લોકો વાંચેવિચારે, તે તો, લોકોનું અન્ય પ્રાંતભાષાનું જ્ઞાન ઓછું કે જરાય નહિ હોવાને લીધે કે પછી સ્વભાષાપ્રિયતા, બીજી ભાષાઓ પ્રત્યે ઉદાસીનતા રહે એટલી હદ સુધી કેળવી હોય એને લીધે કેવળ માર્યો જાય; (ક) બહુ ઇચ્છા રાખવા જેવું યે નહિ, કારણકે આજે પ્રાંત પ્રાંતે સાહિત્યપાક —પાકમાં જુવાર હોય, બાજરી હોય, ઘઉં યે હોય ને પડતર જમીન વિશેષ એટલે લીલુંસૂકું ઘાસ તો પુષ્કળ ઊગી નીકળ્યું હોય !—એટલો બધો છે કે પત્રકારિત્વના આજના સંજોગોને કારણે પ્રાંતનાં માસિકો સ્વભાષાનાં પુસ્તકોનું અવલોકન કરવામાં પણ બરાબર પહોંચી વળતાં નથી. આમાં બીજી ભાષાઓનું અવલોક કરવાનું સ્વીકારે તો સ્વભાષાનાં ઘણાં પુસ્તકો છોડી જ દેવાં પડે.

**કલા અને ભાષા**

જરા વધુ ઊંડે ઊતરીશું તો માલમ પડશે કે ઉપર દર્શાવેલી મુશ્કેલીઓ ભાષાદ્વારા આવિષ્કાર પામતી સાહિત્ય–કલા તથા ભાષાદ્વારા કથન પામતાં શાસ્ત્રોને (એટલે કે સર્વ શાસ્ત્રોને) નડે છે. વાઙ્મયના સર્વ પ્રકારોને ભાષામાધ્યમનું જુદાપણું સમગ્ર દેશની મૂળ સંસ્કૃતિ ને હવા એક હોવા છતાં પ્રાંતીય બનાવે છે, જે અનુવાદથી–ભાષામાધ્યમના ફેરથી–તૂટી વિશાળતર બને છે. પરંતુ જે કલાઓ માધ્યમ વૈશિષ્ટ્યને કારણે સ્વતઃ અપ્રાંતીય છે તેમને આ મુશ્કેલીઓ કલાદેહે

* મહારાષ્ટ્રીય ગાયક શ્રી. રામકૃષ્ણ વઝે કૃત ' સંગીત–કલા–પ્રકાશ 'ની સમીક્ષા.

નડતી નથી. એવી કલાઓમાં સંગીત, નૃત્ય, ચિત્ર, શિલ્પ, સ્થાપત્ય વગેરે ગણાવી શકાય. સાહિત્ય–કલાના વિષયમાં ભાષાંતરમાં મૂળનો મરોડ કથળવાનો અને તેથી શૈલી ઉપરાંત વસ્તુનો પણ મોડ કુરૂપ થવાનો જે સદા સંભવ તે આ કલાઓને નથી નડતો. અલબત્ત, એ કલાઓમાં પણ પ્રાંતે પ્રાંતે વિશિષ્ટતા હોવાનો સંભવ ખરો, પરંતુ એ વિશિષ્ટતા કંઈક શૈલીની વિશિષ્ટતા જેવી એટલે માધ્યમને મુકાબલે અતિ ગૌણ અને મોટે ભાગે તો વિશેષ પ્રયત્ન વિના સહજજ્ઞેય.

આવી કલાઓનું જ્યારે શાસ્ત્ર રચાય છે ત્યારે જ મોટી મુશ્કેલી ઊભી થાય છે કેમકે શાસ્ત્ર હોવાનું ભાષામાં. આમ મૂળ અપ્રાંતીયને પ્રાંતીય સીમાદોરી લાગે એટલે કળાના સમગ્ર મનન, વિચાર અને ઉપભોગશાસ્ત્ર–જેનું વર્તુલ કળાની વ્યાપકતા જેટલું તો મોટું હોવું જ જોઈએ–તેને જરૂર કુંઠિત બનાવે અને પરિણામે કલાને પણ ધોકો પહોંચે, એ સ્વાભાવિક.[1]

એટલે આ કલાઓનાં શાસ્ત્રની ભાષાસીમા સર્વ બાજુએથી તોડાય તેટલી તોડવાની બહુ જ જરૂર છે. દેશની વ્યાપકમાં વ્યાપક ભાષામાં આ કલાઓનાં શાસ્ત્ર પુસ્તક અને લેખો દ્વારા રચાય, તેમજ ચર્ચાય, તો જ પ્રગતિને યોગ્ય અવકાશ મળી રહે.

**વર્તમાન જરૂરિયાતઃ- કલા વિષયક સામયિક**

આપણા દેશનો વિચાર કરીએ તો આ વસ્તુ માટે અંગ્રેજી કરતાં હિંદુસ્તાની ઘણે દરજ્જે વધુ યોગ્ય લાગે છે. આ પસંદગીનાં કારણો હવે તો એટલાં જાણીતાં થઈ ગયાં છે કે અહીં તે ફરી જણાવવાની જરૂરિયાત રહેતી નથી.

હિંદુસ્તાની સમજતાં આવડતું હોય પરંતુ વિશદ સાહિત્યચર્ચા કરવા જેટલું ન આવડતું હોય તે પ્રસંગમાં શું કરવું? એનો સ્વાભાવિક તોડ આ જ હોઈ શકે: પ્રથમ પોતાને ફાવે તે ભાષામાં લખે, પછી, કયાં તો પોતે જ કોઈ હિંદુસ્તાની ભાષાના સારા જાણકાર પાસે તેનો અનુવાદ તૈયાર કરાવડાવે અથવા પ્રથમ પ્રાંતીય ભાષામાં પ્રગટ થવા દે, અને એનું યોગ્ય મૂલ્ય પરખનાર કોઈ હિંદુસ્તાનીના જાણકારના ભાષાંતરની રાહ જુએ.

ઉપર આપેલાં બંને સૂચનો શાસ્ત્રીય લેખોને માટે ઠીક છે, પરંતુ શાસ્ત્રગ્રંથને માટે બીજું સૂચન કામ આપે એવું નથી એ મારી દૃષ્ટિ બહાર નથી. પહેલાં પ્રાંતીય ભાષામાં પ્રગટ કરવું ને પછી કોઈ ઉત્સાહી ભાષાંતરકારના હિંદીકરણની રાહ જોવી, એનો સાંગો ક્રમ પુસ્તકના વિષયમાં કરવા જઈએ તો હબસીના ડાબા કાન જેવું જ થવાનો સંભવ છે. મૂળનું ભાષાંતર થાય એમાં સમયનો નાનોમોટો ગાળો પડવાનો બહુ સંભવ, પણ તે ઉપરાંત પુસ્તકવિક્રયની દૃષ્ટિએ પણ એ સલાહભર્યો ક્રમ નથી હવે તો કોંગ્રેસના પ્રચારને

---

૧ એ બધી કલાઓને ધોકો પહોંચ્યો જ છે. સંગીત લો. આપણા દેશનું સંગીત એક હોવા છતાં એની શાસ્ત્રચર્ચા કેટલી બધી પ્રાથમિક, એનું મનન કેટલું બધું છીછરું છે! વાડાઓ, સંગીતકારોમાં પરસ્પર ઈર્ષ્યા, બેહદ અહંકાર વગેરેનું મૂળ પણ કંઈક એમાં જ છે. એક પ્રાંતમાં સારું પુસ્તક બહાર પડયું હોય તેનો લાભ બીજા પ્રાંતને પૂરતો મળતો નથી. એક પ્રાંતના પુસ્તકને યોગ્ય વિવેચક બીજા પ્રાંતમાં હોય પણ ભાષાને લીધે ઉત્તાર થાય જ નહિ. આને લીધે સંગીતશાસ્ત્ર તેમજ કલાની પ્રગતિ બેહદ અવરોધાઈ છે.

લીધે હિંદીના જાણકારો વર્ષ પ્રતિવર્ષ સારી સંખ્યામાં વધતા જાય છે એટલે હિંદીભાષાવેશ પહેરીને જ પુસ્તક પ્રેસમાં જાય એ જ ઉત્તમ માર્ગ.

ભૂમિકા, ઈમારતચણતર અને પ્રચાર: આ ત્રણે સાધવા માટે હિંદુસ્તાનીમાં એક નોખું કલાવિષયક ઉચ્ચ પંક્તિનું સામયિક પ્રગટ થવાની મને ખાસ જરૂર લાગે છે. વધુ સમય વહી જતાં પહેલાં જ આ થવું આવશ્યક છે. કોઈ રસિક કલાવિવેચકના હાથે એનું સંચાલન થવું જોઈએ.—હા, કામ મોટું તો છે જ, પણ જરૂરત પણ એટલી જ, બલકે વિશેષ, મોટી છે એની કોણ ના પાડી શકશે?

* * *

**સંગીત-કલા-પ્રકાશ ભાગ ૧લા:-** ( હિંદી ચિજા વ અપ્રસિદ્ધ રાગ યાંચા સંગ્રહ ) લેખક તથા પ્રકાશક: ગાયનાચાર્ય રામકૃષ્ણ નરહર વઝે–૧૧૮, સદાશિવ પેઠ, પૂના ૨.

'આ ઉત્તમ પુસ્તક હિંદુસ્તાનીમાં જ બહાર પાડયું હોત તો બહુ સારું થાત' એ વાત આગલા ફકરાઓની ચર્ચા પછી ટોકીટોકીને કહેવાની જરૂર હવે રહેતી નથી. માત્ર એક જ વસ્તુ ઉમેરવાની રહે છે, અને તે એ કે આ પુસ્તક મરાઠીમાં છપાયું છે છતાં દેવનાગરી લિપિ વાંચી શકનાર કોઈ પણ વાચક એનો અમુક હદમાં ઉપયોગ કરી શકશે.—શરત એટલી જ કે સંગીતની સર્વમાન્ય પરિભાષાનો એને પૂર્ણ પરિચય હોવો જોઈએ. એટલું હશે તો આમાંની ઘણીખરી મુખ્ય મુખ્ય બાબતો ( વર્જ્યાવર્જ્ય નિયમો, રાગના ઉઠાવ, ચલન તથા ચીજ ) સમજવામાં ખાસ હરકત નહિ પડે. પં. ભાતખંડેનાં પુસ્તકોની જેમ આ પુસ્તક પણ મહારાષ્ટ્ર ઉપરાંત બીજા પ્રાંતોમાં પણ, મુખ્યત્વે અપ્રસિદ્ધ રાગો અને ચીજોને માટે, જરૂર વંચાશે. આ પુસ્તકની સમાલોચના કરવાનું મેં માથે લીધું તેમાં કારણરૂપ એ જ બીના છે એ સમજી શકાશે.

*

[ અવલોકનનો આરંભ કરતાં પહેલાં એક વાતનો ખુલાસો કરવો યોગ્ય ધારું છું, કે જેથી ગેરસમજ ઊભી ન થાય. ( ગેરસમજ માટે સંગીતનો વિષય સારામાં સારો છે એટલે જ આમ લખવું પડે છે! ના, માત્ર લુખ્ખી મોઢામોઢાની ગાળાગાળી નહિ, એમાં તો લોક જોવા ટોળે મળે એવી જંગ બોલાવતી કુસ્તી વિરોધના ઊંચામાં ઊંચા સાધન તરીકે ગણાય છે! જાણીને ખુશ થવા જેવું છે કે આગળના ગવૈયાઓ માત્ર ગવૈયાઓ નહિ પણ કસરતબાજ પણ હતા! ) માત્ર ચર્ચાસ્પદ મુદ્દાઓની જ મેં અહીં ચર્ચા કરી છે; ગ્રંથકર્તાનાં જે મંતવ્યો અને રાગવિવેચનો સાથે આ લેખકને મતભેદ છે તેનું જ પૃથક્કરણ કરવા ધાર્યું છે. સંમત વસ્તુની ચર્ચા પિષ્ટપેષણનું જ બીજું રૂપ છે. આ સર્વ ચર્ચા હજી ઘડાતા સંગીતશાસ્ત્રના શુદ્ધકરણ કે સંમાર્જનાર્થે જ છે એ જણાવવાની જરૂર ન હોય. ]

ઉચ્ચ પંક્તિના ગાયક તરીકે જેમની ખ્યાતિ મહારાષ્ટ્ર ઉપરાંત બીજા પ્રાંતોમાં પણ પ્રસરેલી છે, અને જેઓ સંગીતધુરંધર નિસારહુસેન ખાંસાહેબ પાસેથી તેમજ વઝીરખાં અને ઈનાયત હુસેનખાં પાસેથી પણ સંગીતદીક્ષા પામ્યા છે તથા બીજા અનેક સંગીતવિદોના નિકટ પરિચયમાં આવેલા છે તે પં. રામકૃષ્ણ નરહર વઝે જેવા સંગીતકાર સંગીત સંબંધી કંઈ પણ પુસ્તક પ્રગટ કરે એ વસ્તુ હરેક સંગીતરસિકનું ધ્યાન ખેંચ્યા વિના રહે જ નહિ.

સાધારણ રીતે ગવૈયાઓ પુસ્તક બહાર પાડવામાં બહુ માનતા નથી. નોટેશન દ્વારા બીજું ભલે પણ શાસ્ત્રીય હિંદુસ્તાની સંગીત તો શીખવી ન જ શકાય એવું હોવાથી એમની આ ઉદાસીનતાને યોગ્ય ટેકો પણ મળી રહે છે. એક તરફ નોટેશન જરા યે કામનું નથી એમ કહેનારા ઘણા મળી આવે છે; બીજી તરફ પાશ્ચાત્ય સંગીતમાં થાય છે તેનો જ નોટેશનનો બૃહદ્ ઉપયોગ હિંદી સંગીતમાં પણ શકય છે એવું માનનારા પણ છે જ. પં. વઝેબુવાનું વલણ કંઈક પહેલા મત તરફ ઢળતું લાગે છે. નોટેશનની ઉપયોગિતા કે અનુપયોગિતાની ચર્ચા ભવિષ્ય માટે રાખીએ, પરંતુ આજની જરૂરિયાત ધ્યાનમાં લેતાં આ જ વસ્તુ એક બીજી દૃષ્ટિએ પણ જોઈ શકાય એમ છે: આપણું આધુનિક સંગીતનું શાસ્ત્ર હજી ઘડતર અવસ્થામાં હોવાથી જૂનીપુરાણી ચીજોનું મહત્ત્વ ઘણું જ છે. આપણું શાસ્ત્ર હજી ચીજોમાં છુપાયેલું છે. પં. ભાતખંડેના મહાન પ્રયાસથી તે કંઈક બહાર આવ્યું છે ખરું, પરંતુ એ દિશામાં હજી પુષ્કળ સંશોધનને અવકાશ છે. આ સંશોધનકાર્યને માટે સ્વરબદ્ધ નાયકીઓ મોઢા આગળ તૈયાર જોઈએ. એક જ રાગ પર જુદા જુદા ઘરાણાની ચીજો રૂપી મત જાણવા મળે તો શું યોગ્ય, શું અયોગ્ય, શું સ્વીકાર્ય, શું અસ્વીકાર્ય એનો ફડચો લાવવામાં ઘણી સુગમતા પ્રાપ્ત થાય. આજે મતમતાંતર રૂપી ઉહાપોહ જન્મે તો પછી એમાંથી જ ભવિષ્યમાં તારણરૂપે શાંતિ નીપજે. આ ઉહાપોહ માટે ચીજો સ્વરબદ્ધ થઈ સંગ્રહરૂપે પ્રગટ થવી અતિ આવશ્યક છે. પં. ભાતખંડેએ આખા દેશમાં ઘૂમી વળી ઘણી ચીજો એકઠી કરી એમના ક્રમિક પુસ્તકમાલિકાના ૭ ભાગમાં પ્રગટ કરી છે ખરી, ઘણા મોટા ભાગનું કામ એ રીતે થઈ ગયું છે એ પણ ખરું, પરંતુ હજી એવી ઘણી યે ચીજો ઉસ્તાદોને મોઢેથી સાંભળવામાં આવે છે જેમનો, ઢંગબંધીશ સુંદર હોવા છતાં, સંગ્રહ થવાનો બાકી છે.

આ દૃષ્ટિથી જો નોટેશનને જોવામાં આવે તો સંશોધનને બહુ મોકળાશ મળશે એવું મારું માનવું છે. સંશોધન તથા એકમત ઉપજાવવાના આ કાર્યને પં. વઝેબુવાનો આ મત બહુ સંકુચિત અને પ્રતિગામી લાગશે જ : "ઉત્તર હિંદુસ્થાનાંત યા વિષયી પુષ્કળ ગુણી લોકાંના વિચારિલે, પણ ત્યાંની અસેં સાંગિતલેં કીં, 'હમારે ઘરકી ઐસી તાલિમ હૈ વૈસે હમ બતલાતે. વૈસે તુમભી ગાવ.' તેવ્હાં તુમ્હીહિ અસેંચ ગાવેં મ્હણજે આમચ્યા સારખેચ તુમ્હીં વ્હાલ. મી ગુરુપરંપરેલા ધરૂન ચાલતો. ત્યામુળેં ત્યાંચીચ મતેં મલા પટતાત. આમ્હીસુદ્ધાં એકાદ્યાચેં ગાણેં ઐકાવયાલા ગલેં તર ચિજાવરૂન રાગ ઓળખતો." (પૃ. ૧૦૪). ચીજ પરથી રાગ ઓળખવાની આ તરકીબ જૂની છે. એથી શાસ્ત્ર પ્રત્યે, વ્યવસ્થા પ્રત્યે, ઘણું દુર્લક્ષ થયું છે એ પણ સત્ય હકીકત છે. ઘરાણા બહારની ચીજો ન ગવાય એવી કુપ્રથા પડવાનું એક કારણ એમાંથી જ ઊભું થયેલું છે. આ તે કેમ કરી ચલાવી લેવાય? આવી પુરાણપ્રિયતાથી ભીંજાયા વિના શુદ્ધ બુદ્ધિથી અન્વેષણ કરવાનું ચાલુ રાખવામાં જ આપણું અંતિમ શ્રેય છે.

પ્રસ્તાવનામાં ગ્રંથકર્તાએ એક બહુ જરૂરી તત્ત્વ પર ભાર મૂકી લખ્યું છે; અને તે એ કે નાયકી આવડયા વિના ગાયકી આવડતી નથી. ખરી વાત છે. આજકાલ કેટલાક લઈ પડેલા સંગીતકારો નાયકી પાકી કર્યા વગર ગાયકી કરતા થઈ ગયા છે. તેમાં થાય છે શું કે

એમની ભાંગીતૂટી ચીજ–કે જે કહો તે—રાગનો ઠાઠ બગાડે છે અને સમ પર આવતી વેળા નકામો ઘોંઘાટ મચાવી મૂકે છે. જૂના વખતમાં ગુરુ શિષ્ય પાસે પહેલાં નાયકી જ તૈયાર કરાવતો, અને એથી બેત્રણ વસ્તુનો સાથોસાથ લાભ મળી જતોઃ રાગનું શિલ્પ ચીજના નિશ્ચિત લય ને આરોહાવરોહને લીધે બંધાતું, તેથી રસ જામતો; લય અને તાલ પાકાં થતાં; તદુપરાંત શ્વાસનું નિયમન થતું અને દરેક સૂરને માટે ગળાને જે એક જાતનું 'મોલ્ડિંગ' ( moulding ) મળવું જોઈએ તે પણ મળતું.

એક બીજી વસ્તુ પણ પ્રસ્તાવનામાં ધ્યાન ખેંચે તેવી છે. ગ્રંથકાર લખે છેઃ "જસેં આમચ્યા ચિજાંમધ્યેં કોન ફંદે, વ કોન ગત ભાઈ, હી નાયિકા વિરહ–પ્રિયા આહે, ત્યાચ પ્રમાણેં પ્યારે દે ગર લાગી, વ સપનેમેઆ યાંચી નાયિકા કરુણ–પ્રિયા આહે. તાત્પર્ય, નાયકનાયિકા ભેદ વ રસભાવના સમજૂન ઘેઊન ગાયિલ્યાનેં ગાણેં ઉચ્ચ દર્જાએં ઠરતેં વ ગાયક હિ માન્યતેસ પાવતો." ( પૃ. ૪ ). રાગરાગિણીઓની ભિન્ન ભિન્ન રસભાવના ગાયક સમજીને, મનમાં રાખીને તેનો કલાત્મક રૂપે આવિષ્કાર થાય એ રીતે ગાય તો તો બહુ સારું; આજના રસહીન તાનકૂટિયા ગાયકોના લક્ષમાં લાવવા જેવી એ વસ્તુ છે. આટલા જ અર્થમાં ઉપરનાં વચનોનું મહત્ત્વ સ્વીકારવું જોઈએ; એથી વધુ નહિ, કેમકે એક વસ્તુ બહુ ખૂંચે તેવી છે.

એમ દરેક રાગની નાયિકા નક્કી કરશે કોણ? પરાપૂર્વથી ચાલી આવતી માન્યતા?... અને એમ નક્કી કરવું પણ રસના ખોટા ખંડ વિભાગો પાડવા જેવું નહિ થાય?... વળી બંધીશની ચીજ પરથી કે અંગભૂત સ્વરવિધાન પરથી એનો નિર્ણય કરવો જોઈએ? સંગીતમાં સ્વરપ્રધાન એ તો નિર્વિવાદ ને? તો પછી, અહીં કર્યું છે તેમ, માત્ર ચીજોના શબ્દ પરથી કે કવિત પરથી આની નાયિકા વિરહ–પ્રિયા છે ને આની કરુણ–પ્રિયા છે એમ કેમ નક્કી કહી શકાય? એમ કરવા જતાં કંઈક શાંતરસના રાગો, માંહેની શૃંગારી ચીજોને કારણે ખોટા વિભાગમાં આવી નહિ જાય? એને સાહિત્યનો સંગીત પર જોર-જુલમ જ ન કહેવો જોઈએ?–વગેરે નાનામોટા પ્રશ્નો આમાંથી ઊભા થાય છે, જેની ચર્ચા આ લેખ પૂરતી અપ્રસ્તુત ગણી મૂકી દઉં છું.

પ્રસ્તાવના પછી લેખકે 'આત્મચરિત્ર' આપ્યું છે તે કેટલાકને આવા પુસ્તકમાં આજે નવીન લાગશે; જરા ખૂંચે પે ખરું. ખરું જોતાં એમ લાગવાનું કંઈ કારણ નથી કેમકે આ આખું પુસ્તક જ એમના અનુભવનું અક્ષરપ્રતિપાદન છે. જૂના સમયમાં સંગીત શીખવું એટલે કેટકેટલી વિરોધી પરિસ્થિતિઓનો સામનો કરવો પડતો એ આખાયે 'આત્મચરિત્ર'માં સ્થળે સ્થળે જણાઈ આવે છે. જન્મ પછી દશ મહિનામાં પિતાનું મૃત્યુ; અત્યંત ગરીબ અવસ્થા; કિશોર વયથી જ સંગીત પ્રત્યે મહદ્ અનુરાગ અને બળવંતરાવ મોહરે તથા વિઠોબા અણ્ણા હડપના હાથ નીચે નાનપણમાં જ સંગીતશિક્ષણની શરૂઆત; બારમે વર્ષે લગ્ન; આર્થિક સ્થિતિ અત્યંત કઢંગી માલમ પડી એટલે એટલી નાની વયમાં પણ ખંચાયા વિના તરત પગપાળા પ્રવાસ; પૂનાથી મુંબઈ, ત્યાંથી ઇંદોર; ઇંદોરમાં પ્રસિદ્ધ પખવાજી નાનાસાહેબ પાનસેની જોડે પરિચય તથા ચાર મહિના રહેવાસ; ત્યાંથી બનારસ–જ્યાં ગ્રંથકારને એમના ગુરુ નિસાર હુસેનખાંસાહેબનું પ્રથમ દર્શન થયું; બનારસથી

સંગીતધામ ગ્વાલિયેર ગયા પછી ક્યાં રહેવું ઊતરવું તેની વિમાસણ; એવી લાચાર સ્થિતિમાં 'મધુકરી'—ભીક્ષા માગવાનું શરૂ કર્યું અને પાંચછ વર્ષ એમ સંગોટી-ભેર અર્ધભૂખે કાઢયાં ("આમચી ત્યા વેળીં સ્થિતિ મ્હણજે કાય અંગભર કપડાદિ નાહીં વ પોટભર અન્ન દિ નાહીં."); ગ્વાલિયેરમાં ઘણા મહાન ગવૈયા, પખવાજી તથા સિતારિયાઓને સાંભળ્યા અને એમની પાસેથી પણ થોડું થોડું લીધું; પછી ગાયક તરીકે ફરવા માંડ્યું; નેપાળમાં એક વર્ષ નોકરી કરી પરંતુ પછી વળી પાછું ફરવા માંડ્યું; તાલીમ આપવાની શરૂઆત કરી ઘણાં શિષ્યશિષ્યાઓને સંગીતશિક્ષા આપી.—આ આખું જીવન ધ્યેયચ્યુત થયા વિના શુદ્ધમાં પસાર થયેલું માલમ પડે છે, જેનું ફળ એમને જરૂર મળ્યું છે.

આ ગ્રંથમાં જે રાગોનો સંગ્રહ આપ્યો છે તેમાંના બધા જ અપ્રસિદ્ધ નથી. યમન-કલ્યાણ, ભૂપ, ખમાજ, તિલકકામોદ, ઝિંઝોટી, કામોદ, પૂર્વી, મિયાંમલ્હાર, બાગેશ્રી, જોન-પુરી, તિલંગ, કાફી, પિલુ, ભૈરવી આદિ અત્યંત પ્રસિદ્ધ રાગો પણ છે, અને ખોકર, જોગ, જયંતશંકરા, સામંતકલ્યાણ, વંગેશ્રી, લંકેશ્રી, રાયસા કાનડા, પંચ કલ્યાણ વગેરે અપ્રસિદ્ધ રાગો પણ છે. અપ્રસિદ્ધ એટલે કેવળ અપ્રસિદ્ધ નહિ. સંસ્કૃતમાં કેટલીક વાર 'અ' નો અર્થ 'અલ્પ' થાય છે તેવો જ અર્થ અહીં બેસી શકે એમ છે.

અપ્રસિદ્ધ રાગો વિશે લેખકે ગ્રંથમાં જુદે જુદે સ્થળે થોડું થોડું લખેલું છે એટલે એની ચર્ચા અહીં અપ્રસ્તુત ન ગણાય. રાગો અપ્રસિદ્ધ રહેવાનું કારણ શું? એક સંગીતજ્ઞ તેના કારણમાં માને છે કે પ્રસિદ્ધ રાગો કરતાં અપ્રસિદ્ધ રાગોનું રંજકત્વ ઓછું હોય છે. આમાં હું માનતો નથી. મને તો મોટામાં મોટું કારણ તેના નિયમો ને ચલનની આંટીઘૂંટી લાગે છે. જે અપ્રસિદ્ધ રાગો છે તેમાંના ઘણાખરા સૂક્ષ્મ ભેદવાળા છે. એવા રાગોનું છાયા-લગત્વ પણ બહુ ભારી હોય છે. ગાયક કે વાદક જો કુશળ ન હોય અને નજીકના રાગોના વાસ્તવિક સ્વરૂપોનો શાસ્ત્રલક્ષી અને રસલક્ષી ધોરણે ભેદ સમજતો ન હોય તો તો છાયા-લગત્વ અને સંકીર્ણતા બહુ જ વધારી મૂકે છે. [1] એવો રાગ એક કલાક ગવાય છતાં સ્વરૂપ જ ન બંધાય એ જ એનું સ્વાભાવિક પરિણામ આવે. આમ થતું મેં ઉચ્ચ પંક્તિના ગણાતા ગાયકોમાં પણ જોયું છે તો પછી બીજાઓની તો વાત જ શી? સારો ગાયક પણ એવે વખતે માત્ર નિયમ સાચવવામાં જ પોતાનું સર્વ લક્ષ આપે છે; રસની જમાવટ થાય છે કે નહિ તે એને મન, માત્ર ગૌણ નહિ, પરંતુ ધ્યેય બહારની વસ્તુ થઈ જાય છે. रञ्जको जनचित्तानां स रागः कथितो बुधैः । એ એના મગજમાં જ રહેતું નથી. જે રંજન કરે નહિ, જે રસ ઉત્પન્ન કરે નહિ તે શાસ્ત્ર ભલે, એ કલા નહિ, એવાં પોકળ શાસ્ત્રોની કિંમત નજીવી છે. 'એકમેકાંપાસૂન દૂર ઠેવણ્યાસ બરેંચ કૌશલ્ય લાગતેં' (પૃ. ૨૯) એ ખરું, પરંતુ એવા 'કૌશલ્ય'માં જ અપેતિ સમજનારા આજે તો ઠેર ઠેર જણાય છે. રસને નામે મોટું મીંડું. અને આવા અપ્રસિદ્ધ રાગ છેડાય છે પણ ક્યારે? સાંભળનારા દંગ થઈ જાય, જાણકારો પણ એક વાર વિચારમાં પડી જાય અને એ રીતે સર્વ ગાયકથી

૧. પં. ભાતખંડેને આવો અનુભવ થયો લાગે છે. તેઓ એક સ્થળે લખે છે: 'એક તાન એક તરેહકી તર દુસરી પકાવી તર તીન સ્વર નિરાળેચ?—'

હિંદુસ્થાનની સંગીત પદ્ધતિ ભાગ ચૌથા પૃ. ૮૫૪

દયાય એટલા જ માટે। આમાં ક્વચિત જ અપવાદ માલમ પડશે કે જ્યારે ગાયક માત્ર રસભાવનાથી પ્રેરાઈ રાગની અછોપતાથી નહિ પણ રાગનાં સકલ સૂરવિધાનથી રંજન કરે. રાગજ્ઞાન વસ્તુ જ એવી છે કે તે દેશગત અને વ્યક્તિગત મર્યાદાથી હંમેશ બંધાયેલી રહે છે. મુખ્ય અને મૂળ વસ્તુ સ્વરજ્ઞાનની અપેક્ષાએ રાગજ્ઞાન અમુક કક્ષા પછી જ્ઞાન (Knowledge) નહિ પણ કેવળ માહિતી (Information)ની વાત બની જાય છે. અસ્તુ.

અહીં આપેલા કલ્યાણ પ્રકારોમાં સામંત કલ્યાણ એક સુંદર અને ભાતદાર રાગ છે. પૂર્વાંગમાં શુદ્ધકલ્યાણ અને ઉત્તરાંગમાં હમીર: 'મધધ, ગરે, પગ, રે, ગ રે, સા, સા!' એવી મિશ્રણયોજના થઈ છે. જરા બારીકાઈથી જોવામાં આવે તો જણાઈ આવશે કે આ રાગમાંહેની સંવાદયુક્ત રચનાને લીધે જ મિશ્રણ સંકર, મોળું કે પ્રમાણ બહારનું ઉઘાડું નથી થયું. પ્રસ્તુત રાગના વાદી–સંવાદી ગાંધાર–ધૈવત છે, જે બંનેનો હમીરના વાદી–સંવાદી ધૈવત–ગાંધાર જોડે સંવાદી મેળ બેસે છે, તેમજ, સંવાદી ધૈવતનો શુદ્ધકલ્યાણના વાદી રિષભ જોડે પણ સંવાદી મેળ બેસે છે. આ રચનાને લીધે જ મિશ્રણ સંકરતાથી બચ્યું છે.

ખમાજ રાગના નિરૂપણમાં એક બહુ ચર્ચાસ્પદ વસ્તુ નજરે પડે છે: 'મંદ્ર સપ્તકાંત ખમાજએ સ્વર ધૈતલે અસતાંના ઝિંઝોટી હોતે.' (પૃ. ૩૮) અને ઝિંઝોટીની ચર્ચામાં પણ 'ઝિંઝોટીપાસૂન ખમાજ રાગ દૂર ઠેવણ્યાસ બરીચ કુશલતા લાગતે.' (પૃ. ૩૪) એમ લખેલું છે. ગ્રંથકર્તાનો આ મત આ લેખકને બિલકુલ સ્વીકાર્ય નથી. હું નથી ધારતો કે ઝિંઝોટીથી ખમાજને દૂર રાખવામાં કશી મુશ્કેલી શિખાઉને પણ પડે! કારણ, બંને રાગનાં થાટ એક હોવા છતાં સ્વરૂપો ભિન્ન છે; સ્વરો લેવાની પદ્ધતિઓ જુદી છે. તો પછી સપ્તકફેરથી રાગ-ફેર કરવાના કીમિયાની તો વાત જ શી? ખમાજમાં જે રીતે આરોહમાં રિષભ વર્જ્ય કરવામાં આવે છે તે રીતે ઝિંઝોટીમાં નથી થતું એ તો બધા જ ગ્રંથકારો તેમજ શ્રી. વઝેબુવા પણ સ્વીકારે છે. એ થયો એક ફેર. રિષભની વાત બાજુએ મૂકી ગાંધાર લઈએ. ખાસ બદ્ધ ચીકણા નિયમ તરીકે નહિ પરંતુ અનેક વેળા ઝિંઝોટીમાં આરોહમાં ગાંધાર વક્ર જોશો. 'સારેમગ.' આ ખમાજમાં કદી નહિ આવવાનું. એ થયો બીજો ફેર. પૂર્વાંગ છોડી હવે ઉત્તરાંગના ધૈવતનું સ્થાન બંનેમાં તપાસો. 'ધનીસાં' તેમજ 'પનીસાં' (એટલે કે આરોહે નિષાદ) ખમાજમાં નહિ લો તો શું થાય? સ્વરૂપભંગ, રાગભંગ થાય. કઈ રીતે? 'પનીસાં'ને બદલે 'પસાં' કરો તો તીવ્ર કોમળ બંને મધ્યમ લેતાં કલ્યાણથાટ જન્ય કોઈ રાગની અપેક્ષા શ્રોતા રાખશે કારણકે અંતરામાં 'પસાં'નો પ્રકાર કલ્યાણથાટના પ્રકારોમાં સવિશેષ જોવામાં આવે છે. 'પસાં' મૂકીને જો 'ધસાં' કરો તો ઝિંઝોટીનું અંગ દેખાવાનું જ. ખમાજમાં તીવ્ર નિષાદનું ટાળી ન શકાય એવું ચોક્કસ સ્થાન અને ઝિંઝોટીમાં તેની જ (આરોહે) વર્જ્યસમ નિર્બળતા દર્શાવતો, આ રીતે ભાગ્યે જ પૃથક્કરણ પામેલો એ ત્રીજો ફેર.[1] અને ચોથો ફેર આ: ઝિંઝોટી મંદ્ર અને મધ્ય સપ્તકમાં સાધારણ

---

૧. આ જ પૃથક્કરણ ઝિંઝોટીના 'ઉઠાવ'માં મૂકેલું સ્વરૂપ: ની, ધ, ની, ની, ધ ની, સારેસા' એની અયોગ્યતા અને રાગરૂપનો કચડઘાણ નથી બતાવી આપતું?

રીતે[1] ગવાય છે, ખમાજ મધ્ય અને તાર સપ્તકમાં. આમ બંને રાગના દેહમાં પુષ્કળ ભેદ હોવાથી સપ્તકફેરથી રાગફેર થઈ જવાનો ભય નકામો છે.[2]

ગ્રંથકર્તાએ બિહાગડાના બે પ્રકાર માન્યા છે. કોમલ નિષાદ વર્જ્ય કરનારો—જેની ચીજ એમણે પુસ્તકમાં આપી છે—તથા તે લેનારો. અહીં ધ્યાનમાં રાખવા જેવી વસ્તુ તો એ છે કે એમના આ પાડેલા બંને પ્રકારોમાં 'નીધસાં'નું બિહાગડાઅંગ લેવામાં બાધ નથી. બિહાગડામાં તમે 'નીધસાં' એમ આરોહે નિષાદ વક્ર રાખો અને વળી કોઈક કોઈક ઠેકાણે આરોહે પણ રિષભ ધૈવતનો અલ્પ સ્પર્શ કરો (પ્રમાણ બહાર સ્પર્શ થતાં બિલાવલનું અંગ દેખાવાનો ભય છે.), એટલે પછી તમે કોમળ નિષાદ લો કે ન લો પરંતુ તે બિહાગડો રહેવાનો તે બિહાગડો જ રહેવાનો. 'નીધસાં' એ રાગવાચક પકડ તો ગ્રંથકર્તાએ પણ સ્વીકારી છે જ. તો પછી કોમળ નિષાદ લેતો પહેલો, અને વર્જ્ય કરનારો બીજો એમ બે પ્રકાર માનવામાં નકામી આંટીઘૂંટી જ વધવાની. બીજા કેટલાક રાગોમાં (જેમકે કેદાર, કામોદ, નટ વગેરે) કોમળ નિષાદ લેવો કે ન લેવો તે ગાયક પર જ છોડી દેવામાં આવે છે તેમ અહીં પણ છોડી દેવું જોઈએ.[3]

પૃ ૪૧ પર તેમજ પૃ. ૧૩૩ પર એમ બંને સ્થળે 'કામોદ' આપેલો છે. પૃ ૧૩૩ પર કર્તા લખે છે: "મી હી ચીજ (દેરી નમિત કર જોકુનિ જોકુનિ) એકાસગોર ગાયિલીં તેવ્હાં હા પ્રકાર કામોદ નાટ આહે અસેં તે મ્હણાલે. યા ચિજ્જેસ આરોહાંત 'પની સાં રેં સાં' અસેં હોતે; બાકી સર્વ કામોદચ આહે.' ગ્રંથકર્તાએ 'પ ની સાં રેં સાં'થી કામોદ કામોદનાટ થઈ ગયો કે નહિ તે વિશે કેમ સામી દલીલ કે કશી ચર્ચા કરી નથી? 'પ ની સાં રેં સાં' નટનું

---

૧. 'સાધારણ રીતે' લખ્યું છે તે સપ્રયોજન છે. ઇનાયત હુસેન ખાંસાહેબે પં. વઝેબુવાને કહેલો આરોહાવરોહ જુઓ: સા રે ગ પ ધ સાં, સાં રેં ગં સાં, સાં ની ધ પ, મ ગ, રે ગ સા. સાથોસાથ ખાંસાહેબ અબ્દુલ કરીમખાંની 'પિયા બિન નાહિં આવત ચૈન' એ, પ્રમાણભાન વિસરીને સર્વોત્કૃષ્ટ કલાનો નમૂનો ભલે ન હોય તો એ રીતે પ્રશસ્તિ પામેલી ઝિંઝોટીની રેકર્ડ પણ તપાસો. બંનેનું મૂળ એક જ હોવું જોઈએ. આગળ તરી આવે એવું બહાર પડતું લક્ષણ તો એ છે કે મંદ્ર સપ્તકને પ્રમુખસ્થાન ન આપતાં અહીં તો ઠરાવ થતો હોય એ રીતે તારનો ષડ્જ વારંવાર લાગે છે, અને સાધારણ રીતે સાંભળવામાં આવતા ઝિંઝોટીના ઢંગથી કંઈક જુદું ભાસમાન થાય છે. પરંતુ બીજ એક જ છે. ('ધ્રુસારેમમ' એ ઝિંઝોટીની પકડ રેકર્ડમાં દેખાય છે જ.)

૨. આ રાગો વિશે એક વિચિત્ર વિધાન પં. ભાતખંડેએ કર્યું છે. હિં. સં. પ.ના પહેલા ભાગમાં એવી મતલબનું લખ્યું છે કે ખમાજમાં 'ગ ગ પ મ ની સાં' એવી સરળ તાન આપણી સામે ઝિંઝોટી જેવો પ્રકાર આણશે......આ તો કેવળ માન્યામાં ન આવે એવી વાત છે! અરે, એથી તદ્દન ઊંધું, 'ગ મ પ ધ ની સાં' ઝિંઝોટીમાં કરવામાં આવે તો ખમાજનું સ્વરૂપ થઈ જવાનો સંભવ છે! આ ભેદ સર્વથા અસ્વીકાર્ય.

૩. મારું તો એવું નમ્ર સૂચન છે કે કોમળ નિષાદ બિહાગડામાં ન લેતાં પટબિહાગને માટે જ રહેવા દેવો. બિહાગડામાં કોમળ નિષાદ વાપરનારા તેને પટબિહાગની જોડે લગભગ ભેળવી જ દે છે.

અંગભૂત સ્વરૂપ નથી. 'પસાં' થતું વધુ સંભળાય છે છતાં 'પ ધ ની સાં' એવો અલ્પ આરોહ ક્વચિત એમાં થઈ શકે છે. નટનું મુખ્ય અંગ 'રેગમપ' આવ્યા વિના નટપ્રકાર બની શકે જ નહિ એ દેખીતું છે. છાયાનટ, નટબિલાવલ, નટકેદાર, નટકામોદ, નટબિહાગ, નટમલ્હાર, નટનારાયણ, તિલંગનાટ, હમીરનાટ, હેમનાટ વગેરે નટના પ્રકારો આ અંગભૂત સ્વરોના મિશ્રણથી જ બન્યા છે.

શયસા કાનડાની ચર્ચામાં એક કેવળ અસત્ય નિરૂપણ છે. "મેઘમલ્હારાંત 'પરે, સા' અસે હોત નાહીં." આવો નિયમ કદી જોયો સાંભળ્યો છે?! 'પરે, સા' એમ કરવાથી મેઘમલ્હાર બગડી જાય ખરો?

આ પુસ્તકમાં આપેલો કૌંસીકાનડાનો પ્રકાર નવો લાગે છે. પં. ભાતખંડેએ કૌંસીકાનડા પર શુદ્ધ ચર્ચા કરી છે[1] તેમાં એમણે બે પ્રકાર ગણાવ્યા છે: એક બાગેશ્રી અંગનો કાફી થાટોત્પન્ન કૌંસીકાનડા; અને બીજો માલકંસ અંગનો આસાવરી થાટોત્પન્ન કૌંસીકાનડા. આ બંને પ્રકારોમાં ધૈવત (એકમાં શુદ્ધ અને બીજામાં કોમળ) નું પ્રમાણ સારું કહી શકાય તેવું છે,[2] પણ અહીં આપેલા કૌંસીકાનડામાં ધૈવત સમૂળગો છે જ નહિ. એટલે આ ધૈવતવર્જ્ય પ્રકાર નવો જ થયો. સ્વરૂપ આમ આપ્યું છે:

રે ગ મ ગ રે સા, રે, સા, રે, ની સા, મ પ ની, મ મ પ,

ગ ગ, મ રે સા | ગ મ પ, પ, મ પ ની પ, ની સાં, સાં,

રેં ની સાં, ની પ, મ પ, ગ મ પ, ગ મ રે સા ॥

ઉત્તરાંગમાં એકરૂપ લાગતો હોવા છતાં 'રે ગ મ ગ રે સા' એ પૂર્વાંગના સ્વરો આ પ્રકારને સુહામાં ભળી જતાં ખાસ બચાવે છે. સુહામાં મધ્યમ-ષડ્જ વાદી સંવાદી છે, અને અહીં ષડ્જ-પંચમ છે. આ વાદીસંવાદીનો ભેદ જોતાં કૌંસીકાનડાનો આ પ્રકાર સુહા કરતાં પૂર્વાંગમાં વધુ પ્રબળ હશે એવી કલ્પના કરી શકાય. પુસ્તકમાં આપેલી ચીજમાં અંતરો તાર ષડ્જને અડકતો પણ નથી તે, તથા ઉઠાવ વગેરે પણ મારી કલ્પનાને ટેકો આપે છે.—જો કે આ માત્ર કલ્પના જ છે અને રાગરચનામાં કલ્પનાનું મહત્ત્વ પ્રત્યક્ષથી ઘણું ઓછું છે એ કબૂલ કરવામાં સંકોચ અનુભવવાની મને જરૂર લાગતી નથી. આવા રાગો પ્રત્યક્ષ સાંભળવાના પ્રસંગ જવલ્લે જ આવે એટલા પૂરતી જ આ કલ્પના સંઘરી મૂકેલી કામની.

અપૂર્ણ ]

---

૧. હિં. સં. પ. ભાગ ચૌથા પૃ. ૮૫૨–૮૭૬.

૨. મુશ્કમશહુર ખાં સાહેબ મહમદઅલીખાંની ચીજ 'સો ધુરિ ધુરિ આવેરી' ના માલકંસ અંગના ધ્રુપદમાં પં. ભાતખંડેને ધૈવત ઓછો લાગ્યો તે 'માલકંસાંગાલા પસ્લી બરા મિળાવા મ્હણૂન' વધારી મૂળનો ઝપતાલ પણ ફેરવી ચૌતાલ કરી દીધો છે! મૂળ ચીજની બંધીશ જોતાં ધૈવતનું પ્રમાણ ઓછું લાગવાનું કંઈ કારણ કળાતું નથી. સરખામણી માટે મૂળ ચીજને માટે જુઓ મહમ્મદ નવ્વાબઅલીખાંનું મઆરિફુન્નગ્માત (દૂસરા ભાગ) પૃ. ૨૬૧ તથા તેમાં થયેલ ફેરફાર માટે જુઓ હિં. સં. પ. ભાગ ચૌથા, પૃ. ૮૭૪. બીજી પણ કેટલીક ચીજોમાં આવો ફેરફાર થયેલો માલૂમ પડશે.

# રશિયાની બાલ્ટિક રાજ્યોમાં રમત

ડુંગરશી ધરમશી સંપટ

બાલ્ટિક સમુદ્રમાં મહાન રશિયાના એક ખૂણે ચાર નાનાં સ્વતંત્ર રાજ્યો આવેલાં છે. તેમનું ક્ષેત્રફળ વસ્તી વગેરે નીચે મુજબ છે:

| | ક્ષેત્રફળ માઈલ | વસ્તી | ચાલુ સૈન્ય | યુદ્ધ સમયે ફરજિયાત |
|---|---|---|---|---|
| ફીનલેન્ડ | ૧,૩૪,૫૬૦ | ૩૩,૬૬,૮૦૭ | ૩૫,૦૦૦ | ૨,૫૦,૦૦૦ |
| ઈસ્ટોનિયા | ૪૭,૫૪૮ | ૧૧,૨૬,૩૮૩ | ૧૩,૦૦૦ | ૯૦,૦૦૦ |
| લેટવિયા | ૨૪,૪૪૦ | ૧૯,૦૦,૦૪૫ | ૨૪૦૦૦ | ૧,૫૦,૦૦૦ |
| લીથુનિયા | ૫૫,૬૭૦ | ૨૪,૫૧,૧૭૩ | ૧૮,૦૦૦ | ૭૦,૦૦૦ |

એ ચારે રાજ્યોમાં ફરજિયાત લશ્કરી તાલીમ છે.

પૂર્વ પ્રશિયાથી ઉત્તર તરફ અને બાલ્ટિક સમુદ્રના બરફમય જળમાંથી પસાર થઈ આ ચારે રાજ્યોની ભૂમિ ઉપર અવાય છે. આ ભૂમિમાં કુદરતની ઠંડી ભોગવીને અત્યંત મજબૂત અને કઠોર શરીરવાળી પ્રજાઓ વસે છે. એમનાં વડવાઓ આ ભૂમિમાં એક હજાર વર્ષ ઉપર આવ્યા હતા. લીથુનિયનો અને લેટો પરસ્પર સંબંધી છે. બીજી તરફ ફીનો અને એસ્ટોનિયનો એક જ પ્રજા છે. આ પ્રજાઓની સાથે રશિયનો, પોલો અને સ્વીડ લોકોની લઘુમતિઓ થયેલી છે. તે સિવાય ૧,૧૫,૦૦૦ જર્મનો પણ ત્યાં વસતા હતા. પરંતુ સપ્ટેંબર ૧૯૩૯માં રશિયા અને જર્મની વચ્ચે થયેલી સંધિ અનુસાર હિટલરે આ ૧,૧૫,૦૦૦ જર્મનોને આ પ્રદેશોમાંથી ખાલી કરાવી પોલાંડના પોતે જીતેલા વિભાગમાં વસાવવાની ગોઠવણ કરી છે. સ્ટેલિને આ લઘુમતિ રૂપ કાંટાને પોતાના માર્ગમાંથી દૂર કર્યો છે.

## બાલ્ટિક રાજ્યોની પરતંત્રતા

સેંકડો વર્ષો થયાં આ મજબૂત સ્વતંત્ર પ્રજાઓના પગમાં પરાધીનતાની બેડીઓ એક અથવા બીજો માલિક પહેરાવતો આવ્યો છે. પ્રાચીન જર્મન યોદ્ધાઓ ( Teutonic Knights ) એ દેશોની લગામો પકડી રહ્યા હતા. પૂર્વ તરફના તાર્તાર રાજાઓ એની જમીન ખૂંદી મેદાનમેદાન બનાવી હતી. લેટો જર્મનીના શાસન નીચે ૧૧૫૮ થી ૧૫૫૨ સુધી રહ્યા હતા. લેટો લોકગીતવાળી પ્રજા છે. એમની પાસે બે લાખ લોકગીતો છે. આ પછી પોલાંડ, સ્વીડિશ અને રશિયન માલેકોના ચાબૂકો એમની પીઠે વાગ્યા હતા. નાની પ્રજાઓને સ્વતંત્રતા ભોગવવાની મોટાં રાજ્યો વિશેષ તક આપતાં નથી. ડેન્માર્કે પણ એસ્ટોનિયાનો કબજો મેળવ્યો હતો.

જર્મન નાઈટો, તાર્તારો, ભયંકર ઈવાન અને મહાન પીટરનાં રશિયન સૈન્યો, સ્વીડનના મહાન વિજેતા ગુસ્ટાવસ એડોલ્ફસ અને ચાર્લ્સ બારમાએ આ ભૂમિ ઉપર અનેક યુદ્ધો ખેલ્યાં હતાં. પોલોના રાજા સીગીસમંડ બીજાએ પણ અહીં યુદ્ધો કર્યાં હતાં. આ ભૂમિઓના

લોકો યુદ્ધમાં જ ઊછરતા આવ્યા છે. છેવટે રશિયનોએ અનેક યુદ્ધો ખેલી આ ચારે પ્રજાઓને પોતાને તાબે કરી લીધી. જમીનના માલિક રશિયનો થયા; જો કે આર્થિક ચૂસણક્રિયા જર્મની મારફત સતત ચાલુ રહી છે.

## જર્મનીનું આર્થિક આધિપત્ય

સેંકડો વરસોથી આ દેશો જર્મન આર્થિક અંકુશ નીચે છે. જૂના ભૂતકાળમાં જ્યારે જર્મન શહેરોનો સંઘ સ્થપાયો હતો, ત્યારે બાલ્ટિકનાં શહેરો મેમલ રીગા વગેરે એ મંડળમાં ભળ્યાં હતાં. જર્મન વેપારીઓ અને વહાણો બાલ્ટિક સમુદ્રમાં અડ્ડો જમાવી હમેશાં બેસતાં આવ્યાં છે. એમણે જર્મની અને બીજાં રાજ્યો સાથેનો બાલ્ટિકનો વેપારી સંબંધ બાંધી તેમાં પોતે મુખ્ય સાંકળ રૂપે રહ્યાં હતાં. જર્મન જમીનદારો લેટેવિયા અને ઈસ્ટોનિયામાં સર્વોપરી સત્તા ધરાવી લેટ ખેડૂતોને પોતાના આશ્રયી તરીકે ગણાવતા આવ્યા હતા. રશિયાના શાસન સમયે પણ એમનું પ્રાબલ્ય સંપૂર્ણ હતું.

## મહાયુદ્ધ પછી

બાલ્ટિક રાજ્યોના ખેડૂતો સ્વતંત્રતાપ્રિય છે. રશિયનોના સખત જુલમ અને અત્યાચારો છતાં તેઓ પોતાની ભાષા, પોશાક, સંસ્કૃતિ અને ધર્મને જાળવી રાખવામાં વિજયી નીવડ્યા હતા. છેલ્લા મહાન યુદ્ધમાં ઝાર પડ્યો એટલે ફીનો, લેટો, લીથુનિયનો અને ઈસ્ટુરીઅનોએ માથું ઊંચકી પોતપોતાનાં રાજ્યોને પ્રજાસત્તાક સ્વતંત્ર રાજ્યો જાહેર કર્યાં. ઘણા મહિનાઓ સુધી યુદ્ધો અને ઝપાઝપીઓ ચાલી. જર્મન સૈન્યોમાંથી છૂટા થયેલા સૈનિકોએ આ દેશોને મોટા ભય અને ઉપદ્રવો કર્યા. સામ્યવાદીઓએ પણ એ દેશોને પોતાના શાસનમાં લાવવા ભારે પ્રયત્નો કર્યા હતા. લીથુનિયા પાસે તો પોલાંડે એનું મુખ્ય શહેર વિલના આંચકી લીધું હતું. મહાયુદ્ધ પછી ભયંકર આર્થિક યુદ્ધો અને મુશ્કેલીઓના રાફડા આ રાજ્યો ઉપર ફાટી નીકળ્યાં. સતત પુરુષાર્થથી અત્યંત મુશ્કેલ આર્થિક ગૂંચો આ રાજ્યોએ ઉકેલીને સ્વાયત્ત સત્તા સ્થાપી હતી.

ત્યાં જર્મન જમીનદારોનું અતિપ્રાબલ્ય હતું. તેઓ આ દેશોને જર્મની સાથે જોડવા માગતા હતા. પરંતુ અહીંની પ્રજાઓએ એમનું આધિપત્ય તોડી જમીનદારોની જમીનો સામાન્ય ખેડૂતોમાં વહેંચી નાખી. કેળવણી ફરજિયાત થઈ. લશ્કરી શિક્ષણ અને સ્ત્રીઓના મતાધિકાર ફરજિયાત બન્યા. આર્થિક ઘૂંચો ઉકેલી દેશપરદેશો સાથે વ્યાપારી સંબંધ સ્થાપ્યો. પોતાની રાજધાની અને મોટાં શહેરોમાં સારાં મકાનો બાંધી તેમને શણગાર્યાં. જીવનનું ધોરણ ઊંચું કર્યું. એમની સમૃદ્ધિ વધતી જતી હતી. એમનાં બંદરો મોટાં વેપારનાં ધામો બન્યાં. એ ચારે રાજ્યોનું એક જ ધ્યેય છે: "સ્વતંત્રતા અને દેશસેવા."

## બે મદમસ્ત સાંઢોની વચ્ચે આવેલાં બાલ્ટિક રાજ્યો

એડોલ્ફ હિટલર તા. ૩૦ જાન્યુઆરી ૧૯૩૩માં જર્મનીનો શાસક થયો ત્યાર પહેલાંથી એણે પોતાના 'મારી લડત' નામના પુસ્તકમાં આ ચારે બાલ્ટિક રાજ્યોને જર્મનીની મૃગયાભૂમિ તરીકે ગણાવ્યાં હતાં. બીજી તરફ રશિયન રીંછ અબજો નાણાં દર વરસે ખર્ચી મોટું બળવાન સૈન્ય તૈયાર કરતું હતું. એ પોતાની મૂઠી બાલ્ટિક રાજ્યોની

સ્વતંત્રતા ઉપર ઉગામી ઊભું હતું. બીજી તરફ જર્મનીની ૧ાા લાખની લઘુમતિ હેર હિટલરના વિજય માટે આગામી તૈયારીઓ કરતી હતી. આ ચારે રાજ્યોની સ્વતંત્રતા ધ્રૂજતી હતી. પરંતુ રશિયન રીંછ અને જર્મન ગરૂડ પરસ્પર ઘુરકાઘુરકી કરતાં હતાં ત્યાં સુધી આ નાનાં રાજ્યોની સલામતી હતી. આ રાજ્યો સારી રીતે સમજતાં હતાં કે જર્મની અને રશિયા વચ્ચે મોડાવહેલી જરૂર લડાઈ ફાટી નીકળશે. એ સમયે આપણા દેશો મોટી યુદ્ધભૂમિઓમાં ફેરવાઈ જશે. આથી આ ચારે રાજ્યો રશિયા અને જર્મની વચ્ચેના ઝગડાઓમાં તદ્દન તટસ્થ વલણ રાખી રહ્યાં હતાં.

હિટલર–સ્ટેલિન વચ્ચે સંધિ

જર્મની અને રશિયા વચ્ચે હસ્તધુનન થયું. અંગ્રેજો અને ફ્રેંચોની મહિનાઓની મહેનત પાણીમાં ધોવાઈ ગઇ. હિટલરને આ સંધિ કરવા માટે ભારે કિંમત આપવી પડી છે. 'મારી લડત'માં એણે જે જર્મન સામ્રાજ્યના રૂપરંગ દોર્યા છે તેમાંથી એક ખાસ્સો ભાગ છોડી દેવાનું બન્યું છે. બાલ્ટિક રાજ્યમાં જર્મનીની લાગવગ તદ્દન ભાંગી પડી છે. હિટલરે રશિયન રીંછને મોટી કિંમત આપી છે. હવે બાલ્ટિક રાજ્યો રશિયાના પંઝા નીચે આવી ગયાં છે. કોઈ બહારનું રાજ્ય એમને લશ્કરી મદદ આપી શકે તેમ નથી. એ રાજ્યો એવાં દૂર પડયાં છે કે ત્યાં યુરોપનાં મોટાં રાજ્યોને સૈન્ય મોકલવું પાલવે તેમ નથી.

સ્ટેલિન યુરોપના દાવાનળનો લાભ લે છે

રશિયા ચારે બાજુએ શત્રુઓથી ઘેરાયેલો છે. સૌ રાજ્યો એના તરફ અત્યંત ઘૃણાથી જુએ છે. યુરોપનાં નાનાંમોટાં ૩૨ રાજ્યોમાં રશિયાનું મિત્ર કોઈ નથી. આથી સ્વાભાવિક રીતે રશિયાને બાલ્ટિક સમુદ્ર તરફની પોતાના મોટા સામ્રાજ્યની નબળી બાજુને આધુનિક કિલ્લેબંધીથી મજબૂત કરવી છે. દોઢલાખ જર્મનોની લઘુમતિને સ્ટેલિને એ રાજ્યોમાંથી વિદાય અપાવી છે. પ્રથમ વારો એસ્ટોનિયાના પ્રધાન કાર્લ સેલ્ટીનો આવ્યો. મોસ્કોના આમંત્રણથી ત્યાંની મહેમાનગીરી ચાખી પાછો ફર્યો એટલે એસ્ટોનિયાનું રાજ્ય રશિયાના પૂછડા રૂપે એટલે કે આશ્રિત રૂપમાં ફેરવાઈ ગયું. આ નાના રાજ્યમાં સોવિયેટે કિલ્લેબંધી કરી પોતાના સૈન્યની ટુકડીઓને સ્થાપી છે. જોસેફ સ્ટેલિને એસ્ટોનિયાનો લશ્કરી કબજો મેળવ્યો છે.

સ્ટેલિન બીજાં બાલ્ટિક રાજ્યો ઉપર જાળ પાથરે છે

હવે લેટવિયાનો વારો આવ્યો. મોસ્કોએ એને પણ ઉપર મુજબ મૂંડી લીધો. લેટાની પણ એ જ ગતિ થઈ. સોવિયેટ સેનાઓ એના પ્રદેશમાં કિલ્લેબંધીનાં થાણાં સ્થાપે છે. સોવિયેટ સાગર સૈન્યો એનાં સરસ બારાઓનો કબજો લે છે. જુદાં જુદાં યોગ્ય સ્થાનોમાં રશિયન વિમાનો માટે રહેવાના એરોડ્રોમો બંધાય છે, લેટાનું અગત્યનું દરિયાઈ મથક સોવિયેટની કિલ્લેબંધીથી સજ્જ થાય છે. આથી લેટવિયા, એસ્ટોનિયા અને લીથુનિયાની આર્થિક, રાજ્યદ્વારી અને નૈતિક સ્વતંત્રતાઓની હવેથી રશિયા સંભાળ રાખી પોતાના હાથમાં તેની દોરી સાચવશે.

લીથુનિયા

આ નાના રાજ્યની રાજધાની વિલના પોલાંડે જોરજબરીથી ઝૂંટવી લીધી હતી. પ્રજાસંઘ પાસે ફરિયાદ કરતાં તે પણ વાંઝણી નીવડી હતી. હવે લીથુનિયાએ રશિયાની ધુંસરી સ્વીકારી એટલે રશિયાએ બદલામાં તેને પોલાંડ પાસેથી જીતેલું વિલના પાછું ભેટ

આપ્યું છે. જર્મનીની સરહદ પાસે લીથુનિયાની સરહદ ઉપર રશિયન કિલ્લેબંધી ઊભી થઈ છે. હવે લીથુનિયાનો ઓકડો સ્ટેલિનના ઢોલ પ્રમાણે નાચશે.

### સ્ટેલિનનો પરમ વિજય

એક પણ સિપાઈ ખોયા વગર પોલાંડનો અર્ધો ભાગ રશિયાને મળ્યો. બાલ્ટિક સમુદ્ર જર્મન સમુદ્રમાંથી પલટાઈને રશિયન સમુદ્ર બન્યો. હવે આ રાજ્યો સાથે જો કે રશિયનોએ પરસ્પર સહાયક સંધિઓ કાગળ ઉપર કરી છે, પરંતુ ખરેખરી રીતે તો એ હવે સામ્યવાદી સરકારનાં રમકડાં બને છે. એમના પતનથી રશિયા જર્મનીની સરહદની લગોલગ આવી પહોંચ્યું છે. જર્મની અને એની વચ્ચે હવે કોઈ રાજ્ય રહ્યું નથી. જે વિજયો મેળવવા રશિયાના મહાન ઝારોને મોટાં યુદ્ધો અને લાખોના ભોગો વીસવીસ વરસ સુધી આપવા પડયાં હતાં તે જોસફ સ્ટેલિને માત્ર થોડા સમયમાં લોહીનું એકપણ ટીપું રેડયા વગર માત્ર ધીરજ અને યોગ્ય તક ઝડપી લેવાથી જ મેળવી લીધાં છે. જર્મની અને રશિયાની સંધિ પરસ્પરના સહકાર માટેનો હૃદયપલટો નથી, પરંતુ સ્વાર્થ સાધવા પૂરતી તક છે.

### ફીનલેંડ રીંછની સામે બાથ ભીડે છે

આજે જગત નવાઈથી પોતાની દૃષ્ટિ ફીનલેંડ તરફ ફેરવી મોંમાં આંગળી ઘાલીને જુએ છે. આ ટીચકડું ફીનલેંડ રશિયન રાક્ષસ સાથે લડશે? કીડી કુંજરની સામે હામ ભીડશે? ત્રણ વખત ફીનલેંડના પ્રધાનો મૉસ્કોની મહેમાનગીરી ચાખી આવ્યા. ધમકી, યુદ્ધનો ડર, લાલ આંખ એ સર્વે ઉપાયોથી ફીનલેંડનો પ્રેસિડન્ટ મો. કાલીઓ ડાર્યો ગયો નથી. એણે ફીનલેંડની સ્વતંત્રતા સિવાય બાકી સર્વે રશિયન માગણીઓ સ્વીકારી. અમારા રાજ્યની અંદર રશિયા પગપેસારો કરે અને પોતાનું સૈન્ય રાખીને અમારી સ્વતંત્રતાનો ઘડીના છઠ્ઠા ભાગમાં નાશ કરે એ વાત અમારા માટે અસહ્ય છે. અમારા શબો ઉપર ભલે ફીનલેંડની સ્વતંત્રતા નાશ પામે, જીવતાં નહિ જ. રશિયાની રાજ્યનીતિની પ્રગતિ માટે ફીનલેંડને આશ્રિત બનાવવાની અત્યંત અગત્ય છે. રશિયાનાં રક્ષણો એના વગર કાચાં છે.

### ફીનલેંડ ઉપર રશિયાની ચડાઈ

રશિયાના સાડા સાત લાખ સૈનિકો ફીનલેંડ ઉપર ચડી ગયા છે. ઑક્ટોબરની તા. ૧૮મીએ રશિયાનું લાલ સૈન્ય એસ્ટુનિયાના મથકથી ઊપડી ચૂક્યું. આ ત્રણેય નાનાં રાજ્યોને રશિયન સૈન્યે આસરો આપવો પડયો. ફીનલેંડના આલેંડના બેટો જે બાલ્ટિક સમુદ્રની ચાવી રૂપ છે તે આપવાની ફીનલેંડે રશિયન રીંછને ડોકું ધુણાવી ના સંભળાવી ત્યારથી ફીનલેંડનું આવી બન્યું એમ સૌ ધારતા હતા. પરંતુ ફીનલેંડે અગમચેતી વાપરી પોતાના રાજ્યમાં ફ્રાન્સની મેગીનોટ લાઈનથી સહેજ નબળી કિલ્લેબંધી બાંધી હતી. આ લાઈન રશિયન સૈન્ય ભેદી શક્યું નથી. મોટી ટેંકો, મોટી તોપો અને વિમાનોનો મારો આ લાઇન ઉપર અસરકારક નીવડયાં નથી.

### ફીનલેંડની મદદે શિયાળો આવે છે

બાલ્ટિકનાં રાજ્યો બરફમય પ્રદેશો છે. એ પ્રદેશોમાં હજારો તળાવો અને સરોવરો છે. શિયાળામાં સૌ જામી જાય છે. સાગરનાં પાણી પણ ત્યાં જામી જાય છે. જામવાના બિંદુથી પારો નીચે પડે છે. રાત્રિઓના બરફના ઢગલા જમીન ઉપર આકાશમાંથી હિમરૂપે

વરસે છે, રાત્રિઓ અત્યંત લાંબી બને છે. જમીન ઉપરનો વ્યવહાર માત્ર લપસવાની ગાડીઓ ( sledges )થી ચાલે છે. શિયાળામાં રશિયાએ આક્રમણ કર્યું. દોઢ મહિનો થઈ ગયા છતાં ફીનલેંડ હજી જીતાયું નથી. રશિયાને ઘણે ઠેકાણેથી પાછા ફરવાની જરૂર પડી છે. રશિયનોની સામે ફીનલેંડે મજબૂત સામનો કર્યો છે.

### ફીનલેંડની મજબૂત મેનરહાઈન લાઈન

ફીનોએ સરસ કિલ્લેબંધીવાળી લાઈન બાંધી છે. એમનો રશિયનો સામે ટકાવ આ લાઈનની મજબૂતી ઉપર નીભ્યો છે. પોલાંડે આવી લાઈન બાંધી હોત તો જર્મની સામે મજબૂત બચાવ કરી શકત. ફીનલેંડના વિમાનીઓ પણ ઘણા સાહસિક જણાય છે. એમણે રશિયાના વિમાનો સામે સારી ટક્કર ઝીલી છે. ઘણાં રશિયન વિમાનો એમણે પાડ્યાં છે. પાછળ હઠવાથી રશિયાને એનાં ઘણાં ટેંકો છોડી દેવાં પડ્યાં છે. આ બધી ખબર ફીનલેંડ તરફથી આવે છે; રશિયન રેડિયો હમણાં લગભગ મૂંગા જેવો બની ગયો છે.

### ફીનલેંડ તરફ જગતની સહાનુભૂતિ

એક જર્મની સિવાય આખું જગત ફીનલેંડ તરફ સહાનુભૂતિ બતાવી રહ્યું છે. અમેરિકામાં એને મદદ આપવાનાં પગલાં લેવાયાં છે. આખા જગતમાં માત્ર ફીનલેંડ જ અમેરિકાનું કરજ ચાલુ ચૂકવતું આવ્યું છે. દર વર્ષે હજી પણ પચાસ લાખ પાઉંડ આપે જ જાય છે; જ્યારે ઇંગ્લાંડ વગેરે સર્વે રાજ્યોએ કરજ આપવાની તદન ના પાડી છે. અંગ્રેજો અને ફ્રેંચોએ જાહેર કર્યું છે કે અમને યુદ્ધમાં જરૂર પડે તેટલો યુદ્ધનો સામાન રાખી, વધારાનાં શસ્ત્રો અમે ફીનલેંડને પૂરાં પાડીશું. સ્વીડન, નોર્વે અને ડેન્માર્ક એ ફીનલેંડના પાડોશીઓ છે. એમને પણ રશિયાનો પાડોશ ગમતો નથી. આ ત્રણે રાજ્યોના રાજાઓ અને ફીનલેંડના પ્રેસિડન્ટ ભેગા મળીને પરસ્પર સહાય આપવાનું સ્વીકાર્યું હતું. સ્વીડન, નોર્વે અને ડેન્માર્ક ફીનલેંડને પૂરતો સહકાર આપશે. ઇટાલી પણ રશિયાનું વિરોધી હોવાથી ફીનલેંડને મદદ કરે જાય છે. પશ્ચિમના મોરચા ઉપર ફ્રાન્સ અને જર્મનીનાં સૈન્યો ત્રણ માસ થયાં એક બીજાની સામે મોં જોઈ ઊભાં હોવાથી હવે જગતનું ધ્યાન ફીનલેંડ તરફ મીટ માંડી બેઠું છે. ફીનલેંડ હારશે, પરંતુ આજે તો એણે પોતાનું પાણી બતાવી આપ્યું છે.

### રશિયાનું સૈન્ય

રશિયાની નજર યુરોપનાં ભયસ્થાનો તરફ હોવાથી એણે જાપાન સાથે મંચુરિયામાં સંધિ કરી છે. એ પોતાનું સૈન્ય યુરોપમાં ભેગું કરે છે. એનો વિચાર હજી બીજા દેશોને જીતી લેવાનો નથી. પરંતુ એ પોતાનાં નબળાં સ્થાનોમાં કિલ્લેબંધી કરી પોતાનું રક્ષણ પાકું કરવા માગે છે, ભવિષ્યના ભયને ટાળવા માગે છે. એનું સૈન્ય અને વિમાની કાફલો ફીનલેંડ સાથેના યુદ્ધમાં પ્રથમ પંક્તિના માલુમ પડ્યાં નથી. ફીનોના નાના સૈન્યે એના મહાન લશ્કરને પાછું હઠાવ્યું છે. આથી રશિયન સૈન્ય માટે યુરોપમાં ઊંચો વિચાર રાખવામાં આવતો નથી. જર્મની પાસેથી એને અનુકૂળ અને હિનાયદ સંધિ મળી છે. પરંતુ અંગ્રેજો અને ફ્રેન્ચો સાથે હવે એને શત્રુતા થઈ છે. આજે યુદ્ધ નથી પણ ભવિષ્યમાં તે ફાટી નીકળે તો નવાઈ નહિ. રશિયાને મૂડીવાદી રાજ્યો ખૂબ કાંટો ગણે છે. પણ હજી સુધી તેનાં પગલાં પોતાના રક્ષણ પૂરતાં જ રહ્યાં છે.

# અવાવરુ વાવ

'પારાશર્ય'

વિજન ઉજ્જડ દૂર અરણ્યમાં
પથ તણાય તજાયલ એકલો.
ફરતી નિર્જીવ નીરવ ભોમમાં
ડગડગી રહ્યું વૃક્ષ સુજીર્ણ કો.
સુકલ વૃક્ષની ખંડિત છાંયમાં
તહિં અવાવરુ વાવ પડી હતી.
નિરખતી ભરનીંદર એમની
સુકલ પાનની ચાદર ઊડતી.
અજડ આળસુ શુષ્ક, તરંગમાં
ધુમરડી લઈ ઝાંખર ધૂળમાં
પથ વિષે કદિ યાત્રી સ્વરૂપમાં
પવન એક જ સૂસવતો હતો.
નહિ સુપલ્લવ, યાત્રી; કશું નહીં
નહિં જરા રસજીવ–પદાવલિ.
હત ખવાયલ એ સ્થળકાળને
ફરતી મૂક વિષાદની લાગણી.
સુભગ એક સમે વનવાટમાં
અસહ લૂમહી–ધોમ બપોરના
અહીં અચાનક એકલ ઊતરી
ધુઘરબંધ મનોહર વેલડી.
ઉતરી ત્યાં વયચારુ કુમારિકા
ઉતરી શુષ્ક અવાવરુ વાવમાં
જરિ છવાયલ એ પગથાં પરે
કરી ગયાં પદચુંબન પાંદડાં.

ન સમજાય પરિસ્થિતિની કળા
અનુભવે સ્થળ કમ્પ પડ્યાં પળાં.
કબુતરાં પણ પાંખ પ્રસારતાં
નવલ આ અનુભૂતિ વિલોકતાં.
કર ધર્યો ઉતરી જળ અંગમાં
સહુ ખસી જળ આવરણો ગયાં.
જળ પરે ઝૂકનાર તૃષાર્તનું
રમી રહ્યું પ્રતિબિમ્બ અણુ અણુ.

ઉપડી એ ફરી ઘૂઘર વેલડી
ક્ષિતિજમાં ઉડતી ધૂળ એકલી.
પવનમાં પળતી ગત ઝંકૃતિ
પ્રતિરવી રહી વાવ વિષે અહીં.

ન સમજું મુજ અંતરવાવનાં
જળ હલાવી ગયું સખિ કોણ તું?
વિજન અંતરનાં પગથાં પરે
પ્રણય ઝંકૃતિ કોણ મૂકી ગયું?
ઉતરી એકલ અંતરને તટે
વિજનતા ફરી દાખવતી ગઈ:
અનનભૂત પરન્તુ અહીં બધે
ચરણ રેખ અપૂર્વ પડી રહી.
વહી ગયું સહુ. ધોમ બપોરમાં
રણઝણી ગઈ ઘૂઘર વેલડી.
નિરખું વા સ્મરું? દૂર સમીરમાં
લહરતી ક્ષિતિજે રહી ચુંદડી.

☆

# કવિતા વિશે થોડું પ્રાસંગિક

સુંદરજી ગો. બેટાઈ

**આજના** પ્રમુખવક્તા શ્રી. અંબાલાલભાઈ કે ઉપપ્રમુખ વક્તા શ્રી. શંકરપ્રસાદ રાવળે કરેલા વિવેચનનું વિવેચન કરવાની ઇચ્છાથી હું ઊભો થયો નથી. પરંતુ એમણે કરેલી વિવેચના ઉપરથી બેચાર વાતો વિશે સ્પષ્ટતા કરવાની જરૂર છે.

પ્રાચીન ગુજરાતી કવિતા વિશે આજના વિવેચકવર્ગને કે કવિવર્ગને અહોભાવ હોય કે ન હોય એ પ્રશ્ન જુદો છે; પરંતુ તેનો અર્થ એવો નથી કે વર્તમાન ગુજરાતી વિવેચકો અને કવિઓ પ્રાચીન કવિતાની ખૂબીઓ વિશે અજ્ઞાત છે કે તેની ઉપેક્ષા કરે છે. પ્રાચીન કવિતા વિશે સમુચિત આદરભાવ આજે પણ એમને છે એ બાબતની ખાતરી આપવાની આવશ્યકતા હોય તો હું તે આપું છું. વર્તમાન વિવેચકો અને કવિઓ પ્રાચીન કવિતા પ્રત્યે વિશેષ critical બન્યા છે એ સાચું છે. પણ critical થવું એ દૂષણરૂપ ગણાય એમ મને તો લાગતું નથી. આ મુદ્દા વિશે આટલું બસ.

બીજો મુદ્દો લોકપ્રિયતાનો લઈએ. લોકપ્રિયતા=ઉચ્ચ કવિતા અથવા અલોકપ્રિયતા=અકવિત્વ કે હીન કવિત્વ એવાં સમીકરણો આપણે બાંધીશું ? અને લોકપ્રિયતા એટલે પણ શું ? મને તો લોકપ્રિયતા કલાગુણની તુલના કરવામાં ભ્રામક કાટલું જણાય છે. વળી અમુક રચના લોકપ્રિય અમુક પરિસ્થિતિને બળે થાય—એ જ રચના તે પરિસ્થિતિબળ લુપ્ત થતાં લોકપ્રિય મટી જાય. એ જ રીતે અમુક રચના અમુક પરિસ્થિતિને લીધે અપરિચિતતાના અંધકારમાં રહી જાય— એ જ રચના વિશિષ્ટ પરિસ્થિતિ ઉત્પન્ન થતાં અણધાર્યો લોકપ્રિયતાનો પ્રકાશ પામે. દલપતરામભાઈ કે નર્મદાશંકરની કવિતાઓની લોકપ્રિયતામાં શી મણા હતી ? પણ આજે દલપતકાવ્ય અને નર્મકવિતાના દળદાર ગ્રન્થોને નિચોવી નિચોવીને પણ આપણે ઉત્કૃષ્ટ કવિતા કેટલી કાઢી શકીશું ? શ્રી. વિશ્વનાથ ભટ્ટ જેવા સમભાવશીલ વિવેચકે નર્મદની કવિતાનું દોહન આપણને આપ્યું છે. એ દોહન વિદ્યાર્થીવર્ગ પાસે અત્યંત સમભાવપૂર્વક રજુ કરવા છતાં કાવ્યરસનો ઉચ્ચ આસ્વાદ નથી કરાવી શકાતો એવો અનુભવ શિક્ષક તરીકે મને થયો છે—અન્ય શિક્ષકોને પણ બેશક એવો જ અનુભવ થયો હશે. ત્યારે દલપતનર્મદની કવિતા એમના ઝમાનામાં લોકપ્રિય હતી એટલે તે સમયે તે ખરી કવિતા—ઊંચી કવિતા હતી, અને આજે તે એટલી લોકપ્રિય નથી માટે આજે તે ખરી કવિતા કે ઊંચી કવિતા નથી એમ સિદ્ધાન્ત બાંધી શકાશે ? કવિતાની કસોટીમાં, અરે કોઈ પણ કલાની કસોટીમાં લોકપ્રિયતાનું ધોરણ સત્યદર્શન કરાવે જ એમ ખાતરીથી કોઈ કહી શકે તેમ નથી. રામાયણ અને મહાભારત જેવા મહાગ્રન્થો પણ વસ્તુતઃ લોકપ્રિય હું ગણતો નથી. હા, એ ગ્રન્થોનો કથાભાગ લોકપ્રિય છે ખરો. પરંતુ રામાયણમાં જે પ્રસન્ન સલિલોર્મિઓ પુનિત કાવ્યભાવની ઊછળી રહી છે તે અથવા મહાભારતમાં કવિત્વનો જે સાગર ઘૂઘવી રહ્યો છે તે લોકગમ્ય કેટલોક છે ! કલાનાં ઉચ્ચતમ તત્ત્વો તો તેના અધિકારીઓને જ ગમ્ય થવાનાં. કલાસર્જકની ફરજ કલાસર્જન કરવાની છે અને રસ તો जानाति पण्डितः એ જ સ્થિતિ રહેવાની છે. रसं जानाति पण्डितः ને બદલે रस [illegible]

લોક : એમ કહેવાનો સમય આવશે ત્યારે બેશક આપણે બધા કવિને અને જગતને અપૂર્વ ધન્યતા પ્રાપ્ત થઈ ગણીશું. અત્યારે તો કાવ્યગુણના પરીક્ષણમાં લોકપ્રિયતાના તત્ત્વને અચૂક કાટલા તરીકે ગણી શકાય એમ નથી જ. કાવ્યત્વ અને લોકપ્રિયત્વ બહુધા નિરપેક્ષ છે.

ત્રીજો મુદ્દો અર્વાચીન કવિતાની દુર્બોધતાનો ઉપસ્થિત કરાયો છે તે જોવાનો છે. દુર્બોધતા એટલે શું? અમુક વસ્તુ અધિકારીને સુબોધ જણાય તે જ તેના અનધિકારીને દુર્બોધ જણાય અને જણાવી જ જોઈએ. અધિકારી વાચકને જો દુર્બોધતા કે અબોધતા જણાતી હોય તો બેશક ચિન્ત્ય છે. પણ માનવસ્વરૂપની પ્રિયતમાના હૃદયનું ગ્રહણ કરવામાં પણ સંવનનને રસિકોએ આવશ્યક માન્યું છે તો કવિતાસુન્દરીના હૃદયનું આકલન કરવામાં સંવનનને અનાવશ્યક જ ગણીશું? માનવસ્વરૂપની પ્રિયતમા કરતાં કવિતાસુન્દરી વિશેષ માનિતી છે. એનું હૃદયદર્શન પામતાં પહેલાં અમુક કોટિની તપશ્ચર્યાની જરૂર પડે છે એ હકીકતનું વિસ્મરણ થવું ન જોઈએ. માનવજીવનમાં 'પ્રથમદર્શને પ્રેમ' ( love at first sight ) ના પ્રસંગો બને છે પણ તે બધા અવશ્ય વાસ્તવિક હૃદયદર્શનની સ્થિતિ પ્રગટ કરનારા હોતા નથી. કલાસૃષ્ટિમાં પણ પ્રથમદર્શને પ્રેમ થઈ જાય ત્યાં પણ હમેશાં કલાનું હાર્દ જ પમાઈ ગયું છે એવી કૃતકૃત્યતા અનુભવી લેવાની ઉતાવળ જોખમકારક છે. કલાસુન્દરી પોતાનો આત્મા પ્રગટ કરતી જણાય ત્યારે પણ તે પૂર્ણપણે પ્રગટ કરી દેતી હોય એમ ઘણીવાર બનતું નથી. કલાની ઉપાસના જેમ વિશેષ સાત્ત્વિક તેમ પ્રગટીકરણ પણ વિશેષ આહ્લાદક ને પૂર્ણ પ્રકારનું થવાનું. કવિવર ટાગોરને શાકુન્તલનું જે રહસ્ય-દર્શન સ્ફુર્યું છે તે એમના પહેલાં કેટલા કવિઓને કે વિવેચકોને સ્ફુરેલું? કવિવરનો કાલિદાસની કવિતાસુન્દરીના હૃદયગ્રહણનો અપૂર્વ અધિકાર એ જ કારણ ગણવું પડશે. કહેવાનું એટલું જ છે કે કાવ્યને કે કોઈ પણ કલાકૃતિને દુર્બોધ માની બેસતાં પહેલાં વાચકે પોતાની ફરજ, અધિકારપ્રાપ્તિની દૃષ્ટિએ, પૂરેપૂરી બજાવી છે કે કેમ તેની ખાતરી કરી લેવી જોઈએ. કાવ્યસર્જનના આસ્વાદ માટે કવિની ફરજો ઉપરાંત વાચકોની પણ ફરજો અમુક પ્રકારની છે જ એ ભૂલવાનું નથી. यमेवैष वृणुते तेन लभ्यः तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् । આ જેમ આત્માને વિશે તેમ કવિતાના આત્માને વિશે પણ સાચું છે.

'માધુરી'માં શ્રી. ભાનુશંકર વ્યાસનો 'ગુજરાતી કવિતામાં અવિશદતા' એ લેખ પણ કકડે પ્રગટ થયો છે તેનો ઉલ્લેખ બે વક્તાઓએ કર્યો છે. શ્રી. ભાનુશંકરનું વક્તવ્ય સ્પષ્ટ છે. કેટલીક અર્વાચીન અવિશદ કૃતિઓને એમણે ચર્ચાવિષય બનાવી અવિશદત્વ વિશેની પોતાની વિચારસરણી રજૂ કરી છે. અર્વાચીન કવિતા અવિશદતાના અપલક્ષણથી વ્યાપ્ત છે એમ એમનો આશય નથી જ. પણ તે વિશે બહુ બોલવાની જરૂર નથી.

હવે દુર્બોધતાને છન્દોબદ્ધતા જોડે ભેળવી દેવામાં આવી છે તે વિશે. કયો કવિ એમ કહેશે કે છન્દ મારું કહ્યું કરતો નથી તેથી મારી કવિતા દુર્બોધ થઈ જાય છે? પદ્યરચના હવે તો ગુજરાતી કવિઓને સુસાધ્ય છે. જેમ બાળક શરીર, આત્મા, રૂપરંગ, ઘાટઘૂટ ઈત્યાદિ લઈને જ જન્મે છે તેમ કાવ્ય પણ પોતાનાં છન્દ, વાણી, અલંકાર, ઊર્મિ ઈત્યાદિ લઈને જ સમગ્ર રીતે બહાર પડે છે. કાવ્યસર્જનનો આ સ્વાભાવિક વ્યાપાર ના સમજવાથી જ છન્દો વિશે અને છન્દોના કવિતા જોડેના સંબંધ વિશે ભ્રામક વિધાનો થાય છે. છન્દ ખરી કવિતામાં આગન્તુક અંશ નથી જ.

હવે છેલ્લો મુદ્દો અર્વાચીન કવિતાના પરદેશીપણા વિશેનો લઈએ. કાવ્યસર્જનના વ્યાપારમાં મુખ્ય બળો કવિની વ્યક્તિગત સંસ્કારસમૃદ્ધિ અને જીવનમાં પ્રવર્તતા વિવિધ સ્થિતિચક્રો ગણી શકાય. આ બળોને અતિક્રાન્ત સર્વાંશે કોઈ કરી શકતું નથી. પ્રાચીન જીવન સ્થિતિમાં કલાનો આવિષ્કાર જે રીતે શક્ય હતો તે રીતે થયેલો. આજે પરિવર્તિત જીવનસ્થિતિમાં પરિવર્તિત સ્વરૂપે આવિષ્કાર થાય છે. આમાં ક્લેશનું કારણ ક્યાં આવે છે તે સમજાતું નથી. પ્રાચીન ગુજરાતી કવિતાને જનતાના હૃદયમાં કર્ણદ્વારે પ્રવેશ કરવાનો હતો. આજના કવિને પુસ્તકદ્વારે પ્રવેશ કરવાનો પ્રાપ્ત થયો છે. પ્રવેશદ્વાર બદલાયું તેથી કવિતાના વાહનનું સ્વરૂપ જે બહુધા ગેય હતું તે બદલાઈને બહુધા પાઠ્ય થયું. જો કે આ માત્ર એક સ્થૂલ નિમિત્ત કારણ છે. મુખ્ય કારણ તો આજના કવિઓનો વિશિષ્ટ સંસ્કાર-પ્રકાર લાગે છે. અને કવિતા ગેય હોવાને બદલે સંસ્કૃત છન્દોમાં હોય તેથી અકળાઈ જવાની જરૂર પણ શી છે? રામાયણ, મહાભારત, રઘુવંશ ઈત્યાદિ મહાકાવ્યો, શેક્સપિયર, વર્ડ્ઝવર્થ, શેલી, ગેટે, હોમર અને ડાન્ટે ઇત્યાદિ અનેક કવિઓની કાવ્યરચનાઓ છન્દોબદ્ધ છે. જગતભરની કવિતાનો વિચાર કરીએ તો છન્દો તેમાં સુપ્રતિષ્ઠિત જણાશે. છન્દ એ કવિતા નથી પણ કવિતા છન્દમાં છે એટલું જ સ્મરણમાં રાખવાની જરૂર છે. અહીં ગદ્યકાવ્યનો નિષેધ સૂચવવાનો અર્થ ઉદ્દિષ્ટ નથી. કવિતાનો છન્દોદેહ ગુજરાતી કવિતામાં કવિતાના જેટલો જ સ્વાભાવિક છે, અને જગતની કવિતાથી એ કોઈપણ રીતે વિભિન્ન વ્યાપાર છે નહીં એટલું જ વક્તવ્ય છે.

ગુજરાતની અર્વાચીન કવિતા જીવનથી વેગળી ગઈ છે, વિદેશી બની ગઈ છે, વિરૂપ થઇ ગઇ છે એ મુદ્દાનો ઉત્તર શો વાળવો?

મને લાગે છે કે જીવનથી આપણી કવિતા વિશેષ ને વિશેષ સમૃદ્ધ થતી રહી છે. હા, આપણી કવિતામાં પ્રગટ થતું જીવનદર્શન સર્વસ્વીકાર્ય નહીં હોય, પણ જગતમાં સર્વ-સ્વીકાર્ય ઘણું યે નથી. ઇશ્વર પણ ક્યાં સર્વસ્વીકાર્ય છે? આજનો કવિ જીવનને આંબવાનો બેશક પ્રયત્ન કરે છે અને તેને પોતાની વાણીમાં વ્યક્ત કરવાને પણ તલસે છે. કોઇ પણ કવિ પોતાના જીવનદર્શનને વફાદાર રહી પોતાની કલાપ્રવૃત્તિ કરે તે બસ ગણાવું જોઇએ. અલબત્ત, એ દર્શન ઊંડું, વ્યાપક, લોકોત્તર હોવું જોઇએ. આ પ્રકારના પ્રામાણિક પ્રયત્નો પૂર્વે થતા હતા અને આજની કવિતામાં નથી થતા એમ મને લાગતું નથી. જે સંસ્કૃતિ-પ્રવાહો આપણા વર્તમાન જીવનને સંઘર્ષે છે તે જ આપણી કવિતાની સ્ફૂર્તિમાં પણ પ્રવર્તે છે અને એ પ્રવૃત્તિ સ્વાભાવિક પણ છે જ. જીવનનો સાગર કવિતામાં ગર્જાવવો એ તો કોઇ વ્યાસને કે કોઈ વાલ્મીકિને જ શક્ય છે. એ તો સાગરના જેવો જ એક મહાચમત્કાર છે. પણ જીવનસાગરમાંથી અંજલિ ભરીને पर्वते परमाणौ च पदार्थत्वं प्रतिष्ठितम् એ ન્યાયે કવિઓ જીવનદર્શન કરાવતા હોય તો તે ય ઓછું આદરપાત્ર નથી.

બસ. આજે આથી વિશેષ મારે કહેવાનું નથી. *

---

* તા. ૩-૧૨-૩૯ ને રોજ શ્રી. વિલેપારલે સાહિત્ય સભાના ઉપક્રમથી શ્રી. અંબાલાલ જાનીએ 'પ્રાચીન કવિતાની લોકપ્રિયતા અને અર્વાચીન કવિતાની અલોકપ્રિયતા' વિશે વ્યાખ્યાન આપ્યું હતું. તે વખતે પોતે કહેલાં પ્રાસંગિક વચનોને લેખકે અહીં વધઘટ કરી ટપકાવી લીધાં છે.

# ફ્રોઇડનું કાર્ય

જેમ્સ સ્ટ્રેચી

એવો એક સામાન્ય વહેમ પ્રવર્તે છે કે કોઈ પણ વૈજ્ઞાનિક સિદ્ધાંતનું સાચું મૂલ્ય તે સિદ્ધાંતના શોધકના મૃત્યુ પછી ઘણે વર્ષે અંકાય છે. પણ આમ ઘણીવાર નથી પણ હોતું. ન્યૂટન માત્ર સાઠ વર્ષનો હતો ત્યારે રૉયલ-સોસાયટીનો પ્રમુખ ચુંટાયો હતો; અને ડાર્વિનને વેસ્ટમિન્સ્ટર ઍબિમાં દફનાવવામાં આવ્યો હતો. એટલે ફ્રોઇડ, જેના સિદ્ધાંતનું મુખ્ય ચણતર ચાલીસ વર્ષ પહેલાં પૂરું થઈ ગયું હતું, તેના અવસાન પછી લેવાએલી નોંધોમાં જ્યારે તેના કાર્યનું મહત્ત્વ લગભગ બધે જ સ્થળે ખોટું આંકવામાં આવતું માલૂમ પડ્યું ત્યારે જરા આશ્ચર્ય થયું હતું. સામાન્ય છાપાંઓએ એકાદ બે પ્રચલિત શબ્દ-પ્રયોગોના સ્થાપક તરીકે તેને વર્ણવ્યો—જે શબ્દપ્રયોગો ખરી રીતે તેણે કદિ પણ વાપર્યા ન હતા; અને જરા ચઢિયાતી કક્ષાનાં છાપાંઓએ જ્ઞાનતંતુના રોગોની ચિકિત્સામાં કેટલીક કિંમતી ફાળો આપનાર ? તરીકે તેને ઓળખાવ્યો હતો. 'માન્ચેસ્ટર ગાર્ડિઅને' ફ્રોઇડ વિશેની પોતાની નોંધ નીચે આપેલા હિંમતભર્યા શબ્દોથી પૂરી કરી હતી :

"વિજ્ઞાનમાં ફ્રોઇડે આપેલા ફાળાની સમાલોચના કરવાનો પ્રયત્ન આજે હજુ વહેલો ગણાય; પણ અંગ્રેજી ભાષા જે જે દેશોમાં બોલાય છે તે તે દેશોમાં માનસશાસ્ત્ર ઉપર ફ્રોઇડની અસર વિલિયમ જેમ્સના સમય પછીના બીજા કોઇ પણ લેખક કરતાં વધારે છે."

પણ બીકને લીધે અંગ્રેજો અને પત્રકારો જેનું વારંવાર શરણ લે છે તે મધ્યમ પ્રતિપદા માર્ગ ફ્રોઇડના સિદ્ધાંતની બાબતમાં આપણને રક્ષણ નહિ આપી શકે; કાં તો તેના સિદ્ધાંતો છેક જ ખોટા હતા; અગર તો વિજ્ઞાનના ઇતિહાસમાં જે પાંચછ મહાન પુરુષો થઈ ગયા છે તેમાંનો એક ફ્રોઇડ હતો—આ બેમાંથી એક વસ્તુ સ્વીકારવી જ પડશે; કારણ કે પોતાના વિજ્ઞાન-જીવનની શરૂઆતમાં જ જે હકીકતો તપાસીને તેણે તે બધાના સાદામાં સાદા ખુલાસાઓ આપ્યા છે તે ખુલાસાઓમાં જ પાછળથી ખૂબ વિકસિત થયેલા તેના સિદ્ધાંતો છુપાએલા પડ્યા છે. અને જો કે જીવનના અંત સુધી તેણે અથાક ઉત્સાહથી વધારે ને વધારે હકીકતો એકઠી કર્યા જ કરી હતી તો પણ તેની પ્રગતિમાં સૌથી શરૂઆતમાં લીધેલાં પગલાં જ સૌથી વધારે યુગપ્રવર્તક નીવડ્યાં છે. આપણે તેનાં આરંભનાં કાર્યની જે તુલના કરશું તેને અનુસરીને જ તેના બધાં કાર્યની તુલના થઈ શકશે.

ત્યારે આ આરંભનાં પગલાંઓ કેવા પ્રકારનાં હતાં ? તે બહુ ટૂંકમાં કહી શકાય તેવાં છે. મનઃપ્રદેશનો ગંભીરપણે વિચાર કરનાર ફ્રોઇડ પહેલો જ વૈજ્ઞાનિક હતો. કાર્યકારણ-વાદ સાર્વત્રિક છે એમ સ્વીકારીને તેણે એ શોધવાનો પ્રયત્ન કર્યો કે શુદ્ધ માનસિક સ્વરૂપવાળી વસ્તુઓનાં કાર્યકારણની સાંકળ ક્યાં સુધી લઈ જઇ શકાય છે. આવી સળંગ સાંકળો શોધવા જતાં, કેવળ રોગી માનસવાળા નહિ પણ સમધારણ માણસોની બાબતમાં પણ તેને એ સાંકળોમાં એવા ગાળાઓ દેખાયા કે જેના છેડા જોડી શકાય નહિ; દેખીતી

રીતે જેનું કશું કારણ હોય નહિ એવાં માનસિક લક્ષણો તેના જોવામાં આવ્યાં. જે લોકોને ગંભીરપણે વિચાર કરવો નહોતો તેઓ આવાં લક્ષણોને 'અકસ્માત' થતાં માની લે છે; જે લોકો વધારે ગંભીર હોવાનો ડોળ કરતા હતા તે લોકો આવાં લક્ષણોનાં ન જડતાં કારણોને શારીરિક (માનસિક નહિ) માનવા લાગ્યા. તે બધાથી ઊલટું ફ્રૉઈડે એવો સિદ્ધાંત રજુ કર્યો કે માનસિક લક્ષણોનાં કારણોની પરંપરા તૂટતી દેખાતી હતી. તે જાગ્રત માનસનાં કારણો પૂરતી તેવી લાગતી હતી; એટલે જો આપણે એમ સ્વીકારીએ એવાં બીજાં કારણો છે જે અજાગ્રત છે તો આ કાર્યકારણની પરંપરામાં ક્યાંય ખાલી સ્થાન પડે નહિ. શરૂઆતમાં માત્ર હિસ્ટીરીઆનાં લક્ષણોના ખુલાસા આપવા માટે જ રજુ કરેલા આ સિદ્ધાંતનું સત્ય પાછળથી જ્યારે બીજા અનેક માનસિક રોગોનાં લક્ષણોનો ખુલાસો તેનાથી મળ્યો ત્યારે બરોબર પુરવાર થયું. ખરી રીતે આ સિદ્ધાંતે એક નવા જ પ્રદેશનાં દ્વાર ઉઘાડી નાખ્યાં હતાં. અનેક પ્રકારના માનસિક રોગો હવે સમજાવા લાગ્યા એ તો ખરું જ; ઉપરાંત સમધારણ માનસની પ્રક્રિયાઓ ઉપર પણ પ્રકાશ પડ્યો. સ્વપ્નોનું સ્વરૂપ પહેલી જ વાર સમજાયું. જાતીય આવેગનો વિકાસ અને ખાસ કરીને બાલમાનસમાં તેનાં થતાં દશાંતરો સ્પષ્ટ થયાં. વાતાવરણ અને બાલકોનો વિકાસ એ બેના સંબંધ વિશેના આપણા વિચારોમાં ધરમૂળથી ફેરફાર થયો. તે જ પ્રમાણે વ્યક્તિ અને સમષ્ટિ વચ્ચેના સંબંધનું આપણું જ્ઞાન ઘણું સમૃદ્ધ થયું—જે જ્ઞાન કદાચ ભવિષ્યમાં કેળવણીના નવા પાયા રચે અને બાલકોના દોષોની આપણી ચિકિત્સામાં ફેર કરે. બીજી દિશાઓમાં પણ નવા પ્રદેશોનાં દર્શન થવા લાગ્યાં જેનાથી ધર્મ, રમતો, કલા વગેરેની પછીતે રહેલાં કારણોની આપણને ઝાંખી થવા લાગી.

પણ આ નવા પ્રદેશમાં શું શું પડ્યું હતું તે જોવા જાણવા માટે કેવળ સિદ્ધાંત ઉપરાંત બીજા કશાકની પણ જરૂર હતી. એક સાધન પણ હોવું જોઈએ; કોપરનિકસના સિદ્ધાંતો સાથે ગૅલીલિયોનું ખગોળદર્શક યંત્ર પણ જોડાવું જોઈએ; ફ્રૉઈડના આ સિદ્ધાંતની સાથેનું સાધન તે પ્રયોગકર્તા અને તેનાં વિષય વચ્ચેનો સંબંધ એ હતું. ફ્રૉઈડે એક એવી પદ્ધતિ શોધી કે તેની મદદ વડે પ્રયોગ કરનાર તેના વિષયના માનસમાં જોઈ શકે. પણ પ્રયોગકર્તાના માનસિક સ્વરૂપ તરફ પણ તેણે ખાસ ધ્યાન આપ્યું. બીજાના માનસમાં શું થઈ રહ્યું છે તેનું નિરીક્ષણ કરનારનું માનસ બીજા કોઈ પણ વૈજ્ઞાનિક નિરીક્ષક જેવું જ હોવું જોઈએ. આવો માણસ તટસ્થ છતાં ગ્રહણ કરવા તૈયાર હોવો જોઈએ; તેનું મન પૂર્વગ્રહશૂન્ય છતાં વેધક દૃષ્ટિવાળું હોવું જોઈએ; તેણે નિશ્ચલ રહ્યા છતાં નિરીક્ષણ કર્યા કરવું જોઈએ. લાગણીપ્રધાન થવું ન જોઈએ છતાં ઉદાસીનતા પણ સેવવી ન જોઈએ. વળી આવા પ્રયોગકર્તાએ પોતે જે જોવા ઇચ્છતો હોય તે જ અથવા પોતે જે જોવું જોઈએ એમ લાગે તે જ જોવું ન જોઈએ, પણ રોગીના માનસમાં જે ખરેખર હોય તે જ જોવું જોઈએ. બીજી સામાન્ય બાબતોમાં પણ ખાસ મનોદશા પ્રાપ્ત કરવી તે માણસ માટે સુલભ નથી જ; પણ તેમાં યે જે માણસ બીજા માણસના માનસમાં ઊતરવા માગે તેને માટે તો આવી મનોદશા પ્રાપ્ત કરવાની મુશ્કેલી અનેકગણી વધી જાય છે. આવી મુશ્કેલીઓને કારણે જ આપણું માનસશાસ્ત્ર ફ્રૉઈડ જેવા મહાન વૈજ્ઞાનિક આવતાં સુધી બહુ પ્રગતિ કરી શક્યું નહિ. પણ પાયો નાખનારની શક્તિ ઘણી જ મહાન હોવાની

જરૂર છે પણ તેને અનુસરનારાઓનો માર્ગ પ્રમાણમાં સરળ બને છે. માર્ગમાં આવતી મુશ્કેલીઓ કયા પ્રકારની છે તે નક્કી કરવાનું અને તેમાંની ઘણીખરી અજાગ્રત અવસ્થાની હોય છે તેવું શોધવાનું ફ્રોઈડને માટે શક્ય હતું. દાખલા તરીકે, ચિકિત્સકના માનસમાં જ એવું કાંઈક હોય કે જેની બીકથી એવું જ કાંઈક રોગીના માનસમાં હોવાનું જોતાં કે સ્વીકારતાં તે અચકાતો હોય. આ ઉપરથી ચોખ્ખેચોખ્ખું જણાયું કે પ્રયોગકર્તા ચિકિત્સકે અમુક પ્રકારની પ્રાથમિક તાલીમ લીધેલી હોવી જોઈએ; વળી એ વિશ્લેષણ પદ્ધતિ જ એવા પ્રકારની હોય કે જે ચિકિત્સકને યોગ્ય માનસિક દશામાં રાખે. ફ્રોઈડના કાર્યની આ બાજુનું મહત્ત્વ ભારપૂર્વક જણાવ્યા કરવું જરૂરી છે કારણકે માનસશાસ્ત્રને પાછળ પાડી દેનારાં બળો ચાલુ જ રહેતાં હોય છે. શાસ્ત્રનું વસ્તુ ગૂઢ અને ભ્રામક હોય છે એટલું જ નહિ પણ તે વસ્તુને નિરખવાને સાધન પણ બગડી જવાનું સંભવિત રહ્યા કરે છે. કરેલું કામ ધૂળ મળવાનું અને થયેલી શોધો ભૂલી જવાનું જોખમ-જે બીજાં વિજ્ઞાનોમાં નથી-તે આમાં ખાસ રહેલું છે.

આ કારણથી ફ્રોઈડ માનસપૃથક્કરણની રોગ મટાડવાની શક્તિ બાબત બહુ ડિમડિમ ન વગાડવાનું ધ્યાનમાં રાખતો. અલબત્ત, આ શક્તિ ઘણી મોટી છે અને કેટલાક પ્રકારની માનસિક સ્થિતિ બીજી કોઈ પદ્ધતિથી સુધરી શકે તેમ નથી હોતી, તો પણ, આપણે બધા સમજીએ છીએ કે મટાડ એ કોઈપણ વૈજ્ઞાનિક શોધના સાચા માપક નથી હોતા. એવો મટાડ બન્ને પક્ષોના હાથમાં સરળ છતાં ખોટું હથિયાર મૂકે છે. એટલે આખરે તો તત્ત્વનું અને તેને લગતા નિયમોનું વધારે જ્ઞાન જ વિષમધારણતા અને અપૂર્ણતાઓને પહોંચી વળવાની આપણને શક્તિ આપશે. શરીરશાસ્ત્રમાં આમ જ બન્યું છે અને માનસ-શાસ્ત્રમાં પણ તેવું જ બને તેવો સંભવ છે. અને આપણા પોતાના માનસનું સાચું સ્વરૂપ પહેલવહેલું સમજાવનાર તરીકે ફ્રોઈડનું નામ અમર થશે.

●

## તુજમાં શું એવું ભર્યું

કરી નયન બંધ મ્હેં વિમુખ તુંથી થાવા ચહ્યું
તદા હૃદયનું દલેદલ ધરી છબી કાં રહ્યું ?
અને હૃદયથી ય દૂર હડસેલવાનું કર્યું
બન્યું જીવન શૂન્ય કેમ ? તુજમાં શું એવું ભર્યું ?

પ્રેમશંકર હ. ભટ્ટ

કે જે અહિંસાને ધર્મ સમજીને તેનું પાલન કરવાનો મહાપ્રયત્ન કરે છે. આખરે અહિંસા જ કામ આપવાની છે."

"મારી અહિંસામાં એટલી શક્તિ હજી મને નથી દેખાતી જેથી કરીને લોકો લશ્કરની આવશ્યકતા નથી એ વાત માને. જો આપણે સાચી અહિંસાથી સ્વતંત્રતા મેળવી હશે તો લશ્કરની જરૂર નહિ પડે. એમ બનવું અશક્ય નથી." અહિંસા તત્ત્વ પર જેમ ગાંધીજીની અખૂટ શ્રદ્ધા છે, તેમ લોકોની તાકાત ઓળખવાની વ્યાવહારિકતા પણ તેમનામાં છે.

આવાં તો અનેક ઉદાહરણો આપી શકાય. પરંતુ તેટલી જગ્યા નથી. ગાંધીજીનું ખરું વ્યક્તિત્વ આ પુસ્તકમાં કોઈને યે જોવા મળશે—માત્ર નિર્વિકાર દૃષ્ટિએ જોવું જોઈએ. સત્યનિષ્ઠા, ઉદારપણું, આત્મપ્રત્યય, પ્રામાણિકપણું ઇત્યાદિ ગુણયુક્ત એવી એક વ્યક્તિનું માનસ આ ગ્રંથમાં વ્યક્ત થાય છે. રાજકીય નેતા કિંવા તત્ત્વજ્ઞાની એ દૃષ્ટિએ હું તેમના તરફ નથી જોતો, મનુષ્ય તરીકે જ તેમના તરફ જોઉં છું. રાજકીય નેતા તરીકે તે સફળ થયા કે નહિ તે નક્કી કરવાનો મારો અધિકાર નથી. પરંતુ મારે મતે મનુષ્ય તરીકે તેમના જેવો પરિપૂર્ણ મનુષ્ય આજે ધરતી. પૂરેવ યોગ્યતા ન હોં રાજકીય ક્ષેત્રમાં તેમણે હિમાલય જેટલીઈ ને તેમને ફસાવવા અને પોતાનું કામ સ જેટલું મનોધૈર્ય અને પ્રામાણ્ય લક્ષણ સમજું છું. આ મારું કહેવું જેને ગ જોઈએ. "બુલો દરેકને વાર્તાને ખબર હોય એવા ગમે તે બુવાનું ઉદાહરણ નજર સા રાખવી અને તે ઋષિબાબાજીનું લક્ષણ ઠરાવવું. અને પછી ગાંધીજીમાં આરોપણ કરવામ પડતું. આવું શ્યાજીની પરીક્ષા કરવી. લગભગ પચાસ વર્ષો જેમણે રાજકારણના ખેલ ત્યારે ક્ષે ગાળ્યાં, અને તે ક્ષેત્રમાં પણ સત્ય અને અહિંસા એ તત્ત્વોના આચરણનો પ્રયોગ મોટેળ કરી દેખાડયો તેના કહેવામાં કંઈક મહત્ત્વ અવશ્ય છે એ વસ્તુ માન્ય કરવી એટલે 'બાબાવાક્ય પ્રમાણું' સમજવું એમ નહિ. એકાદ બુવાની જેમ લોકો પર મોહિની પાથરીને તેઓ પોતાની આસપાસ ભક્તગણ એકઠા કરે છે અને પોતાનાં તત્ત્વો તેમના પર લાદે છે, આ આરોપનો તેમણે 'પ્રસાદ–દીક્ષા'માં ઉત્તર આપ્યો છે. કેટલાક ઉતારા આપું છું તે સંદર્ભ સાથે કોઈ પણ વાંચી જાય. "લાખો લોકો મારી પૂજા કરે છે ત્યારે હું ગૂંગળાઈ જાઉં છું. આ પૂજા મને મીઠી લાગે છે અથવા એને લીધે હું એ પૂજાને યોગ્ય છું એવું મને લાગ્યું છે એમ કદી બન્યું નથી. મારો વિરોધ કરનારા પહેલાં હતા. અને આજે ય છે. તો યે મને તેમના પ્રત્યે રોષ નથી. સ્વપ્નમાં યે મેં તેમનું બૂરું ઇચ્છયું નથી. આને લીધે પુષ્કળ વિરોધી લોક મિત્ર બન્યા છે. . . . મારો ધર્મ તેમનું પણ હિત ઇચ્છવાનો અને પ્રસંગ આવ્યે તેમની યે સેવા કરવાનો છે. આ સિદ્ધાન્તનો મેં યથાશક્તિ અમલ કર્યો છે. તે મારા સ્વભાવમાં જ છે એમ મને લાગે છે."..."મારા સહવાસમાં આવેલા સર્વેએ મારા જેવા જ બનવું જોઈએ એવું મુદ્દલ નથી. તે ઇષ્ટ પણ નથી. એ તો નકલ કર્યા જેવું થાય. મારામાં જેટલું સારું હોય તેમાંથી જે જેટલું પચે તે જ લેવામાં સાર છે."... "તારી બુદ્ધિ મારું કહ્યું કબૂલ ન કરે ત્યાં સુધી તું તારે રસ્તે જા. મને ખબર છે કે તું સત્યની પૂજા કરનારી છે. એટલે આખરે તને સત્ય સાંપડશે જ."

ન કરો. પરંતુ કોઈ પણ સિત્તેર વર્ષના સામાન્ય મનુષ્ય પર જે આરોપ કરવાની કોઈ હિંમત નહિ કરે તે આરોપ ગાંધીજી પર કરવામાં આવે છે એના મૂળમાં વ્યક્તિદ્વેષ સિવાય બીજું શું હોઈ શકે? મહારાષ્ટ્રીય બ્રાહ્મણોએ આટલાં વર્ષો રાજકારણના ક્ષેત્રનો ઇજારો લીધો હતો તે હવે ગુજરાતી વાણિયાએ તેમની પાસેથી ખૂંચવી લીધો હોવાથી તે પાછો મેળવવાની યોગ્યતા આપણામાં નથી એ ભાન આપણામાં ન્યૂનગંડ ( inferiority complex ) ઉત્પન્ન કરે છે, તેને લીધે બીજાની કુચેષ્ટા કર્યા સિવાય આપણી પાસે બીજો માર્ગ રહ્યો નથી. રાજકીય દૃષ્ટિએ ગાંધીજી પર ટીકા કરવામાં ખોટું કશું નથી. પરંતુ ક્રોધ કિંવા દ્વેષના આવેશમાં મનુષ્ય તરીકે તેમના પર ગલીચ આક્ષેપ કરવાથી તો મહારાષ્ટ્રના કટ્ટર અભિમાનીને પણ ખોટું લાગે. 'प्रकृतिः खलु सा महीयसः सहते नान्यसमुन्नतिं यया' આ તત્ત્વ ઉત્કૃષ્ટ છે. પરંતુ બીજાની ઉન્નતિ સહન ન થવી ત્યારે યોગ્ય ગણાય કે જ્યારે તેને યોગે મનુષ્ય પરાક્રમ કરીને બીજાને માથે બેસે. પાછળથી પગ ખેંચીને નીચે પાડવામાં શી શૂરતા છે? કિંવા ફક્ત નિંદા કરતા રહેવામાં શી મોટાઈ છે? "Judge not lest ye be judged" આ ઈશુવચનનો અર્થ સ્પષ્ટ લક્ષમાં લેવો જોઈએ. આ વચન પરનું ગાંધીજીનું ભાષ્ય ટૂંકમાં આપીને આ લેખ પૂરો કરું છું. "'નહિ તો તમારો ન્યાય બીજા કરશે' એનો અર્થ આ છે કે આપણે એવા પ્રકારના ન્યાયપાત્ર દોષમાં પડીએ નહિ. ...જગતની સામે આપણે ઉદ્ધત ન બનીએ... દુનિયાની આગળ આપણે ક્ષુદ્ર છીએ. એટલે જ આપણે સાચે રસ્તે હોઈએ તો પણ દુનિયાને શિક્ષા કરવા બેસતા નથી, તેનો ન્યાય કરવા બેસતા નથી. ઊલટું જગતે કરેલી શિક્ષા અને ન્યાય આપણે મૂંગે મોઢે સહન કરીએ છીએ. એનું જ નામ અહિંસા...."

☆

# 'વિશ્વગીતા'માં ભાવએકતા

ઊર્મિલાબેન મુ. પરેલ

મહાકવિ નાનાલાલનું 'વિશ્વગીતા' નાટક એટલે પ્રચલિત નાટ્યકલાવિધાનથી અનોખી ભાત પાડતું નવીન રસસર્જન. એની પ્રવેશરચના એટલે છૂટાં છૂટાં ફૂલડાંનું રસમિલન. એ વીણ્યાં ફૂલડાં ગુંથવામાં સુંદર કલાવિધાન સધાયું છે. એ ફૂલગુંથણીમાં બીજવૃક્ષશાખા વિટપપત્રપુષ્પફલનાં પરંપરાનિયમન નથી; કે નથી એમાં શાકુન્તલની જેમ વાર્તાવસ્તુની કાર્યકારણસંકલનાની એકાગ્રતા. એ ફૂલગુંથણીમાં શ્રીમદ્ ભાગવત, શ્રીમદ્ ભગવદ્ગીતા કે ઋગ્વેદના સાદા પણ સૂક્ષ્મ કલાવિધાનનું અનુસરણ છે. ભાગવતના સકલ સ્કન્ધો અને ગીતાજીના ઘણાખરા અધ્યાય એક બીજાથી અનોખા હોઈ, એક બીજામાંથી કાર્યકારણમાલારૂપે પરિણમતા નથી, તેમ 'વિશ્વગીતા'માં પણ સઘળા પ્રવેશો જુદે જુદે સ્થળેથી લીધેલા હોઈ, એમાં વસ્તુએકાગ્રતાની કાર્યકારણસંકલના નથી. ટૂંકામાં, આ નાટકમાં નથી દેશકાલની એકાગ્રતા, કે નથી વાર્તાવસ્તુની એકાગ્રતા.

છતાં, એટલું તો વિવાદાતીત છે કે 'વિશ્વગીતા' એ અનુપમ કલાવિધાયકની અપૂર્વ કલાએ ગુંથાયેલ મણિ, મોતી કે ફૂલડાંની માળા છે. સહૃદયની બાહ્યદૃષ્ટિને સઘળા પ્રવેશો ભલેને પૃથક્ પૃથક્ ફૂલડાં જેવા દેખાય! પણ એની આંતરદૃષ્ટિને એ ફૂલડાં કોઈ ગૂઢ ભાવએકતાના દોરે પરોવાયેલાં દેખાશે. શ્રીમદ્ ભાગવતમાં જેમ કૃષ્ણચંદ્રની કથા મધ્યવર્તિની છે, એમ આ નાટકમાં શુકદેવજીનું યાત્રાભ્રમણ કંઈક અંશે "મધ્યવર્તી"ને સંકલનારૂપ છે. વળી શ્રીમદ્ ભાગવતમાં જેમ ગ્રન્થ સમગ્ર ઉપર ઉપદેષ્ટા ગર્ભજોગી શુકદેવજી વિરાજમાન છે એમ આ સમગ્ર નાટકના યે ઉપદેષ્ટા મહામુનિ પરમ સમર્થ યોગર્ષિ પતંજલિ છે: આમ છૂટા છૂટા પ્રવેશોને એક અખંડ દોરે સાંધવામાં આવ્યા છે; અને આખું યે નાટક કોઈ અદૃશ્ય ભાવએકાગ્રતાની રસસાંકળે સંગઠાયેલ છે. એ રીતે આ નાટકને તોરણશૈલીનું કહી શકાય.

અંધકારમાં, મોહમાં ઘસડી જતું સ્વરૂપ; અને બીજું, તે કલ્યાણકારી સ્વરૂપ. એ કલ્યાણકારી સ્વરૂપને ઓળખતાં આપણને આવડે તો જ આપણે આત્મસ્વાતંત્ર્યનો પંથ પામી શકીએ. કવિએ કરેલો દુઃખવિનાશનો એ કેવો સચોટ અંગુલિનિર્દેશ!

પ્રવેશ પાંચમામાં જગતમાં વ્યાપી રહેલ નારીપ્રતિષ્ઠાની અવમાનનાનું સૂચન થયું છે: દ્રૌપદીનાં ચીર ખેંચી કૌરવો પોતાના જ ભરતગોત્રની લાજ લૂંટવાનું મહા અનિષ્ટ કાર્ય આદરે છે. જ્યારે સતી સાધ્વી દ્રૌપદીને સભામાં ઘસડી લાવવામાં આવે છે ત્યારે દુર્યોધન કરતાં યે વધુ દુષ્ટ અને ધૃષ્ટ એવો શકુની પાંડવોના શોકાગ્નિમાં ઘી હોમે છે, પડતા ઉપર પાટુ મારે છે:

મહાવીર દુઃશાસન!
શું આણ્યું વળી આ રમકડું?

વળી જ્યારે પાંડવોને દ્રૌપદી સાથે તપોવન સેવવાની આજ્ઞા દેતાં સુજનતાનું ઉલ્લંઘન થાય છે ત્યારે પિતામહના મુખેથી સત્ય સરી પડે છે કે,

રાજવીને સજ્જન મટવાનો અધિકાર નથી.
રાજવી એટલે સુજનતાનું સંસારશિખર:
સત્પુરુષોની માળાનો મેર.

પણ પિતામહના એ શબ્દોની કંઈ અસર થતી નથી. આવી ક્રૂર પાશવી લીલા જોઈ ને અંધારપછેડો ઓઢેલો ચંદ્રરાજ કળકળી ઊઠે છે:

જોઈ–જોઈ ને હું તો થાક્યો આવું:
આજ નહીં અજવાળું અન્ધકારને.

વળી પ્રવેશના અંતમાં વિશ્વમાં પ્રવર્તતાં આવાં અઘોર પાપોનો ભાર વહતી યુગયુગ-દુઃખિણી વૃદ્ધા પૃથ્વી પરમાત્મનને ફરિયાદનું ગીત પોકારે છે:

હરિ! નેહને નેણલે ઝૂલાવી
ને દેવનાં દાન દીધાં;
પછી ભવને ભૂલામણે ભૂલાવી
કે પારકાં કેમ કીધાં?

આ પૃથ્વીની ફરિયાદ તે અનેક સત્યપ્રિય સંતોની ફરિયાદ. ખરું જોતાં દ્રૌપદી તે પૃથ્વી અને પૃથ્વી તે ભારતી–એમ આપણે માની લઈએ તો તેમાં કંઈ ખોટું નથી. પાપી આત્માઓ ભારતીની ઉજ્જ્વલ કીર્તિને કલંક નથી લગાડતા તો બીજું શું કરે છે? અને એ પાપીઓને ઉપદેશ કરવા જતાં પિતામહ જેવા પુણ્યાત્માઓને કોણ દાદ આપે છે?

ખરેખર, આ વૃદ્ધા પૃથ્વીની ફરિયાદના ગીતમાં પહેલા અંકના પાંચે પ્રવેશોમાં આવેલી ભાવનાનો ઉપસંહારનું દર્શન થાય છે. આ રીતે આ અંકમાં ખાસ કરીને વિશ્વની સ્થિતિ સમજવાનો પ્રયત્ન થયો છે.

હવે બીજા અંકમાં કવિએ કંઈક ઉત્તમ તત્ત્વ લાવવાનો પ્રયત્ન કર્યો છે. જેમ મંથનથી દેવોને અમૃત તેમજ વિષ લાધેલું તેમ આ અંકમાં કવિએ 'પરાપૂર્વનાં મંથન' યોજી તેમાંથી જગતનાં વિષ અને અમૃત બતાવ્યાં છે; જગતમાં પાપ છે તો તેની સાથે પુણ્ય પણ છે એ બતાવવાનો પ્રયાસ કર્યો છે.

પ્રવેશ પહેલામાં અસુરો અને દુષ્ટોનાં ટોળેટોળાંથી ઉભરાતી પૃથ્વી ઉપર અશ્રદ્ધા, મોહ, દુરાચાર વગેરે વધી પડ્યાં છે તો એવા પ્રસંગે ...

આવશ્યક છે, તેનાં અમોલાં દાન સારો યે સિદ્ધસંઘ મર્ત્યલોકના સુબુદ્ધિઓને; મેધાવીઓને સહૃદય અર્પે છે. આમ વિશ્વમાં ઈષ્ટ વસ્તુઓ પણ પ્રવર્તે છે, છતાં એ જનકલ્યાણ અર્થે અર્પાયેલ મંત્રોનાં ઋણ જો જગત ન વાળી શકે તો જગતનો સંહાર થાય એ ભય શુકદેવજીને કમકમાવે છે, કારણકે તે જાણે છે કે,

> દેવાના હવિ દેવોને વાળનાર
> પૃથ્વીમાં કેટલાક છે આજ પુણ્યાત્માઓ?

અને તેથી જ તે કહે છે:

> કેટકેટલાંક કરશે પૃથ્વી આવાં દેવાં?

સિદ્ધિઓમાં અસંયમી એવા આ જગતનાં ઘોર સંહારનાં ગીત સાંભળી શુકદેવજીને વિશ્વના પ્રલયકાળની આગાહી થાય છે, કારણકે જગતમાં તો,

> દેવત્વ ઓસર્યાં મનુષ્યનાં
> ને પશુતા પાંગરી ઉઠી.

શુકદેવજીના આ શબ્દો ક્રોધાવેશમાં બોલાયેલા અર્થવિહીન નથી; તેમાં તો મહાન સત્ય છુપાયું છે. વિશ્વમાં વ્યાપી રહેલ પાપાચારનું–વર્તમાન જગતના રોગનું–એમાં ગૂઢ સૂચન છે.

પ્રવેશ બીજામાં શંકરાચાર્યના એકપક્ષી અનુસરથી જગતને અન્યાય થવાની સંભાવના રજૂ થઈ છે. ત્યારે બીજા પક્ષનો અનુવાદ આવશ્યક હોવો જોઈએ તે કયો? શંકરાચાર્ય પોતે જ કબૂલે છે:

> માતૃતત્ત્વનો અજ્ઞાની રહ્યો.

અને તેથી જાણે,

> વેદોના ઉચ્છેદી,
> સંસારવિધાન ઉત્થાપ્યું,
> સનાતન શાસ્ત્રમંડાણ ઉવેખ્યું.

આમ નરતત્ત્વના અનુભવી પણ નારીતત્ત્વથી અજાણ એવા શંકરાચાર્ય શાસ્ત્રને ઉત્થાપે; વર્ણાશ્રમની વાડીઓના પાયા ઉચ્છેદે એમાં નવાઈ નથી. આ રીતે કવિને જગતના રોગ સામે જે કંઈ કહેવાનું છે તે એ કે કોઈને –ખાસ કરીને સંન્યસ્તને– સંસારવિધાન ઉત્થાપવાનો અધિકાર નથી; તેણે તો ગૃહસ્થાશ્રમની ઉદાત્તતા સ્વીકારવી જ જોઈએ.)

પ્રવેશ ત્રીજામાં,

> તમસાને આરે નિષાદ,
> ને ગોદાવરીને આરે રાવણરાજ?
> યુગયુગને ખોળે કાં અવતરે છે
> એવા દામ્પત્યઉચ્છેદતા બ્રહ્મરાક્ષસો?

પૃથ્વીની આ સનાતન ફરિયાદ દ્વારા સંસારના સનાતન સિંહાસન જેવા દામ્પત્યના ઉચ્છેદનું મહાપાપ દર્શાવાયેલ છે; જો કે એ પાપના ઉચ્છેદ માટે જગતમાં વાલ્મીકિ જેવાઓ અવતરે છે એવું સૂચન

> નિષાદો ઉચ્છેદશો જગદામ્પત્યને,
> ને મહામુનિઓ માંડશે સદા
> દામ્પત્યપ્રતિષ્ઠાના વિશ્વસમારંભ.

એ શબ્દો દ્વારા થાય છે.

પ્રવેશ ચોથામાં જગતની ભમરાળી સૌંદર્યોપાસનાથી નિપજતાં અનિષ્ટ તત્ત્વોનું ગૂઢ સૂચન છે. રંભા એક સૌંદર્યોપાસક રસિક રાજના શબ્દો કહી જતાવે છે કે,

ઝાલવા તો જાઉં છું સૌંદર્યને,
ત્યાં કરમાં ઝલાય છે શરીર:
પીવા જાઉં છું રસને,
ત્યહાં પીવાય છે પાર્થિવતા.

રંભાના આ શબ્દો તે શું વિશ્વમાં ભ્રમમાં ભમનાર માનવીને નથી બંધ બેસતા? વિશ્વમાં મોહને પ્રેમ માનવાનો ભ્રમ શું નથી પ્રવર્તતો? પણ હા, સાથે સાથે વિશ્વમાં દેહપરસૃષ્ટિના વાસી શુકદેવજી સમા મહાપુરુષો પણ જગતમાં વસે છે એવું આ પ્રવેશદ્વારા સૂચન થતું હોય એમ લાગે છે; અને એ શુકદેવજી તે જાણે,

તરસ્યા એ વાદળીને તીર
વિહંગરાજ તરસ્યા ઉડે રે.

તરસ્યા એટલે જલવિહોણા નહિ; તરસ્યા એટલે જલ છે છતાં નથી પીતા એવા. અને એ જલ એટલે જ દુનિયાનો સુખભોગ, વિશ્વની પાર્થિવતા. જગત એ શુકદેવજીસમ બની રહે તો? જગતના એક રોગનો એ કેવો કપરો પણ સુંદર, સુભગ ઉપાય!

પ્રવેશ પાંચમામાં જગતમાં કુકર્મો કરનાર પાપીઓ વસે છે તો સત્કર્મો કરનાર પયગમ્બરો જેવા પણ વસે છે એવું સૂચન છે. આ પ્રવેશમાં પ્રસંગ એ છે કે જગતભરના પયગમ્બરોના કલ્યાણધ્વજ એકત્ર થયા છે એવી પયગમ્બરોની સભાગાં દુઃખિણી પૃથ્વી ફરિયાદ પેશ કરે છે:

આટઆટલા સૂરજ ઉગ્યા માનવલોકે
હોય અન્ધારાં કેમ ન અજવાળાં થયાં?

જવાબમાં, દેવપુત્ર ઈશુ ખ્રીસ્ત પૃથ્વીને સાધુસન્તો, પુણ્યશાળીઓ, ઋષિગણો, બ્રહ્મ-શાણાઓ વગેરેની જમાતોથી સંતોષ કેમ નથી થતો એમ પૂછે છે. પણ પૃથ્વી એ જમાતોથી તો પોતાનું સૌભાગ્ય લેખે છે, છતાં એની ફરિયાદ તો એ સૌભાગ્યના આનંદથી પરિતોષામ તેમ નથી; જગતમાં દુઃખના ઉકરડા ઉભરાય છે એ ફરિયાદ તો જારી જ રહે છે. છેવટે દરેક પયગમ્બરને પોતે કરેલી વિશ્વસેવા અધૂરી હોઈ નિષ્ફળ નીવડયાની પ્રતીતિ થાય છે. તો હવે પૃથ્વીનાં અઘોર દુઃખો નિવારવા સકલ પયગમ્બરમંડલ 'સર્વકલ્યાણ'ની ભાવના રજૂ કરવા સર્વધર્મસમન્વય સાધવાની તૈયારી બતાવે છે.

આમ ભૂત અને વર્તમાનની દુર્દશાભરી પરિસ્થિતિ નિહાળતાં સર્વધર્મસમન્વય જ ઉત્તમ છે એવી અજોડ ભાવનાનું બ્યાન પયગમ્બરોના મોંમાં મૂકીને કવિએ તેની મહત્તા સચ્ચાઈ વધારી દીધી છે. અને જ્યારે એ 'સર્વકલ્યાણ'ની અમૃતાક્ષરીએ અંકિત થયેલ બ્રહ્મજ્યોતિ પ્રગટશે ત્યારે જ બ્રહ્મમહેલના ચોકમાં આનંદ આનંદ થઈ રહેશે, અને દિશા-ઓનાં દેવી ગાશે કે,

જગતમાં જાગી પૂરણ જ્યોત!
પ્રગટિયો વિશ્વજ્યોત પ્રદ્યોતઃ
જગતમાં જાગી પૂરણ જ્યોત.

કવિએ આમ આ અંકમાં વિશ્વનાં ઇષ્ટાનિષ્ટ તત્ત્વોનો ઉલ્લેખ કરી ક્યાંક ક્યાંક અનિષ્ટના સાચા ઈલાજનો નિર્દેશ પણ કર્યો છે.

અંક ત્રીજાના અંત ભાગમાં કવિ આપણને ત્રિકાલથી પર એવી કોઈ શાશ્વતતા તરફ નજર નાખવા પ્રેરે છે. અને નાન્દીમાંના ભગવાન પતંજલિના,

ભજવો નટવરની નટલીલા,
વિરાટની ઉછળતી છોળોનાં નર્તન.

એ શબ્દો નોંધપાત્ર છે, કારણકે પહેલા બે અંકમાંની બાબતો તથા ઘણુંખરું આ અંકમાંના પણ પ્રથમ ચાર પ્રવેશની બાબતો તો વિરાટની મહાલીલાની ઉછળતી છોળોનાં નર્તન જેવી છે એવું કવિએ આ અંકના પાંચમા પ્રવેશદ્વારા બતાવ્યું છે. આમ આપણે પ્રથમ તો પહેલા ચાર પ્રવેશમાંની વિરાટલીલાના અંશ જેવી વિશ્વહેલાતી બાબતો જોઈ લઈએ.

પ્રવેશ પહેલામાં યોગ અને સૌંદર્યનો રણસંગ્રામ રજુ થાય છે. જોગીરાજ શુકદેવને સંયમના-બ્રહ્મચર્યના ઉત્તુંગ શિખરેથી ધકેલી પાડી વિજયગર્વની લહાણ લેવા માટે રંભા અનેક મોહ ઉપજાવે એવી ચેષ્ટાઓ કરે છે, પણ પદ્મિની શું ગર્ભજોગીનું હૃદય રંભાનાં કામજલથી ભીંજાતું નથી. રંભાનાં વિકારી પ્રલોભનો ગર્ભજોગીના અડગ મનોબળ આગળ શું કરી શકે? પરિણામે રંભાની મોહભરી ચેષ્ટાઓ તથા તેનું વાક્ચાતુર્ય ગર્ભજોગીના અખંડ જોગ આગળ પરાજય પામે છે.

આમ આ પ્રવેશદ્વારા જગતમાં સાચા તપોબળથી સૌંદર્યનું આકર્ષણ, માયા, વાસના, વિકાર વગેરેને જીતી શકવાની શકયતા છે એવું સૂચન થયેલ છે. જગતમાં ગર્ભજોગી જેવા શું ન સંભવી શકે?

(પ્રવેશ બીજામાં પ્રથમ તો કવિ નવયુગની નવસ્મૃતિ રચનાર કોઈ નવમનુ મહારાજ જ જોઈએ એવી સમન્વયવાદી-catholic-ભાવના રજુ કરે છે. યુગનો અધિષ્ઠાતા યુગદેવ છે તેથી એટલું તો જગતમાં આવશ્યક જ છે કે,

ક્ષણક્ષણ પલટાતી જલલહરી પેઠે
સંસારમાર્ગો યે યુગે યુગે નવલા.

બીજું, આ યુગમાં સંસારમાં જે અનેક વિષમ રોગો ફાટી નીકળ્યા છે તેને પારખવાનો કવિએ આ પ્રવેશમાં પ્રયાસ કર્યો છે. જગતમાં માનવતાનો વિનાશ થવાથી અને પાશવી વૃત્તિ પાંગરી ઊઠવાથી કવિહૃદય જલી ઊઠે છે. કેવળ પાશવીલીલા કરતાં તો મોટાશું લગ્ન જ સારાં છે એ કવિહૃદયની ઊંડી અને સાચી ભાવના છે. આ વધતા જતા વિલાસના યુગમાં, સડતા જતા સંસારના સુધારાની મૂળભૂત વસ્તુ તે લગ્ન; કારણકે,

એકેક લગ્ન એટલે એકેક સંસાર.
લગ્નઉચ્છેદ એટલે સંસારનો ઉચ્છેદ.

જગત જ્યારે આ ભાવના સમજતું થશે ત્યારે જ પાપોનો ભાર ઓછો થશે. બ્રહ્મચર્યને સંસારની માઝા તરીકે પળાશે, ગૃહસ્થાશ્રમને સંસારના અધિસ્થાપન તરીકે લેખાશે, પશુના નહિ પણ માનવતાનો જ્યારે સત્કાર થશે, ત્યારે જ જગતમાં ઉજ્જવળ પ્રભાત ઊગશે, ત્યારે જ વિશ્વને આંગણે સોનાનો સૂરજ ઊગશે. આમ વિશ્વને વિલાસની ખાઈમાં પડતું અટકાવવા માટે માનવજાતને બરાબર સમજતું જોઈશે, અને જીવનમાં ઉતારવું જોઈશે કે,

જગતનું પરમ સત્ય છે સંસાર,
ને સંસારનું પરમ સત્ય છે દામ્પત્ય.

પણ હા, જૂના યુગની લમેરીતિ આ યુગને ન ગોઠે એ સાચી વાત છે, પણ એથી કંઈ એવી જૂનવાણી રૂઢિઓનો સદંતર નિષેધ કરી કોઇ મનસ્વી અન્ય માર્ગ લેવો એ એકંદરે ઇચ્છનીય નથી. એ તો જેનામાં નવસર્જનનાં સર્જનસામર્થ્ય હોય એ જ રૂઢિનો ધારે તો કદાચ વિચ્છેદ કરી શકે. બાકી સાધારણ માનવીઓ એ સંસારના રાજમાર્ગને ઉચ્છેદવા વલખાં મારે એ કેવળ બેસવાની ડાળ કાપવા જેવું છે. તો એ રૂઢિનો સદંતર ત્યાગ ન કરવો તો બીજો શો ઉપાય ? એ જ કે રૂઢિને જીર્ણ જેવી લાગતાં તેનો ઉદ્ધાર કરવો, તેને સુધારવી, કારણકે,

સંસારીઓએ સંસારમાં ઓઢેલાં
સ્મૃતિ એટલે સંસારવસ્ત્રો.
જીરણ ઉતારવાં તે નવાં પહેરવાંને.

પ્રવેશ ત્રીજામાં વિશ્વઅવધૂતોના શબ્દોમાંથી વિશ્વનાં ઇષ્ટ અને અનિષ્ટ તત્ત્વોનું દર્શન થાય છે:

સંસારસાગર ભર્યો વિષઅમૃતે આ,
જામ્યું સુરાસુરનું મન્થન નીરમાં, હા !
મોજાં પ્રચંડ ઉછળે ભવલોઢ શાં, ને
ડૂબે જહાજ કંઈ, કો તરી ઉતરે ત્હાં.

વિશ્વમાં કેટલા યે પાપીઓ વસે છે, કેટલા યે દુષ્ટો આણે સંચરતી નવવધૂલહરીના સૌભાગ્યશણગાર લૂંટવા જેવાં અધમ કાર્યો કરે છે, કેટલા યે આત્મભૂખ્યા પાપીઓ પાપ-કુંડમાં સડ્યા કરે છે. આમ વિશ્વમાં આવાં આવાં અનિચ્છનીય તત્ત્વો પડ્યાં છે, તો સાથે સાથે વિશ્વઅવધૂતો જેવા પણ જગતમાં આવીને કેટલાં યે પુણ્ય કર્મો આદરી વિશ્વનાં અનિષ્ટો ઓછાં કરવા મથે છે. આ વિશ્વઅવધૂતો એટલે જ વિશ્વસેવાના ભેખધારી એવા સંતો, યોગીઓ, મહાત્માઓ, કવિઓ વગેરે. એમને મન જિંદગી એટલે જ કલ્યાણયાત્રા.

પ્રવેશ ચોથામાં જીવનને કલ્યાણયાત્રા માનનારો, સૌંદર્ય અને મૃત્યુલોકની ઇતર સ્થૂલ ભાવનાઓથી નહિ લલચાય એવો કોઈ મુમુક્ષુઓનો ઊંચે ઊંચે ઊડ્યે જતો વર્ગ જગતમાં વસે છે એનું સૂચન છે. કવિ એવા અનેક મુમુક્ષુઓને પાંચમા પ્રવેશમાં ભેગા કરી વિરાટનું મંગલદર્શન કરાવે છે) એ રીતે આ પ્રવેશ પાંચમા પ્રવેશ માટેની ભૂમિકા રચતો હોય એવો છે.

પ્રવેશ પાંચમો કદાચ એક પહેલાના પ્રવેશ ચોથામાંની

આકાશવાણી : એ ચાંડાલિણીનાં લક્ષ્મીજી સરજાય
તો માનવીનાં સિંહાસન મંડાતું
પરબ્રહ્મને પડખે.
અજામિલનું ભૂત: એ તો દીધાં અશક્યનાં આમન્ત્રણ.
આકાશવાણી : અજાણ્યાં છે આતમબલનાં અવધાન
પૃથ્વીમાં પરિષવાસીઓને.
ઉડીને જો કે કેટલુંક ઉડાય છે.

એ માન્યતાને આધારે યોજ્યો હોય એમ લાગે છે. ખરું જોતાં માયાસાગર મીઠો છે કારણકે એમાં અમૃત છે. જો કે સાથે સાથે તેમાં ઝેર પણ છે. પરંતુ એ માયાસાગરમાં

રચ્યાંપચ્યાં માનવોને ઝેર જ લાધે છે, એમની માની લીધેલી અશક્તિને લીધે એમને અમૃત લાધતું નથી, એમાં મહામાયાનો શો વાંક? અને તો પછી એ મહામાયા પરબ્રહ્મનું એક અંગ છે એથી પરબ્રહ્મનો પણ શો વાંક? અને તો પછી પરબ્રહ્મનો મહારાસ તો બ્રહ્માંડતારણનો જ છે, એમાં કોઈને શી શંકા? એ મહારાસનાં અમૃત તો કલ્યાણકારી જ છે એમ કોણ નહિ કહે? અને આખરે તો જગતનું દુઃખ વિરાટની લીલાના એક અંશરૂપ જ છે ને? તો પછી એનો શોક શે ઘટે?

આ રીતે કવિએ આ પ્રવેશમાં 'નટવરની નટલીલા'નું વિરાટદર્શન કરાવ્યું છે, અને બતાવ્યું છે કે જગત પરના કવિઓ, સંતો, મહાત્માઓ, યોગીઓ, પયગમ્બરો વગેરે તો પરબ્રહ્મના મહારાસમાં માત્ર સૂર જ પુરાવી રહ્યા છે. વિરાટની લીલા સમીપે તો એ સઘળા વિશ્વસેવાના ભેખધારીઓનાં કાર્યો તો એક નાનકડા અંશ જેવાં છે. તો એ રીતે એ લીલા આગળ જગતનાં દુઃખ શા વિસાતમાં?

(આમ સારા યે નાટકના પ્રવેશોનું પૃથક્ પૃથક્ અવલોકન કરતાં જણાય છે કે કવિએ આદિથી અંત સુધી વિરાટલીલાના એક અંશરૂપ એવાં વિશ્વનાં ઇષ્ટાનિષ્ટ તત્ત્વો દર્શાવ્યાં છે. કવિએ જમાનાનો પોકાર ગાયો છે, વિશ્વની ચેતનશૂન્યતા ગાઈ છે, સંસારને ચડેલા ઝેર તરફ અંગુલિનિર્દેશ કર્યો છે. કવિ આટલેથી જ માત્ર નથી અટક્યા. જ્યાં જ્યાં એમને ફાવ્યું છે ત્યાં ત્યાં એમણે સંસારના રોગની ઔષધિ બતાવી છે, આત્માનાં ઓસર્યાં જોબન પાછાં આણે એવો કાવ્યરસ રેડ્યો છે, થાકેલાંને પ્રેરણાની પાંખો પ્રગટાવવા ગુંબેશ ઉડાવી છે, પત્થરને પીગળાવે ને રસાર્દ્ર કરે એવો પ્રયાસ આદર્યો છે. આમ દેખીતી રીતે જુદા જુદા પ્રવેશોમાં કવિ અપૂર્વ ભાવએકતા સાધી શક્યા છે એની આટલા લખાણ પછી કોઈને શંકા ન જ સંભવે.

વળી, નાન્દીમાં ભગવાન પતંજલિ કહે છે:

> હજી તો નથી લાધ્યું મ્હને
> પાતંજલ યોગદર્શનનું એ પરમ સૂત્ર.

અને આખા યે નાટકમાંની ચર્ચા બાદ એ ગૂંચવણનો અંત આવતાં ભગવાન પતંજલિ રાચે છે:

> મ્હને યે લાધ્યું યોગનું પરમ સૂત્ર:
> यो गः चि त्त वृ त्ति नि रो धः

આ રીતે કવિએ આ એક સળંગ ભાવના રજુ કરતું નાટક છે એ બતાવવા પ્રયાસ કર્યો છે.

છેવટે, આ આખું નાટક વાંચ્યા પછી કોની નજર સન્મુખ અન્ધકારમાં અથડાતા વિશ્વને કલ્યાણપંથે અંગુલિનિર્દેશ કરી તેજરેખા દોરતા કવિનું તાદૃશ્ય ચિત્ર ખડું નહિ થાય? અને જેને આ અપૂર્વ અનુભવ થશે તેના મોંમાંથી કવિની જ કેટલીક પંક્તિઓ, થોડા ફેરફાર સાથે, કવિને વહાલભરી અંજલીરૂપે સરી પડશે કે,

> જ્યોતિ ઝીલી પરમભાવ સરસ્વતીની,
> સત્કારી સપ્રભ વિશાલ કૃપાની ધારા,
> માંડી સિંહાસન પછી કવિ કાવ્યદેશે,
> કલ્યાણપંથ કનકાંગુલિથી ઉજાળે. *)

* આ લેખ લખવામાં મારા અધ્યાપક પ્રો. અનંતરાય મ. રાવળની મદદ મેળવી શક્યો છું તે માટે તેઓશ્રીનો આભાર માનું છું.




**જીવનનો આનંદઃ**—( કલા અને કુદરતવિષયક લેખો ) લેખકઃ દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર. પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. મૂલ્ય રૂા. ૧–૮–૦

'કાલેલકરના લેખો' પ્રગટ થયા ત્યારથી આપણા નિબંધસાહિત્યના પ્રદેશમાં કાકાસાહેબે પગલાં માંડ્યા, અને આજે તો એમના અનેક ગ્રન્થોદ્વારા એમણે આપણા નિબંધના પ્રદેશને સર કર્યો છે, એમ નિઃસંશય કહી શકાય. આ સંગ્રહમાં 'સૃષ્ટિનું રહસ્ય' જેવા પાંચ પંક્તિના ગદ્યમુક્તકોથી માંડીને 'કલાઃ એક જીવનદર્શન' જેવાં સુદીર્ઘ ગદ્યકાવ્યો સુધીના, બધા ( ગદ્યકાવ્યના ) પ્રકારોનો સમાવેશ થયો છે.

આ સંગ્રહમાંનો પ્રથમ નિબંધ વાંચતાં જ કાકાસાહેબ મોહક વાતાવરણ જમાવે છે, કે જે વાતાવરણ, આપણે આ સૃષ્ટિમાંથી ઉપાડી, આપણી આજુબાજુની જ પણ, આપણને નવી જ લાગતી કોઈ સૃષ્ટિમાં ઉપાડી જાય છે, અને એ વાતાવરણની ધૂન વા મસ્તી આપણને 'જીવનનો આનંદ' પ્રત્યક્ષ કરાવે છે.

આ પુસ્તકમાંના નિબંધોનું કાકાસાહેબે 'પ્રકૃતિનું હાસ્ય' 'અનંતનો વિસ્તાર' 'નિવૃત્તિમાં નિરીક્ષણ' 'રખડવાનો આનંદ' અને 'જીવનનો એોપ' એમ પાંચ ખંડોમાં વર્ગીકરણ કર્યું છે. આ ખંડોમાં, પાંચમા ખંડના સઘળા નિબંધો કલા વિષે છે, જો કે એમના કુદરત વિષેના નિબંધોમાં પણ કલા વિષેના એમના વિચારો વારંવાર દૃષ્ટિએ પડે છે. જેમકે, 'कथं न रोयं अस्माभिः' વા "ક્રિયા કે કૃતિ' જેવા નિબંધોમાં, એમણે એમની કલાભાવના દર્શાવી છે. કાકાસાહેબના કુદરત અને કલાવિષયક સઘળા વિચારોનો અર્ક, વા સઘળી ભાવનાનું રહસ્ય એમના 'જીવનકલા' નામક નિબંધમાંથી મળી રહે છે. એટલે, આ પુસ્તકની પ્રસ્તાવના વાંચ્યા પછી, પ્રથમ, આ લેખ વાંચવાની અમે વાચકોને ભલામણ કરીએ છીએ. આ નિબંધમાં કુદરત વિષે તેઓ કહે છેઃ

> "છેક બાળપણથી કુદરતની ગોદમાં જ હું રમ્યો છું અને ઊછર્યો છું. છોકરાઓ કે મોટાઓ સાથે હું ઝાઝો ભળતો નહિ, પણ પશુપક્ષી અને ઝાડપાન સાથે જ વધારે દોસ્તી બાંધેલી. ડુંગરાઓમાં વહેતાં ઝરણાંઓને કાંઠે બેસીને તેમની સાથે અર્થવિહીન વાતો કરતાં પણ શીખેલો. . . . એક વખત અમે સાવંતવાડીને રસ્તે મુસાફરી કરતા હતા, ચન્દ્ર આથમવા આવ્યો હતો. રાતના બેનો સુમાર હશે. હું ગાડીમાં સૂતો સૂતો ચન્દ્રને જોતો હતો. ચન્દ્ર છેક ક્ષિતિજ પાસે આવ્યો અને તેના પર લાલ કાળાશ છવાઈ. આખી કુદરત ભારે ગમગીનીમાં પડી હોય એમ લાગી. કુદરતમાં સૌંદર્ય સાથે ભાવનાઓ પણ હોય છે એની છાપ તે દિવસે દશ વરસના બાળહૃદય પર પહેલવહેલી પડી."

આ અવતરણ પરથી કાકાસાહેબના નિબંધોમાં કુદરત સાથેની જે આત્મીયતા દેખાય છે, માનવ તરફ જે ચીઢ, કટાક્ષ અને પ્રહારો દૃષ્ટિએ પડે છે, તે સમજાશે. વળી, સામાન્ય

પ્રકૃતિનિરીક્ષક કરતાં કાકાસાહેબના લખાણના વૈશિષ્ટ્યનું રહસ્ય પણ આથી સમજાશે. આથી જ તાજમહેલ જોવા જતી વખતે, એમને તાજમહેલનો વિચાર સરખો ન આવ્યો, પણ એમનું ચિત્ત તો સૂર્યાસ્તના સૌંદર્ય નિરીક્ષણમાં જ ચોંટ્યું. આથી જ, કુદરતનાં પ્રત્યેક તત્ત્વમાંથી સુંદરતા તેઓની પારદર્શક અને વેધક દૃષ્ટિ ગોતી કાઢે છે. અને 'કાદવ' કે 'મધ્યાન્હ'ના સૌંદર્યનું તેઓ આલેખન કરે છે. એઓ આ ગ્રંથના પ્રથમ લેખમાં જ કહે છે કે "કુદરતનું એકે દર્શન એવું નહિ હોય કે જેમાં મને રસ ન પડતો હોય!" અને "તાડ પાછળનો ચન્દ્ર" 'ચીંચવડનાં પથરા', "પગલાંની લિપિ' વગેરે લખાણો એમના આ કથનના સત્યની સાક્ષી પૂરશે. આમ હોવાથી જ, એઓ કુદરતના સૌંદર્યનું વર્ણન કરતાં થાકતા જ નથી. એમનાં આ સર્વે લેખોને આપણે 'કુદરતનું કાવ્ય' કહી શકીએ. જો કે, કાકાસાહેબ 'કાવ્ય' શબ્દને અપરિચિત અર્થમાં—'સૌંદર્ય' શબ્દના પર્યાય તરીકે—વાપરે છે. એઓ કેટલાક લેખોને કાવ્ય જ કહે છે, જેમકે 'કાદવનું કાવ્ય' 'મધ્યાન્હનું કાવ્ય' 'દેવોનું કાવ્ય.' આ ઉપરાંત 'ઇન્દ્ર ધનુષ્ય એ વિધાતાનું વિલક્ષણ કાવ્ય છે' વા "ઇન્દ્ર ધનુષ્યમાં આટલું આકર્ષણ એટલું કાવ્ય એટલી માદકતા ક્યાંથી આવી હશે?" વા "સહેજ અર્ધો પોણો કલાક ફરવા જઈએ તો પથરાનું અદ્ભુત કાવ્ય નજરે પડે છે. (ચિંચવડના પથરા)" પરન્તુ, અહીં કાકાસાહેબ કુદરતના અસુંદર લાગતા ઉપેક્ષિત તત્ત્વોમાં અનાલેખ્ય સૌંદર્ય પડેલું છે, અને સામાન્ય મનુષ્યમાં એ સૌંદર્ય જોવાની દૃષ્ટિ નથી, એટલે તેવા સૌંદર્યતત્ત્વને કાકાસાહેબ કાવ્ય કહે છે. એટલે કાકાસાહેબ, આલેખ્ય વિષયને કાવ્ય કહે છે. અને કાકાસાહેબના અલંકારો, એમની કાવ્યમય શૈલી, એમનાં લખાણોની પ્રાસાદિકતા એ બધું જોતાં એમના આલેખનને પણ આપણે શા માટે કાવ્ય ન કહીએ?

કાકાસાહેબ જ્યારે કુદરતના સૌંદર્યનું ચિત્ર દોરે છે, ત્યારે એમની ચિત્રશક્તિ સોળે કળાએ ખીલે છે. પરંતુ, એઓ જ્યારે મનુષ્યકૃત તત્ત્વોનું આલેખન કરે છે, ત્યારે, એ આલેખન વિષય તો માત્ર અવલંબન રૂપે હોઈ, કાકાસાહેબનું લખાણ કાં તો 'તાજમહેલ'માં બન્યું છે તેમ ચિન્તનાત્મક બની જાય છે વા 'સોનાની ખાણ'માં બન્યું છે તેમ, માનવ-જીવન તરફ અને માનવની કુટિલતા તરફ કટાક્ષ વા પ્રહાર કરવા મંડી જાય છે. અને કેટલીક વાર તો એઓ અધ્યાપકની છટાથી કુદરત પાસેથી મનુષ્યે શું શું શીખવું જોઈએ તે જણાવે છે (જુઓ 'ક્રિયા કે કૃતિ').

જેમ કાકાસાહેબના કુદરતવિષયક લેખોનું રહસ્ય આપણને એમના 'જીવનકલા' નામક નિબંધમાંથી મળે છે, એમ એમના કલાવિષયક વિચારોનો અર્ક પણ આપણને એમાંથી મળે છે. તેઓ કહે છેઃ "કેળવણી પૂરી કર્યા પછી જ્યારે હું જીવનના અંગ પ્રત્યંગોનું મનન અને વિવેચન કરવા લાગ્યો ત્યારે જ મને કળાનું ભાન પહેલીવાર થયું, એનું મહત્ત્વ સમજાયું. મોજશોખ અને વિલાસમાં પડેલા લોકોનું જીવન કેટલું હીન, છીછરું અને દંભી હોય છે એનું ભાન તે પહેલાં જ થયેલું હોવાથી સાચી કલાનું સ્વરૂપ સમજતાં મને મુશ્કેલી ન નડી."

જેમ એઓ કુદરતનાં ખૂણેખૂણામાં પરિભ્રમણ કરે છે, તેમ કલાના પણ એઓ અંગપ્રત્યંગ તપાસે છે. અને અજંતાના કલામંડપો, જાપાનનાં ચિત્રો કે લોકસંગીત, વગેરે

સર્વે વિષયોનું એમની કલાદૃષ્ટિ સૂક્ષ્માવલોકન કરે છે. અને જ્યાં જ્યાં એમને કલાને નામે દંભ દેખાયો છે, ત્યાં એમણે જરા તીખા શબ્દોમાં પણ એમણે સત્ય કહ્યું છે જેમકે "ઘરના દીવાનખાનામાં હરણના માથાનું અથવા શીંગડાનું પ્રદર્શન કરનાર માણસ સૌંદર્યનો ઉપાસક ભલે ગણાય પણ એનું જીવન કલાશૂન્ય છે એમાં કંઇ શક છે ખરો ? પછી શત્રુની ખોપરીઓ ભેગી કરનાર તિબેટના લોકોને તમે જંગલી કેમ કહો ?"

કાકાસાહેબનાં લખાણોને રસમય બનાવનાર એમની શૈલી છે. એમની શૈલીમાં અલંકારો એમના લખાણના એક અંગ જેવાં આપણને લાગે છે., ઉપમા, ઉત્પ્રેક્ષા, કલ્પનાવિહાર બધું એમની શૈલીમાં આપણને મળે છે. એમની શૈલી, કેટલેક સ્થળે સંસ્કૃતપ્રચુર બની, જાય છે. ક્વચિત્ સૂત્રાત્મક પણ બને છે. પરન્તુ, એ ઉપદેશ વા એ સૂત્રો એમની શૈલીને લીધે જ આપણને અપ્રિય નથી લાગતાં. અને, આ શૈલીને લીધે જ, એક સામાન્ય કથન પણ એઓ, રસમય બનાવી શક્યા છે. દા.ત. ભુવનગિરિ નામક નિબંધમાં ગીતા વાંચવાની અને ભુવનગિરિ એવી બે વિરોધી વૃત્તિઓનો સંગ્રામ-તો પ્રત્યેક માનવીના હૃદયમાં પ્રતિક્ષણ થતો હશે, પણ કાકાસાહેબમાં એ વસ્તુ આકર્ષક લાગે છે તે એમની શૈલીના બળથી.

આ લખાણોથી ગુજરાતીઓને કુદરતી સૌંદર્યને જોવાની દૃષ્ટિ લાધે, અને એમની કલાભાવના છીછરી મટી વધુ સત્ત્વશાળી બને એવી અમે ઇચ્છા સેવીએ છીએ.

*જુઇ અને કેતકી*:—(સુંવાળાં અને કાંટાળાં ૩૪ ગ્રન્થવિવેચન) લેખક: વિજયરાય કલ્યાણરાય વૈદ્ય. પ્રકાશક: એન. એમ. ત્રિપાઠીની કંપની. કિંમત રૂ. ૨-૦-૦

એમના પ્રથમ વિવેચનસંગ્રહ 'સાહિત્ય-દર્શન'માં શ્રી. વિજયરાયે સાહિત્ય અને વાઙ્મય વિષયક સામાન્ય ચર્ચાઓ કરી હતી. અથવા અમુક યુગની લાક્ષણિકતાઓ દર્શાવી હતી, ત્યારે આ એમના દ્વિતીય ગ્રન્થમાં માત્ર ગ્રન્થવિવેચનો છે. આપણે ત્યાં જ્યાં સુધી વિવેચન સાહિત્ય વિકસ્યું નહોતું ત્યાં સુધી, આ બન્ને ગ્રન્થમાંના વિવેચનપ્રકારો કવિતા અને સાહિત્ય, નવલગ્રંથાવલિ, સુદર્શન ગદ્યાવલિ, વગેરેમાં બન્યું છે તેમ એક જ ગ્રન્થમાં એકત્રિત કરવામાં આવતાં, પરન્તુ, આજે જ્યારે આપણું વિવેચનસાહિત્ય સમૃદ્ધ થતું જાય છે ત્યારે આવું વિભાગીકરણ આવકારપાત્ર છે.

આ ગ્રન્થના નામકરણ વિષે તો એટલું જ કહીશું કે નવીનતાપ્રેમના આ યુગમાં પણ, નામ પરથી, પુસ્તક ક્યા વિષયનું છે તે, જાણવાની સગવડ વાચકને હોવી જોઇએ. અને, પોતાના લખાણને સુંવાળા વા કાંટાળા કહી તેને 'જુઇ અને કેતકી' એ નામ આપવું તેનાં કરતાં પોતાના ગ્રન્થનું નામકરણ તટસ્થ રીતે કરી, એમાંનાં લખાણો કેવાં છે તેનો નિર્ણય કરવાનું વિવેચકો પર છોડી દીધું હોત તો તે વધુ ઉચિત હતું એમ અમે માનીએ છીએ. અમે તો એટલું જ કહીશું કે સાચા વિવેચનમાં ખોટી સુંવાળપ પણ ન હોય. અથવા, તે અમુક પૂર્વગ્રહોને લીધે કાંટાળું પણ ન બની ગયું હોય.

આ સંગ્રહ વાંચતાં એમાંનું પ્રથમ તત્ત્વ આપણને આકર્ષે છે તે, એમાંનું વિવેચન-પદ્ધતિઓનું અને શૈલીનું વૈવિધ્ય છે. 'કાકાની શશી' 'કુસુમમાળાની દેવી' વગેરેમાં છે તેવી

સંવાદપ્રધાન, 'ત્રણેક શોધ'માં છે તેવી કથનાત્મક, 'ભજનિકા'ના અથવા 'કાવ્ય સમુચ્ચય'ના અવલોકનમાં છે તેવી સર્વગ્રાહી અને તલસ્પર્શી, 'બસો પાંચસો' શબ્દોમાં અથવા 'હજારેક' શબ્દોમાં' એ શીર્ષકવાળી, અમુક મર્યાદાથી અંકિત હોવાને લીધે વધુ સંક્ષિપ્ત, એમ વિવિધ વિવેચનપદ્ધતિઓ આપણને આમાં દૃષ્ટિએ પડે છે. આ સાથે પ્રત્યેક વિવેચનમાં અને વિશેષે કરીને જ્યાં, કંઈ કડવું કહેવાનું હોય ત્યાં, એમણે 'ઉગતી જુવાની'ના વા 'સંવાદમાળા'ના વિવેચનમાં થયું છે તેમ, પ્રસ્તુત સાહિત્ય સ્વરૂપની વિસ્તૃત અને પાંડિત્યભરી ચર્ચા પણ આ ગ્રન્થની લાક્ષણિકતા છે. 'ભજનિકા'ના વિવેચનમાં ભજનના સ્વરૂપની ચર્ચા, વા 'કાવ્યસમુચ્ચય'માં ગુજરાતી કવિતાની રંગદર્શી ચર્ચા, અથવા 'બે નવલિકાકારો'માં નવલિકાની ચર્ચા, કોઈ પણ અભ્યાસીને માર્ગદર્શન કરાવનારી છે. આમ છતાં, જ્યાં જ્યાં લેખકે, હાસ્યતત્ત્વ લાવવા સભાન પ્રયત્ન કર્યો છે, અથવા જ્યાં સંવાદ દ્વારા જ એમણે ગ્રન્થવિવેચન કર્યું છે, ત્યાં, વિવેચનમાં જે ગાંભીર્ય જોઈએ તે રહેતું નથી. અને તેથી તેમના વક્તવ્યની સચોટ અસર થતી નથી, અને, કેટલીક ગંભીર ચર્ચા પણ, હાસ્યને વા હળવી શૈલીના અગંભીર તત્ત્વો સાથે ઘસડાઈ જાય છે. એક જ દૃષ્ટાન્ત લઈએ. 'ઉગતી જુવાની'નું વિવેચન કરતાં, લેખક આરંભમાં જ કહે છે કે "નહિ રતિ, નહિ શૃંગારઃ નહિ ઉત્સાહ, નહિ વીરત્વ: નહિ શોક, નહિ કરુણા, માત્ર જેનો સ્થાયી ભાવ શમ છે, એવા ખાસ કરીને નાટક માટે હીનતમ શાંતરસની અહીં નિષ્પત્તિ છે." અહીં આખા વાક્યની જે અસર થાય છે, તે જ અસર છેલ્લાં વાક્યથી—એટલે ખાસ કરીને ત્યાંથી શરૂ થતા વાક્યથી—થઈ શકત. આવાં વાક્યોથી કથનના ગાંભીર્યને અને તેની અસરકારકતાને હાનિ થોડે અંશે પણ પહોંચે છે જ.

આમાંનાં પ્રત્યેક અવલોકનને લેખકે જે શીર્ષકો આપ્યાં છે, તે અવલોકન વિષે ઠીક માહિતી આપે છે. આમ આ પ્રકારનાં શીર્ષકો આપવાની પ્રથા, પણ, શ્રી. વિજયરાયમાં જ આપણે પ્રથમવેળા દૃષ્ટિએ પડે છે. 'ન કથીર ન કંચન' 'ત્રણેક શોધ' 'ભાષાન્તર કેવું ન જોઈએ' 'ચિતાની ઝાળ' 'ન્હાનાલાલ પ્રહારક અને વિરેચક' વગેરે શીર્ષકો વક્તવ્ય હાર્દમાં યોગ્ય રીતે પ્રવેશ કરાવે છે.

કેટલીક વેળા શૈલીને ઓપ ચડાવવાનો સભાન પ્રયત્ન કરતાં એમનાં લખાણોમાં કૃત્રિમતા પ્રવેશી ગઈ છે. અને આના દૃષ્ટાંત તરીકે 'પત્રકારનું નિવેદન'ના પહેલા ત્રણ ફકરા દર્શાવી શકાય.

આ વિવેચનોમાં એમના અનેક અભિપ્રાયો અને નિર્ણયો સાથે અમે સંમત થઈ શકતા નથી. પરંતુ, એની ચર્ચા અહીં અપ્રસ્તુત છે, અને, સાહિત્ય વિષે સાચા અને અંગત રાગદ્વેષથી મુક્ત એવા મતભેદને સ્થાન છે જ. અને એમના લખાણ સાથે મતભેદ હોવા છતાં અમે એમણે 'કાકાની શશી'ના વિવેચનની શરૂઆતમાં જે કહ્યું છે તે જ એમને માટે કહીશું, કે ". . . પણ લખ્યું છે સરસ. એનું લખેલું બધું જ બીજાથી જુદું હોય છે."

ચન્દ્રકાન્ત મહેતા

# અનુક્રમણિકા

પુ૦ ૨૯ માઘ : ૧૯૯૬ અંક ૪




જાહેર ખબરના એજન્ટ : મેસર્સ શુકલ બ્રધર્સ : શ્રીરામજીની શેરી, ખાડિયા, અમદાવાદ

લવાજમ : હિંદમાં રૂ. ૫-૦-૦ ભર્યા તથા પરદેશના રૂ. ૭-૮-૦ અથવા શિલિંગ ૧૨ છૂટક ૦-૮-૦

પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ બ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ

મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ

તા. ૨૪-૨-૪૦

卐 પ્રસ્થાન 卐

। इष्टिर्दुर्गमसंतम्, पादम् ।

૨૯ માઘ : ૧૯૯૬ અંક ૪


# કબીરવડ

પૂજાલાલ

(વસંતતિલકા)

પેલો કબીરવડ, કે જલ નર્મદાનું
લેવા નમેલ નવ મેઘ ઝુકાવતો હો'?
કે ઇન્દ્રના ત્રિદશ નન્દનમાં ઝપાટે
નીલાદ્રિનો શિખરખંડ ઊડી પડેલો?

કે વિન્ધ્યના વિપુલકાય મતંગજોને
જીતી રહ્યો, વિજયી દિગ્ગજ કો દુરંત,
ઐરાવણે ઠામ ગમાવી, ભ્રમણથાકી
બેઠો કરી પવનલ્હેર પ્રસન્નભાવે?

વા નર્મદાહૃદયની શુચિ ભૂમિકાને
સ્વર્ગાધિકા ગણી, પુનીત સુશાંતિ કેરું
આવ્યું મહાતરૂ અહીં તજી સ્વર્ગબાગ,
વિસ્તારવા સ્વપ્ન શાંતિ અશાંત વિશ્વે?

# वर्ण अने लिपि

श्री. काकासाहेब कालेलकर

વર્ણ અને લિપિ એક જ નથી. વર્ણ એટલે ભાષામાં વપરાતા ધ્વનિ. એ મુખમાંથી નીકળે છે અને કાન વડે સંભળાય છે. લિપિ એટલે આ વર્ણ વ્યક્ત કરવા માટે વાપરેલી વિશિષ્ટ આકૃતિ. લિપિ હાથ વડે લખાય છે અને આંખોથી જોવાય છે. એક જ વર્ણમાળા અનેક પ્રકારની લિપિઓથી વ્યક્ત થઈ શકય છે. આથી ઊલટું લિપિમાં વાપરેલી વિશિષ્ટ આકૃતિ ભિન્ન ભિન્ન ભાષામાં ભિન્ન ભિન્ન વર્ણ માટે વાપરવામાં આવે એ શકય છે.

પાણિનિએ જેવું વર્ગીકરણ કર્યું છે એવી ભારતીય વર્ણમાળાનો પ્રથમ વિચાર કરીને પછી આ વર્ણમાળાને વ્યક્ત કરવા માટે વપરાતી ભિન્ન ભિન્ન લિપિઓ પૈકી નાગરી એટલે કે દેવનાગરી (બાળબોધ) લિપિનો જ અહીં થોડો વિચાર કરવા ા છે.

પાણિનિની વર્ણમાળાનું વ્યાકરણની દૃષ્ટિએ વર્ગીકરણ કરવામાં આવ્યું છે. ધ્વનિશાસ્ત્ર પ્રમાણે તેમાં થોડો સુધારો કરવો ઇષ્ટ છે. પાણિનિની વર્ણમાળા સંસ્કૃત ભાષા પૂરતી સંપૂર્ણ એટલે કે પર્યાપ્ત છે; પણ પ્રાકૃત, અપભ્રષ્ટ અને દેશી એટલે કે પ્રાન્તીય ભાષાઓ માટે આ વર્ણમાળા અપર્યાપ્ત છે—અપૂરી છે.

નાગરી લિપિમાળા ઠીક ઠીક અંશે અશાસ્ત્રીય અને અપૂર્ણ છે. વર્ણમાળા જેમ શાસ્ત્રીય અને શુદ્ધ છે તેવી લિપિમાળા નથી.

વર્ણોના મુખ્ય વિભાગ બેઃ સ્વર અને વ્યંજન. સ્વરોનું ઉચ્ચારણ પૂર્ણ હોય છે અને તેઓ ઓછોવત્તો સમય લઈ શકે છે.

વ્યંજનો ક્ષણભરમાં જ ઉચ્ચારવા પડે છે. સ્વરવ્યંજનની આ બને વ્યાખ્યા સ્થૂલ દૃષ્ટિએ જ સમજવાની છે, કારણ શ્, ષ્, સ્ એ વ્યંજનો દીર્ઘકાલિક સુધ્ધાં ઉચ્ચારી શકાય છે.

સ્વર ૭ છે. 'અ, આ, ઇ, ઉ, એ, ઓ.' આ ૭ યે સ્વર હ્રસ્વ દીર્ઘ ભેદ પ્રમાણે વાપરવામાં આવે છે. સંસ્કૃત ભાષામાં 'આ,' 'એ,' 'ઓ'નાં હ્રસ્વ રૂપો નથી અને 'અ' નું દીર્ઘ રૂપ નથી. એટલા માટે 'આ' ને 'અ'નું દીર્ઘરૂપ બનાવી દીધું. પ્રાંતીય ભાષામાં આ ૭ યે સ્વરૂપોનાં હ્રસ્વદીર્ઘ રૂપો મળે છે. કેટલીક ભાષાઓમાં તે સ્પષ્ટપણે લખવામાં આવે છે, કેટલીકમાં લખવામાં નથી આવતાં. કોંકણીમાં દીર્ઘ 'અ' વ્યક્ત કરવો પડે છે. તેમજ કાનડી તેલુગુ વગેરે દ્રાવિડી ભાષાઓમાં 'એ,' 'ઓ'નાં હ્રસ્વ રૂપો વ્યક્ત કરવાં પડે છે.

આ જ સ્વરોનાં અતિ હ્રસ્વ અને અતિ દીર્ઘ (પ્લુત) એવાં રૂપો પણ હોય છે. પણ તે વ્યક્ત કરવામાં નથી આવતાં. સંસ્કૃતમાં એક દબાયેલો 'અ,' રકાર અને લકારના સંયોગ સાથે

વાપરવામાં આવે છે અને સ્વતંત્ર રીતે આવતો નથી. આ કારણે આ સર્વ ભાંજગડ કહેવા ન બેસતાં પાણિનિએ ઋ, ઌ એવા બે સ્વર વધારીને રસ્તો કાઢ્યો.

ઋ ના ઉચ્ચારમાં ઠીક ઠીક ગોટાળો છે. કૃ નું ઉચ્ચારણ કેટલાક લોકો ક્રુ એવું કરે છે; કેટલાક, ખાસ કરીને હિંદી બોલનારા લોક, તેનું ક્રિ એવું ઉચ્ચારણ કરે છે. મહારાષ્ટ્રમાં કેટલેક ઠેકાણે ક્રુ એમ સાંભળવામાં આવે છે. 'અ' બોલવા માટે ગળાની–ઓઠની તૈયારી કરવી અને ગળું થોડુંક દબાવીને તે જ સ્થિતિમાં હ્રસ્વ 'ઉ' બોલવાનો પ્રયત્ન કરવો એટલે 'ઋ' માંનો દબાયેલો 'અ' મળશે.

'ઐ' અને 'ઔ' એ સંયુક્ત સ્વર છે. ધ્વનિશાસ્ત્ર પ્રમાણે જોતાં અ+ઇ=ઐ અને અ+ઉ=ઔ એ સ્પષ્ટ છે. 'અ' પછી 'ઇ' કે 'ઉ' એકદમ બોલી જોવો એટલે આ બાબતમાં પ્રત્યક્ષ અનુભવ થશે. આમાંનો પહેલો 'અ' અતિહ્રસ્વ કે અલ્પ 'અ' હોય છે. (પાણિનિએ અ+ઇ=એ, અ+ઉ=ઓ એમ જે કહ્યું છે તે સંધિનિયમની દૃષ્ટિએ ખરું છે, ધ્વનિશાસ્ત્ર પ્રમાણે ખરું નથી. પાણિનિના નિયમનો અર્થ એટલો જ કે સંસ્કૃતમાં 'અ' ની પછી 'ઇ' આવે તો સંસ્કૃત ભાષાની ટેવ છે કે તે બંને સ્વર કાઢી નાખીને તેને ઠેકાણે 'એ' સ્વર વાપરવો.) 'એ' અને 'ઓ' એ સંયુક્ત સ્વરો છે એવી જે કલ્પના પાણિનિના નિયમથી થાય છે તે તદ્દન ખોટી છે.

અનુસ્વાર અને વિસર્ગ એ સ્વર નથી પણ બધા જ સ્વરોની થનારી બે વિકૃતિ છે. કોઈ પણ ઉચ્ચારણ નાકની મદદ લઈને અનુનાસિક કરી શકાય છે. તે જ પ્રમાણે કોઈપણ ઉચ્ચારણનું એકાએક વિસર્જન કરી શકાય છે. આ વિકૃતિ બતાવવા માટે લિપિમાં અનુસ્વાર અને વિસર્ગનાં ચિહ્નો આપ્યાં છે.

આ પ્રમાણે સ્વરવિચાર થયો. હવે કેટલાક સ્વરો વ્યંજનો તરીકે પણ વપરાય છે તેમનો વિચાર કરીએ. પાણિનિએ એમને પોતાના માહેશ્વરી સૂત્રોમાં સ્વર અને વ્યંજનની વચ્ચે રાખીને 'અંતસ્થ' એવી સંજ્ઞા આપી છે. અતિ હ્રસ્વ ઇ, ઉ, ઋ અને ઌ એમની પછી 'અ' મૂકીને જો તેમનું સંયુક્ત ઉચ્ચારણ કર્યું હોય તો આપોઆપ ય, વ, ર અને લ એવા વર્ણો આપણને મળે છે. આ સંયુક્ત સ્વરો કહેવાય પણ એમની બારાખડી થાય છે તેથી એમને વ્યંજનમાં પણ લેવા જોઈએ. નહિ તો, 'ઐ' અને 'ય' એ એકબીજાના ઊલટા સંયુક્ત સ્વરો છે. 'ઔ' અને 'વ' એમનું પણ તેમ જ.

એવી રીતે તો, જે પ્રમાણે ક નો મહાપ્રાણ ખ, પ નો ફ, તે જ પ્રમાણે અ નો હ છે. પણ એનીયે બારાખડી થાય છે તેથી એને વ્યંજનમાં મૂક્યો છે. અને પાણિનિએ એને પણ અંતસ્થમાં મૂક્યો છે.

ઉપર કહ્યા પ્રમાણે શ્, ષ્ અને સ્, આ ત્રણ વ્યંજનો દીર્ઘકાલિક ઉચ્ચારણક્ષમ હોવાથી તેમને અંતસ્થમાં મૂક્યાં છે. કંઠ્ય, તાલવ્ય, મૂર્ધન્ય, દન્ત્ય અને ઓષ્ઠ્ય આ પાંચે સ્થાનોની સાથે નાસિકાસ્થાન પણ મળી શકે છે. પણ આ સ્થાન સ્વતંત્રપણે ભાષામાં આવતું નથી. ક, ચ, ટ, ત, પ અથવા પ, ત, ટ, ચ, ક એ મુખ્ય પાંચ સ્પર્શ વ્યંજનો છે. આ ક્રમ આ વ્યંજનોના ઉચ્ચારણસ્થાનના ક્રમ ઉપરથી ઠરાવ્યો છે. ગળામાંથી છૂટથી વહેતા શ્વાસને જીભ અથવા ઓઠની મદદથી અટકાવીને એકદમ તેને છૂટવા દઈએ તો વ્યંજનોનો ધ્વનિ થાય છે. ક વર્ગનાં વ્યંજનોમાં જીભના મૂળ વડે શ્વાસને રોકવામાં આવે છે. ચ વર્ગમાં સપાટ જીભના પૃષ્ઠભાગ વડે રોકવામાં આવે છે. ટ વર્ગમાં જીભનો છેડો મોઢાની છત

(તાળવું) ને ઘસાઈને જાય છે. ત વર્ગમાં એ જ છેડો ઉપલા દાંતોને અથવા એમના અવાળુને ચોંટીને શ્વાસને રોકે છે. પ વર્ગમાં ઓઠ બંધ કરીને તેમાંથી અવાજ પ્રકટ કરવામાં આવે છે. અંગ્રેજી v નો ઉચ્ચાર ગુજરાતી વ જેવો નથી હોતો. પણ નીચેના ઓઠનો ઉપલા દાંતો સાથે સંયોગ થઈને જે અવાજ થાય છે તેમાંથી અંગ્રેજી v નું ઉચ્ચારણ આપણને મળે છે.

ઉ+અ મળીને જે શુદ્ધ વ થાય છે તે અંગ્રેજી w માં જે વ મળે છે તેના જેવો હોવો જોઈતો હતો. કારણ ઓઠ અને કંઠ તેનાં સ્થાન છે. પણ આજકાલ જે 'વ' આપણે બોલીએ છીએ તે દન્ત્યૌષ્ઠ્ય હોય છે; તેથી તેને રોમન લિપિમાં લખતી વખતે w નહિ પણ v જ વાપરવો જોઈએ.

ક, ચ, ટ, ત, પ આ વર્ણોને જ મૃદુ કરવાથી ગ, જ, ડ, દ, બ એ વર્ણો આપણને મળે છે; તેથી લિપિમાં ગ, જ, ડ, દ, બ એમને સ્વતંત્ર અક્ષર તરીકે ન રાખતાં જો ક, ચ, ટ, ત, પ નો જ કંઈક વિશિષ્ટ વિકાર કર્યો હોય તો ચાલી શકે એટલું જ નહિ પણ તેમ કરવાથી આપણી લિપિ અધિક સશાસ્ત્ર ( વૈજ્ઞાનિક ) થશે. જ્યાં ધ્વનિસામ્ય હોય ત્યાં આકૃતિસામ્ય હોવું જ જોઈએ એવો શાસ્ત્રીયતાનો આગ્રહ છે.

ખ, છ, ઠ, થ, ફ અને ઘ, ઝ, ઢ, ધ, ભ એ અનુક્રમે ક, ચ, ટ, ત, પ અને ગ, જ, ડ, દ, બ નાં મહાપ્રાણ રૂપો છે અને તેથી લિપિમાં આ દસ અલ્પપ્રાણ અક્ષરોને એક જ મુકરર કરેલી સંજ્ઞા લગાડીને સહેજે દસ મહાપ્રાણ અક્ષરો વ્યક્ત કરી શકાય છે. રોમન (અંગ્રેજી) તથા ઉર્દૂ લિપિમાં એમ જ કરાય છે.

ઘોષ, અઘોષ, અલ્પપ્રાણ, મહાપ્રાણ વગેરેને જેવી રીતે આપણે સ્વતંત્ર અક્ષરોનું રૂપ આપીએ છીએ તેવી જ રીતે જો બારાખડીમાંના પ્રત્યેક રૂપને સ્વતંત્ર અક્ષરનું રૂપ આપ્યું હોત તો ૪૦૦-૫૦૦ અક્ષર આપણે ધ્યાનમાં રાખવા પડત. આપણે જેમ બારાખડીની સગવડ કરી છે તે જ પ્રમાણે ઘોષ-અઘોષ, અલ્પપ્રાણ-મહાપ્રાણોની વ્યવસ્થા કરી હોય તો આપણી લિપિમાળા ઘણી જ સરળ થાય અને તેમાં શાસ્ત્રીયતા આવે.

જે પ્રમાણે પ નો મહાપ્રાણ ફ અને બ નો મહાપ્રાણ ભ છે તે જ પ્રમાણે મ નો મહાપ્રાણ મ્હ છે. મ્હ માટે અલગ અક્ષર નહિ હોવાથી 'મ' ને 'હ' જોડીને આપણે કામ ચલાવી લઈએ છીએ. મરાઠી શબ્દ ' મ્હણજે ' અને હિન્દી શબ્દ ' तुम्हें ' એમાંનો મ્હ એ હ નથી. સંસ્કૃતમાં મ, ન, ણ નો મહાપ્રાણ થતો નથી. ળ, ય, વ, ર, લ ના પણ મહાપ્રાણ હના સંયોગથી થાય છે અને તે આપણી ભાષામાં છે. પણ બધા જ મહાપ્રાણો માટે એક સંજ્ઞાની સગવડ કરી હોય તો પછી કાંઈ પણ અડચણ નહિ રહે.

આપણા કામને માટે વર્ણવિચાર અને લિપિવિચાર જેટલો આવશ્યક હતો તેટલો જ અહીં કર્યો છે. સામાન્ય લેખન, શીઘ્રલેખન, મુદ્રાલેખન, વિદ્યુત્લેખન અને મુખ્ય બધી બાબતોમાં ઉપરનો વર્ણલિપિવિચાર ધ્યાનમાં લેવો જોઈએ, જેથી સર્વ પ્રકારની સુધારણા ક્રમશઃ કરી શકાશે અને આજે કરેલા સુધારા, આગળ કરવા પડનારા સુધારાઓને બાધક નહિ થાય.

તા. ૬-૬-'૩૬

☆

# છૂટ્ટા મણકા

શ્રીમતી હીરા મહેતા

[ કલાવિવેચનના મુદ્દાઓની ટૂંકી અને છૂટ્ટી ચર્ચા. વિવેચનના પ્રશ્નોના અંગની કોઇ હકીકત, કાવ્યચર્ચાને ઉપયોગી કોઇ હકીકત વગેરેને કંઇક છૂટી અને સરસ શૈલીમાં રજૂ કરવાને આ મથાળું યોજેલું છે. ]

યુરોપીય સાહિત્યમાં રોમેન્ટિક શૈલી અને કલાસિકલ શૈલીની વ્યાખ્યા આપવાના, અને પ્રત્યેક શૈલીના અનેક નમૂનાઓ સાહિત્યમાંથી લાવી નિર્દેશવાના ઘણા પ્રયાસો થયા છે. વળી સાહિત્યના અમુક નમૂનાઓને, તે તે શૈલીના ચોકઠામાં બંધબેસતા કરવાના પ્રયાસરૂપે પણ ત્યાં ઘણી ચર્ચાઓ થયેલી છે. એ જ પ્રમાણે, અંગ્રેજી સાહિત્યની પ્રેરણાથી વિકસતાં ગુજરાતી સાહિત્યે પણ એવી ચર્ચાઓ ઠીકઠીક કરી છે. અને વચમાં એક ગાળો તો એવો ગયો કે તે ચર્ચાને અંગે, આ બન્ને આંગ્લ કલાપ્રકારોના અનુવાદરૂપે અનેક પર્યાયો આપણે ત્યાં રચાયા. અને હજુ યે, એ ચર્ચા આપણે ત્યાં તદ્દન બંધ નથી પડી. રહી રહીને સાંભર્યું હોય તેમ, એ ક્યારેક ક્યારેક ચાલુ રહ્યા કરે છે, જે સાહિત્યવિકાસ માટે યોગ્ય જ છે. અત્રે, રોમેન્ટિક અને કલાસિકલ શૈલીની સિદ્ધાન્તિક ચર્ચામાં પડયા વિના, આપણી રસદૃષ્ટિને સ્વાભાવિક રીતે જ લાગી આવે અને જણાય તેવા ઉપર્યુક્ત બે પ્રકારની શૈલીના ફક્ત બે જ નાના નમૂનાઓ ગુજરાતી કવિતામાંથી લઈ ટાંકું છું.

પહેલો નમૂનો શ્રી. ઠાકોરના 'જીવતું મોત' કાવ્યમાંનો છે. એમાં કાવ્યાંતે એક સચોટ સોરઠો કવિએ મૂકેલો છેઃ

" મોત, જીવતું મોત એમાં વધુ વસમું કયું,
એ જ્ઞાનાગ્નિજ્યોત થકી ભલે ઉગર્યાં સખી ! "

નાયિકાના મૃત્યુબાદ નાયકને જીવતા મોત જેવી અસહ્ય વિરહવ્યથા સહેવી પડે છે, જે મૃત્યુ કરતાં વધુ વસમી છે. અને માટે જ નાયક કહે છે કે સખી, મૃત્યુ પામીને એ અસહ્ય વ્યથામાંથી ભલે ઊગરી ગઈ. કારણ, નાયક પોતાના અનુભવથી વ્યંગ્યાર્થદ્વારા સૂચવે છે તેમ, એ 'જીવતું મોત' તો મોત કરતાં ય અસહ્ય થઈ પડ્યું છે. હવે બીજો નમૂનો જુઓ:

" ના બોલાવું તુજ સહ ફરી મ્હાલવા સ્હેલગાહો,
ના લેવાને મુજ વિકટ મુશ્કેલીઓમાં સલાહો,
ના કે તારા દરસથી તૃષા ચક્ષુની કૈંક છીપે,
કિંતુ ગાવા તુજ વિરહનાં ગીત તારી સમીપે. "

પ્રસ્તુત મુક્તકમાં નાયિકાના મૃત્યુથી તેનો વિયોગ નાયકને હાડોહાડ લાગ્યો છે. એટલે વિરહવ્યથ નાયક જાણે કે નાયિકાને જ કહી રહ્યો છે, કે મારા સુખદુઃખમાં સહચાર આપી મને ઓર સુખી કરવા હું કંઇ તને બોલાવતો નથી! પણ એટલા જ માટે તને અહીં આવવા કહું છું, કારણ તારા જ વિરહનું ગીત મારે તો તારી પાસે ગાવું છે. અર્થાત્, તું અહીં આવીને જો તો ખરી કે તારા વિરહનું અસહ્ય દર્દ મારે કેવું ભોગવવું પડે છે! અહીં પણ, પહેલા નમૂનામાં સૂચવાયું છે તે રીતે વ્યંગ્યાર્થદ્વારા જ નાયકનું અસહ્ય વિરહ-દર્દ રજૂ થાય છે. આમ આ બન્ને નમૂનાઓમાં અમુક પ્રકારનું સામ્ય રહેલું જણાશે.

બન્નેમાં મૃત્યુ પામેલ નાયિકાને સંબોધન છે. બન્નેનો ભાવાર્થ સરખો છે, અને તે એ કે નાયિકાના મૃત્યુથી ઉત્પન્ન થતી વિરહદશા નાયક માટે અસહ્ય થઈ પડેલી છે. અને બન્નેએ આ બાબત વ્યંગ્યાર્થ દ્વારા સૂચવી છેઃ જેથી કરીને એક બાજુથી નાયકનું દુઃખ વિશેષ ઊંડું પ્રતીત થાય છે; તો બીજી બાજુથી તે વક્તવ્ય વિશેષ ગૌરવવાળું બને છે. આવા દેખીતા સામ્ય છતાં, બન્ને નમૂનાઓની કથિતવ્ય–શૈલીમાં ભેદ રહેલો છે. અને તે એ કે પહેલો નમૂનો ક્લાસિકલ શૈલીની રૂએ પોતાનું વક્તવ્ય રજૂ કરે છે; બીજો નમૂનો રોમેન્ટિક શૈલીની ઢબનો છે.

આપણે જોયું તેમ બન્ને ઉદાહરણો વ્યંગ્યાર્થનો આશ્રય લઈ, ધારેલી અસર સરખી જ જમાવે છે. આમ છતાં બન્નેના વ્યંગ્યાર્થનું મૂળ કંઈક જુદે પ્રકારે છે. સોરઠો, ક્લાસિકલ—શિષ્ટ અને સંયમી રીતે, પૌરુષભરી રીતે વિરહની મર્મવ્યથા રજૂ કરે છે. નાયિકા 'જીવતું મોત'ના દુઃખમાંથી ઊગરી ગઈ એ સારું થયું, એમ આભિજાત્યથી કહેનાર નાયક વિરહદુઃખની નિરતિશય કરુણાવસ્થા જ સૂચવવા ઇચ્છે છે. અને તેમાં જ તેની ખૂબી છે. કારણ પોતાના દુઃખને ખુલ્લેખુલ્લું કહી દેવામાં જાણે કે નાયકને શિષ્ટતાની અને પોતાના ગૌરવની ઉણપ આવતી દેખાય છે. મુક્તકમાં, નાયક વિરહ દર્દની ઉગ્ર ખુમારીમાં વાંકી રીતે નાયિકાને કહે છે અને તેમાં જ એનો વ્યંગ્યાર્થ રહેલો છે. આ પ્રમાણે રોમેન્ટિક—મસ્ત ઢબે કહેવામાં; ફારસી કવિતામાં ઉગ્ર દર્દની મસ્તીનો જે પાસ (touch) રહેલો જોવામાં આવે છે, તે આ મુક્તકના વ્યંગ્યાર્થમાં રહેલો છે.[1] અને તેને અંગે જ આની વક્તવ્યછટા, આગલા સોરઠાની છટા કરતાં જુદી પડે છે.

અને આમ જોતાં એક વિચાર એ આવે છે કે સાહિત્યના વિકાસાર્થે જરૂરી હોઈ, ભલે આપણે આપણા સાહિત્યમાં પ્રવેશતાં પરદેશી તત્ત્વોથી, જાગૃત રહીએ! અને આ ક્લાસિકલ, આ રોમેન્ટિક એવા ભેદ પાડી ચર્ચા કર્યા કરીએ! પણ કાવ્યસર્જનનો વ્યાપાર તો એટલા નિર્મમ ભાવે અને સૂક્ષ્મ તથા અકલિત પ્રકારે અંગ્રેજી શું કે ફારસી શું—કોઈપણ સાહિત્યનાં વસ્તુ વા રીતિને, પોતાના સર્જન કરામતમાં નિરાડંબરી સ્વાભાવિકતાથી સ્વીકારી લે છે! અને એમ બહુ સૂક્ષ્મ વ્યાપારો વડે, સાહિત્ય એને જરૂરી વક્તવ્યકલા ખીલવતું જાય છે.



---

૧ ફારસી કવિતાનો આ પાસ મૂર્ત રીતે રજૂ કરવા માટે હાફિઝની એક દર્દની મસ્તીભરી કડી જ બસ થશેઃ—

| | |
|---|---|
| બાદે સુબેહ! ગ્યું બગુઝરી, | અર્થાત્, હે સવારના પવનની લહરી, |
| બર સરે કુયે આં પરી, | પેલી સુંદરીની ગલીમાં થઈને તું પસાર થાય, |
| કિસ્સ યે હાફિઝશ બગો; | ત્યારે હાફિઝનો કિસ્સો કહેજે, |
| તાઝે બતાઝે નૌ બનૌ. | તાજો અને તાજો, નવો ને નવો. |

અહીં વ્યંગ્યાર્થ એવો થાય કે, હે લહરી! હાફિઝે વિરહમાં રાત કેવી વિતાવી તેનો કિસ્સો પરીને—સુંદરીને કહેજે.

આ પરથી ફારસી પ્રણયકવિતાની વક્તવ્યછટા પાછળ એક જાતની સનમની ઉગ્ર આરઝૂ, સનમની વા તેના દુઃખની ખુમારી યા મસ્તી, અને તેમાંથી જન્મતી બેપરવાઈ અને ફના થવાની વૃત્તિ, વગેરે એવાં સામાન્ય લક્ષણો લેખી શકાય. જે લક્ષણો રોમેન્ટિક સાહિત્યને ઉપકારક થાય તેવાં અવશ્ય છે.

# પ્રયત્ન અને અક્ષરમેળ વૃત્તો

મનસુખલાલ મ. ઝવેરી

કવિશ્રી ખબરદારે ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળાના ઉપક્રમ તળે ગુજરાતી કવિતારચના પર પાંચ વ્યાખ્યાનો આપ્યાં હતાં. એ પાંચે વ્યાખ્યાનોમાં તેમણે ફરી ફરીને એક જ વિધાનનું સમર્થન કર્યું હતું કે નર્મદદલપતયુગથી શરૂ થયેલી ગુજરાતી કવિતા સમાજના હૃદય સુધી પહોંચી શકી નથી અને તેથી એ નિષ્ફળ નીવડી છે.

'સમાજના હૃદય સુધી પહોંચે તે જ કવિતા સાચી' એ વિધાન તો જેટલું સંદિગ્ધ છે તેટલું જ ભ્રામક પણ છે. * એટલે એ આપ્તિને આધારે શ્રી. ખબરદારે ઉચ્ચારેલા અભિપ્રાયોને ભાગ્યે જ પ્રમાણભૂત ગણી શકાય. તેમ છતાં, આપણી ભાષામાં રહેલું પ્રયત્નનું તત્ત્વ અક્ષરમેળ વૃત્તોમાં જળવાતું ન હોવાથી, એ વૃત્તો આપણી ભાષાના હાર્દને પ્રતિકૂલ છે એ શ્રી ખબરદારની માન્યતા કેટલે અંશે સાચી છે તે આપણે જોઈએ.

સામાન્ય રીતે સંસ્કારી હોય તેવા કોઈ શ્રોતા પાસે થોડીક પંક્તિઓ અંગ્રેજી અને થોડીક ગુજરાતીની શુદ્ધ રીતે વાંચીએ, તો એવો શ્રોતા તરત કહી શકશે કે બન્નેમાં પ્રયત્નનું સામ્ય લેશ પણ નથી. અંગ્રેજી ઉચ્ચારણમાં જે દૃઢ પ્રયત્ન શ્રુતિગોચર થાય છે તે ગુજરાતી ઉચ્ચારણમાં નથી થતો. અંગ્રેજી અને ગુજરાતી ભાષાનું તત્ત્વ એટલું ભિન્ન છે.

પરંતુ આ ભિન્નતા પારખવા માટે પહેલી જ જરૂર છે એ પંક્તિઓ શુદ્ધ રીતે વાંચવાની.

"ઝેર ગયાં ને વેર ગયાં, વળી કાળા કેર ગયા કરનાર"

આ પંક્તિમાં 'ઝે,' 'વે,' 'કા,' 'કે' અને 'ક' પર અતિ દૃઢ પ્રયત્ન મૂકીને શ્રી. ખબરદાર આ પંક્તિ જે રીતે 'બોલ્યા' હતા તે રીતે શુદ્ધ ગુજરાતી કાવ્ય વંચાતું નથી. એટલું જ નહિ, પણ નવકવિઓની કવિતામાંથી અક્ષરમેળ વૃત્તોની કેટલીક પંક્તિઓને, લઘુશ્રુતિને પણ તે ગુરુ હોય તેની રીતે લંબાવીને, તેમણે વાંચી હતી તે પ્રમાણે વાંચવામાં નથી આવતી એ તો નાનું બાળક પણ જાણે છે. એવી રીતે મારીમચડીને વાંચવું હોય તો અક્ષરમેળ વૃત્તોમાં પણ પ્રયત્નનું તત્ત્વ જળવાઈ રહે છે એમ સહેલાઈથી સાબિત કરી શકાય. પણ એમ કરવા જતાં, આપણી પોતાની જાત સિવાય બીજા કોઈને પણ પ્રતીતિ થઈ શકે નહિ; અને આપણે ત્યાં અંગ્રેજી જેવો પ્રયત્ન છે એ વિધાન તો એટલું ને એટલું અસિદ્ધ રહે.

એટલે જ પહેલી આવશ્યકતા અંગ્રેજી અને ગુજરાતી પંક્તિઓનો શુદ્ધ ઉચ્ચાર કરવાની છે. એનો શુદ્ધ ઉચ્ચાર થતાં જ સામાન્ય શ્રોતા પણ સમજી શકે કે અંગ્રેજી અને ગુજરાતી ભાષાઓના પ્રયત્ન સમાન નથી.

---

* એની વિસ્તૃત ચર્ચા માટે જુઓ 'જન્મભૂમિ' તા ૨૩-૧૨-૧૯૩૯, ૩૧-૧૨-૧૯૩૯, ૬-૧-૧૯૪૦, ૧૩-૧-૧૯૪૦, ૨૦-૧-૧૯૪૦; અને ૨૭-૧-૧૯૪૦ના 'કલમ અને કિતાબ.'

પણ આપણે ત્યાં એવો પ્રયત્ન છે એવું અનુમાન કરવામાં શ્રી. ખબરદાર એકલા નથી. આજ પૂર્વે કેટલાક બીજા પણ વિદ્વાનોએ એ અનુમાન કરેલું; અને એવા વિદ્વાનોમાં વિદેશીય વિદ્વાનો પણ હતા.

શ્રી. નરસિંહરાવભાઈ, અલબત, એવા પ્રયત્નના તત્ત્વને સ્વીકારતા નથી. એ તો સ્પષ્ટ રીતે કહે છે કે વૈદિક છન્દોમાં જે સ્વરભાર-પ્રયત્ન-છે તે ગુજરાતીમાં નથી. એટલે એ છન્દોમાં ગુજરાતી કાવ્યરચના સફળ ન થાય. ( Guj. Language and Literature. Vol. II પૃ. ૨૮૩ ) અને વૈદિક છન્દોમાં જે સ્વરભારનું તત્ત્વ છે તે પણ અંગ્રેજી પ્રયત્ન જેવું નથી. અંગ્રેજીનો સ્વરભાર અચળ છે; જ્યારે "although accent existed in Vedic Sanskrit, whether it was pitch accent or stress accent is not decisively known; it is believed it was partly stress and partly pitch. ( Guj. Lang. & Lit. Vol II, pp. 282. ) એટલું જ નહિ પણ ગુજરાતી અને અંગ્રેજી છાન્દસ તત્ત્વની વચ્ચે પણ મૌલિક ભેદ છે." "English metre, at least modern English metre, is based on the position of accent in words, whereas Gujarati metre depends for its form on quantity of syllables." ( Guj. Lang. or Lit. Vol. II, pp. 303. ) એટલે અંગ્રેજીના અનુકરણમાં ગુજરાતી છન્દોરચના થઈ શકે નહિ.

અને "આપણા નામાંકિત પદ્યશાસ્ત્રી" વિદ્વદ્વર્ય કેશવલાલભાઈ પણ સ્વરભારના આ ભેદનું સમર્થન કરે છે. એ પણ સ્પષ્ટ કહે છે કે, "કેટલાક વિદેશીય તેમજ સ્વદેશીય વિદ્વાનોનું માનવું છે કે ગુજરાતી શબ્દોચ્ચારમાં શબ્દભારનું તત્ત્વ રહેલું છે. તે તત્ત્વ અંગ્રેજી Accent ના જેવું છે......ભારના સંબંધમાં અહીં એક બાબતની નોંધ લેવાની જરૂર જણાય છે. અંગ્રેજીમાં ભાર અચળ છે. ગદ્યમાં જે વરડી ઉપર ભાર મુકાય છે, તે જ વરડી ઉપર એ ભાષામાં પદ્યમાં પણ ભાર પડે છે; શબ્દની બીજી કોઈ વરડી ઉપર તે આઘોપાછો ઠેલી શકાતો નથી. ગુજરાતીમાં વાક્યના બધાએ શબ્દ ઉપર ભાર પડતો જણાતો નથી; પ્રત્યેક અન્વયસિદ્ધ ખંડનો આદ્ય શબ્દ ખાસ ભાર મૂકીને બોલાય છે. મોંવડના સ્થાનથી ચલિત થઈ બીજું કોઈ અન્વયસિદ્ધ સ્થાન તે પામે છે, ત્યારે ભાર દીધા વગર ઉચ્ચારાય છે. કોઈ પણ ખંડના ભાર મૂકી બોલાતા આદ્ય બોલ સિવાયના બીજા બોલ ભાર દઈને બોલાતા જોવામાં આવતા નથી. એટલે કે ગુજરાતીમાં ભાર અંગ્રેજીની પેઠે શબ્દસિદ્ધ નથી પણ સ્થાનસિદ્ધ છે." ( પદ્યરચનાની ઐતિહાસિક આલોચના પૃ. ૯-૧૦. ) તેથી, "અંગ્રેજી જેવી શબ્દભાર મૂલક પદ્યરચનાની શક્યતા" વિચારતાં એ કહે છે કે, "ઋગ્વેદની વાણીમાં આરોહાવરોહાત્મક શબ્દભાર વિદ્યમાન છતાં તન્મૂલક પદ્યરચના પ્રગટી નહિ; અને ગુજરાતીમાં દબાણના સ્વરૂપનો શબ્દભાર હોય તે છતાં તન્મૂલક પદ્યરચના ન પણ પ્રગટે; અથવા પ્રગટીને પણ સફળ ન નીવડે." (એજન પૃ. ૯) [ કાળા અક્ષર મેં કર્યા છે. ] તેમ છતાં શુદ્ધ વૈજ્ઞાનિકની ઉદારતાથી એ સાક્ષર "અંગ્રેજી શબ્દભારમૂલક પદ્યરચના જેવી તો નહિ, પણ વર્ણ, રૂપ, માત્રા અને લય તત્ત્વથી કોઈ ભિન્ન તત્ત્વની પદ્યરચના ગદ્યભારની રોચક વ્યવસ્થાથી ઊપજાવવી હોય તો કદાચ ઊપજે ખરી. પ્રયોગ કરી જોવા જોગ છે," ( એજન. પૃ. ૧૦ ) કહીને પ્રયોગને માટે અવકાશ રાખે છે.

આપણે, આમ, જોઈએ છીએ તે પ્રમાણે સામાન્ય રીતે સંસ્કારી શ્રવણને ગૂજરાતીમાં અંગ્રેજી જેવો પ્રયત્ન સંભળાતો નથી. એટલું જ નહિ, પણ ગૂજરાતના બન્ને પ્રમાણભૂત કાવ્યશાસ્ત્રી પણ શ્રી. ખબરદાર કલ્પે છે તેવા પ્રયત્નને સ્વીકારતા નથી. એ બન્ને પંડિતો માને છે કે અંગ્રેજી શબ્દભારમૂલક પદ્યરચના આપણી ભાષાના હાર્દને અનુકૂલ નથી.

તેમ છતાં શ્રી. ખબરદાર પ્રયત્નનું તત્ત્વ સ્વીકારે છે બે કારણોથી:

૧. પચાસસાઠ વર્ષ પહેલાં કોઈ અજ્ઞાત લેખકની પુસ્તિકામાં ગુજરાતી ભાષામાં પણ પ્રયત્ન છે એવો ઉલ્લેખ થયો છે એટલે: અને

૨. કેટલાક શબ્દોની અમુક શ્રુતિ પર પ્રયત્ન લાવીને આપણે બીજી શ્રુતિઓ દ્રુત બોલી જઈએ છીએ. ઉ. ત. "સાવરણી"માં આપણે 'વ' પર પ્રયત્ન લાવીને 'ર' દ્રુત બોલી જઈએ છીએ. પરિણામે તેનો ઉચ્ચાર "સાવ રણી" (Savarani) ન કરતાં આપણે "સાવર્ણી" (Savarni) કરીએ છીએ.

આમાં પહેલું કારણ તો દેખીતી રીતે જ ખોટું છે. ભાષાશાસ્ત્રની સંશોધન વગેરે વૈજ્ઞાનિક ચર્ચામાં જૂનો છે એટલા માટે જ કોઈ પણ અભિપ્રાય વિશ્વસનીય ન ગણાય. એવાં ક્ષેત્રોના નિર્ણયો કંઇ મંત્રો કે વાજિકરણ પ્રયોગો નથી કે તે જેમ જૂના તેમ તેનું મૂલ્ય વધારે. એમ તો પૃથ્વી ગોળ છે એ સિદ્ધ થયું તેની પહેલાં ઘણા લાંબા વખત સુધી પૃથ્વી ચોરસ છે એવી માન્યતા પ્રચલિત હતી. એટલું જ નહિ પણ પૃથ્વી નહિ, પણ સૂર્ય ફરતો હોવાથી દિવસરાત થાય છે એવી પણ પ્રાચીન માન્યતા હતી. અત્યારે કોઇ પણ એ પ્રાચીન માન્યતાઓને સ્વીકારતું નથી; કારણ કે વૈજ્ઞાનિક ક્ષેત્રોમાં મહત્ત્વના ગણાય તે અદ્યતન નિર્ણયો, પ્રાચીન નહિ. અને અદ્યતન નિર્ણયોમાં તો શ્રી નરસિંહરાવભાઈના અને જેમને શ્રી. ખબરદાર પણ પ્રમાણ તરીકે સ્વીકારે છે તે શ્રી. કેશવલાલભાઈના નિર્ણયો આપણે જોઈ ગયા. એ નિર્ણયોને ચિન્ત્ય ગણાવે કે તેનું ખંડન કરે તેવી સપ્રમાણ ચર્ચા હજી સુધી ગુજરાતમાં નથી થઈ. એ વિદ્વાનોએ ઊભા કરેલા તાત્ત્વિક મુદ્દાઓનું ખંડન કરીને, અંગ્રેજી જેવો શબ્દભાર આપણે ત્યાં છે એવું, યોગ્ય અને પૂરતાં પ્રમાણો આપીને ત્યાં સુધી કોઇ નવો વિદ્વાન સિદ્ધ ન કરે ત્યાં સુધી આપણે નરસિંહરાવભાઈના અને કેશવલાલભાઈના અભિપ્રાયને જ સ્વીકારવો રહ્યો.

આપણે ત્યાં અમુક શ્રુતિ પર પ્રયત્ન આવતો હોવાથી બીજી શ્રુતિઓ દ્રુત બોલાય છે, એમ પણ ભાગ્યે જ કહી શકાશે. કારણ કે પહેલું તો શ્રી. ખબરદાર માને છે તેમ આપણે ત્યાં પ્રયત્ન અંગ્રેજીની માફક શબ્દસિદ્ધ નથી; પણ શ્રી કેશવલાલભાઈ બતાવે છે તે પ્રમાણે સ્થાનસિદ્ધ છે. બીજું, કવિતામાં ગદ્યની માફક ઉચ્ચાર થઈ શકે જ નહિ. શબ્દભાર જ્યાં ગદ્યમાં તેમજ પદ્યમાં પણ નિશ્ચલ રહે છે તેવી અંગ્રેજી ભાષામાં પણ કવિતાનું પઠન ગદ્ય કરતાં જુદી રીતે કરવામાં આવે છે. એ. સી. બ્રેડલે કહે છે તે પ્રમાણે, "a poem is neither a mere number of black marks on a white page, nor, such experience as is evoked in us when we read these

થોડાંએ એમ કર્યું એટલે બધાં જ ગતાનુગતિક ન્યાયે એમ કરે છે એમ દલીલ કરવી હોય તો કરી શકાય ખરી. પણ પ્રતિકૂળ પ્રવૃત્તિ, પરાણે કે દેખાદેખીથી ઉપાડતાં આટલી સફળ થાય કે કેમ એનો વિચાર, આવી દલીલ કરતી વેળા, કરવાનો રહે છે. એટલું જ નહિ, પણ એવી દલીલમાં તો આખા ગુજરાતની રસિકતા માત્ર ગાડરિયા પ્રવાહની માફક અંધારા કૂવા ભણી આંખ મીંચીને ધસી રહી છે એવી ભયંકર બદનક્ષી પણ છુપાયેલી છે.

પ્રતિભાશીલ કવિ કાવ્યને શોધવા માટે નીકળતો નથી; પણ કાવ્ય જાતે જ તેનું દ્વાર ખખડાવવા આવે છે; તો પરાણે લખી લખીને પણ કવિ કેટલુંક લખી શકે? અને કાવ્ય જો જાતે જ જન્મતું હોય તો જે અક્ષરમેળ વૃત્તોમાં એ આટઆટલી સુરેખતાથી અને સંપૂર્ણતાથી વ્યક્ત થઈ શકે છે એ અક્ષરમેળ વૃત્તોને આપણે આપણી ભાષાના હાર્દને પ્રતિકૂલ કેવી રીતે ગણી શકીએ?

અને આપણા વર્તમાન સાહિત્યનો ઇતિહાસ પણ એ જ નથી સૂચવતો? જે અક્ષરમેળ વૃત્તોમાં નરસિંહરાવનું સર્વોત્તમ પ્રકૃતિદર્શન મૂર્ત થયું, નાનાલાલની "મેઘદૂત" અને "સંઘમિત્રા" ની અતીવ સુન્દર અર્પણપત્રિકાઓ અને "શરત્પૂર્ણિમા" ની કવિતા રેલાઈ, કાન્તની નિતાન્ત રમણીય કાવ્યત્રયીનું સર્જન થયું, ઠાકોરનો "પ્રેમનો દિવસ" અને શેષનાં ગહન કરુણ કાવ્યો મળ્યાં, અને સુન્દરમ્, ઉમાશંકર સ્નેહરશ્મિ, પૂજાલાલ, બેટાઇ, બાદરાયણ, ચન્દ્રવદન, ઇન્દુલાલ આદિ નવકવિઓની પ્રતિભા પણ જે અક્ષરમેળ વૃત્તોમાં અભિનવ ચમત્કાર કરી શકી એ અક્ષરમેળ વૃત્તો સામેની આ ખબરદારની સૂગ કયા દૃષ્ટિકોણમાંથી જન્મી છે એ કોણ કહી શકે! એક રીતે તો, અક્ષરમેળ વૃત્તોમાં ગુજરાતી ભાષાની જે શક્તિ, જે માધુર્ય, ઓજસ્ અને પ્રસાદ, ભાવોની જે ગહનતા અને કલ્પનાની જે રમણીયતા, જે મંથન અને જે ચિંતન મૂર્ત થયાં છે તે, એક કવિ નાનાલાલનાં ગીતોને બાદ કરતાં, બીજી કોઈ દેશીઓમાં કે માત્રામેળ રચનાઓમાં કે માત્રામેળ રચનાઓમાં જોવા નથી મળતાં.

એટલે અક્ષરમેળ વૃત્તો આપણી ભાષાને પ્રતિકૂલ છે એમ માની શકાય તેવું નથી. નરસિંહથી દયારામ સુધીના કવિઓએ અક્ષરમેળ વૃત્તો વાપર્યાં નથી—અથવા તો ક્વચિત્ જ વાપર્યાં છે—એ ખરું; પણ એનું કારણ એ કવિઓને જ ગુજરાતી ભાષાના હાર્દનું જ્ઞાન હતું, અર્વાચીનોને નથી, એ કવિઓને પ્રયત્નનો શાસ્ત્રીય ખ્યાલ હોય કે ન હોય, પણ ગુજરાતી ભાષાના આત્મીય સંપર્કને લીધે એમની રચનામાં પ્રયત્નનું તત્ત્વ અનાયાસે જળવાઈ જતું, અર્વાચીનો અવળે માર્ગે ચડી ગયા હોવાથી તેઓ એ શક્તિ ગુમાવી બેઠા છે, એ નથી.

પણ સાચું કારણ તો એ કવિઓનો યુગ આજના કરતાં જુદો હતો તે છે. અંગ્રેજ રાજ્યની સ્થાપના પછી, જેમ સમસ્ત હિંદુસ્તાનમાં તેમ ગુજરાતમાં પણ નવો યુગ ઊગ્યો. શ્રી. વિશ્વનાથ ભટ્ટ "વીર નર્મદ" માં સમર્થ રીતે બતાવે છે તે પ્રમાણે વરાળિયો રાક્ષસ, તારટપાલનાં સાધનો અને વર્તમાનપત્રોના પ્રકાશને જૂના ગુજરાતની દૃષ્ટિ પાસે નખશિખ નવીન સૃષ્ટિનું નિર્માણ કર્યું. "છાપખાનાંની શોધ' ને લીધે પુસ્તકો સુલભ બન્યાં. અંગ્રેજી

નિશાળો અને વિદ્યાપીઠની સ્થાપનાને લીધે અંગ્રેજી સાહિત્યનો અને પ્રાચીન સંસ્કૃત સાહિત્યનો પણ પરિચય થવા લાગ્યો. વિદ્યા કે જ્ઞાન, આ રીતે પ્રમાણમાં સાર્વજનિક બનવા લાગ્યાં. અને જેમ જેમ એ સાર્વજનિક બનવા લાગ્યાં, જેમ જેમ સંઘશક્તિમાં અને સામાજિક જીવનપદ્ધતિમાં આપણાથી શતધા ચડી જાય એવી પાશ્ચાત્ય સંસ્કૃતિનો આપણને પરિચય થવા લાગ્યો અને સાહિત્યમાં નિબંધ, પત્ર, ચરિત્ર વગેરે સ્વરૂપવૈવિધ્યનું આપણી ધાર્મિક સામાજિક અને અમુક અંશે રાજકીય અધોગતિ પણ આપણને ખડકવા લાગી, આપણા 'અર્વાચીન યુગના અરુણ' નર્મદે તો શબ્દકલાના પ્રદેશમાં જે જે વૈવિધ્ય જોયું, જે જે અપૂર્વતા નિહાળી, જે જે સૌંદર્ય દીઠું તે સહુ એકલે હાથે આપણને ત્યાં લાવવાનો પ્રારંભ કર્યો. અને આ રીતે, શ્રી વિશ્વનાથ ભટ્ટ બતાવે છે તે પ્રમાણે આત્મલક્ષી પ્રણયકાવ્યો, શૌર્ય અને સ્વાતંત્ર્યભાવનાનાં કાવ્યો અને પ્રકૃતિવર્ણનનાં કાવ્યોનો પ્રવેશ આપણે ત્યાં શુદ્ધ સ્વરૂપમાં પહેલી જ વાર થયો.

દુનિયાં દિવસે દિવસે નાની થતી ગઈ. વિદેશીય સંસ્કૃતિ અને વિદેશીય સાહિત્યનો સંપર્ક દિવસે દિવસે વધવા લાગ્યો; જીવનનાં 'મૂલ્યો' નું પરિવર્તન થતું ગયું. મણિલાલ, ગોવર્ધનરામ અને કાન્ત જેવા વિચારકો ગહન મન્થનમાં પડ્યા. ભાવોનું અનન્ત વૈવિધ્ય આપણે અનુભવતા રહ્યા. નવા આદર્શો અને નવી અભિલાષાઓ, નવા પુરુષાર્થો અને નવી જીવનભાવનાની સૃષ્ટિ આપણી આંખ સામે ખડી થઈ. અંગ્રેજી પ્રજાના આગમન પછી આ રીતે, આપણા દેશનું પુનરુત્થાન થયું; અને આપણી જૂની દુનિયા ધીમે ધીમે ભૂતકાળમાં વિલીન થવા લાગી.

પણ તેની પહેલાંની સ્થિતિ કેવી હતી? નરસિંહનો સમય સામાન્ય રીતે ૧૪૧૪ થી ૧૪૮૧ માનવામાં આવે છે. જેઓ એમ નથી માનતા તેઓ પણ નરસિંહ મહેતા ૧૪૧૪ પહેલાં થયા એમ તો નથી જ માનતા; એટલે ઈ. સ. ૧૪૦૦ થી ઈ. સ. ૧૮૦૦ સુધીની આપણી સ્થિતિનું વિહંગાવલોકન શ્રી. મુનશીના શબ્દોમાં કરીએ:

Political history from 1411 to 1707 had a negative influence on the literature of Gujarata. From 1411 to 1573 the country was ruled by the Sultans of Ahmedabad; from 1573 to 1707 it was a province of the Moghul Empire. These facts circumscribed life, and brought into existence new literary traditions which not only ignored political conditions, but Provided an easy way to forget them. ( Gujarata and its Literature, pp. 112.)

The period between 1707 and 1818 was one of wretchedness, disorder and misery for unfortunate Gujarata. Its wealth and weakness attracted the avarice of every ambitious raider in the vicinity. Its wealth was destroyed; its agriculture and commerce crippled; its culture was arrested. Social life grew more stagnant and narrow. What better soil can Akha's gospel require ? ( G. & L. p.p. 207.)

સને ૧૮૧૮માં ખડકીનું યુદ્ધ થયું. આમ ઈ. સ. ૧૪૧૧ થી ઈ. સ. ૧૮૧૮ સુધીનો સમય વીત્યો કાં તો રાજકીય ઉથલપાથલ અને અશાંતમાં; ને કાં તો લગભગ

નિર્દિષ્ટ કહી શકાય તેવી શાન્તિમાં. એ આખા કાળ દરમિયાન ગુજરાતે અપૂર્વ એવી નિશ્ચિંતતા અનુભવી હોય તો, શ્રી વિજયરાય કહે છે તે પ્રમાણે ઈ. સ. ૧૫૭૩ થી ૧૬૫૭ સુધી. અને એ શાન્તિકાળમાં જ આપણને મહાકવિ પ્રેમાનંદની પ્રતિભા મળી શકી. એ સિવાય ગુજરાતનું સમસ્ત જીવન લગભગ એકધારું વહેતું હતું. રાજકીય અભિલાષાઓનાં તો સ્વપ્ન પણ આવતાં નહોતાં. પ્રજાનું જીવન સામાન્ય રીતે, પરાપૂર્વથી ચાલી આવતી પ્રણાલિકામાં વહેતું હતું. કવિઓ અને ભક્તો દ્વારા વેદાન્તના અને તત્ત્વજ્ઞાનના વિચારો જિજ્ઞાસુઓ જાણી શકતા હોવાથી, સંસ્કૃતનો અભ્યાસ કરવાની જરૂર શાસ્ત્રીઓ અને પુરાણીઓ સિવાય થોડાને જ રહી હતી. આમાં નિરક્ષરતાનું પ્રમાણ કેટલું હશે તે કલ્પી શકાય તેમ તે.

આવા એકંદર નિરક્ષર અને પ્રમાણમાં એકધારા જીવનક્રમવાળા શ્રોતાઓ પાસે કવિઓને પોતાની કવિતા પહોંચાડવાની હતી. અને એ કવિઓમાં પણ પ્રેમાનંદ જેવા સભાન કલાકાર તો અતિશય વિરલ હતા. ઘણાખરા કવિઓનું ધ્યેય તો ભક્તિની મસ્તી અનુભવવાનું અને શ્રોતાઓને અનુભવવાનું હતું. કેટલાકનું ઉપદેશ આપવાનું પણ ખરું. આમાં કલાના સૂક્ષ્મ નિયમો સમજવાની કોઈને જરૂર ન હતી; અને સમજવા હોય તો તે માટે અનુકૂળતા પણ ઓછી હતી. અને વધારામાં એ કવિઓનો સંપર્ક તો એમણે શ્રોતાઓ સાથે પ્રત્યક્ષ હતો.

એટલે એ યુગમાં શ્રી. ખબરદાર કહે છે તેમ કવિતા શ્રવણકલા હતી—અથવા માત્ર શ્રવણકલા જ હતી. સંસ્કૃત ભાષાનું આધિપત્ય તો ઈ. સ. ૧૨૯૮ થી ૧૪૨૦ સુધીમાં જ ઓસરી ગયું હતું. દી. બ. કૃષ્ણલાલભાઈ કહે છે તે પ્રમાણે.

" ...Brahmins, Banias and others daily came in contact with their Mahomedan rulers on the one hand, and Bhils, Kolis and other aborigines on the other, with the result that the purity of their language was affected. Owing to such a combination of circumstances, the influence of Sanskrit and other learned languages and literature began to wane, and the birth of a new language, a mixture of Desi (the language spoken by the masses), Prakrit, Hindi and cognate tongues, and its develop- ment, arrest our attention. (Milestones p. 19) આ રીતે સંસ્કૃત ભાષા તો નરસિંહ મહેતાના જન્મ પહેલાં જ મૃતપ્રાય થવા લાગી હતી. એટલે એ ભાષા કે એના પિંગળમાં, સામાન્ય શ્રોતાવર્ગને તો ઠીક, પણ જૂજ અપવાદ સિવાય કવિને પણ શી ગમ પડે?

આ પરથી આપણે જોઈ શકીએ છીએ કે અક્ષરમેળ વૃત્તોનો પ્રયોગ એ યુગમાં થવો જ અશક્ય હતો. અને તેમ જ્યાં કવિતા શ્રવણકલા હોવાથી એ કવિઓએ ગેય રચનાઓ કરવાની હતી. એવી રચના માટે તેમણે વક્તા–શ્રોતા બન્નેને સુલભ એવી દેશીઓનો આશ્રય લીધો, અલબત્ત તેમાં પણ તેમણે શક્ય હોય તેટલે અંશે ભાવાનુકૂલ પદરચના તો કરી જ. વેદાન્ત કે તત્ત્વજ્ઞાનના ગંભીર વિચારોને વ્યક્ત કરવા માટે ગરબી, કેદારો, મારુ કે ધોળના પ્રમાણમાં વધારે ગંભીર એવા પ્રભાતિયાં કે ભજનોના પ્રલંબ ગંભીર લય કે અખાની માફક છપ્પા તે કવિઓએ, ઘણું ખરું, સ્વીકારેલા.

આ પરથી આપણે જોઈ શકીએ છીએ કે અક્ષરમેળ વૃત્તોનો પ્રયોગ એ યુગમાં થવો જ અશક્ય હતો. અને તેમ છતાં કવિતા શ્રવણક્ષમ હોવાથી એ કવિઓએ ગેય રચનાઓ કરવાની હતી. એવી રચના માટે તેમણે વક્તા-શ્રોતા બન્નેને સુલભ એવી દેશીઓનો આશ્રય લીધો. અલબત્ત તેમાં પણ તેમણે શક્ય હોય તેટલે અંશે ભાવાનુકૂલ પદ્યરચના તો કરી જ: વેદાન્ત કે તત્ત્વજ્ઞાનના ગંભીર વિચારોને વ્યક્ત કરવા માટે રામગ્રી, કેદારો, મારુ કે ધોળનાં પ્રમાણમાં વધારે ગંભીર એવાં પ્રભાતિયાં કે ભજનોના પ્રલંબ ગંભીર લય કે અખાની માફક છપ્પા તે કવિઓએ, ઘણું ખરું, સ્વીકારેલા.

અને અંગ્રેજી રાજ્ય સ્થપાયું ત્યાં સુધી આમ ચાલ્યું. ત્યાર પછી, આપણે જાણીએ છીએ તેમ, જીવનનાં બંધિયાર થઈ ગયેલાં જળ સળકી ઊઠયાં. કાવ્ય શ્રવણનો વિષય મટી જતાં કાવ્યમાં ગેયત્વ ગૌણ બન્યું; સંસ્કૃત ભાષાનું પુનરુત્થાન થયું. જીવનમાં ભાવોનું વૈવિધ્ય વધ્યું. અને એ ભાવવૈવિધ્યને ઝીલવા માટે, અક્ષરમેળ વૃત્તોના પ્રયોગો, પહેલાં કદાચ વિદ્વત્તાનું પ્રદર્શન કરવા માટે કે પ્રયોગખોરીમાંથી થયા હોય તો પણ થોડા જ સમયમાં, આપણી કવિતાનું સ્વાભાવિક વાહન બની ગયા.

આ રીતે અક્ષરમેળ વૃત્તો નથી માત્ર દેખાદેખીથી જ લખાતાં; કે નથી એ આપણી ભાષાને પ્રતિકૂલ. નરસિંહથી દયારામ સુધીના કવિઓએ એનો ઉપયોગ ન કર્યો તેનું કારણ આપણે જોઈ ગયા. પ્રયત્નની સાથે કે ભાષાના હાર્દની સાથે એને કશી લેવાદેવા નથી. ઊલટું, એ વૃત્તો આપણા ભાવવૈવિધ્યને ઝીલવા માટે અનુકૂળ વાહનો છે.

એટલે જ, આપણે ત્યાં સળંગ પદ્યરચનાના વાહન તરીકે પૃથ્વી જેવા અનાવૃત્ત સન્ધિના વૃત્ત સામે શ્રી. ખબરદાર જે વાંધો રજૂ કરે છે તે પણ જરા ચિન્ત્ય છે. પૃથ્વી સામે એમણે ઉપસ્થિત કરેલા એ મુદ્દાઓ, અલબત્ત, સાચા છે. પૃથ્વીની પંક્તિને છેડે મહાયતિ આવતો હોવાથી એનો અર્થપ્રવાહ એકમાંથી બીજી પંક્તિમાં સહેલાઈથી સરી નથી શકતો : અને તેથી જ એ નાટકની ઉક્તિઓનું વાહન બની શકે તેમ નથી. તેમજ પૃથ્વી સ્વાભાવિક રીતે જ વિલંબિત ગતિનો છન્દ હોવાથી, પ્રવાહિતા પણ એમાં પૂરેપૂરી જાળવી શકવી અશક્ય. આમ પૃથ્વી સામે કવિશ્રી ખબરદારનો વિરોધ સાચો જ નથી, સયુક્તિક પણ છે.

પણ એ વિરોધ સ્વીકારતાં પહેલાં આપણે એક હકીકત તરફ દુર્લક્ષ કરી શકીએ નહિ. આપણી અને અંગ્રેજી ભાષાનું બંધારણ જ જુદા જુદા પ્રકારનું છે. ત્યાંના જેવો શબ્દસિદ્ધ પ્રયત્ન આપણે ત્યાં નથી. ઉપરાંત અંગ્રેજીમાં, માત્ર Song સિવાય, કોઈ પણ પ્રકારની કવિતા ગવાતી નથી; જ્યારે આપણાં વૃત્તો, આવૃત્ત સંધિનાં હોય કે અનાવૃત્ત સંધિનાં, વર્ણમેળ હોય કે રૂપમેળ, માત્રામેળ હોય કે લયમેળ, પણ ગેયત્વ પોષક છે. આમ, અંગ્રેજી પદ્યરચનાના મૂળમાં પાઠ્યત્વ રહેલું છે, આપણી પદ્યરચનાના મૂળમાં ગેયત્વ રહેલું છે. એટલે જ આજે કવિતામાં ગેયત્વ ગૌણ બનતાં, આપણાં ગેયત્વપોષક વૃત્તોને પાઠ્ય બનાવવામાં આવે છે ત્યારે તે અમુક પ્રકારની રસવૃત્તિને ખટકે છે.

એવાં ગેયત્વપોષક વૃત્તોને સળંગ પદ્યરચનાનાં વાહન તરીકે વાપરવાનું કાર્ય સહેલું નથી. બ્લેંક વર્સનું પ્રથમ લક્ષણ અગેયતા, તે આપણા ગેયત્વમૂલક છન્દોમાં સાધવું કેવી રીતે? અને સાધી સાધીને પણ સાધી કેટલું શકાય?

તેમ છતાં ઝૂલણા, મંનહર આદિનાં બીજે વાળાં આવૃત્ત સન્ધિનાં વૃત્તોમાં તેમ જ પૃથ્વી, અનુષ્ટુપ વગેરે અનાવૃત્ત સન્ધિવાળાં વૃત્તોમાં આપણે ત્યાં બ્લેંક વર્સની સળંગ,

અગેય, યતિસ્વાતંત્ર્યયુક્ત અને એકવિધતાથી મુક્ત રચનાને લાવવાના પ્રયત્નો થયા છે. એ બધા પ્રયોગોની તરફેણમાં તેમ જ વિરુદ્ધમાં કેટલુંક કહી શકાય તેમ છે.

શુદ્ધ અગેય રચના માટે આપણે ત્યાં કેવળ પઠનાનુકૂલ છન્દ અત્યારે અસ્તિત્વમાં નથી, એ હકીકત છે. તો એવી રચના લાવવા માટે આપણે ત્યાં છે તે બે પ્રકારોમાંથી જે ઓછામાં ઓછો પ્રતિકૂલ હોય એવો પ્રકાર આપણે અજમાવીએ તો વધારે સરળતા થાય. એ પ્રકારોમાંથી આવૃત્ત સન્ધિના અક્ષરમેળ અને માત્રામેળ છન્દો, ત્રોટક, ઝૂલણા, કટાવ, મુક્તધારા, વનવેલી, રામછંદ આદિમાં અમુક નિયમિત સ્થાને તાલ અનિવાર્ય રીતે આવ્યા જ કરતો હોવાથી તરત ગેયતામાં સરી પડાય છે અને એકના એક બીજનું આવર્તન થયા કરતું હોવાથી એકવિધતા પણ આવી જાય છે.

એ ભય અનાવૃત્ત સન્ધિવાળાં અક્ષરમેળ વૃત્તોમાં ઘણો ઓછો થઇ જાય છે. એ વૃત્તો પણ મૂળ ગેયત્વમૂલક હોવા છતાં, આપણે તેના ગેયત્વને ગૌણ કરી નાખ્યું છે અને તેને પઠનાનુકૂલ બનાવી દીધાં છે. એટલે ગેયત્વ જેટલું માત્રામેળ છન્દોમાં નડે છે તેટલું આ વૃત્તોમાં નડે નહિ. પણ એવાં વૃત્તોમાં પણ નિયત અને દૃઢ યતિસ્થાનો જેમાં આવતાં હોય તેવાં વૃત્તો બહુ કામ ન આવે. એટલે એવા દૃઢ યતિ વિનાનાં માત્ર બે જ વૃત્તો પ્રચારમાં છે, પૃથ્વી અને અનુષ્ટુપ. પૃથ્વીમાં અત્યારે સળંગ પદ્યરચનાના ઘણાખરા પ્રયોગો થાય છે; તો પ્રાચીન સંસ્કૃત મહાકાવ્યોના વિવિધ ભાવો અનુષ્ટુપમાં ઝીલાયા છે.

આમ આ બન્ને વૃત્તો બ્લૅંક વર્સ માટે ઓછામાં ઓછાં પ્રતિકૂલ છે એમ કહી શકાય. તેમાં ય ગુજરાતી કવિતાની વાત કરીએ તો અનુષ્ટુપ કરતાં પણ વધારે તો આપણને પૃથ્વી ફાવી ગયો છે. પૃથ્વીમાં ચન્દ્રવદનનું ‘ રતન ’ — આપણે ત્યાં કદાચ લાંબામાં લાંબો પ્રયોગ, લગભગ સોળસો પંક્તિનું સળંગ કથાકાવ્ય — લખાયું છે. ઉપરાંત ઠાકોર, ઉમાશંકર, શેષ, પૂજાલાલ અને સુન્દરમ્ વગેરેએ પણ પૃથ્વીમાં ધીરગંભીર ભાવોને વ્યક્ત કર્યા છે. દુર્ગેશ શુક્લે તો લગભગ પાંચસો પંક્તિની નાટિકા ‘ ઉર્વશી ’ પણ પૃથ્વીમાં લખી છે. આમ પૃથ્વીની શક્યતા આપણે સહેલાઈથી વિસરી શકીએ નહિ,–શ્રી ખબરદારે રજૂ કરેલા બન્ને વાંધા સબળ હોવા છતાં.

એમણે પોતે આપેલો સગણનાં બીજનાં પાંચ આવર્તનોવાળો અમીરી મહાછન્દ તો પ્રયત્નમેળ છે. અને પ્રયત્નનું અસ્તિત્વ જ આપણે જોઈ ગયા તેમ, આપણી ભાષામાં હજી સિદ્ધ થવું બાકી છે. એ સિદ્ધ ન થાય ત્યાં સુધી એ મહાછન્દને ત્રોટકનો દંડક જ ગણી શકાય. અને એનો પ્રયોગ ‘ અર્ચન ’ ( લેખકઃ પ્રબોધ અને પારાશર્ય ) ના ‘ પૂજારી ’ કાવ્યમાં થયો પણ છે. નિયમિત અન્તરે આવ્યા જ કરતો દૃઢ તાલ અને અમુક અન્તરે દેખાઈ આવતી એકવિધતા, આવૃત્ત સન્ધિનાં બધાં વૃત્તોની માફક આમાં પણ દેખાઈ આવે છે. એટલે એમાં એકમાંથી બીજી પંક્તિમાં નિષ્પ્રયત્ને સરી શકાય છે તે સિવાય બ્લૅંક વર્સને અનુકૂળ કશું દેખાતું નથી.

આમ, ખરી રીતે તો બ્લૅંક વર્સ માટે આવૃત્ત સંધિના કે અનાવૃત્ત સંધિના કોઈ પણ છન્દો પૂરેપૂરા અનુકૂલ નથી. એટલે એ બેમાંથી જે ઓછું પ્રતિકૂલ હોય તેને આપણે, નવું કોઈ અનુકૂળ વાહન ન શોધાય ત્યાં સુધી, સ્વીકારવું રહ્યું. આવૃત્ત સંધિનાં વૃત્તો કરતાં અનાવૃત્ત સંધિનાં વૃત્તો, આ દૃષ્ટિએ, બ્લૅંક વર્સ માટે વધારે કામ આવી શકે તેવાં લાગે છે. અને તેમાં પણ પૃથ્વીમાં, આપણે ત્યાં અનેક પ્રયોગો થયા હોવાથી, બ્લૅંક વર્સની શક્યતા, અત્યારે, સહુથી વધારે લાગે છે.

☆

# જુગારીઓ

પૂજાલાલ

જુગાર રમવા અમે નીકળિયા બધા વિત્તને
લઈ, જીવનમાં ઉપાર્જિત કરેલ ઝાઝા શ્રમે:
જિતાય ન જિતાય બાજી પરવા નથી ચિત્તને,
ખુવાર થઈશું કદાચ, નહિ તો ય નેત્રો ઝમે.

સમીપ ઢગબંધ અક્ષય મૂકેલ છે હોડમાં,
અનેરું ધન સ્વર્ગનું—લસત જ્યોતિના ધામનું:
ભરાઈ રહીએ હવે ક્યમ અભાગ્યની સોડમાં,
નસીબ અજમાવશું જિગર ધારીને હામનું.

પુરાણ જગની પ્રથા—કિરણહીન કાશતણા
દરિદ્ર રુદાનલયે મરણ ચાદરો ઓઢવા—
અમાન્ય અમને, ઉપાસક જ્વલંત તારા તણા
અમે ચિર અભીપ્સુ સૂર્ય શયનીયમાં પોઢવા.

જુગાર રમશું અનંત સહ દાવમાં આત્મને
મૂકી; પરમ પામશું, પણ ખુવાર યા જન્મને.

૫-૩-૩૪

☆

# સ્મિતનું રહસ્ય

'વાસુકિ'

વિક્ટોરિયા ટર્મિનસ ઉપર બેય જણા એક સંબંધીને વિદાય-આપવા માટે આવ્યા હતા. બંનેને અરસપરસ એ સિવાય કંઈ સંબંધ ન હતો, સિવાય કે એક જ જ્ઞાતિસમુદાય-માં બંને જન્મ્યા હતા. બીજા પણ ઘણા વિદાય આપવા માટે આવેલા હતા. પણ તેમાં કોઈ નહિ ને માત્ર આ બે જણા મળ્યા ત્યારે એમાંનો બુઝર્ગ માણસ હતો તેના કર-ચલિયાળા મોં ઉપર એકદમ સ્મિત ચમકી ઊઠયું. જે જુવાન હતો તે સહેજ વાર તો બાઘા જેવો આ દૃશ્ય જોઈ રહ્યો, પણ પેલો તો હજી ચાલુ મલકાયાં કરતો હતો. આમ થોડીક સેકન્ડો વીતી ગઈ. જુવાન માણસના મગજમાં વિદ્યુત્ સમો કંઈ વિચાર ફરી વળ્યો ને સામેથી એ પણ મલકી પડયો. વિક્ટોરિયા ટર્મિનસ ઉપર રોજ ને રોજ વખત-બે-વખત હજારો માનવજંતુઓ ટોળે મળે છે, પણ આ બે માણસો વચ્ચે સ્મિતના રસાયણથી પલક માટે જે એકતાનું ભાન પ્રગટયું હતું એવું અન્ય કોઈ બે જણા વચ્ચે પ્રગટયું હોય તો એ ખરે જ ઇચ્છવા જેવી ઘટના ગણાય.

હજી પેલા પીઢ માણસના ચહેરાની કરચલિયાળી નીકોમાં સ્મિત રેલમછેલ વહેતું હતું. એ કોઈ પરમ કૃતકૃત્યતા અનુભવી રહ્યો હતો.

જુવાનનું મોં લાંબી વાર મલકી શકયું નહિ. છતાં પેલા વૃદ્ધના મલકાટ ઉપર જ એને એકવાર તો સહેજ હસવું આવી ગયું ને ફરી એનું મોં સ્મિતથી ચમકી ઊઠયું.

બુઝર્ગ હતા તે પુનમલાલ વણિકશ્રેષ્ઠ હતા. અત્યારે પૂર્વજોનાં પુન્યપ્રતાપે અને પોતાની જાતમહેનતે એ બે પૈસો મેળવી-જાળવી શકયા હતા. છતાં ખાવેપીવે ઓઢવેપાથરવે બહુ સાદા હતા.

જુવાન જુગલકિશોર પુનમલાલના જ ગામનો એમની જ જ્ઞાતિનો નવજુવાન હતો. પૂર્વજોનાં પાપે અને પોતાની લાપરવાહીને લીધે હમેશાં પૈસાની તાણમાં રહેતો. ખાવાપીવામાં ભલે બે દિવસના કડાકા કરી લેતો હશે, પણ પહેરવાકરવામાં એ કોઈ રાજકુમારને ય ઠોકર મારે એવો હતો.

પુનમલાલ પાતળા, સોટા જેવા, બેઠેલા ગાલવાળા, એકવડિયા બાંધાના, લાંબા કોટમાં શોભી રહ્યા હતા. વારંવાર એમનો હાથ હારબંધ ટાંગેલાં સોનાનાં બટન ઉપર જઈ ચડતો. માથે આટલી ઉંમરે પણ કંઈ ઘરડો ઓછો છું કહીને પરસેવાથી ખવાયેલી કાશ્મીરી પશ્મીનાની ટોપી મૂકી હતી. માથે તાલો હોઈ વાળના રંગની તમે પરખ જ ન કરી શકો. દાઢી સાફ કાઢેલી હતી. મૂંછના વાળ ઠેઠ મૂળ સુધી કાતરી લીધેલા એટલે જે સાધારણ ટૂંકાં હતાં તેને તમે ધોળાં પણ ગણી શકો ને કાળાં પણ ગણી શકો.

જુગલકિશોર બેકીદડીનો, ગલોલા જેવા ગાલવાળો, રાતોચોળ, છેલ્લી ઢબના 'કટ'વાળા 'સૂટ'માં શોભતો હતો. એનો હાથ વારેઘડી પાટલૂનની 'ક્રીઝ' સાચવવા ઢીંચણ પર પહોંચતો. વાળ ઉપર હમણાં જ કાંસકી ફરી હોય એટલા સ્વચ્છ ને સુરેખ એ

લાગતા હતા. દાઢીમૂછ સાફ હોઈ એની ઉંમર તમારી ઇચ્છા મુજબ વીસથી ત્રીસ સુધીની ગમે તે વરસ પર ગોઠવી શકાય.

પુનમલાલના પગમાં લગ્નના જોડા હતા. જુગલકિશોર અલબત્ત બાટાબૂટ્સ, કોઈ ઘોડો અધીરાઈથી જમીન પર ખરી ઠબકાર્યાં કરે તેમ, ફરસબંધી પર વારેઘડી ઠોકતો હતો.

પુનમલાલ પોતાના ગામમાં જઈ પ્રતિષ્ઠા જમાવવાનો એકે અવસર ચૂકતા નહિ. છેક નાનપણથી એમણે મુંબઈ સેવ્યું હતું. પણ ગમે તો અહીં ફાટાંતૂટાં કપડાંથી ચલાવે, એને બદલે એક ટંક ખાય પણ દેશના કરકરિયાવર સાનમૌભો બરોબર સાચવે. છતાં નાનપણમાં એમની ધર્મપત્ની ગુજરી ગઈ તે પછી એના મરણ વિષે કંઈની કંઈ અફવાઓ ઊભી કરી નાતલોકોએ એમના હાથ બીજીવાર ઝટ કંકુવાળા કરવા દીધા નહિ. પણ આ તપશ્ચર્યાના કાળમાં એમણે મુંબઈમાં કડણ સાધના કરી એ બાજુના પ્રમાણમાં ઠીક ઠીક પૈસો સંપાદન કર્યો. લક્ષ્મીને જો આ માણસને વરતાં વાંધો ન આવ્યો તો પછી નાતની કોઈ કન્યા એમને વરે તેમાં શું? તરત જ એમનાં એક વિચક્ષણ કન્યા જોડે લગ્ન થઈ ગયાં.

લગ્ન પછી બાપદાદાએ કદી મેળવી નહિ હોય એટલી આબરૂની પૂંજી પુનમલાલે મેળવી. પરબો બેસાડે, નિશાળમાં ઇનામો આપે, સપાવતો કરે. નાતમાં લાણી પણ કરી. ભારે શાખ બંધાઈ ગઈ. હવે તો ઘરમાં ઘોડિયું બંધાય એટલે પૃથ્વી પર સ્વર્ગમાં કશી કમીના ન રહે.

એ માટે પણ કંઈ ઓછા ઈલાજ કર્યા ન હતા. ડોશીઓશી ભૂવાજતીથી માંડીને મુંબઈના મોટા મોટા ડૉક્ટરો સુધી સૌ કોઈના ચરણ સેવ્યા હતા. પણ ઇકોતેર પેઢીના પૂર્વજોને પુમ્ નામના નરકના ભયમાંથી તારનારો ફણગો ન ફૂટ્યો તે ન જ ફૂટ્યો.

આ બીજી વારની વહુ સાવિત્રી માથાફરેલ હતી. એક બાજુ પુનમલાલ શાખ-આબરૂની ઇમારત ચણ્યાં કરે ને બીજી બાજુ સાવિત્રી એના પાયા ખોદ્યાં કરે. મુંબઈથી પુનમલાલ લાંબા લાંબા કાગળો લખી એને સન્માર્ગે પ્રેરતા. સાવિત્રી નવા નવા માણસો પાસે તે વંચાવવા લઈ જઈ પોતાની શ્રદ્ધાના તેમને પાત્ર બનાવતી. પુનમલાલની લક્ષ્મીની શોક્ય થઈ શકે એટલાં ચળકાટ અને ચંચલતા એનામાં ચમકતાં હતાં. છેવટે વ્યવહારકુશળ પુનમલાલે કંટાળીને ગામને ગોંદરે એક ધર્મશાળા બંધાવી અને વાસ્તુમૂહૂર્તને દિને વાતવાતમાં કોઈ સંબધીની મારફત ભમરો મુકાવી દીધો કે સાવિત્રીને બાળક આવી શકે એમ નથી. કારણ સૌને ખાનગીમાં, કોઈને કહેશો નહિ એમ કહીને, કાનમાં કહેવામાં આવતું કે મુંબઈના મોટા ડૉક્ટરને ત્યાં સાવિત્રીને તપાસ માટે લઈ ગયેલા ને એવા મોટા માણસ ઉપર જાદુ કરીને એણે સમૂળગાં બાળબચ્ચાં ન થાય એવું કરાવી લીધું છે.

બે દિવસમાં તો નાતની અનેક કન્યાઓનાં માગાં આવ્યાં. એકની જ ચૂંટણી કરવાની છે એ મર્યાદાએ પુનમલાલ બિચારા મૂંઝાયા. નાતપંચે ધર્મશાળા બાંધનાર ઉદાર ધનિકને પુત્રપ્રાપ્તિ વાંછીને વગરઝઘડે વૃદ્ધલગ્નની છૂટ આપી.

વરસ–દહાડામાં જ સાવિત્રી ગામના એક તરગાળા જોડે ભાગી ગઈ. કોઈ કોઈ વાત લાવતા કે રામલીલામાં જસમા ઓઢણુ થઈને ઊતરે છે.

નવી વહુ આ બેઆબરૂના ને બિમારીના એમ દ્વિવિધ આઘાતથી વરસદહાડામાં ગુજરી ગઈ. પુનમલાલે ગ્રહશાંતિ નિમિત્તે યજ્ઞયાગ કર્યા. જ્ઞાતિજનોની ઉદરશાંતિ થતાં આપોઆપ એમને પુનમલાલ પ્રત્યે સહાનુકંપા સ્ફુરી અને એણે પંચ આગળ અરજી નાખતાં વાંત લગ્નની ફરી પરવાનગી મળી ગઈ.

આ વખતે પુનમલાલે વહુને રૂનાં પૂમડાંમાં સાચવી એમ કહી શકાય. 'મકરધ્વજ'નો જથ્થો પણ બજારમાંથી ઘટતો ચાલ્યો. પુનમલાલની હવે સ્વતંત્ર પેઢી ચાલતી હતી. વાણોતરે દિવાળીટાણે પગારમાં વધારો માગ્યો: 'શેઠ, ચાર છોકરાંનું કુટુંબ છે ને સુવાવડનું ખર્ચ સામે ઊભું છે!' પુનમલાલે હશે પુણ્યનું કામ છે કહી એ નવો બેઠેલો તો યે પગારમાં વધારો કરી આપ્યો.

કંઈ આશા છે એવી માન્યતા સ્પષ્ટ બંધાતાં પુનમલાલે વહુને એના પિયરમાં વિવાહ હોઈ દેશમાં મોકલી. ત્યાં થોડા દિવસ પછી અચાનક એને પાંડુરોગ થઈ આવ્યાના તાર મારફત સમાચાર મળતાં પોતે દેશ ગયા. એ વખતે એમની વહુની ભારે બિમારી પણ વિસારે પડી જાય એવો બનાવ બન્યો.

ગામમાં પડખેના નાના ગામમાંથી આવીને વસેલા એક શેઠનો એકનો એક દીકરો જુગલકિશોર પરણવાનો છે એ સમાચારથી ગામના દરેકે દરેક ઘરનાં નળિયાં ખળભળવા મંડી પડયાં હતાં.

જુગલકિશોર ગામડાગામમાં થોડુંગણું ભણ્યો હતો. પછી પોતાના મામાને ગામ અંગ્રેજી નિશાળ હતી ત્યાં ભણતો હતો. એવામાં અચાનક કલેકટર એ તરફ આવી ચડતાં નિશાળની મુલાકાતે પણ ગયેલો. અને જુગલકિશોરના છટાદાર જવાબોથી આકર્ષાઈ એને એણે શિષ્યવૃત્તિનો જોગ કરી આપી કસ્બાની નિશાળે મોકલી આપ્યો. ત્યાં પાછળથી એની આવડતને જોરે શિષ્યવૃત્તિઓનો વરસાદ જ એની ઉપર વરસવા લાગ્યો. જુગલ-કિશોર કૉલેજમાં બરાબર છેલ્લા પાટલાના કૉલેજિયન જેવો બની રહ્યો. એની ભણવાગણવાની આવડત વિષે પેલા પરદેશી કલેકટરે કરેલી કદર પછી આપણે કંઈ ઉમેરી શકીએ એમ નથી. પણ એની બીજી બધી ટેવો અને વર્તણૂંક અત્યંત મૃદુતા અને માણસાઈ-ભર્યાં હતાં.

પાછળનાં વરસોમાં એને પૈસાની ઠીકઠીક તાણ પડી હતી. પણ એ કહેતો, બડાશ મારતો, કે તંગી એને સદી ગઈ છે. બીજી એની બડાશ એ હતી કે ગમે તેમ હોય પણ સમાજ સમક્ષ પોતે સ્વમાનપૂર્વક ચાલ્યો છે.

કૉલેજનાં વરસોમાં કોઈ મિસ વનમાલા જોડે હૃદયનો મેળ થઈ ગયેલો. વનમાળા કોઈ વધારે પડતા પૈસાદાર શેઠની પુત્રી હતી. શરૂમાં તે અચકાતી હતી. જુગલ કંઈ ગણકારતો પણ નહિ. અચાનક વનમાલાના પિતાને ભારે નુકસાની આવી. વનમાલાની આંખ ઊઘડી. પહેલાં હૃદય સંબંધનું મહત્ત્વ નહોતું સમજાયું એમ નહિ, પણ હવે એને પ્રવૃત્તિશીલ

થવાનું પ્રોત્સાહન મળ્યું. પિતાશ્રીને સમજાવી શકી. જુગલને તૈયાર કરી શકી. વિવાહ નક્કી થયા.

જુગલકિશોર મુંબઈની એક મિલમાં સારી બે પૈસા મળે એવી નોકરી ઉપર ગોઠવાયો હતો. લગ્ન થયા પછી જુગલ મુંબઈમાં જ વસવાનો હતો.

દેશમાં એના ગામમાં એના લગ્નના સમાચાર સાંભળીને કોઈ મરી ગયું હોય એટલો ખળભળાટ મચી ગયો. ધોંધાટ ઉપરથી કેટલાકે પૂછ્યું પણ ખરું, 'પુનમલાલની આ વહુ પણ મરી ગઈ કે શું?'

જુગલના દાદા એક માત્ર જીવતા હતા. એમણે જમાનાના ઘણા રંગ જોયા હતા. દીકરાનો દીકરો હોશિયાર નીકળ્યો જોઈ પોતે ખુશ થતા હતા. પણ પોતાની નાતની પાણીને મૂલે મળતી છોકરીઓ છોડીને બીજી કોઈ નાતની કન્યા પોતાને આંગણે આવે એ એમને ઠીક ન લાગ્યું. વણિક કલે કાંઈ વણિક ઓછા થયા? ચોર્યાશી બ્રાહ્મણ તેમ પંચ્યાશી વણિક સમજવા. એક કુંડાળું છોડી બીજામાં જાઓ એટલે અનરાધાર ગુનો થઈ ગયો! દાદાજીએ દીકરાને કાગળ લખી મોકલ્યો કે 'બેટા મારા, એક તો નાતની છોડી એક ઉગારવી ને ઉપરથી નાતના ગુનેગાર થવું? મારી તો વાણિયામત એ નથી કબૂલ કરતી.' પણ છેવટે જુગલનું મક્કમ જાણી પોતે લગ્નને દિવસે એને આશીર્વાદ આપી આવ્યા.

પુનમલાલની વહુ લાંબી બિમારી ભોગવ્યા વગર મરી. ગઈ. સૌ કહેવા લાગ્યાં કે આને આશા હતી ત્યારે એ બચ્યાસોતી જ ચાલતી થઈ.

ચાર જણાની અત્યંત કાકલૂદીભરી વિનંતીથી પુનમલાલે પંચ સમક્ષ અરજ ગુજારી. મારે તો કંઈ હવે જિંદગીમાં રહ્યું નથી. આ ઉંમરે ભગવત્સ્મરણ ભલું ને મારી પેઢી ભલી. બે પૈસા મળશે તો જ્ઞાતિગંગાને ચરણે ધરીશ. બસ. પણ ત્યાં કોઈ હિતેચ્છુ બોલી ઊઠયો: તમે મરો એમાં શું વળ્યું? તમારો વેલો ચાલુ હોય તો વંશપરંપરા તમારા ઘરનો આપણાં છોકરાં છૈયાંને ફૂલ નહિ તો ફૂલની પાંખડી લાભ મળે ને? પણ કોઈ તોફાની જુવાન ટોળીએ દલીલ કરી કે આટલી ઉંમરે લગ્નની રજા આપવાનો જ્ઞાતિને હક્ક નથી. દાખલા પુરાવા ને બંધારણની કલમો, બધું ડહોળાવા લાગ્યું. ત્યાં ઘરમાં જઈ પેટી ખોલીને સાવ જૂના કાગળ ઉપરની જન્મોતરી પુનમલાલે બહાર કાઢી પંચ સમક્ષ રજૂ કરી. એ જન્મોતરી પ્રમાણે ૬૭ આવતા આસોમાં એમને ૪૯મું બેસશે. ચર્ચામાં બે દિવસ ગયા હતા. ભોજનાદિની સુવ્યવસ્થાથી અને બીજી ગોઠવણોથી પંચે સહેજ લાડપૂર્વકની આનાકાની કરી રજા આપી.

તે જ દિવસે જુગલનો મુકદ્દમો પણ નાતે કોઈની ફરિયાદ વગર (પોતે જ પબ્લિક પ્રોસીક્યુટરનો ભાગ ભજવીને) ચલાવ્યો. જુગલના દાદાને તગાદો કર્યો કે આ ઉંમરે હવે જો છોકરા જોડે સંબંધ રાખ્યો છે તો હાડકાં રઝળશે. જુગલનો નાત સાથેનો સર્વ પ્રકારનો સંબંધ બંધ કરવામાં આવ્યો. જૂની પરિભાષામાં કહીએ તો 'પાણી દીવેદિવતા' બધું બંધ જાહેર કરવામાં આવ્યું.

જ્ઞાતિના એક માસિકમાં જુવાનોએ આ બે કિસ્સાઓને સાથે સાથે મૂક્યા:—એક બાજુ જેને એ લોકોએ વહુખાઉનું બીભત્સ બીરુદ આપ્યું છે એવો ઘરડોખખ વર પાંચમી વાર ઘોડે ચડે છે તેની ઉપર જ્ઞાતિના ચારે હાથ છે; બીજી બાજુ એક તેજસ્વી જુવાન પોતાનાં કર્મો વડે સુખી થવાનો પ્રયત્ન કરે છે એનો જ્ઞાત 'દીવોદેવતા' બંધ કરે છે, ઈ૦ ઈ૦.

પુનમલાલે વિક્ટોરિયા ટર્મિનસ ઉપરની મેદની ઉપર નજર ફેરવી કે તરત જ એની આંખ જુગલ ઉપર જતી ઠરી. પોતાને ને એને કંઈ જુગજુગનો સંબંધ હોય એમ એ એની તરફ ખેંચાઈ આવ્યો, અને અનેક નિરર્થકતાઓ ને નિષ્ફળતાઓથી ભરેલી આ જિંદગીમાંથી આ એક સફળ ક્ષણ ઝડપી લઈને મલકાઈ રહ્યો. ઝખ મારે છે દુનિયા! આ આવો આવો જુગલકિશોર જેની આજુબાજુ વનમાળા જેવી બાળાઓ આંટાફેરા મારે, બહાર એની ગમે તે શાપ હોય, પણ એ જુગલિયો હાર્યો છે ને પોતે જીત્યા છે! 'આપણા સમાજમાં બચ્ચા મારી સ્થિતિ તારે અદેખાઈ કરવા જેવી છે'—એવો ભાવ મોંની કરચલીઓ વડે બોલતા હોય એમ એ સ્મિત કરી રહ્યા.

જુગલ પહેલાં તો એ સ્મિતનો મર્મ તરત વરતી શક્યો નહિ પણ પછી એની તીક્ષ્ણ બુદ્ધિમાં એ વાત સ્પષ્ટ થતાં પોતાને ટપી જનાર વિજેતા જોડે એ પણ હસી રહ્યો. થોડું ઉપહાસથી પણ જુગલ હસ્યો હશે. પણ ભલે ને બિચારો એટલો આનંદ મેળવતો એમ કરી જુગલે પોતાના પ્રતિસ્પર્ધીના સ્મિતને કોઈ પણ જાતનો આંચકો લગાડ્યો નહિ.

માત્ર પોતાનો 'દીવોદેવતા' બંધ કરનારાઓની રજમાત્ર દયા ખાધા વગર મોંઢામાં સીગાર મૂકી 'ઓટોમેટિક લાઈટર'ની ચાંપ દબાવીને સળગાવી ધૂમાડાના ગોટા ઉડાડવા લાગ્યો.



## સ્મરણ

સિન્ધુએ સંકેલી ભરતી<br>
પણ જીવનવેળુમાં રમતી<br>
તરંગની ઝાલરનાં સ્મરણો<br>
પડી રહ્યાં આરે.

પારાશર્ય

# આપની યાદી
[ એક સ્વાધ્યાય ]

નગીનદાસ પારેખ

## આપની યાદી

જ્યાં જ્યાં નઝર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની;
આંસુ મહીં એ આંખથી યાદી ઝરે છે આપની ! ૧
માશૂકોના ગાલની લાલી મહીં લાલી અને
જ્યાં જ્યાં ચમન જ્યાં જ્યાં ગુલો ત્યાં ત્યાં નિશાની આપની ! ૨
જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર,
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની ! ૩
તારા ઉપર તારા તણાં ઝૂમી રહ્યાં જે ઝૂમખાં,
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની ! ૪
આ ખૂનને ચરખે અને રાતે અમારી ગોદમાં,
આ દમબદમ બોલી રહી ઝીણી સિતારી આપની ! ૫
આકાશથી વર્ષાવતા છો ખંજરો દુશ્મન બધા;
યાદી બનીને ઢાલ એ ચાઈ રહી છે આપની ! ૬
દેખી બુરાઈ ના ડરું હું, શી ફિકર છે પાપની ?
ધોવા બુરાઈને બધે ગંગા વહે છે આપની ! ૭
થાકું સિતમથી હોય જ્યાં ના કોઈ ક્યાંએ આશના;
તાજી બની ત્યાં ત્યાં ચડે પેલી શરાબી આપની ! ૮
જ્યાં જ્યાં મિલાવે હાથ યારો ત્યાં મિલાવી હાથને;
અહેશાનમાં દિલ ઝૂકતું રહેમત ખડી ત્યાં આપની ! ૯
પ્યારું તજીને પ્યાર કોઈ આદરે છેલ્લી સફર;
ધોવાઈ યાદી ત્યાં રડાવે છે જુદાઈ આપની ! ૧૦
રોઉં ન કાં એ રાહમાં બાકી રહીને એકલો ?
આશકોના રાહની જે રાહદારી આપની ! ૧૧
જૂનું નવું જાણું અને રોઉં હસું તે તે બધું
જૂની નવી ના કોઈ તાજી એક યાદી આપની ! ૧૨
ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી,
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની ! ૧૩
કિસ્મત કરાવે ભૂલ તે ભૂલો કરી નાખું બધી;
છે આખરે તો એકલી ને એ જ યાદી આપની ! ૧૪

વિશ્વમાં સર્વત્ર ઈશ્વર જ વ્યાપી રહેલો છે, એમ કહીને કવિએ કાવ્યની શરૂઆત કરી છે. જ્યાં જ્યાં મારી નજર ઠરે છે, ત્યાં ત્યાં બધે આપની યાદી જ ભરી છે. એટલું જ

નહિ પણ જ્યારે દુઃખને લીધે અમારી આંખમાંથી આંસુ ઝરતાં હોય છે, ત્યારે પણ, એ આંસુરૂપે આપની યાદી જ ઝરતી હોય છે. દુઃખ એ ઈશ્વરની સ્મૃતિ જગાડનાર વસ્તુ છે, માણસ દુઃખમાં ઈશ્વરને સંભારે છે, એ વસ્તુ કવિએ આટલી સુંદર રીતે અહીં વ્યક્ત કરી છે. આ બે પંક્તિઓનું સંગીત કોઈના પણ કાનને અસર કરે એવું છે. પહેલી પંક્તિમાં ૭ અને બીજીમાં ચાર 'આ' છે. પહેલી પંક્તિમાં આવતા ત્રણ 'જ' અને છેલ્લા 'જ' સાથે સંધાઈને આવતા 'ર' 'રી' 'રે' 'રી', તો જાણે નજરે ચડે એમ છે, પણ એથીયે વધુ મોહક તો આખી બીજી પંક્તિમાં વ્યાપેલું સ્વરસંગીત છે. આ જ કડીમાં નહિ, પણ આખી કવિતામાં રહેલું આ સ્વરસંગીત અને વર્ણમાધુર્ય અભ્યાસ કરવા જેવું છે, અને તે કાવ્યના ભાવને અને અર્થને કેટલું તો પોષક છે, તે પણ વિચારવા જેવું છે.

માશૂક એટલે જેના ઉપર ઇશ્ક (પ્રેમ) થયો હોય તે વ્યક્તિ. પ્રેમ કરનાર વ્યક્તિ તે આશક. પ્રેમી પોતાના પ્રેમપાત્રને સૌન્દર્યની મૂર્તિરૂપે જ જુએ છે. માશૂકોના ગાલની લાલીમાં જે લાલી રહેલી છે, તે પણ આપની જ છે. પ્રેમી પોતાના પ્રેમપાત્રમાં જે સૌંદર્યનાં દર્શન કરે છે, તે સૌંદર્ય પણ આપનું જ છે. જ્યાં જ્યાં ચમન કહેતાં બાગ એટલે કે છૂટથી વિહરવાનાં સ્થાન છે, જ્યાં જ્યાં ગુલ કહેતાં ફૂલ છે, એટલે કે, જ્યાં જ્યાં આનંદ અને સુખ વર્તી રહ્યાં હોય છે, ત્યાં એ આનંદ અને સુખમાં પણ આપનાં જ દર્શન થાય છે. એટલે, પહેલી કડીના અનુસંધાનમાં આપણે એમ કહીએ કે, સુખમાં અને દુઃખમાં તેમ જ સુખ–સૌંદર્યાનુભવમાં—બધે આપ જ વસો છો. આ કડીના ઉત્તરાર્ધમાં 'જ્યા જ્યાં' 'જ્યાં જ્યાં' 'ત્યાં ત્યાં' જે રીતે ગોઠવાયાં છે, એને લીધે એ લીટી કેટલી સુંદર બની છે તે જોવાનું છે. એ ત્રણે જગ્યાએ પહેલો અક્ષર તાલ વિનાનો અને બીજો તાલવાળો છે.

અહીં અને ત્યાં એટલે કે સર્વત્ર હું દરિયા વની મીઠી લહર આવતી જોઉં છું—મારી આંખો સામે હું વિશાળ સાગર લહરાતો જોઉં છું, તો તેના ઉપર પણ આપની જ નાજુક સવારી ચાલી રહી છે. 'નાજુક' વિશેષણે આ પંક્તિના સૌંદર્યમાં કેટલો વધારો કર્યો છે, તે સહેજ વિચાર કરતાં સમજાશે. એ વિના આ પંક્તિનું સૌંદર્ય ઘણું ઓછું થઈ જાત. પાણી ઉપર તો ફૂલ કે ફૂલ જેવું શીઘ્ર તરી શકે. તો પાણી ઉપર ચાલી શકે એવી મૂર્તિ કેટલી નાજુક હશે! વળી પાણી ઉપર ચાલી રહેલી--નહિ, ક્ષિતિજ સુધી લહરતા સાગર ઉપર ચાલી રહેલી નાજુક મૂર્તિની કલ્પના, અને એણે ખડું કરેલું ચિત્ર એટલું તો રમ્ય છે, કે આખું ચિત્ર ખડું થઈ—આખી કડી એ ચિત્રરૂપે ખડી થઈ આપણી આંખ સામે ઊભી રહે છે. હું તો જ્યારે જ્યારે એ પંક્તિ વાંચું છું ત્યારે ત્યારે ગેલીલીના સરોવર ઉપર ચાલતા ઇસુની મૂર્તિ મને યાદ આવે છે. ત્યાં સરોવર છે, તેને બદલે અહીં આખો સાગર છે એટલે ચિત્ર વધારે ભવ્ય અને મનોરમ બને છે. આ કડીના પૂર્વાર્ધમાં 'આવની' '(દરિ)યાવની' એવી રીતે ગોઠવાયા છે કે જાણે દરિયાની લહેરો ઉપરાઉપરી ન આવતી હોય!

આમ પૃથ્વી ઉપરની નિસર્ગશ્રીનું વર્ણન કર્યા પછી કવિ આકાશનો ઉલ્લેખ કરે છે. આકાશમાં તારાનાં જે ઝૂમખાંનાં ઝૂમખાં ઝૂમી રહ્યાં છે, તે આપની એવી ફકીરીની

યાદ આપે છે. આકાશમાં રાત્રે તારાઓનું જે દમદમાભર્યું દશ્ય નજરે પડે છે, તે જાણે કે આપનો દિવ્ય દરબાર ન હોય એમ લાગે છે! આ પણ આંખને ભરી દે એવું ચિત્ર છે. આ બે પંક્તિનું સંગીત જુઓ.

આમ બાહ્ય પ્રકૃતિનો ઉલ્લેખ કર્યા પછી કવિ અંતરમાં ઊતરે છે. ચરખો એટલે ચક્ર. આપણા શરીરમાં લોહી સદા ચક્ર ફર્યા જ કરે છે, એટલે કવિએ દેહને ખૂનનો ચરખો કહ્યો છે. આ અમારા દેહમાં અને અમારી ગોદમાં એટલે હૃદયમાં પણ શ્વાસેશ્વાસે દમબદમ આપની જ સિતારી બોલી રહી છે. શ્વાસોચ્છ્વાસની ગતિનો જે અવાજ થાય છે તેને જ કવિએ અહીં ઝીણી સિતારી કહી છે. આપણા પ્રાચીન કવિઓ એમાં જ 'સોઽહમ્'નો જાપ જપાતો સાંભળતા હતા. આ બે પંક્તિ દ્વારા કવિ કહે છે કે અમારા દેહમાં અને અંતરમાં આપ જ વ્યાપી રહેલા છો. આપ અમારા અંતર્યામી છો. આટલું કહ્યા પછી આ બીજી પંક્તિમાં આપણને બીજો પણ ધ્વનિ સંભળાશે. 'ઝીણી સિતારી' એમાં સિતારનો અવાજ ઝીણો હોય છે તેમ શ્વાસગતિનો અવાજ પણ ઝીણો છે, એ તો ખરું જ; પણ જેને આપણે અંતરનો, ઈશ્વરનો અવાજ કહીએ છીએ તે પણ અતિશય ઝીણો, બાહ્ય કાનને તો સંભળાય પણ નહિ એટલો ઝીણો હોય છે, અને એ અતિ ઝીણા અવાજ-રૂપે આપ અમારા અંતરમાં વસેલા છો, એવો પણ અર્થ ખરો. અંગ્રેજીમાં આ અંતર-નાદને 'સ્ટિલ સ્મોલ વૉઈસ વિધિન' કહે છે, તે પણ અહીં યાદ આવ્યા વિના રહેતું નથી. આ કડીના ઉત્તરાર્ધમાં ઉપરાઉપરી આવતી 'ઈ' ની અસર નોંધવા જેવી છે.

ઈશ્વર જેમ અંતરમાં રહી આપણા અંતરને સાચવે છે, સંરક્ષે છે, તેમ તે બહાર પણ આપણું સંરક્ષણ કરે છે. ભલેને બધા દુશ્મનો ભેગા થઈને આકાશમાંથી ખંજરો વર્ષાવે— આકાશમાંથી વૃષ્ટિની જેટલી ધારાઓ વરસે છે એટલાં ખંજરો વરસે—તોપણ આપની યાદી ઢાલ બનીને આડી ખેંચાઈ રહી છે, એ ખંજરોને ખાળી રહી છે.

આ પછીની કડીમાં કવિ કહે છે કે જગતમાં બુરાઈ યે ખૂબ છે, અને પાપ પણ ખૂબ છે. જગતની એ બુરાઈ જોઈને કે પાપ જોઈને હું ગભરાઈશ નહિ, કારણ, હું જાણું છું કે એને ધોવા માટે આપની (કરુણાની) ગંગા બધે વહ્યા જ કરે છે. આપ આપના પ્રભાવથી દુનિયામાં વ્યાપેલી બુરાઈ અને પાપો ધોઈ નાખશો, ધોઈ નાખો છો, એ હું જાણું છું. આ કડીનો બીજી રીતે પણ અર્થ લઈ શકાય. ઘણી વાર માણસ જ્યારે આત્મનિરીક્ષણ કરે છે, ત્યારે તે પોતાની બુરાઈ જોઈને અકળાઈ જાય છે, પોતાનાં પાપોનાં દર્શનથી હતાશ થઈ જાય છે કે મારો ઉદ્ધાર શી રીતે થશે? પણ કવિ કહે છે કે મારા અંતરની બુરાઈથી મારે ગભરાવાની જરૂર નથી, મારાં પાપોની પણ મારે પરવા કરવાની જરૂર નથી, કારણ, હું જાણું છું કે તારી કરુણાગંગા મારી બુરાઈઓને અને મારાં પાપોને ધોવા માટે વહી રહી છે. પણ આ પંક્તિઓનો અર્થ એવો નથી કે અમારાં પાપો ધોનારો તું બેઠો છે, એટલે અમારે પાપની પરવા શા માટે કરવી, પાપ કરતાં શા માટે ડરવું? આવી માન્યતામાં મનુષ્યને પાપથી નિવારવાની શક્તિ નથી. અહીં, મારી આજ સુધીની બુરાઈઓ, મારાં આજ સુધીનાં પાપો એવો અર્થ લઈ, ભવિષ્યમાં પોતે સન્માર્ગે ચાલવા ઇચ્છે છે, એવું પ્રતીત થવું એ ઇષ્ટ લાગે છે.

ગંગા પોતે એટલી પવિત્ર છે કે એના જલ સ્પર્શથી એ પાપીનાં પાપ ધોઈ નાખી શકે છે, એવી હિંદુ માન્યતા છે. તેને આધારે અહીં 'ગંગા' શબ્દ વાપર્યો છે.

હું જ્યાં સિતમ–જુલમ–થી થાકી જાઉં, જ્યાં ક્યાંય કોઈ મિત્ર ન હોય ('આશના' એટલે મિત્ર; એ ફારસી શબ્દ છે.), એટલે જ્યારે હું જગતના ત્રાસથી અને મારી અસહાય અમિત્ર દશાથી કંટાળી ગયો હોઉં, ત્યારે તાજી બનીને આપની પેલી શરાબી એટલે ખુમારી ચડે છે;—આવી સ્થિતિમાં પણ હું આપનો છું, આપ દીનવત્સલ છો, એ યાદ આવતાં જ મારા મગજમાં ફરી વાર ખુમારી–મસ્તી ચડે છે. અહીં કવિએ 'પેલી' વિશેષણ સાભિપ્રાય વાપર્યું છે. 'પેલી' એટલે પ્રસિદ્ધ, જે સૌને જાણીતી છે તે. એ કાંઈ મારી અજાણી અનનુભૂત વસ્તુ નથી. માત્ર કોઈક ક્ષણે એ વીસરાઈ જાય છે એટલું જ. અથવા ભૂતકાળમાં જ્યારે જ્યારે આવા પ્રસંગો આવેલા ત્યારે ત્યારે મેં અનુભવેલી તે, એવો અર્થ પણ લઈ શકાય.

જ્યાં જ્યાં મિત્રો હાથ મિલાવે છે, એટલે કે જ્યાં જ્યાં માણસો સ્નેહથી ભેગા થાય છે, એકબીજા પ્રત્યે સમભાવથી વર્તે છે, એકબીજાને સાથ આપે છે, ત્યાં ત્યાં હાથ મિલાવાને એટલે સ્નેહ, સમભાવ અને સહકારરૂપે, તથા જ્યાં જ્યાં માણસનું અંતર અહેસાનમાં કહેતાં ઉપકારમાં, આભારવશ થઈને, કૃતજ્ઞતાપૂર્વક નમે છે, ત્યાં ત્યાં તમારી રહેમત કહેતાં રહમ એટલે કૃપા જ પ્રગટ થાય છે; એટલે કે માણસો જ્યાં જ્યાં મૈત્રી, સમભાવ અને સહકાર તથા કૃતજ્ઞતાપૂર્વક વર્તે છે, ત્યાં ત્યાં તે તે ભાવનારૂપે ઈશ્વરની કૃપા જ પ્રગટ થાય છે. કવિનો કહેવાનો ભાવાર્થ એ છે કે માણસમાં રહેલી સ્નેહ, સમભાવ, સહકાર અને કૃતજ્ઞતાની ભાવના ઈશ્વરીય ભાવના છે, એમાં પણ ઈશ્વરનાં જ દર્શન થાય છે.

પ્યારું એટલે પ્રિયજન, જેના ઉપર આપણને વહાલ હોય એવું માણસ. જ્યારે કોઈ પ્રિયજન પ્રેમ છોડીને છેલ્લી સફર આદરે છે, એટલે કે સદાને માટે પ્રેમ સંબંધ તોડીને જાય છે, ત્યારે તમારી યાદી ધોવાઈ જતાં તમારી જુદાઈ મને રડાવે છે. ઈશ્વર પ્રેમરૂપ છે, એટલે જેના ઉપર માણસને પ્રેમ હોય તે પ્રિયજન પણ પ્રેમીને મન તો ઈશ્વરનું જ એક સ્વરૂપ છે. પ્રેમ સંબંધ તોડીને જવાને કારણે તેનો જ્યારે કાયમનો વિયોગ થાય છે, ત્યારે જાણે એક રીતે ઈશ્વરનો જ વિયોગ થયા જેવું લાગે છે, અને એટલે ઈશ્વર સાથેની એ જુદાઈ માણસને રડાવે છે.

ત્યાર પછીની કડીમાં કવિ કહે છે કે હું શા માટે ન રોઉં? આ પ્રેમના માર્ગમાં જ્યારે હું એકલો બાકી રહી જાઉં, મારું પ્રિયજન જ્યારે એ પ્રેમસંબંધ તોડીને ચાલ્યું જાય, ત્યારે હું કેમ ન રોઉં? પોતાના પ્રિયજનના જવાથી આપણો એક વ્યક્તિ સાથેનો પ્રેમસંબંધ તૂટે છે એટલે અશે આપણને એકરૂપે ઈશ્વરનો જ વિરહ થાય છે. તો આવે વિષમ પ્રસંગે રોવું કેમ ન આવે? વળી આશકોના રાહની એટલે કે પ્રેમીઓના પંથની પ્રેમપંથની રાહદારી કહેતાં યાત્રા એ આપની જ યાત્રા છે. પ્રેમને પંથે પળવું એ આપને પંથે પળવા બરાબર છે; તો એ પ્રેમમાં જ્યારે આવો ભંગ પડે ત્યારે અને અતિશય

દુઃખ થાય, રડવું આવે એ સ્વાભાવિક નથી શું?[1]

જૂનું અને નવું એટલે સુખદુઃખના જૂના અને નવા અનુભવો તો હું જાણું છું, એ અનુભવો કેવા હોય છે એની મને ખબર છે, અને એ સુખદુઃખના અનુભવોને લીધે હું યથાક્રમ હસું છું કે રડું છું. આ મારા સુખદુઃખના અનુભવો જૂના કે નવા કહી શકાય છે, કારણ કે તે ક્ષણિક છે. કોઈ અનુભવને જૂનો કહ્યો એટલે જ તે પહેલાં હતો, આજે નથી, એવો અર્થ થયો. એ જ રીતે કોઈ અનુભવને નવો કહ્યો એનો અર્થ જ એ થયો કે એ અનુભવ પહેલાં નહોતો, અત્યારે છે. આમ આ જગતનાં ક્ષણિક અનુકૂળ પ્રતિકૂળ સંવેદનો મને હસાવે છે કે રડાવે છે. પણ આપની યાદી તો આ અનુભવો કરતાં જુદા જ પ્રકારની છે. એ નથી જૂની કે નથી નવી, કારણ, એ ક્ષણિક નથી. એ તો નિત્યનૂતન છે, સદાય તાજી છે. 'કાંઈ તાજી' એટલે અગમ્ય અકળ રીતે તાજી. આમ કવિએ આ કડીમાં દુનિયાના અન્ય અનુભવોની ક્ષણિકતાની તુલનાએ ઈશ્વરના અનુભવની સનાતનતાનો, નિત્યતાનો ઉત્કર્ષ ગાયો છે.

એ પછી કવિ કહે છે કે હું બધી લાખો કિતાબો ભૂલી જાઉં તો ભલે, તેની મને પરવા નથી. તેમજ મેં જે કાંઈ જોયું છે તે બધુંયે ન જોયું બની જાય, જે કાંઈ

---

[1] શ્રી. બ. ક. ઠાકોરે અને શ્રી. નવલરામ ત્રિવેદીએ આ બે કડીનો અર્થ જુદી રીતે કર્યો છે. શ્રી. બ. ક. ઠાકોરે 'કવિતા સમૃદ્ધિ'માં દસમી કડી વિષે આ પ્રમાણે લખ્યું છે: "આપની સાથે અભેદ, સર્વત્ર દરેક જાતના અનુભવમાં આપની જુદાઈ જ દેખી દુઃખી છું. પ્રિયજન મૃત્યુનો અનુભવ." અગિયારમી કડી વિષે આ પ્રમાણે લખ્યું છે: "દરેકના રાહમાં રાહબરી આપની; તથાપિ એ રાહબરીનું એક લક્ષણ આ આપની હુંવી માણસ–મર્ત્ય–માત્રથી જુદાઈ. આ આપનું લક્ષણ કેમ ન રોવડાવે?" આ ઉપરાંત એમણે 'રાહદારી' શબ્દ વિષે આ પ્રમાણે ટીપ લખી છે: "રાહદારી વટેમાર્ગુ. આ શબ્દમાં કવિની શરતચૂક થઈ હોય કે નકલ ઉતારનારની ભૂલ પણ હોય. અહીં જોઈએ રાહબરી ભોમિયાપણું, રાહ દેખાડનાર લેખે કામગીરી, રીતભાત, સાથેતો."

શ્રી. નવલરામ એ છેલ્લા તર્ક વિષે પોતાનો મતભેદ વ્યક્ત કરે છે અને કહે છે કે આ લહિયાની ભૂલ તો ન હોય. વળી કવિએ મૂળ 'રાહબરી' લખ્યું હોય એ પણ માની શકાય એમ નથી, કારણ તેમ કરવા જતાં છંદોભંગ થાય છે. એટલે શ્રી નવલરામ એવું સૂચવે છે કે અહીં કવિએ 'રાહબરી'ના અર્થમાં 'રાહદારી' શબ્દ લખ્યો હશે. શ્રી નવલરામ એ બે કડીનો આ પ્રમાણે અર્થ કરે છે:

"પ્રિય જનના મૃત્યુથી રડવું આવે છે. તેનું કારણ આપણા મનમાંથી ઇશ્વરની ઉપર લખી છે તેવી યાદી ધોવાઇ ગઇ હોય છે તે છે. ભલે ઇશ્વર માર્ગદર્શકનાર છે, પણ આપણાથી જુદો છે, તેની યાદી મૃત્યુનું દર્શન થતાં આપણને આવે છે."

એટલે આ બંનેનો વિચાર કરી જો આપણે આ બે કડીનો અર્થ કરીએ તો આ પ્રમાણે થાય: જ્યારે કોઈ પ્રિયજન પ્રેમ છોડીને છેલ્લી સફર આદરે છે એટલે કે અવસાન પામે છે, ત્યારે તમારી યાદી ધોવાઈ જતાં, તમારી જુદાઈ મને રડાવે છે. જ્યારે પ્રિયજનના અવસાનથી ઈશ્વર–વિરહ કલ્પી માણસ રુએ છે, ત્યારે ઈશ્વર કોઈ એક વ્યક્તિવિશેષમાં નહિ પણ સર્વ ચરાચરમાં ભર્યો છે એ ઈશ્વર સંબંધી સાચું જ્ઞાન તે ભૂલી જાય છે—ઇશ્વરની યાદી ધોવાઈ જાય છે. અને ઈશ્વર સાથેનો વિરહ જ મનમાં જાગી માણસને રડાવે છે. પછીની કડીમાં કવિ કહે છે કે હું જ્યારે પ્રેમના માર્ગમાં એકલો જ બાકી રહી જાઉં ત્યારે કેમ ન રોઉં? તું પ્રેમના માર્ગનો માર્ગદર્શક છે એ ખરું, પણ તને માર્ગદર્શક કહેવામાં જ તું મારાથી ભિન્ન છે, જુદો છે, આપણે બંને એક નથી, જુદા છીએ એમ કહેવાઈ જાય છે. અને આ તારી સાથેની જુદાઈ રડાવે નહિ તો શું કરે?

મેં અનુભવ્યું છે તે બધું અન-અનુભવ્યું બની જાય તો તેનું યે મને દુઃખ નથી—માત્ર એક આપની યાદી કાયમ રહેતી હોય તો. 'કિતાબ' શબ્દ ફારસી અને ઉર્દૂ સાહિત્યમાં મુસલમાનોના ધર્મગ્રંથ કુરાનને માટે વપરાય છે. એ ઉપરથી અહીં પણ એનો અર્થ ધાર્મિક ગ્રંથો એવો લેવો એ ઇષ્ટ છે. કવિ કહે છે કે હું બધા ધાર્મિક ગ્રંથોમાં લખેલું જ્ઞાન અને ઉપદેશ કદી ભૂલી જાઉં તો તેની મને પરવા નથી, હું આ જગતના અનેકાનેક અનુભવો ખોઈ બેસું એની મને ચિંતા નથી,—માત્ર આપનો અનુભવ સદા તાજો રહે એટલે બસ છે.

'કિસ્મત' કહેતાં નસીબ. નસીબ મારી પાસે જે જે ભૂલો કરાવે તે તે ફરી નાખવા હું તૈયાર છું. કારણ, મારો તો વિશ્વાસ છે કે આખર જતાં તો એ ભૂલો નહિ પણ આપની સ્મૃતિ જ કાયમ રહેવાની છે. મારા પ્રયત્ન છતાં, મારી ઇચ્છા વિરુદ્ધ, નસીબયોગે જે ભૂલો થઈ જાય છે, તેને વિષે હું ચિંતા નહિ કરું, કારણ મને વિશ્વાસ છે કે આપની કરુણા મારી ભૂલોને માફ કરશે, ધોઈ જ નાખશે. ઉપર કડી સાતમીમાં જે ભાવ છે તે જ અહીં આ રીતે વ્યક્ત કરેલો છે.



# રસેશ્વરીના નિરામય માટે પ્રાર્થના

પતીલ

[ પૃથ્વી : સ્ખલિત ]

કરો તુજ શરીરને કદી ન કાળ એકે ઈજા :
રહો તુજ અપૂર્વતા મનુજમંડળે રેલતી,
મને ન સુણવા દઈશ કદી તારી નિંદા થતી.
જતી જગત માંહીથી, જગતમાંહીં ફૂલેવાતી જ્યાં
'જનો તણી સહાયિકા'; જીવનમાં લપેટાતી જ્યાં
રહેલ બની 'તારકા' સહુ રસેષુઓનાં; અતિ
કરી હૃદયમાંહી તેહ, અનુરાગ ઉદ્રેકતી
નિગૂઢતમ મર્મના નિગમ-ભેદ લાધો બીજા!
અહો! તવ ઉદારતા—કદીય ઓછી એ ના થજો!
પડે ન પડદો કદી તવ પ્રસન્નતા ઉપરે,
સમેત શુભ ભાવના નહિ જ કોની એ પ્રાર્થના
નિરાશ પડનારી તારી નહિ કોઈ મા યે હજો!
નહીં નિષ્ફળતા કદી મધુરતા તમારી હરે,
અને રસ-ઝરો સુગંગા સુકાઈ આ જાય ના!



# આત્મકથાની શરીરઘટના

પ્રેમશંકર હ. ભટ્ટ

[ ૧૯૯૫ ભાદ્રપદ : પૃષ્ઠ ૪૩૭ થી ચાલુ ]

ગુજરાતી સાહિત્યમાં આત્મકથાનો ઇતિહાસ પૂરાં પોણોસો વર્ષ જેટલો પણ જૂનો નથી. સાહિત્યના અનેક અગોચર ક્ષેત્રોની અત્રાવરુ પગદંડીને સુલભ જનમાર્ગ બનાવનાર નર્મદે, ઇ. સ. ૧૮૬૬માં, "પોતાની હકીકત પોતે લખવી એવો ચાલ આપણામાં નથી તે નવો દાખલ કરવો"[1] કહી, 'મારી હકીકત' નામક શિર્ષક તળે પોતાની આત્મકથા લખી તે આપણા આત્મકથાના ઇતિહાસનું પ્રથમ સોપાન. ત્યારપછી સંખ્યાદૃષ્ટિએ અને ગુણદૃષ્ટિએ આપણા સાહિત્યનો આત્મકથાનો ઇતિહાસ અનેક સોપાન વટાવી ઉચ્ચોચ્ચ શૃંગ તરફ પ્રગતિ કરી રહ્યો છે; પરંતુ સહુ પહેલી આત્મકથા તરીકે, ને તે પણ નર્મદના વિક્રમશીલ વ્યક્તિત્વને પ્રગટ કરતી આત્મકથા તરીકે, 'મારી હકીકત'નું સ્થાન વિશિષ્ટ જ છે અને રહેશે.

જીવનકથા અને આત્મકથા વચ્ચેના તફાવતનું પહેલી દૃષ્ટિએ તરી આવતું લક્ષણ, જીવનકથામાં લેખક અને નાયક જુદાજુદા હોય છે ત્યારે આત્મકથામાં બન્ને એક હોય છે તે છે. પરંતુ લેખક નાયકની આ ભિન્નતા અભિન્નતા એક બીજા ભેદનું પણ મૂલભૂત કારણ બની રહે છે. સાચી જીવનકથા હંમેશાં સંપૂર્ણ હોય છે; જીવનકથાનો લેખક, વસ્તુ અન્ય સ્થળેથી મેળવીને એને સંસ્કારી, કલાના તંતુ સાથે ગૂંથી લે છે; જ્યારે આત્મકથાનો લેખક એ જ નાયક હોઈ, અને કથાવસ્તુ અન્ય સ્થળેથી નહિ પરંતુ પોતાના ભૂતકાળનાં જ જીવનમાંથી ઊંચકવાનું હોઈ, એ હંમેશાં અપૂર્ણ રહે છે; સંપૂર્ણ થઈ જ શકે નહિ. આત્મકથાની આ એક વિશિષ્ટતા કહો તો વિશિષ્ટતા અને ક્ષતિ કહો તો ક્ષતિને લીધે જ, ડબલ્યુ. એચ. ડન 'મસ્તક અને અવયવવિહોણી મૂર્તિ'[2] ની ઉપમા આપે છે!

લેખક અને નાયક ભિન્ન અને અભિન્ન હોવાને લીધે, જીવનકથા અને આત્મકથામાં એક બીજો ભેદ પણ નિષ્પન્ન થવા પામે છે. જીવનકથામાં લેખકે નાયકના જીવનપ્રસંગો પરત્વે સંપૂર્ણ તટસ્થવૃત્તિ ધારણ કરવી જોઈએ: આત્મકથામાં પણ લેખકે, એ પોતાનું જ જીવન આલેખતો હોય છતાં, આવી તટસ્થવૃત્તિ સેવવી જરૂરી છે. પરંતુ જીવનકથાના લેખકને એ જેટલી સાધ્ય છે તેટલી આત્મકથાના લેખકને નથી હોતી; ને નથી હોતી તેથી જ આત્મકથાની કલા વણસી જાય છે. હેરોલ્ડ નિકલસન જે તટસ્થવૃત્તિને scientific

---

૧ 'મારી હકીકત' પૃ. ૧.

૨ 'The true Autobiography, however, is but a torso...' (*English Biography*), Page 200.

જે પ્રસંગોએ એના જીવનઘડતરમાં ફાળો નોંધાવ્યો, જે પ્રવાહોએ એના વ્યક્તિત્વ સીંચ્યું ને વિકસાવ્યું, એ વાતાવરણ, પ્રસંગ ને પ્રવાહોને પણ સમુચિત સંયમ અ કલાપૂર્વક પોતાની કથામાં ગૂંથી લેવા જોઈએ. સમુચિત સંયમપૂર્વક શબ્દ હું ખાસ હેત પૂર્વક એટલા માટે યોજું છું, કે આત્મકથામાં નાયકના વ્યક્તિત્વને બદલે આવા વાતાવરણ જ પ્રાધાન્ય મળે, તો આત્મકથાની કલા વિશૃંખલ થઈ જાય છે—જેમ ગેય કાવ્યમાં કાવ્યત્વ બદલે સંગીતને પ્રાધાન્ય મળતાં કવિતા નષ્ટપ્રાય થાય છે તેમ. શ્રી. જવાહરલા નેહરુની આત્મકથા આ દોષના પ્રબળ ઉદાહરણ સમી છે. વાતાવરણ જ આખી કથાન પ્રાધાન્ય ભોગવતું હોઈ શુદ્ધ આત્મકથા તરીકે બાળપણનાં ન જેવાં સંસ્મરણો, વિશેષત વિદ્યાર્થી અવસ્થાના છૂટાછવાયા પ્રસંગો કે પોતાનાં લગ્ન કે પોતાની બહેનનાં લગ વિષેની એકબે વાક્યમાં લીધેલી અછડતી નોંધ બાદ કરતાં—એ કથા નિસ્તેજ છે. વાતાવરણનો રંગ આત્મકથાના નાયકના વ્યક્તિત્વ પર વધુપડતી ઘેરી છાંટ રેલાવે હે અથવા નાયકના જીવનના અમુક અમુક મુખ્ય અંશોનું જ આલેખન કરવામાં આવ હોય તો તેવા લેખકને નાયક માટે નવલરામભાઈ કરસનદાસ માટે કહે છે તે શબ્ 'સર્વસ્થળે આપણે કરસનદાસને સુધારક જ જોઈએ છીએ. પણ, કરસનદાસ માણ રૂપે દેખાતા નથી. સુધારાની પાઘડી નીચે મૂકી, કરસનદાસ કેવા દેખાય છે તે જોવા અવસર જ આવતો નથી,' વાપરી શકીએ.

આત્મકથા અને જીવનકથાના કલાસ્વરૂપમાં આપણે નોંધ્યા તે સિવાય બીજા કો ખાસ વિશિષ્ટ ભેદો નથી. બન્નેનાં સ્વરૂપો નિરાળાં હોવા છતાં કલાના મૂલગત તત્ત્વો તો સંકળાયેલાં જ છે; માત્ર સંકળાયેલાં છે એટલું જ નહિ પણ બન્ને એક બીજાના પૂ છે: આત્મકથા વિના જીવનકથા, અને જીવનકથા વિના આત્મકથા, કલાદૃષ્ટિએ, તેમજ બન્નેમાં એક જ નાયક હોય તો નાયકના જીવનનિરૂપણની દૃષ્ટિએ અધૂરી રહે; એમાં કાંઈ પૂરતું લાગે. એક જ પ્રસંગનું ચિત્ર, જીવનકથાકાર અને આત્મકથાકાર દોરે તોપણ, તે રેખાઓ આછી ઘેરી કાઢે. એક દાખલો આપી હું મારું વક્તવ્ય સ્પષ્ટ કરવા પ્રયાસ કર આપણી સૌ પ્રથમ આત્મકથા નર્મદાશંકરની. નવલરામભાઈએ 'કવિજીવન' નામક એ નર્મદાશંકરની જીવનકથા પણ લખી છે. નવલરામભાઈના લખેલા 'કવિ મોટપણે જે વે લાલાઈને માટે લોકની અનીતીએ બહુ જ ચડ્યા હતા તે વેળાએ પણ એની જાં

૮. શુદ્ધ આત્મકથા તરીકે નિષ્ફળ જતું આ પુસ્તક, શ્રી. આનંદશંકર ધ્રુ કહે છે તેમ, 'યથાર્થ ઐતિહાસિક કાવ્યરૂપે વિશેષ અસર કરે છે.....એમાં વીર અ કરુણરસનું અદ્ભુત મિશ્રણ છે. અને એ રસ અંગાગિભાવે—જેમાં વીર અંગી અ કરુણ અંગ—એવા અદ્ભુત રીતે મળે છે કે એનો વીરરસ કરુણથી નિર્બળ થતો નથ અને એનો કરુણ દયામણાપણાનો ભાવ ઉપજાવતો નથી.'

'વસંત'—જેઠ-અષાઢ. સંવત ૧૯૯૨.

તદુપરાંત 'પુસ્તક'નું મૂળ નામ 'જવાહરલાલ નેહરુ—એક આત્મકથા' ન હતું. નામ તો પુસ્તકના અંગ્રેજી પ્રકાશક આપેલું છે. પંડિતજીએ પોતે આપેલું નામ હ 'જેલમાં અને જેલબહાર' અને સાથે ઉપનામ જોડ્યું હતું. 'હિંદની તાજી તવારીખ ઉપ આત્મકથનયુક્ત ચિંતન—' એ પ્રસ્તાવનામાં શ્રી. મહાદેવ દેસાઈએ કરેલો ખુલાસો, આત્ કથા તરીકે નિસ્તેજ જતી આ કથાનો પક્ષ સબળ બચાવ કરી લે છે.

મિત્રમંડળમાં યે રમતિયાળ નહિ, પણ ગંભીર, આતુરતાભરેલી અને વિચારવંત જ દેખાતી......કવિનું કાઠું મધ્યમ, પણ ભરેલું અને કસાયેલું હતું અને એનું ઊછળતું લોહી એ જ ઘણા એના ચાંચલ્યનું કારણ અમે સમજીએ છીએ.[૯] શબ્દોમાંથી સ્પષ્ટ થતું નર્મદાશંકરનું વ્યક્તિત્વ; કે ગુજરાતમાં બહુ જાણીતું છે તે કવિ નર્મદાશંકરનું ચિત્ર–'તનની છબી'–લાલ રંગની ઘંટીના પડ જેવી અને જેવડી ગોળ પાઘડી, 'ભરેલા' બદન પર કસવાળું ને બાંયોથી ચપોચપ થતું કરચલીઓવાળું અંગરખું, મોટી કોરનું ધોતિયું, પગમાં ગામડી જોડાં ને લમણે તર્જની મૂકેલું એવું 'ચાઠું'–આ ચિત્રની રંગરેખામાંથી ઝબકતું એનું વ્યક્તિત્વ; અને આને પડછે (in contrast) નર્મદાશંકરના પોતાના જ શબ્દોમાંથી નિરૂપિત થતું વ્યક્તિત્વ–'ઘેર આવી કલમના સામું જોઈ આંખમાં તેને ઝળઝળિયાં સાથે અરજ કરી કે 'હવે હું તારે ખોળે છઉં',[૧૦] કહેનારા, ધ્યેયસિદ્ધિને ખાતર ખુવારી અને આફતને પંથે મક્કમ કદમો માંડનારા નર્મદનું ને 'મારી જુવાનીના જોસ્સાએ બહાર પડવા માંડયું......મનની વૃત્તિમાં નવો ફેરફાર થયો, મને બૈરાની ગંધ આવવા માંડી......એવી ઇચ્છા થતી કે કોઈ સ્ત્રી સાથે સ્નેહ બંધાય તો સારું'[૧૧] કહેનાર શોખીન, ફક્કડ, રંગીલા અને 'લાલાજી' નર્મદનું વ્યક્તિત્વ આ ત્રણેમાંથી વધારે સુરેખતાથી, વધારે વિશદતાથી વધારે સ્પષ્ટ અને ઊંડી રેખાઓથી ભર્યું ભર્યું ચિત્ર કઈ પંક્તિઓમાંથી નીંગળે છે? નવલરામભાઈના શબ્દોમાંથી કે પેલા પ્રખ્યાત ચિત્રમાંથી પરખાતા નર્મદના વ્યક્તિત્વની રેખાઓ આછી, અસ્પષ્ટ, ધુમ્મસમાં દોરાયલી હોય તેવી ઝાંખી અને કંઈક અંશે કૃત્રિમ (Posed) નથી જણાતી? નર્મદનું બીજાએ આંકેલું ચિત્ર કૃત્રિમ જણાય છે, પોતે જ આંકેલું ચિત્ર સ્વાભાવિક લાગે છે. નવલરામભાઈના અને નર્મદાશંકરના પોતાના શબ્દો દ્વારા નિરૂપાતી છબિમાં જે તફાવત પડયો, અસ્પષ્ટતા અને ભિન્નતાની માત્રા વધી ઘટી તેને જીવનકથા અને આત્મકથા એ બે સ્વરૂપના કલાતત્ત્વનો ફેરફાર કે તફાવત ગણી શકાય.[૧૨] સાચી આત્મકથા અને જીવનકથામાં એ તફાવત ભૂંસવા માટે, એક જ કથામાં, એક જ સ્વરૂપમાં, બન્ને કથા અને સ્વરૂપોનું બન્નેના આવશ્યક કલાતત્ત્વોનું–ગૂંથન થવું જોઈએ; આછું અને પાંખું નહિ, પરંતુ સઘન અને સુદૃઢ.

આત્મકથાની વ્યાખ્યા જ આપવી હોય તો–વ્યક્તિગત જીવનનું પોતાને હાથે કલાત્મક રીતે દોરાયલું સત્યચિત્ર–આટલા જ શબ્દો મને લાગે છે કે બસ થશે.[૧૩] 'વ્યક્તિગત જીવનનું

---

૯–'નવલગ્રંથાવલિ–' ભા. ૧. પૃ. ૨૫૨

૧૦–'મારી હકીકત' „ પૃ. ૫૪

૧૧–'મારી હકીકત' „ પૃ. ૩૨

૧૨ S. Longfellow (Life of H. W. Longfellow Vol II Page 109) આત્મકથા અને જીવનકથા વચ્ચેનો ભેદ એક ટૂંકા અર્થઘન વાક્યમાં આ પ્રમાણે દોરી બતાવે છેઃ–
'What is autobiography? what Biography ought to be?

૧૩ આત્મકથાની થોડી વ્યાખ્યાઓ નીચે પ્રમાણે છેઃ–

(૧) 'Autobiography which is worth the name is serious and truthful self-study'—*W. H. Dunn.*

ચિત્ર' એ શબ્દો દ્વારા આપણે આત્મકથા અને ઇતિહાસનો સંબંધ પણ વ્યક્ત કરી શકીએ છીએ. વ્યક્તિના જીવનની સત્ય હકીકતનું આલેખન, નંદશંકરભાઈની શબ્દવર્ણણીમાં બોલીએ તો, સત્યસૂત્રથી જોડાયલો વ્યક્તિનો ચિતાર એટલે આત્મકથા; અને 'સત્યસૂત્રથી જોડાયલો સૃષ્ટિનો ચિતાર એટલે ઇતિહાસ' ૧૪ પરંતુ આત્મકથા (અને જીવનકથા પણ) કેવળ ઇતિહાસ નથી એ પણ ભુલાવું જોઈએ નહિ. પોતાના જીવનના ભૂતકાળના દિવસોનું વર્ણન કરી જવું, એ સંસ્મરણોમાંથી ફરી ફરીને જીવનરસ ચૂસવો, ગત સુખદુઃખના હિંડોળે હૈયાંને મધુર રમણામાં ઝુલાવવું, ભૂતકાળની મુરઝાયેલી જીવનવેલને સંસ્મૃતિનું અમી સીંચીસીંચીને વિકસાવવી, વીતેલાં જીવનના શકલોમાંથી સ્મરણોના ટાંકણે ટાંકણે કોરીને મનોહર મૂર્તિ કંડારવી એ તો સહુને ગમે ને નિજનિજની પ્રતિભા પ્રમાણે સહુને આવડે પણ ખરું. પરંતુ આટલું કર્યે, આપણે જેને સાચી આત્મકથા કહી શકીએ એ કાંઈ થોડી જ નીપજી પડે છે?

સંસ્મરણો તો શરદ્‌ઋતુના મેઘ જેવાં છે–મનોહર, નિર્મળ અને હળવાં. મનુષ્યનાં જીવનાકાશમાં એ છૂટાંછવાયાં જ વેરાયેલાં હોય છે; સળંગ સૂત્રથી, પ્રમાણબદ્ધ રીતે ગૂંથાયેલાં નથી હોતાં. આત્મકથાના લેખકે એ સંસ્મરણોને સળંગ સૂત્રે સાંધી લેવાં જોઈએ. આનો અર્થ એમ નથી કે જીવનમાં જે રીતે પ્રસંગો બન્યાં હોય તે રીતે તેનાં સંસ્મરણો પણ આત્મકથામાં ક્રમશઃ જ અને અમુક નિયત સ્વરૂપે જ આલેખાવાં જોઈએ. સંસ્મરણો સૂત્રબદ્ધ નથી હોતાં એ પણ આત્મકથાની એક વિશિષ્ટતા છે. પરંતુ હું ભાર મૂકવા માંગું છું તે એ વસ્તુ ઉપર કે આત્મકથાના આલેખક માટે, સંસ્મરણોનું નિરૂપણ કરતાં, ગુણુમત્તા તેમજ સૌન્દર્યદૃષ્ટિ બન્નેનો સમન્વય સાધવો આવશ્યક લેખાવો જોઈએ.

વ્યક્તિગત જીવનના સંસ્મરણોનું ગુણદૃષ્ટિએ તથા સૌન્દર્યદૃષ્ટિએ મુખ્ય એવા જીવનસંસ્મરણોનું આલેખન; અને તટસ્થ આત્મનિરીક્ષણ આત્મકથામાં રજૂ થતું હોઈ, આત્મકથાના લેખકે એ આલેખન તથા નિરીક્ષણને પાઘડિયાળી ગંભીરતા ધારણ કરતું જ બનાવવાને બદલે, ગંભીરતા સાથોસાથ નર્મમર્મની આછી પીંછીથી રંગવું જોઈએ. જવાહરલાલ નહેરુ પોતાની જાતનો ઉપહાસ પણ રસિકતાથી કરી લે છેઃ—ખાસ કરીને જ્યારે તેઓ પોતાની જાતને 'વિકાર ઓફ બ્રે' સાથે સરખાવે છે ત્યારે! એમની આત્મકથાનું 'નાભામાં એક ફારસ' તો શ્રી મહાદેવ દેસાઈ કહે છે તેમ વિનોદના ફુવારા ઉડાડે છે. શ્રી. કાલેલકરની આત્મકથા 'સ્મરણયાત્રા'માં પણ આવા નર્મમર્મના ઉત્કૃષ્ટ

---

(૨) Autobiography is 'the culminating achievement of scientific self-delineation.'

(૩) 'An Antobiography cannot but be, in its measure, a true revelation of the man that composed it' — *Mr. Edward's A Hand Book to the Lit. of General Biography*

(૪) 'Autobiography—the life of a person written by himself.
*Encyclopaedia Britannica*, Edition 14
Volume 2, Page 783

૧૪ નંદશંકરનું જીવનચરિત્ર પૃ. ૨૨૫

નમૂનાઓ 'જામફળ અને જલેબી' કે 'કાવ્યમય જીવન' જેવાં પ્રકરણોમાંથી મળી રહેશે. બન્ને આત્મકથામાંથી ગંભીર ચિંતન, આત્મનિરીક્ષણ કે વિષાદનો ઘેરો સૂર સાંભળવો હોય તો જવાહરલાલની આત્મકથાનું 'મારા પિતા અને ગાંધીજી' ને 'સ્મરણયાત્રા'નું 'જીવન-પાથેય' પ્રકરણ જુઓ: ગાંધીજીનું આત્મનિરીક્ષણ, તીવ્ર મનોમંથનમાંથી નીપજતું ગંભીર ચિંતન અને તટસ્થ આલેખન, ઘણું સૂક્ષ્મ છે; અદ્વિતીય છે. 'સેવાને સમયે પણ વિષયેચ્છા. એ કાળો ડાઘ હું આજ સુધી ઘસી શક્યો નથી, ભૂલી શક્યો નથી' કે 'જીવવાની આશાએ મેં મનને જેમતેમ ફોસલાવી લીધું. વ્રતનો અક્ષર પાળ્યો ને બકરીનું દૂધ લેવા નિશ્ચય કર્યો. મારા વ્રતનો આત્મા હણાયો...' આ પંક્તિઓમાં પોતાની જાતનું નિર્દય ને અસહ્ય આત્મ-પરીક્ષણ છે ને એ જ એ કથાની મહત્તા છે.

આત્મકથાની ભાષા, એમાં આલેખાતાં પ્રસંગાનુસાર ભાવવાહી ક્યારેક–સોલ્લાસ વહેતી સરિતા જેવી નાચતી કૂદતી ને ભાવોદ્રેક તો ક્યારે હાવકી, ગંભીર ને શિષ્ટ–હોવી જોઈએ. આત્મકથામાં નાયકનાં જીવનના બધા પ્રસંગોની સુરેખ છબિ માત્ર આત્મકથાના આલેખનમાં જ નહિ, એના વાચકના હૃદયમાં પણ પ્રતિબિંબિત બની અતિસ્પષ્ટ રેખાઓમાં ફૂટવી જોઈએ. પણ એ તો લેખક પાસે ભવ્ય જીવનસામગ્રી, અમાપ નિખાલસતા ને સહૃદયતા, સત્ય આલેખન માટેનો દૃઢ આગ્રહ, અનુપમ ચિત્રણશક્તિ, નર્મમર્મ, ગૂઢ ચિંતન, તીવ્ર મનોમંથન, સરસતા, પ્રસાદયુક્ત ભાષા અને અતિવેધક એવી જીવનદૃષ્ટિ: આટલી સામગ્રી હોય તો જ બને! આ બધી સામગ્રી હરકોઈ એક લેખક પાસેથી મળવી દુર્લભ; અને તેથી જ મોટા ભાગની આત્મકથાઓ મેં ઉપર નોંધી તે વ્યાખ્યા મુજબ 'વ્યક્તિગત જીવનનું' પોતાને હાથે કલાત્મક રીતે દોરાયેલું સત્ય ચિત્ર' ન રહેતાં, એ વ્યાખ્યાનું યથાર્થ વહન ન કરતાં, કેવળ આછી અધૂરી કથા કે ચિત્ર બની રહે છે. ને તેથી જ ગમે તે વ્યક્તિને ગમે તેવી આત્મકથા લખવાનો હક્ક કે અધિકાર હોઈ શકે નહિ. [૧૫] પરંતુ આ ટકોર, ગુજરાતી આત્મકથા સાહિત્યનો ઇતિહાસ જોતાં, અને એ પૂરાં પંચોતેર વર્ષ જેટલો પણ જૂનો નથી એ ધ્યાનમાં લેતાં, અસ્થાને છે. જે થોડી આત્મકથાઓ આપણા સાહિત્યમાં છે તે 'ઘર દીવડા શા ખોટા?'ની દૃષ્ટિએ નહિ, પણ ગુણદૃષ્ટિએ પણ સમૃદ્ધ છે: ને તેમાં પ ગાંધીજીની આત્મકથા–એનાં વર્ણનમાં ક્યાંક ક્યાંક એકતાનતા ( monotony ) આવતી હોવા છતાં–નાયકના વિરાટ યુગમૂર્તિ જેવા વ્યક્તિત્વે, નિર્દય આત્મપરીક્ષણે, તટસ્થ આલેખને, ને અગાધ એવી નૈતિક ગુણસંપત્તિએ, જગતના સર્વશ્રેષ્ઠ આત્મકથાસાહિત્યમાં વિરાજે છે. શુદ્ધ ચરિત્રકથાના સાહિત્ય માટે, નર્મદનું રંગીલું ને રસિક વ્યક્તિત્વ, અજોડ પાત્ર બની રહે છે. જવાહરલાલની આત્મકથા સત્યાગ્રહના મહાભારતના ભવ્ય આલેખનની સાથેસાથ શ્રી. આનંદશંકર ધ્રુવ કહે છે તેમ 'એક આત્માની રસિકતાથી રસિક બનેલો ઇતિહાસ છે." શ્રી. કાલેલકરની 'સ્મરણયાત્રા'માં નર્મમર્મ, ચિત્રણશક્તિ, સરસતા અને

---

[૧૫] કાર્લાઈલનો આ સંબંધેનો એના Essay on Richterમાંથી મળતો અભિપ્રાય જાણવા જેવો હોઈ અહીં ટાંકું છું એ લખે છે: 'A well-written life is almost as rare as a well spent one..there are certainly many more men whose history deserves to be recorded., than persons willing and able to record it.'

વિષાદના ઘેરા સૂરને કલાના સજાગ સ્વરથી સાંકળી લીધેલ છે. હા, 'મારા અનુભવની નોંધ' ( લેખક ભાઈશંકર નાનાભાઈ ) જેવો–આત્મકથા કરતાં વિશેષરૂપે વાસરિકા કે નોંધપોથી બનેલો–એકાદ અપવાદ નીકળે ખરો ! પણ એવી તો કોઈક જ જૂજવાજ કૃતિ !

સ્વરૂપની દૃષ્ટિએ, એક બીજી રીતે વિચાર કરીએ તો, આત્મકથાનો ઉપયોગ નવલકથા તરીકે પણ થઈ શકે છે ! આત્મકથાનો લેખક, પોતાના જીવનનું આલેખન કરતો હોય છતાં, નવલકથા લખતો હોય તેવો દેખાવ (Pose) કરીને ! અંગ્રેજીમાં ઠેકરેનું 'હેનરી એસમન્ડ' કે ડીકન્સનું 'ડેવીડ કોપરફીલ્ડ' અને ગુજરાતીમાં શરદબાબુનું 'શ્રીકાંત' કે મુનશીનું 'શિશુ અને સખી' આ પ્રકારની, નવલકથાનો અંચળો ઓઢેલી આત્મકથાઓ જ છે ! હું આવી પ્રચ્છન્ન આત્મકથાને, પરલક્ષી આત્મકથા (objective autobiography) કહું છું. એથી વિરુદ્ધ, નવલકથા હોવા છતાં આત્મકથાનો દાવો કરતી, આત્મકથાના સ્વરૂપે લખાયેલી પરંતુ ખરી રીતે નવલકથા જ હોતી કોઈ કોઈ કથાઓ (stories) પણ મળી રહે છે ! અર્થાત્ આત્મકથાનું કલાસ્વરૂપ નવલકથા આલેખનનો એક પ્રકાર બને છે ! અંગ્રેજીમાં ડેનીયલ ડીફોનું 'રોબીન્સન ક્રૂઝો' અને ગુજરાતીમાં શ્રી. ધનસુખલાલ મહેતા તથા શ્રી. જ્યોતીન્દ્ર દવેની સંયુક્ત કૃતિ 'અમે બધાં' એ આ પ્રકારની, આત્મકથાના સ્વરૂપનો આશ્રય લઈને રજૂ કરાયેલી નવલકથા જ છે. હું એને આત્મકથાભાસી નવલકથા ( Fictitious Autobiography) કહું છું.

આત્મકથાની શરીરઘટના પરત્વે, મને લાગે છે કે આટલી ચર્ચા બસ થશે.



## " અરમણીય મૂંઝવણ"

શશિન્ ઓઝા

[ કાન્તા ]

ક્રિષ્ણ બેઠી મધુવન વિષે મીઠી બંસી બજાવે<br>
કલ્લોલંતા વિહગ, કૂજતી કોકિલા હર્ષ ઘેલી.<br>
ત્યાં રાધિકા સ્વહિન પદે શાંત સસ્મીત આવે<br>
ને વ્હાલાનાં નયન મધુરાં હસ્ત–પદ્મે દબાવે.<br>
વ્હાલો ત્યારે મીઠડું હસીને રાધિકા–હસ્ત ચૂમે<br>
ચો ચક્ષુનું મિલન થતું ને હાસ્યની છોળ ઊડે !<br>
મારા ઉરે કદીક સ્ફુરતી કલ્પના કૈંક આવી<br>
કે જ્યારે મુજ પતિ ઘરમાં વાંચતા 'ગ્રામલક્ષ્મી'<br>
ત્યારે જઈને દબવું નયનો, કિંતુ દુર્ભાગ્ય આવું<br>
પ્હેરે ચશ્મા મમ પતિ, કહો, કેમ નેનો દબાવું ?

☆

# દૂરે અને અન્તિકે[1]

ચુનીલાલ પટેલ.

[ શાર્દૂલવિક્રીડિત ]

મીઠા મોહક સૂર પંચમતણા કલ્લોલિનિ કોકિલે,
આવે શ્રોત્રપથે અને ઉર પુન નાચી ઉઠે હર્ષથી;
આપ્યા શોભિત શી સુકંઠિ સખિરી હું જે તને અર્પવી?
સંબોધું સ્વર સંચરન્ત કહીં શું કે માત્ર પંખીજન?
સૂતો હોઉં તૃણાવછાદિત ક્વચિત્ કો ભૂમિભાગે પડી
ત્યાં મ્હારો ટહુકાર ચારુ શ્રવણે પીયૂષ વર્ષાવતો;
કૂદી ટેકરીઓ જઈ પ્રતિધ્વનિ ક્રીડા કરન્તા દિસે
એ નૈસર્ગિક ખેલનો નિવસતાં દૂરે અને અન્તિકે.
ખીલ્યા પુષ્પસુવાસ ને રવિતણી દિવ્ય પ્રભાથી ભરી
તેથી પ્રેરિત થૈ કર્યાં કર ભલે કાલાં કંઈ કૂજનો;
કિન્તુ કૂજનના અમી-ટપકતા ઝંકારથી જાગતી
વીતેલી અણમોલ જીવનતણી ધન્યક્ષણો માહરી.
અર્પું સ્વાગત-અંજલિ હૃદયથી હો રે વસંતપ્રિયે
પિંડસ્થૂલ તને ગણી અવગણું અદ્યાપિ પર્યંતનાં
તું સંગીતકલારહસ્ય અથવા છે ઈન્દ્રિયાતીત કૈં
જેનો પાર ન પામશે અમસમા પામી શકે માનવી.
શાળાજીવનમાં વશીકરણનાં જાદૂ હતાં પાથર્યાં
તે મ્હારો સ્વર સંસ્મૃતિ જગવતો આજે ફરી પૂર્વની
કેવો હું હૃદયંગમ સ્વર સુણી મંડી જતો દોડવા
મ્હારાં દર્શનનો પિપાસુ નિરખી વ્યોમે અને વૃક્ષમાં.
વારંવાર વને અને ઉપવને પ્રત્યક્ષ જોવા તને
ખોળાખોળ કરેલ કિન્તુ કહિ ના ઝાંખી થયેલી હતી;
ઉત્કંઠા ઉરની અને ઉમળકા ને ચાહનાઓ છતાં
આશા દર્શનની સદા શુભભર્યાં આશ્વાસનો આપતી.
આજે યે ટહુકારની હલકનાં જાદૂ ન ઓછાં થયાં
આજે એજ મઝા ખરી લઈ શકું મેદાનમધ્યે જઈ
મ્હારું ગીત સુણી; અને બસ બનું તલ્લીન એવો પછી
કે એ જીવનની પળો અનુભવું સ્વર્ગીય જાણે ફરી.
રે કલ્યાણિનિ કોકિલે અહિં અમે વાસો કરીને રહ્યા
ભૂમિ તે અમરાપુરી સમ બની ધારી રહે દિવ્યતા
જ્યાં નિશ્ચિંત રહેવું એ તમસમા પંખીજનોને ઘટે.

---

[1] કવિ વર્ડ્ઝવર્થકૃત " ટુ ધિ કકૂ " " *To the Cuckoo* " ઉપરથી.

# ધ્વનિ—સમ્પ્રદાય

પ્રો. રતિલાલ જગન્નાથ જાની એમ. એ.

[ અનુસંધાન પૃષ્ઠ ૫૫૨ આશ્વિન ૧૯૯૪ વર્ષ અંક ૧૨ ]

૩

ત્યારે અલંકાર એટલે શું? તેનું લક્ષણ દુર્ઘટ છે તેથી માત્ર વર્ણનથી જ સંતોષ માનવો પડશે. વિચારની એવી રજૂઆત થાય કે તે અસામાન્ય લાગે, ચમત્કાર આપે અને ઉક્તિમાં વૈચિત્ર્ય લાવે ત્યારે અલંકારનો પ્રયોગ થયો કહેવાય. ભાવશીલ કવિ પોતાના ભાવને વ્યક્ત કરવા પ્રયાસ કરે છે ત્યારે કલ્પનાની પાંખે ઊડતાં ઊડતાં કોઈ સાદશ્ય, વિરોધ, લૌકિક ન્યાય, કાવ્યન્યાય કે શૃંખલા આપોઆપ તેને સ્ફુરી આવે છે અને તેના બળે તેનું; કથન સચોટ અને વિશદ બને છે. પાશ્ચાત્ય સાહિત્યમીમાંસક રિચાર્ડ પણ કહે છે:—

"To a man who has felt intensely, a prosaic, matter-of-fact mode of expression is wholly inadequate. As his emotions is deep, so he wishes his embodiment of it to be beautiful or forcible or both."

લોકને સામાન્ય નહિ એવું કવિને દર્શન થાય છે અને તેને તેવા જ સ્વરૂપમાં વ્યક્ત કરવા મથતું મનોમન્થન, ઊર્મિનું બળ કે લાગણીનું પ્રાધાન્ય કોઈક એવું તત્ત્વ બાહ્ય જગતમાંથી શોધી લે છે કે રસની પ્રતીતિને તે સુગમ બનાવે છે.

"These figures of speech are to poetry what a colour box is to painting. Through them poetry achieves that concentration which is one of the marks of all great art; they are principal medium by which the vision of the poet's mind flashes upon our own and the great miracle of genius is wrought." ( Lamborn ).

અમુક ગુણ કે ધર્મનું ગુણી કે ધર્મીમાં પ્રાધાન્ય દર્શાવવા માટે કવિની કલ્પનાશક્તિ તે ધર્મ કે ગુણને માટે સર્વમાન્ય થયેલ અપ્રસ્તુત ગુણી કે ધર્મીનિ સાદશ્ય, તદ્રૂપતા, વિરોધ વગેરે દ્વારા પ્રસ્તુતની સાથે એવી રીતે વણી લે છે કે તે વિવક્ષિત ગુણ કે ધર્મનું પ્રસ્તુતમાં ઉત્કટપણે આપણને ભાન થાય છે. આનું સ્પષ્ટીકરણ અને સમર્થન Mallam ના નીચેના અભિપ્રાયથી થાય છે:—

"The function of the second part of imagination—the decorative—is rather to give colour and warmth to the poet's perceptions and thoughts, and to help preserve the tone of his feeling; and it does this by calling in the aid of similes, metaplhor and analogues, or, in a word, of likeness. The poet wants to make his meaning and feeling as near and clear

to us as is compatible with beauty or grace, and figurative language can accomplish his better than bald statements, because it substitutes words of vivid significance for trite and colourless words, and illumines one fact by the associations of another."

રસને અભિવ્યક્ત કરવા માટે અલંકાર આપોઆપ કવિને પ્રેરણાને બળે સ્ફુરી આવેલ હોય તો જ અલંકાર તરીકે તેનું રસધ્વનિમાં સ્થાન છે. ધ્વનિકાર કહે છે કે

" रसाक्षिप्ततया यस्य बन्धः शक्यक्रियो भवेत् ।
अपृथग्यत्ननिर्वर्त्यः सोऽलंकारो ध्वनौ मतः ॥

રસમાં એકતાનતાને લીધે, જેનો બન્ધ પૃથગ્યત્ન સિવાય, શક્ય છે તે જ ધ્વનિકાવ્યમાં અલંકાર છે. જે અલંકાર નિષ્પન્ન થતાં આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવો લાગે અને રસમાં એકતાનતાને લીધે કાવ્યમાં સહેલાઈથી વણાઈ જાય તે જ અલંકાર રસને અંગભૂત છે. રસની વાસનાથી પર થઈને તે લાવવાને માટે કવિને વિશેષ પ્રયત્ન કરવો પડતો નથી. આવા અલંકારો, દુર્ઘટ હોય તો પણ, રસમાં એકાગ્ર થયેલ ચિત્તવાળા કે પ્રતિભાવાળા કવિ પાસે 'મને ગ્રહણ કરો, મને ગ્રહણ કરો,' એમ આગ્રહ કરતા ઊભા રહે છે. દાખલા તરીકે, કાદમ્બરીના દર્શન અવસરે બાણની કાદમ્બરીમાં આવું જ બનતું નથી અનુભવાતું?

એમ શંકા થાય કે અલંકારો તો શબ્દના કે અર્થના છે જ્યારે રસ તો વાચ્યાર્થદ્વારા લાગણીના ઉદ્બોધનરૂપે પ્રતીત થાય છે. તો પછી રસની સાથે જ અલંકારો આપોઆપ વણાઈ જાય છે એમ કેમ માની શકાય? એનો જવાબ આનન્દવર્ધન આ પ્રમાણે આપે છે: "વાચ્યવિશેષ દ્વારા જ રસ આક્ષિપ્ત થાય છે. વાચ્યાર્થના પ્રતિપાદક શબ્દો છે; રસને પ્રકાશન કરવાવાળા રૂપકાદિ અલંકારો વાચ્યવિશેષ રૂપે જ નિષ્પન્ન થાય છે અને શબ્દ દ્વારા જ મળે છે. આવા અલંકારો રસને બહિરંગ નથી પણ રસના પ્રકાશક સાધનો જ છે. આ મતનો પડઘો વીસમી સદીના *Rudiments of Crtiarm* નામના પુસ્તકમાંથી આપણને મળી આવે છે.

"When we speak of theese figures as art we need always to remember that they were first instinctive, they came not by man taking thought, but spontaneously, from his feeling. And even now the perfect figure, though we admire it as art, seems not to be 'thought out' by the poet, but to 'occur' to hend; it is not sought for, it is simply the description of the vision that is his inecplicable gift."

ભરતે એક જ શબ્દાલંકાર (યમક) અને ત્રણ જ અર્થાલંકાર (ઉપમા, રૂપક, દીપક) ને નાટ્યશાસ્ત્રમાં કાવ્યના અલંકાર તરીકે વર્ણવ્યા છે. ભરતના સમયમાં થોડા જ અલંકારો કાવ્યમાં સ્થાન પામ્યા હશે; આને માટે પુરાવો આપણને રામાયણ અને અશ્વઘોષના 'બુદ્ધચરિત'ના થોડા સાદા અલંકારોથી મળે છે. પહેલાં તો સ્વભાવોક્તિ અને વક્રોક્તિ

એવું વર્ગીકરણ થયું હશે અને વક્રોક્તિના પ્રકાર તરીકે અનેક ચોકઠાં ગોઠવવામાં આવ્યાં હશે. ભામહ, દણ્ડી, ભટ્ટોદ્ભટ, વામન, રુદ્રટ વગેરેના અલંકારગ્રન્થોમાં અલંકારોની અને તેમના પેટા વિભાગની સંખ્યામાં ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જોઈ શકાય છે. પછી પાછળથી તો અલંકારનાં ચોકઠાંઓએ જ કાવ્યકલાનું સ્થાન ઝડપી લીધું છે."

"Like the delightful dawn of the day, the early stage of every art shines in its unadorned grace of simplicity. Then it gradually grows ornate and gaudy and eventually degluerates, by imperceptible transitions, into that species which is denominated grotosque. At any rate, this was the case with the development of Alanikaras in Sanskrit poetics." ( *Studies in Dhvanyaloka* by P. S. Pattar.)

અલંકાર સમ્પ્રદાયવાળા ભામહ અને ઉદ્‌ભટાદિને તો કાવ્યકલા અલંકારમાં જ આવી જતી હોય એમ લાગ્યું છે; એમને તો વક્રોક્તિ કે અતિશયોક્તિ જ કાવ્યનું પ્રાણપ્રદ તત્ત્વ ભાસ્યું છે. ભામહ કહે છે:—

"सैषा सर्वत्र वक्रोक्तिरनयाऽर्थो विभाव्यते ।
यत्नोऽस्यां कविना कार्यः कोऽलंकारोऽनया विना ॥ "

અને સ્ત્રીનું મુખ ભૂષણ વિના શોભતું નથી એમ દર્શાવી ભામહ અલંકાર માટે આગ્રહ રાખે છે. રીતિ-સમ્પ્રદાયના પુરસ્કર્તા દણ્ડી અને રીતિ-સમ્પ્રદાયના પ્રવર્તક વામને ગુણ અને અલંકાર વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરવા પ્રયત્ન કર્યો છે. દણ્ડીના મત પ્રમાણે ગુણ અને અલંકાર બન્નેને કાવ્યમાં સ્થાન છે. પણ દસ ગુણો વૈદર્ભમાર્ગના પ્રાણ છે, જ્યારે અલંકારો ગૌડ અને વૈદર્ભ બન્ને માર્ગને સાધારણ છે. વામને કાવ્યના આત્મા-રીતિનાં ઘટકતત્ત્વો તરીકે ગુણોને ગણાવ્યા છે. વામન કહે છે કે "કાવ્યશોભા કરવાવાળા ધર્મો ગુણો છે અને તેના અતિશયના હેતુ તે અલંકારો." વામન પણ ભામહની જેમ ઉદાહરણ આપી સ્પષ્ટ કરે છે કે:—

" यदि भवति वपुर्युतं गुणेभ्यो वपुरिव यौवनवन्ध्यमङ्गनायाः ।
अपि जनदयितानि दुर्भगत्वं नियतम लंकरणानि संश्रयन्ते ॥

આમ ગુણ અને અલંકાર વચ્ચેનો તફાવત સ્પષ્ટ થતો ગયો છે.

ધ્વનિ-સમ્પ્રદાયે ગુણોને કાવ્યમાં અંગી રસના ધર્મો માન્યા છે અને સમવાય સંબંધથી રસની સાથે ચલ સ્થિતિથી રહેતા ગણાવ્યા છે; અલંકારોનો રસની સાથે સંયોગ સંબંધ દર્શાવી અલંકારોને હંમેશાં રસના ઉપકારક તરીકે પણ સ્વીકાર્યા નથી; રસની અભિવ્યક્તિમાં અલંકારો ઉપકારક હોય તો જ અલંકાર તરીકે તેમનું કાવ્યમાં સ્થાન છે. નહિતર બાહ્ય આભૂષણ જેવા શરીરને બેડોળ બનાવનાર લેખ્યા છે. આનન્દવર્ધન તો કહે છે:—

अलंकार निबन्धो य : स चित्रविषयो मत :

કેવળ અલંકારો ચિત્રકાવ્ય જ આપે છે; તે કાવ્ય નથી. પણ કાવ્યનો અનુકાર છે. આમ રસથી નિરપેક્ષ રહેલા અલંકારો, કેવળ ચોકઠાં જેવા બની જતાં અવગણાયા છે. આ ચોકઠાંનો મોહ પશ્ચિમના સાહિત્યમાં આટલે દરજ્જે વધ્યો નથી.

" The western mind has never been able to reconcile itself to the use of the figurative language, even in its humblest forms. The eastern writer, however, has flung his tropes broadcast with a reckless abandon that sometimes offends and pussles the western reader, but it gives his writing both the delicate intricacy of carved ivory and the grotosque glory of a gorgeous tapestry."

( *Training in Literary Appreciation.* )

(૧) " જન્મને ઉચરતાં કૃત્યો છે આકસ્મિક સૌ અરે,
પાસા ફેંકે જનો સર્વે દા દેવો હરિહાથ છે." ( બિલ્વમંગળ )

(૨) " મોહથી નિજ માનિયાં સોગઠાં જે આપણે,
શક્તિ તે મન ધારિયાં હા! લે હરી બીજી ક્ષણે!
દાવ રમિયે નવનવા સોગઠાં જ બચાવવા
ગૂઢ શક્તિ સમર્થ એ ના દે કંઈ પણ ફાવવા. "–( સ્મરણ-સંહિતા )

પ્રિયતમાના ઉપદેશથી બિલ્વમંગળ એકાએક શૃંગારમાંથી શાન્ત વૈરાગ્યમાં સરી પડે છે; આ વિચારતાં કવિનું મગજ બાવરું બની જાય છે; આ બધું આકસ્મિક હોય એમ લાગતાં 'પાસના દા' તરીકે તેને કલાપીએ વર્ણવેલ છે. એ જ વર્ણન નરસિંહરાવભાઇને વિસ્તારથી મૂકવું પડયું છે. આંહીં પુત્રના મૃત્યુથી કવિને નિર્વેદ થયો છે; આપણા સર્વ પ્રયત્નો એ દૈવી શક્તિ પાસે વ્યર્થ છે. પ્રયત્નોની વ્યર્થતા ઉપર કવિને ભાર મૂકવો છે તેથી સોગઠાંની રમતનો વિસ્તાર કવિને કરવો પડયો છે. એક જ વિચાર કે અલંકારનાં બે પાસાં! કેવી રીતે કાવ્યમાં બંધ બેસી ગવાં છે!

હવે અલંકારો કેટલા અને કયે પ્રકારે રહે છે તે જોઈએ.





# સંગીતશાસ્ત્રચર્ચા

## [ એક સમીક્ષા ]

રમણલાલ છોટાલાલ મહેતા

[ ગતાંકથી ચાલુ ]

અહિરીભૈરવનું જે ચલન આપ્યું છે તે આનંદભૈરવનો ભાસ કરાવે છે. ચલન નીચે પ્રમાણે આપ્યું છે:

ધ ની ધ પ, મ પ ધ સાં, સાં ની ધ પ, ધ મ પ ગ મ રે, સા,

ગ મ, પ, ગ રે સા | ધ ની પ, સા રેં ગં રેં સાં, નીધ,

ની ધ પ, મમ, પ, મ પ ગ, રેસા |

અહિરીભૈરવમાં ગ્રંથકારોએ ઉત્તરાંગમાં કાફીનો યોગ કર્યો છે તે 'સાંનીધપ'થી, અથવા તો વધુ યોગ્ય 'ધનીધપ'થી બંધાય છે. આનંદભૈરવમાં ઉત્તરાંગમાં બિલાવલ કે શંકરાભરણનો યોગ કર્યો છે, તે, અલ્હૈયા બિલાવલમાં કોઈક વાર દેખાતું 'ધનીપ' અંગ કરતાં ઘણે દરજ્જે વધુ યોગ્ય શુદ્ધ બિલાવલના 'નીનીધપ' અંગથી બંધાય છે. પં. ભાતખંડેએ 'નીનીધપ'નું અંગ નોંધ્યું છે ખરું પણ એ પર યોગ્ય ધ્યાન ખેંચ્યું નથી. એમનું ધ્યાન એમના ગુરુ અંતરામાં શુદ્ધ રિષભ લેતા હતા એના પર વિશેષ ગયું છે, અને એને જ અહિરીભૈરવથી આનંદભૈરવને છૂટો પાડવામાં સાધન ગણ્યો લાગે છે. ભાતખંડે તો લખે છે કે 'માઝે ગૂરુંની તસેંચ કેલેં હોતે,' પણ આ સર્વમાન્ય નિયમ નથી એ પણ એમણે સ્વીકાર્યું જ છે.[1] અંતરામાં શુદ્ધ રિષભ માનીએ તો બીજા કશા વિશેષ અંગ સિવાય પણ અહિરીભૈરવથી આનંદભૈરવ નિરાળો થઈ રહે ખરો, પરંતુ મતભેદને પૂરો અવકાશ મળવો જોઈએ. ગાયક અમ્મનખાં (સહારનપૂર)ના 'કર જોર મોર મોર'ના અહિરીભૈરવના ધ્રુપદમાં અંતરામાં કે અસ્તાઈમાં, કશે શુદ્ધ રિષભ છે જ નહિ.[2] આમ મતભેદને સારુ પૂરતો અવકાશ રાખી પછી બીજાં લક્ષણો જોતાં કે ઉત્તરાંગમાં અહિરીભૈરવમાં કાફીનો યોગ અને આનંદભૈરવમાં બિલાવલનો યોગ એ વિચારીએ એ યુક્ત છે, આ દૃષ્ટિએ અહિરીભૈરવમાં 'ધનીધપ'ની, અને આનંદભૈરવમાં 'નીનીધપ'ની મહત્તા છે. અહિરીભૈરવમાં મધ્યમ જરા છૂટો છે ( સા મ; સા, રે ગ મ ) એ ખરું. પરંતુ જે અંગ ( 'નીનીધપ' ) બાકાત રાખવામાં જ અહિરીભૈરવ આનંદભૈરવથી વિભેદ-ક્ષમ રહે છે તે તો અહીં દાખલ કરવામાં આવ્યું છે!! વળી આવા રાગની શુદ્ધતા મૂળે જાળવવી બહુ મુશ્કેલ, તેમાં 'સાં રેં ગું રેં સાં' કરી વિવાદી કોમળ ગાંધારનો યોગ કરો એટલે એટલી ગૂંચ અને સંકરતા હાથે કરીને જ વધવાની. અંગીસ્વરો ઉપરાંત રસને બહાને વિવાદી સ્વરનો પ્રયોગ લાદવામાં આવાં મિશ્ર પ્રકારોમાં તો બહુ જ ચેંટાળો થવાનો

---

१ हिं. सं. प. भाग दूसरा पृ. ४५५

२ मआरिफुन्नग़मात भाग दूसरा पृ. ५५

સંભવ છે. મંજરી અને અહિરીભૈરવમાં કોમળ ગાંધારનો વિવાદી તરીકે પ્રયોગ કર્યો છે એ ઉપરની દૃષ્ટિએ યોગ્ય નથી કર્યું. વિવાદી સ્વર કે સ્વરોનો ઉપયોગ માત્ર સંકીર્ણ જાતિના પીલુ જેવા રાગોમાં ભલે થાય એવો નિયમ કરીએ તો ખોટું નહિ.

પં. વઝેબુવા એમની ગુરુપરંપરા પ્રમાણે આસાવરી કોમલ રિષભની માને છે. આમાં આપણે વાંધો ન લેવો જોઇએ, ન લઈ પણ શકીએ, કારણ કે એક તો એવો પ્રકાર જ માનવામાં આવેલ છે. વળી આસાવરીને જૈનપુરીથી જુદો પાડવામાં એથી સરળતા પ્રાપ્ત થાય છે. પરંતુ ગ્વાલિયેર તરફ શુદ્ધ રિષભ લેવાનો પ્રચાર બહુ જૂના વખતથી ચાલુ છે એટલે એ પણ સ્વીકાર્યા વિના આપણો છૂટકો જ નથી. શુદ્ધ રિષભની આસાવરીને જૈનપુરીથી જુદી કરવા ખાતર ઘણા વિદ્વાનો તેમાં આરોહે નિષાદ વર્જ્ય માને છે, પરંતુ જે ગાયકો છે તે જાણે છે કે આસાવરીમાં આરોહે નિષાદ ઘણી વેળા ષડ્જ જોડે સંકળાયેલો રહે છે; મનાફૂસ્પૃષ્ટ રહે છે; તે ઉપરાંત તાનક્રિયાત્મક સ્વરૂપે તો અનેક વખત સ્વીકારાયેલો છે. કોમળ રિષભની આસાવરીના આરોહમાં નિષાદ વર્જ્ય છે એમ ગ્રંથકાર નોંધે છે ખરા, પરંતુ આ નિયમ જૂના ઘરાણેદાર ગાયકવાદકો પણ કેટલો સાચવતા હશે એ વિશે હું બહુ શંકાશીલ છું.[1] શાસ્ત્રનિયમ જે હોય તે, પરંતુ, બીજા ઘણા વિષયોમાં બને છે તેમ અહીં પણ 'શાસ્ત્રાદ્રૂઢિર્બલીયસી' એ પૂરતો ભાગ ભજવ્યો લાગે છે.

જેમણે બેઉ ગાંધાર અને બેઉ ધૈવતનો બરવા સાંભળ્યો હશે તેમને આમાંનો કડક નિયમનો બરવા કદાચ માન્ય નહિ થાય. બીજા મતને નઝીરખાં (મુરાદાબાદ) અને મહમ્મદઅલીખાંની ચીજો—'આવો સાવન સોહાવન' અને 'મોપે રંગ ડારેરી'—પરથી સદર ટેકો મળી રહે છે એટલે તીવ્ર ગાંધાર અને કોમલ ધૈવત બરવામાં સ્વીકારવાની ના કહેવામાં આવે તો વાંધો પણ શું લઈ શકાય ? ખરું જોતાં બરવા, જંગલા, પીલુ વગેરે, 'ક્ષુદ્રગીતાદિ' ગણાય છે એટલા માટે નહિ. પરંતુ એ રાગો જ અગંભીર ભાવના, રાગની પ્રકૃતિ તથા ગતિ પણ ચંચળ, તદુપરાંત ધૂન, ભજન વગેરેમાં એમનો થતો ઉપયોગ—એ સર્વ બાબતો કડક નિયમોને અવકાશ ન આપે એ દેખીતું છે.

'પટદીપ' નામના સુપ્રચલિત રાગને માટે ગ્રંથકર્તાએ 'ધનાશ્રી' સંજ્ઞા રાખી છે તે બહુ ભ્રમજનક છે. ભીમપલાસના જોડિયા-રૂપરંગરસે જોડિયા-[2] ભાઈ તરીકે ધનાશ્રી (કાફી થાટ પ્રકાર) ને ગણવામાં આવે છે તેજ ચાલુ રાખવું જોઇએ. તીવ્ર નિષાદનો પટદીપ એટલો બધો જાણીતો થઈ ગયો છે કે પટદીપને ધનાશ્રી કહેવામાં કોઈ શાસ્ત્રવચન

---

૧ પ્રસિદ્ધ સિતારિયા ઈમદાદખાંની કોમલ રિષભની આસાવરીની રેકર્ડમાં, દરેક વેળા નહિ પરંતુ ત્રણચાર વખત આરોહે નિષાદ સ્પષ્ટ માલમ પડે છે તે મારી શંકાને વધુ તીવ્ર બનાવે છે.

૨ જોડિયા શું ? એક જ માણસના બે નામ જેવા એ ભીમપલાસ અને ધનાશ્રી છે. ભીમપલાસમાં મધ્યમ વાદી માને, અને ધનાશ્રીમાં પંચમ વાદી માને 'વાદીભેદો રાગ ભેદ:' એવું શાસ્ત્ર વચન ઉચ્ચારી પ્રસ્તુત રાગોને જુદા કરી શકાય,—માત્ર ચર્ચામાં. જે અનુભવી છે તે સારી પેઠે સમજે છે કે એ માત્ર વિતંડાવાદ છે.

કે ઘરાણો મદદે આવતો હોય છતાં એ સંજ્ઞા કાયમ રાખવી પડવાની જ. "'પટદીપ' યાહુન અગદીં નિરાળા આહે" એમ કહી ગ્રંથકર્તા (એમના મત પ્રમાણેના) ધનાશ્રીના જે આરોહાવરોહ તથા ચલન આપે છે તે જોઈએ:

— આરોહાવરોહ —

ની સા ગ઼ મ પ ની સાં । ની ધ પ મ ગ઼ રે સા ।

— ચલન —

ની ધ પ, ગ઼ મ પ, ગ઼ ગ઼, મ ગ઼ રે સા, ની સા ગ઼ મ પ,

સાં ધ, મ પ, ની ધ પ, મ પ, ગ઼ ગ઼ મ ગ઼ રે સા, ની ની સાં, સાં

ગ઼ં રેં સાં, ની ની સાં, ધ પ, મ પ ધ પ, ની ધ પ, મ પ, ગ઼ મ પ,

ની સા, ગ઼ મ પ ।

પટદીપ જ કે કંઈ બીજું? હા, પંચમનું પ્રમાણ કાફી થાટના ધનાશ્રીના વાદી પંચમના જેટલું વધારી એને અહીં વાદીત્વ આપ્યું છે. પરંતુ આવા નજીવા ફેરફારથી પટદીપને જુદો માનવો એ દૂધમાંથી પોરા કાઢવા જેવું જ થવાનું એ ચોક્કસ. ગ્રંથકર્તા પટદીપને જો તદ્દન જુદો માનતા હોય, કોમલતીવ્રાદિ ભેદમાં કે જાતિમાં (એટલે કે આરોહે–અવરોહે વર્જ્યાવર્જ્ય નિયમમાં) તો વાત જુદી છે. તો તો પછી પૂરી સ્પષ્ટતા સારુ ભેદ પાડવાને એનું સ્વરૂપ પણ આપવું જરૂરી હતું. અથવા પટદીપ અને પ્રદીપકીને જો એક જ માનતા હોય તો તેમ પણ લખવું આવશ્યક હતું.

મારવા વિશે એવી માન્યતા છે કે એ રાગમાં પૂરિયામાં જેવો શોભે છે તેવો આલાપ શોભતો નથી. શ્રી. વઝેબુવા તો એમ ચોક્ખું લખે છે કે 'પુર્યા રાગાંત આલાપ કરતાત તસે આલાપ મારવ્યાંત શોભૂન દિસણાર નાહીં' (પૃ. ૯૮). પં. ભાતખંડેએ પણ એ જ અર્થનું એમના પુસ્તકમાં લખ્યું છે.[1] (એમનું અનુકરણ કે નકલ કરનાર બીજા ઘણા 'ચોપડી–કારો' પણ એમ જ લખે એ સ્વાભાવિક છે.) વળી સાંભળવામાં આવતા કેટલાક ગાયકોવાદકો પણ એ જ નિયમ સ્વીકારી લઈ મધ્યદ્રુત કે જલદ લયમાં ચીજ, તરાના કે ગત ગાતાબજાવતા માલમ પડે છે. આ જરા માણસને વિચાર કરવા પ્રેરે એવી વસ્તુ છે.

આવી માન્યતા કે નિયમ પાડવાનું કારણ શું હશે? પૂરિયા અને મારવા બહુ પાસે પાસેના રાગો છે એટલે ભેદ સાચવવાને માટે વાદી સંવાદીના મુખ્ય નિયમન ઉપરાંત કંઈક ઉપનિયમનની જરૂર લાગી હોવી જોઈએ. મારવામાં આલાપચારી કરવામાં મોટી મુશ્કેલી ષડ્જ આપે છે. પૂરિયામાં ષડ્જ બહુ જ ઝામેલો બોલે છે; એ રાગનું આખું શાંતગંભીર વાતાવરણ ષડ્જને આભારી છે. પૂરિયામાં ષડ્જનું આ સ્થાન એટલું તો ચોક્કસ છે કે પછી મારવામાં ષડ્જ જરા બેકાળજીથી લગાડ્યો કે પૂરિયાની છાયા તરત ઊભી થવાની. આથી કરી જાણે કે પછી પૂરિયાની છાયા શૂન્યવત્ કરવા માટે કશો માર્ગ ન જડવાથી ઉપનિયમન તરીકે મારવામાં દ્રુત લય સ્વીકારી લાગે છે.

---

1 હિં. સં. પૃ. ભા. ૩

મને લાગે છે કે આ ઉપનિયમનની કશી ખાસ જરૂર નથી. વાદી સંવાદીની રચના નિયમપુરઃસર પાળવાથી અને ષડ્જનું પ્રમાણ તદ્દન **કમી કરી નાખવાથી** મારવા પૂરિયાથી **વિલંબિત લયમાં** પણ ગાઉ બે ગાઉ દૂર રહી શકશે. ષડ્જનું પ્રમાણ તદ્દન કમી કરી નાખવામાં આ રાગમાં શાસ્ત્ર વચ્ચે નથી આવવાનું. મારવામાં વાદી–સંવાદી તરીકે કેટલાક રિષભ–ધૈવતને ગણે છે તો કેટલાક ધૈવત–રિષભને ગણે છે. કયો મત વધુ સ્વીકારને યોગ્ય છે તેની ચર્ચા જવા દઈએ, પણ એ તો ખરું જ છે કે એ બંને સૂરોનું પ્રમાણ તથા મહત્ત્વ આ રાગમાં ઘણું છે. રિષભના આ ચોક્કસ અને ઉપેક્ષા ન કરી શકાય એવા સ્થાનનો યોગ્ય ઉપયોગ કરવામાં આવે તો તેની પાસેનો ષડ્જ સ્વાભાવિક રીતે ગૌણત્વ પામે એ દેખીતું છે.

ઉપર લખ્યું છે તેના સમર્થન સારુ વિલંબિત લયમાં મારવા ગાતા કોઈ જૂના ઘરાણેદાર ગાયક તરફ આંગળી ચીંધવાની મારી ફરજ સમજું છું, કૈરાનાના સુપ્રસિદ્ધ ગાયક ખાં સાહેબ અબ્દુલ વહીદખાં—જેમના જેવી દિવસો સુધી મનમાં રમી રહે એવી રસપ્રચુર વિલંબિત આલાપચારી કરનારા, આજે તો, ભાગ્યે અપવાદ બાદ કરતાં, છે જ નહિ એમ કહેવું અતિશયોક્તિ ભરેલું નથી—'અબ મોરી ઉઝત ગઈ' એ મારવાનો ખ્યાલ (તાલ ઝૂમરા) વિલંબિતમાં ગાય છે. કોમલ રિષભને અને વિશેષતઃ તો ધૈવતને ઠેકઠેકાણે ચમકતો રાખીને, અને ષડજને તદ્દન અછડતો રાખીને કે તેનું લંઘન [1] કરીને 'ધ, ધ, મં ધ, ધ મં ગ રે, રે ગ મં ધ, રે, રે ની ધ, ધ ની રે ગ રે મં ગ રે,

રે ગ મં ધ, ધ ની રેં, રેં રેં ની ની ધ ધ'—તેમની આલાપચારીનો ઢંગ બંધાતો હોય છે.

મારવા–પૂરિયા જેવા તદ્દન જાણીતા રાગ માટે મેં જે ઉપર ચર્ચા કરી છે તે જો વધુ પડતી લાંબી લાગી હોય તો હું તે માટે વાચકવર્ગની ક્ષમા ચાહું છું.

મારવા પછી ખંબાવતી, તિરબન (ત્રિવેણી), શ્રી, પૂર્વી, તથા માલિગૌરા પર પરંપરાની જે માહિતી તથા વિસ્તૃત વિવેચન આપ્યાં છે તે આ આખા ગ્રંથમાં કદાચ સૌથી ઉપયોગી લાગશે. ત્રિવેણી અને માલિગૌરા જેવા ક્વચિત સાંભળવામાં આવતા રાગોમાં ગરાઠી ચીજો આપી છે તેને બદલે ઘરાણાની જૂની 'નાયકી' આપી હોત તો બહુ યોગ્ય થાત.

નંદ (આનંદી) માં ગાંધારનું મહત્ત્વ જણાવ્યું નથી એ ક્યાં તો બેકાળજી કે ક્યાં તો ગલતી. 'ચલન' માં 'સારેગ' જેવો સરળ આરોહ કર્યો છે તે નથી કોઈ ઠેકાણે

---

૧ ईषत्स्पर्शो लङ्घनम्–संगीत रत्नाकर જાતિ પ્રકરણ શ્લોક ૧૧. સં.ર.માં લંઘનને જો કે લોપ્ય અને અનંશ સ્વરોમાં માન્યું છેઃ પણ આપણે તેના અર્થની વ્યાપ્તિ જરા વધારીને વાપરીએ તો એક બહુ સૂચક અર્થ એમાંથી નીકળી શકે એમ છે. અમુક સૂરની અપેક્ષા રહે છતાં તેને ન લેવામાં આવે તે ક્રિયા 'લંઘન 'શબ્દથી પૂરી સૂચવાતી મને લાગે છે. એ જ અર્થમાં મેં ઉપર એનો પ્રયોગ કર્યો છે. એ જ અર્થ કાયમ રાખીને આપણે કહી શકીએ કે યમનમાં ષડ્જ તેમજ પંચમનું કેટલીક વાર 'લંઘન' કરી વૈચિત્ર્યમય રચનાઓ કરવામાં આવે છે.

પ્રચારમાં સાંભળ્યો, નથી કોઈ બીજે ઠેકાણે વાંચ્યો, કે નથી એમની જ આપેલી મરાઠી ચીજમાં. આ રાગમાં બિહાગ અને હમીર સાથે નટનું પણ રાગસ્વરૂપ દેખાય છે એવી એમની માન્યતાએ આવો સરળ આરોહ રચવામાં ભાગ ભજવ્યો લાગે છે.

સંગીતના જલસાઓમાં ભૈરવી, જો ગવાય છે તો મોટે ભાગે છેલ્લી જ ગવાય છે. આ 'પુસ્તક જલસા' માં પણ બંધીશોને અંતે ભૈરવી 'ગાઈ' છે.

વાચકોને કદાચ પ્રશ્ન થશે કે મેં રાગોની આટલી ચર્ચા કરી છે પણ ચીજોની બંધીશોની ચર્ચા કેમ સમૂળગી પડતી મૂકી છે? ચર્ચેલા રાગોનો ઉઠાવ, માંહેની ચીજો કેટલી ઉત્તમ, મધ્યમ કે કનિષ્ઠ રીતે આપે છે તે વસ્તુ એક સ્વતંત્ર લેખ માગી લે છે. પરંતુ ટૂંકમાં અહીં એટલું જ કહું છું કે ઘરાણેદાર ચીજો કેટલા ઉત્તમ ઢંગવાળી અને તુરતાતુર્ત રાગનું વાતાવરણ બાંધનારી હોય છે, તે આ પુસ્તકમાં સંગ્રહ કરેલી હિંદી ચીજો પરથી પણ માલૂમ પડી આવે છે.

પુસ્તકના અંત ભાગમાં કેટલીક સામાન્ય અને કેટલીક મહત્ત્વની ચર્ચા કરી છે તે જિજ્ઞાસુએ વાંચવાવિચારવા જેવી છે. શરૂઆતમાં સ્વર વિષે થોડું લખ્યા પછી ગાયનરીતિઓ આપી છે, જે 'સંગીત રત્નાકર' માં 'ગીતિ' ના નામે છે. 'સંગીત રત્નાકર' માં ગ્રામરાગોને ગીતિભેદોના આશ્રયથી પાંચ પ્રકારના માનવામાં આવ્યા છે[1] અને રાગદીઠ ગીતિઓ માનવામાં આવી છે. આજે જ્યારે ગ્રામમાંથી રાગ ઉત્પન્ન કરવાની પ્રથા નાશ પામી છે ત્યારે આ વસ્તુ કઈ રીતે કેટલી ખપની છે તે નક્કી કર્યા વગર આવા માહિતીઉતારાથી પાંડિત્યનો દેખાડો ઉપરાંત બીજું કશું ફળ નહિ નીપજે એવો મને ભય છે. આ ગીતિઓનું સ્થાન આજે ખંડારાદિ 'બાની' ઓએ લીધું છે. આ બાનીઓ પર વિશદ રીતે હજી કોઈએ ચર્ચા કરી નથી. શ્રી વઝેબુવાએ પરંપરાથી ઊતરી આવેલો એક દોહરો આપ્યો છે, પરંતુ બહુ જ ઉપલકિયો ખ્યાલ આપવા ઉપરાંત તેનો વિશેષ ઉપયોગ નથી થઈ શકવાનો:

જોર જોરસે ખંડાર ગાવેં। મધુર બોલકો નોહાર લેવે।
સાસ બડી હૈ ગોબરહારકી। આલાપચારી હૈ ડાગૂરકી॥

સ્વર, રાગ, દેશી રાગભેદ, વગેરેનું વિવેચન કરતાં કરતાં આજના સંગીત અને સંગીતકારો તેમજ શ્રોતાઓ ઉપર ઠેકઠેકાણે કટાક્ષ કે નિઃશ્વાસ નાખવામાં આવ્યા છે. આજના સર્વગુણી સંગીતભક્તોને એમાં પોતાનો જ મતપડઘો સાંભળવાનો મળશે. નાટક, સિનેમા આદિને લીધે ગીતગાયનનું ચલણી બજારુતત્ત્વ એટલું બધું વધી પડ્યું છે કે તેથી સ્વરસંગીત તરફ ઉપેક્ષાવૃત્તિ દહાડે દહાડે પ્રબળતર બનતી જાય છે. ગ્રંથકર્તાએ ટાંકેલા દોહરા સંગીતની આજની સ્થિતિ બહુ સચોટ રીતે કહી આપે છે:

ઘર ઘર ગાયક। ઘર ઘર નાયક। ઘર ઘર શાસ્ત્ર પઢાવેં।
ગુન અવગુનકો ચાગે જાને। જો મન માને સો કહાવે॥

એક ગવૈયો પોતાના પુત્રને સલાહ આપે છે:

---

૧. સં. ર. રાગવિવેકાધ્યાય શ્લોક ૨ થી ૭.

એક દોહરો ટાંક્યો છે:

> શિરકુ ફેટા । ખાક દુપટ્ટા । હાતમે લકડી લેવે ।
> તીવર કોમલ કોઈ નહીં જાને । ચાહે ઉતને ગાવે ।
> પ્યારે સૈયાં દૈયા પિયા । મુખસે બોલ કહોં ।
> કોઈ પૂછે તો । ગુસ્સા હોકર ઘરિયાના બતલાવે ॥

આ ઉલ્લુ મુક્તક તો આજના કેટલાયે સંગીતકારોનું માનસ બહુ ઓછા શબ્દોમાં છતાં અત્યંત વેધક રીતે ખુલ્લું પાડી દે છે...ગાવામાં સ્વરની સ્થિતિ ઓળખવી જોઈએ એ કેવળ દુર્લક્ષ પામેલી વસ્તુ પ્રત્યે આંગળી ચીંધીને પછી રાગનો વાંક કાઢનારાઓને માટે

> રાગ બિચારે ક્યા કરે । ગાનેવાલે કપૂત ।
> માલા બિચારી ક્યા કરે । જપને વાલે કપૂત ॥

ગ્રંથના ઉત્તરાર્ધમાં ગયા જમાનાના પરંપરાના ઘરાણેદાર લગભગ ચાલીસેક ગાયકો વિશે અને તેમની ગાયકી વિશે ટૂંકમાં છતાં અતિ ઉપયોગી જે માહિતી આપી છે તેનાથી આ ગ્રંથનું મૂલ્ય જરૂર વધ્યું છે. ઇતિહાસકારને એમાંથી બહુ બહુ જાણવાનું મળશે. ગાયકોની જન્મસાલ તો મળવી બહુ જ મુશ્કેલ પરંતુ અવસાન લગભગ ક્યા અરસામાં થયું એ પણ આમાંથી નથી મળતું એનો મને અસંતોષ રહી ગયો છે.

ગાયકવાદકનું કલાજીવન જ એવું હોય છે કે તેને વારંવાર એક પ્રદેશથી બીજે પ્રદેશ ફર્યા કરવું પડે છે. આવો વિરુદ્ધ સંજોગ હતો ત્યાં અધૂરામાં પુરું પ્રકૃતિસ્વાસ્થ્ય પણ આડું આવેલું. પરંતુ સર્વ પ્રતિકૂળતાને વશ થયા વગર આવો પ્રસિદ્ધ-અપ્રસિદ્ધ* રાગો અને ચીજોનો અમૂલ્ય ખજાનો ગ્રંથકર્તા પ્રજા સમક્ષ ધરી શક્યા છે, અને સાવિશેષ ધન્યવાદને પાત્ર બન્યા છે.

છેલ્લે, સંગીત-કલા-પ્રકાશના બીજા ભાગો (શરૂઆતમાં આપેલી મોટી સૂચના યોગ્ય અને વ્યવહારુ લાગે તો હિંદીમાં, નહિ તો પછી મરાઠીમાં) બહાર પડે ત્યારે આ ગ્રંથમાં જુદે જુદે સ્થળે માત્ર નિર્દેશ કરેલા રાગો-ખંબાવતીના બીજા બે પ્રકારો તથા ખંબાવંતી; દેવાક્ષી, લલિતા તેમજ લાજેશ્રી; રાજશાહી-કાનડા, નોહારી-કાનડા, જસોદી-કાનડા, સોહાની-કાનડા, મંગલ-કાનડા વગેરે કાનડાપ્રકારો; ઉપરાંત બુજુર્ગખાંએ એમને શીખવેલા સર્વ કલ્યાણપ્રકારો, રામદાસી મલ્હારના બંને પ્રકારો, દેવિલામલ્હાર, ગૌંડગિરી, ઢક્કા, આભિર (આભિરી), ગોધની, શંકરાભરન; વળી તોડી પ્રકારો; આ સર્વ ઉપરાંત અહીં નિર્દેશ ન કરેલા બીજા અપ્રસિદ્ધ રાગો વગેરે, બ્યા બને ત્યાં ઘરાણેદાર ચીજો સહિત નહિ તો છેવટે આરોહાવરોહ અને વિસ્તૃત ચલન સાથે આપણને મળશે એવી આશા, શ્રી વઝેબુવા જેવા હિંદભરમાં રખડેલા અને ઉત્તમ ગાયકોના સંસર્ગમાં રહેલા વિદ્વાન ગાયક પાસેથી રાખીએ તો ખોટું નહિ.

સંગ્રહસ્થાને જેવાં આવાં બીજાં પુસ્તકો પ્રગટ કરવાને કુદરત એમની સહાય બનો એ જ ઇચ્છા.

☆

# મોરી નીંદરા !

-દેવજી રા. મોઢા

ઉડી ગઇ મોરી નીંદરા રે! મારે જાગવી માઝમ રેન!
ઉડી ગઇ નીંદરા રે!

મારાં પડખાં ફરીને અંગ તપે, મને ક્યાંયે પડે ના ચેન!
ઉડી ગઈ નીંદરા રે!

સૂતી'તી હું સેજમાં, વ્હેતી વાયુ લ્હેર;
ત્યાં ઓચિંતે આંચકે મારી ત્રૂટી સ્વપ્નની સેર!
ઉડી ગઈ નીંદરા રે!

ઉડી ઉડી ગઇ મોરી નીંદરા રે! એના કરથી છૂટી ગયા કેશ!
ઉડી ગઇ નીંદરા રે!

હું તો માનવ છું મૃત્યુ લોકનું રે, મેં દેખ્યો ન પરીઓનો દેશ!
ઉડી ગઇ નીંદરા રે!

કાગળ આવ્યો કંથનો, મંહી કુશળનાં કહેણ
વાંચ્યાં નવ વાંચ્યાં હજી ત્યાં ખૂલી ગયાં મારાં નેણ!
ઉડી ગઈ નીંદરા રે!

ઉડી ઉડી ગઇ મોરી નીંદરા રે! ભેળો ઉડી ગયો ઉમંગ!
ઉડી ગઇ નીંદરા રે!

હું સપનામાં સુખ હતી માણતી રે, કોએ એમાં ચે પાડયો ભંગ!
ઉડી ગઇ નીંદરા રે!

પિયુજી ઉતર્યા વાડીએ, હું ધારી નવલા વેશ
મળવા ચાલી ઉતાવળી, ત્યાં વાગી મારગમાં ઠેશ!
ઉડી ગઈ નીંદરા રે!

ઉડી ઉડી ગઈ મોરી નીંદરા રે, મને ઉજ્જડ લાગે આવાસ!
ઉડી ગઇ નીંદરા રે!

અહીં આળોટે ખાલી ખોળિયું રે, મારા પ્રાણ તો પિયુની પાસ!
ઉડી ગઈ નીંદરા રે!

✡

# તુર્કી અને મહાયુદ્ધ

ડુંગરશી ધરમશી સંપટ

યુદ્ધવીર એવા તુર્કી દેશનો થોડો ભાગ યુરોપમાં આવ્યો છે. તેનો મોટો ભાગ એશિયામાં આવ્યો છે. એ સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્યનો વિસ્તાર એશિયામાં ૪,૬૮,૦૨૮ ચોરસ માઈલ છે, જ્યારે યુરોપમાં ૨,૯૪,૬૨૬ ચોરસ માઈલ છે. તુર્કીની વસ્તી સને ૧૯૨૭માં ૧,૩૬,૪૮,૨૭૦ હતી. તેમાં ૬૫૬૩૮૭૯ પુરુષો અને ૭૦૮૪૩૯૧ સ્ત્રીઓ હતી. લગભગ એક લાખ પરદેશીઓ તુર્કીમાં વસે છે. તુર્કીમાં રાજ્યધર્મ કાંઈ નથી. પરંતુ પ્રજાનો ધર્મ મુસ્લિમ છે. શિક્ષણ સને ૧૯૨૧ સુધી ઘણુંખરું અરબી ભાષામાં અપાતું હતું. પરંતુ હવે અરબીને તદ્દન બંધ કરી તુર્કી ભાષામાં અપાય છે. મુલ્લાં સ્કૂલો બંધ કરીને હવે સરકારી નિશાળોમાં તુર્કી ભાષામાં શિક્ષણ અપાય છે. સરકારે ૭૦૦૦ સ્કૂલો સ્થાપી છે. શિક્ષણ પાછળ રાજ્ય ૮ કરોડ પાઉંડ દર વરસે ખરચે છે. સ્ત્રીપુરુષોને સમાન શિક્ષણ મળે છે.

## ન્યાય, પેદાશ વગેરે

આગળ કાજીઓ મારફતે મુસ્લિમ કુરાનના કાયદા મુજબ ન્યાય થતો. કમાલ આતાતુર્કે નિયમિત કોર્ટો સ્થાપી સ્વીઝ પદ્ધતિ ઉપરથી સીવીલ અને ક્રિમિનલ કાયદા બાંધ્યા છે. લોકોના મત પ્રમાણે સભ્યો ચૂંટીને પાર્લામેન્ટ સ્થાપી છે. પહેલા પ્રમુખ કમાલ આતાતુર્કના ગયા વરસે મૃત્યુ પછી બીજા પ્રમુખ ઈસ્મત એનામ હમણાં પ્રમુખ છે. એમના હાથ નીચે યુરોપનાં મોટાં રાજ્યોની પેઠે પ્રધાનમંડળ છે. પાર્લામેન્ટના હાથમાં કુલ સત્તા છે. તુર્કીની પેદાશ સાડા અઢાર કરોડ તુર્કી પાઉંડની છે. ખર્ચ પણ તેટલું છે. તુર્કી ઉપર ૧૦ કરોડ તુર્કી પાઉંડનું દેવું છે. પ્રજા લડાયક છે, પરંતુ વેપારી નથી. આથી તુર્કો ઘણા ગરીબ છે. એ લોકોમાં ઉદ્યોગોનો વિકાસ પણ હજી હમણાં જ શરૂ થયો છે. મુખ્ય પેદાશ કરોમાંથી આવે છે.

## વેપાર, ઉદ્યોગ, ખેતી

છેલ્લાં દશ વરસો થયાં ખેતી ઉપર રાજ્યે ધ્યાન દેવા માંડયું છે. સને ૧૯૨૯માં નહેરો પાછળ દશ કરોડ પાઉંડ ખર્ચવામાં આવ્યા હતા. તે પછી પણ વિકાસ ચાલુ છે. એંસી ટકા પ્રજા ખેતી ઉપર જીવે છે. તુર્કીની જમીન ફળદ્રૂપ છે. તમાકુ, કઠોળ, અંજીર, રેશમ, ઓલીવનું તેલ, સૂકો મેવો, બદામો, ચામડાં, ઊન, તલ, અળસી, અને કપાસ થાય છે. તેમાંથી કેટલોક માલ પરદેશો ખાતે ચડે છે. તુર્કીમાં લોઢું, કોલસા અને અન્ય ધાતુઓ મોટા પ્રમાણમાં છે. પરંતુ તેનો વિકાસ ધીમો છે. હમણાં દર વરસે પંદર લાખ ટન કોલસા ખોદી લેવામાં આવે છે. લોઢાનું મોટું કારખાનું અંગ્રેજોના સહકાર અને મૂડીથી સ્થપાયું છે. અંગ્રેજ અને રૂસીઓના સહકારથી ઉદ્યોગો—તેમાં પણ સૈનિક ઉદ્યોગોનો વિકાસ મોટે પાયે હમણાં શરૂ થયો છે. વેપારમાં કાચી વસ્તુઓની તુર્કીમાંથી નિકાસ થાય છે. પાકી વસ્તુઓ

લોઢાનો સામાન, કાપડ, યંત્રો, કાગળો, ઊનનાં વસ્ત્રો, દવાદારૂ એ સર્વે પરદેશોથી આયાત કરાય છે.

## તુર્કીનું સૈનિકબળ

આજે આઠસો વરસો થયાં તુર્કી યુરોપની સામે ટક્કર ઝીલતું આવે છે. સને ૧૯૨૨ની સાલ સુધી તુર્કીના ઇતિહાસમાં યુદ્ધ વગરનું વરસ ગયું નહિ હોય. તુર્કોને ગત યુદ્ધમાંથી જ હથિયારોનો ઉપયોગ શીખવાય છે. એ બહાદુર પ્રજા છે. એના ખેડૂતો જ્યારે જરૂર પડે ત્યારે શમશેર અને બંદૂક હાથમાં લઈ નીકળી પડે છે. એઓ પ્રાણાર્પણે લડે છે. તુર્કીનું સૈન્ય દોઢ લાખ માણસોનું છે. યુદ્ધ વખતે બીજા દોઢ લાખ માણસો યુદ્ધમાં જોડાય છે. સૈન્યની તાલીમ ફરજિયાત નથી, પણ એકેએક તુર્ક હથિયારોનો ઉપયોગ જાણે છે. એમની પાસે આધુનિક શસ્ત્રો નથી. પરંતુ છેલ્લાં ત્રણ વરસો થયાં જર્મની અને અંગ્રેજો એની મૈત્રી મેળવવા હરીફાઈ કરે છે. તે માટે તેમણે યુદ્ધની આધુનિક સામગ્રી મેળવવા મોટી રકમો તુર્કીને ધારી છે. આથી તુર્કી પોતાનું વૈમાનિક બળ બાંધી શક્યું છે. એની પાસે સાધારણ પ્રમાણમાં સમુદ્રનો કાફલો પણ છે. હમણાં એ અંગ્રેજ ફ્રેંચોના પક્ષમાં મળ્યો છે. આથી કરોડો પાઉંડ તુર્કીને આ પ્રજાઓએ નવાં આયુધો માટે ધીર્યાં છે.

## તુર્કીની પરદેશનીતિ

તુર્કીની પરદેશનીતિ પોતાની સંપૂર્ણ સ્વતંત્રતા જાળવવાની છે. બાલ્કનનાં રાજ્યો, રૂમાનિયા, બલ્ગેરિયા, યુગોસ્લોવેકિયા અને ગ્રીસની વચ્ચે તુર્કીએ આગેવાની લઈ પોતાના ભવિષ્યના જીવનરક્ષણ માટે એકસંપી કરાવવાની ભારે કોશિશ કરી છે. બાલ્કન રાજ્યોમાં તુર્કીનો દરજ્જો મુખ્ય અને મોભાવાળો છે. તુર્કીએ જર્મની સાથે પણ મૈત્રી રાખી હતી. પરંતુ અંગ્રેજ અને ફ્રેંચોનો સહકાર એને વધારે હિતાવહ જણાયાથી જર્મની સાથેની મૈત્રી એણે તજી દીધી છે. રશિયાએ ભૂતકાળમાં તુર્કીને ઘણો સહકાર આપ્યો હતો. રશિયાની રાજ્યનીતિ રૂમાનિયા પાસેથી પોતાનો બેસ્સેરેબિયાનો પ્રાંત લેવાની છે. તે માટે એને રૂમાનિયા પર આક્રમણ કરવું છે. રૂમાનિયાને અંગ્રેજો અને ફ્રેંચોએ આક્રમણ સામે બાંહેધરી આપી છે. આથી રશિયાએ પોતાના મિત્ર તુર્કીને પોતે રૂમાનિયાનું આક્રમણ કરે તે સમયે પોતાની મનવારોને ડાર્ડીનલ્સની સામુદ્રધુનીમાંથી પસાર કરવા દેવાની અને અંગ્રેજોની મનવારોને પસાર ન કરવા દેવાની માગણી કરી હતી. પરંતુ તુર્કીએ અંગ્રેજ અને ફ્રેંચોનો સહકાર શોધ્યો હતો એટલે આ માગણી સ્વીકારી નથી. આથી રશિયા એના ઉપર લાલ આંખ રાખી બેઠું છે. લાગ આવ્યે તુર્કીની બુદ્ધ ઠેકાણે લાવવા એના મનોરથો છે.

## તુર્કીનો ઇતિહાસ

મોંગોલિયાના બીના રણમાંથી ઓસ્માનિયાના તુર્કો દુકાળને લીધે મોટી ટોળીમાં નીકળી આરમાનિયામાંથી થઈ એશિયામાઈનોરનો કબજો લીધો. અહીં એના નાયક સુલેમાને રોમનો પાસેથી ઇસ્તંબૂલનો દેશ મેળવ્યો. લડાયક, ક્રૂર, સાહસિક અને બળવાન તુર્કોએ પછી અરબસ્થાન આખું સર કર્યું. સુલેમાન પછી ત્રણસો વરસે સુલેમાન મહાન નામે સુલતાને ઇજિપ્ત મિસર જીતી લીધાં. યુરોપમાં હંગેરી સુધી પોતાના ઝંડા ફરકાવ્યા.

તુર્કી યુરોપમાં સૌથી બળવાન અને મોટું સામ્રાજ્ય થયું. પાછળથી યુરોપનાં રાજ્યોએ બળવાન થતાં ભેગાં થઈ તુર્કોની સાથે ચાલુ યુદ્ધો કર્યાં. એમની સામે સેંકડો વર્ષો સુધી તુર્કોએ ટક્કર ઝીલી. ધીમેધીમે એના પ્રાંતો ઘસાતા ગયા. હાલના બધાં બાલ્કન રાજ્યો રૂમાનિયા, બલ્ગેરિયા, યુગોસ્લોવેકિયા વગેરે તુર્કીના વિભાગો તુર્કીથી સ્વતંત્ર થયા. મહાયુદ્ધમાં તુર્કીએ જર્મનીનો પક્ષ લીધો. તુર્કી હાર્યું. મિત્રરાજ્યોએ ઈસ્તંબુલ લીધું. તુર્કીને પરતંત્ર બનાવ્યું.

## મુસ્તફા કમાલ પાશા

આ નરવીરે એકલે હાથે પરતંત્ર સુલતાન અને મિત્રરાજ્યોનો સામનો કર્યો. ભયંકર વિરુદ્ધ સંજોગો વચ્ચે એણે થાકેલા અને નિરાશ તુર્કોને પાનો ચડાવ્યો. ગ્રીકોને હરાવ્યા. મિત્રરાજ્યોના સૈન્યોને હરાવી તુર્કીની જમીનમાંથી પાછા કાઢી તુર્કીને સ્વતંત્ર બનાવ્યું. પોતાને અનુકૂળ સંધિ આપવાની મિત્રરાજ્યોને ફરજ પાડી. સુલતાનને પદભ્રષ્ટ કર્યો. ખિલાફતને મૂકી દીધી. તુર્કીનો પુનરુદ્ધાર કર્યો. પોતે સુલતાન થવાનો લોભ મૂકીને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું. સ્ત્રીઓને સ્વતંત્રતા આપી. ધર્મગુરુઓનું બળ ઓછું કર્યું. રાજ્યમાં કાયદેસર ન્યાય સ્થાપ્યો. અરબી ભાષાને સ્થાને તુર્કી ભાષા દાખલ કરી. અરબી લિપિને ઠેકાણે રોમનલિપિ સ્થાપી. ખેતીને ઉત્તેજન આપ્યું, હુન્નરઉદ્યોગોને ઉત્તેજન આપ્યું. સૈન્યને આધુનિક ઢબ ઉપર કેળવ્યું. પરદેશોમાં તુર્કીની શાખ વધારી. એણે પરદેશો એટલે યુરોપિયનો પાસે કરજ લેવા સ્વીકાર્યું નહોતું. કમાલ આતાતુર્કે આધુનિક શિક્ષણને ખૂબ ઉત્તેજન આપી હજારો ગ્રેજ્યુએટો તૈયાર કરાવ્યા.

## રશિયા અને તુર્કી

તુર્કી જ્યારે એકદમ નિરાશાઓ અને સંકટોથી ઘેરાયું હતું ત્યારે રશિયાએ એને અમૂલ્ય સહકાર અને આર્થિક મદદ આપ્યાં હતાં. ત્યારથી રશિયા સાથેનો તુર્કીનો સંબંધ બહુ જ ગાઢ અને સારો રહ્યો હતો, પરંતુ રશિયાને હમણાં હમણાં પોતાના જૂના દેશો પાછા મેળવવાનો મોહ લાગ્યો છે. તે પોતાની દક્ષિણ અને પૂર્વની સરહદ યુરોપનાં રાજ્યો સામે રક્ષણ કરવા માગે છે. હવે એ સરહદ ઉપર આક્રમણ કરવાનો રસ્તો તુર્કીના કબજાની ડાર્ડીનલ્સની સામુદ્રધુની મારફતે છે. એ માર્ગ તુર્કી બંધ કરે તો રશિયા ઉપર કોઈ પણ યુરોપનું મહારાજ્ય એ માર્ગે આક્રમણ કરી શકે નહિ. આથી જ રશિયાએ તુર્કીના ઉપર દબાણ લાવી અંગ્રેજ અને ફ્રેંચોના દરિયાઈ કાફલાને એ માર્ગે ન આવવા દેવાની માગણી કરી. પરંતુ અંગ્રેજ અને ફ્રેંચોએ તુર્કીને આધુનિક શસ્ત્રાસ્ત્રો માટે જોઇતા કરોડો પાઉંડો ધીરવાથી તુર્કીએ રશિયાની માગણી સ્વીકારી નથી. છતાં રશિયા તરફ તુર્કીને લાગણી છે.

## તુર્કી અને બાલ્કન રાજ્યો

તુર્કીનાં પાડોશી રાજ્યો—બાલ્કનનાં રાજ્યો ગ્રીસ, રૂમાનિયા, બલ્ગેરિયા, યુગોસ્લોવેકિયા એ રાજ્યો પરસ્પર ભારે ઈર્ષા ધરાવે છે; એકબીજાના રોટા પીસી નાંખવા તૈયાર છે. એ રાજ્યોની અંદર લઘુમતીઓ અથવા જુદાજુદા મતોના રાજ્યદ્વારીઓની મુત્સદ્દીગીરીથી ભારે રાગદ્વેષો ચાલે છે. બાલ્કન રાજ્યો એટલે અંદર અંદર કુસંપ, ઝેરી

વાતાવરણ અને યુદ્ધો આજે ત્રીસચાલીસ વર્ષો થયાં ચાલ્યાં આવે છે. સને ૧૯૧૭–૧૮ના મહાયુદ્ધની શરૂઆતની દિવાસળી બાલ્કનમાં ઓસ્ટ્રિયાના પાટવી કુંવરના ખૂનથી સળગી હતી. આ બાલ્કન રાજ્યો પરસ્પર લડે છે. તેમજ એમની જમીન ઉપર રશિયા અને જર્મનીના ડોળા છે. આથી તુર્કી આગેવાની લઈ એમને ખરો ભય બતાવી એકત્ર થવાનું કહે છે. તુર્કીની આગેવાની નીચે એ લોકો પોતાનો ભય સમજ્યા છે. છતાં આ રાજ્યોમાં ખટપટો, કાવાદાવા, મુત્સદ્દીગીરી અને ઈર્ષાનો પાર નથી.

## રશિયા અને ફીનલેંડ

તુર્કીને રશિયાએ ધમકી આપી છે તે પૂરી કરતાં પહેલાં તે પોતાની ઉત્તર દિશાના દેશને સંપૂર્ણ રીતે રક્ષિત કરવા ફીનલેંડ ઉપર આક્રમણ કર્યું છે. ફીનલેંડ બહુ નાનું રાજ્ય છે. એણે પોતાના દરેક યુવાનને સૈન્યમાં જોડાઈ મરણિયા માણસોનું સૈન્ય ઊભું કર્યું છે. એણે અગમચેતી વાપરી મેનાહિન લાઈન નામે મજબૂત કિલ્લેબંધી પણ તૈયાર કરી છે. શાળાવિભાગ અને મેનાહિન વિભાગમાં એણે રશિયાનાં ત્રણ મોટાં આક્રમણો ખાળ્યાં છે. ફીનલેંડમાં અત્યંત ઠંડી છે. બરફ અને હિમ પડે છે. આથી રશિયાના હારેલા સૈન્યને ભારે વિટંબણા અને સખત નુકસાની સહન કરવી પડી છે. રશિયા સાથે અંગ્રેજ અને ફ્રેંચોને તથા ઈટાલીને ભારે શત્રુતા છે. આથી આ ત્રણેય રાજ્યોએ ફીનલેંડને શસ્ત્રાસ્ત્રોની મદદ આપવી શરૂ કરી છે. રશિયા ફીનલેંડ સાથેના યુદ્ધમાં લાંબો વખત રોકાય એટલે જર્મનીને સૈનિક, આદમી આપી ન શકે એવી કાંઈક વૃત્તિ છે. અમેરિકા પણ ફીનલેંડને આર્થિક મદદ આપે છે. સ્વીડન નોર્વે પણ સહકાર આપે છે. રશિયાના મહાન સૈનિકબળને ફીનલેંડ જેવા ટિંગૂજીએ પરાજય આપ્યો એથી રશિયાના મહાન બળ વિષે જગતની શ્રદ્ધા મોળી પડી છે. ફીનલેંડની બહાદુરી ગવાય છે.

## પશ્ચિમ મોરચા ઉપર

અંગ્રેજ અને ફ્રેંચો પોતાની કિલ્લેબંધીમાંથી અને જર્મનો પોતાની કિલ્લેબંધીમાંથી તોપોના મારા ચલાવે છે. પરંતુ થોડાં હવાઈમાન યુદ્ધો સિવાય બીજા કાંઈ નવીન સમાચાર એ યુદ્ધભૂમિમાંથી આવતા નથી. જર્મનો અંગ્રેજો અને તટસ્થ રાજ્યોની સ્ટીમરો સુરંગો, સબમરીનો અને વિમાનો મારફતે ડુબાડતા આવે છે. યુરોપ આ મહાયુદ્ધનાં સાધનો પાછળ દરરોજ ચાલીસ કરોડ રૂપિયા ખર્ચ કરે છે. ત્રણ વરસો પછી યુરોપ તદ્દન મુફલીસ બની જશે. આ યુદ્ધ વસંતઋતુ પછી વિશેષ વિકાસ પામશે. કેટલાંક નાનાં રાજ્યો પણ પરાણે તેમાં ઘસડાશે. યુરોપનું ભવિષ્ય નબળું છે.

## તુર્કી ઉપર આફત

અકસ્માત તુર્કી ઉપર ઓચિંતી મહાન આફત આવી પડી છે. ધરતીકંપે અનેટોલિયા પ્રાંત ઉપર ગજબ નુકસાન કર્યું છે. લગભગ ૪૦ હજાર માણસો માર્યા ગયા છે, ૩૦ હજાર ઘાયલ થયા છે, ૫૦ હજાર ઘરો પડી ગયાં છે. ધરતીકંપ પછી તોફાન અને તે પછી પાણીની રેલની આફતમાં લોકોને ભયંકર જાનમાલનું નુકસાન થયું છે.

# દ્રવ્યવાદી સંસ્કૃતિનાં થોડાંક અંગો

નગીનભાઈ માધવભાઈ પટેલ

**પા**શ્ચાત્ય સંસ્કૃતિને આપણે દ્રવ્યવાદી સંસ્કૃતિ કહીએ છીએ. સંસ્કૃતિ એટલે વ્યક્તિગત, સામાજિક અને રાષ્ટ્રીય જીવનની વ્યાપક સરણી. આ સરણીનાં ઘણાં અંગ છે. એક અંગ આપણે શી રીતે રહીએ છીએ, શી રીતે જીવન ગુજારીએ છીએ તે. જીવન ગુજારવાની રીતમાં આપણા જીવનની ભૌતિક જરૂરિયાતોનો સમાવેશ થાય છે. આ ભૌતિક જરૂરિયાતો એટલે આપણા વ્યક્તિગત અને સામુદાયિક જીવનનાં સ્થૂલ સાધનો. આ સાધનો સિવાય આપણી સંસ્કૃતિના જે પગથિયે આપણે છીએ તે ધોરણ જાળવી રાખવું હોય તો, આ સાધનો સિવાય આપણે ન નભી શકીએ. સાદાઈનો પ્રશ્ન બાજુએ મૂકીએ તો શું આપણે ઘર કે કપડાં અને જીવનનાં બીજાં સાધનો સિવાય નભી શકીએ? સ્થૂલ કે ભૌતિક સાધનો જીવનનું એક અનિવાર્ય અંગ છે એ નિર્વિવાદ છે. ખુરશી ટેબલ સિવાય હું ચલાવી શકું તો પણ-મારે મારા દૈનિક લખવાના કાર્યક્રમમાં કે બેસવા ઊઠવાની જીવનસરણીમાં એક સાદડી કે શેતરંજી તો જોઈએ જ ને? સાધનો સિવાયનું જીવન લૂખું છે. પાશ્ચાત્ય સસ્કૃતિ એટલે દ્રવ્યવાદી સંસ્કૃતિ; દ્રવ્યવાદી સંસ્કૃતિ એટલે આવાં જીવનનાં ભૌતિક સાધનોની ભરપૂરતા.

આપણા પૌર્વાત્ય તત્ત્વજ્ઞાનના દૃષ્ટિબિંદુથી "દ્રવ્યવાદી સંસ્કૃતિ"ને આપણે જુદા રંગમાં રંગાયેલી નીરખીએ છીએ. ભૌતિક દૃષ્ટિબિંદુથી નહિ પણ જીવનના તત્ત્વજ્ઞાનના દૃષ્ટિબિંદુથી આપણે "દ્રવ્યવાદી સંસ્કૃતિ" ને જુદી રીતેજ સમજીએ છીએ. જીવનના તત્ત્વજ્ઞાનના બહુ સમજાય એવી રીતે પૌર્વાત્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિના એકબે દાખલા આપું. આ દાખલામાં આ બે પ્રકારનાં દૃષ્ટિબિંદુનો સારી રીતે સમાવેશ થાય છે. આપણા જીવનમાં પિતૃદેવો ભવ અને આચાર્યદેવો ભવ આ બે જીવનસૂત્રો ખૂબ ઓતપ્રોત છે; દેવત્વની ભાવના માત્ર માન આપવાની ભાવનાથી કે આજ્ઞાંકિતતાની ભાવનાથી પણ ઘણી પર છે. પૌર્વાત્યમાનસ કે પૌર્વાત્યહૃદય એ ભાવનાને સારી રીતે સમજી શકે છે. પશ્ચિમ માતાપિતાને કે આચાર્યને માન નથી આપતું એમ નહિ, માન તો જરૂર આપે છે. છતાં પણ સંતાન અને માતાપિતા વચ્ચે કે આચાર્ય અને શિષ્ય વચ્ચે સમાનતાનું દૃષ્ટિબિંદુ વધારે પ્રચલિત છે. શિક્ષણસંસ્થામાં શિષ્ય આચાર્યનો પણ વડો થઈ બેસે એ સમજી શકાય એમ છે અને એવું ઘણી જગ્યાએ બને છે. પશ્ચિમમાં આવે સ્થળે કે આવા સંયોગોમાં શિષ્યના જીવનમાંથી દેવત્વની ભાવના ભૂંસાઈ જાય છે. માતાપિતા ઘરડાં થયાં હોય, પોતાની શક્તિના બળે જીવન ગુજારવાને અશક્તિમાન હોય, પુત્ર કે પુત્રી હજારો ડોલર મેળવતાં હોય, તોપણ તે હજારો ડોલરમાંથી એક સેન્ટ પણ ન આપે તો નહિ એને એના હૃદયમાં લાગે, નહિ સમાજ એને માટે એક કોરો શબ્દ બોલે, કે નહિ એના ઉપર બહારથી કોઈ પણ જાતનું બળ આણી શકાય. ઊલટું આવાં અશક્તિમાન માતાપિતાને રાજ્યની "ધર્મદયા" ઉપર જીવવું પડે. રાજ્ય તેમને આર્થિક મદદ કરે છે. અમેરિકાનાં અડતાળીસે રાજ્યોમાં આવી રાજ્ય તરફથી ચલાવાતી

" ધર્માદા " સંસ્થાઓ છે. આ સંસ્થાઓ લોકો ઉપર નાખેલા કર ઉપર જ નભે છે તે પ્રશ્ન જુદો છે અને તેમાં પુત્ર પોતાનો ફાળો આવકના પ્રમાણમાં આપે તે પણ પ્રશ્ન જુદો છે. આ લખવાનો આશય એમ નથી કે બધા જ છોકરાઓ આ પ્રમાણે પોતાની "ફરજ" અદા કરે છે; માનવતાનો અંશ યુરોપ અમેરિકા ઉપરથી જતો નથી રહ્યો, પણ આમ થાય તો નવાઈ પામવા જેવું અહીં કશું જ નથી. આપણા પૌર્વાત્યજીવનમાં ઉપર જણાવેલી સાધન-સંપન્નતાની ભૌતિક સંસ્કૃતિ કરતાં આ પ્રકારની જીવનની નૈતિક સંસ્કૃતિ ખૂબ જ વિકસેલી છે અને આપણે ભૌતિકસંસ્કૃતિને નૈતિક દૃષ્ટિબિંદુથી જોઈએ છીએ. તેથી " ભૌતિક સંસ્કૃતિ " નું ખરું ને આપણે માટે ઉપયોગી અંગ આપણે જોઈ શકતા નથી.

આપણા વ્યક્તિગત, સામુદાયિક કે રાષ્ટ્રીય જીવનની નિર્બળતા આપણા જીવનનાં ભૌતિક સાધનોના અભાવને લઈને છે. જીવનની ઘણીએ વસ્તુઓ સાધનો કે જરૂરિયાતો સિવાય આપણે "ચલાવી લઈએ છીએ." અમુક વસ્તુની એક બાજુએ આપણે જરૂરિયાત–આવશ્યકતા સ્વીકારીએ છીએ અને બીજી બાજુએ એ સિવાય ચાલશે–ચલાવી લઈશું એવી માનસિક ગ્રંથી–મનોભાવના (ખરેખર એને "ભાવના" કહેવી કે કેમ એ પ્રશ્નાત્મક છે) ઉપસ્થિત કરીએ છીએ. આપણા જીવનની નિર્બળતા આ પ્રકારની બે જાતની વર્તણૂક ઉપર છે. પશ્ચિમના જીવનની સફળતા કોઈ પણ વસ્તુની આવશ્યકતા–જરૂરિયાત સ્વીકારાઈ એટલે તે વસ્તુ જીવનની અનિવાર્યતા બની જાય છે અને તે જીવનમાં હોવી જ જોઈએ એ જાતનું માનસ ઉપસ્થિત થાય છે, એટલું જ નહિ તેને મેળવવા પ્રયાસ કરી, પશ્ચિમ તેને મેળવે છે. અને એ વસ્તુ મળી એટલે પશ્ચિમના જીવનની સાધનસંપન્નતામાં–ભરપૂરતામાં, આપણી દૃષ્ટિએ, એક ભૌતિકતા વધી. પશ્ચિમમાં ઉત્તરોત્તર આમ સાધનભરપૂરતા વધતી આવી છે અને હજુ પણ વધે જાય છે. સાધારણ ચપ્પાથી હું નખ કાપું તો ચાલી શકે પણ તેમ કરવા જતાં એકસરખા એકધારી રીતે નથી કપાતા, ખાંચા ખાંચા રહી જાય છે, માટે મારે ચપ્પા કરતાં પણ સારી રીતે નખ કાપે એવા સાધનની જરૂરિયાત રહી; માટે કોઈ વૈજ્ઞાનિકે મારે માટે નખ કાપવાનું ખાસ સાધન (nail cutter) ઘડી કાઢયું. પણ આ સાધનથી નખ કાપવામાં–નખને જાડાઈ તો છે જ માટે–ઉપરની બાજુએ અને નીચેની બાજુએ ધાર રહી જાય છે. એ ધાર ઘસી કાઢવા માટે એક નાની કાનસ વાપરવી પડે. આનાથી લાભ એ થાય કે ચામડી ઉપર નખ ફેરવતાં ઘસરકો ન લાગે અને નખ સારો લાગે. ચપ્પુ ન વાપરું તો કાતર વાપરું. હવે સીધા પાનાવાળી કાતર સારી રીતે નખ નથી કાપતી એ અનુભવે મને શીખવ્યું. આ મારી જરૂરિયાત પૂરી પાડવા માટે કોઈ વૈજ્ઞાનિક મારે માટે નખના આકારને બેસતી આવે એવી વાંકા પાનાવાળી કાતર ઘડી કાઢશે. આ એક મેં દાખલો આપ્યો. આ દાખલા ઉપરથી સમજાશે કે જીવનની કોઈ પણ વસ્તુને આપણે જરૂરિયાત તરીકે સ્વીકારી તો તે જરૂરિયાત પૂરી પાડવા માટે ઉત્તરોત્તર સાધનોની ભરપૂરતા પણ કેવી રીતે વધે જાય છે. આના કરતાં વધારે ચોંકાવે એવો દાખલો આપું કે જેથી જીવનની ભૌતિક જરૂરિયાતો સાધનસંપન્નતા કેવી રીતે વધારે છે તે સારી રીતે સમજી શકાશે. માણસને દાઢી ઊગે એ સ્વાભાવિક છે, અને જૂના વખતમાં માણસો દાઢી વધવા દેતા એ પણ જાણીતું છે. કોઈ યુવાનની ઊગતી દાઢી તેને દાઢી ઉપર હાથ ફેરવતાં

ખૂંચી અને તે એને ન ગમ્યું કે એની સ્ત્રીને ન ગમ્યું, મૂળ કારણ શું હતું તે હાલમાં કંઈ કહી શકાય નહિ; પણ દાઢી નહિ હોવાની જરૂરિયાત કંઈક અંશે જણાઈ અને તેને કાપવા માટે અસ્ત્રો ઘડી કાઢવામાં આવ્યો. માત્ર અસ્ત્રો દાઢી ઉપર ઘસવાથી ચામડી બગડવા લાગી માટે લોકો સાબુ વાપરતા થયા. શરૂઆતમાં પાણી વાપર્યું પણ સાબુ વાપરવાથી સારું પરિણામ આવ્યું. સાબુનું સાધન જરૂરિયાતમાં વધ્યું. પણ આંગળાંથી સાબુનું ફીણ ચઢાવ્યા કરતાં કંઈ સાધન હોય તો સારું એમ લોકોને લાગવાથી બ્રશ ઉપસ્થિત થયું. હાથ ન બગડે અને સારું કામ આપે. પહેલાં તો લોકો હજામની દુકાને દાઢી કરાવી લેતા; પણ વળી ત્યાં બેસી રહેવું પડે, હજામ વળી મનસ્વી હોય અને તેના ભાવ વધારે હોય અને દાઢી તો મરતા સુધીનું લફરું એટલે પોતાનો અસ્ત્રો રાખવા લાગ્યા. જૂના અસ્ત્રાની ન્યૂનતાઓ પૂરી પાડવા સહીસલામતથી દાઢી કરી શકાય એવા અસ્ત્રા નીકળ્યા. તેમાં જુદા પાનાની જરૂર પડે; હવે પાનું વધારે ચલાવવું હોય તો તેને માટે ચામડાનો પટો કે પથરીની જરૂર પડે. પટો સારું કામ આપે માટે એને માટે જુદું અંજન વાપરવું પડે, પથરીને માટે ખાસ તેલની જરૂર પડે. પણ દાઢી કરવામાં વખત ઘણો જાય છે ને ધમાલિયા જીવનમાં એકેએક મિનિટની કિંમત છે. માટે ઝટ દાઢી થઈ જાય એવા સાધનની જરૂરિયાત રહી, માત્ર લપેટો માર્યો કે દાઢી થઈ ગઈ. કોઈ વૈજ્ઞાનિકે ભેજું વાપરી તેને માટે વીજળીથી ચાલતો સંચો ઘડી કાઢ્યો. આ ઉપરથી સમજાશે કે જીવન જીવવા માટે જીવનમાં ઉપસ્થિત થતી નાનીમોટી બધી જરૂરિયાતો પૂરી પાડવા જતાં સાધનસંપન્નતા કેટલી સપાટામાં વધે જાય છે. સાધનસંપન્નતા સંસ્કૃતિનું એક અનિવાર્ય અંગ છે. શિલ્પી માત્ર એક જ પ્રકારના ટાંકણાથી ન ચલાવી શકે. અને ચિત્રકાર પણ એક જ પીંછીથી રંગીન ચિત્રો કાઢતો જોયો છે? દરેક રંગ માટે જુદી જુદી પીંછી લઈને બેસવું પડે. સંસ્કૃત જીવનમાં સાધનો અનિવાર્ય અંગ છે એ તો સ્વીકારવું જ પડે. પશ્ચિમની દ્રવ્યવાદી સંસ્કૃતિ એટલે આ સાધનોની ભરપૂરતા. ભલે પછી એક સાધન માત્ર એક જ કામ માટે ઉપયોગી હોય. અને ઉપર જણાવેલા નૈતિક દૃષ્ટિબિંદુ નહિ પણ આ ઉપયોગિતાનું દૃષ્ટિબિંદુ અહીં ખૂબ જ પ્રચલિત છે.

આ પ્રકારની પશ્ચિમની સાધનસંપન્ન સંસ્કૃતિમાં કાગળનું શું સ્થાન છે તે હું અહીં લખવા ઇચ્છું છું. અને તેમાં આશય એટલો જ કે કાગળ જેવી વસ્તુ પણ જીવનની ઘણી જરૂરિયાતો પૂરી પાડી શકે એમ છે. કાગળના ઘણાએ ઉપયોગ છે અને ઘણી રીતે આપણા આધુનિક જીવનમાં ઉપયોગી થઈ પડે એમ છે. એક જ વસ્તુ જુદી રીતે જુદે સ્થળે જુદીજુદી જરૂરિયાતો માટે કામમાં લાગે છે. આમ કરવાનો વિચાર આ રીતે ઉપસ્થિત થયો. અહીં એક સ્પેનનો વિદ્યાર્થી છે. હિંદમાં બ્રિટિશ સલતનતના "Divide et impera" રાજ્યધોરણ ઉપર અમે ચર્ચા કરતા હતા. એ વિદ્યાર્થીએ આપણે વાપરીએ છીએ એવી જ દિવાસળીની પેટી અડધી ઉઘાડીને અમારા તરફ ધરી. પહેલાં તો પ્રશ્ન અમને થયો કે દિવાસળીની અમને જરૂર નથી--નથી અમે બીડી પીતા કે નથી તે પણ બીડી પીતો—તો શા માટે દિવાસળીનું ખોખું ધરે છે. બીજા વિદ્યાર્થીએ એક દિવાસળી કાઢીને મોંમાં મૂકી. તે પણ સ્પેનનો વિદ્યાર્થી હતો એટલે તેને એ દિવાસળીના વપરાશની ખબર હતી. વસ્તુ એમ હતી કે જેમ આપણે ખાંડનાં ખાવાનાં રમકડાં બનાવીએ

છીએ તેવી જ રીતે આ પણ ખાંડ અને બીજી ખાવાની વસ્તુ પણ દિવાસળીના આકારમાં લાલ ટપકા સાથે અને દિવાસળી જેવા ખોખામાં ભરી રાખેલી, જેમ ફળના ડબા આવે છે તેવી જ રીતે. ખીસામાં રાખી શકાય અને શોખ થઈ આવે ત્યારે એકાદ દિવાસળી કાઢીને મોંમાં મૂકાય. આપણે કહીએ છીએ કે લોકોમાં શોખ નથી તો વસ્તુઓ બનાવાય પણ શી રીતે? ખાંડનાં રમકડાં બાળકને ખાવાં ગમે છે. એ શોખ બાળકમાં કોણે ઉત્પન્ન કર્યો? કદીઈની આ વસ્તુ જો રમકડાંના આકારમાં ન બનાવવામાં આવી હોત તો શું બાળકને ગમત! પેંડા કે બરફીનાં ચકદાંના રૂપમાં મીઠાઈ રાખ્યા કરતાં એક કે બે પૈસામાં આવી રીતે દિવાસળીની પેટી રૂપી મીઠાઈ મળતી હોય તો નવીનતા ખાતર પણ કદોઈનો ધંધો શરૂઆતમાં સારો ચાલે અને તેને એમ લાગે કે હવે ધંધો પડી જવા લાગ્યો છે તો બીજી નવીનતા ઉમેરે. લોકોના "શોખ" ઉપર એકનો એક ધંધો લાંબો વખત ચલાવી શકાય.

આ તો માત્ર દાખલાઓ થયા. કાગળની બાબતમાં પણ એવું જ છે. કાગળનો ઉપયોગ લખવાના કામમાં ઘણે મોટે ભાગે કરીએ છીએ. સારીએ દુનિયાનું વિદ્યાધન કાગળ ઉપર લખાયેલું રહ્યું છે; વ્યક્તિઓ દુનિયામાં આવે અને ચાલી જાય છતાં યે એ સંપાદન કરેલું ધન માણસ પોતે જાણી જોઈને વેડફી ન નાખે ત્યાં સુધી તો રહેવાનું જ છે. સાહિત્ય, કળા, સંસ્કૃતિ, વિજ્ઞાન--સારુંએ માનવજીવન કાગળ ઉપર લખાયેલું છે. આ રીતનો કાગળનો ઉપયોગ તો હાલમાં સર્વસામાન્ય છે. તો પછી બીજો શો ઉપયોગ થાય? છાપાંના રદ્દી કાગળ પડીકાં બાંધવા કામ લાગે. દ્રવ્યવાદી સંસ્કૃતિ એટલે જીવનનાં સ્થૂળ સાધનો. તો કાગળરૂપી સ્થૂળ સાધન પુસ્તકો સિવાય જીવનમાં ક્યાં વાપરી શકાય અને વાપરી શકાય તો તેની કિંમત અંકાવી જોઈએ. જે સાધનની કિંમત ન અંકાય તેને સંસ્કૃતિમાં સ્થાન નથી. અને દ્રવ્યવાદી સંસ્કૃતિમાં તો આવા સ્થૂળ ભૌતિક સાધનની કિંમત ખાસ કરીને અંકાવી જોઈએ. વસ્તુની કિંમત તેની જરૂરિયાત અને વપરાશ ઉપર છે કાગળ જીવનમાં ઘણી જગ્યાએ વાપરી શકાય એમ છે, માત્ર તેના આકાર અને ઘાટ બદલવાની જ જરૂર છે. કાગળના પ્યાલા રકાબી કેમ ન બની શકે? પશ્ચિમમાં તો આ રીતે કાગળનો ઘણોએ ઉપયોગ છે. માત્ર કાગળ જાડો જોઈએ એટલું જ ને? મોટી રકાબી હોય તો પતરાળાંની જગ્યાએ વાપરી શકાય. કાગળમાં ખાવાનો વિચાર આપણને કદાચ ભયંકર લાગશે. પતરાળાંમાં ખવાતું હોય તો કાગળના વાસણમાં વધારે સારી રીતે ખવાવું જોઈએ, કારણકે પતરાં જે રસાયનિક દ્રવ્ય (cellulose)નાં બનેલાં છે તેના કરતાં વધારે શુદ્ધ દ્રવ્યનો કાગળ બનેલો છે. અહીં આમ કરવું જ જોઈએ એમ હું નથી કહેવા માગતો. વાપરવું ન વાપરવું વ્યક્તિ ઉપર નિર્ભર છે. મારો આશય માત્ર કાગળના વપરાશની વિવિધતા બતાવવાનો છે. પાણી પીવાના પ્યાલા પણ કાગળના બનાવી શકાય. હાથમોં લોહવાના રૂમાલ કાગળના બનાવી શકાય. ઉજાણી કે પીકનીક કરવી, અને જમણ કરવાં પણ આપણને ગમે છે. સામુદાયિક જીવનનાં આ અંગ છે. એટલે ગમે તેમાં નવાઈ નથી અને સામુદાયિક જીવન માણવાના આશયથી એ થતાં હોય તો એમાં કશું જ ખોટું નથી. આવે સ્થળે આવી વસ્તુઓનો ઉપયોગ થઈ શકે. જે કાગળમાં વિદ્યાધન સમાયેલું છે તે કાગળ અન્નપાત્ર કેમ ન બની શકે એ હું સમજી શકતો જ નથી. ખાખરના પાનના દડિયામાં લૈયાની દુકાનેથી આપણે દહીં અને શીખંડ લાવીએ.

કાગળનું વાસણ ન બનાવી શકાય ? અહીં તો કાગળના પ્યાલામાં પેક કરેલો આઈસ્ક્રીમ ચૉકલેટ વગેરે માટે કાગળ લોકો વાપરે છે. નહિ ઢળવાનો કે નહિ કપડાં બગડવાનો ભય. લાયનોલિયમ પેપરથી દીવાલની અને સિલિંગની શોભા પણ વધારી શકાય અને સારા ચિત્રામણ સાથે લાયનોલિયમ કાગળ વાપરવાથી દીવાલો ચીતરવી પણ ન પડે. તોરણ તરીકે તો રંગીન કાગળનો ઉપયોગ આપણે કરીએ છીએ. વીજળીના દીવા ઉપરના ઘૂમટ આપણને કાચના ગમે છે અને કાચના ઘૂમટ વાપરીએ છીએ. પણ કાગળના ઘૂમટ કાચ કરતાં પણ વધારે શોભા આપે એવા બનાવી શકાય છે. જોઈએ તે આકારના અને જોઈએ તે ડિઝાઈન ઉપર આંકી શકાય. ભાંગવાનો કશો એ સંભવ જ નહિ. અને શોભા જોઈતી હોય તો નીચલી કિનારી ઉપર રેશમી દોરીઓ લટકાવી શકાય. આમ કાગળનો ઘણી જગ્યાએ જીવનમાં વપરાશ વધારી શકાય.

વ્યાઘ્રચર્મને આપણી આદિસંસ્કૃતિમાં સ્થાન હતું. હવે તો આપણે માત્ર પગરક્ષાના કામમાં જ ચર્માધાન–ચર્મધારણ કરીએ છીએ. પણ અહીં તો એ ચર્માધાનનું પુનરુત્થાન થયેલું હું દેખું છું. નીચે સરસ ઊંચા કપડાનું અસ્તર હોય પણ ઉપર તો ચામડું જ—સુંવાળું હોય એ તો અનિવાર્ય છે. આવાં ડગલાં અહીં ઘણાએ પહેરે છે. न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः (ઠંડી પવન અને પાણી રૂપી) પ્રકૃતિની પ્રતિકૂળતાઓ પૂરી પાડવા માટે જ તો. સ્ત્રીઓ પોતાને માટે વાળવાળાં સુંવાળાં ચામડાં વાપરે છે તે તો જાણીતું છે. આ પ્રમાણે ઘણા દાખલાઓ આપી શકાય.

પણ વિજ્ઞાનમાં પાશ્ચાત્ય સંસ્કૃતિ અજોડ છે. ચિકાગોના વિજ્ઞાન અને ઉદ્યોગના પ્રદર્શનમાં અમને તરસ લાગી પ્રપાસ્થાન તો ખોળી કાઢયું. પણ નળમાંથી પાણી કેવી રીતે બહાર કાઢવું એ પ્રશ્ન થઈ પડ્યો. નહિ ચાંપ, નહિ કળ કે નહિ ચકલી તો પાણી પીવાય શી રીતે ? ઉપર એક વીજળીનો દીવો હતો. નીચે ઝીણા અક્ષરે "નમો" (Lean) આટલું લખેલું હતું. નમ્યા કે તરત પાણીની ધાર મોંમાં આવીને પડી. શાથી આમ બન્યું તે જાણવાની કુતૂહળતા થઈ. ચાતક મોઢું પહોળું કરીને બેસે અને વરસાદ પડતો હોય તો પણ એક ટીપું પાણી મોંમાં ન પડે તો અમને તો અનાયાસે પાણી પીવાનું મળ્યું. પરતુ એમ હતી કે દીવાનો પ્રકાશ કાચની નાની બારીમાં થઈને નીચે પાણીની ટાંકીમાં રાખેલી ચાંપ ઉપર પડતો. નમવાથી પ્રકાશ બારી ઉપર પડતો બંધ થઈ જતો અને પ્રકાશના બંધ થવાથી આ ચાંપ ઊઘડી જતી અને પાણીનો નળ ચાલુ થતો. પાણી બહાર નીકળતું. વીજળીને ઘણા કામમાં વાપરવામાં આવે છે પણ માત્ર પ્રકાશના કિરણથી ચાંપ ઉઘાડવા બંધ કરવાની "શક્તિ"નો માણસની જરૂરિયાતમાં લાભ લઈ શકાય છે. આવી કરામતોમાં વિજ્ઞાનનો કેટલોયે ઉપયોગ થતો હશે ! વિજ્ઞાન પાશ્ચાત્ય સંસ્કૃતિનું સુંદરમાં સુંદર અંગ છે. આપણને કંઈ પણ શીખવાનું હોય તો તે વિજ્ઞાનના ક્ષેત્રમાં જ છે.

☆

# પ્રેમાનંદ જયન્તી—એક અલ્પ બોધ

પ્રોફે. અ. ક. ત્રિવેદી

**ભાઈ** અરવિંદ બુચ ચારેક દિવસ પર આજની સભાનું પ્રમુખપદ લેવાની મને વિનંતી કરવા આવ્યા. અનેક સ્થળે મેં કહ્યું છે ને હું ફરીથી કહું છું કે સભાઓનો ને ભાષણોનો મને શોખ નથી, બલકે તેથી હું દૂર રહું છું. પણ મારું જીવનસૂત્ર "પ્રેમવશ જગત" છે; અને જેને હું ચાહું ને જે મને ચહાએ, એવા મારા એક વારના પ્રિય શિષ્ય ને હાલના પ્રિય મિત્ર મને વિનંતી કરે તેને નકારો કરવો મારે અશક્ય છે; તેથી જો કે હું સાહિત્યસભા સાથે અત્યારે સ્થલસામીપ્યમાં પણ નથી ને મનઃસામીપ્યમાં પણ નથી, છતાં અરવિંદના પ્રેમથી આકર્ષિત હું આજનું કાર્ય કરવા હાજર થયો છું.

## મારી સ્નેહમીમાંસા

આ સ્થળમાં આ પ્રસંગે સાહિત્યસભા પર રૂપક આરોપી મારું મન પ્રેમાનંદની પ્રખ્યાત પંક્તિઓના રણકા અનુભવે છે:—

"પછી શામળિયો બોલિયા, તને સાંભરે રે;

"હાજી નહાનપણાંની પેર, મને કેમ વીસરે રે."

આપણે આમ કર્યું, આપણે તેમ કર્યું, આપણે સાથે ભિક્ષા માગતા, આપણે સુખદુઃખની વાત કરતા, વગેરે વગેરે સ્નેહસરિતાના પ્રવાહમાં તેનાં પાછલાં વહેણને સ્પર્શેલાં લીલાંસૂકાં ક્ષેત્રો વા તેની નીચે આવેલા નાનામોટા ખડકપત્થરો વા તેનાથી પ્રફુલ્લ થયેલા કિનારાનાં સુંદર ઉદ્યાનોનાં સ્મરણગાન પ્રેમાનંદે મધુરતાથી કર્યાં છે, કારણ કે મનુષ્યનું માનસ જ એવું છે કે તેને સ્નેહનાં સ્મરણો અત્યંત મધુર લાગે છે; શાળામાં શીખેલો ઈતિહાસ તે ભૂલી જશે, પણ અનુભવેલા સ્નેહનો ઈતિહાસ તો તેની પોતાની આખી જિંદગી સુધી કાયમ ને કાયમ રહેશે. આવી માનવ ખાસિયતને વશ હોવાથી મને પણ આજની સભાને મળતાં ઉમળકા ઉદ્ભવે છે.

આપણે આમ કર્યું, આપણે તેમ કર્યું, આપણે ભિક્ષા માગી સભ્યો ને આજીવન સભ્યો વધાર્યા, આપણે નાટકો ભજવાવ્યાં ને આપણે સ્નેહસંમેલનો કરાવ્યાં, આપણે સ્વર્ગસ્થ પુણ્યશ્લોક મહારાજા સાહેબ શ્રીમંત સર સયાજીરાવને તેમના હીરક મહોત્સવ વખતે માનપત્ર આપવાનું ગૌરવ ભોગવ્યું ને આપણી જ સભાના આશ્રયે ઉપયોગી સામાજિક વિષય પર ચર્ચાને અંગે તેમની પ્રભાવશાળી હાજરીનું માન માણ્યું, સાહિત્યસભાનો પ્રાણ ગણીએ તો સાહિત્યની પ્રવૃત્તિ–તે પ્રવૃત્તિ વડોદરામાં ઘેરઘેર સ્થૂળ રૂપે હાજર રહે તે હેતુથી "આનંદ અને સંસ્કૃતિ"ના સુદ્રાલેખથી ત્રૈમાસિક 'સાહિત્યકાર' શરૂ કર્યું, ચલાવ્યું, ને તેના જ ભવિષ્ય કથન મુજબ "સભાનો સહકાર" હતો ત્યાં સુધી તેને જીવવા દીધું અને એવી રીતે એના જ પ્રથમ અગ્રલેખને ખરો પાડ્યો કે "નિરુત્સાહી ને નિષ્પ્રયોજન દીર્ઘઆયુષ્ય ભોગવવા કરતાં અલ્પ આયુષ્ય ભોગવવું એ વધુ ઈચ્છવાજોગ છે." આ

પ્રમાણે આપણે અલ્પ સમય માટે અનેક ને અનલ્પ આનંદો પ્રાપ્ત કર્યાં હતા. પણ એ આનંદજીવનક્ષેત્ર પર–

"શીતળ વાયુ વાયો ઘણો, તને સાંભરે રે;
"ટાઢે થર થર ધ્રુજે દેહ, મને કેમ વીસરે રે."

શીતળ વાયુ વાયો, નદીએ પૂર આવ્યું, વીજળીના ચમકાર થયા, "સખા" અને હું દિશમોઢમાં બન્યાં, અને પ્રેમાનંદ કહે છે કેઃ—

"ગુરુજી ખોળવા નીસર્યા, તને સાંભરે રે;
... ... ... ... ...
"આપણને હૃદિયાશું ચાંપિયા, તને સાંભરે રે;
"પછી તેડીને લાવ્યા ઘેર, મને કેમ વીસરે રે."

પ્રેમગોઠડીમાં નાનામોટાનો ભેદ હોતો નથી; તેમાં તો ગુરુ પણ શિષ્ય બને ને શિષ્ય પણ ગુરુ બને. આજને પ્રસંગે શિષ્યે ભૂલાં પડેલાંને ખોળવા નીસરી "સખાને" ને મને "હૃદિયા શું ચાંપિયા" નો ભાવભીનો પ્રસંગ ઉત્પન્ન કર્યો છે; તે માટે ફરીથી અરવિંદ ખૂચનો હું ઉપકાર માનું છું.

## પ્રેમાનંદની લોકપ્રિયતા

આજનો પ્રસંગ રંજન સાથે બેલાશક જ્ઞાન પણ આપશે. પ્રેમાનંદ એટલે ગુજરાતની કાવ્યવાટિકામાં સુંદરમાં સુંદર પુષ્પ. એ પુષ્પની સુવાસ વર્ષો સુધી ચાલુ રહી છે અને ચાલુ રહેશે.

પ્રેમાનંદ શા માટે લોકપ્રિય કવિ થયો ને શા માટે પ્રેમાનંદને માટે વડોદરાએ મગરૂર રહેવું જોઈએ તે ભાઈ ગજેન્દ્ર પંડ્યા સારી રીતે સમજાવશે. તેમના વિષયનું શીર્ષક જ તે એકાક્ષરી મીમાંસારૂપે કહી દે છે. "રસરાજ પ્રેમાનંદ." એક રસ એવો નથી કે જે પ્રેમાનંદે અણસ્પર્શેલો રાખ્યો હોય. સાઠસિત્તેર વર્ષ પહેલાં, પ્રેમાનંદની લોકપ્રિયતાનું કારણ સમજાવતાં નવલરામ લખે છેઃ

"એનાં ઘણાંખરાં કાવ્ય તો એક રીતે ગુજરાતમાં પૂજ્ય છે એમ કહીએ તો પણ ચાલે. હજારોને સુદામાચરિત્ર શનિવારે, અને હુંડી રવિવારે ગાઈ જવાનો નિયમ છે. ગામેગામ ચૈત્ર માસમાં એનું ઓખાહરણ તો ઉજવી જ રહે છે, જુવાન કે વૃદ્ધનાં અંતઃકરણ વિહ્વળ કરી નાંખે છે, અને વ્યાસની એ કાવ્યથી રોજી ચાલે છે. શ્રાદ્ધના દહાડામાં જ્યાં ત્યાં નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ વંચાય છે, અને લોકો અડધી રાત આનંદમાં અને નાગરો ઉપર ફિટકાર પાડવામાં કહાડે છે....સ્ત્રીના અઘરણીની વખતે...મોસાળું ગવડાવવું એ તો એક આચારનો જ ભાગ થઈ પડ્યો છે. ચોમાસાના દહાડામાં ત્યાં (સુરતમાં) એક પણ ગામડું એવું નહિ માલમ પડે જ્યાં પ્રેમાનંદકૃત દશમસ્કંધ નહિ વંચાતો હોય."

## આજના જીવનના રંગરાગ

એ બધું ખરું છે, પણ જે જીવનને આ બધું સ્પર્શે તે જીવન આજે નવીન

રંગરાગોથી પલટાઈ રહ્યું છે; પલટાઈ શું ? કહો કે ઉલટાઈ રહ્યું છે. આજે ગુરુને ઘેર વિદ્યાર્થીઓ રહેતા નથી અને ગુરુને માટે વનમાં જઈને કાષ્ઠ લઈ આવે એવા વિદ્યાર્થીઓ તો સ્વપ્ને પણ હોઈ ચકે. આજે ગુરુઓને હાથે પણ વિદ્યાનું દાન નથી થતું પણ વિદ્યાનું વેચાણ થાય છે. આજે વિદ્યાપ્રાપ્તિને વિદ્યાર્થી ગુરુ પ્રતિના ઋણ તરીકે સ્વીકારતો નથી, ને ન જ સ્વીકારે; વિદ્યાપ્રાપ્તિ તો આજે કરારપ્રાપ્ય બજારુ લાભ જ બની ચૂકી છે. વળી આજની ઓખાઓને બંધનમાં રહેવું પડતું નથી અને આજની ઓખાઓને ચિત્રલેખાની જરૂર પણ પડતી નથી. આજે સ્વયમેવ ને નીડરપણે પ્રેમપ્રેરિત યુવતીઓ પોતાના પ્રેમપાત્રના સમાગમ શોધી શકે છે. તેમજ આજે અપરણી ઉજવવાનો રિવાજ મોટે ભાગે ઇતિહાસને પાને ચઢી ચૂકયો છે, અને શ્રાદ્ધના આચારની પણ લગભગ એ જ દશા ઉત્પન્ન થઈ છે. તે તો ઠીક, પણ રૂપરંગ ને વસ્ત્રપરિધાન વગેરે વગેરેમાં પણ ક્રાન્તિ પ્રવેશી ગઈ છે. આજે દમયંતીનો ચોટલો વખાણવો કે નૂતન યુવતીના બૉબ્ડ હેર વખાણવા, એનો એક જ ઉત્તર નહિ મળે. અને આજે નાસિકાની વેસર ને અણુવટ વીછવા ને બાજુબંધ ધારણ કરીને કોઈ યુવતી કૉલેજમાં આવે કે જાહેરમાં ફરે તો તે આકર્ષણનું પાત્ર બને કે ઉપહાસનું પાત્ર બને તેવો તો પ્રશ્ન પણ પૂછવાની હું હિંમત નહિ કરું.

## જીવન ને સાહિત્ય

સારાંશ, પ્રજાના આનંદની જે જે વિગતો વર્ષો પહેલાં હતી તે આજે હયાતીમાં નથી ને કાલે તો અશક્યત નહિ જ હોય. તેટલા માટે મારું કહેવાનું કે ભૂતનું યશોગાન વર્તમાનની યશઃસિદ્ધિ નથી, અને તે ભવિષ્યનું માર્ગદર્શન તો ભાગ્યે જ હોઈ શકે. પ્રેમાનંદની પ્રશંસાનો આજનો પ્રસંગ આપણામાંના કોઈ જ આજે અનુકરણીય કાવ્યપ્રવૃત્તિના માર્ગદર્શક સૂચન તરીકે નહિ જ ગણીએ તેની મને ખાતરી છે. આજનો પ્રસંગ પ્રેમાનંદની ઐતિહાસિક મહત્તા ગાવા પૂરતો જરૂર આપણે ઊજવી શકીએ, અને તે સંપૂર્ણ યોગ્યતાથી ઊજવી શકીએ. છતાં તેમાંથી લેવાનો બોધ ને તેમાંથી શોધવાનું માર્ગદર્શન મારે મન બીજું જ છે. પ્રેમાનંદની મહત્તાનો આધાર શેના પર હતો ? પ્રેમાનંદ એના સમયના જનસમાજના જીવનને સ્પર્શી શકયો ને તેમાંથી સાહિત્યના બધા રસ ઉપજાવી શકયો તે માટે.

## પરિવર્તિત પ્રેમાનંદની અપેક્ષા

પણ જીવન બદલાય તો સાહિત્ય પણ બદલાવું જ જોઈએ. જીવન બદલાયું છે તે નિર્વિવાદ છે. તે જીવનને અનુરૂપ, તે જીવનને બંધ બેસતું, ને તે જીવનને આગે ધકેલતું સાહિત્ય ઉપજાવવા આપણે આ જયંતીને અંગે વિચાર કરીને પ્રેરાઈએ તો આપણે લાભકારક રીતે એ જયંતીને ઊજવી ગણી શકાય. આજના જીવનમાં જે નવીન ભાતો પડી ચૂકી છે ને પડી જાય છે, તેને અંગે વાસ્તવ કાવ્યો તેમજ આદર્શવાદી કાવ્યો આપણે રચી શકીએ, અને રચી શકીએ નહિ તો નિદાન તેમાં રસ લેતા થઈ શકીએ તો પ્રેમાનંદનો અમર પુરુષ જરૂર તેથી સંતોષાશે; કારણ પ્રેમાનંદે પોતાના સમયનું જીવન ઝીલ્યું હતું ને ત્યાં જ તે સફળ કવિ થયો હતો.

પ્રેમાનંદ આપણને ગમે છે, પણ વર્તમાનને ન સ્પર્શે એવાં પ્રેમાનંદનાં મધ્યકાલીન આખ્યાનોના કરતાં વર્તમાનને સ્પર્શે એવાં અપ્રેમાનંદીનાં અદ્યકાલીન ઊર્મિગીતો આપણને વધારે ગમે છે. પ્રેમાનંદ આપણને ગમે છે, પણ આજના સમાજજીવનને ન બંધ બેસે એવા પ્રેમાનંદનાં લાંબાં લાંબાં ગાણાંઓના કરતાં અપ્રેમાનંદીનાં ટૂંકાં ટૂંકાં અદ્યતન જીવનને ઝીલતાં મધુર ગાનો આપણને વધારે ગમે છે. અને પ્રેમાનંદ આપણને ગમે છે, પણ એકરંગી અલંકારોથી ઓપાએલાં પ્રેમાનંદનાં વર્ણનોના કરતાં અપ્રેમાનંદીનાં વિવિધરંગી સાદાં અનલંકૃત કવનો આપણને બેશક વધારે ગમે છે. અર્થાત્ વર્તમાનને ઝીલતો રસરાજ કોઈ અદ્યતન પ્રેમાનંદ પાકે તો જ વર્તમાનનો તે લોકકવિ થઈ શકે. પરિવર્તિત જીવનને ઝીલવાને સમર્થ કોઈ પરિવર્તિત પ્રેમાનંદ જ હોઈ શકે. સમાજ પ્રેમાનંદને સંભારે છે, કારણ તે વર્તમાન સમયનો પ્રેમાનંદ માગે છે.

### સાહિત્યસભાને આશીર્વાદ

અને છેવટે, આવો પ્રેમાનંદ પાકે યા ન પાકે, આવી જયંતીઓ થાય યા ન થાય, છતાં મારી એક ઇચ્છા હંમેશ પ્રબળ રહેશે. તે એ જ કે વડોદરાની સાહિત્યસભાને દિન પ્રતિદિન વિજય મળે, સભાના સભ્યો વધતા રહે, તે *fullerlife* એટલે કે વધારે સંકીર્ણ, વધારે પ્રફુલ્લ જીવન જીવે અને દીર્ઘ આયુષ્ય ભોગવે, તે એવો જ તેને મારો સસ્નેહ આશીર્વાદ છે. *

* વડોદરા સાહિત્ય સભાના વાર્ષિકોત્સવમાં પ્રેમાનંદ જયંતી પ્રસંગે તા. ૪–૨–૪૦ના રોજ આપેલું ભાષણ.



## સન્ધ્યા

( રાગ–પૂર્વી )

વાગી રહી મધુરી શરણાઈ,  
રાગિણી પુરવી ચોદિશ છાઇ;  
કામ સહુ ઘરનાં પરવારી,  
જાય મળી ટોળે પનિહારી;  
આથમતા રવિની બલિહારી,  
આભ રહ્યું નિજ અંતર ગાઈ.  
ચેન પડે નવ અંતર માંહીં,  
કોણ રહ્યું બોલાવી ત્યાંહી ?  
મટકું એક કરી ચિતહારી  
અંતર્ધાન થયો દિનરાઈ.

'પુંડરીક'



# ઝેરીલું વૃત્તવિવેચન

श्री. काकासाहेब कालेलकर

બધા જ ઇચ્છે છે કે વર્તમાનપત્રો પર સરકારનું નિયંત્રણ ઓછામાં ઓછું રહે. સરકાર ભલેને ગમે તેટલી લોકનિયુક્ત હોય, તેની પણ ભૂલો થાય છે; અને ચૂંટણી પછી પણ દિનપ્રતિદિન લોકમત સમજવાનું, નિર્ભય અને નિઃસ્પૃહ લોકમત સમજવાનું, સરકારને માટે અત્યંત જરૂરી છે. તેથી દેશનું વૃત્તવિવેચન જેટલું સ્વતંત્ર અને નિરંકુશ રહે એટલું વધારે સારું છે. વૃત્તવિવેચન એક સ્વતંત્ર સંસ્થા છે. લોકોના હિતની રક્ષા કરવી, ન્યાય અને સ્વતંત્રતાની રક્ષા કરવી, અવાજહીન વર્ગોનાં દુઃખ વ્યક્ત કરવાં, ભિન્નભિન્ન મતોનો ઉહાપોહ કરવો, એ બધી વાતો સામાજિક જીવનના વિકાસ માટે ઘણી જરૂરી છે. આ માટે જેમણે પોતાની જાત, પોતાનો બધો સમય, પોતાની બુદ્ધિશક્તિ, અને પોતાનું સર્વસ્વ અર્પણ કરી દીધું છે, તેમનું જીવન અને કાર્ય અત્યંત પવિત્ર છે. પ્રાચીન કાળમાં તપસ્વી, નિઃસ્પૃહ અને અકિંચન બ્રાહ્મણો પર જેવી રીતે રાજાનો અંકુશ ઓછામાં ઓછો રહેતો, એવી જ રીતે આજે પણ ન્યાયાધીશ, અધ્યાપક અને વૃત્તવિવેચક એ ત્રણ સમાજ-સેવકોને રાજસત્તાના ભયથી હમેશાં મુક્ત રાખવા જોઈએ.

ન્યાયાધીશ, અધ્યાપક અને વૃત્તવિવેચક એ ત્રણેનું જીવન અને કાર્ય પવિત્ર હોવાથી, એમના ઉપર રાજસત્તાનો અંકુશ ઓછામાં ઓછો હોવો જોઈએ, એ સિદ્ધાંતના સ્વીકારની સાથે જ એ સવાલ ઊઠે છે કે જો એ ત્રણે ઉદ્દંડ થઈ જાય, એમનું જીવન સમાજવિરોધી અને એમનું કાર્ય સમાજવિનાશક થઈ જાય, તો એમના ઉપર કોનો અંકુશ ચાલે? અલૂણી વસ્તુઓમાં સ્વાદ લાવવા મીઠું કે રામરસ નાખવામાં આવે છે. પણ જો મીઠામાં જ મીઠાપણું કે રામ ન રહે તો એમાં શું મેળવવું જોઈએ કે જેથી એ મીઠાશવાળું બને? આ પ્રશ્ન ઘણો જૂનો છે.

સમાજમાં બધા પ્રકારના ભલાબૂરા લોકો રહે છે. પરંતુ હરેક સમાજના બૂરા લોકો પણ પોતાના જ હિતને માટે સર્વોચ્ચ આદર્શ સામે શિર ઝુકાવે છે; એની જ પ્રતિષ્ઠા વધારે છે. જૂઠું બોલનાર પણ એમ જ ઇચ્છે છે કે લોકો એની સાથે સચ્ચાઈથી જ વર્તે અને સમાજમાં સત્યની જ પ્રતિષ્ઠા રહે. પોતાના જૂઠનો જો એ લાભ મેળવવા ઇચ્છે તો પણ સર્વત્ર પ્રતિષ્ઠિત સત્યની સહાયથી જ તે એવું કરી શકે છે. ન્યાયાધીશ, અધ્યાપક અને વૃત્તવિવેચક એ ત્રણેને ધક્કો મારવાની કોશીશ વ્યક્તિઓ તરફથી થાય છે, પણ સામાજિક ઇચ્છા તો એ જ છે કે એ ત્રણે સંસ્થાઓ પવિત્ર રહે.

આ આદર્શ સમાજ હવે છોડવા લાગ્યો છે એ દુઃખની વાત છે અને સંધિકાળમાં ઘણી વાર એવું જ બન્યા કરે છે. જૂનાં ઉચ્ચ આદર્શોના બધા લાભ તો એને મળે છે જ, અને નવા અનનત આદર્શોની બેજવાબદારી તે અખત્યાર કરે છે. તીર્થના પંડા લોકો પહેલાં ધર્મગુરુ કહેવરાવતા હતા, પણ ધીરે ધીરે યાત્રાળુઓના ખિદમતગાર અને 'હાઉસ એજન્ટ' બની ગયા છે. એ દરમિયાન એમણે સમાજને ઠીક લૂંટી લીધો, સમાજની શ્રદ્ધાનો અયોગ્ય લાભ ઉઠાવ્યો.

એક સમય હતો જ્યારે સાહિત્યસેવી લોકો લોકગુરુની પદવીવાળા હતા. આજે પણ એમ જ છે. પરંતુ સાહિત્યની શક્તિ જોઈ કેટલાય લોકોએ ચારિત્ર્યહીન કે ચારિત્ર્યવિમુખ નટ, વિટ, અને રંજકનો આદર્શ પોતાની સામે રાખી, સાહિત્યસેવીની પ્રતિષ્ઠાનો લાભ ઉઠાવ્યો અને આદર્શને નીચો પાડ્યો. એવી જ રીતે કેટલાક અધ્યાપકો પણ પોતાને કેવળ વિષયવિવેચક કે પાઠ્યપુસ્તકોના સંક્ષેપક માની ચારિત્ર્ય અને સમાજસેવાની બાબતમાં પોતાની જવાબદારી નથી માનતા અને વિદ્યાર્થીઓ સામે પોતાની જીવનરીતિ દ્વારા જે ઊંચો આદર્શ રજૂ કરવો જોઈએ તેની જ હાંસી કરીને કૃતાર્થ થાય છે.

આ બદી વૃત્તવિવેચનમાં સૌથી વધારે ફેલાઈ છે. લોકોને સમાચારની જિજ્ઞાસા હોય તે સ્વાભાવિક છે. લોકતંત્રના દિવસોમાં એ હજાર ગણી વધી જાય છે. લોકોને સમાચારો માટે જેટલી આતુરતા હોય છે એટલી તેમના સત્યાસત્યના નિર્ણય માટે નથી હોતી. તે સિવાય, લોકોમાં માનવસહજ રાગદ્વેષ તો હોય છે જ. બહેકાવવાથી લોકો બહેકે છે. લોકોમાં જેટલું અજ્ઞાન વધારે, તેટલા તે વધારે બહેકે છે. જેમની પોતાની બુદ્ધિ ઓછી હોય છે તે ઉદારતા કરતાં ચતુરાઈને વધારે મહત્ત્વ આપે છે. ઓછી બુદ્ધિને લીધે જેમને જીવનમાં પગલેપગલે હારવું પડે છે તે તો દુનિયામાં બધે જ ઠગબાજી જોવા ઇચ્છે છે. જેમ ગુપ્ત બિમારીવાળા માણસો ધૂર્ત દવાવાળાઓના ફંદામાં સહેલાઈથી ફસાય છે તેવી જ રીતે, દુનિયામાં બધે ચાલબાજી, દગાબાજી અને હીનતા બતાવનાર લોકો બુદ્ધિહીન માણસોને પોતાના હિતકર્તા જેવા જણાય છે. અને એક વખત આ હેત્વારોપણની વિદ્યા વધી જાય તો, સાચે જ, લોકોની બુદ્ધિ પણ એવી જ થતી જાય છે. પાપ વાવવાથી દુરાચારની જ ફસલ લણવાની થાય છે.

એવી સ્થિતિમાં વૃત્તવિવેચક દુર્જનનું કામ કરવા માંડે છે. ત્યારે બુદ્ધિહીન અને ચારિત્ર્ય વિષે ઉદાસીન લોકોમાં એનો પ્રેમ વૃદ્ધિ પામે છે. 'જેવા સાથે તેવો' એ ન્યાય મનુષ્યને ગમેતેટલો નીચે પાડનાર ભલે હોય, પણ તે મનુષ્યસ્વભાવમાં દૃઢમૂળ થઈ ગયો છે. એક માણસ પડ્યો તો બીજાને જાણે એના જેટલું પડવાનો અધિકાર મળી ગયો. એક માણસ ગાળ દે તો જવાબમાં બે નહીં તો ઓછામાં ઓછી એક ગાળ દેવાનો બીજાનો અધિકાર સમાજે માની જ લીધો.

હીનદૃષ્ટિ, હીનબુદ્ધિ દ્વેષ અને અવિશ્વાસના પ્રસારથી લોકો રાજી થઈ શકે છે, એ જોઈ ને જ વૃત્તવિવેચનમાં એનું જોર વધે છે અને સામાજિક જીવનનું અધઃપતન જ નહીં પણ એનો સર્વનાશ થઇ જાય છે.

આ સ્થિતિમાં આ સામાજિક દૂષણનો શો ઉપાય થઈ શકે? સરકારના કાયદા તો એની પાસે હોય છે જ. પણ સરકાર સરકારમાં ફેર હોય છે. જ્યાં સુધી સમાજમાં ચારિત્ર્ય-પ્રેમ હોય છે ત્યાં સુધી સરકાર પર પણ એની અસર પડે છે. વિદેશી સરકાર તો પોતાની મજબૂતી માટે પોતાનું શાસન કઠોર બનાવી શકે છે, બનાવે છે. પણ જેમાં પોતાની મજબૂતીનો પ્રશ્ન ન હોય, એવા પ્રશ્નો પર એ સખત હોય કે પછી ઉદાસીનતા પણ બતાવે, પણ લોકતંત્રમાં હમેશાં કાંઈક કમજોરી હોય છે જ. જ્યાં કોઈ લશ્કરી સત્તાનું રાજ્ય હોય ત્યાં સત્તાધારી ભલું બૂરું ગમે તે કામ દૃઢતાથી કરી શકે છે. જ્યાં ચારિત્ર્ય, સદાચાર અને

નિ:સ્વાર્થ લોકસેવાની પ્રતિષ્ઠા હોય ત્યાં જ નીતિશક્તિને લોકશક્તિને પૂરો આધાર હોવાથી લોકતંત્રની સરકાર મજબૂત અને કાર્યક્ષમ હોઈ શકે છે.

જ્યાં જનતામાં પક્ષાપક્ષી વધી જાય છે ત્યાં વ્યક્તિવાદ અને વૈયક્તિક સ્વતંત્રતા ગમે તેટલી ફૂલેફાલે પણ નૈતિક આદર્શ તો કાંઈક ક્ષીણ થઈ જ જાય છે અને લોકતંત્ર તો એકદમ કમજોર થઈ જાય છે. પરરાજ્ય હઠાવતી વખતે, સ્વતંત્રતાની રક્ષા વખતે અથવા રાષ્ટ્રીય મહત્ત્વાકાંક્ષા તૃપ્ત કરતી વખતે લશ્કરીતંત્ર સૌથી પહેલાં દેશમાં અંદર અંદરના પક્ષોનો જ પહેલો નાશ કરે છે. એ સિવાય રાષ્ટ્રીય સામર્થ્ય સંગઠિત નથી થઈ શકતું.

જ્યાં લશ્કરી સામર્થ્ય ઇષ્ટ નથી મનાતું, અને કેવળ નીતિશક્તિ ઉપર જ આધાર રાખવામાં આવે છે ત્યાં પક્ષો ઓછા કેવી રીતે કરવા એ એક મોટો સવાલ જ છે. દુર્જનોને જ્યાં અભયદાન મળે છે, ત્યાં તેઓ પક્ષ વધારી પોતાની પ્રતિષ્ઠા જમાવી શકે છે.

આ યુગની એ ખાસિયત છે કે દરેક દુ:ખ અથવા અભાવને માટે લોકો કાં તો કાયદાની મદદ ઇચ્છે છે અથવા પાઠશાળાઓ કે અખબારો દ્વારા પ્રચાર કરી ફતેહમંદ થવાની આશા રાખે છે. દરેક વ્યક્તિનો પોતાનો એક ધર્મ હોય છે. અંતિમ શક્તિ વ્યક્તિની જ છે અને હરેક વ્યક્તિની હરેક વાતમાં કાંઈ ને કાંઈ જવાબદારી પણ હોય છે કે જેનો એ વ્યક્તિ કદી ઇનકાર નથી કરી શકતી. જ્યારે વૃત્તવિવેચનમાં હીનતા આવે છે ત્યારે એની પૂર્ણ જવાબદારી એના વાચકો અને ગ્રાહકોની હોય છે; તે એ ભૂલી જાય છે. સમાજમાં જે સન્માનપાત્ર અને લોકનેતા જેવી વ્યક્તિ હોય છે એમનો ધર્મ કાંઈક વિશિષ્ટ હોય છે. જ્યારે કોઈક અખબાર, સંસ્થા, વક્તા અથવા સમાજસેવક કે અન્ય કોઈ વ્યક્તિ સજ્જનતાની મર્યાદા ઓળંગી સમાજમાં હીનતા ફેલાવે છે, ત્યારે એમણે કોઈ સંશયમાં પડ્યા વિના એવી વસ્તુ કે આચરણનો વિરોધ કરવો જોઈએ. જ્યાં સમાજ પડેલો છે ત્યાં આવા વિરોધનું તાત્કાલિક પરિણામ કંઈ જ નહિ આવે, હીનતા સાથે અસહકારની ઘોષણા કરવાથી પોતાને જ સમાજથી બહિષ્કૃત થઈ રહેવું પડે તે સંભવિત છે. પણ સંસ્કારી, નીતિમાન અને સમાજમાન્ય લોકોએ ડરને લીધે નિર્માલ્ય થઈ રહેવું સારું નથી. દુરાચાર જેમ ફેરફાર લાવે છે તેમ જ નિર્ભય સદાચારનો પુણ્યપ્રકોપ પોતાની અસર કર્યા સિવાય રહેતો નથી. સમાજની નૈતિક ભૂમિકા પડવાનું બીજું પણ એક મહત્ત્વનું કારણ છે જે ભૂલવું ન જોઈએ. જ્યારે લોકો પક્ષાભિમાનથી અંધ થાય છે ત્યારે તેમને પોતાના પક્ષની નીચતા ખટકતી નથી, અથવા ઓછામાં ઓછું તે ક્ષમ્ય જણાય છે. અને ક્ષમ્ય ન પણ જણાય તો પણ એનો નિષેધ કરવાની તીવ્રતા નથી જોવામાં આવતી. પક્ષપ્રેમ કે વ્યક્તિગત ઋણાનુબંધથી મૌન ધારણ કરવાનું લોકો પસંદ કરે છે. અમને ખ્યાલ છે ત્યાંસુધી ગાંધીજીએ જ પોતાના લોકોના દોષોની પક્ષપાતરહિત આલોચના કરવાનું શરૂ કર્યું અને તેથી જ જ્યાં જ્યાં એમનો પ્રભાવ છે ત્યાં ત્યાં આત્મશુદ્ધિનું વાતાવરણ ઓછું કે વત્તું જામી ગયું છે.

'જેવા સાથે તેવા' એ સિદ્ધાન્તની અસરમાં આવીને જે વૃત્તવિવેચકોએ, ગાંધીજીના સિદ્ધાંતને માનવા છતાં, તેમની આ નીતિનું ઉલ્લંઘન કર્યું છે, એમણે સમજવું જોઈએ કે તેઓ વિપક્ષીની હીનતાને પ્રોત્સાહન આપે છે, અને પોતાના અનુકરણથી તેનું સમર્થન નહીં, પણ ગૌરવ કરે છે.

અસહકારના દિવસોમાં જ્યારે ગુજરાતમાં અતિવૃષ્ટિથી રેલ આવી ત્યારે કોંગ્રેસવાળાઓએ સરકારી કર્મચારીઓને સહાય પહોંચાડી. કોંગ્રેસના સ્વયંસેવકોએ પોતાની જાન જોખમમાં નાખી, પૂરના પ્રવાહમાં તરીને સરકારી કર્મચારીઓને ખોરાક પહોંચાડયો, અને તેમને ભૂખે મરતાં બચાવ્યાં, કેમકે, સૌને સરખું સંકટ હતું અને સૌ પ્રત્યે માનવતાનું પાલન અને પ્રદર્શન કરવાનું હતું.

જ્યારે સમાજના હીન લોકો સદાચારની મર્યાદાનું ઉલ્લંઘન કરે છે, ત્યારે બધા પક્ષાન્તરોના સજ્જનોએ સંગઠિત થઈ સદાચારની રક્ષા કરવી જોઈએ. પણ, એવું સંગઠન થાય કે ન થાય, સદાચારી વ્યક્તિઓએ સદા જાગ્રત રહી માનવતાના આદર્શને નીચે પડતો બચાવવો જોઈએ. સાર્વજનિક જીવનની શુદ્ધિ એવી જાગૃતિ ઉપર જ નિર્ભર છે.

જ્યારે સમાજ પડે છે ત્યારે હીનતાને આર્થિક મદદ પહોંચાડવામાં અમે કોઈ સમાજ-દ્રોહ કરીએ છીએ એવું લોકો સમજી શકતા નથી. હીનતાની વાતો રસપૂર્વક વાંચવી અને એનો મૌલિક વિરોધ પણ કરવો એ વૃત્તિ સમાજના પતનનો પરિચય આપે છે. સમાજની નિર્મલતાની અંતિમ જવાબદારી સદાચારી લોકનાયકોની છે. જો એ સમાજ પ્રતિ બેજવાબદાર બની જશે તો એને બચાવનારી એક વિનાશ વિના બીજી કોઈ વસ્તુ નથી રહેતી. +

ઑક્ટોબર, ૧૯૩૮

---

+ 'सर्वोदय'માંથી

☆

## સરોવર

પ્રશાન્ત અંતઃસ્તલ સુપ્ત નીરમાં
કોણે સ્પૃહાનાં ચલનો જગાડયાં ?
સમીરની વિહ્વલ મુગ્ધ પ્રેરણા
આલીંગશે કયા અનિવાર્ય આરા ?

ઓ ચંદ્ર ! ઓ તારક ! શ્યામ વ્યોમ !
હસી છુપાતાં કયમ શ્વેત અભ્રમાં ?
વ્હાલાં તરૂ ! ઓ ફુલ ! ઓ વસંત !
આ મૌનમાં શા મચકોડ અંગના ?

આ વેણુમાં ગીત અવ્યક્ત જાગતાં
કયાંથી ? અહો અંતર મર્મરે કાં
હસી રહ્યું ? કેમ છલે કિનારા ?
મીઠી મને કાં અસહાય મુગ્ધતા ?

પુજાલાલ

☆

# પ્રસિદ્ધિ અર્થે

ગૌતમ કે. ભટ્ટ

## 'સનાતન અંધાર' પર પ્રાસંગિક પ્રકાશ

"'આપણી કવિતાસમૃદ્ધિ' જોતાં સહેજે *Palgrave's Golden Treasury* યાદ આવે છે."

'આપણી કવિતાસમૃદ્ધિ'ની પ્રથમ આવૃત્તિ ઉપરથી કેટલાક અભિપ્રાયો, નવી આવૃત્તિમાં મૂકેલા છે, તેમાંના પ્રો. ઉમેદભાઈ મણિયારના ઉપલા અભિપ્રાય સાથે સંમત થવામાં, નીચેની સરખામણી એક રીતે મદદગાર થશે.

### o Hymn to Darkness

[૧]Hail thou most sacred venerable thing !
What Muse is worthy thee to sing ?
Thee; [૨]*from whose pregnant universal womb*
All things, [૩]ev'n Light, thy rival first did come.

What dares he not attempt that sings of thee,
Thou first and greatest mystery ?
Who can the secrets of thy essence tell ?
Thou, like the light of God, art inaccessible.

Before great Love this monument did raise,
This ample theatre of praise;
[૪]Before the folding circles of the sky
Were tuned by Him, who is all harmony;

[૫]Before the morning stars their hymn began,
Before the council held for man,
[૬]Before the birth of either time or place,
Thou reign'st unquestion'd monarch in the empty space.

[૭]Thy native lot thou didst to light resign,
But still half of the globe is thine.
Here with a quiet, but yet awful hand,
Like the best emperors thou dost command.

[૮]To thee the stars above their brightness owe;
And [૯]mortals their repose below:
To thy protection fear and sorrow flee;
And those that [૧૦]weary are of light, find rest in thee.

J. NORRIS of Bemerton
(1891-3 Edition. 2nd Book. p. 128)

## ૭ સનાતન અંધાર

[1]અતિ ઊંડા પવિત્ર અંધાર આ! ઊંડો શો તુજ પુકાર!—ધ્રુવ.

શુદ્ધ સ્વરૂપ સનાતન ત્હારું કુલે . બ્રહ્માંડ મોઝાર;
[2]સૃષ્ટિ બધી પાકી ત્હારા ઉદરમાં, તું'માં ડૂબ્યો સહુ સાર રે—અતિ.

[3]ત્હારી સાથે કંઈ લડતું જણાતું એવું આ દુનિયાનું તેજ,
તે પણ ત્હારા ઉદરમહિં પાકયું, તું વિણ કાંઈ ન રેજ રે—અતિ.

[4]આકાશનાં પડ કૈંક રચી ઈશે તેમાં ફુંકી નિજ તાન,
એ સહુની પણ આગળ તું તુજ ગાતો અખંડ જ ગાન રે—અતિ.

સૂર્ય શશી વળિ [5]તારા ને પૃથ્વી, ગાન કરે એ સર્વ,
એના સ્વરો સહુ તુજ ભવ્ય ગાને ભેળાઈ તજિ દે ગર્વ રે—અતિ.

[6]એ સહુને નિજમાંહિ રમાડતું કાળનું ઉર વિશાળ,
તે પણ સૂઈ રહે તુજ અંતરે દીન બની તુજ બાળ રે—અતિ. ૧૦

[7]તેજ થકી અતિ તપ્ત બનેલું શોધે જગત તુજ સ્હાય,
આશ્રય તેને તું ત્હારો દઈને શીતળ કરિ દે ત્યાં ય રે—અતિ.

[8]તેજ બધું જગદ્દષ્ટિથી છુપવે ઉચ્ચ વિશ્વેશનાં કામ;
વિશ્વ અલૌકિક તું જ બતાવે, ત્હારું જ છે સત્યધામ રે—અતિ.

પૃથ્વી અપાર દુઃખોથી ભરી ત્યાં [9]પામર જનના શા ભાર?
પણ તુજ ઉરમાં એ સર્વ વ્હે નિત્ય, તો જ ટકાય લગાર રે—અતિ.

ક્રૂરતા જગની પુકારતાં બનિયાં કૈંક હૃદયનાં ગાન,
તે સહુને તુજ ઉરમાં ડુબાવી પિગળાવિ દે તુજ સ્થાન રે—અતિ.

જાગતું વિશ્વ જણાતું આ સહુ તે સૂઈ જશે એકવાર,
શુદ્ધ સનાતન તું જ ઈશ સાથે જાગ્રત રહેશે ત્યાર રે!—અતિ.

માયાવિ [10]તેજથી ઠગાઈ આખર આવવું તારી પાસ!
તત્ત્વ ઊંડું મળે તુજમાં જ અંતે, અંધાર એ જ પ્રકાશ રે!—અતિ.

તો શિર દૂં નહિ માગું આ ત્હારા સત્ય હૃદયનો વિશ્વાસ?
દીન ગાન મુજ તુંમાં ભેળિ આવું, એ જ અભેદ ઉલ્લાસ રે—અતિ.

ઉપરનાં બન્ને કાવ્યોમાંનું સામ્ય બતાવવા તેમાંના કેટલાક શબ્દો અને શબ્દસમૂહોને રેખાંકિત કરી અંક આપેલા છે. તે જોતાં અને બન્ને કાવ્યોનું સમગ્ર રીતે અવલોકન કરતાં જે એક જ વિચાર બધાને આવે તે લખ્યો ન હોય તો પણ ચાલે એવો છે.

'ગુજરાતી' ના દીપોત્સવી અંકમાં પ્રસિદ્ધ થવા પામેલા લેખમાંની, એક ઉચ્ચ ગણાતા સાહિત્યકારને ન છાજે તેવી જાતની, લેખનબાજી એ આપણા અર્વાચીન સાહિત્યને માટે હંમેશ શરમજનક પ્રસંગ તરીકે ગણાશે. એ લેખને અંતે શ્રી. ખબરદાર, એ 'અપ્રિય લેખ લખવાની ફરજ પડી છે તે માટે ગુજરાતના રસિક અને રસજ્ઞ વાચકની ક્ષમા' જ યાચે છે ત્યારે એક વાચક તરીકે, આ બધું લખ્યા વિના ચલાવી લઉં તો, શ્રી. ખબરદારના જ શબ્દોમાં, 'ગુજરાતી કાવ્યસાહિત્ય તરફની મારી ફરજમાંથી ચૂકયો ગણાઉં.

પોતાની બાવીસ વર્ષની ઉમ્મરે લખાયેલી 'સનાતન અંધાર' કવિતા, જે એમનાં પૂરાં અઠ્ઠાવન વર્ષની ઉમ્મર સુધી ગુજરાતના કવિતારસિક વિવેચકોમાં પૂરેપૂરી અણુ ઉકેલાયેલી રહી છે અને હવે બહુ ગવાઈ ચૂકી છે તેનું મૂળ સદ્દગત શ્રી. નરસિંહરાવ[1] પ્રમાણે ઋગ્વેદ-સંહિતાના ૧૦મા મંડલની બે ઋચાઓ જેટલે દૂર કે શ્રી. ખબરદાર પ્રમાણે 'કોઈક શુભગ પળમાં મળેલી ખરી. પ્રેરણા' આર્ષવાણીના રૂપમાં કે ભદ્રંભદ્રની અસ્પષ્ટ ઉક્તિમાં રહ્યું નથી, પણ પાલગ્રેવ્ઝ ગોલ્ડન ટ્રેઝરીની જૂની આવૃત્તિમાંના એક અલ્પખ્યાત કવિ જે. નોરિસ ઑવ બિમર્ટનના 'હીમ ટુ ડાર્કનેસ'માં રહેલું છે.

હિન્દની સંસ્કૃતિના પ્રતીક સમા તત્ત્વજ્ઞાનના હાર્દથી બિલકુલ જુદા પ્રકારની વિચારણા ધરાવનાર રાષ્ટ્રના એ કવિનું શ્રી. ખબરદારે માત્ર રૂપાન્તર કર્યું છે; 'ફક્ત બાવીસ વર્ષની ઉમ્મરે' સમજાય નહિ,[2] કેટલુંક ભાષાન્તર ન થઈ શકે કે યોગ્ય ન લાગે એટલું જ છોડી દેવાયું છે. અને આખું કાવ્ય ઉપયોગમાં લેવાયું છે. બન્ને કાવ્યોની પંક્તિસંખ્યા પણ લગભગ સરખી છે.

આ બધું લખવા વખત ન આવત અને તક પણ ન લેવાત અને મારા જેવા અસંખ્ય સામાન્ય વાચકો આ રૂપાન્તરમાંથી પણ રસ લીધા કરત પણ જે ભારથી અને ધીટ પ્રગલ્ભતાથી આ કાવ્યને અગમ્ય અને ઉચ્ચ કૃતિ તરીકે અપાવવાનો પ્રયત્ન, દસેક લાંબા પેરેગ્રાફોમાં થયો છે ત્યારે જણાવવું યોગ્ય છે કે હે મહાનુભાવ! તમારી એકતા સાબિત કરવાની ધમાલમાં એટલું તો યાદ રાખો કે છેલ્લા રાષ્ટ્રીય નવજીવન પછી તમારા ગુજરાતના સાહિત્યરસિક વાચકને પણ આ કવિતા અગમ્ય નથી રહી. આ લખનારના દાખલામાં તો તે કહી શકે એમ છે કે પ્રસ્તુત અંગ્રેજી કાવ્ય વિષે તેને અંગ્રેજી ચોથા ધોરણથી ખબર છે કે તમારા બહુવિધ થાળમાં આ વસ્તુ કયાંથી લાવી કેવી રીતે પીરસી છે. અને 'ફોજદારી કૃત્ય' વગેરે લખાય ત્યારે આ વસ્તુ 'પાડોશીની મિલકતમાંથી કરેલી ચોરી' નહિ પણ પરદેશી સાગરમાંની ચાંચિયાગીરી જેવી લાગે તેમાં શંકા નથી. અને છત્રીસ વર્ષ પહેલાં બનાવેલું કાવ્યમણી અમને જીવન્તપ્રેરણા ન આપે તેમાં તમે અગમ્યતા જુઓ તો કંઈ કહેવાનું નથી. પણ એટલું તો લાગે છે કે આટલાં બધાં ધૃષ્ટતાભર્યાં અપ્રાસંગિક અને અવાસ્તવિક કથનો કરવાને બદલે, પોતાના જ લેખના પ્રારંભમાં 'યદા યદા મુંચતિ' વાળો શ્લોક મનમાં રમતી મૌન જ રાખ્યું હોત તો લેખક અને વાચક જનતાને સંતાપ થતો બચી જાત.

---

૧ મનોમુકુર ભાગ ૧ પૃ. ૧૦૬ ૨ સામાન્ય બુદ્ધિમત્તાના ગૌરવે.

વચ્ચે શ્રી ખબરદારનાં અપહરણ અંગે એક ચર્ચા જોઈ હતી. શરૂમાં, શ્રી ખબરદારે જે મૂળ અંગ્રેજી કાવ્યમાંથી અપહરણ કરેલું લેખાયું હતું તે અંગ્રેજીમાં આપવામાં આવ્યું. પછીથી એ તો શ્રી. ખબરદારના અંગ્રેજી કાવ્યસંગ્રહમાંનું જ છે એમ બતાવવામાં આવ્યું હતું. હવે ઉપરના અંગ્રેજી કવિ પણ શ્રી. ખબરદાર એ જો જાણીશું તો ભગરૂથી અને આનંદ થશે, પણ તેમ થાય એવો સંભવ તો નથી!

પોતાનાં જ છૂટક કાવ્યો વિષે કવિ આવું લંબાણવાળું વિવરણ લખે એવા વિરલ પ્રસંગોનું અનુકરણ અન્ય કવિઓ કરશે તો વાચકોને રસાસ્વાદમાં જરૂર સરળતા થશે.

તા. ૧૬-૧-૪૦
તારાબાગ
મુંબઈ



## : સરવાણી :

કવિ નથી, કવિતા કરતો નથી,
હૃદયભાવ કથું છ કદી કદી;
જીવન બ્હેન વહે અતિ રાંકડું
પણ ઉરે જલ મિષ્ટ સદા ભર્યું.

ઘુઘવતું નવ છોળ ન છાંટવી;
સરલ વીચિ સનાતન ભાવની
પ્રકૃતિને ચરણે ધરવી ગમે
પુરુષની પણ એય પ્રિયા થશે! ૮

જીવન નીર ભલે મુજ ઓસરી
ચરમ વિચિ અગોચરમાં શમે;
રસ જમાવટ અંતિમ લાસ્યની
ઉપર છો પડદો સરકી પડે.

વિચરજો તવ સ્હેજ ઊંડાણમાં
શબ્દની સરવાણી ફુટે ત્યહાં ૧૪

હરિલાલ પંડયા



# કુંગ–ફુ–ત્સેનાં સુભાષિતો

અનુ૦ : નગીનદાસ પારેખ

[ પિતૃપૂજા, સદાચાર, અહિંસા, રાજભક્તિ અને પ્રજાવત્સલતા ઉપર ભાર મૂકનાર ચીની મહાજ્ઞાની ભગવાન્ કુંગ ફુ–ત્સેનો જન્મ ઇ. સ. પૂર્વે ૫૫૦ માં થયો હતો અને એમનું અવસાન ઇ. સ. પૂર્વે ૪૭૮માં થયું હતું. આપણે એમને એમના લૅટિન નામ–કૉન્ફ્યુશિયસ–થી ઓળખીએ છીએ. આ વચનો 'કુંગ ફુ–ત્સેના વાર્તાલાપ' ( *Confucian Analects* ) નામના પુસ્તકમાંથી લેવામાં આવેલાં છે. એમના જીવનનો વિસ્તૃત પરિચય આવતા અંકમાં આપવામાં આવશે. ]

ત્સાંગે કહ્યું છેઃ—હું દરરોજ આત્મનિરીક્ષણમાં ત્રણ વસ્તુ તપાસું છું:

૧. બીજાઓ સાથેના વ્યવહારમાં મેં દ્રોહ તો કર્યો નથી ને ?
૨. મિત્રો સાથેના વ્યવહારમાં હું સત્ય અને પ્રામાણિકતા તો ચૂક્યો નથી ને !
૩. ગુરુની શિક્ષા પાકી કરવામાં અને આચરણમાં ઉતારવામાં તો હું ચૂક્યો નથી ને !

ભગવાને કહ્યું છેઃ—યુવાન જ્યારે ઘેર હોય ત્યારે તેણે પિતૃભક્ત રહેવું; અને બહાર હોય ત્યારે તેણે વડીલો પ્રત્યે માનથી વર્તવું. તેણે નિષ્ઠાવાન અને સત્યશીલ થવું. તેણે સહુ પ્રત્યે પ્રેમ રાખવો, અને સારાં માણસોની મૈત્રી કરવી. આટલું કર્યા પછી જો તેને સમય અને પ્રસંગ મળે તો તેણે વિનયપૂર્વક અભ્યાસ કરવામાં તેનો ઉપયોગ કરવો.

ત્ઝે શિયાએ કહ્યું છેઃ—જો કોઈ માણસ કામિની–પ્રેમમાંથી ચિત્તને ખેંચી લઈ સદ્‌ગુણ–પ્રેમમાં લગાડે, પોતાનાં માતાપિતાની સેવામાં બધી શક્તિ ખર્ચે, રાજાની સેવામાં પોતાનું જીવન આપે, પોતાના મિત્રો સાથેના વ્યવહારમાં સત્યનિષ્ઠા જાળવે, તો લોકો તેને ભલે અભણ કહેતા, હું તો કહીશ કે તેણે વિદ્યા મેળવી છે.

ભગવાન કુંગ ફુ ત્સેએ કહ્યું છેઃ—જો વિદ્વાન ગંભીર ન હોય, તો તેના પ્રત્યે કોઈને આદર નહિ થાય અને તેનું જ્ઞાન સંગીન નહિ બને.

વફાદારી અને પ્રામાણિકતાને પ્રથમ સિદ્ધાંત માનો.
તમારી સમાન ન હોય એવો કોઈ મિત્ર ન રાખો.
તમારામાં કોઈ દોષ હોય તો તે છોડી દેતાં ડરો નહિ.

ભગવાને કહ્યું છેઃ—જ્યારે કોઈ માણસનો બાપ જીવતો હોય ત્યારે તેની વૃત્તિ કેવી છે—તેના મનનું વલણ કઈ તરફ છે તે જોવું, જ્યારે તેનો બાપ મરી ગયો હોય ત્યારે તેનું વર્તન જોવું. જો ત્રણ વરસ સુધી તે પોતાના પિતાના માર્ગથી ચલિત ન થાય તો માનવું કે તે પિતૃભક્ત છે.

ત્ઝે કુંગે પૂછ્યું:— 'જે ગરીબ માણસ ખુશામત કરતો નથી અને જે ધનિક ગર્વ કરતો નથી તેને વિષે આપ શો મત ધરાવો છો?' ભગવાને કહ્યું, 'એ લોકો ઠીક છે; પણ એમની સરખામણી જે માણસ ગરીબ હોવા છતાં આનંદી હોય છે, અને જે માણસ ધનિક હોવા છતાં વિનયી હોય છે, તેમની સાથે ન થઈ શકે.'

ભગવાને કહ્યું છે:—જે માણસ ન્યાયવૃત્તિથી રાજ્યવહીવટ કરે છે તે ધ્રુવતારક સમાન છે, જે પોતાને સ્થાને અચલ રહે છે, અને બીજા બધા તારાઓ તેના તરફ મોં ફેરવે છે.

ભગવાન બોલ્યા:—જો લોકોને કાયદાથી ચલાવવામાં આવે અને શિક્ષા દ્વારા તેમનામાં એકરૂપતા લાવવાનો પ્રયત્ન થાય, તો તેઓ શિક્ષામાંથી છટકવાનો પ્રયત્ન કરશે, પણ તેઓ શરમાશે નહિ.

પણ જો તે લોકોને ધર્મબુદ્ધિથી ચલાવવામાં આવે અને શિષ્ટાચાર દ્વારા તેમનામાં એકરૂપતા લાવવાનો પ્રયત્ન થાય તો તેઓમાં શરમની લાગણી જાગશે અને ઉપરાંત તેઓ સદાચારી પણ બનશે.

ભગવાન બોલ્યા:—પંદરમે વરસે મને વિદ્યા શીખવાનું મન થયું.
ત્રીસમે વરસે મારામાં દૃઢતા આવી.
ચાલીસમે વરસે મને કાંઈ શંકા ન રહી.
પચાસમે વરસે હું ઈશ્વરની આજ્ઞા સમજતો થયો.
સાઠમે વરસે મારા કાન સત્ય ઝીલવાને તત્પર બન્યા.
સિત્તેરમે વરસે હું સત્યનો ભંગ કર્યા વિના મારી ઇચ્છાનુસાર વર્તી શકતો થયો.

મંગ આઈએ પૂછ્યું:—"પિતૃભક્તિ એટલે શું?"

ભગવાને કહ્યું:—"આજ્ઞાનું ઉલ્લંઘન ન કરવું તે."

ત્યાર પછી ફાન ચીહ તેમને ગાડીમાં ફરવા લઈ જતો હતો ત્યારે ભગવાને તેને કહ્યું:— "મંગ સુને મને પૂછ્યું કે પિતૃભક્તિ એટલે શું. ત્યારે મેં કહ્યું કે, આજ્ઞાનું ઉલ્લંઘન ન કરવું તે."

ફાન ચીહે પૂછ્યું:—"તમારા કહેવાનો અર્થ શો?"

ભગવાને કહ્યું:—"જ્યારે માબાપ જીવતાં હોય ત્યારે તેમની યોગ્ય રીતે સેવા કરવી જોઈએ, જ્યારે તેઓ અવસાન પામે ત્યારે તેમને યોગ્ય રીતે દફન કરવાં જોઈએ, અને તેમનું યોગ્ય રીતે શ્રાદ્ધ કરવું જોઈએ."

મંગ-વુએ પૂછ્યું:—"પિતૃભક્તિ એટલે શું?"

ભગવાને કહ્યું:—"માબાપને માત્ર પોતાનાં બાળકો માંદા પડે એની જ ચિંતા હોવી જોઈએ."

ત્ઝે યુએ પૂછ્યું:—"પિતૃભક્તિ એટલે શું ?"

ભગવાને કહ્યું:—"આજકાલની પિતૃભક્તિનો અર્થ તો એટલો થાય છે કે પોતાનાં માબાપનું ભરણપોષણ કરવું; પણ ભરણપોષણ તો કૂતરાં અને ઘોડા પણ થોડે ઘણે અંશે કરે છે; — પૂજ્યભાવ વગર, આ બે ભરણપોષણ વચ્ચે ભેદ શો રહે ?"

ત્ઝે શિયાએ પૂછ્યું:—"પિતૃભક્તિ એટલે શું ?"

ભગવાને જવાબ આપ્યો, — "મુશ્કેલી તો ચહેરાની છે. જ્યારે વડીલોને કોઈ મુશ્કેલ કામ આવ્યું હોય ત્યારે જુવાનો તેનો શ્રમ ઉઠાવી લે, અને જ્યારે જુવાનો પાસે ખાનપાન હોય ત્યારે તે પોતાના વડીલો આગળ ધરે — આને આપણે પિતૃભક્તિ ગણવી? (પિતૃ-સેવા હસતે ચહેરે કરવી જોઈએ એવો અર્થ છે.)

❦

ભગવાન બોલ્યા:—"મેં આખો દિવસ હુઈને ઉપદેશ આપ્યો. અને મારી કોઈ પણ વાત સામે તેણે વાંધો ઉઠાવ્યો નહિ — જાણે બેવકૂફ જ ન હોય. તે ચાલ્યો ગયો ત્યાર પછી મેં તેની વર્તણૂક દૂર રહ્યાં રહ્યાં જોઈ તો માલૂમ પડ્યું કે તે મારા ઉપદેશને આચરવા સમર્થ છે. હુઈ કંઈ બેવકૂફ નથી."

❦

ભગવાન બોલ્યા:—જે માણસ પોતાના જૂના જ્ઞાનમાં હમેશાં નવું નવું ઉમેર્યા કરતો હોય તો તે બીજાને શીખવી શકે.

❦

ભગવાન બોલ્યા:—સાચો જ્ઞાની માણસ એ કાંઈ (કોઈ એક જ ઉપયોગમાં આવે એવું) વાસણ નથી.

❦

ત્ઝે કુંગે પૂછ્યું:—"ઉત્તમ પુરુષનાં લક્ષણ શાં ?"

ભગવાને કહ્યું:—"તે બોલવા પહેલાં આચરે છે, અને પછીથી પોતાના આચાર પ્રમાણે બોલે છે."

❦

ભગવાને કહ્યું છે:—ઉત્તમ પુરુષ ઉદાર દિલનો હોય છે — પરમતસહિષ્ણુ હોય છે, પક્ષિલ હોતો નથી. નીચ પુરુષ પક્ષિલ હોય છે, ઉદાર નથી હોતો.

❦

ભગવાને કહ્યું છે:—વિચાર વિનાની વિદ્યા એ કેવળ ગદ્ધાવૈતરું છે; અને વિદ્યા વિનાનો વિચાર એ જોખમકારક છે.

❦

ભગવાને કહ્યું છેઃ—નવા નવા સિદ્ધાન્તો-વાદોનો અભ્યાસ ખરેખર નુકસાન-કર્તા છે!

ભગવાને કહ્યું છેઃ—યુ, જ્ઞાન એટલે શું એ હું તને શીખવું? જ્યારે આપણે કોઈ વસ્તુ જાણતા હોઈએ ત્યારે તે જાણીએ છીએ એમ માનવું, અને જ્યારે આપણે કોઈ વસ્તુ ન જાણતા હોઈએ ત્યારે તે નથી જાણતા એમ કબૂલ કરવું, એનું નામ જ્ઞાન.

ત્સે-ચંગ બઢતીની (ઊંચા અધિકારની) આશાએ ભણતો હતો.

ભગવાને કહ્યુંઃ—સાંભળવું ઘણું, પણ જે જે વાતમાં શંકા પડે તે બાજુએ રાખવી, અને બાકીની પણ બોલવી તે ખૂબ સાવધાનીથી. આમ કરશે તો તને ઠપકો મળવાના પ્રસંગો ઓછા આવશે. જોવું ઘણું, પણ જે જે વસ્તુ જોખમકારક લાગે તે બાજુએ રાખવી, બાકીની પાર ઉતારવી તે ખૂબ સાવચેતીથી; આમ કરશે તો પસ્તાવાના પ્રસંગ તને ઓછા આવશે. જ્યારે માણસ પોતાની વાણીથી ઠપકાના પ્રસંગો ઓછા ઊભા કરે છે, અને પોતાના વર્તનથી પસ્તાવાના પ્રસંગો ઓછા આવે એમ કરે છે, ત્યારે તે બઢતીને માર્ગે છે એમ માનવું!

આઈ નામના ઠાકોર સાહેબે પૂછ્યુંઃ—"પ્રજા તાબામાં રહે એ માટે શું કરવું?" કુંગ ફુ ત્સેએ કહ્યુંઃ—"સાચા માણસોને આગળ વધારો, અને કુટિલ માણસોને ખેસડી નાખો, એટલે પ્રજા તાબામાં રહેશે. કુટિલ માણસોને આગળ વધારો અને સાચાને ખસેડી મૂકો એટલે પ્રજા તાબે નહિ રહે."

ચી કાંગે પૂછ્યુંઃ—"શું કરીએ તો લોકો રાજાને માન આપે, તેના પ્રત્યે વફાદાર બને અને સદાચરણી થાય?"

ભગવાને કહ્યુંઃ—"તેણે તેમના ઉપર ગંભીરતાપૂર્વક શાસન કરવું — એટલે તેઓ તેને માન આપશે. તેણે બધા પ્રત્યે વત્સલતા અને ભલાઈથી વર્તવું — એટલે તેઓ તેને વફાદાર બનશે. તેણે લાયક માણસોને આગળ વધારવા અને અણઘડને કેળવવા — એટલે લોકો લાયક બનવા પ્રયત્ન કરશે."

ભગવાને કહ્યું છેઃ—સત્ય વગરનો માણસ શી રીતે આગળ જઈ શકે, એ મને સમજાતું નથી. મોટું ગાડું ધૂંસરી વિના શી રીતે ચાલે?

ભગવાને કહ્યું છેઃ—જે દેવ આપણા નથી તેને પૂજવા એનું નામ ખુશામત.
સત્ય સમજ્યા છતાં આચરવું નહિ, એનું નામ બીરુતા.

તે પ્રમાણે આચરતા માની લેતો. હવે હું તેમનાં વચનો સાંભળું છું અને આચાર પણ જોઉં છું. આ ફેરફાર કરવાનું હું યુ પાસે શીખ્યો.

*

ભગવાન બોલ્યાઃ—"મેં કોઈ દૃઢ અને અણનમ માણસ જોયો નથી." કોઈકે જવાબ આપ્યોઃ "શાન ચાંગ છે ને." ભગવાન બોલ્યા,—"ચાંગ તો પોતાના વિષયોનો ગુલામ છે; એને દૃઢ અને અણનમ શી રીતે કહેવાય?"

*

ત્ઝે કુંગે કહ્યુંઃ—"માણસો મારા પ્રત્યે જે રીતે વર્તે એમ હું ન ઇચ્છતો હોઉં, તે રીતે હું પણ તેમની પ્રત્યે વર્તવા ઇચ્છતો નથી." ભગવાને કહ્યું,—"ત્ઝે, તું હજી એટલે પહોંચ્યો નથી."

[ સરખાવો : आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् ।

*

ત્ઝે લુ કંઈક સાંભળે અને તે જો એણે આચારમાં મૂકેલું ન હોય, તો તેને એટલી જ બીક લાગતી કે આ આચર્યા પહેલાં જ કંઈક બીજું કાને પડશે તો?

*

ત્ઝે કુંગે પૂછ્યુંઃ—"કુંગ વાનને 'વાન' ની પદવી શા ઉપરથી મળી?" ભગવાને કહ્યું,—"તે ખૂબ પ્રવૃત્તિશીલ સ્વભાવનો હતો છતાં તે વિદ્યાનો શોખીન હતો, અને તે પોતાથી ઊતરતા માણસોને પણ પૂછતાં કે તેમની પાસે શીખતાં શરમાતો નહોતો. આથી એને 'વાન' કહે છે." [ વાન=જ્ઞાની ]

*

ભગવાને કહ્યું છેઃ—ત્ઝે લુમાં શ્રેષ્ઠ પુરુષનાં ચારે લક્ષણો હતાંઃ તેની વર્તણૂક નમ્ર હતી; પોતાના ઉપરીઓની સેવા તે માનપૂર્વક બજાવતો હતો; પ્રજાનું પાલન કરવામાં તે માયાળુ હતો; પ્રજા ઉપર શાસન ચલાવવામાં તે ન્યાયી હતો.

*

ભગવાને કહ્યું છેઃ—યેન વિંગને મિત્રતા ટકાવતાં સારું આવડતું હતું. સંબંધ ગમે એટલો લાંબો હોય તો યે તે પહેલાંના જેટલા જ આદરથી વર્તતો.

*

ભગવાને કહ્યું છેઃ—મીઠી વાણી, હસતો ચહેરો અને વધારે પડતું માન—આ ત્રણ વસ્તુથી ત્સો ચિયુ-મિંગ શરમાતો. હું પણ શરમાઉં છું. કોઈ માણસ પ્રત્યેની આપણી ચીઢ છુપાવવી, અને તેના પ્રત્યે મૈત્રીનો દેખાવ કરવો—એવી વર્તણૂકથી ત્સો ચિયુ-મિંગ શરમાતો. હું પણ શરમાઉં છું.

*

યેન યુવાન અને ત્ઝે લુ પાસે બેઠા હતા એટલે ભગવાને તેમને કહ્યું,—"ચાલો, તમે બંને પોતપોતાની ઇચ્છા જણાવો."

ત્ઝે લુએ કહ્યું:—"મને તો રથ અને ઘોડા અને બારીક ફરનાં વસ્ત્રો મળે તો ગમે. એ બધું હું મારા મિત્રો સાથે ભોગવું. અને તેઓ બગાડ કરે તો યે હું તેમને ખોટું ન લગાડું."

યેન યુવાને કહ્યું:—"હું મારા પોતાના સદ્‌ગુણની બડાશ ન હાંકું અને મારાં સારાં કામોનો દેખાડ ન કરું એ મને તો ગમે."

પછી ત્ઝે લુએ કહ્યું:—"હવે તમારી શી ઇચ્છા છે તે સાંભળવાનું મને મન છે."

ભગવાન બોલ્યાઃ—"મારી ઇચ્છા તો વયોવૃદ્ધ માણસોને આરામ આપવાની, મિત્રો પ્રત્યે સચ્ચાદિલી રાખવાની, અને બાળકો સાથે મૃદુતાથી વર્તવાની છે."



ભગવાને કહ્યું છેઃ—થયું. મેં તો હજી કોઈ એવો માણસ જોયો નથી જે પોતાની ભૂલ જોઈ શકતો હોય અને અંતરમાં પોતાને દોષ દેતો હોય.



ભગવાને કહ્યું છેઃ—દસ કુટુંબના ગામમાં કદાચ મારા જેવો સાચો અને સન્માનયોગ્ય માણસ મળી રહેશે, પણ મારા જેવો વિદ્યાનો રસિયો નહિ મળે.



ભગવાને કહ્યું છેઃ—મેં સાંભળ્યું છે કે શ્રેષ્ઠ પુરુષો દીનદુઃખીને મદદ કરે છે, પણ ધનવાનની સંપત્તિમાં ઉમેરો કરતા નથી.

( સરખાવો : दरिद्रान्भर कौन्तेय मा प्रयच्छेश्वरे धनम् । )



ભગવાને કહ્યું છેઃ—જેઓ સત્ય જાણે છે તેઓ સત્યને ચાહનારની તોલે ન આવી શકે; અને જેઓ સત્યને ચાહે છે તેઓ સત્યમાં આનંદ લેનારની તોલે ન આવી શકે.



ખરો સદાચારી પુરુષ કોને કહેવો એવો પ્રશ્ન પુછાતાં ભગવાન બોલ્યા,—ખરો સદાચારી પુરુષ માર્ગમાં આવતાં વિઘ્નોને જીતવાનો જ પહેલો વિચાર કરશે, અને સફળતાને ગૌણ ગણશે. આને પૂર્ણ સદાચાર કહી શકાય.



ભગવાને કહ્યું છેઃ—ડાહ્યા પુરુષોને પાણીમાં આનંદ પડે છે; સદાચારીને પર્વતોમાં આનંદ પડે છે. ડાહ્યા પુરુષો પ્રવૃત્તિપરાયણ હોય છે, સદાચારી પુરુષો નિવૃત્તિ-શાંતિ-પરાયણ હોય છે. ડાહ્યા પુરુષો આનંદી હોય છે, સદાચારી દીર્ઘજીવી હોય છે.

ભગવાને કહ્યું છેઃ—જો પૈસા મળવાની ખાત્રી જ હોય તો તો હું ગાડીવાન બની હાથમાં ચાબૂક લેવા પણ તૈયાર છું. પણ એવી ખાત્રી હોતી નથી એટલે હું મને રુચે તે ધંધામાં જ રત રહું છું.

ભગવાને કહ્યું છે—ખાવાને જાડા ચોખા, પીવાને પાણી અને વાળેલા હાથનું ઓશીકું—આમાં પણ મને ભારે આનંદ પડે છે. ખોટે રસ્તે મેળવેલાં ધન અને માન મને ચંચલ વાદળાં જેવાં લાગે છે.

શેહના ઠાકોરે ત્ઝે લુને કુંગ ફુ ત્ઝે વિષે પૂછ્યું પણ તેણે કશો જવાબ ન આપ્યો. ભગવાને કહ્યું:—"તેં એને કેમ ન કહ્યું કે એ તો એક એવો માણસ છે કે જે જ્ઞાન મેળવવાની તાલાવેલીમાં ખાવાનું યે ભૂલી જાય છે, જ્ઞાન મળ્યાના આનંદમાં પોતાનો શોક પણ ભૂલી જાય છે, અને ઘડપણ આવ્યું છે તેની પણ તેને ખબર પડતી નથી?"

ભગવાને કહ્યું છેઃ—હું જ્યારે બે માણસો સાથે ફરતો હોઉં છું, ત્યારે મને બે ગુરુ મળી ગયા હોય એમ લાગે છે. હું તેઓના સારા ગુણો શોધી કાઢું અને તેને અનુસરું. તેમના ખરાબ ગુણો શોધી કાઢું અને તેને ટાળું.

ભગવાને કહ્યું છેઃ—સાધુને શોધવાનું મારું કામ નથી. મને તો સાચો બુદ્ધિશાળી અને સદાચારી માણસ મળે તો યે સંતોષ થાય."

ભગવાને કહ્યું છેઃ—સારા માણસને શોધવાનું મારું કામ નથી, મને તો એકનિષ્ઠ અને મક્કમ વિચારનો માણસ મળે તો યે સંતોષ થાય."

"હોય નહિ અને છતાં હો[illegible]મેવું બતાવે, ખાલી હોવા છતાં પૂર્ણ હોવાનો દેખાવ કરે, સંકડામણમાં હોવા છતાં [illegible]મમાં હોવાનો દેખાવ કરે—આવા લક્ષણોવાળામાં એકનિષ્ઠા મળવી મુશ્કેલ છે."

ભગવાને કહ્યું છેઃ—એવા માણસો હશે જેઓ કારણ જાણ્યા વિના જ કાર્ય કરતા હશે. હું એમ નથી કરતો. સાંભળવું ખૂબ પણ તેમાંથી સારું સારું તારવી લઈ તેને આચરવું; જોવું ખૂબ અને તે સ્મરણમાં રાખવું:—આનું જ બીજું નામ જ્ઞાન.

ભગવાને કહ્યું છેઃ—ધર્માચાર કંઈ દૂરની વસ્તુ છે? હું ધર્માચરણી થવાની ઈચ્છા કરું છું અને જુઓ, આ ધર્માચાર મારા હાથમાં આવ્યો.

# અનુક્રમણિકા

પુસ્તક ૨૯ ફાગણ : ૧૯૯૬ અંક ૫




...ર ખબરના એજન્ટ : મેસર્સ શુકલ બ્રધર્સ : શ્રીરામજીની શેરી, ખાડિયા, અમદાવાદ

...જમ : હિંદમાં રૂા. ૫–૦–૦ બર્મા તથા પરદેશના રૂા. ૭–૮–૦ અથવા શિલિંગ ૧૨ છૂટક ૦–૮–૦

...ક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ અ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ

મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ

તા. ૨૨–૩–૪૦

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૨૯ ફાગણ : ૧૯૯૬ અંક ૫

# પૉન્ડીચેરીની પડોશનું એક વાસંતી પ્રભાત

પૂજાલાલ

( અનુષ્ટુપ )

કૂકડા કૂકડેકૂકે 'ઊઠ ઊઠ' પુકારતાઃ
નિદ્રાના પડદા ભેદી પડઘા શ્રવણે પડે.

( મંદાક્રાંતા )

સૃષ્ટિ સારી સળવળ કરી ઊઠતી ઊંઘમાંથી;
બિડાયેલાં નયન-કમળો પાંદડીઓ ઉઘાડે;
તંદ્રા ત્યાગી પવનલહરી તાજગીથી ભરેલી
વાયે, વિશ્વે સચર અચરે ચેતના ઊભરાયે.

( ઉપજાતિ )

સુષુપ્તિની ગુપ્ત ગુહામહીંનો
ચૈતન્યભંડાર અખૂટ ખોલી,
આકંઠ પી આલમનૂર એનાં
પ્રકાશમાં પ્રાણ બલિષ્ઠ આવે.

વસંતતિલકા)

> જાણી વિહંગમ વનોપવનો જગાડે
> ગાણાં અકુંઠ કલ કંઠતણાં ધ્વનાવી;
> પાંખો પ્રફુલ્લ નવ પ્રાણબળે અધીરી
> માપે અનંત-પટ નીલમરંગ ઘેરો.

(અનુષ્ટુપ)

> કાયે કાળા અને કંઠે કઢંગા કાગડા ય તે
> ક્યારના યે તજી માળા પ્રભાતાનંદ માણતા;
> 'કૌ કૌ' રવે પ્રમાદીની તંદ્રામાં ભંગ પાડીને
> ઇતરાજી સહી આપ પરાયું હિત સાધતા.
> આ બાજુએ રહ્યું રેલી નરી અમૃતમાધુરી
> દોયલ[1] સૂરતાદ્વારા, હૈયું એમાં જતું ગળી.
> પણે બુલબુલે બોલે બોલે રૂપલ ઘંટડી
> મીઠડી શી બજાવંતું આરતીમાં અનંગની.
> કોયલ આમ્રકુંજોની સોનામંજરીઓમહીં
> લપાઈ લ્હેકતા મીઠા ટહૂકે મદ ઢાલવે.
> જોડાં મેનાતણાં મુગ્ધ અહીંથી તહીં ઊડતાં
> સ્નિગ્ધ સંવનની સૂરો કાઢતાં ભાતભાતના.
> રહ્યા શુક ઊડી, કે શું કિંશુકપુષ્પ પત્રની
> પાંખે વાંછે વધાઈઓ વેરવાને વસંતની ?
> પમરાયેલ પુષ્પોના પુંજે સેવંત પ્રેમથી
> વૃંદો પતંગનાં રંગ-પાંખોને વિલસાવતાં.
> ભૃંગો ભાવિક ગુંજાથી ગૂંફતા ગાનમાલિકા;
> વાસંતી લક્ષ્મી માટે કે ઉષાને અપનાવવા ?
> ફાલોમાં ફાલ્ગુનીકેરા ખિસકોલી ય મહાલતી
> પુષ્પોનું મધુ પી પીને લાસ્યઘેલી બની જતી.

---

૧ દૈયડ, બંગાળીમાં એને દોયલ કહે છે. બંગાળી નામ એના સૂરની કોમળતાને અનુરૂપ લાગવાથી સ્વીકારીને મેં વાપર્યું છે.

(પૃથ્વી)

જતાં તિમિર ઓસરી અપર પ્રાંતમાં પૂર્વથી
પ્રકાશભરતી ચડી, ઉદયમાળ ઓળંઘીને
ફરી જગ પરે વળી: તિમિરનાં દળો દારતા
સુવર્ણ શરધારીની લઈ વધાઈ આવી ઉષા.

(મિશ્રજાતિ:)

ગુલાલ માંગલ્યતણું અનેરું
વસંતના ઉત્સવમાં ઉડાડતી,
સુવર્ણજ્યોતિર્મય દિવ્ય પદ્મો
ક્ષારાબ્ધિના ચે ઉરમાં ઉઘાડતી;
સરોવરોના સ્ફટિકાત્મદર્પણે
સ્વર્ગીય સૌભાગ્યનું બિંબ પાડતી,
આનંદરંગી નિજ રમ્ય અંકે
સ્નેહે લઈ સર્જન બાલિકાને,
પ્રવાલરાગી અધરે ચૂમીને
પ્રફુલ્લ પદ્મો વદને ખિલાવતી,
આવી ઉષા સ્વર્ગતણી સુનેરી
લાવી વધાઈ રવિરાજ કેરી.

(અનુષ્ટુપ)

સિંધુના શ્વાસમાંથી જે ઉદ્ભવી ઘન-ગાભલાં,
છાયેલાં ગગને તે સૌ ધરે ધન્ય અપૂર્વતા.
માયાવી શ્યામ કાયામાં પલટો પુણ્ય આવતો:
રૂપેરી રમ્યતા ક્યાંક, સોનેરી શુભ્રતા વળી,
નારંગી નમણી ક્યાં તો ગુલાબી હસતી કહીં,
ભીલી જાસૂદીઓ ક્યાંક, ક્યાંક ચંપા સુવર્ણના,
જટા શંકરની ભવ્ય પિંગળ દ્યુતિમંત તો
કહીંક અરુણા આભા દુર્ગાની દિવ્ય કાંતિની;
દવની દીપ્ત જ્વાળાઓ રમતી મેઘમંડળે,
વ્યોમવેદીમહીં જાણે દિવ્ય યજ્ઞાગ્નિ ઉદ્ભવ્યો.
અદ્ભુત દર્શનાર્થે આ શકે મ્હાડ ઊંચા થયા;
દિશાના આગળાઓ ચે ઔત્સુક્યે ઊઘડી ગયા.

( પૃથ્વી )

જ્વલંત ક્ષિતિજે હવે અમિત ભર્ગના ઓઘ જો
રહ્યા ઊમટી, સ્વર્ગમાર્ગ શુભ આંકતા સ્વર્ણથી.
સુવર્ણરથમાં વિરાજિત, સુવર્ણને મંડલે
સુશોભિત દિનેશ વિશ્વવિભુ દિવ્ય દે દર્શનો.
સમુદ્ર ઊછળી સહર્ષ રવિસ્તોત્ર ગર્જાવતો,
તરંગકર તાલ ભવ્ય પૂરતા મહાગાનમાં.
અધીર સમ વાયુ ધાય, દ્યુતિદેવને દર્શન
પ્રલાપ કરતો મહાનુભવજન્ય આનંદનો
વનો પ્રણુતિભાવથી શિર નમાવતાં, વેલીઓ
લળી લળી સમર્પતી કુસુમભાવની અંજલિ.
પ્રકાશમયને પદે જગ ઢળી પડે ભક્તિથી
ઝીલે અજર-જ્યોતિની અમર ઊજળી આશિષો.
પ્રકાશલયલીન તારક અગોચરે નીરવે
અનંત નિજ આત્મદીપ દઈ આરતી આચરે
સુવર્ણરથચક્ર મંગલ નિનાદથી ગાજતું
કરે ગતિ, વરેણ્યભર્ગ વરદાન વેર્યે જતા.

લખ્યું ૯—૩—૩૩
સુધાર્યું ૧૫-૧૦-૩૯

☆

# દ્રવ્યવિતરણનો પ્રશ્ન

પ્રો. જ. જ. અંજારિયા

**અ**ખિલહિંદ 'અર્થશાસ્ત્રીય પરિષદનું ૨૩મું' અધિવેશન અલ્લાહાબાદ મુકામે તા. ૨૭ થી ૫મી જાન્યુઆરીના દિવસોમાં મળ્યું હતું. પંજાબ યુનિવર્સિટીના પ્રોફેસર ડૉ. એમ. સી. જૈન અધ્યક્ષસ્થાને હતા. એ અધિવેશનના ઉદ્‌ઘાટન પ્રસંગે પંડિત જવાહરલાલે જે વ્યાખ્યાન કર્યું હતું તેનો મુખ્ય મુદ્દો અત્યંત વિચારણીય છે, અને તેની થોડી ચર્ચા કરવાનો આ લેખનો ઉદ્દેશ છે. પં. જવાહરલાલનાં વક્તવ્યનો સાર એ હતો કે આપણા આર્થિક પ્રશ્નની ચાવી દ્રવ્યવિતરણમાં રહેલી છે, જગતભરમાં તેમજ હિંદુસ્તાનમાં દ્રવ્યના ઉત્પન્ન કરતાં દ્રવ્યનું વિતરણ એ જ વધારે મહત્ત્વનો અને વધારે અટપટો પ્રશ્ન છે.

અત્યાર સુધીની આપણા દેશની અર્થવ્યવસ્થા વિષેની ચર્ચામાં આ દૃષ્ટિબિંદુ લગભગ નવું છે એમ કહીએ તો ચાલે. સામાન્ય રીતે, અર્થશાસ્ત્રનાં ચાલુ પુસ્તકોમાં તેમજ રાજકીય નેતાઓનાં ભાષણોમાં એમ જ કહેવામાં આવે છે કે પહેલાં ઉત્પન્ન, પછી તેની વહેંચણી. હિંદનું ઉત્પન્ન ઓછું છે, પહેલાં દેશની ઉત્પાદનશક્તિ વધારો, પછી વહેંચણીનો વિચાર કરીશું. અને, પહેલી નજરે જોતાં, એમાં તથ્ય પણ લાગે છે. ઉત્પન્ન પહેલાં વહેંચણીનો પ્રશ્ન કેમ વિચારાય ? એ તો counting the chickens before they are hatched જેવું થયું. હાલ તરત તો આપણા દેશનાં ઉત્પાદક બળોનો સરસમાં સરસ ઉપયોગ કેમ કરવો એ પ્રજાને શીખવવું વિશેષ શ્રેયસ્કર નથી ?

પણ થોડો વિચાર કરીશું તો જણાશે કે વાસ્તવિક રીતે આ માન્યતા કેવળ ભ્રમમૂલક છે. એક સીધો અને સરળ સવાલ પૂછીએ. આપણી મૂડીવાદી વ્યવસ્થા નીચે કયી વસ્તુઓ ઉત્પન્ન કરવી અને દરેક કેટલા પ્રમાણમાં ઉત્પન્ન કરવી એ કોણ નક્કી કરે છે ? અર્થશાસ્ત્રનો સામાન્ય અભ્યાસી પણ કહી શકશે કે સમાજમાં કોઈ એવી મધ્યસ્થ સત્તા કે સંસ્થા નથી કે જે આવા પ્રશ્નોનો નિર્ણય કરી તે પ્રમાણે દેશના જુદાજુદા વિભાગમાં કારીગરો અને મૂડીદારો વચ્ચે કામની વહેંચણી કરી આપે. શું ઉત્પન્ન કરવું અને કેટલું તે કોઈ કોઈને કહેતું નથી. સૌ પોતપોતાની સમજ પ્રમાણે યોજના ઘડે છે, અને તે યોજનાનો આધાર નફો મેળવવાની શક્યતા પર રહે છે. હવે, અમુક ઉત્પન્ન કરવાથી નફો મળે છે, અને અમુકથી નથી મળતો અથવા ઓછો મળે છે, તેનું કારણ શું ? જુદીજુદી વસ્તુના ભાવો અને તેની વધઘટ તેનો આધાર ઉપર રહે છે. સામાન્ય જનતાની ખરીદશક્તિ પર અને જરૂરિયાતો પર માણસની જરૂરિયાતો પણ અમુક અંશે ખરીદશક્તિ પર અવલંબે છે એ પણ સ્પષ્ટ છે. એટલે, છેવટે મુખ્ય મુદ્દો ખરીદશક્તિનો રહ્યો. હિંદનું ઉત્પન્ન શા માટે ઓછું છે ? હિંદી પ્રજાની ખરીદશક્તિ ઓછી છે માટે, એ જવાબ આપવો રહ્યો. ત્યારે, ખરીદશક્તિ વધારવા માટે શું કરવું ?

અર્થવ્યવસ્થામાં ખરીદશક્તિ આટલો મૌલિક ભાગ ભજવે છે એ શોધ નવી નથી,

પણ ઘણી વાર આ સાદી વાત ભૂલી જવામાં આવે છે. હા, અવારનવાર બ્રિટિશ કે હિંદી વ્યાપારહિતોના પ્રતિનિધિઓ એમ કહે ખરા કે હિંદની ખરીદશક્તિ વધારવી જોઈએ, અને તે વધે તો જ વ્યાપાર ઉદ્યોગ ખીલી શકે. હવે તો આપણે નિયોજિત અર્થતંત્રની વાતો કરીએ છીએ, અને કૉંગ્રેસ તરફથી નિમાયેલી રાષ્ટ્રીય આયોજન કમિટી (National Planning Committee) અનેક પેટાસમિતિઓમાં વહેંચાઈ જઈ એ પ્રશ્નનો વિચાર ચલાવી રહી છે. યોજનાસરના અર્થતંત્ર વિષે એ કમિટીના સભ્યોનો શો ચોક્કસ ખ્યાલ છે તે તો કોણ જાણે, પણ એમણે પ્રકટ કરેલી પ્રશ્નાવલિ પરથી એમ લાગે છે કે હિંદનું ઉત્પન્ન કેમ વધારવું, હિંદમાં નવા હુન્નરઉદ્યોગો કેમ સ્થાપવા, અને જૂના ઉદ્યોગોને શી રીતે સંરક્ષણ આપવું એ તેમની મુખ્ય ચિંતાનો વિષય થઈ પડ્યો છે. એ કમિટીની રચના જ એવી છે કે તેમાંથી અર્થતંત્રના બંધારણ વિષે કંઈ આમૂલ નવી ચર્ચા થઈ શકે એમ નથી. નવા ઉદ્યોગો સ્થાપવા જોઈએ, ખેતીની પેદાશ વધારવી જોઈએ, ગ્રામોદ્યોગોનો વિકાસ કરવો જોઈએ, એ બધું ખરું, પણ એ વિકાસનું પરિણામ શું આવશે, તેનો લાભ છેવટે કોણ ઉઠાવશે એ અવશ્ય વિચારવા જેવું છે. કયા નવા ઉદ્યોગો સ્થાપવા એ નક્કી કરવું હોય તો તુલના માટે ધોરણ કયું સ્વીકારવું! અત્યારના સંજોગો જેમ છે તેમ ને તેમ રહેવા દઈએ તો ભાગ્યે જ એવા એકાદ બે હુન્નરઉદ્યોગ નીકળશે કે જે આર્થિક દૃષ્ટિએ, એટલે મૂડીવાદના ધોરણે, નફાની દૃષ્ટિએ, તરત બહુ લાભકારક નીવડે. શરૂઆતમાં, વર્તમાનપત્રો દ્વારા આપણે જાણ્યું હતું કે આ કમિટી હિંદમાં મોટરનાં કારખાનાં સ્થાપી મોટરનો ઉદ્યોગ ખીલવી શકાય એમ છે એવા કંઈક નિર્ણય પર આવી હતી; સમસ્ત દેશનાં હિત માટે જે સૌથી વિશેષ આવશ્યક અને આકર્ષક આ મોટરઉદ્યોગ હોય તો હિંદ ખરેખર સમૃદ્ધ દેશ હોવો જોઈએ. છતાં, મોટરઉદ્યોગની સ્થાપના કરવામાં આવે તો તેનું ભાવિ ઉજ્જવળ હોવા પૂરતો સંભવ છે. કારણ એ કે આપણી પ્રજાના મોટા ભાગ પાસે ભલે નિર્વાહનાં સામાન્ય સાધનોની પણ અછત હોય, પણ આપણા મૂડીદાર વર્ગને મોટરોની આવશ્યકતા છે, દેશમાં મોટરો માટે માંગ છે, અને એ ઉદ્યોગમાંથી તરત નહિ તો લાંબે ગાળે નફો મળે એવો સંભવ છે. આ એક ઉદાહરણ માત્ર છે. જો આ ધોરણ પર ચાલીએ તો પ્રજાની જરૂરિયાતોનું માપ જુદાજુદા વર્ગોની અત્યારની ખરીદશક્તિ પરથી કાઢવાનું રહે, અને અત્યારની ખરીદશક્તિ પરથી તો આમે યોજના વિનાનાં તંત્રમાં પણ ઉત્પન્ન નક્કી થાય છે! આ મૂડીવાદનું અંતિમ રહસ્ય છે. "દરેક માણસને જેમાંથી પોતાને નફો મળે એમ લાગે તે કાર્યમાં પરોવાવા દો, અને પ્રજાને જે જોઈએ તે જ વસ્તુ ખરીદવા દો, એટલે આપોઆપ પ્રજાની જોઈતી વસ્તુઓ જોઈતા પ્રમાણમાં જ ઉત્પન્ન થશે," એવી મૂડીવાદની ફિલસૂફી છે. 'જોઈતી વસ્તુઓ'નો અર્થ શારીરિક, માનસિક કે આધ્યાત્મિક તંદુરસ્તી કે વિકાસ માટે જોઈતી વસ્તુઓ એમ નહિ, પણ જેને માટે પૈસા આપી શકવાની પ્રજામાં સ્થિતિ હોય તે વસ્તુઓ એટલું ખ્યાલમાં રાખવાનું છે. આ ધોરણ નૈતિક દૃષ્ટિએ ઇચ્છનીય છે એમ મૂડીવાદના હિમાયતીઓ પણ કહી શકતા નથી, તો રાષ્ટ્રહિત સાધવા માટે નિમાયેલી કમિટી એ ધોરણને કબૂલ રાખે એ વાજબી છે?

પંડિત જવાહરલાલે, ઉપર કહ્યું તેમ, દ્રવ્યવિતરણના પ્રશ્નનું મહત્ત્વ આગળ ધરી ને

દિશાસૂચન કર્યું છે, તે વિષે વિશેષ સ્પષ્ટતા થવાની આવશ્યકતા છે. પશ્ચિમના દેશોમાં તવંગર અને ગરીબવર્ગની આવક વચ્ચે જે વિશાળ અંતર છે તેથી સમાજના બે ભાગ પડી જાય છે, અને તેમાંથી વર્ગવિગ્રહ ઉપસ્થિત થાય છે.

ઇંગ્લંડના અર્થશાસ્ત્રી કોલિન ક્લાર્કના અડસટ્ટા પ્રમાણે દેશની મૂડીના ૬૦ ટકા જેટલા ભાગની માલિકી પ્રજાનો ૧ ટકા જેટલો ભાગ ભોગવે છે, અને તેને પરિણામે દેશની વાર્ષિક આવકનો ૨૦ ટકા જેટલો ભાગ આ ૧ ટકા પ્રજાને મળે છે. હિંદુસ્તાનમાં વસ્તુ-સ્થિતિ શી છે તે આપણે ચોક્કસ જાણતા નથી. દેશ ગરીબ છે, અત્યંત કંગાલ છે, એ સાબિત કરવા માટે આંકડાની જરૂર નથી. આપણી માથાદીઠ વાર્ષિક આવક રૂા. ૬૦ થી ૬૫ માત્ર છે; જ્યારે, ઇંગ્લાંડની પ્રજાની માથાદીઠ વાર્ષિક આવક આપણા કરતાં ૧૫ ગણી અને યુનાઈટેડ સ્ટેટ્સની પ્રજાની લગભગ ૧૮ ગણી છે. આપણી પ્રજાનો ૭૦ ટકા જેટલો ભાગ ખેતી પર જીવે છે, અને ખેતીમાં નફો નથી એ સૌ કોઈ જાણે છે. તેમાંથી આખું વર્ષ ચાલે એટલી કમાણી મળતી નથી, અને આજે હિંદના ખેડૂતવર્ગ પર એકંદરે ૧૨૦૦ કરોડ રૂપિયાનું દેવું છે એવો અડસટ્ટો છે. બીજી તરફથી શહેરોમાં અમુક વર્ગોમાં આપણે સારી સમૃદ્ધિ જોઈએ છીએ. શહેર અને ગામડાનો વિરોધ જેટલો હિંદમાં છે તેટલો બીજે નહિ હોય. આવી સામાન્ય હકીકત પરથી આપણે એટલું અવશ્ય કહી શકીએ કે આપણે ત્યાં દ્રવ્યની વહેંચણી સરખે હિસ્સે નથી, અને જેમ પ્રજાના અમુક વર્ગમાં માથાદીઠ વાર્ષિક આવક રૂા. ૬૦–૬૫ થી વિશેષ છે, તેમ પ્રજાના મોટા ભાગની આવક તેથી ઓછી પણ છે. હિંદમાં બેકારી અને અર્ધબેકારી કેટલા પ્રમાણમાં છે તેના પણ સત્તાવાર આંકડા બહાર પડતા નથી. છતાં ગરીબ તવંગરનો ભેદ છૂપો રહી શકતો નથી. પશ્ચિમના દેશોમાં આ અસમાનતા દૂર કરવા તવંગર વર્ગ પર વિશેષ પ્રમાણમાં કરભાર મૂકવામાં આવે છે, પણ આપણી નાણાવ્યવસ્થામાં તેથી ઊલટું આડકતરા વેરાઓ પર વિશેષ આધાર છે, અને ગરીબવર્ગ પર એકંદરે વધારેપડતો બોજો પડે છે. વિશેષ મહત્ત્વનો મુદ્દો તો એ છે કે અત્યારની ખરીદશક્તિને ધોરણે જો નવા ઉદ્યોગોની ઇષ્ટતાનિષ્ટતા નક્કી કરવામાં આવે તો આ અસમાનતા સારી પેઠે વધશે. ગરીબવર્ગને લાભ તો થશે, પણ વધારે વિકાસ તો એવા ઉદ્યોગોનો થશે કે જે તવંગરવર્ગની 'જરૂરિયાતો' પૂરી પાડી શકે.

આપણે ત્યાં primogenihereનો એટલે કે સૌથી મોટા છોકરાને પિતાની બધી મિલકતનો વારસો મળે એવો કાયદો નથી એ દ્રવ્યવહેંચણીની દૃષ્ટિએ સારું છે, અને તેથી અસમાનતા ઓછી થવા સંભવ છે, પણ અત્યારના સંજોગોમાં એટલેથી સંતોષ માની બેસી રહેવાય તેમ નથી.

ત્યારે, દ્રવ્યની વહેંચણી શી રીતે થવી જોઈએ? મનુષ્યસ્વભાવમાં કે મનુષ્ય-શક્તિમાં ક્યાં સમાનતા છે કે દ્રવ્યની વહેંચણીમાં સમાનતા સાધી શકાય? આજે તવંગર-વર્ગ ઉદાર થઈ પોતાનો બધો પૈસો ગરીબવર્ગને વહેંચી આપે તોપણ કાળક્રમે ફરી અસમાનતા ઊભી નહિ થાય? આ પ્રશ્નોનો જવાબ કોઈએ સંતોષકારક રીતે આપ્યો નથી. સમાજવાદીઓ પણ આ મુદ્દા પર એકમત નથી. છતાં, આ પ્રશ્ન આપણી આર્થિક પરિસ્થિતિની સુધારણાના પ્રશ્નોમાં અત્યંત મહત્ત્વનો છે એ સ્વીકારવું જોઈએ.

ગાંધીજી તો ' મારે એક જ ડગલું બસ થાય ' એ નીતિમાં માનનારા રહ્યા, એટલે આવા પ્રશ્નનો સીધો જવાબ ન આપે. એમણે તો કહ્યું છે કે પોતાની જરૂરિયાતો ઉપરાંત જે સંગ્રહ કરે તે ચોર છે, જેમની પાસે પૈસો હોય તેમણે પોતાને એ મિલકતના ટ્રસ્ટી માત્ર ગણવા જોઈએ, વગેરે. પણ, વ્યક્તિ વ્યક્તિ વચ્ચે જે શારીરિક અને માનસિક શક્તિઓની અસમાનતા છે તે કેટલે અંશે કુદરતી છે, અને કેટલે અંશે સમાજરચનાને કારણે છે, એ અસમાનતાના પ્રમાણમાં આર્થિક અસમાનતા વાજબી ગણાય કે કેમ, એવા પ્રશ્નો પર એમણે સીધું કંઈ કહ્યું નથી. હા, હિંદની ભાવિ અર્થવ્યવસ્થા રેંટિયા પર અને નાના ગ્રામોદ્યોગો પર રચાય તો દ્રવ્યની અસમાનતા ઓછી રહે એ કબૂલ કરવું જોઈએ. પણ, આજ જગતભરમાં જે ઝડપથી યાંત્રિક શોધો થઈ રહી છે, તે જોતાં ખાદી કે ગ્રામોદ્યોગોથી અટકી આપણે બેસી રહીએ એ સંભવિત નથી.

પશ્ચિમમાં કેટલાક વિચારકોએ આદર્શ દ્રવ્યવિતરણના સિદ્ધાંતો ચર્ચ્યા છે, તેનું પરિણામ પણ કંઈ ઉત્સાહપ્રેરક નથી. દ્રવ્યની વહેંચણી સંબંધમાં બેત્રણ માર્ગ ખુલ્લા છે. (૧) દરેક માણસ પોતાની શક્તિ પ્રમાણે કામ કરે, અને એકંદર જે ઉત્પન્ન થાય તેમાંથી જરૂરિયાત પ્રમાણે મેળવી શકે; (૨) એકંદર જે ઉત્પન્ન થાય તે દરેકને સરખે ભાગે વહેંચી આપવું; અને (૩) અસમાનતા છેક તો નાબૂદ ન થાય, પણ જીવનની પ્રાથમિક જરૂરિયાતો, જેવી કે પૂરતું પોષણ, ઘર, કેળવણી, દાક્તરી મદદ, વગેરે સમાજના દરેક સભ્યને મળી રહે, અને તેથી વિશેષ જે ઉત્પન્ન થાય તેમાં અસમાનતા હોઈ શકે. ઉપર જે પહેલો રસ્તો ગણાવ્યો તે સમાજવાદીઓનું મન્તવ્ય છે. તેની મુશ્કેલી એ છે કે દરેક માણસ પોતાની શક્તિ પ્રમાણે કામ કરે છે કે નહિ તે કેમ જાણી શકાય? કોઈ પણ વ્યક્તિની આંતરિક શક્તિનું માપ કેમ કાઢી શકાય? અને, બધા જ જો પોતાની શક્તિ, દાખલા તરીકે, ચિત્રકળા ખીલવવામાં બતાવે તો શું થાય? વળી, જરૂરિયાતો નક્કી કરવાનું પણ સહેલું નથી. શરીરના નિભાવ માટે કયાં કયાં તત્ત્વો કેટલા પ્રમાણમાં જોઈએ તે ડૉક્ટરો કહી શકે, પણ એ તત્ત્વો અનેક પ્રકારની વસ્તુઓમાંથી કે વસ્તુઓનાં મિશ્રણમાંથી મળી શકતાં હોય, અને કોઈને એક પ્રકારની વસ્તુઓ પસંદ પડે, અને કોઈને બીજા પ્રકારની, તો તેનું સમાધાન શી રીતે થાય? આ મુદ્દો બહુ લંબાણથી અહીં ચર્ચવાનો ઉદ્દેશ નથી. જે બીજો રસ્તો ઉપર ગણાવ્યો તે સંબંધે પણ ઘણાનું માનવું છે કે એકસરખી સમાનતા ન્યાયની દૃષ્ટિએ અયોગ્ય છે, દરેક વ્યક્તિની કે કુટુંબની જરૂરિયાતો એકસરખી ન હોય, કામ કરવાની શક્તિ પણ એકસરખી ન હોય, તો દરેકને સરખો જ ભાગ મળે એ વ્યવસ્થા કેમ ચાલે?

એટલે, ત્રીજો માર્ગ જ—પ્રાથમિક જરૂરિયાતો વિષે સમાનતા, અને તે સિવાય અસમાનતા—રહ્યો. પશ્ચિમના દેશોમાં છેલ્લી અર્ધશતાબ્દિ દરમિયાન આ દિશામાં પ્રયત્નો થયા છે. ફરજિયાત અને મફત કેળવણી, બેકારી દરમિયાન રાજ્ય તરફથી મદદ, કામદારો માટે ચોક્કસ ધારાધોરણો, મોટી આવક પર વિશેષ કર, એ બધી યોજનાઓનું વલણ આ સિદ્ધાંત તરફ છે. હિંદમાં પણ, અત્યારના સંજોગોમાં, આપણે આટલેથી સંતોષ માનીએ તો ખોટું નથી. અત્યારની આપણી ઉત્પાદનશક્તિ જોતાં આટલું કરવું એ પણ મુશ્કેલ

છે, અને તેનું કારણ એ છે કે જો ભાવોનું નિયમન ન કરવું હોય, અને હરીફાઈની પદ્ધતિ પર અર્થતંત્રની રચના રહેવા દેવી હોય, તો આપોઆપ દરેક જણ પાસે એટલી ખરીદશક્તિ નહિ હોય કે જીવનની પ્રાથમિક જરૂરિયાતો તે મેળવી શકે. જેમ ફરજિયાત અને મફત કેળવણી આપવાનું રાજ્ય માથે લે છે, તેમ ચોક્કસ પ્રમાણમાં બીજી જરૂરિયાતો વિષે પણ રાજ્યે જવાબદારી લેવી પડે. આનો અર્થ એ થયો કે પ્રાથમિક જરૂરિયાતો પૂરી પાડતા જે હુન્નરઉદ્યોગો હોય તે દ્વારા કેટલું ઉત્પન્ન કરવું એ ખાનગી વ્યક્તિ નક્કી ન કરી શકે, એવા ઉદ્યોગો પરત્વે નફાનું ધોરણ ન ચાલે. અને એક વખત જો એ ધોરણ છોડયું તો રાજ્યની એટલે કે સરકારી નોકરોની જવાબદારી અને સત્તા એટલાં બધી વધી જાય કે વ્યક્તિસ્વાતંત્ર્ય જેવું કંઈ રહે કે નહિ એ વિશે શંકા થાય---અથવા, ન થાય, કારણકે અત્યારે જોઈ શકીએ છીએ ત્યાં સુધી આર્થિક પ્રજાશાસન (Economic Democracy) દ્વારા મતગણતરીથી ચલણ કે હૂંડિયાપણના કે એવા બીજા અટપટા પ્રશ્નોનો નિકાલ થઈ શકે નહિ. આ વિષયની વિશેષ ચર્ચા થવાની આવશ્યકતા છે એટલું જ અહીં કહીશ.

ટૂંકમાં, (૧) દ્રવ્યવિતરણનો પ્રશ્ન મૌલિક છે, અને તે વિષે નેશનલ પ્લૅનિંગ કમિટીએ વિચાર કરવો જ જોઈશે; (૨) એ પ્રશ્નનું નિરાકરણ તરત કેમ કરવું એ હજુ સુધી કોઈ જાણતું હોય તેમ લાગતું નથી; (૩) દ્રવ્યવિતરણની યોજનાના આવશ્યક અંગ તરીકે ઉત્પન્નની યોજનાનો સમાવેશ થઈ જશે, અને એ અનુસંધાનમાં મૂડીવાદી વ્યવસ્થાનું ભાવિ વિચારવું પડશે; (૪) ભવિષ્ય માટે જે યોજના ઘડવામાં આવે તેમાં વ્યક્તિસ્વાતંત્ર્ય નહિ હોય તો અર્થવિપુલતા નિરર્થક જ ગણાવી જોઈએ.

☆

અ–કવિ

## નવો ‘શિવલ્રી’ યુગ

**આ** લેખનું મથાળું વાંચીને મારા ઉપર ભાષાશાસ્ત્રીઓ ગુસ્સે થશેઃ લેખ વાંચીને ભાષાશાસ્ત્રીઓ નહિ હોય—એટલે કે રસિકડા જીવડા હશે—તે ગુસ્સે થશેઃ અને લેખ વાંચ્યા વિના તો સૌ કોઈ ગુસ્સે થશે. અને એનું કારણ એટલું જ છે કે મેં ‘શિવલ્રી’ શબ્દ ગુજરાતી લિપિમાં લખ્યો છે. ખરી રીતે એ હાલમાં કાકા કાલેલકરે પ્રચલિત કરેલી, શીંગડા ભટકાવતાં પ્રાણીઓ હોય એવી, પ્રાણીલિપિમાં—અથવા એને માટે સારો શબ્દ વાપરીએ તો—મારકણી લિપિમાં લખવો જોઈએ. પરંતુ એ ગમે તેમ હો, મેં તો એ શબ્દ, ‘શિવલ્રી’ વાપરી દીધો છે ને એ જ ભલે રહ્યો. નર્મદ એ શબ્દ ઉપર ફીદા હતો છતાં એણે એનું બરાબર ભાષાંતર તો આપ્યું નથી. આદિવિવેચક નવલરામે ‘સુઘડ રજપૂતી’ શબ્દ વાપર્યો છે.

આ ‘આદિવિવેચક’ શબ્દ મેં આંહીં એટલા માટે વાપર્યો છે કે શ્રી. નવલરામ ત્રિવેદી માટે અદ્યતનવિવેચક વાપરી શકાય. એમ કોઈ વાપરવા માંડે કે ન માંડે એ રુચિનો વિષય છે. જુઓને, હમણાં જ એક વિવેચનનું પુસ્તક બહાર પડ્યું તેમાં આદિવિવેચક નવલરામ છે—ને તે પછી વિજયરાય, વિશ્વનાથ, નવલરામ વગેરે લઘુવયસ્ક હોવાથી બિચારા અદ્ધર લટકતા રહ્યા છે! જ્યારે મુનશી—વિવેચન કર્યા વિના—વિવેચકની દોરી ઉપર નટવર તરીકે આવી ગયા છે. એટલે એ રુચિનો વિષય બની જાય છે! ખરી રીતે તો અત્યારે લખાણ માત્ર રુચિનો વિષય બની ગયું છે. એક જણને એકાદ ભાષાંતરી કાવ્યથી, ગુજરાતની જ નહિ આખા હિંદુસ્તાનની, સઘળી ભાષાઓમાં કવિકુલનો યશઃશંખ ફૂંકાતો લાગે; ત્યારે બીજાને એમ ન લાગે. એ તો વ્યવહારમાં પણ એમ જ છે. આપણને ઘોડો ગમે છે, તે સિંધના લોકને ખચ્ચર ગમે છે, તો મારવાડના કેટલાક ભાગમાં ગધેડાનું માહાત્મ્ય છે. પણ વિષયાંતર થાય છે છતાં કહી લઉં—એટલા માટે કહી નાખું છું કે એથી કરીને મારી ગણના સ્ત્રી–સન્માની વર્ગમાં થવાનો સંભવ છે, કે—મારવાડના અમુક ભાગમાં જ્યાં પાણીની ઘણી ખેંચ છે ત્યાં ગધેડાનું નહિ પણ ગધેડીનું માહાત્મ્ય ગણાય છે. એટલે પુરુષ નહિ પણ સ્ત્રીજાતિ. ત્યાં કન્યાને પરણાવે ત્યારે સાથે પાણિયારી આપવાનો રિવાજ છે. પાણિયારી ન આપે તો સાસરાંવાળાં મેણાં મારે કે પાણિયારી પણ ન આપી? આ પાણિયારી–પનિહારી–આપણા લોકસાહિત્યના કવિઓના મોંમાં પાણી આવે એવો શબ્દ છે ના?–પણ આ પનિહારી એટલે ત્યાં ‘ગધેડી.’ કારણકે ગધેડી હોય તો ઉપર છાલકું નાખી અંદર બે માટલાં મૂકીને દૂર દૂર પાણી ભરવા જઈ શકાય! એટલે આ શબ્દનો ઉપયોગ એ પણ રુચિનો વિષય થયો. એ પ્રમાણે અત્યારે સાહિત્યમાં જે કાંઈ લખાય છે તે રુચિનો વિષય થઈ પડ્યું છે. એક વખત એક ભાઈ આવ્યા, તેમણે એક કાવ્યનાં એવાં વખાણ કર્યાં, એવાં વખાણ કર્યાં, કે મારે એ વાંચવાની સજા વહોરવી પડી. ને પરિણામે લગભગ ત્રણ દિવસ સુધી વાચન માત્ર પ્રત્યે અરુચિ આવી. એમાં કાવ્યનો દોષ ન હતો—બહુ ઘીવાળા ભારે પદાર્થની

માફક, આ અર્થઘન કાવ્યો, આપણને ભારની માફક લટકી પડે છે, એટલે સ્વાભાવિક અરુચિ થાય. એ તો ધીમે ધીમે ટેવાવાથી આવાં કાવ્યો પણ સદી જાય છે. ઋતુનું પણ એમ જ થાય છે. પણ આજે આ પાનગોષ્ઠિ કરતાં હું એટલે દૂર નીકળી ગયો છું કે 'વાતમાં વાત ને એમાં વાત' માફક થયું. એટલે હવે મૂળ વાત ઉપર પાછો આવી જાઉં છું.

હવે 'શિવરરી' નું એવું છે કે કેટલાક હમણાં હમણાં જાતિય પ્રશ્નોની વિવેચના કરતાં 'કોણ વધારે દોષિત છે–સ્ત્રી કે પુરુષ?' એ ચર્ચા કરી રહ્યા છે. ત્યારે મને અચાનક બેઠો હતો ને સાંભળ્યું કે એોત્ તારીની, આ તો આપણી પ્રજામાં નવી 'શિવરરી' આવે છે અને આ લોકો એનો તિરસ્કાર કરી રહ્યા છે. તો એટલું આવ્યું છે એ પણ ખોશે. હવે જુઓને નવી 'શિવરરી' એટલે શું એ હું સમજાવું. તમે પેલું 'મોરબીની વાણિયણ, મોરબીની વાણિયણ' એ અપૂર્વ લોકગીત તો સાંભળ્યું હશે. કેટલાક કહે છે કે એ વાણિયણ નહિ પણ મોચણ હતી. મારો અભિપ્રાય એવો છે કે એમાં જો મોજડીની વાત આવે તો મોચણ ગણવી–ને મોચણ ન હોય તો વાણિયણ માનવી. પણ મોચણ કે વાણિયણ એ મહત્ત્વનો પ્રશ્ન નથી. મહત્ત્વનો પ્રશ્ન આ છેઃ સ્ત્રી. હવે જુઓ મધ્યયુગની 'શિવરરી' માં શું બનતું.

જાણે સ્ત્રી પાણી ભરવા જાય. રાજા ઘોડો ખેલવતો જાય.

અત્યારે શું બને છે એ જુઓ. સ્ત્રી ભણવા જાય. પુરુષ સાઇકિલ ઉપર પાછળ જાય.

હવે આમાં સ્પષ્ટ 'શિવરરી' છે છતાં ટીકાકારો બિચારા ગરીબ ગભરુ છોકરાઓની નિંદા જ કર્યા કરે છે. જુઓ તો ખરા? હું કહું છું, આ 'શિવરરી' નું નવજીવન છે. જુઓ સરખાવો આ પત્રકઃ

| પહેલાં | હમણાં |
|---|---|
| ઘોડો ખેલાવતો રાજા. | સાઇકિલ ઉપર જતો જુવાન. |
| બાણુંકલા. | પુસ્તકકલા. |
| દૂહાથી બન્નેનાં મન આકર્ષાતાં. | ચર્ચા કરવાથી કે ખેલ કરવાથી આકર્ષાય છે. |
| પહેલાં કાંકરી મારતા ને પાણી ઢળી જતું ને સ્ત્રી ભીંજાઈ જતી. | હમણાં બાંકડામાં ચપ્પુ મારે છે, નામ કોતરે છે, ને ભીંજાતું કોઈ નથી. |
| પહેલાં સ્ત્રીઓનું ઘોડા ઉપર હરણ કરતા. | હમણાં સ્ત્રીઓને મોટરની સહેલ કરાવે છે. |
| પહેલાં સ્ત્રીઓ માટે પુરુષો યુદ્ધ કરતા. | હમણાં પુરુષો માટે સ્ત્રીઓ યુદ્ધ કરે છે. |
| પહેલાં સ્ત્રીઓ શૂરવીર પુરુષોને શોધતી. | હમણાં પુરુષો શૂરવીર સ્ત્રીઓને શોધે છે. |

હવે આમાં સ્પષ્ટ રીતે 'શિવરરી' યુગ આવે છે. ઇતિહાસકારો પણ જાણે છે કે ઇતિહાસ ફરી ફરી ઘડાય છે. ખુદ શ્રીકૃષ્ણ ભગવાને પણ કહ્યું છે કે, હું ફરી અવતાર

ધારણ કરીશ. તો 'શિવલ્રી' યુગ ફરી જન્મે એમાં આટલો બધો ઉત્પાત શા માટે થાય છે તે સમજી શકાતું નથી. મને તો આ બધાં લક્ષણ મધ્યકાલીન જમાનાના પુનર્જન્મનાં લાગે છે. જુઓને, હમણાં જ કોઈકે ન કહ્યું કે રાજાઓ પાસેથી તમે પ્રજા સત્તા છીનવી લેવા આવશો તો રાજાઓ લડ્યા વિના નહિ જ રહે. અલબત એમના તલવારનું 'ઓકવૂડ' હમણાં જર્મન સબમરીનને અંગે આવવાનો સંભવ ઓછો છે. પણ જ્યારે આવશે ત્યારે રાજાઓ 'ઓકવૂડ'ની તલવારથી લડશે એ ચોક્કસ છે. હવે આ. પ્રમાણે માણસ લડવાની વાત કરે તે મધ્યયુગનાં ફરી પગરણ નહિ તો બીજું શું? અને કોને ખબર નથી કે લડાઈ, સૈનિકો ને સુંદરીઓ એક અભંગ સાંકળથી સંકળાયેલાં હોય છે? એટલે જ અત્યારે જરા આપણને તરુણો જાતીય પ્રશ્નોમાં પડવા લાગ્યા છે. મને તો એમાં કાંઈ દોષ દેખાતો નથી. ઊલટાનો હું તો મનમાં મલકાઉં છું કે હાશ, હવે અઢારમી સદીનો મધ્યયુગી પવન આવ્યો ખરો. કેટલાક વળી ચોખલિયા ને ચાંપલિયા આમાં નીતિ–અનીતિનું કીબાંડ ઊભું કરે છે. અરે મારા ભાઈ સદ્ગુણવચ્છરામ! જરાક ભગવાન બુદ્ધના શિષ્યોની રસિકતા નિહાળો; જરાક આધુનિક ભગવાન બુદ્ધ—અથવા જવા દો, જવા દો, શાંતં પાપમ્ શાંતં પાપમ્—શિસ્તપાલનમ્ ન વક્તવ્યં, ન વક્તવ્યં, સ્વદોષં ન વક્તવ્યમ્-પરગુણ પરમાણુ—એ વાક્ય કોણે કહ્યું હતું? ગમે તેણે કહ્યું હોય:પણ એ માણસને ચૂંટણીની ધમાલ જેવી નહિ પડી હોય. આજે તો પારકા ગુણને કથવા બેસે તો બેઠો બેઠો ઘેરે માખીઓ જ મારે! અને એક વખત રહી જાય તો પછી શકરાભાઈ પણ ઘેરે ડોકાય તો? એટલે આપણા જુવાનોને ને જુવતીઓને ઉતારી પાડવા માટે, ને નવા પ્રવર્તમાન થતા સત્યુગ જેવા 'શિવલ્રી' યુગની ઉપેક્ષા કરવા માટે હું સરોષ મારો વાંધો નોધાવું છું. ને જાહેર કરું છું કે શિવલ્રીયુગ આવે છે –તમારે માનવું ન માનવું તમારી ઇચ્છા.

આ જમાનો તો પ્રજાકીય ઉત્કર્ષનો છે. જૂના જમાનામાં તો રાજાઓ માત્ર રંગીલા રહેતા ને ઘોડે ચડતા–ને બિચારા, એ રીતે 'રાજા, વાજાં ને વાંદરાં'ની કહેવતનો ભોગ થઈ પડતા. આ જમાનામાં તો સામાન્ય માણસ પણ રાજા જેવો બની ગયો છે. ને તેથી જે રાજાઓ કરતા–તે કરવાનો એમનો હક્ક પ્રાપ્ત થાય છે. એટલા માટે શિવલ્રીયુગના નવપ્રભાતે, સાઈકલે ચડી ચડી, રખડતાં જુવાન અને જુવતીઓ તરફ હું અત્યંત માન ધરાવું છું. ને ફરીવાર કહું છું કે રે ગુજરાતના કુકુકુટો! ઉચ્ચારો, ઉચ્ચારો, કે નવપ્રભાત આવે છે, નવયુગ આવે છે, નવી શિવલ્રી આવે છે.

જૂના જમાનામાં તો એક જ રાજા હતો. ને એક જ જણો ઘોડે ચડવાનું ને મોજ-ડીનો રસાસ્વાદ માણવાનું સાહસ કરતો. આ જમાનામાં તો ઘેર ઘેર રાજા છે–ને દરેકના નશીબમાં એ રસાસ્વાદ ન હોય તોપણ–પેલી કહેવત નથી? અથવા કલાપીની જ કવિતા નથી? કે

'મારવું એનું મનન કરવું એ ય છે એક લ્હાણું!'

☆

# ટકુટક

સુંદરજી ગો. બેટાઈ

સૂતી સખી બાલ લઈ લપેટમાં
હૂંફાળવી નીંદરસ્વપ્નસોડમાં
પડોશમાં યે નવ કાંઈ જાગતું;
શેરી ઉજાળે સુધરાઈ–દીવડો
આંખી આંખો નીંદરતો જ જાગતો.

ઊઠી ભયંકાર જતો વિરામી
કો શ્વાનનો બાંગપુકાર શાન્તિમાં.
સંભાળથી ટેબલ મધ્ય ગોઠવી,
જાગંત ત્યાં એકલ શાન્તિવાસમાં,
ઘડિયાલ મારી નિજ ટકુટકેથી,
ને અંતરે ટકુટક કૈં જગાડતી.

ચતો પડ્યો સ્વસ્થ પથારીમાં હું.
ડોકાઈ દૃષ્ટિ નભ મેઘઘેરિયું
જોઈ રહે ઉત્તર બારિયેથી.
ના ચન્દ્રિકા માદક મંદ શીતળી
ના સૌમ્ય કો તારકનો પ્રકાશ વા,
ના ઝરમરો ઝાપટ, ના કશું છતાં
જોઈ રહે શૂન્ય જ શૂન્ય આંખ.
ધસે ત્યંહી દક્ષિણ બારીમાંથી
સંસ્પર્શતી શીત સમીરલ્હેરખી.

શમી હતી સર્વ પ્રવૃત્તિ ચિત્તની
નિવૃત્તિ તો યે ઉરને ન સાંપડી.
કોને જગાડું ? કઈ વાત માંડું ?
શાને પથારી અવ મારી છાંડું ?
ના છાંડું તો યે નહિ આજ નિદ્રા,
ને જાગું તો યે નહિ જાગૃતિ આ;
નથી જ આનન્દતણા ઉછાળા,
નથી છતાં ખેદક કો વિષાદ;
ના અંતરે એકલ કોઈ નાદ,
ના દૂરનો કો શ્રુતિગમ્ય સાદ;
વહે નહીં જીવનનો પ્રવાહ
છતાં નહીં છેવટનો વિરામ આ.
ઊંચે રહ્યું અધ્ધર વ્યોમ સ્તબ્ધ
નીચે ય તેવું ઉર મારું એકલું.

# અંબાલાલનું આત્મનિવેદન

ગુલાબદાસ બ્રોકર

રૂપેરી શતસદીમાં ઉરનાં બારણાં તો ઊઘડે, કે ન ઊઘડે પણ લાંબા સમય સુધી જેલમાં પુરાઈ રહેવાનું હોય તો તો સાથીદારો પાસે તે બારણાં ઊઘડી જાય છે જ.

અંબાલાલનાં વર્ષો થયાં વસાઈ ગયેલાં એ બારણાં પણ એક વખત આપોઆપ ઊઘડી ગયાં.

એ પાંચછ મિત્રોની મંડળી બેઠી હતી. વાત બરોબર જામી હતી. બધા પોતપોતાના જાતજાતના અનુભવો વર્ણવતા હતા. ત્યાં એક જણે ઓચિંતાં જ પૂછ્યું:

"અંબાલાલ, તું તો આવો સાધુ જેવો જ રહ્યો છે કે કોઈ દિવસ આવા ગોટા કર્યા છે?"

અંબાલાલ માત્ર હસ્યો.

સાથીદારોને નવાઈ લાગી. તેમણે અંબાલાલ પાસેથી ચોખ્ખી 'ના'ની જ અપેક્ષા રાખી હતી. બધા આશ્ચર્યપૂર્વક અંબાલાલ સામે જોઈ રહ્યા.

અંબાલાલના અંતરના આગળા ઊઘડતા જતા હતા. તેણે કહ્યું:

"એમાં અચંબો કેમ પામો છો? હું યે તમારા જેવો જ માણસ છું ના?"

વળી વધારે આશ્ચર્ય.

એમ તો અત્યાર સુધી અંબાલાલે તેમનામાં પોતા વિષે ખૂબ આશ્ચર્ય પેદા કર્યું હતું. એ આશ્ચર્ય સાથે માન પણ પુષ્કળ ભર્યું હતું. અંબાલાલના સાથીદારોને તો નિયમ હતો કે જ્યારે સરકારના મહેમાન થયા છીએ ત્યારે તેના માણસો ઉઠાડે ત્યારે જ ઊઠવું. પણ અંબાલાલ તેમાં અપવાદ બનતો. એ તો સવારમાં સાડાચાર વાગ્યે ઊઠી જ ગયો હોય અને જ્યારે બીજા સાથીદારોના શરીર ઉપરથી વૉર્ડરો કંબલ ખેંચતા હોય ત્યારે એની પ્રાર્થનાનો ગણગણાટ ચાલુ જ હોય. ઊઠતાંવેંત એના સાથીદારો અંબાલાલની પ્રાર્થનારૂઢ મૂર્તિનાં દર્શન કરે, એના મંત્રોનો ગણગણાટ સાંભળે, રાત્રે પણ બધા ગમે એવી રસિક વાતોમાં જોડાયા હોય છતાં નવ વાગતાં જ અંબાલાલની પ્રાર્થના શરૂ થાય. એ ગણગણાટના ધ્વનિઓ ઘણીવાર તો તેના સાથીદારોને હાલરડાંની ગરજ સારે.

આટલી નાની ઉમરમાં અંબાલાલમાં આટલી તીવ્ર પ્રભુભક્તિ જોઈ તેમને આશ્ચર્ય થતું.

પણ અંબાલાલ માટે તેમને માન તો એ વાતનું થતું કે એ બધા સાથે મળી, ગમે એવી નફ્ફટ વાતો કરતા હોય છતાં અંબાલાલ તો તેથી અલિપ્ત જ રહેતો. તે તેમની વાતોથી સુગાતો નહિ કે તેમનાથી દૂર જઈને બેસતો નહિ, પણ જાણે એ વાતોનો એક અંશ તેને સ્પર્શતો જ ન હોય તેવું લાગતું. એવી કંઈ પણ અપવિત્રતા અંબાલાલના જીવનમાં હોય તેવું તો તેમનામાંથી કોઈ પણ કલ્પી શકતું નહોતું.

તેથી જ મશ્કરીમાં પુછાયેલા પ્રશ્નના અંબાલાલે આપેલા વિચિત્ર જવાબે તેમને આશ્ચર્યચકિત કરી દીધા, ગંભીર કરી દીધા.

અંબાલાલ પોતે ખૂબ જ ગંભીર થઈ ગયો. તેણે પૂછ્યું:

"તમારે સાંભળવું છે?"

"બનાવે છે કે ખરેખર કંઈ છે?" એકે પૂછ્યું.

"આવી બાબતમાં મશ્કરી કરવાનો મારો સ્વભાવ છે?" અંબાલાલે સામું પૂછ્યું.

"ચલાવ ત્યારે," બીજાએ કહ્યું.

"મારી વાતમાં તમને વેવલાપણું લાગે તો માફ કરજો," અંબાલાલે કહ્યું.

બધા એ સાંભળવા માટે તત્પર થઈ ગયા. આજુબાજુનું વાતાવરણ ભૂલી તેમની નજર અને તેમના કાન અંબાલાલમાં જ રોકાઈ ગયાં.

નહિતર એ બેરેકમાં ધમાલ તો ખૂબ ચાલતી હતી. એક બાજુથી 'આડા બેડી, ડંડા બેડી'ના ગીતના સૂરો આવતા હતા, તો બીજી બાજુથી બે ભલા માણસો લડતા હતા તેના અવાજો એ ગીતમાં તાલ પુરાવતા હતા. ગુજરાતી, મરાઠી, કાનડી એ ભાષાના શબ્દો એકબીજામાં અટવાઈ જઈ કોઈ નવી જ ભાષા ઉત્પન્ન કરતા હતા. પણ અંબાલાલનું કે તેના સાથીદારોનું ધ્યાન એ બધાંમાં નહોતું.

અંબાલાલે વાત શરૂ કરી.

"આજથી ચારપાંચ વર્ષ પહેલાંની વાત છે. ત્યારે હું વીસેક વર્ષનો હોઈશ. ભૂલેશ્વર પાસે બેબે ઓરડીના બ્લોકો વાળી એક ચાલીમાં હું રહેતો હતો. સાથે માત્ર મારા બાપુ રહેતા હતા.

"એ જ મકાનમાં અમે ત્રણચાર વર્ષથી રહેતા હતા. બાપુ તો બુઢ્ઢા થયા હતા એટલે પ્રભુભક્તિ કરતા. હું ક્યાંક નોકરી કરી પચાસેક રૂપિયા કમાઈ લાવતો.

"તમને બધાને મારી પ્રાર્થના જોઈ આશ્ચર્ય થાય છે પણ એ તો મારો બાપદાદાનો વારસો છે. એ તો હું ત્યાં રહેતો ત્યારે પણ હમણાં કરું છું એટલી જ પ્રાર્થના કરતો.

"એ જ અમારી વિશિષ્ટતા હતી. બાપુ તો પ્રભુભક્તિ કરે તેમાં નવાઈ નહોતી. તે તો ઉમર લાયક થયા હતા. પણ હું પણ એમાં એટલો જ લીન રહેતો તેથી આખી ચાલીમાં બધાંને નવાઈ લાગતી. બધાંને અમારે માટે માન પણ થતું.

"બાપુ પરણી જવાનું મને વારંવાર કહેતા પણ હું ના પાડતો. હું પરણું તો પરણનારીનું પેટ કેમ ભરું? ને બાળકો થાય તો? હજી બેચાર વર્ષ ખેંચી કાઢવાં અને વધારે કમાતો થાઉં તો જ પરણવું એવી મારી ઉમેદ હતી. બાપુને એ વાત બહુ ગમતી નહિ. પણ મારા મન પ્રમાણે જ વર્તવું તેમને ગમતું તેથી મારી ઉપર તે દબાણ લાવતા નહિ."

"પણ તું તો કહેતો હતો ને કે તું પરણેલો છે?" એકે કહ્યું.

"વચ્ચે બોલ્યો રાખ માં," બીજો બોલ્યો.

અંબાલાલે આગળ ચલાવ્યું.

"અમારા મકાનમાં સ્ત્રીઓ ઘણી રહેતી–ઓરડીદીઠ એક એક તો ખરી જ ના! અમારાં જેવા તો કોઈક જ અપવાદ હોય–પણ મારા ચારિત્ર્ય વિષે બધાંને માન હતું. મારા બાપુની પાસે ઘણાં લોકો આવીને મારાં વખાણ કરી જતાં અને બાપુ આનંદપૂર્વક તે બધી વાત મને પહોંચાડતા. કોઈપણ સ્ત્રી એમ ન કહી શકે કે એ પળ માટે પણ મેં એકધારું તેની સામે જોયું હોય."

"એ વાતની તો અમને પણ ખાતરી છે," બેત્રણ આવજો એકીસાથે નીકળી પડ્યા. અંબાલાલે જાણે એ કંઈ સાંભળ્યું જ ન હોય તેમ આગળ ચલાવ્યું.

"એનો અર્થ એ નથી કે હું કોઈની સામું જોતો નહોતો કે જોવાની લાલસા નહોતો સેવતો. પણ એટલું તો ખરું કે મારામાં એવી લાલસા બીજા માણસો કરતાં ઓછી રહેતી. છતાં, મને બરોબર યાદ છે, ઘણીવાર રાતે મારા બાપુ પાસે ધર્મવાર્તા સાંભળવા પાંચછ સ્ત્રીઓ આવી હોય ત્યારે તેમને હું બારીકાઈથી જોઈ રહેતો. તેમનું ધ્યાન તો વાત સાંભળવામાં હોય એટલે મારી ચોરી પકડાતી નહિ.

"એ રીતે અમારો સંસાર સુખરૂપ વહ્યો જતો હતો. પણ પછી એક નવું તત્ત્વ અમારા મકાનમાં દાખલ થયું. અમે બીજે માળે રહેતા હતા. તે જ માળ પર દાદર આગળના ઓરડીના જોટામાં એક નવું કુટુંબ રહેવા આવ્યું.

"એ કુટુંબ બે જ માણસોનું બનેલું હતું–પુરુષ અને સ્ત્રી. પુરુષનું નામ સેવકરામ, સ્ત્રીનું નામ નર્મદા. પુરુષ જરા આધેડ હતો, સ્ત્રી જુવાન. સ્ત્રી તેની બીજીવારની પત્ની હોય તેવું મને લાગ્યું. અને હતું પણ એમ જ."...

"અંબાલાલ, આ તો તું જાણે કોઈ વાર્તા લખતો હોય તેવી રીતે બોલે છે–વાત કહેતો હોય તેમ નહિ," એક જણાએ હસીને કહ્યું.

"અલ્યા ક્યાંય માસ્તર બાસ્તર થયો હતો કે આટલું ચીપી ચીપીને બોલે છે તે?" બીજા વધારે હસ્યો.

અંબાલાલ પણ હસ્યો:

"મારી વાત આખી સાંભળશો ત્યારે મારી આ રીત જ તમને સારામાં સારી લાગશે. જુઓ હવે. એ નર્મદા આવ્યા પછી થોડા મહિનાઓમાં જ તેને વિષે આખી ચાલમાં વાત ફેલાવા માંડી. નર્મદા નફ્ટ હતી, નિર્લજ્જ હતી, કુલટા હતી, સેવકરામને તે ગણકારતી નહિ; સેવકરામ દુઃખી હતો, નમાલો હતો, બાયડીને ચૌદમું રતન બતાવવું જોઈએ પણ એ તો સામે નર્મદા જ તેને બતાવે તેમ હતી, તેવી અનેકાનેક વાતો મારે કાને પડવા લાગી. એ બધું સાંભળ્યા પછી જ્યારે નર્મદા દેખાઈ જતી ત્યારે હું વધારે બારીકાઈથી તેની સામે જોતો. અને જેમ જેમ વધારે વધારે તેની સામે હું જોઈ રહેતો તેમ તેમ વળી વધારે જ જોવાનું મન વધતું જતું હતું."

"સુંદર હશે?"

"નહિતર આવા મહાત્મા એની સામે જોયે રાખે?"

"હવે મશ્કરી રહેવા દો," અંબાલાલ જરા ગુસ્સે થયો. "તમારે મન આ મશ્કરીનો વિષય હોય તો હું વાત બંધ કરું."

☞ માત્ર પાંચ જ પ્રિમિયમમાં ☜

# ૨૦ વર્ષ સુધીનું રક્ષણ !

તમારા પહેલી વખતના અગર તો વધારાના જિંદગીના વીમાનો જ્યારે પણ તમે વિચાર કરો આટલું તો તમે જરૂર ધ્યાન રાખશો કે ક્રાઉન લાઇફની પોલિસીઓ તેની સહકારતાથી તમને સં સલામતી આપે છે એટલું જ નહીં પણ પ્રિમિયમના દરો ઘણા ઓછા હોવા છતાં એની પોલિસ માંહેની અત્યંત ઉદાર યોજનાઓથી ત્રણ વર્ષ બાદ જ્યારે તમે નાણાં ન ભરી શકો ત્યારે તમારી જો પ્રિમિયમ [illegible] વર્ષો સુધી [illegible] રક્ષણ [illegible] ચાલુ રહે [illegible] છે અને એ સમય દરમિયાન [illegible] થાય તો ન ભરાયેલાં પ્રિમિયમો બિલકુલ બાદ કરવામાં આવતાં નથી. તમારી ઉમરની [illegible] માટે નીચેનું કુપન ભરી મોકલાવો તો ! તમને એથી જરૂર જ લાભ થશે.

અસકયામત-

ડૉલર

૩૮,૫૮૮,૯૯૯.૨૬




ચાલુ

ડૉ

૨૦૩,૩૩

## ક્રાઉન લાઇફ ઇન્સ્યુરન્સ કું.

હિંદની વડી ઓફિસ-૧૨, રામપાર્ટ રો, ફોર્ટ,

મુંબઈ

Wise Men Insure With " Crown Life "

કુપન

ધી ક્રાઉન લાઇફ ઇન્સ્યુરન્સ

૧૨, રામપાર્ટ રો, ફોર્ટ, મું

વહાલા સાહેબ,

મારી ઉંમર ______ વર્ષ

હું તમારી યોજના પસંદ

તો વાર્ષિક પ્રિમિયમ રૂ.

ભરવાનું વિચારી શકીશ. આ

સાહિત્ય મોકલશો.

નામ ______

સરનામું ______

[પ્ર]

બધા હસતા અટકી ગયા. અંબાલાલ હવે ખરેખર નહિ બોલે એમ લાગ્યું એટલે તેમણે હવે એવું કંઈ ન બોલવાનું વચન આપ્યું. અંબાલાલે વાત આગળ ચલાવી:

"સુંદર તો શું સાધારણ સારી પણ ન કહી શકાય. તેની ચામડીનો રંગ કાળો તો હતો. બહુ જ કાળો તો નહિ પણ કાળો તો ખરો જ. તેની આંખો મોટી હતી, હોઠ જરા મોટા હતા, દાંત પણ આડાઅવળા ગોઠવાયેલા. તે ચાલતી પણ જરા વિચિત્ર રીતે.

"છતાં હું તો વધારે ને વધારે તેની સામે જોયે જ રાખતો.

"મારું મન મને કહેતું—કે હું મનને કહેતો—કે એ તો આવી તદ્દન સામાન્ય સ્ત્રી આટલા બધા માણસોને કેમ આકર્ષી શકે છે એનું રહસ્ય શોધવા જ હું એની સામે જોયે રાખું છું. છતાં કોઈ કોઈવાર મને થતું કે એ રીતે એનામાં રસ લેવો એ મારે માટે સારું નહોતું. તો યે મન ગમે એવાં બહાનાંઓ શોધી કાઢી મારી નજરમાંથી એને મુક્ત નહોતું કરતું.

"હું તો એ ચાલમાં મહાત્મા ગણાતો એટલે એ તો મારી સામે જુએ જ શેની ? હું તો જાણે કે ગણતરીમાં જ ન હોઉં એમ એ જા-આવ કર્યા કરતી. બીજી સ્ત્રીઓ તો હજી કે માન દઈ મને હસીને બોલાવતી અને એ રીતે મારું અભિમાન પોષાતું, પણ આ તો જાણે મારા અસ્તિત્વનો અસ્વીકાર કરતી. એ મને લાગી આવતું. અને જ્યારે એ રીતે એ ચાલી જતી હોય ત્યારે હું એની પાછળ જોઈ રહેતો. ત્યારે કોઈ કોઈવાર મને લાગતું કે આ સ્ત્રી પણ મોહક તો છે જ.

"તરત હું પ્રાર્થના કરવા બેસી જતો.

"મને શરૂશરૂમાં તો સેવકરામની દયા આવતી. એની બિચારાની સ્થિતિ કેવી ! સ્ત્રીની આવી વર્તણૂકને અંગે એને માનસિક આઘાતપ્રત્યાઘાતો કેટલા સહન કરવા પડતા હશે ! તેનું એ કે માનતી જ નહિ હોય ત્યારે જ ને ! એને એ બધી વાતોની ખબર ન હોય તે વાત અસંભવિત હતી. આખો માળો એ વાત જાણતો હતો.

"અમારા જ માળામાં રહેનારા ચારપાંચ જુવાનો ભેળા મળ્યા હોય ત્યારે નર્મદા વિષે ખૂબ ચકચાર કરતા. એણે કોની સાથે શું કર્યું એ બધી વિગતવાર વાતોની એમાંના એકેએક જણને કોણ જાણે કેમ ખબર પડી જતી. અને ત્યારે મશ્કરીઠઠ્ઠા પણ ખૂબ થતી."

રાત્રે નવના ટકોરા થયા. કેદીઓને સુવાડી દેવાનો વખત થઈ ગયો. વૉર્ડરો "સો જાવ આબા લોક" કહી આંટા મારવા લાગ્યા. અંબાલાલની પ્રાર્થનાનો સમય થયો જાણી બધાએ એની સામે જોયું. અંબાલાલ તે સમજી ગયો. તેણે કહ્યું:

"આજે હવે આ વાત પૂરી કરીને પછી જ પ્રાર્થના કરીશ."

પછી એક ફિક્કું મંદ સ્મિત કરીને ઉમેર્યું:

"કદાચ એ પ્રાર્થના વધારે શુદ્ધ થશે."

બેએક પળ તે મૂંગો બેસી રહ્યો. બધા આતુરતાપૂર્વક તેની સામે જોઈ રહ્યા. તેણે વાત ફરી આગળ ચલાવવા મોં ઉઘાડ્યું ત્યાં જ વૉર્ડર બોલ્યો:

"સો જાવ બાબા સોઠ."

"અભી સો જાતે," એકે કહ્યું.

વૉર્ડર ચાલ્યો ગયો. અંબાલાલ બોલવા લાગ્યો:

"કોઈકોઈવાર અમે બધા જુવાનિયાઓ સાથે બેઠા હોઈએ ત્યારે કોઈ મારી મશ્કરી પણ કરતું:

"'સારું છે એ વકીલ આ મહાત્માના પાડોશમાં રહે છે. નહિતર આપણે તો દી ઉડાડી દેત.'

"'અરે મહાત્મા બહાત્મા જોયા યાર! તમે જુઓને એ મેનકા આ વિશ્વામિત્રને ન ચળાવી દે તો.'

"'આ તો કાળી મેનકા છે.'

"'તો આ દાઢી વિનાના વિશ્વામિત્ર છે.'

"હું હસીને આવી બધી વાતો સાંભળી રહેતો. કોઈ સ્ત્રીના ચારિત્ર્યની મશ્કરી ન કરવી જોઈએ તેવી શિખામણ પણ તેમને આપતો. પણ પેલી વિશ્વામિત્ર-મેનકાવાળી વાત સહેલાઈથી ભૂલી શકતો નહિ

"એ બધા જુવાનોનો મત એવો હતો કે સેવકરામ દયાને પાત્ર નહિ, તિરસ્કારને પાત્ર હતો. તે કેમ નજર સામે આ બધું સહન કરતો હતો! શા માટે સ્ત્રીની આવી વર્તણૂક તે ચલાવી લેતો હતો? હું સેવકરામનો બચાવ કરવા પ્રયત્ન કરતો પણ ધીમે ધીમે હું યે તેમની માન્યતા તરફ ઢસડાઈ જવા લાગ્યો હતો.

"એથી તો ધીમે ધીમે જ્યારે સેવકરામ મારી સાથે પરિચય વધારવાનો પ્રયત્ન કરવા લાગ્યો ત્યારે હું એનાથી દૂર ને દૂર રહેવા લાગ્યો.

"એના એ પ્રયત્નોથી તો મને વળી નવો જ વહેમ આવ્યો. આ પતિ-પત્ની બન્ને બદમાશ તો નહિ હોય! સેવકરામ નર્મદાને મદદ કરવા માટે તો આવું નહિ કરતો હોય! નર્મદાને પુરુષો ખૂટે ત્યારે સેવકરામે ભેગી આપવા એવી એ બન્ને જણા વચ્ચે સમજ તો નહિ હોય!

"એથી તો એ મારી સાથે વાત કરવાના જેમ જેમ વધારે પ્રયત્ન કરતો ગયો તેમ તેમ હું એને વધારે ને વધારે સજ્જનાથી ટાળતો ગયો.

"અને પછી તો એના મનમાં હું એવો જ ઘાટ રમતો હશે એની મારી માન્યતા એટલી સજ્જડ થઈ ગઈ કે હું એ બિચારાને ધિક્કારવા પણ લાગ્યો."

"પણ એવું બને છે હોં! મારા પાડોશમાં..." એક જણે વાત કરવાનો પ્રયત્ન કર્યો.

"મારે એ કશું નથી સાંભળવું," અંબાલાલે ગુસ્સાથી કહ્યું.

પેલાની ઇજ્જત ખિસાઈ ગઈ.

અંબાલાલ અમુક પળો સુધી મૂંગો બેઠો રહ્યો.

" પછી શું થયું, " કોઈકે કહ્યું.

અંબાલાલે પોતાની હોઠ ઉપર જીભ ફેરવી ને વાત આગળ ચલાવી.

" પછી તો અમુક સમય જતાં તેણે પણ મારી સાથે પરિચય વધારવાના પ્રયત્ન છોડી દીધા. પણ એ દરમિયાન નર્મદા માટેનું મારું આકર્ષણ વધી ગયું.

" જ્યારે જ્યારે સેવકરામ મારી સાથે બોલતો હોય ત્યારે મને નર્મદા જ યાદ આવે. તેમાં વળી નર્મદા તો મારી સામે પણ ન જુએ. મારે તો જોઉં ત્યારે એની પીઠ જ જોવાની હોય. એ દશ્ય આખો દિવસ મારી આંખો સામે રમ્યાં કરે.

" અને નવરો બેઠો હોઉં ત્યારે મને જાતજાતના વિચારો આવે. એ બધા ખરાબ વિચારોને દાબી દેવાને હું મારું બધું બળ વાપરી નાખું પણ એ દબાય જ નહિ. પ્રાર્થનામાં વધારે સમય ગાળું પણ હોઠ રામનું નામ લેતા હોય, મન વળી બીજા કોઈનું જ.

" સ્થિતિ અસહ્ય બનતી જતી હતી. મારું મન વધારે ને વધારે બંડખોર બનતું જતું હતું. મારી લાલસાઓ વધારે ને વધારે ઉછાળા મારતી હતી. બહારથી હું એનો એ જ રહ્યો હતો. ઊલટો વધારે પ્રાર્થના કરતો થયો હતો. એથી મારી આબરૂએ માળામાં તો વધી હતી. મારા જુવાન પાડોશીઓને નીતિ વિષે હું વધારે શિખામણ દેતો એટલે એ રીતે પણ મારે માટે બધાને માન વધતું જતું હતું.

" ફક્ત અંદરથી હું તદ્દન નષ્ટ બની ગયો હતો. હું મારી જાતને એ માટે ધિક્કારતો, પણ ઊંડે જોતાં મને જણાતું કે નર્મદા વિષેના એ ખ્યાલોમાં મને કોઈ અકલ્પ્ય આનંદ આવતો હતો. એથી નર્મદાને પણ ધિક્કારતો. પણ જેમજેમ ધિક્કારથી હું એને વિશે વિચાર કરતો તેમતેમ તેનું આકર્ષણ વધારે પ્રબળ બનતું જતું હતું.

" દાદર આગળ તેની ઓરડી હતી. તે એ માળનો એક છેડો. બીજે છેડે નળ, સંડાસ વગેરે હતાં. એ બન્ને છેડાની વચ્ચે અમારી ઓરડી હતી. જેમજેમ મારું મન મારા કાબૂમાંથી જવા લાગ્યું તેમતેમ મારી પ્રવૃત્તિ વધવા લાગી. જ્યારે જ્યારે નળ આગળ જવા નર્મદા મારી ઓરડી પાસેથી નીકળે ત્યારે આજુબાજુ જો કોઈ દેખાતુ ન હોય તો હું મારા બારણા આગળ ઊભો જ હોઉં. તે ત્યાંથી પસાર થાય ત્યારે એકાદ ખોંખારો પણ ખાઈ લઉં. આડાઅવળા દાંત, મોટી આંખ, જાડા હોઠવાળું તેનું કાળું મોં મારા તરફ ફેરવાય અને તરત જ પાછું ખેંચાઈ જાય. તેને બિચારીને ખ્યાલ પણ ક્યાંથી આવે કે આ મહાત્મા તેને રીઝવવા પોતાના ગળાને કસરત આપતો હતો ? "

અંબાલાલના અવાજમાં કડવાશ આવી. બધા સમભાવપૂર્વક તેની સામે જોઈ રહ્યા.

" હું જરા પાણી પી આવું, હોં " કહી અંબાલાલ નળ ઉપર ચાલી ગયો.

તેના જવાનું કારણ બધા સમજી ગયા.

તે પાછો આવ્યો. તેણે મોં પણ ધોયું હોય તેમ બધાને લાગ્યું. ફરી પાછો તે બોલવા લાગ્યો :

"હવે તો મને ખાતરી થઈ ગઈ હતી કે હું કૈં આડુંઅવળું કરી બેસીશ. મારા મન ઉપરથી બધો કાબૂ મેં ગુમાવી નાખ્યો હતો. હવે પ્રાર્થના માત્ર વિધિ જ બની ગઈ હતી. તેમાં પણ મારું દિલ ચોંટતું નહિ. તેમાં નર્મદાને તો મારી કૈં પડી જ ન હોય તેમ લાગતું હતું. તેથી હું વધારે ઉશ્કેરાતો. મનથી ને મનથી તેની સાથે વધારે સમય ગાળતો."

અંબાલાલ આગળ બોલતો ગયો તેમ તેનો સાદ વધારે ધીમો બન્યો.

"એક દિવસ એ બની ગયું. સવારના પહોરમાં બહાર આવી હું નળ ઉપર હાથપગ ધોવા ગયો. નળને સમાવી લેતા ખાળમાં ઊભવાનું જ ફાવે એમ હતું. એ ખાળની પાળ વટાવી અંદર ઊભા રહી મેં નળ ઉઘાડયો. ત્યાં જ હાથમાં ધોવાનાં ઠામ લઈ નર્મદા આવી. તેણે એ વાસણો ખાળમાં મૂક્યાં અને પાળ ઉપર પોતે બેઠી.

"મારું હૃદય ધબકવા લાગ્યું. હાથ ધોતાં ધોતાં હું તેની સામે જોઈ રહ્યો.

"તે તો મારા જવાની રાહ જોઈ વાસણો સામે જ જોતી બેઠી હતી.

"મારી વૃત્તિઓ હલી ઊઠી. મેં ધીમેકથી કહ્યું: 'નર્મદા.'

"મારા અવાજનો કંપ તેણે પારખ્યો લાગ્યો નહિ.

"તેણે કહ્યું: 'કેમ?'

"મને કશું બોલવું સૂઝયું નહિ. થોથરાતા અવાજે મેં માત્ર આટલું જ પૂછ્યું: 'કેમ છે?'

"'મઝા છે,' તે હસીને બોલી. તેના આડાઅવળા ગોઠવાયેલા બધા દાંત હું જોઈ શકયો.

"હવે તમે અહીંથી જલદી નીકળો તો હું મારું કામ પતાવી લઉં.'

"મારા પ્રત્યે એને એ જ સ્વસ્થ બેદરકારી હું જોઈ શકયો. શું કરવું તે મને સૂઝયું નહિ. ઓચિંતા જ એક નિર્ણય મેં કરી લીધો. અને તેના સારાસારનો વિચાર હું કરી શકું તે પહેલાં તો મારાથી એ થઈ ગયું.

"હું તેની સામે ફર્યો. નળ બંધ કરી દીધો. અને તે પાળ ઉપર બેઠી હતી ત્યાં જ મેં એનું કાંડું પકડી લીધું.

"'શું કરો છો?' તે કાંડું ખૂંચવતાં બોલી. તે ઊભી થવાનો પ્રયત્ન પણ કરવા લાગી.

"'હવે રહેવા દે ને,' મેં કહ્યું અને કાંડાને વધારે ભીંસ આપી.

"'ઓય મા રે,' તેણે ધીમી બૂમ પાડી. કાંડું ખૂંચવવાના તેના પ્રયત્ન ચાલુ જ રહ્યા.

"હું કશું બોલ્યો નહિ. મેં નીચા વળી એના ગાલ ઉપર જોરથી ચુંબન કર્યું.

"તે એકદમ જોરથી બૂમ પાડી ઊઠી: 'વાલામૂવો એનું નખોદ જજો.' ગાળોની પરંપરા એના મોંમાંથી નીકળવા માંડી.

"મેં તરત જ હાથ પાછો ખેંચી લીધો. એકાદ મિનિટમાં તો લોકો આજુબાજુથી દોડી આવ્યા. ત્યારે હું બૂમ પાડતો હતો:

"નફટ, નિર્લજ્જ, લુચ્ચી તારા જેવા જ બધાને ધાર્યા. શરમાતી નથી!"

"એકેક મિનિટમાં જ એ બધું બની ગયું. પણ આજે પણ મને એ બધું બરાબર યાદ છે. મારો સાદ ફાટી ગયો હતો. મારી આંખમાંથી આંસુ વહ્યાં જતાં હતાં. લોકોએ તે ગુસ્સાનાં માન્યાં. મને ખબર છે કે તે શરમનાં હતાં; મારા પોતા પ્રત્યેના ગુસ્સાનાં હતાં.

"'શું થયું? શું થયું?' ચારે બાજુ થઈ રહ્યું. મેં મારો બચાવ કર્યો:

"મારી સાથે તોફાન કરવા આવી. એને બીજું કોઈ ન મળ્યું? અને હવે મારી ઉપર ઢોળે છે."

"'ધરમીનો દીકરો, દંભી, બ્રહ્મરાક્ષસ. મારી આબરૂ લેવી 'તી, નર્મદા ખૂબ રોતી હતી.

"સેવકરામ ત્યાં આવીને ચાલ્યો ગયો હોય તો મને ખબર નથી. તે ત્યાં ક્યાંય ન દેખાયો."

"મારી બાજુની ઓરડીવાળાં જમનાકાકી ઊછળ્યાં:

"'રાંડ વેશિયા રાંડ, લાજતી નથી ને ગાજે છે. આવા તપસ્વી ઉપર આળ ઓઢાડે છે, કયે ભવ છૂટકો થશે?'

"એને હવે આ માળામાંથી કાઢ્યા વગર છૂટકો નથી. ઉપાડો બહુ વધી ગયો છે." બીજું કોઈ બોલ્યું.

"એની વાત કોઈએ માની નહિ. રોતી રોતી એ એની ઓરડીમાં ચાલી ગઈ. હું મારી ઓરડીમાં ગયો."

આ બધું કહેતાં અંબાલાલ પોતે ધ્રૂજતો હતો. પણ તેણે સાદને મક્કમ બનાવી વાત ચાલુ રાખી:

"મારી ઓરડીમાં જઈ બાપાને પણ મારે બધી જુદી જ વાતો સમજાવવી પડી. મને મનમાં ખૂબ શરમ લાગતી હતી પણ એ સિવાય છૂટકો નહોતો. ઓરડીનાં બારણાં બંધ કરી હું ખૂબ રોયો. બાપુએ મને ખૂબ સાંત્વન આપ્યું. પણ મારો મનસ્તાપ હું એમને કઈ રીતે સમજાવું.

"એકબે દિવસ એ જુઠ્ઠાણું મારે ચાલુ રાખવું પડ્યું. બધા માણસો મારી પાસે આવી વિગતવાર વાત સાંભળી જતા હતા. દર વખતે વાતમાં કૈંક નવી વિગત ઉમેરાતી. દર વખતે મારી વાત સાંભળનારાં નવાં નવાં વિશેષણોથી બિચારી નર્મદાને વિભૂષિત કરતાં હતાં. દર વખતે મારા અંતરમાં નર્મદાનું એ વખતનું ચિત્ર ખડું થતું હતું. દર વખતે મારું હૃદય ચિરાઈ જતું હતું. છતાં વધારે ને વધારે રસથી હું એ વાત બધા પાસે કરતો.

"ત્રીજે દિવસે રાતે આઠેક વાગ્યે હું બહાર જતો હતો. દાદર આગળની ઓરડી આગળ સેવકરામ ઊભો હતો. તેની સામું જોવાની મારી હિંમત ન ચાલી. હું નીચું જોઈ તેની આગળથી પસાર થવા ગયો ત્યાં તેણે મને બોલાવ્યો: 'અંબાલાલ, જરા અંદર આવજે ને!'

"આવું કૈંક બનશે એવું તો મેં પહેલેથી જ ધાર્યું હતું. એવો પ્રસંગ આવે ત્યારે

ગુસ્સો કરી શું શું કહેવું એ પણ મેં બરાબર ગોઠવી રાખ્યું હતું:

"'તારી બૈરીને કાબૂમાં રાખી શકતો નથી ને બીજાને શું કહેવા આવ્યો છે? એને તો કોઈની શરમ નથી. આ તો ઠીક છે કે હું હતો. બીજો કોઈ હોય તો નાહકની આબરૂ ગુમાવે કે બીજું કાંઈ?'

"આંખો લાલ કરી એવું એવું તો કેં કેં કહેવાનું મેં ગોઠવી રાખ્યું હતું.

"પણ જ્યારે તેણે મને બોલાવ્યો ત્યારે મારું મોં પડી ગયું. કેં બોલ્યા વિના દાદરો ઊતરી જવાનું મને મન થયું. એક પગલું એ દિશામાં મેં ભર્યું પણ ત્યાં તે ફરીથી બોલ્યો, અવાજમાં જરા ભાર લાવીને,

"'અંબાલાલ, મારે તારું જરા કામ છે. જરા અંદર આવી જજે—'

"મને પણ થયું, 'અત્યારે ડરી જઈશ તો આબરૂ જશે. ને આમેય એ નમાલો શું કરી નાખવાનો છે! જરા ગુસ્સો કરીશ તો શાંત થઈ જશે.'

"એની પાછળ પાછળ ધીમેધીમે પગલે હું અંદર દાખલ થયો. એક ખુરશી ઉપર તે બેઠો. સાથે મને બેસાડ્યો. થોડી પળો એમ ને એમ વીતી ગઈ. એ કેં બોલ્યો નહિ. હું તો કેં બોલું એમ હતું જ નહિ. મારા મનમાં હું એને શો જવાબ વાળરો એ ફરી ફરી ગોખી જતો હતો. પણ અંદરથી મને શરમ બહુ લાગતી હતી.

"ઘરમાં નર્મદા હોય એમ લાગ્યું નહિ. એ સારું હતું એમ મને લાગ્યું. ફરી પાછું તેની સામે જોવાની હિંમત મારામાં નહોતી.

"થોડી પળો સુધી શાંત રહ્યા પછી તે અત્યંત દુઃખપૂર્ણ, દર્દમય સ્વરે બોલ્યો:

"'અંબાલાલ, તેં પણ આવું કર્યું?'

"ઓચિંતો અવાજ સાંભળી મેં ઊંચું જોયું. તેની આંખોમાં અકથ્ય દર્દ ભર્યું હતું. હું ફરી પાછું નીચું જોઈ ગયો.

"મને લાગતું હતું કે તે ગુસ્સો કરશે, ધૂંવાંફૂંવાં થશે, એકબે ગાળો દેશે, મારામારી કરવા પ્રયત્ન કરશે. એ બધા માટે હું તૈયાર હતો. તેના એકની સામે બે જવાબો ફેંકવા મેં તૈયારી પણ રાખી હતી પણ આ વસ્તુ માટે હું તૈયાર નહોતો.

"મારી જીભ ઊપડી નહિ. હું નીચું જ જોઈ બેસી રહ્યો.

"ફરી પાછા એના એ જ દુઃખી સ્વરે તેણે કહ્યું:

"'અંબાલાલ, મારી સામે જો.' મે જરા ઊંચું જોયું. 'તું ઊઠીને આવું કરે એ તો મારી કલ્પનામાં પણ નહોતું.'

"ફરી પાછું હું નીચું જોઈ ગયો. હું કંઈક અસ્પષ્ટ રીતે બબડ્યો પણ. 'મેં કેં નથી કર્યું.'

"'હવે જૂઠું બોલીને નાહકનો દોષ શા માટે વધારે છે? હું બધું જાણું છું.'

"એના અવાજમાં એનું એ દર્દ ચાલુ હતું.

"મારું હૃદય ચિરાતું જતું હતું. ગુસ્સામાં એક શબ્દ પણ ને બોલનો હોત તો કેટલું

સારું થાત ? છતાં હું એમ આબરૂ ગુમાવવા તૈયાર નહોતો. મેં નીચું જ જોયે રાખ્યું પણ જરાક વધારે સ્પષ્ટતાથી કહ્યું, 'પણ એમાં મારો વાંક નહોતો. એ એવાં જ છે. અહીં બધાં જાણે છે.'

"'ને હું નથી જાણતો એમ ? પણ એથી તારા જેવા સજ્જન માણસે આવું કરાય ? કોઈ સ્ત્રીથી કોઈ વાર આડું પગલું ભરાઈ જાય એટલે બધા એને હેરાન કરે એમ ? ને તારા જેવા પ્રભુથી ડરનારા માણસો પણ ?'

"હું કં ન બોલ્યો. મને મારું પાપ વધારે ને વધારે ડંખતું જતું હતું. તે ફરી પાછો મૂંગો થઈ ગયો.

"હું ત્યાં બેઠો જ રહ્યો. તેણે ફરી પાછું કહ્યું :

"'જો એ બહાર ગઈ છે એટલે તો મેં તને બોલાવ્યો. એની કે કોઈની હાજરીમાં તને ઠપકો આપી હું તને હલકો પાડવા નહોતો માંગતો.

"'પણ તેં આ ખોટું કર્યું. હવે મારે તને એક જ વાત કહેવાની છે : તારે પરણી લેવું જોઈતું હતું. અને આટલાથી પણ સમજીને પરણી લે તો સારું. તો પછી કોઈ સ્ત્રી ઉપર આમ આળ ચડાવવાનો પ્રસંગ તો ન જ આવે !'

"હું કૈં જ ન બોલ્યો. થોડી વાર પછી તે ફરીથી બોલ્યો :

"'વાસનાનું બળ કેટલું છે તે હું સમજું છું. એટલે તો હું તારી સાથે લડતો નથી. પણ તેં ઠીક ન કર્યું.'

"'ને તને તો પ્રભુનો માણસ જાણી તારી સાથે પરિચય વધારવા હું પ્રયત્ન કરતો હતો.' તેણે ઉમેર્યું.

"ફરી પાછો તે કૈંક વિચારમાં પડી ગયો. મારી આંખોમાં શરમનાં, દુઃખનાં આંસુ ભરાઈ આવ્યાં તે હું માંડ દબાવી શક્યો. પાએક કલાક સુધી શાંતિ રહી. ફરી પાછો તે બોલવા લાગ્યો: પણ આ વખતે તો જાણે તે પોતાના મન સાથે વાત કરતો હોય, મારી હાજરીની તેને ખબર પણ ન હોય તેમ બોલ્યે જતો હોય તેમ મને લાગ્યું. તેનું ધ્યાન ટેબલ ઉપરના દીવા ઉપર જ ચોંટેલું હતું.

"'હું આવડો મોટો થયો. મેં યે દુનિયા જોઈ છે. સ્ત્રી ક્યારે ખરેખર સાચી હોય ને રડે છે, ક્યારે કપટથી રડે છે, તે છાનું રહેતું નથી.'

"વળી નિઃશ્વાસ નાખી :

"'બિચારી !'

"વળી થોડી વારે

"'એનો યે શો વાંક ? આજે સાત સાત વર્ષ પરણ્યે થયાં પણ એકે બાળક થતું નથી. એની માતા થવાની મહેચ્છા તો લગ્નના પહેલા દિવસથી જોઈ લીધી હતી. પહેલીને યે કૈં સંતાન ન થયું. ના ય આને મેં શરૂઆતમાં કેટલી મારી હતી ? પણ એની કુદરતી ભૂખ વચ્ચે હું યે કેટલો અંતરાય નાખું ? મારી અશક્તિની સજા મારે યે ખમવી જોઈએ ને ?'

"હવે તો હું ત્યાં બેઠો હતો એ તે સાવ ભૂલી ગયો હોય તેમ લાગ્યું. તેણે બે હાથોમાં પોતાનું માથું દાબી દીધું. આ માણસને મેં કેટલો અન્યાય કર્યો હતો. મને એને પગે પડી એની ને નર્મદાની માફી માગવાનું મન થયું. પણ હું નમાલો હતો, બીકણ હતો. તેને ખબર ન પડે તેમ ચૂપકીથી ઊઠી હું ત્યાંથી ચાલી ગયો.

"શીઘ્ર હું મારી ઓરડીમાં ગયો. મારા બાપુ ભજન લલકારતા હતા. મારું મોં તદ્દન નિસ્તેજ થઈ ગયેલું હશે, કેમકે તેમણે તરત જ અટકી જઈ મને કહ્યું: 'કેમ બેટા, કેમ આમ ઢીલો પડી ગયો છે?'

"'કંઈ નહિ' મેં કહ્યું. પણ મારી આંખોએ ભેદ ખુલ્લો કરી દીધો. બેચાર આંસુ તેમાંથી દડી પડ્યાં.

"બાપુએ ઊભા થઈ મને બગલમાં લીધો.

"'એનું ઝાઝું દુઃખ ન કરીએ, ભાઈ' તેમણે કહ્યું: 'એ તો દુનિયામાં એમ જ હોય. આજે જ મેં મહેતાજીને વાત કરી દીધી છે. એક મહિનામાં એ હરામજાદીને અહીંથી ખાલી કરાવશે.'

"મારી આંખોના બંધ ખુલ્લાં પડી ગયાં. બાપુએ મને ખૂબ સાંત્વન આપ્યું.

"આખી રાત વિચારોમાં ગઈ. બીજે દિવસે સવારે ઊઠી મેં બાપુને કહ્યું, ધીમેથી છતાં નિર્ણયપૂર્વક:

"'બાપુ, મારે હવે પરણી જવું છે.'

"'સારું બેટા,' તે એટલું જ બોલ્યા. તેમણે એનો અર્થ શો કર્યો એ હું હજી યે નથી જાણતો.

"એક મહિનામાં તો હું પરણી ગયો.

"તે દિવસથી આજ સુધી કોઈ પણ પરસ્ત્રી સામે આંખ સુધ્ધાં મેં ઊંચી નથી કરી."

અંબાલાલે વાત પૂરી કરી. બધા તેની સામે જોઈ રહ્યા હતા. બધા અવાક્ થઈ ગયા હતા. અંબાલાલે બિસ્તરા ઉપરથી કામળ ઉતારી સરખો પાથરતાં પાથરતાં કહ્યું:

"આજે આ આટલાં વર્ષે પહેલી જ વાર કોઈની પણ પાસે મેં આ વાત કરી છે. જ્યારે જ્યારે એ બનાવ યાદ આવે છે ત્યારે ઊંઘ પણ નથી આવતી."

પછી કોઈ કાંઈ બોલે તે પહેલાં તે પ્રાર્થના કરવા બેસી ગયો.

# राष्ट्रभाषानी सनातन चर्चा

श्री. काकासाहेब कालेलकर

डॉ. धीरेन्द्र वर्मा शुद्ध हिंदीना घणा जाग्रत अने दक्ष संरक्षक छे. एमनी स्वभाषानिष्ठा प्रशंसनीय छे. ए जोईने एमना तरफ मनमां आदरभाव उत्पन्न थाय छे. तेओ हिंदीनी स्वत्वरक्षा माटे गमे ते किंमत आपवा तैयार छे. तेमनुं कहेवुं एम छे के जो हिंदीने राष्ट्रभाषा बनवानुं ज छे, तो ते पोताना आंतरिक गुणो वडे अने ऐतिहासिक महत्त्व वडे पोतानी मेळे ज ए स्थान प्राप्त करशे. एने कोईनी कृपा के उपकारनी आवश्यकता नथी. हिंदी राष्ट्रभाषा बने के न बने, पण ए पदनी लालचथी एना स्वाभाविक स्वरूपने बगाडवुं ए कोई दिवस योग्य नहि थाय. डॉ. धीरेन्द्र वर्मानी आ भूमिका अवश्य विचारणीय छे. जे लोको हिंदीभाषी नथी तेमने हिंदीने ' तुं आ ज रूप धारण कर अने बीजुं न करीश ' एवो हुकम देवानो कशो अधिकार नथी. एना स्वरूपनो निर्णय तो तेओ ज करी शकशे के जेमनी ते जन्मभाषा के मातृभाषा छे. तेओ ज तेमां जरूरी फेरफार करी शकशे. जो कोई हितचिंतक मित्र कोईने घेर महेमान थईने जाय अने परोणानो संबंध छोडीने यजमानना घर उपर कबजो करवा जाय अने जेमांतेमां पोतानुं ज हांक्ये राखे, तो ते कोई शी रीते सहन करे ?

वात तद्दन खरी छे. अने एथी ज आपणे अ-हिंदीभाषीओ पोतानी मर्यादाने समजीने हिंदीभाषीओने प्रार्थना अने समजावट ज करता आव्या छीए. आपणी प्रार्थना अने आजीजी करवानो अधिकार तो, हुं मानुं छुं, कोई छीनवी शके नहि. आपणे अनुनय पण ए ज माटे करीए छीए के हिंदी माटे मोटे भागे आपणे पारका नथी. अंग्रेजी, फारसी, जापानी वगेरे भाषाओ बहारनी छे. एमना उपर आपणे आत्मीयतानो, अथवा सेवानो पण दावो करी शकीए नहि. पण भारतनी तो बधी भाषाओ सहोदरा नहि तो ओछामां ओछी एक वंशनी तो छे ज. प्राचीन राष्ट्रभाषा संस्कृतनी ए शाखाओ छे. अथवा रूपक बदलीने कहीए तो तेओ ए पवित्र देवसरितानी अनेक उपनदीओ छे. संस्कृतना मूळ प्रवाहमांथी ज बंगाळी, हिंदी, मराठी, सिंधी, गुजराती, कानडी, मलयाळम् अने तेलुगु वगेरे बधी भाषाओने अखंड जीवन मळ्यां कर्युं छे. तामिलना प्रवाहमां पण संस्कृतनी धारानुं जळ पूरतुं मळे छे. संभव छे के आधुनिक बंगाळी अने मलयाळममां संस्कृतनो हिस्सो सौथी वधारे होय. अमे बधा हिंदीनी सेवा करीशुं अने एमांथी लाभ पण उठावीशुं.

* * *

हिंदी भाषा पण संस्कृत कुळनी छे आज सुधी एने राज्याश्रय अने लोकाश्रय कांई ओछो नथी मळ्यो. भारतनी मुख्य भाषाओमां तेनुं स्थान कांई थोडुं ऊंचुं के ओछा गौरवनुं नथी. जो तेना औरस पुत्र अथवा भक्त एनी सेवा अनन्य निष्ठाथी करे तो एनी प्रतिष्ठा वध्या सिवाय रहेशे नहि. केवळ पोतानी भाषा पर गर्व करवाथी अथवा एने

માટે અભિમાન રાખવાથી એની ઇજ્જત ઓછી જ વધવાની છે! ભાષાની પ્રતિષ્ઠા તો એના સેવા કરવાથી અને એનો પ્રચાર કરવાથી જ વધે છે.

હિંદીભાષીઓની સંખ્યા વધારવાના પ્રયત્ન કરતાં વધારે જરૂરનું એ છે કે જેની એ સ્વભાષા કે માતૃભાષા છે એમના રાષ્ટ્રીય અને સામાજિક જીવનમાં હિંદીની પ્રતિષ્ઠા વધારવાનો પ્રયત્ન થાય. જો હિંદીની જોડણીનું કાંઈ ઠેકાણું જ ન હોય, એનાં વાક્પ્રચાર અને મુહાવરાઓ (idioms)ની સ્થિરતા ન હોય, એની બોલીઓ અને પ્રાન્તિક શૈલીઓમાં એકબીજા તરફ કાંઈ આકર્ષણ ન હોય, હિંદીભાષીઓનું સામાજિક જીવન સંગઠિત ન હોય, તેઓ પંજાબી, રાજસ્થાની, બુંદેલી, અવધી, ભોજપુરી, બિહારી વગેરે ભેદોનું અધ્યયન કરીને સંતોષ ન માનતાં, જો ભેદોને વધારવાનો પ્રયત્ન કરે તો હિંદીની યોગ્યતા અને શક્તિ વધવાનાં નથી.

* * *

રાજકીય કારણોસર અને આધુનિક જ્ઞાનની પ્રાપ્તિની ગરજે આપણે બધાને અંગ્રેજી તો શીખવી જ પડે છે. દેશહિતને માટે જો કોઈ પરદેશી ભાષા શીખવાનું જરૂરી થઈ જાય તો દેશી લોકોની જરૂરી સંખ્યાએ એટલો પુરુષાર્થ કરવો જ જોઈએ. પણ જો આપણે એનું અધ્યયન સાર્વત્રિક કરીએ અને આપણા ઘરના અને સામાજિક વ્યવહારમાં ઘણા ઉત્સાહથી એનો ઉપયોગ કરીએ તો આપણે માતૃદ્રોહી અને રાષ્ટ્રદ્રોહી સાબિત થઈએ. આ દ્રોહ ભારતના બીજા બધા લોકોની સાથે હિંદીવાળા પણ કરી રહ્યા છે. ભારતની ભાષાઓને માટે સૌથી વધારે જોખમ આ જ છે. એનાથી કોઈ બચી શક્યું નથી, એટલે લોકોને એની ભયાનકતાનો પૂરો ખ્યાલ નથી. જરૂરિયાત સાબિત થયે કોઈ પરદેશી ભાષાના શબ્દો અને રૂઢ પ્રયોગો પોતાની ભાષામાં દાખલ કરી લેવા એ એક વાત છે, અને પોતાની ભાષાના ચલણને જ રોકીને તેની જગાએ વિદેશી ભાષા ચલાવવી એ તદ્દન જુદી વાત છે. આપણી સંસ્થાઓનાં નામ અંગ્રેજી, એમની કાર્યવાહીની ભાષા અંગ્રેજી, કેળવણીનું વાહન અંગ્રેજી, અને સૌથી ભયાનક વાત તો એ છે કે આપણા વૃત્તવિવેચનની ભાષા પણ વધારે અંશે અંગ્રેજી. આપણાં ન્યાયાલય અને રાજદરબાર વિષે તો કહેવું જ શું! જ્યાં સુધી આપણે આ ભીષણ પરિસ્થિતિ દૂર નથી કરી શકતા ત્યાં સુધી કયા મોંએ આપણે કહીએ કે અમે અમારી માતૃભાષાના ભક્ત છીએ!

* * *

આ જે સંકટ આપણા માથા ઉપર ઝઝૂમી રહ્યું છે, અથવા જે આપણે આપણી ગફલત અથવા ભક્તિની ઉણપને લીધે આપણા ઉપર ખેંચી લીધું છે તેના નિવારણ માટે બધી ભારતીય ભાષાઓના એક વિરાટ સંગઠનની અને એમના એકત્ર પ્રયત્નની જરૂર છે. ફક્ત એક જ સર્વસામાન્ય સંસ્થા સ્થાપવાથી એ સિદ્ધ નહિ થાય. એને માટે તો હાર્દિક સહયોગ અને પ્રચંડ પુરુષાર્થની જરૂર છે. જો ઇતિહાસ જોવામાં આવે તો ખબર પડશે કે આપણે સૌ, સૌથી શ્રેષ્ઠ અને એક મોટા દેશના દીન અને ગરીબ નિવાસી છીએ. એક ભવ્ય અને સાર્વભૌમ સંસ્કૃતિના પણ સાંકડા મનના પ્રતિનિધિ છીએં. તેથી આપણને પોતાની અઢી ચોખાની ખીચડી જુદી પકાવ્યા વિના ચેન નથી પડતું. આપણા પૂર્વજો અવિભક્ત કુટુંબ

પદ્ધતિના અભિમાની હતા. તેઓ જાણતા હતા કે કુટુંબ જેટલું મોટું હોય તેટલા પ્રમાણમાં તેમાં વધારે આધ્યાત્મિકતા હોય છે. આપણું પ્રાચીન સંયુક્ત કુટુંબ કોઈ ધૂર્તોનું સ્વાર્થમૂલક સંગઠન નહોતું. એનામાં ભેદમાંથી પણ અભેદનો વિકાસ કરવાની શક્તિ હતી. બલિદાન અને આત્મસમર્પણથી સમર્થ અને ચિરંજીવી થવાની કળામાં આપણા પૂર્વજો નિપુણ હતા. આજ આપણે એ વિશાળ પરિવારના ટુકડા ટુકડા કરીને પોતાનાં જુદાં જુદાં કબૂતરખાનાં બનાવવાની રીત વધારે પસંદ કરી છે. વાડામાં પૂરેલાં પશુઓની માફક એક જ સ્થળમાં રહી હમેશાં પરસ્પર લાતાલાતી લડતા રહેવા કરતાં જુદાં જુદાં કુટુંબ બનાવી રહેવાનું ખરાબ નથી. પણ એકત્ર રહીને 'संगच्छध्वं,' 'संवदध्वम्' ના આદેશને પ્રત્યક્ષ જીવનમાં પરિણત કરવો એ શું આપણે માટે હંમેશાં અશક્ય જ રહેશે?

* * *

અંગ્રેજોએ અંગ્રેજીને શરૂઆતમાં તો ફક્ત રાજભાષાનું સિંહાસન આપ્યું. શિક્ષણ-વ્યવસ્થામાં સંસ્કૃત અને અરબીને ખસેડી એમના સ્થાને જુદીજુદી દેશી ભાષાઓને સ્થાપિત કરવાનો એમનો પ્રયત્ન હતો. કેટલાક ગણ્યાગાંઠ્યા અંગ્રેજોએ અંગ્રેજીને ભારતની રાષ્ટ્રભાષા બનાવવા ઇચ્છ્યું પણ એમની હિંમત ન ચાલી. એ તો આપણું જ કામ હતું કે જેઓએ સદીઓથી લોકભાષાંનો અનાદર કરીને સંસ્કૃત, અરબી અને ફારસીની પ્રતિષ્ઠા વધારી હતી. આપણે રાજભક્તિની સાથે રાજભાષા-ભક્તિને અપનાવીને અંગ્રેજો આગળ હઠ કરી કે અમને તો આપ અંગ્રેજીની જ તાલીમ આપો. ઓગણસમી સદીના આરંભનો હિંદનો ઇતિહાસ જોવાથી એ વાતની સત્યતા સાબિત થશે. લોકમાન્ય ટિળકને પ્રેરણા આપનાર અને રાષ્ટ્રસેવાના ક્ષેત્રમાં આકર્ષિત કરનાર વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકર અંગ્રેજી ભાષાને વાઘણનું દૂધ કહ્યા કરતા હતા. પોતાનો ખાનગી પત્રવ્યવહાર પણ અંગ્રેજીમાં કરતાં એમને જરા પણ સંકોચ નહોતો થતો. જે પોતાને મરાઠી ભાષાના શિવાજી કહેવરાવતા એમની પણ આ સ્થિતિ હતી. બંગાળીની અખંડ અને ઉજ્જ્વળ સેવા કરનાર રવિબાબુ અને રામાનંદબાબુ સ્વીકાર કરે છે કે રાષ્ટ્રભાષાનું પદ તો કોઈ દેશી ભાષાને જ મળી શકે. દેશી ભાષાઓમાં હિંદીનું મહત્ત્વ પણ એમને મંજૂર છે. પોતાના પ્રાંતિક વહેવારમાં અંગ્રેજીની જગાએ બંગાળીને અધિષ્ઠિત કરવામાં એમણે બીજાઓના કરતાં કોઈ રીતે ઓછો પ્રયત્ન નથી કર્યો. પણ આખા હિંદના વ્યવહારમાં અંગ્રેજી દ્વારા કામ લેવાનો મોહ તેઓ પણ દૂર કરી શકતા નથી.

અંગ્રેજીને રાષ્ટ્રભાષા બનાવવાનો પ્રસ્તાવ કદી કોઈએ રજૂ કર્યો નથી. પણ અંગ્રેજી ભણેલા આપણે સૌએ અંગ્રેજીને ખરું જોતાં રાષ્ટ્રભાષા બનાવવાના પ્રયત્નમાં કાંઈ બાકી રાખ્યું નથી. એમાં આપણે અંગ્રેજોને પણ મહાત કરી દીધા. એટલે સુધી કે ગાંધીજી જેવા રાષ્ટ્રભાષાભિમાનીને પણ પોતાનો સંદેશો 'યંગ ઇંડિયા' ને 'હરિજન' જેવાં અંગ્રેજી પત્રોદ્વારા જ સંભળાવવો પડે છે. હિંદી-ભાષીઓએ જો એમના 'હિંદી-નવજીવન' અને 'હરિજનસેવક'ની કદર કરી હોત તો દેશની હાલત ઘણી સુધરી જાત. અંગ્રેજીને પદભ્રષ્ટ કરવાને દેશમાં જે અતિ અલ્પ પણ દૃઢ પ્રયત્ન થઈ રહ્યો છે, એમાં હિંદી-ભાષીઓનો હિસ્સો સૌથી વધારે હોવો જોઈતો હતો. પણ ખેદનો વિષય છે કે એમની રાષ્ટ્રીયતા

આજ સુધી કંઈ નજીવી જેવી રહી. ગુજરાતે 'નવજીવન'થી જે લાભ ઉઠાવ્યો તે જો હિંદીવાળાઓએ એની હિંદી આવૃત્તિથી ઉઠાવ્યો હોત તો હિંદીમાં રાષ્ટ્રીય લેખકોનું અને રાષ્ટ્રીય ભાવોના પ્રચારકોનું એક ઘણું મોટું દળ પેદા થઈ જાત અને દેશમાં નવી સંસ્કૃતિની ધારા અકુંઠિત ગતિથી વહેવા લાગી હોત. અમારા આ કથનના જવાબમાં હિંદીભાષીઓએ આજ સુધી જે જે કર્યું છે તેનો વિગતવાર કોઠો આપવાથી લાભ નહિ થાય. અમારા કહેવાનો પ્રતિવાદ તો ત્યારે જ થશે જ્યારે હિંદીભાષીઓ હિંદીની પ્રતિષ્ઠા વધારવાનો પ્રયત્ન નિષ્ઠા, સ્વાર્થત્યાગ અને લગનીથી કરશે.

* * *

મરાઠી, ગુજરાતી, બંગાળી, હિંદી અને ઉર્દૂવાળાઓ સાથે મેં પૂરતી ચર્ચા કરી છે. મિશનરીઓ સાથે પણ રાષ્ટ્રભાષાની દૃષ્ટિથી ચર્ચા કરી છે. મદ્રાસ ઇલાકાના ચારે પ્રાંતમાં બેત્રણ વખત ફરીને એની સ્થિતિ જોઈ લીધી છે. દરેક વર્ગ અને વિભાગની પરિસ્થિતિનો મને સારો ખ્યાલ આવી ગયો છે. એ ઉપરથી એક વાત જે મારા ધ્યાનમાં આવી તે વિષે અહીં કહેવું જરૂરી છે. બધી તરફ જ્યાં જ્યાં પ્રાન્તવાદ અને સંકીર્ણતા નજરે આવે છે ત્યાં ત્યાં એની જડમાં ટૂંકી દૃષ્ટિ અને ક્ષુદ્ર સ્વાર્થ તો છે જ પણ એથી વધુ પ્રમાણમાં આળસ અને અકર્મણ્યતા પણ છે. પેટ ભરવા માટે અમુક ડીગ્રીઓ ફરજિયાત મેળવવી જ પડે છે. ડીગ્રીઓ માટે પરીક્ષાઓ પાસ કરવી પડે છે અને પરીક્ષા માટે બેએક ભાષાઓ પણ ગમે તે રીતે શીખવી જ પડે છે. એટલી ભાષાઓ શીખીને આપણે કૃતકૃત્ય થઈ જઈએ છીએ. વધારે શીખવાનું કષ્ટ કોણ ઉઠાવે? રાષ્ટ્રભાષામાં સર્વપરિચિત અંગ્રેજી શબ્દોની સંખ્યા વધારવામાં ન કોઈ બંગાળીને કાંઈ વાંધો છે કે ન કોઈ મુસલમાન નારાજ છે. એમની વાત જવા દઈએ. ખુદ હિંદીભાષીઓ પણ પોતાની ભાષામાં અંગ્રેજી શબ્દ વધારવાના મોહને અટકાવી શકતા નથી. આનો અર્થ એ નથી કે તેઓ અંગ્રેજીના પક્ષપાતી છે. એમણે અંગ્રેજી પાછળ મહેનત કરી છે એથી એમની જીભ ઉપર અંગ્રેજી શબ્દ સહેલાઈથી આવી જાય છે, અને સાંભળનારને તે અટપટા નથી લાગતા—આમ અંગ્રેજી શબ્દની સંખ્યા આપણી ભાષામાં વધતી જાય છે.

જે લોકો ઇસ્લામી સંસ્કૃતિના મોટા અભિમાની જણાય છે તેમની પણ આ જ દશા છે. ઉર્દૂમાં અંગ્રેજી શબ્દોની ભરતી કાંઈ નાનીસૂની નથી જ. જ્યાં બધા દેશી શબ્દ યાદ ન આવે ત્યાં અંગ્રેજી શબ્દ મૂકે અને કામ ચાલે. જો રાષ્ટ્રભાષામાં અંગ્રેજી શબ્દ વધી જાય તો અંગ્રેજી જાણનાર લોકો કાંઈ વિરોધ નહિ કરે. તે તો એમાં ભય કરતાં સરળતા જ વધારે જુએ છે.

ઉર્દૂમાંથી સહેલા અને ઘરગથ્થુ શબ્દોને પણ દૂર કરી તેને બદલે અરબી અને ફારસીના ક્લિષ્ટ શબ્દો ભરી દેવાની મુસલમાનોની સર્વસાધારણ પ્રવૃત્તિના મૂળમાં ઇસ્લામી સંસ્કૃતિનો આગ્રહ અને દેશી સંસ્કૃતિનો તિરસ્કાર જ છે એમ નથી, પરંતુ એમની કેળવણીની ખામી છે. સ્કૂલ અને કૉલેજોમાં એ કાં તો સંસ્કૃત ભણ્યા છે, કાં તો અરબી, ફારસી, ઉર્દૂ. બીજી દેશી ભાષાઓ માટે તો ઘર અને બજારમાં સાંભળી તેટલા ઉપર જ ગુજારો કરવો પડે છે. તેથી જ્યારે તે પ્રૌઢ ભાવોને અથવા પ્રગલ્ભ

વિચારોને અને એમની સૂક્ષ્મ છટાઓને પ્રગટ કરવા માગે છે ત્યારે એમને સંસ્કૃત કે અરબી-ફારસીનું શરણુ લેવું પડે છે. આપણી પ્રાન્તીય ભાષાઓની પણ થોડી કે વધારે પ્રમાણમાં એ જ દશા છે. એમાંથી જૂના, ઘરગથ્થુ અને મીઠા શબ્દો ઘણા વેગથી ઓછા થઈ રહ્યા છે. અને એમની જગાએ બોલવા-ચાલવામાં અંગ્રેજી શબ્દો અને સાહિત્યમાં અરબી, ફારસી કે સંસ્કૃત શબ્દો ઉમેરાઈ રહ્યા છે. છેવટે માણસ કરે પણ શું? દિનરાત જે ભાષા ભણવી પડે છે એના જ શબ્દો જીભ ઉપર નાચે ને!

પણ જ્યારે ઝઘડો શરૂ થઈ જાય છે ત્યારે એકબીજાને શકની દષ્ટિએ જોવાની ટેવ જ પડી જાય છે. લોકો પોતપોતાની સંસ્કૃતિ અને રિવાજોના રક્ષણની વાતો કરવા માંડે છે. હિંદી અને ઉર્દૂમાં અંગ્રેજી શબ્દો આવવાથી સંસ્કૃતિ કે રિવાજને એમને મન કાંઈ ડર જેવું નથી. જો તમે જનાબે સદર ને બદલે મિસ્ટર પ્રેસિડંટ કહો તો ઇસ્લામ સલામત છે, પણ જો અધ્યક્ષ મહોદય કહો તો કોમી ભાષામાં મલિનતાની ગંધ આવી જાય છે. હિંદી સંસ્કૃતિનાં કેટલાક અભિભાવકોની દષ્ટિએ કાકાને કાકાસાહેબ કહેવું એ બ્રહ્મહત્યા સમાન પાપ છે, કેમકે તે ઇસ્લામના આક્રમણનું લક્ષણ સમજવામાં આવે છે. એમને કાકારાવ કહેવું જોઈએ. પણ ગોખલેજીને મિસ્ટર ગોખલે કહેવામાં તેમને કોઈ ભય જણાતો નથી!

*　　　*　　　*

બંગાળી લોકો હિંદીમાંથી લિંગભેદ હડાવવાનો સવાલ ઉઠાવી રહ્યા છે. એનું પણ મુખ્ય કારણ એ છે કે નવી વસ્તુ શીખવાની તકલીફ કોણ ઉઠાવે? અંગ્રેજી ભણેલા બંગાળીઓ જ્યારે રોમન લિપિનો પક્ષ લે છે, ત્યારે તેનું મુખ્ય કારણ પણ પરિશ્રમની અરુચિ જ હોય છે. મેં જોયું કે જે શબ્દોને મુસલમાનો જાણે છે તે ઉર્દૂફારસીના ન હોય તોપણ એમને માટે કોઈ વાંધો નથી. ઉત્તર હિંદુસ્તાનના હિંદુઓની ભાષામાં જેટલા ઉર્દૂ શબ્દ રૂઢ થઈ ગયા છે તેથી તેમનું હિંદુત્વ મલિન કે ખંડિત નથી થતું. પંજાબના હિંદુઓ માટે તો ઉર્દૂ લિપિ કાંઈક વધારે નજીકની છે, કેમકે બાળપણથી એમને તે શીખવાઈ છે. મુખ્ય અને પ્રાથમિક વસ્તુ તો પરિશ્રમની અરુચિ જ છે. સંસ્કૃતિનો ઝઘડો પછી આવે છે.

*　　　*　　　*

૨

લિપિ અને અન્ય કેટલાય એવા પ્રશ્ન છે જેનો એની સાથે સંબંધ છે. એ વિષે હવે વિવેચન કરીશું.

આજે આપણામાં રાષ્ટ્રીય મહત્ત્વના એક પણ સવાલનો નિકાલ કરવાની હિંમત રહી નથી. આપણે પોતાના સવાલોનો નિકાલ આપણી મેળે ખોળવા માટે નથી તકલીફ ઉઠાવવા માગતા કે નથી મગજને કષ્ટ દેવા માગતા. જ્યાં જે ચાલતું આવ્યું હોય તેને ચાલવા દેવામાં આપણે કાંઈ જ વાંધો નથી જોતા. ક્ષયરોગના દરદીને ખબર નથી હોતી કે પોતે મૃત્યુકિનારે પહોંચી ગયો છે. તે તો કહે છે કે હું છું એમ જ મને રહેવા દો. સારું ખાવાનું આપો અને ખૂબ આરામ આપો. મને પજવો નહિ. કોઈ કોઈ વખત તેના ભલા માટે તેની વાત માનવી પડે છે, પણ આપણે એ કેવી રીતે ભૂલી શકીએ કે ખરું જીવન વિલાસ કે વિશ્રામમાં છે જ નહિ. આપણે આપણી સામાજિક, રાષ્ટ્રીય અને વ્યક્તિગત સમસ્યાઓનો નિકાલ કરવામાં જ જીવનનો વાસ્તવિક આનંદ અનુભવવો જોઈએ.

લિપિનો જ સવાલ લો. જ્યાં નાગરીથી કામ ચાલે છે ત્યાં ઘણુંખરું કોઈ ઉર્દૂ શીખવાની તકલીફ નથી ઉઠાવવા ઇચ્છતું. કોઈ કોઈ તો એનો સંબંધ પોતાના હિંદુત્વ સાથે જોડે છે. જ્યાં ઉર્દૂ ચાલે છે ત્યાં નાગરી શીખવાની પ્રવૃત્તિ ઘણી ઓછી જણાય છે. અને તે એટલે સુધી કે નાગરીના અભિમાની પણ એને શીખવાનું કષ્ટ ઉઠાવવા નથી ઇચ્છતા. પરંપરાથી જે ચાલ્યું આવ્યું છે તેમાં ફેરફાર કરવાની વૃત્તિ ઘણી જ મંદ છે. પંજાબમાં આર્યસમાજના કાર્યકર્તા નાગરીના મોટા પક્ષપાતી છે. પણ એમને પોતાનાં પત્રો મોટે ભાગે ઉર્દૂમાં જ ચલાવવાં પડે છે. તેઓ પણ શું કરે? વધારે ભાગના લોકો જે લિપિ સહેલાઈથી વાંચી શકે તેમાં જ તેમને પત્ર ચલાવવાં પડે છે. તેઓ જો હિંદીમાં પત્ર ચલાવે તો એમને અસાધારણ નુકસાન સહેવું પડે. જેમની પ્રાન્તીય લિપિ નાગરી કે ઉર્દૂ નથી તેઓ કહે છે કે જે રીતે આજ સુધી અમારું કામ ચાલ્યું આવ્યું તે જ રીતે હવે પછી પણ ચાલશે. બીજા પ્રાન્તોમાં જઈએ છીએ તો અંગ્રેજીથી નભાવી લઈએ છીએ. બીજા પ્રાન્તોનાં ગામડાંમાં અમારે થોડું જ જવું છે? જો રાષ્ટ્રભાષાની જરૂરિયાત કોઈ રીતે એમને ગળે ઊતરી ગઈ તો તેઓ કહે છે કે જો ઉર્દૂ–હિંદીનો આ રીતે ઝઘડો ચાલે છે તો આપણે તેને મટાડવા રોમન લિપિનો જ વ્યવહાર કેમ ન કરીએ? ઓછામાં ઓછું ઝઘડાની બલા તો ટળશે જ. છેવટે આ લિપિઓનો ઝઘડો શું છે, એને દૂર કેમ કરી શકાય, રોમન લિપિનો સ્વીકાર ક્યાં સુધી શક્ય કે ઇષ્ટ છે, એના વ્યવહારમાં કઈ કઈ મુશ્કેલીઓ છે—એ પ્રશ્નોના વિચાર કરવાની નથી એમને ઇચ્છા કે ફુરસદ.

એ ઉપરાંત દરેક કામને ટાળવા ચાહે છે તેવા લોકોનો પણ એક ખાસ વર્ગ છે. પોતાની જડતાને છુપાવવાની એમાં ભારે યુક્તિ છે. તેઓ દરેક નવી વસ્તુને ઘણી ચતુરાઈથી વિવાદગ્રસ્ત બનાવી દે છે. કોઈ વસ્તુનો નિર્ણય ન થઈ શકે તેમાં એમની કુશળતા છે; કેમકે જ્યાં સુધી તે વિવાદનો વિષય રહેશે ત્યાં સુધી બંને પક્ષોના તર્ક–પ્રતિતર્ક ચાલ્યાં જ કરશે અને કોઈને પ્રત્યક્ષ કાંઈ કરવાની જરૂર નહિ રહે. નિર્ણય થયા પછી એને કાર્યાન્વિત કરવા કાંઈ ને કાંઈ પ્રયત્ન કરવો જ પડે છે. પોતાની મેળે જો કોઈ કામ થતું હોય તો એમાં વિઘ્ન ન નાખવાની કદાચ એ લોકો મહેરબાની કરશે. જેમની એવી મનોવૃત્તિ છે, તેમનો વિચાર છોડી દેવો જોઈએ. એમને ભરોસે કોઈ કામ કરવું એટલે કળણ ઉપર ચાલવા જેવું છે.

લિપિના સવાલની મુખ્ય ત્રણ કે ચાર બાજુ છે. સૌથી મહત્ત્વનો સવાલ છે નિરક્ષર જનતાને સાક્ષર કરવાનો. બીજો સવાલ છે આખા હિંદને માટે સર્વસાધારણ લિપિ કઈ થઈ શકે અને એનો પ્રચાર શી રીતે કરવો તેનો નિર્ણય. ત્રીજો પ્રશ્ન એ છે કે જો એક લિપિ ન થઈ શકતી હોય તો આજની બાર કે પંદર લિપિઓ છે તેમાંથી કેટલી ઓછી થઈ શકે તેમ છે. તે પછી આ સવાલ આવે છે કે નિરક્ષર જનતાને માટે આપણે આપણી લિપિઓને સહેલી કેવી રીતે બનાવી શકીએ. લિપિસુધારમાં આ દૃષ્ટિ સૌથી વધારે મહત્ત્વની છે. પણ એ તરફ આજ સુધી થોડા જ વિદ્વાનોનું ધ્યાન ગયું છે. પછી પ્રશ્ન આ છે કે આપણે લિપિને લેખનસુલભ, મુદ્રણસુલભ, અને મુદ્રાલેખનસુલભ કેવી રીતે બનાવીએ.

આખા હિંદને માટે એક લિપિ નક્કી કરવી, એ રાષ્ટ્રીય વ્યવહારસૌકર્યનો સવાલ છે. આખી દુનિયાને માટે એક આંતરરાષ્ટ્રીય લિપિ ચાલુ કરવાનો સવાલ સામ્રાજ્યવાદી પશ્ચિમના લોકોને માટે ભલેને મહત્ત્વનો હોય, પણ આપણે માટે તો એનો અર્થ આંતર-રાષ્ટ્રીયતાના નામે આપણા દેશના આત્માનો નાશ કરવો એ જ થશે. હું જાણું છું કે આ જ યુક્તિને આધારે કેટલાયે પ્રાન્તવાદી આન્તરપ્રાન્તીય લિપિનો વિરોધ કરવા લાગે છે. પણ આંતરરાષ્ટ્રીય અને આંતરપ્રાંતીય લિપિના સવાલમાં જે મૌલિક ભેદ છે તે એમના ધ્યાનમાં નથી આવતો. અમે નમ્રતાથી એમને પૂછવા માગીએ છીએ કે શું આપણી સામે ફક્ત બે જ વિકલ્પ છે? — કાં તો આજની માફક આ રાષ્ટ્રને છિન્નભિન્ન અવસ્થામાં રહેવા દેવું અથવા આંતરરાષ્ટ્રીય સંગઠનનો સ્વાપ્ન જોવામાં પોતાને કૃતકૃત્ય માનવા? શું બીજો કોઈ રસ્તો જ નથી?

પણ જે લોકો રાષ્ટ્રીય એકતા અને આંતરપ્રાન્તીય સંપર્ક વધારવા કંઈક કરવા ઇચ્છે છે, એમનામાં પણ બે મત હોઈ શકે છે. પણ એમનો ઉદ્દેશ સમાન હોવાને લીધે તે પોતે જલદી નિર્ણય કરી શકે છે. એમની સાથે વિચારવિનિમય અને પરામર્શ પણ કરવો જોઈએ. વખતોવખત એમની સાથે સમજૂતી પણ કરવી જોઈએ.

નાગરી અને ઉર્દૂના ઝઘડાનો નિકાલ શી રીતે થઈ શકે એનો વિચાર ઘણા ઓછા લોકોએ કર્યો છે. દરેક પ્રાન્તની વિશિષ્ટ પરિસ્થિતિનું ધ્યાન રાખતાં છતાં અખિલ હિંદની દૃષ્ટિએ વિચાર કરનાર એથી પણ થોડા છે. મોટા ભાગના લોક તો કેવળ ટેવને લીધે જ કહી દે છે કે નાગરી લિપિ સર્વશ્રેષ્ઠ છે, વૈજ્ઞાનિક છે, એથી એનો જ સ્વીકાર દરેકે કરવો જોઈએ. એમની વાત તો સાચી છે. પણ કેવળ બુદ્ધિવાદથી દુનિયા માની જાય તો શું જોઈએ? બીજા કેટલાક લોકો એવા હોય છે જે કાર્યની કઠણતા બતાવીને જ સંતોષ માને છે. નાગરીપ્રચારનું નામ લેતાં જ તેઓ પૂછે છે, 'મુસલમાન અને બંગાળી તમારી યોજના ફાવવા દેશે?' પણ જો આપણે સૌ એ રીતે પરાજયનાં સ્થાન ખોળનાર કોલંબસ થઈ જઈએ તો બેડો પાર છે! આજ જે અશક્ય છે એને શક્ય કરવાનો રસ્તો એક જ છે. તે એ છે કે જે શક્ય છે તેને સારી રીતે કરવું. જો મુસલમાન અને બંગાળી જીદ કરે છે તો તમે શાન્તિ રાખો. સબૂરીનું ફળ મીઠું જ આવશે. તમે પોતાનું ધ્યાન જેઓ નાગરીનો વિરોધ નથી કરતા, એટલું જ નહિ પણ એનો સ્વીકાર કરવા ઉત્સુક પણ છે, તેમના તરફ આપો. ઓછામાં ઓછું એ લોકોમાં નાગરીપ્રચાર શી રીતે થઈ શકે એનો આપણે વિચાર કરીએ. એક રાષ્ટ્રલિપિના ધ્યેય તરફ આગળ વધવાનો આ જ એક રસ્તો છે. આપણે મુસીબતોનો વિચાર જરૂર કરીએ. એમની તરફ આંખ મીચામણા કરવાથી કામ નહિ બને. પણ મુસીબતોની ફક્ત ચર્ચા અને દલીલબાજીથી કદમ આગળ વધશે નહિ.

વાચકોમાંથી જેને આ વિષયમાં રસ છે, જે રાષ્ટ્રના સંગઠનમાં એકલિપિનું મહત્ત્વ સ્વીકારે છે, એમને આગ્રહ છે કે ઉપર જે સવાલોનો વિચાર કર્યો છે તે ઉપર તેઓ વિચાર કરે.×

ડિસેમ્બર, ૧૯૩૮

× હિંદી 'सर्वोदय' માંથી: અનુવાદક શ્રી. રામચંદ્ર પંડયા.

☆

# સહસ્રલિંગ જોઈને

ગોવિંદ સ્વામી

[ પૃથ્વી ]

અહીં સર સહસ્રલિંગ નિજ ભવ્યતા ધારતું
કલાયુગ વીતેલની સુરભિ મિષ્ઠ ફોરી રહ્યું.

ત્રિવિક્રમ, પ્રતાપી, શૌર્યનિધિ, તામ્રચૂડામણિ,
અભંગ ગુજરાતના મહદ્ સ્વપ્નદષ્ટાતણા
ફરેલ અહિં પાય ડોલશભર ભવ્ય ભટ્ટાર્કના;
નિહાળી નિજ ઝંખના સ્વરૂપ મૂર્ત ધારી રહી.

વિરાટ જગ સાથ બાથ ભરનાર એ પૂર્વજો,
પ્રતાપી નરપુંગવો, ક્ષિતિજ ખૂંદનારા મહીં.

અમે તનુજ સર્વ એ પરમ વિક્રમાર્કોતણા.
ઝગંત અહ! તેજપુન્જ અમ પૂર્વજોનો મહા.
થતું ઉરમહીં, નિહાળી લઘુવંશ વિક્રાંતના:
જવલંત ઝબુકંત ભૂતતણી ભવ્ય તેજસ્વિતા!
અમે વિગત તેજ-અંશ નિજ તેજ ઉજ્જવાળશું:
વિલીન ગત તેજની ભલક ભવ્ય અજ્જવાળશું.

☆

# કલાપી

રામનારાયણ વિ. પાઠક

**ના૦ ઠાકોર સાહેબ, કલાપીનાં અન્ય કુટુમ્બીજનો, બહેનો અને ભાઈ ઓ,**

હું અહિંયાં આવ્યો ત્યારે મારા પર પ્રમુખપદની જવાબદારી નાખવામાં આવશે તેનો ખ્યાલ ન હતો. હું તો કલાપીને મારા આદરની એક અંજલિ જ આપવા આવ્યો હતો, અને અત્યારે આ પદ હું સ્વીકારું છું, તે એક જ દૃષ્ટિએ: કલાપી, પોતાનું રાજ્યપદ છોડી દઈને કલાપી નામ ધારણ કરીને સાહિત્યની આલમમાં સમાનભાવે દાખલ થયા હતા. અને મને આ પદ આપવામાં આવ્યું તેમાં પણ એ સમાનભાવનો જ પુરસ્કાર હું જોઉં છું; અને એ જ દૃષ્ટિએ એ આલમના એક અદના અભ્યાસી તરીકે હું આ પદ સ્વીકારું છું.

અત્યારે હું કોઈ પણ એક જ દૃષ્ટિથી કલાપી વિષે નહિ બોલતાં સમગ્ર દૃષ્ટિએ કલાપીને જોવાનો પ્રયત્ન કરીશ.

અહિંયાં આવતાં મને એક પ્રશ્ન થયો: કલાપીની ગઝલો લખાઈ એ પરંપરા તેમણે ક્યાંથી પ્રાપ્ત કરી ? એમના પત્રો વાંચતાં સ્વાભાવિક રીતે એવો તર્ક થાય છે કે એમણે મણિભાઈ નભુભાઈની ગઝલોમાંથી ગઝલના સંસ્કારો પ્રાપ્ત કર્યા. અહીં આવ્યા પછી શ્રી. હરિશંકર પંડ્યાને પૂછતાં એમણે મારા તર્કને પોતાના અનુભવનો ટેકો આપ્યો. અને આમ હોવાથી સ્વાભાવિક રીતે મણિભાઈ નભુભાઈની ગઝલો અને કલાપીની ગઝલો વચ્ચે તારતમ્ય જોવાનું પ્રાપ્ત થાય છે.

મણિભાઈ નભુભાઈની ગઝલો ઉપર લેખકે પોતે લાંબી વિવેચના લખી છે, અને તેમાં એ ગઝલોનો આધ્યાત્મિક અર્થ આપેલો છે. તેમાં બ્રહ્મ અને માયાનો સંબંધ અને યોગાભ્યાસના અનુભવોનો વારંવાર ઉલ્લેખ આવે છે, પણ એ ગઝલોનો અભ્યાસ કરતાં સ્પષ્ટ જણાય છે કે, એમની પ્રેરણાનો મૂળ અનુભવ એ પ્રકારનો ન હતો. આધ્યાત્મિક અર્થ આરોપવાનું પરિણામ એ આવ્યું છે કે એમાં નથી સાચો ઐહિક પ્રેમનો સ્વાદ આવતો, કે નથી આધ્યાત્મિક પ્રેમનો સ્વાદ આવતો.

કલાપીએ આમ કર્યું નથી; એમણે સીધી, અવ્યવહિત, નિરાડંબર ભાષામાં પોતાના સાચા અનુભવો કહેલા છે, અને એ માટે જ એ એટલા લોકપ્રિય થયા છે.

આપણા સાહિત્યમાં પોતાના પ્રેમના અનુભવનાં આત્મલક્ષી કાવ્યો ગાનાર પહેલા કવિ નર્મદ. એક બાબતમાં કલાપી નર્મદની સાથે બહુ જ સારી રીતે સરખાવી શકાય તેમ છે. નર્મદ એમ માનતો કે જોસ્સો ખરો હોય તો એને કથવાથી કાવ્ય થઈ જ જાય, અને તે ઘણાંખરાં કાવ્યો લાગણીના ઉભરામાં જ લખતો. કલાપીએ પણ એમજ ઘણુંખરું કરેલું છે. તેઓ પોતે એક પત્રમાં લખે છે કે, "કવિતા નિઃશ્વાસ કે અશ્રુ જેવી છે, તે જ્યારે આવે છે ત્યારે જ નીકળી જાય છે. અને જેવી આવી તેવી નીકળી જાય છે."[1]

---

૧. કલાપીના ૧૮૪ પત્રો. કાન્ત ઉપરનો પત્ર તા. ૧૨-૩-૯૮નો. પૃ. ૩૭

કલાપી ઉપર વર્ડ્ઝવર્થની પુષ્કળ અસર છે. વર્ડ્ઝવર્થ એનો પ્રિય કવિ છે. વર્ડ્ઝવર્થની કવિતા સંબંધી માન્યતા એવી હતી કે કવિતા એ પુનઃસ્મરણ કરેલી લાગણી છે, એટલે કે લાગણી થાય તેવી જ કવિતા નથી લખાતી, પણ પછી લખાય છે, અને વર્ડ્ઝવર્થની અસર છતાં કલાપીએ તેમ કરેલું નથી. એ બાબતમાં તે નર્મદની સાથે વધારે મળતા આવે છે.

ગઝલોમાં એની કવિતા પુષ્કળ ઉછાળા મારે છે. ગઝલનું એ લક્ષણ અને તેની મર્યાદા કલાપી પોતે બરાબર સમજતા. તેઓ એક પત્રમાં લખે છે: "ગઝલમાં ઘણું કરીને શાન્ત લાગણીઓ કરતાં outbursts of heart (હૃદયના ઉભરા) બહુ સારા લાગે છે. શેલી વર્ડ્ઝવર્થ કરતાં ગઝલ સારું ગાઈ શકે તેમ કહેવાય......ગઝલમાં તો 'ડીંભા' એક ઉગમણો તો બીજો આથમણો એમ ઊડવા જોઈએ."[૨]

કલાપીએ પુષ્કળ ગઝલસાહિત્ય લખ્યું છે અને તેમાં તેણે ફારસી ગઝલનું પરંપરાનું સ્વરૂપ થોડું બદલાવ્યું છે. મણિભાઈ નભુભાઈએ પરંપરાને વફાદાર રહી ગઝલો લખી છે. કલાપીએ ગઝલની રદીફ કે કાફિયા સ્વીકાર્યા નથી. અને તેમની પછી ગઝલ લખનારાઓએ આ પ્રકારની છૂટો લીધેલી છે એમણે પુષ્કળ ફારસી શબ્દો પણ ગઝલમાં લીધેલા છે.

એમણે સંસ્કૃત વૃત્તોમાં પણ પુષ્કળ કાવ્યો લખ્યાં છે. વર્તમાન યુગમાં સંસ્કૃત વૃત્તોનો પ્રયોગ કરનાર પહેલા કવિ દલપત અને નર્મદ, પણ એમના કરતાં પણ સંસ્કૃત વૃત્તોનો સંપૂર્ણ પરિચય કરાવનાર કવિ તે કલાપી. તેમની લાગણી સંસ્કૃત વૃત્તોમાં ધોધબંધ વહે છે, તેમનો પ્રવાહ અસ્ખલિત છે. સાદી ગુજરાતી ભાષા સીધી સમજાય એવી, સંસ્કૃત વૃત્તોમાં પણ તેમણે વાપરી છે. અત્યારનો ઊછરતો કવિતાલેખક સંસ્કૃત વૃત્તોની સરળ ઘણે ભાગે કલાપીમાંથી શીખે છે.

અત્યારે આપણા સાહિત્યમાં એક વિવાદ ચાલે છે, તેમાં એક પક્ષ એમ કહે છે કે સંસ્કૃત વૃત્તો ગુજરાતી ભાષાને અનુકૂળ નથી. કેટલાએક એવી પણ સૂચના કરે છે કે સંસ્કૃત વૃત્તોમાં લખાયેલ કવિતા લોકપ્રિય ન થઈ શકે. આ બન્ને વિદ્વાનોને કલાપીનો કેકારવ એક જ સમર્થ જવાબરૂપ છે. કલાપીએ વસંતતિલકા, મંન્દાક્રાન્તા, હરિણી, શિખરિણી, સ્રગ્ધરા, પૃથ્વી વગેરે વૃત્તો ઘણાં જ સૌંદર્યથી લખ્યાં છે. એ અગત્ય જેવું છે કે ગઝલ લખનારો હાથ અહીં પણ સફાઈથી ઘાટ ઘડી શકે છે.

તે આત્મહૃદય થોડીક થઈને ઠીંગે રહ્યા ઊડતા.
હતી પૂર્ણ અમેના ઝાઝા આનન્દેન્દ્રે ગયા.

* *

૨. શ્રી કલાપીની પત્રધારા. પૃ. ૬૩૫

કુટી ગયેલ ઘટની ઘટમાલ જેવાં
મ્હારાં ફર્યાં વરસઃ જીવનભાગ સૂકયો;
એકેય બિન્દુ નવ ચોવીશ ચક્રમાંથી,
વા કોઈએ ન ઘટમાળ સમારનારું.
× × ×
જડાત્મા વૃક્ષો તો ખીલખીલ હસી હર્ષ સુચવે,
અને પૃથ્વીમાતા ફરતી ફરતી ગાયન કરે.

કેટલો સરળ પ્રવાહ! સંસ્કૃત શબ્દો પણ કેટલા ઔચિત્યથી મૂકેલા છે! તેની ઉચ્ચારશુદ્ધિ પણ કેટલી સારી રીતે સાચવી છે!

કલાપી આપણો એક ઘણો જ લોકપ્રિય કવિ છે. આપે સર્વે જોયું હશે કે આ વ્યાખ્યાનમાં મેં કલાપીનો એકવચને ઉલ્લેખ કર્યો છે. અને તેનું કારણ એ છે કે કલાપી તેની કવિતામાં વાચકને પોતાનું નીકટનું સ્વજન લાગે છે. બોલવા જતાં પણ મોંમાંથી બહુવચન નીકળી શકતું નથી. આપણામાં આવું સ્વજનપદ પ્રાપ્ત કરેલા કવિઓ દલપત અને નર્મદ, અને તે પછી કલાપી. એવો કોઈ યુવાન નહિ હોય જેને કલાપી પોતાની લાગણી ગાતો નહિ લાગ્યો હોય. અલબત એવું બનતું હશે કે કેટલાક યુવાનો દિલમાં દર્દ ન હોય છતાં દર્દનું ખોટું આત્મભાન કરના કલાપી સાથે તાદાત્મ્ય અનુભવતા હશે. કદાચ એમ હોય કે જુવાનીમાં દર્દનું સૌંદર્ય સૌથી પહેલું જોવામાં આવ્યું હોય, તેથી દર્દના આભાસમાં પણ મજા આવતી હોય. પણ અત્યારના યુવાનને દર્દ સાચું હોય કે ખોટું હોય, પણ તેનો કલાપી ઉપરનો પ્રેમ સાચો છે, અને આ દર્દની આકર્ષકતા એ જ્યાંસુધી માનવહૃદયનો સાચો ભાવ છે. ત્યાંસુધી કલાપી યુવાનોનો કવિ કહેશે. કલાપી યુવાનવયે ગુજરી ગયો એ આપણે માટે, દેશને માટે, આપણા સાહિત્યને માટે, એક મહાન આફત પડેલી છે. પણ જુવાનીમાં ગુજરી જઈને તેણે યુવાનોના કવિ તરીકે શાશ્વતયૌવન પ્રાપ્ત કરેલું છે.

કલાપી જુવાનીમાં ગુજરી ગયા. જો એ વધારે લાંબું આયુષ્ય ભોગવી શકયા હોત તો, એમણે શું કર્યું હોત, અને કેવું સાહિત્ય આપ્યું હોત, એ માત્ર તર્ક જ છે, છતાં આપણે માણસ, તર્ક કર્યા વિના રહી શકતા નથી. અને એમના વિશેના એકબે તર્કો ઘણા જ ઉપપન્ન જણાય છે.

એક તો એ કે તેમની પ્રસિદ્ધ થયેલ બધી કવિતાથી તેઓ કોઈ જુદી જ કવિતા લખત. ૧૮૯૭ પછી તેમની કવિતાની વિપુલતા ઓછી થતી જાય છે. '૯૮ના એક પત્રમાં તેઓ કહે છે:

"મ્હારી પોતાની કવિતા તો હાલ પૂરી થઈ છે, હવે Subjective (આત્મલક્ષી) તો બહુ જ થોડું લખાશે"[૩]

અર્થાત્ તેમની કવિતાનું આત્મલક્ષી પ્રકરણ પૂરું થયું હતું. અને પછી લખાત તો શું લખાત, એ વિચારવા પહેલાં એક બીજો તર્ક પણ મને આવે છે. તેમના પત્રોમાંથી સ્પષ્ટ જણાય છે કે ગાદી અને રાજ્યવહીવટ છોડી નિવૃત્ત થવાની વૃત્તિ તેમને વારંવાર થઈ આવતી. તેમના સલાહકારોએ, મિત્રોએ, મુરબ્બીઓએ, વારંવાર ના પાડવાથી તેમણે આ બાબતમાં ઠેઠ સુધી પગલું ભરેલું ન હતું. પણ અવસાન પહેલાંના કાગળોમાં એ વૈરાગ્યવૃત્તિ ફરી જાગેલી જણાય છે.

૩. કલાપીની પત્રધારા પૃ. ૩૩૯.

એ કોઈ તરંગી વૃત્તિ નહોતી પણ તેમના સ્વભાવના એક બળવાન અંશમાંથી હું તેને વારંવાર ઉદ્ભવતી જોઉં છું. કલાપી ભલે એક પ્રેમી કવિ તરીકે પ્રસિદ્ધ છે, પણ પરમ સત્યની શોધ કરવી એ એમના જીવનનો એક મુખ્ય પ્રયત્ન હતો એમ જણાય છે. એ બાબતમાં તે કાન્તને મળતા આવે છે. કલાપીની કવિતા ઉપર કાન્તની ઘણી અસર છે. કલાપીના સંવાદો, અંજનીગીત, ખંડકાવ્યોનું અનુસંધાન કાન્તની સાહિત્યકૃતિઓ સાથે સીધું થઈ શકે છે. પણ તેથી પણ વધારે મહત્ત્વની હતી બન્ને વચ્ચેની તત્ત્વચર્ચા. કાન્તને સ્વીડનબોર્ગમાં શ્રદ્ધા હતી, અને એ માર્ગનું તેમણે કલાપીને સૂચન કરેલું. કલાપીએ એ સાહિત્ય કાન્તની સલાહ પ્રમાણે વાંચેલું, અને સ્વીડનબોર્ગ વિશેની તેમની શંકાઓ કલાપીની સ્વતંત્રતા તેમજ શોધકબુદ્ધિનો પુરાવો લેખાવો જોઈએ. કલાપીએ થિયોસોફીનો અભ્યાસ કરેલો, મણિભાઈ નભુભાઈનો સમાગમ કરેલો, તે સર્વ એ સત્યની ખોજમાં.

બીજા સ્વભાવનાં કારણો હશે-હતાં, પણ રાજ્યકામકાજ છોડવાની વૃત્તિમાં આ કારણ મુખ્ય હતું એમ હું માનું છું, અને કલાપી જીવ્યા હોત તો તેમણે છેવટે આ નિર્ણય પાર પાડ્યો હોત, એમ મને પોતાને જણાય છે. આસપાસની બધી પરિસ્થિતિ પણ એવી હતી એમ મને જણાય છે. અને એમ થયું હોત, અને પછી એમને કોઈ સત્યમાં શ્રદ્ધા બેઠી હોત, તો એમની પ્રૌઢાવસ્થાની કવિતા એમની એ શ્રદ્ધાની વાત એમ હું માનું છું.

કલાપી કવિ હતા પણ તેથી પણ મોટા ઉદાર, બહાદુર પુરુષ હતા. તેમના વિચારોમાં અભિપ્રાયોમાં નિઃસંકોચ સત્યનો રણકાર આપણે જોઈએ છીએ.

એટલી નાની ઉંમરે પણ બધી રીતે મધ્યકાલીન ગણાય એવા રાજ્યના વાતાવરણને ભેદીને એ નવા યુગનો કવિ થયો હતો. વસ્તુના યથાર્થ સ્વરૂપ સુધી જવાની એનામાં નિર્ભયતા હતી, અને આપણે આજે માત્ર એક કવિ નહિ પણ એક એવા મોટા પુરુષની જયંતી ઊજવવા ભેગા થયા છીએ.

મોટા પુરુષનો જન્મ એ આખા સમાજને માટે એક હર્ષનો પ્રસંગ છે. કલાપીના ઉત્તરાધિકારીઓ એ પ્રસંગને યાદ કરે છે, સાચવે છે, અને ઊજવે છે, તે એમની લાયકાત છે, શોભા છે, અને એમણે કલાપીનો વારસો દીપાવ્યો છે એમ બતાવે છે.

આપે મને આમંત્રણ આપી તેના હર્ષમાં ભાગીદાર બનાવ્યો છે, અને કલાપીને અંજલિ આપવાને મને તક આપી છે, તેને માટે હું ફરી મારો આભાર દર્શાવી, મારું આજનું વક્તવ્ય પૂરું કરું છું.×

× તા. ૧૭-૨-૪૭ના રોજ લાઠીમાં 'કલાપી જયંતી'ના પ્રસંગે આપેલું વ્યાખ્યાન.

# આપની યાદી

## [ અનુપૂર્તિ ]

નગીનદાસ પારેખ

'પ્રસ્થાન'ના ગયા અંકમાં 'આપની યાદી'નો સ્વાધ્યાય છપાયો છે. એ છપાઈ ગયો ત્યાર પછી તરત જ મને ૧૧મી કડીનો એક નવો અર્થ સૂઝ્યો, અને તે વધારે સાચો અને સારો લાગ્યો એટલે અહીં રજૂ કરવાની રજા લઉં છું.

દસમી અને અગિયારમી કડીનો મેં કરેલો અર્થ શ્રી. બ. ક. ઠાકોરે અને શ્રી. નવલરામ ત્રિવેદીએ કરેલા અર્થ કરતાં જરા જુદો છે, એ વસ્તુ હું ગયા અંકમાં નોંધી ગયો છું. મેં એમનો અર્થ કેમ જતો કર્યો એ વિષે મેં ત્યાં કશું લખ્યું નથી. અહીં એની સહેજ ચર્ચા કરવા માગું છું.

એ બે કડીઓ આ પ્રમાણે છે :

> પ્યારું ત્યજીને પ્યાર કોઈ આદરે છેલ્લી સફર
> ધોવાઈ યાદી ત્યાં રડાવે છે જુદાઈ આપની. ૧૦
>
> રોકે ન કાં એ રાહમાં બાકી રહીને એકલો ?
> આરાકોના રાહની જે રાહદારી આપની ! ૧૧

અહીં દસમી કડીમાં પ્રિયજનના અવસાનનો પ્રસંગ છે એવું એ બંને વિવેચકોએ સ્વીકાર્યું છે. પણ જ્યારે જ્યારે પ્રિયજન છેલ્લી સફર કરે ત્યારે ત્યારે તે પ્રેમ તોડીને જ કરે છે એવું શી રીતે કહી શકાય ? ખરું જોતાં તો પ્રિયજનનું અવસાન એમ કહીએ એમાં જ આપણો પ્રેમ અખંડિત છે એવો અર્થ સમાઈ જાય છે. એટલે અહીં 'પ્યાર ત્યજીને આદરે છેલ્લી સફર'નો અર્થ અવસાન પામે એમ કરવા કરતાં પ્રેમ સંબંધ તોડીને ચાલ્યું જાય એવો લેવો વધારે ઠીક લાગે છે.

અગિયારમી કડીમાં 'રાહદારી'નો અર્થ એ બને વિવેચકોએ 'રાહબરી' એવો કર્યો છે. 'રાહદારી'નો એવો અર્થ થાય નહિ;—'જોડણીકોશ' સિવાય બીજા કોઈ પણ હિંદી કે ગુજરાતી કોશમાં એ અર્થ આપેલો નથી—એટલે કવિએ ભૂલથી 'રાહબરી'ના અર્થમાં 'રાહદારી' શબ્દ વાપર્યો છે, એવું એમણે કહ્યું છે. જ્યારે કવિએ ખોટો શબ્દ-પ્રયોગ કર્યો હોય ત્યારે તે ખોટો છે એમ કહેવામાં કાંઈ ખોટું નથી. પણ આપણે કોઈ શબ્દપ્રયોગને ખોટો કહીએ તે પહેલાં એ પ્રયોગનો પ્રસ્તુત સ્થળે અર્થ બેસી શકે એમ હોય તો તે વિચારવું ઘટે, એ વિચારથી જ હું જુદો અર્થ કરવા પ્રેરાયો. 'રાહબરી' અર્થ બેસાડવામાં વળી થોડું પીંજણ પણ કરવું પડે છે. આથી મેં 'રાહદારી'નો અર્થ 'પ્રવાસ, યાત્રા' એવો લીધો. એ અર્થ કોશોમાં સ્વીકારાયેલો છે, અને મને હમણાં સૂઝે છે કે શ્રી કલાપીએ પણ એ શબ્દ એ જ અર્થમાં પોતાની બીજી એક પ્રખ્યાત ગઝલમાં વાપરેલો છે.

જે રાહદારીમાં અમોને લૂટનું
ઉમેદ બર આવો નહીં એની સનમ !

'યાત્રા' અર્થ લેવામાં પણ થોડું પીંજણ તો કરવું જ પડે છે. પણ એમાં કવિને ખોટા કહેવાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી, એને હું લાભ ગણું છું.

પણ ત્યાર પછી મને નવો અર્થ સૂઝ્યો. 'રાહદારી'નો એક અર્થ 'રસ્તા ઉપરથી લઈ જવાતા માલ ઉપર લેવાતો કર' એવો થાય છે. 'સંક્ષિપ્ત હિંદી શબ્દસાગર'માં 'राहदारी राह पर चलने का महसूल। सड़क का कर।' એવો અર્થ આપેલો છે. આ ઉપરથી મને સૂઝ્યું કે જો આ કડીમાં આ અર્થ લેવામાં આવે તો અર્થ ખૂબ સહેલો થઈ જાય અને વળી સુંદર પણ થાય.

હું કેમ ન રોઉં ? કારણ રુદન એ તો પ્રેમમાર્ગનું આપનું મહેસૂલ છે. જે કોઈ પ્રેમપંથે પળે છે તેણે એ મહેસૂલ ચૂકવવાનું જ હોય છે, તો હું પણ શા માટે ન ચૂકવું !



# પ્રદીપ

લાભશંકર પાઠક

નિશીથને નેત્ર સહસ્ર લક્ષ,
અને અહર્ને બસ માત્ર એક.
પૃથ્વીપ્રભા કિન્તુ સમસ્ત અસ્ત
દિનેશ જ્યારે ક્ષિતિપાર ડૂબે.

છે ચિત્તને ચક્ષુ સહસ્ર લક્ષ,
ને છે હૃદયને બસ માત્ર એક.
પ્રાણપ્રભા કિન્તુ સમસ્ત અસ્ત
ઉરે યદા પ્રેમપ્રદીપ બૂઝે. *



* 'Light' નામના અંગ્રેજી કાવ્યનો અનુવાદ.

# માતાનો પ્રેમ

માલ્કમ આલ્ફ્રેડ

**મ**નુષ્યજીવનમાં અમુક ઘટનાઓ કેવી રીતે બની જાય છે તેનું રહસ્ય પામવું અતિ મુશ્કેલ છે. સૃષ્ટિની શરૂઆત કેમ થઈ તે જેમ મહાન કોયડો છે, તે જ પ્રમાણે અમુક પ્રસંગોનું ઉદ્ભવસ્થાન નક્કી કરવું એ પણ એક કઠીન કાર્ય છે.

મીનાક્ષીના જીવનમાં એવી જ એક ઘટના બની ગઈ હતી. એ વાતને આજે કંઈક વર્ષો વીતી ગયાં છે; પણ હજુ યે તેને સમજ પડતી નથી કે એ બધું બન્યું કેમ.

કોલેજમાં તેને મહેન્દ્ર સાથે મૈત્રી થઈ. સાધારણ રીતે જેમ બને છે તેમ મૈત્રી પ્રેમમાં પરિણમી. અભ્યાસ પૂરો થયા પછી તેમણે 'પ્રભુતામાં પગલાં' માંડ્યાં.

અસહકારની ચળવળ તે વખતે પૂર જોશમાં ચાલતી હતી. નીમકનો કાયદો તોડવો એ પ્રત્યેક યુવકની મોટામાં મોટી મહત્ત્વાકાંક્ષા હતી. જુવાનીમાં મનુષ્ય બુદ્ધિબળ કરતાં ઊર્મિબળથી વધારે દોરવાય છે. મહેન્દ્રના મિત્ર નલીનાક્ષને પણ એક જ ધૂન લાગી હતી—કાયદા તોડો, બહિષ્કાર કરો અને સ્વરાજ્ય મેળવો. ધરાસણામાં લાઠીમારથી તેનું માથું ફુટી ગયું. તેને કોઈ એવું સગું નહોતું કે જે તેની સારવાર કરે; પાસે એટલા પૈસા પણ નહોતા કે સારી જેવી ઇસ્પિતાલમાં જઈ પડે. આ વખતે તેને તેનો મિત્ર યાદ આવ્યો. તેણે તેને પત્ર લખ્યો. મહેન્દ્ર તરત જ દોડી આવ્યો. પોતાને તો વકીલાતમાંથી અવકાશ મળતો નહિ, પણ જો પ્રસંગ પ્રાપ્ત થાય તો દેશસેવકોની સેવા કરવાની ધગશ તેને હતી.

નલીનાક્ષની તેણે કાળજીપૂર્વક સારવાર કરી. એકાદ મહિનામાં તે પુનઃ પૂર્વવત્ થઈ ગયો. પણ ઘણું લોહી વહી જવાથી તેને નબળાઈ પુષ્કળ આવી હતી. હવાફેરની ખાસ જરૂર જણાવાથી, ડૉક્ટરના કહેવાથી, મહેન્દ્ર તેને માથેરાન લઈ ગયો.

નલીનાક્ષની સારવાર કરવામાં મીનાક્ષીએ પણ ઓછો ભાગ ભજવ્યો નહોતો.

માથેરાનમાં ઠરીઠામ થયા પછી મહેન્દ્ર નલીનાક્ષ પાસે આવ્યો. તેનો હાથ પકડી બોલ્યોઃ "નલીનાક્ષ, તારા જેવા મિત્રની સેવા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો એ મારાં અહોભાગ્ય છે. મને ઘણી યે ઇચ્છા છે કે અહીં રહી તારી પૂરતી ખાતરબરદાસ્ત કરું; પણ મારે મુંબઈ પાછા ફર્યા વિના છૂટકો નથી. જો તારે—"

"એ શું બોલ્યો, મહેન્દ્ર! તારું આ ઋણ હું ક્યારે અદા કરી શકીશ તેની મને પોતાને ખબર નથી. તારો પ્રેમ છે તો મારે મન બધું જ છે. મને પણ અહીં કંઈ વધારે રહેવાની જરૂર નહિ પડે. થોડા દિવસમાં પાછો ભારતમાતાને ચરણે જઈશ."

"તો હું કાલે સવારની ગાડીમાં જ જઈશ." મહેન્દ્રે કહ્યું, "મીનાક્ષી અહીં જ રહેશે તારી પાસે. એટલે તને બનતાં સુધી તો કંઈ અગવડ પડશે નહિ."

બીજે દિવસે મળસ્કે વહેલા ઊઠી તેણે તૈયારી કરવા માંડી. જ્યારે તે જવા નીકળ્યો ત્યારે નલીનાક્ષે પણ સ્ટેશન સુધી જવાની ઇચ્છા પ્રદર્શિત કરી.

"ના, ના, ના!" મહેન્દ્ર બોલી ઊઠ્યો, "આવી ઠંડીમાં તું ક્યાં આવીશ? વ
તબિયત લથડી જશે." પણ નલીનાક્ષના આગ્રહ આગળ તેનું કાંઈ ચાલ્યું નહિ.

"ભલે ને આવે!" મીનાક્ષીએ હસીને કહ્યું, "ધાબળામાં ઢબુરીને ટીંગાટોળી કરી
મોટરમાં બેસાડી દઈશું!" તે દોડીને બેત્રણ કામળા લઈ આવી; અને નલીનાક્ષને વિદાય

ગાડી ઊપડી ગઈ ત્યારે સૂર્યોદય થવાની તૈયારી હતી. પ્રેમના પ્રથમ સ્વપ્ન જે
ઉષા ખીલી હતી. નલીનાક્ષ કવિ પણ હતો: તેણે મીનાક્ષીને કહ્યું: "મીનાક્ષી, વાંધો
હોય તો સૂરજ ઊગે ત્યાં સુધી રોકાઈએ."

"અને પછી પાછા પટકાઈ પડશો ત્યારે વળી સારવાર કોણ કરશે?" તે હસ
મીનાક્ષીના હાસ્યમાં ઉષાની દીપ્તિ ઝળહળતી.

"તમે સ્તો!" કહીને નલીનાક્ષ પણ હસવા લાગ્યો.

થોડી પળો એમ ને એમ પસાર થઈ ગઈ. પછી ક્ષિતિજ પર મીટ માંડી નલીના
ધીરે ધીરે બોલવા લાગ્યો: "મીનાક્ષી, ક્ષિતિજ પરનો એ ગુલાલ વસંતના આનંદનો નથ
પરદેશીઓનાં પાપો અને અત્યાચારોની ચિતાની એ જ્વાળાઓ છે. ગુલામીનું મુડદું એ
ભડકે બળે છે. માતાની આઝાદીનું એમાં પરમ સૂચન છે." પછી થોડી વાર મૂંગો રહ
મીનાક્ષી સામે જોઈ સહજ હસીને બોલ્યો: "એ ચિતા ખડકવામાં મારો પણ સાથ
એટલો મને સંતોષ છે. માતાનાં બંધનો કાલે તૂટી જશે."

મીનાક્ષી કાંઈ બોલી નહિ. મુગ્ધ બની તે બધું સાંભળી રહી. સ્વતંત્રતાની ભાવન
માનવીને કેટલો ભવ્ય બનાવે છે? તે નલીનાક્ષની સામે જોઈ શકી નહિ. હિંદની વાત કરત
વખતે તેની આંખો કોઈ એવા તેજથી ચમકતી કે મીનાક્ષી તેનો તાપ ઝીરવી શકતી નહિ
પામરતા અનુભવતી તે અન્ય જગ્યાએ જોતી શાંત બેસી રહી.

આમ કેટલી વાર થઈ ગઈ તેનું તેને ભાન રહ્યું નહિ. જ્યારે પવનની ઠંડી લહેરથ
તે ધ્રૂજી ઊઠી ત્યારે તે બોલી: "ચાલો, હવે જઈશું?"

પ્રાતઃકાળની કડકડતી ઠંડીએ નલીનાક્ષના નંખાઈ ગયેલા શરીર પર તરત જ અસ
કરી. બપોર પડતાં તેનું માથું પકડાઈ ગયું, અને શરીરમાં ઝીણો જ્વરપણ વાગ્યો. પડોશમ
કોઈ ડૉક્ટર આવીને ઊતર્યા હતા. મીનાક્ષીએ તેમને બોલાવી મંગાવ્યા.

રાત્રે તાવ વધ્યો. માથું પણ સખત દુખવા લાગ્યું. ઉંહકારા ભરતો નલીનાક
બિછાનામાં તરફડવા લાગ્યો. તેને દવા પાઈને મીનાક્ષી બારી પાસે જઈને ઊભી. દૂર દૂ
પહાડોનાં શિખરો પાછળ સૂર્ય આથમતો હતો. અવની પર ઊતરતા અંધારમાં જાણે
મિનાક્ષીનું નિસ્તેજ વન દટાઈ જતું હતું. પાસેના એક વૃક્ષની ડાળીઓમાં ભરાઈ ગયેલ
ચંદ્રમા તેમાંથી છૂટીને બહાર આવ્યો; જાણે મુગ્ધાનું પ્રણયગાન! તેના હૃદયમાં અવનવ
લાગણીઓ પેદા થતી હતી. તે લાગણીઓ શાની હતી તેની તેને પોતાને પણ ખબર
નહોતી. દૂર ચમકતા આગીઆઓની જેમ ચિત્રવિચિત્ર વિચારો તેના અંધકારમય હૃદયમાં
ચમકી ઊઠતા.

ત્યાં નલીનાક્ષના એક ધીમા ચિત્કારે તેને વિચારતંદ્રામાંથી જાગૃત કરી. તે તેના બિછાને દોડી ગઈ: "માથું દુઃખે છે?"

નલીનાક્ષે તેની સામે નજર ફેરવી આંખો બંધ કરી દીધી.

"મેં સવારે કહ્યું ત્યારે માન્યું નહિ, અને ગુલામીની ચિતા જોવા બેઠા!" કહી તે તેના ઓશિકા પાસે બેસી ગઈ. "લાવો, જરા દાબી આપું."

તે માથું દાબતી હતી ત્યારે નલીનાક્ષ ધીરે ધીરે બોલવા લાગ્યો: "ગુલામીની ચિતા નિહાળવાનો દિવસ હવે પાસે જ છે. અને તેનો આનંદ મારા જેવાઓ જ માણી શકશે—જેમણે તન, મન અને ધનનાં બલિદાન આપ્યાં હશે. સ્વરાજ્ય દૂર નથી. દેશને માટે પ્રાણ અર્પણ કરવા પડે તો ય તે મારે મન તો ઓછું જ છે. મને તેની જરાયે પરવા નથી."

મીનાક્ષી ગંભીર વદને બોલી: "તો પછી આ ઉંહકારા કેમ લો છો?"

"ઉંહકારા! મીનાક્ષી, એ ઉંહકારા મારી વેદનાના નથી. માતાની અગાધ પીડાનો એ પડઘો છે." અને તેણે મીનાક્ષીના હાથ ઉપર પોતાના હાથ દાબી દીધા. "લઈ લો, આ તમારા હાથ લઈ લો! જો તમે મને એટલો બીકુ સમજતા હો તો તમે મોટી ભૂલ કરો છો."

તેના હસ્તનાં સ્પર્શથી મીનાક્ષીના હૃદયના તાર ઝણઝણી ઊઠ્યા. શું કરવું તે તેને સૂઝ્યું નહિ. થોડી વાર રહી નલીનાક્ષ કહેવા લાગ્યો: "મીનાક્ષી, આ હાથમાંથી મને કેટલી પ્રેરણા, કેટલું સાંત્વન મળે છે તેની તમને ક્યાં ખબર છે? સ્ત્રી દેવી છે: તમારામાં હું ભારતમૈયાનું શાંત સ્વરૂપ જોઈ રહ્યો છું. આ અધખિડાયેલાં નેત્રોમાં હું માતાનો થાક અને શોક જોઈ શકું છું. તમને ખબર છે, જ્યાં સુધી સ્ત્રી પુરુષની પડખે ઊભી નહિ રહેશે ત્યાં સુધી તેનાથી કોઈ પણ સિદ્ધિ થઈ શકશે નહિ."

ઊર્મિના આવેગથી તે હાંફવા લાગ્યો. તે શાંત થયો એટલે મીનાક્ષીએ ધીરે ધીરે પોતાના હાથ ખેંચી લીધા. તે બોલી: "માથું દાબી આપું?"

નલીનાક્ષ શરમાઈ ગયો. તેણે કહ્યું: "હું બહુ દિલગીર છું. તમે એમ ન સમજશો કે મારી બુદ્ધિ ભ્રષ્ટ થઈ છે. પણ જ્યારે માતૃભૂમિની વાત આવે છે ત્યારે મારો જીવ ખૂબ અધીરો થઈ જાય છે." પછી તે પડખું ફેરવી સૂઈ ગયો.

પણ તે રાત્રે મીનાક્ષીને નિદ્રા આવી નહિ. તેના હૃદયમાં પુષ્કળ ગડમથલ ચાલતી હતી. મોડી રાત સુધી તેણે પથારીમાં આમથી તેમ આળોટ્યા કર્યું. નલીનાક્ષ કેવી પ્રકૃતિનો માણસ હતો તે તે કોઈ પણ રીતે નક્કી કરી શકી નહિ. તેની દેશસેવાની ધગશ અદ્ભુત હતી. તેના સ્વાભિમાન માટે કોઈને પણ માન પેદા થયા વિના રહે નહિ. પણ—પણ તેની આજની વર્તણૂક મીનાક્ષીને કંઈક વિચિત્ર લાગી. તેના હાથનો સ્પર્શ યાદ આવતાં તેણે ઝીણી ધ્રૂજારી અનુભવી.

ઘડિયાળમાં બેના ટકોરા થયા. વિચારમાં ને વિચારમાં તેને ઝોકું આવી ગયું.

બીજે દિવસે તે સાધારણ રીતે મોડી ઊઠી. નાહી કરીને પરવાર્યા પછી તેણે રસોઈની તૈયારી કરવા માંડી. નલીનાક્ષ પાસે જતાં આજે તેને સંકોચ થયો. તરત જ તેણે રસોઈમાં ચિત્ત પરોવ્યું. વચમાં તેણે રામાને પૂછી જોયું: "બાબુની તબિયત કેમ છે?"

"અત્યારે તાવ જરા ઊતર્યો છે."

"રાત્રે બરાબર સૂતા હતા?"

"હા જી. પણ હજી તેમનું માથું ઊતર્યું નથી."

આ પછી મીનાક્ષી કાંઈ બોલી નહિ. રાંધી પરવાર્યા પછી તેણે નલીનાક્ષ માટે કાંજી બનાવી, અને તે લઈને તેની પાસે ગઈ. પાસેની ટીપોય પર ગ્લાસ મૂકી તેણે પૂછ્યું: "હવે કેમ લાગે છે?"

નલીનાક્ષ થોડી વાર મૂંગો મૂંગો તેની સામે જોઈ રહ્યો. મીનાક્ષીએ માથા પરનો છેડો જરા નીચે તાણ્યો. નલીનાક્ષે મીનાક્ષીના પ્રશ્નનો ઉત્તર આપ્યા વિના જ કહ્યું: "તમે રાત્રે સૂતા હો તેમ લાગતું નથી. કેમ તે હું સમજી ગયો છું. કદાચ તમે મારી વર્તણૂક વિવેક-ભ્રષ્ટ થઈ હતી એમ માની લીધું હશે. પણ મારી ખાતરી છે કે આટલા મંથન પછી તમે સત્ય શોધી કાઢ્યું છે. છતાં જો તમને મારા વર્તનથી ઓછું આવ્યું હોય તો હું અંતઃકરણપૂર્વક તમારી માફી માગું છું."

નલીનાક્ષનું આ ભાષણ સાંભળી મીનાક્ષીનું મોં લજ્જાથી લાલ થઈ ગયું. શું કહેવું તે તેને સૂઝ્યું નહિ. જોરથી ધબકતા હૈયાને એક હાથે દાબી તેણે કહ્યું: "તમારી કાંજી ઠંડી પડી જશે." પછી તે ત્યાંથી ચાલી જવા લાગી.

"નહિ, નહિ! તમે મને માફ નહિ કરો ત્યાં સુધી હું અન્નપાણી મોંમાં મૂકીશ નહિ."

મીનાક્ષીને શબ્દો મળ્યા નહિ. છેવટે તે બોલી: "પણ મને ખોટું જ ક્યાં લાગ્યું છે!"

"એમ ન કહો. તમારા મનની સ્થિતિ હું સારી પેઠે સમજી શકું છું. કહો, મને માફ કરશો કે નહિ?"

મીનાક્ષીની આંખમાં પાણી છલકાયાં. માંડ માંડ તે આટલું બોલી શકી: "મારા મનમાં તમારા માટે કેવો ભાવ છે તે તો પરમેશ્વર જ જાણે છે. અને તે જ તમને માફ કરશે." અને તે ઝટપટ ખંડની બહાર જતી રહી.

પોતાના ખંડમાં આવી તે શરમની મારી બે હાથમાં મોં છુપાવી બિછાનામાં ચુપચૂપ પડી રહી.

આ પછી બેત્રણ દિવસ દરમિયાન કાંઈ ખાસ બનાવ બન્યો નહિ. નલીનાક્ષ હવે સંપૂર્ણ તંદુરસ્ત થઈ ગયો હતો. મીનાક્ષી તેને વખતસર દવા આપતી; તેના ખાવાની પણ તે જ વ્યવસ્થા કરતી. પણ બંનેમાંથી કોઈ ભૂતકાળના બનાવોનો ઉલ્લેખ કરતાં નહિ. પણ જેમ ચોમાસાનાં ઝાપટાંમાંથી બી પાણી સીંચીને પછી ઉનાળાના શાંત તાપમાં ઊગવા માંડે છે તેમ મનુષ્ય-હૃદયમાં એક વાર વવાએલાં બીજ એવા અતડા અને શૂન્ય વાતાવરણમાં જ ચુપચૂપ ઊગી નીકળે છે.

તે દિવસે સાંજે નલીનાક્ષની ઇચ્છાને માન આપી મીનાક્ષી તેની સાથે ફરવા ગઈ. એકાદ એકાંત જેવી જગ્યા શોધી તેઓ એક શિલા પર બેઠાં.

"હવે જો તમને સારું હોય તો મુંબઈ જવામાં કંઈ વાંધો છે?" મીનાક્ષીએ પૂછ્યું.

"વાંધો? વાંધો કંઈ નહિ. તમે કહો તો કાલે જ જઈએ."

"'તમે કહો' તેમ નહિ! એનો આધાર તમારા પર જ છે."

"વાહ, જો એમજ હોય તો હું હજી યે એકાદ મહિનો અહીંઆ જ રોકાઈશ!" નલીનાક્ષના ફિક્કા હોઠ પર હાસ્ય ફરક્યું.

"જેવી તમારી મરજી."

"અંહ!" તે ગંભીર થઈ બોલ્યો: "મીનાક્ષી, ઘણા દિવસથી તમને એક વાત કહેવાનો વિચાર થયા કરે છે. જ્યારે તમે મારી ઇચ્છાને આધીન થવા તત્પર છો ત્યારે હું એ કહી જ નાંખું. યાદ છે તે દિવસે મેં તમને કહ્યું હતું કે તમે દેવી છો?"

મીનાક્ષીએ રોમાંચ અનુભવ્યો. "હું એકલી નહિ—પ્રત્યેક સ્ત્રી."

"હા. પણ આપણને તો તેત્રીસ કરોડ દેવદેવીઓ છે. હું તમારી આરાધના કરું છું. શરમાવાની વાત નથી. તમે મારી સારવારમાં જેવો ઉત્સાહ બતાવ્યો તેવો હવે તમે દેશસેવામાં બતાવો તો કાલે જ સ્વરાજ મળી જાય. ઊંડો વિચાર કરી જોતાં મને લાગ્યું કે તમારી મદદ વિના હું એ કશું જ કરી શકું તેમ નથી."

"મારી મદદ? છી!"

"તમે મશ્કરી સમજો છો? તમે તો મને મૃત્યુમાંથી ઉગાર્યો છે. તમારા હાથનું અમૃત પીને મેં નવજીવન પ્રાપ્ત કર્યું છે. જો તમે હંમેશાં મારી પડખે ઊભા રહો તો આ નલીનાક્ષ મહાનમાં મહાન કાર્ય પણ અદ્ભુત સરળતાથી કરી નાંખશે!"

"તમારી બિમારી હજુ ગઈ નથી!" કહી મીનાક્ષી સહેજ હસી.

"તમે હસો છો કારણ તમારામાં કેટલી શક્તિ અને કેટલું દૈવત્વ છે તે તમે જાણતાં નથી. દેવી, મારી સાથે ચાલો! તમારા આશીર્વાદથી હિંદનાં બંધનો તૂટી જશે. તમારા સિવાય જીવન શક્ય નથી."

હવે મીનાક્ષીએ ગંભીર ભાવ ધારણ કર્યો. નીચેની ખીણોમાંથી અંધકારના ઓળા કુશંકાઓની જેમ નીકળીને ધીરે ધીરે ઉપર આવતા હતા. તે બોલી: "મને કશું યે સમજાતું નથી."

નલીનાક્ષે તેનો હાથ પોતાના હાથમાં લીધો. "આ હાથોથી મને આશીર્વાદ આપો. હું તે જ માગું છું. તમારામાં હું ભારતમાતાની પ્રતિમા સ્પષ્ટ જોઈ રહ્યો છું. તમારો પ્રેમ પ્રાપ્ત કરવો એ જ મારું સર્વથી મોટું ધ્યેય છે. મને તમારી ચરણરજથી વંચિત કરશો નહિ." કહી તે હાથ લંબાવી મીનાક્ષીના ચરણોને અડ્યો. મીનાક્ષીએ તરત જ પગ ખેંચી લીધા અને તેના બન્ને હાથ પકડી લીધા. સંધ્યાની સર્વ રતાશ તેના મુખ પર છવાઈ ગઈ. "શું મારી મશ્કરી કરો છો?" આટલું જ તે બોલી શકી.

"નહિ, મીનાક્ષી! તમે તો મારા જીવનનો દૃષ્ટિકોણ જ બદલી નાંખ્યો છે. અત્યાર સુધી હું સ્ત્રીશક્તિની અવગણના કરતો હતો. પણ હવે આંખો ખોલતાં માલમ પડે છે કે સ્ત્રી વિના પુરુષ અપૂર્ણ છે. મારી ન્યૂનતાને તમે જ ઢાંકી શકો તેમ છો." તેણે મીનાક્ષીના કોમળ હસ્ત પોતાની આંખો સરસા ચાંપ્યા.

મીનાક્ષીનું માથું નમી પડયું. તેનું આખું શરીર ધ્રૂજતું હતું. જ્યારે નલીનાક્ષે તેને વધારે નજીક ખેંચી ત્યારે તેના અંતરના ઊંડાણમાં કોઈ બોલી ઊઠયું: "પ્રભો, મારા હાથે કંઈ અજુગતું ન કરાવતો."

નિશ્વાસ નાંખી તેણે આકાશ ભણી નજર કરી. ત્યાં તારલાઓ અનાથના આંસુ જેમ ચમકતા હતા.

બીજે દિવસે સવારના પહોરમાં જ નલીનાક્ષ બેગમાં કપડાં ગોઠવવા લાગ્યો. આ જોઈ મીનાક્ષી આશ્ચર્ય પામી. તેણે પૂછયું: "કયાં જવાની તૈયારી કરો છો?"

"આપણે હવે અહીંથી સત્વર જવું જોઈએ. ઢીલ કરવામાં લાભ નથી."

"આપણે? કયાં?"

"માતાને ચરણે. માતાના પ્રેમમાં જ માનવીનો ઉદ્ધાર છે. આપણે ગમે ત્યાં જઈશું. ભારત વિશાળ ખંડ છે. તેનો પ્રત્યેક ખૂણો સેવાભાવી જનોને પુકારી રહ્યો છે. ચાલો, તૈયાર થાઓ."

આ સાંભળી મીનાક્ષીના હૃદયને આઘાત લાગ્યો. તે સ્તબ્ધ બનીને ઊભી રહી.

"આવશો ને?" નલીનાક્ષના અવાજમાં દર્દ અને આગ્રહ હતાં.

મીનાક્ષીએ માથું હલાવી હા કહી.

ત્યાં રામો હાથમાં બેગ લઈને આવ્યો. તેની પાછળ તરત જ મહેન્દ્ર આવ્યો. ઉભય અવાક્ થઈ ગયાં.

મહેન્દ્ર હસવા લાગ્યો. "મને થયું હતું જ કે તમે અકળાઈ જશો. તમે પણ મુંબઈ આવવાની જ તૈયારી કરતા લાગો છો." પછી તેણે નલીનાક્ષને પૂછયું, "કેમ, તને હવે કંઈ વાંધો આવે તેવું નથી ને?"

"ના રે," કહી નલીનાક્ષ ઊંધું ઘાલી કપડાં ગોઠવવા લાગ્યો.

"આ......લો! એ પણ સારા ખબર છે. તમે લોકો તૈયાર જ છો. તો આપણે આજે સાંજના જ રવાના થઈ જઈશું. કેમ, ફાવશે ને?"

"વાહ! કેમ નહિ?" નલીનાક્ષ હસ્યો, અને કટાક્ષથી ઉમેર્યું, "મીનાક્ષી તો કેટલા એ દિવસ થયા મુંબઈની ઝંખના કરે છે." અને ખૂબ જોરથી હસવા લાગ્યો.

પતિપત્ની બન્ને જરા શરમાઈ ગયાં.

ત્યાર પછી જ્યારે તેઓ જમવા બેઠાં ત્યારે મીનાક્ષીનું હૃદય કોઈ અસમય ચૈતન્યના પ્રકાશથી પ્રદીપ્ત થઈ ગયું. મનમાં ને મનમાં તે સ્વામીને અનેકવાર વંદન કરવા લાગી. પણ તેની આંખોમાં આંખ મેળવવાની તેની હિંમત ચાલી નહિ.

મુંબઈ આવ્યા પછી નલીનાક્ષે પોતાનું દેશસેવાનું કાર્ય અમણા જોશથી શરૂ કર્યું. મીટિંગો ગોઠવવામાં, પીકેટિંગ કરવામાં અને ભાષણો કરવામાં તેના દિવસો ઝડપથી પસાર થવા લાગ્યા. મીનાક્ષીને લાગ્યું કે તે ભૂતકાળને ભૂલી ગયો છે.

પણ એક દિવસે સાંજે તે થાકીને લોથપોથ થઈ આવ્યો, અને સોફામાં પડતું મૂકી બોલ્યો: "મીનાક્ષી, આમ કામ નહિ ચાલે. આ તે શું કંઈ રીત છે!"

મીનાક્ષીએ વિસ્મિત થઈ પૂછ્યું: "કેમ, શું થયું?"

"શું થયું? વાહ! સ્ત્રીઓને કોઈ વાત ભૂલતાં જરાયે વાર લાગતી નથી."

"મારા વિશે નિર્દેશ કરો છો?" તે જરા હસી.

"નહિ તો! આટઆટલી જહેમત ઉઠાવવા છતાં તેનું પરિણામ કાંઈ આવતું નથી. બધું જ પ્રાણરહિત!"

"પણ મને સમજ પડતી નથી કે હું એમાં ક્યાં આવું છું!"

"ભક્તોના પ્રશ્નોના જવાબ ભગવાન પણ આમ જ આપતો હશે! મીનાક્ષી, તમે મારી સાથે ચાલો."

મીનાક્ષી હસતી જ રહી. તે બોલી: "તમને ખબર છે લોકો શું વાતો કરશે?"

"વાતો? અત્યારે લોકોને વાતો કરવાની ફુરસદ જ ક્યાં છે? અને જો તેમજ હોય તો આપણે અન્ય કોઈ સ્થળે જતાં રહીએ. દેવી, શું તમારો ફાળો વિસરી ગયાં?" તે સોફા પરથી ઊઠીને મીનાક્ષી પાસે આવ્યો. મીનાક્ષી સ્વસ્થતા જાળવી હસતી જ રહી. નલીનાક્ષે તેના ખભે હાથ મૂક્યા. "મીનાક્ષી, આવા પ્રસંગો જીવનમાં જવલ્લે જ આવે છે. ચાલો, માતાનો ઉધ્ધાર કરવા ચાલો."

"નલીનાક્ષ," મીનાક્ષી શાંત ચિત્તે બોલી: "તમે મારો ઉદ્ધાર ક્યારે કરશો?"

"તમારો ઉદ્ધાર!"

"હવે હું પણ માતા થઈશ. તે પહેલાં મારે મારો ઉદ્ધાર કરવો જોઈએ."

"હું—હું કાંઈ સમજ્યો નહિ."

"સમજશો, હવે સમજશો. પોતાનો ઉધ્ધાર કર્યા વિના માણસ કાંઈ કરી શકે નહિ. આપણા સર્વમાં આ જ ન્યૂનતા છે."

"મને સમજાતું નથી. તમે તો દેવી છો. ભારતમાતાની પ્રતિમા છો. તમારામાં ખામી હોઈ શકે જ કેમ?" નલીનાક્ષ આવેશપૂર્વક બોલી ઊઠ્યો.

"તમે ભૂલી કેમ જાઓ છો? માતાના પ્રેમમાં જ મનુષ્યનો ઉદ્ધાર છે," કહી તે પુનઃ શાંત રીતે હસી.

નલીનાક્ષ ચિડાયો. મીનાક્ષીમાં આટલો બધો ફેરફાર ક્યારે અને કેવી રીતે થયો તે તે સમજી શક્યો નહિ. તેના ખભા દબાવી તે બોલ્યો: "તમે મારી સાથે આવશો કે નહિ?"

મીનાક્ષી હસતી જ રહી.

"આવશો કે નહિ? કહો, આવશો કે નહિ?" તેના અવાજમાં સત્તા અને મદની ગર્જના હતી.

મીનાક્ષીએ હસતાં હસતાં જ માથું ધુણાવ્યું.

"મીનાક્ષી," નલીનાક્ષ ગુસ્સે થઈને બરાડ્યોઃ "દેશની ગુલામીનું પાપ તમારે શિર છે. હિંદને સદ્‌ભાગ્યે સર્વ સ્ત્રીઓ તમારા જેવી નથી. તમારા આંતરિક વિરોધથી પર થઈ જ્યારે અમે સ્વરાજ્ય મેળવીશું ત્યારે તમે જોઈ શકશો કે જિંદગીની એક અમૂલ્ય તક તમે ગુમાવી દીધી છે. કાંઇ નહિ! કાંઈ નહિ! તમારા જેવા અનેક કાંટાને પગ તળે ચગદી આગળ વધવાની શક્તિ મારામાં છે, મારામાં છે—"

ત્યાં મહેન્દ્રે ખંડમાં પ્રવેશ કર્યો. તેના પ્રત્યે જોઈને નલીનાક્ષ બોલ્યોઃ "મહેન્દ્ર, હું જાઉં છું. જયભારતી!"

મહેન્દ્ર આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયોઃ "પણ–પણ ક્યાં? કેમ?"

"માતાને ચરણે—"

*

અને થોડા મહિના પછી મીનાક્ષી પોતાના પ્રથમ પુત્રને રમાડતી તે જ ખંડમાં બેઠી હતી. સામે મહેન્દ્ર બેઠો હતો. એકાએક તે બોલ્યોઃ "નલીનાક્ષે આપણો ત્યાગ કેમ કર્યો તે મને હજુ યે સમજાતું નથી."

મીનાક્ષી હસી. "માતાનો પ્રેમ!" કહી તેણે પુત્રના ગોળમટોળ, રતુમડા ગાલ પર હોઠ દાબ્યા.

☆

## તેજાતિશય

હરિલાલ પંડ્યા

અમે પરમ તેજથી સભર સૃષ્ટિને પામવા<br>
મથ્યા યુગ અનેક, કિન્તુ નવ સાંપડી એ કદાઃ<br>
હજીય મથવું વિશેષ, પણ રે! ભુલી કાં જવું,<br>
વિના તમસ કૈંક તેજ ભડકે પડે દાઝવું?

☆

# દયાપાત્ર

લાભશંકર પાઠક

દયા કો ના ખાશો,
વિલાપો ના ગાશો,
નિરોધે ના ધાશો, મુદિતમન કો ધર્મપથપે
ચરન્તાં દુઃખી; ને હઠથી વધુ ન્હોરે દુઃખ સ્વયં.

દુનિયા દક્ષોનાં
રચેલાં રક્ષેલાં
પરાણે ભક્ષેલાં સુખદુઃખ સદા શોક જયનાં
ન માને મન્તવ્યો, જીવન નવલે મૂલ્ય મૂલવે
ધૂની મસ્તાનો એ, ચકિતચિત્ત, સંભ્રાન્ત ન થશો.

તિરસ્કારે, માર્યો,
કૂડા કારાગારે,
ચડી શૂળીધારે, સિતમ સહતા, તોય હસતા
હઠીલા દેખીને, 'અરરર બિચારા........' કહી, નહીં
દયાના કમ્પાના કરુણરવ શબ્દો ઉચરશો.

ઘટે એવા શહીદોને વંદનો અભિનંદનો,
દયા ખાનારા પોતે જ દયાપાત્ર બને ખરે.

ભક્તિજ્ઞાનના રંગે રંગાએલા મહેતાજીના જીવનના બનાવો સાથે રા. મુનશીના મનનું પ્રાકૃતિક વલણ સંપૂર્ણ સમજપૂર્વક સંમતિ દર્શાવી શકે એ ઓછું શક્ય છે! તેથી જ રા. વિશ્વનાથ ભટ્ટ જણાવે છેઃ

"રા. મુનશીએ ચમત્કારોને અહીં જે રીતે ઘટાવ્યા છે તે રીત તો એકદમ ઉપલકિયા ને બાલિશ જ લાગે છે......એ કરતાં તો આ બધા ચમત્કારોને એના અતિ ઉત્કટ ધર્માનુભવને પરિણામે એણે દેખેલા દિવાસ્વપ્નરૂપે ઘટાવ્યા હોત તો બધું વધારે બંધબેસતું આવત અને નરસિંહનું આપણી નજરમાં જે ગૌરવ છે તે અક્ષત રહેત."

પાશ્ચાત્ય લેખકોના 'જીસસ ક્રાઈસ્ટ'નાં જીવનચરિત્રોમાં પણ આ જ પ્રકારની નિર્બળતા અને તેથી નિરાશા ઉત્પન્ન થાય છે.

સુંદર આત્માને સુંદર શરીર જ શોભે. ભવ્ય ભાવનાશીલ જીવન મૂર્ત કરનાર આલેખન, વિષયનો આવિષ્કાર પણ ભવ્ય અને મનોહર જોઈએ. વાચકથી અતિ દૂર વસતી, અથવા આ જગતને અતિક્રાન્ત કરી ગએલી વ્યક્તિ અક્ષરદેહે સજીવન થાય, વાસ્તવ સ્વરૂપમાં અતિ સમીપ હોય એમ સાક્ષાત્કાર કરાવે એવી પ્રવાહી શૈલીમાં આલેખાયેલી જીવનકથા ગૌરવગર્ભિણી બને છે અને લેખકના વિજયની પણ એ સ્મારકસંહિતા સમી દીપી ઉઠે છે.

પ્રાચીન કાળની વ્યક્તિને આધુનિક પરિવર્તન—સંક્રમણ—પામતાં પહેલાંના કાળની કોઈ વ્યક્તિને કથાનાયક તરીકે પસંદ કરી હોય ત્યારે તે વ્યક્તિના જીવનના અમુક પ્રસંગોને વર્ણ્ય કરતાં પહેલાં લેખકે વિશેષ કાળજી રાખવાની છે. વ્યક્તિના યુગની સંસ્કારિતાનું ધ્યાન આપે એવા, તેના સમયની પરિસ્થિતિ કે ઇતિહાસનો પરિચય આપી શકે એવા વિવિધ પ્રસંગો જીવનકથાના આલેખનમાં વિવિક્ત ન રહેવા જોઈએ. આગળ કહ્યા પ્રમાણે, માહિતીની ગ્રાહ્ય-અગ્રાહ્ય વરણી કે વર્ણ્ય કરવામાં ચરિત્રકે આ દૃષ્ટિએ પણ ઊંડો વિચાર કરવાની જરૂર છે.

મનોહર માળા બનાવવા, જેમ આપણે સુંદર સુમનોનો સંચય કરી, કંટક, કદરૂપાં પુષ્પ-પત્ર આદિનો પરિહાર કરીએ છીએ, તેવી જ રીતે જીવનકથાના આલેખન માટે સંગ્રાહ્ય સાહિત્ય—જીવનના પ્રસંગોરૂપી પુષ્પો લેખકે કલાબુદ્ધિથી ચૂંટવા જોઈએ. જે પ્રસંગ, કથન કે હકીકત ચરિત્રવ્યક્તિના ચારિત્ર્યની રેખાઓ દોરવામાં સાધનરૂપ ન હોય, અથવા કથાના વણાટમાં નિરર્થક નીવડી જે પ્રસંગ વ્યક્તિના માનસનો ક્રમિક વિકાસ સમજાવવામાં કેવળ કંટકરૂપ હોય, અથવા કાંઈ પણ રચનાત્મક ફાળો ન આપતાં જે નિષ્ક્રિય હોય, તે પ્રસંગ, કથન કે હકીકતને લેખકે (પોતાના કોઈ પણ પ્રયોજનથી) જીવનકથામાં ચીતરવાનો લોભ રાખવો જોઈએ નહિ, એમ મારું તો ચોક્કસ માનવું છે. [1] જીવનકથા એ કાંઈ જન્મથી મૃત્યુ સુધીની નોંધપોથી નથી. વ્યક્તિના જીવનની પ્રત્યેક પળ કઈ રીતે પસાર થઈ એ દર્શાવવાનો જીવનકથાનો હેતુ નથી હોતો. પણ કોઈ વિલક્ષણ પળમાં જીવન કેવું ચમત્કારી રીતે પસાર થઈ ગયું- એ એ પળની અને એ પળદ્વારા અખિલ જીવનની આકર્ષક ભવ્યતા દર્શાવવાનો જીવનકથાનો ઉદ્દેશ-(ઉદ્દેશ કદાચ હોય તો)-હોઈ શકે. એવી અનેક ધન્ય પળોનું અન્વેષણ કરી, વ્યવસ્થિત સ્વરૂપમાં નિરૂપણ કરી, એકાદ

વ્યક્તિના જ્વલંત જીવનનો ક્રમ પ્રગટ કરવો એને જીવનકથા ન કહી શકાય. ચરિત્રકથા એ કોઈ પુરુષ સંબંધી પુરાણ કે ઇતિહાસ નથી. જીવંત ઇતિહાસના ચમકારા એમાં જરૂર છે. પણ એ ઇતિહાસ નથી. એ કોઈ વિશિષ્ટ વ્યક્તિની દિનચર્યા દાખવતું સમય-પત્રક નથી; અથવા કોઈ વીરે લડીને વરેલા વિક્રમવીર્ય વિગ્રહોની યાદી નથી. છતાં જીવનકથામાં વિશિષ્ટ વ્યક્તિની દિનચર્યા અને પ્રાજ્ઞ-પરાક્રમી સુભટની યુદ્ધગાથાનાં વર્ણનો આવી શકે. આમ હોવાનું કારણ જીવનકથાના આલેખનમાં રહેલી કલાની ગૂઢતા છે. ઊર્મિંગત સૂક્ષ્મતા છે. કલાની ગૂઢતામાં અંતર્ગત રહેલાં તત્ત્વો કથાભૂત વ્યક્તિને ચલચ્ચિત્રની છાયા જેવો જીવંત, તાદૃશ દેખાડે છે. આમાં એક તત્ત્વ તો એ છે કે કથાલેખક સાચો કલાકાર બની, પોતાની જાતને વિસરી જાય છે. આ સ્વવિસ્મરણના ભાનથી તે સામાન્ય જનતા કે શ્રોતાઓ પેઠે તે વ્યક્તિની વાણીને જ્યાં ત્યાંથી સાંભળી લે છે, વિવિધ પ્રસંગોએ પોતાને તેમજ સંપર્કમાં આવનાર અન્ય વ્યક્તિઓને તે વ્યક્તિએ કહેલાં વચનોનો, વાક્યોનો લેખક સંગ્રહ કરે છે, તે પર તેના પૂર્વાપરનો સંબંધ વિચારી, મનન કરે છે અને પછી યોગ્ય લાગે તો તેને અસલ સ્વરૂપમાં, મૂળ વાતાવરણની મધ્યમાં, આપણી સમક્ષ રજૂ કરે છે. આમ ચરિત્રક ચોર અને ચાડિયો છે. પણ તે સત્યશીલ ચાડિયાનું કાર્ય કરે છે. વળી કલાકાર પોતે થોડું કહી, ઘણું કહ્યાનો સંતોષ માને છે. એ તો જાણે કલાપ્રદર્શનનો વ્યવસ્થાપક ન હોય તેમ અન્યના અદ્ભુત જીવનના વિવિધ કલાપ્રસંગોનું પ્રદર્શન આપણી સમક્ષ માત્ર ખુલ્લું મૂકે છે. કવચિત્-આપણી ગેરસમજ ન થાય માટે—આપણને સત્ય કદર કરાવવા પૂરતું જ, તે કોઈ કોઈ કલાના અંશ પરત્વે પ્રાસંગિક વિવેચન પણ કરે છે. કેટલીક વાર કથાકાર, એની કલાવ્યક્તિને સ્વકાર્યમાં મશગુલ થયેલી દેખાડે છે. એની પત્રપરંપરામાંથી આવશ્યક અવતરણો પ્રકટ કરી, કલાકાર એના હૃદયનું દર્શન કરાવે છે.

સાચો કલાકાર કલાના સાચા સ્વરૂપને જ વ્યક્ત કરે છે. મિત્રોના મંડળમાં, એકાંતમાં કે સમાજમાં, સુખઆનંદની ભરતીમાં, આપત્તિઓના ઉકળાટમાં, જે તે સ્થિતિ સંજોગોમાં, વ્યક્તિના જીવનમાં જે પરિવર્તનશીલ પલટા ખાધા હોય તે પરિવર્તનો દ્વારા, જુદા જુદા પ્રસંગોમાં એની મનોવૃત્તિની પરિસ્થિતિ દ્વારા, અને એના ઊર્મિંગત મનોમંથનો દ્વારા—એની પ્રતિભા અને એના વ્યક્તિત્વનો થયેલો સારોનરસો વિકાસ તે યથાક્રમ વર્ણવે છે. એના જીવનની મધુર કે કરુણ-સૂક્ષ્મમાં સૂક્ષ્મ બાબતો, કોઈ અજાણ અમીર શેઠ અને મજૂર, ગરીબ-ગુલામ બન્ને આગળ એણે અનાયાસે કાઢેલા ઉદ્‌ગારો, ઉપહાસ-વિનોદ-વિહારમાં ઉચ્ચારેલાં વચનો—આ બધું ચરિત્રકથાના લેખકને એના જીવનની મોટી મોટી માહિતી-પૂર્ણ બાબતો કરતાં વધુ ઉપયોગી અને મહત્ત્વનું છે. આવા નાના નાના મૃત ટુકડાઓમાંથી લેખકે એની કલાપ્રતિભાના પ્રભાવથી એક સળંગ મહાભવ્ય જીવંત પ્રતિમા એના પુસ્તકમાં પ્રતીત કરવાની છે.

ચરિત્રકને સર્જક નહિ હોવાનું કહેનાર કેટલાક નવલ-નાટકના વાચકોને એ જ દલીલથી આપણે કહીશું કે જીવનકથા લખવાનું કાર્ય નવલ, નાટક કે અન્ય સર્જનશીલ સાહિત્ય રચવા સરખું સરળ નથી, બલકે દુષ્કર અને વિકટ છે. વિષયવ્યક્તિના જીવન દરમિયાન આપણું હરહંમેશ એના સહવાસમાં રહેવું શક્ય નથી. તેથી તેના જીવન સંબંધી

સંપૂર્ણ વિશ્વસનીય માહિતી મેળવવી મુશ્કેલ થઈ પડે છે. મળેલી જથાબંધ બાતમીમાંથી પ સત્ય શોધી કાઢવું કઠણ છે. વળી, લેખકને વ્યક્તિજીવનની એક સુંદર આદર્શ બાજુ ઉપલબ્ધ થતાં, બીજી બાજુનો પૂર્ણ પરિચય ન થતાં સુધી, પ્રથમ બાજુનું આલેખન કરવામાં વિલંબ સહવો પડે છે. તદુપરાંત સાચી જીવનકથામાં, રસનિષ્પત્તિ–આનંદ મૂલ્યાંકન આદિના સાહિત્ય–કલાનાં સકલ તત્ત્વોનો સમાવેશ થયો હોવો જોઈએ. જીવનકથા જેટલી બૃહદ્ અને મુક્ત માનસથી આલેખાય એટલી જ સ્વરૂપે સંક્ષિપ્ત અને સૂચક હોવી જોઈએ. વક્તવ્ય ખિલ ન લાગે, દીર્ઘસૂત્રીપણું કથનને કંટાળાજનક ન બનાવે, અને આખાય કથાપ્રવાહમાં એકધારો સળંગ રીતે રસ જળવાઈ રહે તો ચરિત્રકને આપણે કુશળ સાહિત્ય-સર્જક કહેતાં આંચકો ન ખાઈએ.

જીવનકથાના અનેક રીતે વિભાગો પડી શકે. આંગ્લવિવેચકો મુખ્ય ત્રણ ભાગ બતાવે છે: (૧) તત્ત્વજ્ઞાનથી છલકાતી વિવેચનાત્મક શૈલીમાં લખાયેલી; (૨) નાટ્યાત્મક અથવા સંવાદી શૈલીમાં લખાયેલી કથા; (૩) સાદી કથનાત્મક શૈલીમાં કેવળ પ્રસંગોને પ્રકટ કરતી કથા. બાઈબલ અને ગીતાના જેવા અર્થઘનસૂચક વાક્યોથી ભરપૂર અને સંક્ષિપ્ત સ્વરૂપમાં પ્રકટ થતી ચરિત્રકથાઓ બહુ થોડી હોય છે. 'Johnson's Life' અને 'Queen Victoria' જેવી કેટલીક કથાઓમાં તો વ્યક્તિના જીવન ઉપરાંત તેના સમકાલીન યુગનું પણ દિગ્દર્શન થાય છે. કેટલીક કથાઓમાં તો કેવળ કેન્દ્રિત વ્યક્તિની પ્રતિભાના પ્રકટીકરણ સિવાય, બીજું કાંઈ હોતું નથી.

ચરિત્રકથાના આપણે (૧) જૂની ઢબથી અને (૨) નવીન ઢબથી લખાયેલી કથાઓ–એવા બે વિભાગ પાડી શકીએ. પ્રાચીન પદ્ધતિને અનુસરનાર લેખક કથાવ્યક્તિને સંભાવિત સ્નેહ અને માનની લાગણીથી જોતો હોઈ, એના ભાવભર્યા આદર અને સન્માનના સ્મારક તરીકે એ એનો જીવનગ્રંથ રચતો હોય એમ લાગે છે. તુલના કે પસંદગીની કલાદૃષ્ટિનું ધોરણ સ્વીકારવાને બદલે, સત્ય અને સુંદરતાની દૃષ્ટિથી જ ચિત્રનું રેખાંકન કરવાને બદલે; મોટાઈની આ ગૌરવગાથાઓમાં, વ્યક્તિના જીવન સંબંધી સર્વ શુભ હકીકતોનો સંગ્રહ, યશવર્યા પ્રસંગોનો પ્રશંસનીય ઇતિહાસ અને લેખકની ભક્તિ જ દૃષ્ટિગોચર થાય છે. (શ્રી. ન્હાનાલાલના 'કવીશ્વર દલપતરામ'માં આ તત્ત્વના અંશો દેખાતા હોય છે.) આથી પાપપુણ્ય, સુખદુ:ખ, અને હર્ષશોકની જ્વલંત મૂર્તિ સમો માનવી આવા ચરિત્રમાં આપણને નથી મળતો. પરંતુ સદ્‌ગુણના આશ્રય રૂપ પ્રેમ–આદર્શના પુંજસમો 'માનવદેહે દેવાત્મા' આપણને દેખાય છે. પાપ અને પસ્તાવાની પળોમાં, વ્યક્તિજીવનના અંધારિયા ખંડમાં ડોકિયું કરવા, આપણને અવકાશ નથી મળતો. મહંમન માટેની ભક્તિ અને પૂજ્ય માન પ્રકટ કરવાનું પ્રયોજન ધરાવતો ચરિત્રક, એના કલંક કે કિલ્બિષ માત્રને આગળ ધરતાં અચકાય છે. અથવા ક્વચિત અચૂક ચૂપકીદીથી આડકતરા ઉલ્લેખ રૂપે તે તેના દોષ પ્રતિ ઇસારો જ કરે છે. વ્યક્તિના અંતઃકરણનું પૂરેપૂરું પૃથક્કરણ પ્રાપ્ત થવું તો મુશ્કેલ. આવાં ચરિત્રો મૃત વ્યક્તિનાં સ્થૂળ સ્મારક રૂપે કદાચ ચિરંજીવ રહે, પરંતુ કલાવાઙ્મયના આવિષ્કાર રૂપે તો હરિ નહિ. આવાં પુરાણ જેવાં પુસ્તકોમાં માહિતી મોટા પ્રમાણમાં હોય છે પણ તે અપ્રામાણિક અને સંદિગ્ધ વધારે હોય છે; શૈલી યે સંસ્કારી અને શુદ્ધ નહિ પણ બેડોળ અને શુષ્ક.

આધુનિક શૈલી ગ્રહણ કરનાર ચરિત્રકાર, વિષયવ્યક્તિ પ્રતિના તેના પરિચય કે પ્રેમથી વંચિત ન રહેતાં, વિષયને નિખાલસ હૃદય અને અતિ નિકટતાથી નિહાળી, નિરપેક્ષ ભાવથી સુરેખ રેખાંકન કરે છે. વ્યક્તિની વિશિષ્ટ ખાસિયતો સ્પષ્ટ કરી, ઢાલની બન્ને બાજુ બતાવી, સત્ય સૌન્દર્ય અને કલાના આવિર્ભાવ દ્વારા વ્યક્તિને જીવંત, વાસ્તવિક અને રસપ્રદ બનાવે છે.

વ્યક્તિના વિચારવારિથી છંટાયાં વિના, તેના વ્યક્તિગત ભાવના જલથી લેશ પણ ભિંજાયા સિવાય જ, ચરિત્રક કમલવત્ તેના જીવનસરમાં અવગાહન કરી, એના જીવનરસનો અર્ક આપણી આગળ ધરે છે. વ્યાજસ્તુતિ કે વ્યંગનિંદા, વ્યક્તિપૂજા કે પક્ષપાતથી વિરક્ત રહી, લેખક આનંદભેર આપણને વ્યક્તિની અતિસમીપ લઈ જાય છે. વ્યક્તિના જીવનના અમુખ્ય બહિરંગ આકારોને લક્ષ્યમાં ન લેતાં, એના આંતરપ્રદેશનું ઊર્મિભાવ–પ્રધાન જીવન પ્રકટ કરવામાં, તેના હૃદયને વિકસાવતા 'સાચો મનુષ્ય' બનાવનારાં તત્ત્વોરૂપી તંતુઓમાંથી એ જ પોતાનું વસ્ત્રપટ તૈયાર કરવામાં, આધુનિક ચરિત્રક પોતાને કૃતકૃત્ય માને છે. પડદો ઊંચકી, પડદા પાછળના વાસ્તવ જીવનની ભૂમિકાનું મનનીય પૃથક્કરણ અને યોગ્ય વિવરણ–પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે–તે કરતો હોય છે. આમ કરતાં, તે આપણને કેવળ સપાટી પર જ વિહરણ નથી કરાવતો, કિંતુ ઊંડા પાણીમાં પણ ઉતારે છે.

તટસ્થ ટૂંક વિવેચન સિવાય, લેખક જીવનકથામાં કાંઈ પણ માથું મારી શકે નહિ. આગળ કહ્યું તેમ, પ્રદર્શનમાં કથાનાયક આગળ આગળ ચાલે અને એની પાછળ એનો લેખક અનુસરે. પણ પોતે કદિ પુનરુત્થાન કે પુરોગમન કરવા પ્રયત્ન ન કરે. શૈલીમાં લેખકનું પ્રતિભાશાળી વ્યક્તિત્વ પ્રતિબિંબિત થાય પણ તે કથાવ્યક્તિની પ્રતિભા કે વ્યક્તિત્વને આંજી દે એવી રીતે વ્યક્ત થવાં ન જોઈએ. હોય કે કલંકવાળી, અપૂર્ણ મનુષ્યત્વની, ઊણપવાળી કથા ભલે હોય પણ લેખકે બરોબર તે વ્યક્તિના જ હાસ્ય, રુદન, મનોભાવ કે મુખચ્છાયાની આબેહુબ પ્રતિચ્છાયા ઉપસ્થિત કરવી જોઈએ. વાતાવરણમાં હાસ્ય કે કારુણ્ય ઉપજાવવા, લેખકની પોતાની હાસ્ય–કરુણ કલ્પનાશક્તિનો ઉપયોગ લેખકે કરવો જોઈએ નહિ. વિશિષ્ટ વ્યક્તિના જીવનના હાસ્યકરુણ પ્રસંગોને મૂળ સ્વરૂપમાં અને વ્યક્તિના મૂળ શબ્દોમાં જ રજૂ કરી, લેખકે વાચકને હાસ્ય–કરુણથી રંગવા યત્ન કરવો જોઈએ. તેમ કરતાં, ઓછાવત્તા પ્રમાણમાં રંગમિશ્રણ થઈ, કથાવ્યક્તિનું ગૌરવ અળપાઈ ન જાય, કલાક્ષતિ ન થાય, અને ઇતિહાસ-અહેવાલ પણ ન ઉલ્લંઘાય એટલી કાળજી રાખવી અગત્યની છે. નહિ તો પછી, વિવેકબુદ્ધિ વિનાના ઘણા હાસ્યરસિક લેખકો કરુણમાં કરુણ પ્રસંગના કારુણ્ય પર ટીખળ અને હાસ્યનાં ચંદનનો છંટકાવ કરી વાચકને સત્યથી અલગ રાખશે.

ઘણા અંગ્રેજી લેખકો જીવનકથાને નવલકથાનું સ્વરૂપ આપવા મથે છે. શૈલીની દૃષ્ટિએ એ સારું છે. રસપ્રવાહને જાળવી રાખનારાં તત્ત્વો એમાં સારી પેઠે સમાઈ શકે છે. રા. મુનશીએ 'શિશુ અને સખી'માં ઊર્મિ, ભાવ અને ગદ્યગીતનાં આંદોલનો દ્વારા, એમની સૌંદર્યસર્જક રસિકતા અને પ્રતિભા દ્વારા, વાસ્તવિક કલ્પના-આભાસ ઊભો કરવા યત્ન કર્યો છે. એ એમની ચિત્રાત્મક રસમય શૈલીનો પ્રભાવ છે.

પરંતુ અતિ સર્વત્ર વિર્જયેત્ એ ન્યાયે, કલ્પનાને બહુ બહલાવીને, ચરિત્રકથાના જીવનને-નવલ પેઠે-કેવળ કાલ્પનિક કરી નાંખવામાં આવે એ ન પાલવે. 'શિશુ અને સખી' અથવા કવિશ્રી ન્હાનાલાલનાં ચરિત્રો પેઠે શૈલી ભલે કલ્પના રંગે રંગાય પરંતુ વિષય, વસ્તુ અને વાતચીતની બારાક્ષરીના અક્ષરબોલ કલ્પનાથી ઉચ્છિષ્ટ થવાં જોઈએ નહિ. નહિ તો જીવનકથામાં ઝેર ભળે; તરંગ અને અત્યુક્તિ વાચકને વ્યક્તિના વિરૂપ સ્વરૂપનો ખ્યાલ આપે અથવા દ્વેષી ચરિત્રકો કટાક્ષ અને વક્રતાથી પોતાના અનિચ્છનીય પ્રયોજનો પાર પણ પાડે.

શુદ્ધ પ્રવાહી પણ જોમદાર શૈલી, સપ્રમાણ અને સુઘડ આલેખનનો આકાર, એક પછી એક ત્વરાથી રજૂ થતા વિવિધ પ્રસંગોની પરંપરામાં સુવ્યવસ્થા, કથા ગાંઠના પ્રસંગોની વરણીમાં વિચક્ષણ દક્ષતા, સુશ્લિષ્ટ વક્તવ્ય, કલા-આયોજન અને અખિલ ભવ્ય સત્યચિતારને એક જ રંગે રંગતી યથાર્થ વાસ્તવિકતા—આ સર્વ લક્ષણોથી અલંકૃત થયેલ ચરિત્રકથા, ભલેને અવિખ્યાત વ્યક્તિ એનો વિષય હોય, કદગૌરવ ગીતાથી ય નાનું હોય, જીવનનો ઇતિહાસ અધૂરો આલેખાયેલો હોય, અને પ્રશસ્તિનાં પુષ્પોનાં પરાગ એને બહેકાવતો ન હોય—પરંતુ એ ચરિત્રકથા કલા, સાહિત્ય અને સૌન્દર્યનો નમૂનો છે. કથાનાયકનું એ સાચું અને અમર સ્મારક છે. તેની ઉચ્ચતા અને ઊંડાણ અમાપ છે. કારણ લેખક એમાં મૃતજીવનને અંગત અંજલી નથી અર્પતો પણ સત્યનું સાક્ષાત્ સ્પષ્ટીકરણ કરે છે.

સાહિત્યરસિક લેખકો અને લેખિકાઓ, ગુજરાતમાં હજુ ઉછરતા, વિકસતા આ ચરિત્રકથાના સાહિત્ય-છોડને સીંચન કરી સમૃદ્ધ કરશે એવી આશા રાખી હું વિરમું છું.*

* તા. ૨૫મી જુલાઈ : ૧૯૩૯ ને દિને આપેલું વ્યાખ્યાન.



## તાપીને

'શાન્ય'

મ્હને-માતા ત્હારાં કલરવ-તરંગીત જલશું
સદા જ્હેને ગાવું અવર નિર્જનાથી પર બની,
નિસર્ગે બે કાંઠે સલિલ મધુરાં ઠેલવી રહી,
વહી ચાલ્યાં જાવું પરમ વરદા મંગલ દઈ;
દિયો ન્હાનું તોયે, હૃદય ઝરણું ઊર્મિ ભરશું
મટી જાતાં પ્હેલાં, પલ પલ બધી આયુ ભરની,
મળ્યા વાટે માન્યા સુહૃદ્પ્રિય સૌને પદ વહી
બધા અંતર્ અ રા જીવન પયપે ભીંજવી જઈ.



# 'ગુલે પોલાંડ'

[ એક પત્ર ]

ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ
૨૦-૨-૪૧

પ્રિય ભાઈશ્રી ઉમાશંકર,

'શિક્ષણ અને સાહિત્ય'માં 'ગુલે પોલાંડ'ની સમાલોચના કરવાનું મારે માથે આવ્યું એટલે મેં તમારી પાસે મૂળ અંગ્રેજી પુસ્તક માગ્યું અને તમે ભાઈશ્રી હરિશ્ચંદ્રને લખ્યું. તેમણે મને એ પુસ્તક તો મોકલ્યું જ પણ સાથે સાથે એ સૉનેટોના બીજા અનુવાદવાળો 'સ્લાવોનિક રિવ્યુ'નો અંક પણ મોકલ્યો. આમ તમે વાપરેલા બંને અનુવાદો મને મળ્યા. વળી વધારામાં તમે તૈયાર કરેલાં પહેલાં ડોળિયામાં તમે એ પુસ્તકમાં જ લખેલાં હતાં એટલે તે પણ મને જોવા મળ્યાં. એ ઉપરથી તમે અનુવાદ પાછળ લીધેલી મહેનતનો પણ મને ખ્યાલ આવી ગયો. આ બધું ય હું ધ્યાનથી વાંચતો ગયો અને મારી નોંધ તૈયાર કરતો ગયો. પણ 'શિક્ષણ અને સાહિત્ય'માં કંઈ લાંબું લખાય નહિ, એટલે આખા પુસ્તક વિષે સમગ્રપણે મારે જે કંઈ કહેવું હતું તે મેં તેમાં લખી નાખ્યું. પણ પછી મને થયું કે મેં જ્યારે અનુવાદ ખૂબ ઝીણવટપૂર્વક જોયો છે અને નોંધો કરી જ છે તો જે કેટલીક વસ્તુઓ તમારા ધ્યાન પર લાવવા જેવી છે તે શા માટે ન લાવવી? આટલા માટે જ આ પત્ર લખવા બેઠો છું.

આપણે ત્યાં અવારનવાર એવી બૂમ પડે છે કે અનુવાદો બહુ થઈ ગયા છે, બસ કરો, બસ કરો. પણ એ બૂમ ખોટી છે. મને પોતાને તો લાગે છે કે આપણે ત્યાં વિશ્વ-સાહિત્યના ઉત્તમ નમૂનાઓના ખૂબ અનુવાદ થવા જોઈએ. એ રીતે આપણું સાહિત્ય સમૃદ્ધ થશે, આપણી રુચિ પણ વધારે સંસ્કારી બનશે અને પછી આપણે ત્યાં પણ સારી સાહિત્યકૃતિઓ રચાશે. સારી કૃતિઓના સારા અનુવાદથી કદી કોઈ સાહિત્યને નુકસાન થવા સંભવ જ નથી, કોઈ પ્રજાની સર્જનશક્તિ રૂંધાઈ જવાની ધાસ્તી જ નથી. ઊલટું ઉત્તેજાય એવો જ વધારે સંભવ છે. હું આવું માનતો હોઈ તમે આ વિદેશી કાવ્યગુચ્છને ગુજરાતીમાં ઉતાર્યો એ મને તો ખૂબ ગમ્યું. તમારા જેવા શક્તિશાળી માણસો અવાર-નવાર આવા અનુવાદો કરતા રહે એ હું તો ઇચ્છવાજોગ માનું છું. કારણ, એથી આપણી શક્તિ કસાય છે અને પરિણામે વધે છે. અનુવાદનું કામ પ્રતિભાને રૂંધનારું તો નથી જ.

તમે પોતે તમારા નિવેદનમાં અનુવાદ વિષેનો તમારો ખ્યાલ રજૂ કર્યો છે. તેમાંનું એક વાક્ય મને ખૂબ ગમી ગયું કે 'મૂળને વફાદાર રહેવું; મૂળ કરતાં આપણો અનુવાદ સારો થયો એવી પ્રતીતિ થાય તો તે હકીકત ભૂષણ નહિ પણ દૂષણ રૂપ ગણવી.' આ વસ્તુ જો આપણા અનુવાદકો સમજે તો મૂળ લેખકોને અને ગુજરાતી વાચકવર્ગને ઘણો લાભ થાય.

અનુવાદકમાં એક પ્રકારની નમ્રતા આવશ્યક છે. તેની પ્રતિજ્ઞા મૂળ કૃતિ જેવી હોય તેવી પોતાની ભાષામાં ઉતારવાની હોવી ઘટે. મૂળ કૃતિમાં એને ઊણપ લાગતી હોય તો તે દુરસ્ત કરવાનો એને અધિકાર પ્રાપ્ત થતો નથી. ઘણી વાર મૂળ કવિએ કેટલીક વસ્તુઓ કેવળ સૂક્ષ્મ સૂચનો કરીને જ છોડી દીધેલી હોય છે અને એ સૂચનામાં જ આખી કવિતાનું સૌંદર્ય રહેલું હોય છે; પણ 'સુજ્ઞ' અનુવાદકો એ સૂચિત વસ્તુને સ્પષ્ટ કરી સ્થૂલ રીતે પ્રગટ કરે છે ત્યારે જ તેમને સંતોષ થાય છે. એમને કંઈક એવી ધાસ્તી લાગતી હોય છે કે આટલું સૂક્ષ્મ સૂચન વાચકો સમજશે કે નહિ? આનો દાખલો જોવો હોય તો શ્રી. મેઘાણીની 'કુરબાનીની કથાઓ' જોવી.

તમે મૂળને વફાદાર રહેવાની—મૂળની શૈલી, ભાવ, વાતાવરણ એ સર્વમાં મૂળનો અનુવાદ કરવાની—બાબતમાં જે ચીવટ રાખી છે, એ જોઈને હું ખુશ થઈ ગયો. તમે એ બાબતમાં કેટલી ઝીણવટ કરી છે એનો ખ્યાલ તો અંગ્રેજી સાથે ગુજરાતી સરખાવી જોનારને જ આવી શકે. મને પોતાને પણ ઘણી વાર થયેલું કે અહીં તો છૂટ લીધી હશે, નહીં તો આટલું સ્વાભાવિક સુંદર થાય શી રીતે, પણ ત્યાં પણ સરખાવી જોતાં મૂળનું સુરેખ અનુસરણ જોવામાં આવ્યું.

ઘણા સમાલોચકો અનુવાદની સમાલોચના કરતાં વખાણ કરવા કહે છે કે, મૂળ-લેખકે ગુજરાતી લખ્યું હોત તો આવું લખત. પણ આ મને તદ્દન અર્થહીન લાગે છે. એ કવિની પ્રતિભા આપણી ભાષાને વાહન કરત તો એની કઈ કઈ ખૂબીઓ અને શક્તિઓ કઈ કઈ રીતે વાપરત, અથવા એમાં કઈ કઈ નવી ખૂબીઓ અને શક્તિઓ ઉમેરત એ કોણ કહી શકે? કારણ કવિપ્રતિભા કાવ્યદર્શન કરવામાં તેમજ તેને ભાષાદેહ આપવામાં પણ વિશેષ રીતે વ્યાપારવતી બને છે. આનું સચોટમાં સચોટ ઉદાહરણ જોવું હોય તો રવીન્દ્રનાથે પોતે કરેલા પોતાની બંગાળી કવિતાના અંગ્રેજી અનુવાદો જોવા. કવિ સિવાય બીજો કોઈ પણ અનુવાદક આવી અને આટલી છૂટ લઈ શકે? બંનેની શૈલી જ તદ્દન જુદી છે. આ ફેર શાથી પડ્યો? તો એનો જવાબ એ કે કવિનું વાહન બદલાયું માટે. અંગ્રેજી ભાષાની પ્રકૃતિ અને બંગાળી ભાષાની પ્રકૃતિની ભિન્નતાને કારણે અને કવિની પ્રતિભા અંગ્રેજીને અમુક જ રીતે વાપરે છે માટે આ ફેર પડ્યો. રવીન્દ્રનાથના અંગ્રેજી અનુવાદો જોઈ કોઈ ગુજરાતી અનુવાદક પણ રવીન્દ્રનાથ ગુજરાતીમાં લખત તો આમ લખત એવા કલ્પના-તરંગે ચડી જઈ, ગમે ત્યાં રંગ આછાગાઢા કરવા માંડે, ગમે ત્યાં વિસ્તારસંક્ષેપ કરવાની છૂટ લે, ગમે ત્યાં અલંકારો કાઢવા ઉમેરવાની ધૃષ્ટતા કરે તો તે બેશક મૂળ કવિની અને ગુજરાતી વાચકવર્ગની પણ કુસેવા જ કરે. તમારા અનુવાદ વિષે મારે આવી કશી ફરિયાદ કરવાની નથી.

પણ હવે હું વ્યાખ્યાન ઝાડ્યા સિવાય સીધો સૉનેટો ઉપર જ આવી જાઉં એ ઠીક છે. હું એક પછી એક ક્રમવાર સૉનેટો લેવા માગું છું.

સૉનેટ–૧

શ્વાસનાં સાગરસમાં વિશાળ મેદાનમાં થઈને કવિનું ગાડું જાય છે, તેનું વર્ણન સાગર વીંધીને જતાં વહાણની ઉપમાથી કર્યું છે. સાગરમાં જતાં વહાણ જેમ માર્ગમાં

બેશ વટાવવું જાય છે, તેમ અહીં પુષ્પો તે બેટ છે. એ પુષ્પદ્વીપો ગાડાની ગતિને લીધે પાસે થઈને સરી જતા લાગે છે. અંગ્રેજીમાં એ પંક્તિ આ પ્રમાણે છે:

And blossom-isles float by I do not know

બીજા અનુવાદમાંથી હું પહેલી ચાર પંક્તિ ઉતારું છું:

I sail a sea where waters never ran,
My wagon like a boat with plunge and dip
Cuts waves of green and floods of flowers, to slip
Past rosy isles of wild cornelian.

અનુવાદમાં પંક્તિ આ પ્રમાણે છે:

અપરિચિત ત્યાં નાચે દ્વીપો ચહુદિશ પુષ્પના

આમાં મને 'નાચે' શબ્દ બરાબર નથી લાગતો. એથી મૂળમાં ગાડીની ગતિ સૂચવાઈ છે, તે સૂચવાતી નથી.

એ સૉનેટના ઉત્તરભાગમાં સંધ્યા સમયે વ્યાપેલી શાંતિનું વર્ણન છે:

The silence! I can hear the far flights of cranes—
So far the eyes of eagle could not reach—
And bees and blossoms speaking each to each;
The serpent slipping adown grassy lanes;
From my far home if word could come to me!—
Yet none will come. On o'er the meadow-sea!

તમારો અનુવાદ પણ એટલો જ સરસ થયો છે:

વિરતિ! સ્વર હું ક્રૌંચો કેરો સુણું સ્ફુરતો ઊંચે,
જહીં ન પહુંચે દૃષ્ટિ તીણી ગરુડ તણી ય; ને
ભ્રમરકળીની માંહોમાંહે સુણું રસગોઠડી;
સરપ સરતો ઘાસે ગૂંથી ગલી મહીં તે સુણું.
પ્રસરતી બધે શાંતિ જાણે સુણી શકું દૂરના
સ્વર ઘર થકી આવંતા; રે ખરે કંઈ ના'વતા.

આમ છતાં મારે બેત્રણ વસ્તુ કહેવાની છે. પહેલી તો એ કે 'વિરતિ' શબ્દથી મૂળમાં 'કેવી શાંતિ છે!' એવો જે ભાવ છે તે સૂચવાતો નથી. એક તો એ શબ્દનો અર્થ એવો થતો નથી, અને બીજું એકલો એ શબ્દ એટલું બધું સૂચવી શકતો નથી. ત્યાર પછી એ પંક્તિમાં તમે 'ક્રૌંચોનો સ્વર' એવો અર્થ લીધો છે. હું 'ક્રૌંચોના ઊડવાનો અવાજ' એવો અર્થ સમજું છું. મને એ વધારે સુંદર લાગે છે. તમે ક્રૌંચોનો સ્વર સાંભળો એમાં જે શાંતિ સૂચવાય છે, તેના કરતાં એટલે ઊંચે ઊડતાં ક્રૌંચોની પાંખોનો અવાજ સાંભળો એમાં વિશેષ શાંતિ સૂચવાય છે. ત્રીજી લીટીનો અનુવાદ

ખૂબ સુંદર થયો છે, છતાં હું તમારા પાઠ કરતાં બીજા અનુવાદનો પાઠ વધારે પસંદ કરું છું. જુઓ:

The butterfly that rocks upon the grass, I hear.

તમારો ભ્રમર તો મોઢે ગણગણાટ પણ કરે. પણ આ પતંગ તો તદ્દન મૂંગો. કવિ કહે છે કે અત્યારે એટલી બધી શાંતિ છે કે ફૂલે ફૂલે હીંચોળા ખાતા પતંગોની પાંખોનો શબ્દ પણ મને સંભળાય છે. કેમ સુંદર છે ને! એટલેજ તમારો અનુવાદ સુંદર હોવા છતાં તમે આ પાઠ લીધો હોત તો વધારે સ-રસ થાત એમ મને લાગે છે.

બાકી મૂળના 'સ્લીપરી સર્પન્ટ' ને તમે 'સરપ સરતો'માં બરાબર પકડ્યો છે. આ સૉનેટના છેલ્લા શબ્દો 'રે બદો કંઈ ના'વતા' ને બદલે 'ના, ચાલો, કંઈ ના'વતા' જેવું કંઈક કર્યું હોત તો વધારે સ્પષ્ટ થાત કદાચ.

સૉનેટ-૨

અહીં સાગરમાં પ્રસરેલી શાંતિનું વર્ણન છે. પવન પણ હાલતો નથી એટલે ધજા અને સઢ પણ સ્થિર અને ઝૂલી પડેલાં દેખાય છે. શઢનું વર્ણન મૂળમાં આ પ્રમાણે કર્યું છે:

Sails hang upon the masts—useless—forgot—
Like folded standards which the warriors wrest
And bring home broken from the battles crest.

એનો અનુવાદ:

થંભ્યા નિરર્થ શઢ ડોલ પરે, ભુલાયા,
જાણે રણાંગણ થકી ધ્વજદંડ વીંટચા
આણ્યા અહીં અરધખંડિત સૈનિકોએ;

અહીં 'થંભ્યા' શબ્દનો પ્રયોગ ખોટો થયો છે. શઢ થંભ્યા એમ કહેવાનો કંઈ અર્થ નથી. શઢો સામાન્ય રીતે પવનથી ફૂલેલા હોય છે, તેને બદલે અત્યારે પવન પડી ગયો છે એટલે શઢ પણ ઝૂલી પડ્યા છે, એવું કહેવું છે. 'થંભ્યા' ને બદલે 'ઝૂલે' કે એવો કોઈ શબ્દ મૂક્યો હોત તો બરાબર થાત. બીજી લીટીમાં હું સહેજ ફેર કરું છું.

જાણે રણાંગણ થકી ધ્વજ દંડવીંટચા

આથી મૂળનો પૂરો અર્થ આવી રહે છે, વ્યાકરણ દોષ પણ રહેતો નથી.

એ સૉનેટના અંતભાગમાં કવિએ કહ્યું છે કે આત્મામાં સુપ્ત રહેલા સ્મૃતિ-અસુરો પણ શાંતિ કાળે જાગીને હૃદયમાં નહોર ભરશે. એ પંક્તિ આ પ્રમાણે છે:

ને ઝૂકી શાંતિ કાળે કહીંથી હૃદયમાં ન્હોર દેશે જ ખૂંતી.

એમાં 'ઝૂકી' શબ્દને લીધે અસુરો ઉપર આકાશમાં છે એવો ભાસ થાય છે, જે અહીં ઇષ્ટ નથી. કારણ અસુરો અંતરમાં છે, એટલે એને બદલે 'જાગી' કે બીજો કોઈ વધારે વેગીલો શબ્દ મૂક્યો હોત તો પણ ચાલત, આટલું અનુવાદ વિશે.

મને સૉનેટમાંની પહેલી ઉપમા અસ્પષ્ટ લાગી છે. પૂર્વાર્ધમાં સમુદ્રના શાંત શ્વસનનું વર્ણન મૂળમાં આમ છે:

As deep the sea breathes from a gentle breast
As any bride who dreams at love's behest,
And wakes and sighs, then casts with dreams her lot.

અનુવાદ આ પ્રમાણે છે :

ઊંડું શ્વસે દધિ — મૃદુસ્તનથી યથા કો
પ્રેમોર્મિમૂર્છિત શ્વસે સ્વપ્ને નવોઢા,
ને જાગી સોંપતી બધું નિજ સ્વપ્નખોળે.

અહીં અનુવાદની ત્રીજી પંક્તિમાંથી મૂળનો જ અર્થ નીકળે છે, એ વિષે મને શંકા છે. અને આ આખી ઉપમા મને પોતાને સમજાતી નથી, મને બીજો અનુવાદ વધારે સ્પષ્ટ લાગ્યો છે. જુઓ:

Like some young promised maiden dreaming on,
Half waking of the joy that shall be hers.

આની સાથે શ્રી. બ. ક. ઠા.ની નીચેની પંક્તિઓ મૂકવા જેવી છે :

આઘે ઊભાં તટધૂમસ જેમાં દ્રુમો નિંદ સેવે,
વચ્ચે સ્વપ્ને મૃદુ મલકતાં શાંત રેવા સુહાવે;
ઊંચાનીચાં સ્તન ધડક શાં હાલતાં સુપ્રવારિ,
તેમાં મેળે તલ સમ પડે ઊપડે નાવ મારી.

સૉનેટ ૩

આ સૉનેટમાં સમુદ્રમાં જામેલા તોફાનનું સરસ વર્ણન છે. તમારો અનુવાદ પણ સુંદર થયો છે. રસ્સા પર ચઢેલા નાવિકને આપેલી કરોળિયાની ઉપમા કદી વીસરાય એવી નથી. હમણાં 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' તરફથી ઉત્તમ ફોટોગ્રાફનું પુસ્તક બહાર પડેલું છે તેમાં 'હ્યુમન સ્પાઈડર્સ' નામનું એક ચિત્ર છે. વીજળીના અસંખ્ય તારો વચ્ચે કામ કરતા માણસો સાચે જ કરોળિયા જેવા લાગે છે. મૂળ આ પ્રમાણે છે :

........., a spider in his web he clings,
Hoping the snare will tremble.

અનુવાદ આમ છે :

રહે વળગી, જાળને જ્યમ કરોળિયો ઝુલતો !
જશે તુટી શું દોર ?

બીજી પંક્તિમાં મને અનુવાદની ભૂલ લાગે છે. અહીં એ ખલાસીમાં ભયનો સંચાર ઇષ્ટ નથી. એ તો નિર્ભય છે, કરોળિયો પોતાના જાળામાં હોય એમ. ઊલટું દોરડાં હાલે અને પોતાને ઝૂલવાનું મળે એવા આનંદની એ આશા રાખે છે, એવો અર્થ મને લાગે છે. વિચારી જોજો.

એ પછીનું વહાણ ઊપડે છે તેનું જાણે પંખી પાંખમાં હવા ભરી ઊડતું હોય એવું વર્ણન તો સાચે જ સુંદર છે. અને ત્યાર પછીની પંક્તિઓ

ઘુમે પ્રલયમાંહી ડોલ, ત્યમ આજ આત્મા મમ;
ચગે શઢ ફુલેલ, બાંકી ત્યમ કલ્પના ચે મમ.

પણ એટલી જ સુંદર છે. પછી કવિ તુતક ઉપર વ્યાપેલા 'હર્ષધ્વનિમાં બધા સાથે ભળી જાય છે. I join the crowd's instinctive, joyous cry;

ડૂબું સહુની સાથ હોંસભર હું ય ઘોંઘાટમાં,

એ અનુવાદમાં મૂળનાં બંને વિશેષણોનો ભાવ આવ્યો નથી, માત્ર ઘોંઘાટ જ આવ્યો છે, એ ભારે ક્ષતિ થઈ છે. વળી ' ડૂબું ' શબ્દમાં ભળવાનો અર્થ પણ નથી આવતો. 'ભળું' શબ્દ જ સારો લાગત.

છેવટની બે પંક્તિઓ, પણ ચોટદાર છે.

ધપે પવનથી શું વ્હાણ? નહિ! આ ઉરાવેગથી.
પ્રફુલ્લ લહું આજ હું, અનુભવે ખગો ઊડી જે.

અનુવાદમાં છેલ્લી પંકિત જરા અસ્પષ્ટ રહી ગઈ છે. મૂળ ખૂબ સ્પષ્ટ છે:

So fresh! I know what birds feel when they fly!

સૉનેટ ૪

તોફાનનું ખરું વર્ણન તો આ સૉનેટમાં આવે છે, અને એનો અનુવાદ સારો થયો છે. પહેલી પંક્તિમાં 'સુકાન થયું જીર્ણ' કહ્યું છે, તે મૂળ The rudder breaks માટે પૂરતું નથી. આ સૉનેટનો અંત સુંદર છે:

'સુખી મનુજ જે સ્તવે પ્રભુ, પડે જ બેભાન વા,
વિદાય વદવા સમો અગર જેહને મિત્ર હો.'

સૉનેટ ૫

એમાં દૂરથી દેખાતી ગિરિમાળાનું વર્ણન છે.

થીજવી ફીણ વિભુએ રચી ભેખડો આ
શું ભવ્ય દેવકુલનાં ઘડવા સુતખ્ત?

મૂળની બે સ્વતંત્ર કલ્પનાઓને તમે અહીં ભેગી વણી દીધી છે. જુઓ:

Did Allah raise a wall of frozen foam?
Or, for his angel hosts a cloud throne rear?

બીજા અનુવાદમાં:

What would great Allah with the frozen sea?
Would he of icy clouds a throne carve bright?

પછીની બે પંક્તિમાં વળી એક ત્રીજી જ ઉત્પ્રેક્ષા કરી છે:

કે આગળા ખડકિયા તહીં દાનવો એ
શું કારવાન ઉડુની અટકાવવાને?

અહીં 'ખડકિયા' પ્રયોગ મને વિચિત્ર લાગે છે. આગળાનો ખડકલો કર્યો એવો અર્થ તો અહીં છે જ નહીં. આગળા માર્યા-વાસ્યા એટલો જ અર્થ ઉદ્દિષ્ટ છે. મૂળમાં A bar build where the shining stars sweep free? છે એટલે 'અવરોધ' એટલો જ અર્થ લેવો મને ઠીક લાગે છે.

આગળ જતાં કવિ પર્વતનાં ઝળકતાં શ્રૃંગો જોઈને ઉત્પ્રેક્ષા કરે છે કે જ્યારે રજનિએ દિનને ઢાંકી દીધો

> ત્યારે રચ્યો શું પ્રભુએ ધ્રુવ દીવડો આ
> દેખાડવા પથ નિસર્ગની સૃષ્ટિઓને ?

અહીં તમે વાપરેલ ‘નિસર્ગની સૃષ્ટિઓ’ શબ્દથી મૂળ પંક્તિ—

To guide the star worlds of eternity ? નો ભાવ આવતો નથી. તમે અહીં બીજા અનુવાદને અનુસર્યા છો. ત્યાં એ પંક્તિ આ પ્રમાણે છે:

The worlds that through the sea of nature roam ?

એનાં પણ અનંત ખગોળોનો અર્થ જ સમજાય છે—જે અનુવાદમાં સ્પષ્ટ નથી.

સૉનેટના ઉત્તરાર્ધમાં હિમાચ્છાદિત ઉત્તુંગ શિખરનું વર્ણન આવે છે. સોમિયો બોલે છે :

> ‘હિલ્લોલ લે મુજ તળે તહીં વજ્ર ઘોર

ડુંગર એટલો ઊંચો હતો કે તેના ઉપર ફરતો સોમિયો કહે છે કે મારી નીચે વાદળાંઓમાં વજ્ર લપાઈને પડયું હતું. મૂળ જુઓ :

Where cradled under me the thunders sleep.

બીજા અનુવાદમાં પણ thunders sleep એ જ શબ્દો છે. અનુવાદમાં તમે ‘હિલ્લોલ લે’ શબ્દો વાપર્યા છે, તે મૂળના ભાવને ઇષ્ટ નથી. વજ્ર પણ મારા પગ હેઠળ લપાઈને સૂતું છે, એવું કંઈક એ કહેવા માગે છે. નિસ્તબ્ધતા—નિશ્ચેષ્ટતા અને ઘોર વજ્રની પણ શાંતિ જ અહીં વિવક્ષિત છે, એવું હું સમજું છું. ડોળિયામાં આ પંક્તિ તમે આ પ્રમાણે ઉપાડી છે:

> ત્યાં સોડમાં જ મુજ...

એને જ મઠારી ‘અહીં મારી નીચે વજ્ર પણ ડુંગરની સોડમાં લપાઈને સૂતું છે’ એવું કંઈક કર્યું હોત તો મૂળનો ભાવ બરાબર સચવાત.

સૉનેટ-૬

એક વાર સુખ સમૃદ્ધિથી ગાજતા સ્થાનના ભગ્નાવશેષોનું સુંદર લાગણીપૂર્ણ ચિત્ર ખડું કર્યું છે. આ વાંચીને મને રવીન્દ્રનાથના ‘શાહજહાન’ કાવ્યનો નીચેનો ખંડ યાદ આવ્યો:

> ચાલ્યા ગ્યા છો તમો આજ
>
> મહારાજ;
>
> રાજ્ય તવ સ્વપ્નસમ ગ્યું છે છૂટી
>
> સિંહાસન ગ્યું છે તૂટી,
>
> તવ સૈન્યદલ
>
> જેઓને ચરણભારે ધરણી થતી’તી ટલમલ
>
> તેઓ કેરી સ્મૃતિ આજ વાયુ ખરે
>
> ઉડાવે છે દિલ્લી કેરી માર્ગધુલિ પરે,
>
> બંદીઓ ન ગાતા ગાન;

યમુના કલ્લોલ સાથે નોબતેય મિલાવે ના તાન;
તવ પુર સુંદરીના નૂપુર નિક્રણ
ભગ્ન પ્રાસાદ કેરે ખૂણે
શમી જઈ ઝિલ્લીસ્વને
રડાવે છે નિશીથ–ગગન.

આ સૉનેટમાં આઠમી પંક્તિમાં 'જનાનાનો ફુવારો' એમ કહેવાને બદલે 'જનાનો જહીં હતો' એમ વિસ્તાર કરવો પડ્યો છે, એથી એટલો ભાગ બગડ્યો છે. જુઓ :

તહીં વિજન ભગ્ન ઉત્સવગૃહે, જનાનો જહીં
હતો, મધુર રેલતો સ્વર તહીં ફુવારો દીસે.
ઝરે સતત ગીત ધાર, ગમગીન સંધ્યા મહીં.

મૂળ આ પ્રમાણે છે:

Within the burnished banquet room there sings
The fountain of the harem pure andclear,
Just as of old it sang in twilights drear.

અહીં સંધ્યાનો ઉલ્લેખ મૂળમાં ભૂતકાળના સંબંધમાં છે. અનુવાદમાં વર્તમાનકાળમાં થઈ ગયો છે. ભૂતકાળમાં જેમ ગમગીન સંધ્યા સમયે ગાતો હતો તેમ અત્યારે ગાય છે, એવો અર્થ છે.

**સૉનેટ–૭**

આમાં રાત્રિનું વર્ણન ખૂબ સુંદર છે અને તમારો અનુવાદ પણ સાચે જ સુંદર થયો છે. માત્ર એક જગ્યાએ મૂળમાં વસ્તુ વધારે મૂર્ત હતી તેને તમે વધારે હવાઈ બનાવી દીધી છે. ચંદ્રનું વર્ણન છે :

વ્યોમે પાંડુ ઘડીક ઘડી બે જ્યોતિનો નાથ ડોલે,
ને ચોપાસે રજત કુમળી શી છટા કો લપેટે!

મૂળ આ પ્રમાણે છે:

Within the sky the pallid king of light
Wraps silvered ermine round him while he may,

'અર્મિન' નું 'છટા' કરવાથી મૂર્તતા મારી ગઈ છે. પણ મને યે કોઈ શબ્દ સૂઝતો નથી.

એક પંક્તિ પછી આવતું અટૂલી વાદળીનું વર્ણન સાચે જ સુંદર છે. મને તો મોઢે પણ થઈ ગયું છે.

નીલા વ્યોમે ધવલ ઝૂલતી વાદળી કો અટૂલી,
જાણે અંતઃપુરરમણી કો પ્રેમિકા શોક ડૂબી,
હૈયા સુનાં પ્રણયી નયનોએ વિસારે મૂકેલી.

અને એને અંતે આવતું વીજળીનું વર્ણન પણ મનોહર છેઃ

ઊંચે વિદ્યુત્ વિકટ ફરકે, તેગ એ તીખી જો! જો!

અર્ખી સ્વારો સમ તૂટી પડે, શાંત મેદાનમાં શી
સોહી રહે એ અજબ ઝબકારાની રૂપેરી સ્વારી!

સૉનેટ-૮

આ સૉનેટનું નામ 'ગુલે પોલાંડ' છે, અને તમે આખા પુસ્તકનું નામ પણ 'ગુલે પોલાંડ' રાખ્યું છે, પણ બંને જગ્યાએ એનો અર્થ જુદો જુદો થાય છે, એવું હું માનું છું. આ સંગ્રહમાં નબળામાં નબળું સૉનેટ આ થયું છે. મને એનું કારણ 'અનુષ્ટુપ' લાગે છે. આ પહેલાં પણ તમે 'અખ્શ-ઈ-સરાઈ' માં છેવટે અનુષ્ટુપ મૂક્યો હતો ત્યાં પણ એ બે સુંદર પંક્તિઓ શિથિલ થઈ ગઈ હતી. અહીં આખું સૉનેટ શિથિલ થઈ ગયું છે. તમને અનુષ્ટુપ ફાવતો નહિ હોય એથી પણ એમ બને.

બંને અંગ્રેજી અનુવાદો વચ્ચે પણ ખૂબ ફેર છે. મને પોતાને બીજો ગમે છે: પહેલો તમે વાપરેલો અનુવાદ આ પ્રમાણે છે:

O stars! that seek a path my northland knows,
How dare you now on Poland shine forsooth,
When she who loved you and lent you her youth
Sleeps where beneath the wind the long grass blows?

બીજો અનુવાદ આ પ્રમાણે છે:

Northward toward Poland stars in thousands glow;
Why in that region are such myriads massed?
Did your bright glance, before it died at last,
Light sparks along the path it loved to go?

અહીં મરતી વખતે એ બાઈને જાગેલી સ્વદેશ ઝંખનાનું જે સુંદર ચિત્ર છે તેનું કશું પહેલામાં મળતું નથી.

સૉનેટ-૯

જનાનાના કબરસ્તાનનું ભાવવાહી વર્ણન છે. આઠમું સૉનેટ વૃત્તને કારણે બગડ્યું છે, તેમ આ અનુવાદને કારણે બગડ્યું છે. શરૂઆત આમ છે:

ખુદાનાં ચાહેલાં મખમલ સૂતાં રૂપ અહીંયાં.
તિજોરી-દ્રાક્ષોના ચમનની મહીં જે વિરમતાં

અહીં 'રૂપ'નો પ્રયોગ અંગ્રેજી રૂઢિનો છે. બીજી પંક્તિમાં શબ્દોનો ક્રમ જરા કઢંગો ગોઠવાયો છે, એ તો 'ખરું' જ, પણ વધારેમાં શબ્દયોજનામાં ઔચિત્ય જળવાયું નથી. દ્રાક્ષોના ચમનની તિજોરીમાં વિરમતાં' ન કહેવાય. 'તિજોરીમાં પુરાયલાં, રક્ષાયલાં,' ાભે. અથવા તો તિજોરીનું રૂપક કાઢી નાખી 'દ્રાક્ષોના ચમનમાં વિરમતાં' એમ કહીએ ા શોભે. મૂળ અંગ્રેજીમાં આવો ઔચિત્યભંગ નથી:

And treasured in his vine-yard fair and fine.

ે પછી ચિરશાંતિમાં સૂતેલી સ્ત્રીઓનો ઉલ્લેખ આવે છે:

અહીં સૂતેલાં એ ચિરવિરતિમાં મૂક બનીને

એમાં પણ વિરતિ શબ્દ યોગ્ય નથી. ' શાંતિ ' કે એવો જ કોઈ શબ્દ જોઈએ મૂળમાં અહીં peace perpetual છે. આ પછી કબર ઉપરની પાઘડીઓ અને ધજાઓનું વર્ણન આવે છે:

A turban beckons where the roses twine,
A banner flutters out in silken line,
And sometimes here a Giaour's name is kept.

અનુવાદ આ પ્રમાણે છે :

ગૂંથાયેલાં પેલાં ગુલ, તહીં શિલામાંથી રચિયો
સુહે ફેંટા, જાણે ફરકતી ધજા રેશમની ને
વિધર્મીનાં નામો કહીં કહીં હજીયે ટકી રહ્યાં.

મૂળમાં પથ્થરમાંથી કોતરેલો ફેંટા અને રેશમી ધજા એ જુદી જુદી વસ્તુઓ છે, તમે એ બંનેને એક કરી નાખી છે. પથ્થરના કોતરેલા ફેંટાને રેશમી ફરકતી ધજાની ઉપમા આપવી એ શોભે જ શી રીતે ? અહીં તમારું ડોળિયું સારું હતું. તમે પહેલાં આમ કર્યું હતું :

ગુંથાયેલાં પેલાં ગુલ, તહીં શિરોવેષ્ટન દિસે
અને નાની ઊડે ફરફરી ધજા રેશમતણી

આમાં તમે ' શિરોવેષ્ટન દિસે ' ને બદલે ' શિલામાંથી રચિયો સુહે ફેંટા ' એમ કર્યું એ તો સારું થયું. પણ એમ કરવા જતાં બીજી લીટી સંકોચવી પડી અને તેમાં તમે 'અને' શબ્દ કાઢી નાખ્યો એ ખોટું કર્યું. હું એ બીજી લીટી આમ લખું :

શિલામાંથી રચિયો.
સુહે ફેંટા, પેલી ફરકતી ધજા રેશમની ને

તમે પોતે પણ આ પંક્તિના બીજા બે પાઠ કરેલા છે, તેમાં ' પણે ' અને ' પેલી ' શબ્દો યોજી જોયેલા છે. હશે.

સૉનેટના ઉત્તર ભાગની પહેલી ચાર પંક્તિ આ પ્રમાણે છે :

Oh ! roses of this paradise of old,
The eyes that loved not Allah saw you not,
Nor arms that prayed not eastward could enfold !
But now a christian treads this hallowed spot;

અનુવાદ આ પ્રમાણે છે :

ગુલો હે મોંઘેરાં ! ગત સમયના સ્વર્ગવનનાં,
પડ્યાં ના દષ્ટિએ જન–ની નહિ પરવાભ પ્રિય જે,
ભુજા ના આલિંગી દિશ ઉગમણે જે નવ ઢળી.
ઇસાઈ કો આજે અહીંથી પળતો યાત્રિક ભલો;

અહીં બીજી પંક્તિમાં સૉનેટની ઉપર ટાંકેલી બીજી પંક્તિ જેવો જ વિચિત્ર ક્રમ

ગોઠવવો પડ્યો છે એ કચાશ કહેવાય. એ તો જાણે જવા દઈએ, પણ મૂળમાં જે તીવ્ર વિરોધ છે, તે અનુવાદમાં સચવાયો નથી. જેને કદી ગેરઈસ્લામીએ જોઇ કે સ્પર્શી નથી એવી સ્ત્રીઓના કબરસ્તાનમાં આજે એક કાફર ઈસાઈના પગ પડે છે, એમ કહેવું છે. બીજા અનુવાદમાં પણ આ વિરોધ એટલો જ બલકે વધારે સ્પષ્ટ છે :

A stranger's glance now dececrates your tomb!

અને તમે વળી એ પંક્તિને અંતે ઈસાઈને 'ભલો' વિશેષણ લગાવીને તો કમાલ જ કરી છે! અનુવાદની દૃષ્ટિએ આ સૉનેટમાં ખૂબ કચાશ આવી છે એમ કહેવું જોઈએ.

સૉનેટ–૧૦

અજપાનું વર્ણન કરતા આ આખા સૉનેટનો અનુવાદ સારો થયો છે, અને અંત તો વિશેષ સારો છે.

સૉનેટ–૧૧

આમાં કેવળ દૃશ્યાલેખન જ છે, છતાં સૉનેટ સુંદર છે. ઊભું કરેલું ચિત્ર એટલું વિવિધ રંગી અને મનોહર છે, તથા એવું સુરેખ ચીતરાયું છે કે આખું આંખ સામે ખડું થઈ જાય છે.

તુષાર–અવગુંઠનો ફગવી દે મહાદ્રિ હવે,
ઝગે કુસુમ કોડીલાંથી શુભ ક્ષેત્રવિસ્તાર સૌ;
અરણ્ય મહીંથી સ્ફુરે દગ સમીપ રંગો, શકે
ખલીફ મુકુટથી મૌક્તિક સરી ઠર્યાં ઓપતાં.

અહીં કુસુમને 'કોડીલાં' વિશેષણ લગાડવાથી કશો હેતુ સરતો નથી. વિવિધરંગી ફૂલોને ખલીફના મુકુટનાં મૌક્તિક કહ્યાં છે એ બરાબર નથી. અહીં 'રત્નો' શબ્દ જોઈતો હતો. તો જ રંગો આવી શકે. મૂળમાં પણ gems છે.

આ સૉનેટનો ષટ્ક આ પ્રમાણે છે.

The waves beneath the cliff are thunder-pale,
Now upward, upward in their rage they rise
And tawny are their crests as tigers' eyes.
The sun is focused on one white, far sail
And on blue, shining deeps as smooth as glass
Wherein slim cranes are shadowed as they pass.

અનુવાદ આ પ્રમાણે છે :

પણે ખડકની નીચે ગગડી વજ્ર શા વીચિઓ
હવાં ઉપર શા ઊડે વિફરી: શા અધોધઃ હવાં;
ઝગે શિખર ભૂખરાં : ચમક વ્યાઘ્રચક્ષોની એ ?
ઠર્યો સૂરજ કેન્દ્ર શુભ્ર સ્થી; દૂર ફેલ્યા શઢો;
ઊંચે નભની નીલિમા ગહન કાચ લીસી લસે.
મહીં તરતી છાંય કોમલ સરત ક્રૌંચો તણી.

અહીં બીજી પંક્તિમાં છેવટે 'અધોધ: હવાં' લખીને તમે મોજાનો પછડાટ સાધ્યો છે, પણ મૂળની પંક્તિ કેટલી સુંદર છે!

Now upward upward in their rage they rise

જાણે મોજાંને ઊંચાં ને ઊંચાં ચડતાં આપણે અનુભવતા ન હોઈએ! 'અપવર્ડ'ની પુનરાવૃત્તિ અને આખી પંક્તિમાં ગૂંથાયેલા 'r' તથા છંદનો આરોહ—એ બધું મળીને મોજાંની ગતિ પ્રત્યક્ષ કરાવે છે.

ત્રીજી પંક્તિમાં તમે પર્વતનાં શિખર લીધાં છે (તમે હમે પાને નિવેદનમાં એ સ્પષ્ટ કર્યું છે.) જ્યારે મૂળમાં એ તરંગ-શિખરો જ છે. છેલ્લી ત્રણ પંક્તિનું ચિત્ર સમજવામાં તમારી ભૂલ થઈ લાગે છે. આખું ચિત્ર આ પ્રમાણે છેઃ— સૂર્ય દૂર સાગરમાં ઊભેલા કોઈ વહાણના સફેદ સઢ અને અરીસા જેવા ચમકતા અને શાંત અગાધ નીલ સાગર ઉપર કેન્દ્રિત થયો છે; ઊંચે આકાશમાં ઊડતાં કૌંચોની પાતળી છાયા આ સમુદ્રરૂપી અરીસામાં પ્રતિબિંબિત થાય છે. ચિત્ર ખરેખર સુંદર છે. અનુવાદમાં સૂર્ય કેન્દ્ર રચી ઠર્યો છે, સઢો ફેલાયા છે, ઉપર નીલ આરસા સમું ચમકતું લીસું આકાશ વિસ્તરેલું છે, એવો અર્થ કર્યો છે, એટલે આકાશમાં ઊડતાં કૌંચોની છાયા આકાશમાં પડે છે એવું કહેવાનો વારો આવ્યો છે. અને આખું ચિત્ર વીંખાઈ ગયું છે.

સૉનેટ-૬૨

જેમ ગયા સૉનેટમાં દિવાદૃશ્ય હતું તેમ અહીં રાત્રિદૃશ્ય છે. આ ચિત્ર પણ ખૂબ સુંદર છે. અનુવાદ પણ સારો થયો છે.

અંગ્રેજી બે અનુવાદોમાંથી મને પરકનો અનુવાદ બીજો ગમ્યો. જુઓ એ આ પ્રમાણે છે:

Darkness and silence rock my drowsiness,
A dazzling meteor wakes me with its light,
A wave of gold that floods each far recess.
Thou art like an odalisque, O eastern night,
Lulling with kisses; then, eyes flashing bright
Awaking me once more to a caress.

તમે પહેલાને અનુસરીને આ પ્રમાણે અનુવાદ કર્યો છે:

> સ્વપ્નરથ શાં નયન જાગ્રત આજ મારાં,
> ઉલ્કા સુવર્ણ ઝરી ગે નભ ધુમ્મટે ત્યાં;
> અગ્નિ સ્ફુલિંગ ઉડીને રચતા ફુવારો.
> ઓ પ્રાચિરાત્રિ તણી સુંદરતા! રચે તું
> આત્માશું સંવનન કો પ્રિય બાંદી જેમ
> રાખે જે બંદિ શા જ્યાં સુધી ન અનુભવ્યો સુંભને સ્વપ્નભંગ.

આ પાઠમાં રાત્રિને બાંદીની ઉપમા શા માટે આપી છે તે સ્પષ્ટ થતું નથી, ઉપલી ત્રણ લીટી અને નીચલી ત્રણ લીટી જાણે સ્વતંત્ર લખાઈ લાગે છે. જ્યારે મેં ટાંકેલા બીજા અંગ્રેજી અનુવાદમાં એ વસ્તુ સ્પષ્ટ કરેલી છે અને આખો ષટ્ક સુગ્રથિત બને છે.

એમાં રાત્રિ પોતાના અંધકાર અને શાંતિ દ્વારા નાયકને ઊંઘમાં નાખે છે અને પછી ઉલ્કાના ઝળહળતા, આકાશનાં એક છેડાથી બીજા છેડા સુધી વિસ્તરતા સુવર્ણરંગી તેજ ધોધથી પાછો તેને જાગ્રત બનાવી દે છે—જેમ કોઈ બાંદી પોતાનાં મધુર ચુંબનો દ્વારા કોઈને સુવાડી દે અને પછી આંખો ચમકાવી સહેજ ગેલમાં હાથનો સ્પર્શ કરી જગાડે એમ. તમે જે અંગ્રેજી અનુવાદને અનુસર્યા છો તેમાં જ આ વસ્તુ નથી. મને તો આ વાંચીને શ્રી. નાનાલાલની નીચેની પંક્તિઓ યાદ આવી :

> ઝીલી પ્રિયા નયનમાં શર, ને વીંધાઈ,
> પોઢ્યો હતાર્દ્ર પ્રિય મૂર્છિત રૂપદર્શે;
> તે વ્હાલી સ્પર્શથી સચેતન થાય, તેમ
> જાગ્યો નૃલોક નવચેતન ચંદ્રીસ્પર્શે.

બંનેનો છંદ પણ એક જ છે.

સાનેટ–૧૩

ચાતીર દાગ પર્વતનું વર્ણન છે. અનુવાદ સારો થયો છે. મને લાગે છે કે તમને વસંતતિલકા બરાબર ફાવે છે—ખૂબ પ્રવાહી હોય છે.

સાનેટ–૧૪

દૂર પ્રવાસમાં એકાએક ઘર સાંભરે છે એ પંક્તિઓ સરસ છે :

> નિહાળું નીચે હું જગ અરધ વિસ્તાર લહતું,
> વિયત્ ઊંચે નીલું, હિમશિખર ચોપાસ ધવલ;
> *
> મને ઝંખા જાગે ગત સુખ અને દૂર સ્થલની.
> વનોમાંહીં મારા વતન ફરતાં ચાહું ઘૂમવા,
> કિલોલે જ્યાં પંખી પરિચિત સુરો કંઠ ભરીને;
> અને ત્યાં ભેજાળા કકણ કળણો પે જઈ ભમું,
> જહીં પાંખો, ડાંડી થકી અધ ખુલી, ઘૂમત નભે.

અહીં છેલ્લી પંક્તિમાં કર્તા નથી અથવા 'પાંખો' કર્તા છે એમ કહેવું પડે. ડાંડીથી અધખૂલી પાંખો નભમાં ઘૂમે છે એ રચના અંગ્રેજી છે.

આ જ સોનેટના પાછલા ભાગમાં એ જુવાનીના પ્રેમ-જીવનને સંભારે છે :

> જુવાનીના તાજા પ્રણયરસનાં પુણ્ય સ્મરણો

અહીં 'પુણ્ય' વિશેષણ તમે ઉમેર્યું છે, પણ એમાં ઔચિત્ય નથી. And memories of youthful love I trace.

સાનેટ–૧૫

આખો સોનેટ પણ સરસ છે અને અનુવાદ પણ સફળ થયો છે. ભોમિયાની ઉક્તિમાં ભાષા ઠેઠ સુધી સહેલી રાખી શક્યા હોત તો વળી ઓર મઝા આવત. 'નીચે અતલ નીલિમા,' 'ગહન ગહ્વર' 'કલ્પનોદ્‌ગમના' જેવા શબ્દો ટાળ્યા હોત તો !

સાનેટ–૧૬

ખાસ વિશેષ કહેવાનું નથી. 'હાકલે' ક્રિયાપદ બનાવ્યું છે તે જરા ખટકે છે.

સૉનેટ-૧૭

આ માળાના ઉત્તમ સૉનેટોમાંનું આ એક છે. બાલાકલાવાના કિલ્લાનાં ખંડેરો જોઈને કાઢેલા ઉદ્‍ગારો ગુજરાતીમાં પણ ખૂબ સુંદર રીતે ઊતર્યા છે :

> એ ટૂંક ભોમ ! તવ ખંડિત ગૌરવો સૌ.
> આજે ઢળ્યા ગઢ, હતા તવ ગર્વ પૂર્વે;
> ઢૂકે અહો સરપ ઘૂવડ સૂર્યબીકે,
> ને ધાડપાડુ સજતા અહીં રાત્રિ કાજે.
> આ અક્ષરો સ્ફટિક પે વદતા વડાઈ,
> ને ભગ્ન શસ્ત્ર પર શૌર્યની સ્વર્ણગાથા;
> સૌંદર્યના કણ વિખેરી હસંત કાલ,
> ને સોહતી રચયિતાની ય કપ્રમાલા.
> ગ્રીકો ગયા સ્ફટિક શોભન થંભ રોપી,
> રોમે વળી મુઘલનાં દળ આંહીં રોળ્યાં;
> ઇસ્લામીએ પઢી નમાજ નિહાળી પૂર્વે.
> આજે હવે ઘુવડગીધ પસારી પાંખ
> કૃષ્ણધ્વજા સમ શિરે ફરકન્ત ક્રૂર.
> જામ્યા થરો પુર પરે મૃતપુંજ કેરા.

આખો અનુવાદ ખૂબ ભાવવાહી અને પ્રવાહી થયો છે. છંદ પણ તમને ફાવતો વસંતતિલકા છે. માત્ર છેલ્લી બે પંક્તિની આખી કલ્પના તમારા લક્ષમાં ન આવવાને કારણે જરા બગડી છે. તમે ગીધઘુવડની કૃષ્ણ ધજાને કાળની ધ્વજા કહી છે (નિવેદનમાં), એટલે એ ખંડ સ્વતંત્ર કર્યા છે. પણ એ ધજા તો ખ્રિસ્તીઓમાં શોક દર્શાવવા વપરાતી કાળી ધજા છે : શહેર આખું રોગથી મરી પરવાર્યું હોય અને ઘેર ઘેર કાળી ધજા ઊડતી હોય એવી ઉત્પ્રેક્ષા કરી છે. મૂળ જુઓ :

> The owl and vulture of dark wing and drear
> Are fluttering like black banners overhead
> In cities where the pest piles high the dead.

બીજા અનુવાદમાં આમ છે :

> To day the black winged valture only reigns,
> As in a city, dead and pestilent,
> Where mourning banners flutter to the plains.

સૉનેટ-૧૮

જ્યુઈદાના ખડક ઉપરથી દેખાતું સાગર દૃશ્ય આમાં વર્ણવેલું છે. અનુવાદ સારો થયો છે. પૂર્વભાગમાં ઊછળતા સાગર તરંગનું વર્ણન છે.

> જોયા કરું ખડક કદ્દરને અઢેલી:
> લેતા પછાડ જળલોઢ પ્રચંડ જેમ,
> ને દૂર સાગરજલે સ્ફુરતાં નિહાળું

ઉલ્લાસનાં અદ્ભુત રંગધનુની લીલા.
તાકી રહું ખડક ઊર્ધ્વ શિરે ઊભીને
ઝૂકંત સાયરચમૂ સમ ઊર્મિમાલા,
જે શીકરો ધવલ ફેનિલ વેરી તીરે
ખૂણે ખૂણે મૂકતી મૌક્તિક ઓટવેળા.

આ આઠે પંક્તિમાં તમે સાધેલું સ્વરોનું અને વર્ણોનું સંગીત સાચે જ સુંદર છે.

તું યે કવિ! જવ ચગંત જુવાનીઝંઝા,
ને ચિત્તમાં અદ્ભુત ઊર્મિતુફાન ઘેરાં,
અંતે પ્રણાશ નિજ મૂકી જતાં પછાડી,
વીણા ઉપાડ તવ તું! રસ મૌક્તિકો ત્યાં
હોશે અમૂલ્ય ઉરગહ્વરમાં પરેલાં,
વર્ષોની શુભ્ર સુવિશુદ્ધ કમાણી કેરાં.

આ વાક્યમાં કર્તા 'તું' શરતચૂકથી બે વાર આવી ગયો છે, તે દોષ ટાળવો જોઈએ. અને 'કમાણી' શબ્દથી મૂળનો પૂરો ભાવ આવતો નથી. મૂળ આ પ્રમાણે છે:

Pick up your lute! Upon it undefiled
You'll find song-pearls that your heart-deeps retain,
The crown the years have brought you, white and chaste.

આમાં એના વિજયનો અને કીર્તિનો જે ધ્વનિ છે, તે અનુવાદમાં નથી આવ્યો. તમે નીચે બીજા પાઠનો પણ અનુવાદ આપ્યો છે. મૂળ આ પ્રમાણે છે:

So with thy heart young poet. Passion wages
Its furious battle often in thee now,
But after, when thou shik'st thine harp, its rages.
Sink and are lost in cold oblivion's slough,
And leave behind them songs from which the ages
Will wreathe a deathless garland for thy brow.

અનુવાદ:

એવું જ તે હૃદયનું તવ હે કવિ, ત્યાં
આજે ભલે ચગત નિર્ઘૃણ રાગયુદ્ધ.
આગે પરંતુ જવ તું તવ કાવ્ય-વીણા
ઝંકારશે તરત એ લય પામશે સૌ.
મૂકી જશે પૂંઠળ ગીત, સુરમ્ય જેતી
ભાવિ યુગો કલગી શાશ્વત ગૂંથી રહેશે.

અહીં પણ મૂળનો અમર કીર્તિનો ભાવ આવી શક્યો નથી. એ સિવાય અનુવાદ સારો થયો છે.

*

મેં જ્યારે પત્ર શરૂ કર્યો ત્યારે મને કલ્પના પણ નહોતી કે એ આટલો લાંબો થઈ જશે, એટલે મેં પુસ્તકના પાછલા ભાગમાં જોડેલા સૉનેટ ઉપરના નિબંધ વિષે પણ કંઈક વિસ્તારથી લખવા ધાર્યું હતું, પણ હવે જોઉં છું કે મારે ટૂંકમાં જ પતાવવું જોઈએ.

સૉનેટ આપણા સાહિત્યમાં ઘર કરીને રહેવાને ઇરાદે જ આવ્યું લાગે છે, એટલે એના જાતિકુલનો પરિચય વિગતે કરી લઈએ એ ખૂબ આવશ્યક છે. અત્યાર સુધી આપણી પાસે સૉનેટ વિશે ત્રણ નિબંધો હતા. એક તો શ્રી. બ. ક. ઠાકોરનો 'લિરિક' ને અંતે મૂકેલો સંક્ષિપ્ત પણ બધા જ મહત્ત્વના મુદ્દા રજૂ કરતો નિબંધ; બીજો, શ્રી ગજેન્દ્રનો લખેલો અને 'ગજેન્દ્ર મૌક્તિકો'માં સંગ્રહાયેલો નિબંધ; અને ત્રીજો, શ્રી. બેટાઈનો જરા વિસ્તૃત પણ છંદોભંગ, યતિભંગ, શ્લોકભંગની ચર્ચાને વધારે પંક્તી જગ્યા આપતો નિબંધ. તમારો નિબંધ ચોથો અને સૌથી વિસ્તૃત થયો. તમે એને અંગેના બધા ય પ્રશ્નોની ઝીણવટથી છણાવટ કરી છે એટલે પ્રત્યેક અભ્યાસીને એ ઘણો ઉપયોગી થઈ પડશે.

સૉનેટનો આત્મા એમાં આવતો પલટો, વળાંક કે લહેંકો છે એ વસ્તુ ઉપર તમે ભાર મૂક્યો એ બરાબર છે, પણ તમે એ વસ્તુના દાખલા ન આપ્યા એ મને ન ગમ્યું. આપણે ત્યાં હજી સૉનેટનો પૂરો પરિચય નથી ત્યાં શરૂઆતમાં તો આ વસ્તુને આંગળી ચીંધીને બતાવવાની જરૂર છે. એમ કરીશું તો જ ચૌદ લીટીનું કાવ્ય તે સૉનેટ એવી સામાન્ય માન્યતા નાબૂદ થશે અને એનાં સાચાં લક્ષણની સમજ અને કદર વધશે.

સૉનેટને અનુકૂળ છંદોની ચર્ચા કરતાં તમે અનુષ્ટુપને પણ ગણાવ્યો છે. એ વિષે મને પોતાને શંકા છે. આ સંબંધે મારે સુ. શ્રી બટુભાઈ સાથે વાત થઈ ત્યારે તેમણે પણ શંકા જ દર્શાવી. આ શંકા માટે તેમણે જે કારણ બતાવ્યું તે વિચારવા જેવું છે. એમનું કહેવું છે કે અનુષ્ટુપને બે પંક્તિનો રાખીએ તો જ એ શ્લોકત્વને પામે છે—એની કડી બની શકે છે. સૉનેટ છે એ પણ એક આવી વિશિષ્ટ રચનાવાળી કડી જ છે. જ્યારે આપણે અનુષ્ટુપને બે પંક્તિમાં પૂરો નહિ કરીએ ત્યારે તે પ્રવાહી બનીને રેલવા માંડે છે, અને પછી કડીનું દૃઢ બંધારણ રહેવા પામતું નથી. આથી સૉનેટ બંધાતું નથી. એમ ન કરીએ અને બબ્બે પંક્તિએ કડી પૂરી કરીએ તો તે બંધ શિથિલ થઈ જવાનો પૂરો ભય છે. આમ બંને રીતે જોતાં અનુષ્ટુપ સૉનેટબંધને અનુકૂળ નથી લાગતો.

ઉપસંહારમાં ચોથી કલમ તમે આ પ્રમાણે લખી છેઃ

(૪) સૉનેટની ચૌદ પંક્તિના અષ્ટક અને ષટ્ક એવા સ્પષ્ટ બે વિભાગ પાડવા જોઈએ. अष्टक अने षट्क बंने समग्र रीते स्वयं पर्याप्त अने अन्यनिरपेक्ष काव्य जेवां होवां जोइए. કાવ્યત્વની દૃષ્ટિએ ષટ્ક ઉચ્ચતર હોવું જરૂરી છે. (નાગરી અક્ષર મેં કર્યા છે.)

મને લાગે છે કે અહીં તમે વધારે પડતો ભાર મૂકો છો. હું ઘણાં અંગ્રેજી, ઇટાલિયન, બંગાળી, ગુજરાતી સૉનેટો જોઈ ગયો, પણ આ નિયમમાં માગ્યા પ્રમાણે અષ્ટક અને ષટ્ક પણ સ્વતંત્રરીતે સ્વયં પર્યાપ્ત અને અન્યનિરપેક્ષ કાવ્ય જેવાં તો ક્યાંક જ મળે. પ્રત્યેક સૉનેટમાં એની અપેક્ષા રાખવી એ ઉચિત નથી. કદાચ અષ્ટકમાં નિરૂપાયેલા ભાવનો વિસ્તાર ષટ્કમાં થાય એવું પણ બને અને તે સૉનેટરૂપને પ્રતિકૂળ નથી. રૉસલૅંડ કરતાં તમે તમારી ભાષા વધારે સૌમ્ય બનાવી છે અને શરતને પણ સહેજ ઢીલી કરી છે, તેમ છતાં એ વસ્તુ ફરી વિચારવા જેવી તો લાગે જ છે.

બસ ત્યારે, જય જય.

લિ૦ સ્નેહાધીન,

નગીનદાસ પારેખનાં વંદન

# રૂમાનિયાની ગંભીર મૂંઝવણ

ડુંગરશી ધરમશી સંપટ

યુરોપના રાજ્યતંત્રની શેતરંજની રમતમાં રૂમાનિયાની સોગઠી દાવમાં ઘેરાઈ ગઈ છે. એ દેશનો સવાલ અતિ ગૂંચવણભર્યો અને વિષાદમય થયો છે. બાલ્કનોનાં પાંચ રાજ્યોમાં વસ્તી, વિસ્તાર અને સમૃદ્ધિમાં રૂમાનિયાનું રાજ્ય મોટો દરજ્જો ધરાવે છે. પરંતુ એણે બીજાં રાજ્યોના વિભાગો હરામપણે હોર્યાં કરી લીધાં હોવાથી ઘણાં રાજ્યો એના પ્રત્યે વૈરબુદ્ધિ ધરાવતા થયાં છે. એનો લઘુમતિનો સવાલ પણ અટપટો છે. એના ભૂગર્ભમાંનાં તેલ અને ખનિજો તરફ લાલચુ રાજ્યોની દૃષ્ટિ છે. એનાં અનાજ (ઘઉં) પકાવતાં લીલાંછમ ખેતરો પણ પરદેશીઓની લાલચુ દૃષ્ટિમાં તૃષ્ણા વધારે છે. આજે યુરોપનાં તટસ્થ રાજ્યોમાં સૌથી વધારે મંદ અને ચિંતા ભરેલી સ્થિતિ રૂમાનિયાની છે.

## વસ્તી અને વિસ્તાર, ધર્મ, શિક્ષણ

એનો વિસ્તાર ૧,૨૨,૯૮૨ ચોરસ માઈલનો છે. એની જમીન ફળદ્રુપ છે. એની વસ્તી ૧,૮૭,૯૧,૬૪૫ માણસોની છે. એના રાજ્યધાનીના શહેર બુખારસ્તને યુરોપમાં નાનું પેરિસ ગણે છે. એની વસ્તી સાડા ૭ લાખ માણસોની છે. બીજાં પાંચ શહેરોની વસ્તી લાખ ઉપરની છે. બીજાં દશ શહેરોના વસ્તી ૫૦ હજારથી એક લાખ વચ્ચેની છે. રૂમાનિયામાં લગભગ ૧૧ કરોડ માણસો રૂમાનિયાના સનાતન પ્રજાકીય ખ્રિસ્તી પંથના છે. ૧૮ લાખ ગ્રીક કૅથોલિકો છે. ૧૨ લાખ રોમન કૅથોલિકો છે. ૧૨ાા લાખ પ્રોટેસ્ટંટો છે. ૯ લાખ યાહુદીઓ અને ૨ લાખ મુસલમાનો છે. શિક્ષણ આખા રાજ્યમાં મફત અને ફરજિયાત છે. લગભગ ૧૫ હજાર પ્રાથમિક શાળાઓ, ૦૦ હજાર શિક્ષકો અને ૨૦,૫૪,૩૩૪ વિદ્યાર્થીઓ છે. ૭૫૪ માધ્યમિક શાળાઓમાં ૧,૬૬,૪૭૩ વિદ્યાર્થીઓ અને ૧૦,૮૭૫ શિક્ષકો તથા ઉચ્ચ શિક્ષણમાં ૮૮૦૦ વિદ્યાર્થીઓ અને ૫૦૦ પ્રોફેસરો છે.

## રાજ્યની પેદાશ, બજેટ, ખર્ચ

રાજ્યની પેદાશ ૨૦ થી ૨૧ અબજ લીઠ (ફ્રાન્ક જેવડો રૂપાનો સિક્કો) જેટલી છે. ખર્ચ પણ તેટલું જ છે. રૂમાનિયા ખેતીપ્રધાન દેશ છે એટલે એની સંપત્તિ ઉદ્યોગપ્રધાન દેશ જેટલી નથી. મંદીમાં એને મોટી અસર થઈ પેદાશ ઘણી ઘટી ગઈ છે. હમણાં યુદ્ધનાં વાદળાંને લીધે ટેક્ષો વધાર્યા છે ઈન્કમટેક્ષ વગેરેમાંથી ૫ અબજ લીઠ આવે છે. કસ્ટમમાંથી ૧ાાા અબજ, દારૂમાંથી ૧ાા અબજ, રાજ્યની મોનોપોલીમાંથી ૪ અબજ, પેદા થતી વસ્તુઓ ઉપરના કરોમાંથી ૩ાા અબજ મળે છે. અર્ધોઅર્ધ પેદાશ હમણાં સૈન્ય ખાઈ જાય છે. પ્રજાકીય ખાતાં, શિક્ષણમાં તેમજ ચોથો ભાગ ખર્ચાય છે. પરદેશો અને દેશનું મળીને ૨૦,૦૦૦ કરોડ લીઠ કરજ છે.

## ખેતી ઉદ્યોગ વેપાર વગેરે

લગભગ ૩ાા કરોડ એકરમાં ખેતી થાય છે. ૧ કરોડ એકર જમીન પશુઓના ઘાસ

મારફે. ૧ાા કરોડ એકરમાં લાકડાનાં ઝાડોનાં જંગલો છે. ખેતીમાં લગભગ ૩૨ લાખ ટન ઘઉં, ૧૮ લાખ ટન જવ અને ૪૫ લાખ ટન મકાઈ થાય છે. જમીનમાંથી સીસું, લોઢું, લીગ્નાઈટ, ત્રાંબુ અને તેલ નીકળે છે. જમીનમાંથી ૮૫ લાખ મેટ્રિકટન તેલ નીકળે છે. કુદરતી ઘાસ પણ પુષ્કળ મળે છે. રૂમાનિયામાં ૩૫૨૪ કારખાનાં છે. વેપારમાં મુખ્ય નિકાશ પેટ્રોલિયમ તેલની (૭૮૩ કરોડ લીહની કિંમતના) છે. બીજે નંબરે ૫૦૦ કરોડ લીહની ઘઉંની નિકાશ છે. મુખ્ય વેપાર જર્મનીના હાથમાં છે અને તે પછી બીજે નંબરે અંગ્રેજોના હાથમાં છે. પરદેશોથી વધારે ભાગે કાપડ આવે છે.

## સૈન્ય

રૂમાનિયામાં દરેક યુવકને ફરજિયાત લશ્કરી તાલીમ મળે છે. એની પાસે સાધારણ રીતે ૧ાા લાખનું કાયમી સૈન્ય રાખવામાં આવે છે. પરંતુ યુદ્ધ વખતે ૨૦ લાખ યુવાનો વાવટા નીચે ભેગા થાય છે. પરંતુ રૂમાનિયાએ સર્વે યોદ્ધાઓ માટે શસ્ત્રસામગ્રી હમણાં જ પૂરતા પ્રમાણમાં એકઠી કરી છે. એની પાસે દશબાર નાની મનવારો છે. ૩૦૦ ઉપરાંત વિમાનો છે. ૮૦૦ ટેંકો છે. પરંતુ રૂમાનિયા પાસે પૂરતા પ્રમાણમાં આધુનિક શસ્ત્રો નથી. હમણાં ભયનું માર્યું એ અંગ્રેજો ફ્રેંચો અને અમેરિકા પાસેથી શસ્ત્રો ખરીદે છે. છતાં એનું બળ જર્મની કે રશિયા આગળ કાંઈ ગણતરીમાં નથી. યુરોપમાં રૂમાનિયાનું સૈન્ય શિસ્ત, હથિયારો, આધુનિક શસ્ત્રાસ્ત્રો, વિમાનોમાં પ્રથમ દરજ્જાનું ગણાતું નથી. અંગ્રેજો અને ફ્રેંચો પાસે આર્થિક સહાય લઈને એ શસ્ત્રો સજે છે.

## ઇતિહાસ

એ દેશનો કેટલોક ભાગ રશિયાનો, કેટલોક તુર્કીનો બનેલો છે. હંગેરી અને બલ્ગેરિયાના પ્રાંતો પણ એની અંદર ઘૂસ્યા છે. આ રાજ્ય નવું છે. બાલ્કન રાજ્યોમાં મુખ્ય છે. એટલે આપણાં દેશીરાજ્યના કે કાઠિયાવાડનાં રાજ્યો જેવી જ પુષ્કળ ખટપટો એમાં થાય છે. તા. ૨૩ ડિસેંબર ૧૮૬૧માં કર્નલ કુઝા એના પહેલા સમ્રાટ એલેક્ઝાંડી જોનના નામથી શાસનકર્તા થયા. રાજ્યખટપટથી સને ૧૮૬૬માં કેરોલ પહેલો રાજા થયો. સને ૧૮૭૭ની તા. ૧૦મી મેને દિવસે રૂમાનિયાની પ્રજાએ જાહેર ઢંઢેરો બહાર પાડી પોતાને તુર્કીની ધૂંસરીમાંથી છૂટા થઈ સ્વતંત્ર રાજ્ય તરીકે જાહેર કર્યું. સને ૧૯૧૮માં રશિયાના આંતરિક બળવાને સમયે રૂમાનિયાએ રશિયાના બેસરેબિયા પ્રાંત (૩૦ લાખની વસ્તી) ને લઈ લીધું. હંગેરીનું ત્રાન્સીલ્વેનિયા (વસ્તી ૩૩ લાખ) મહાયુદ્ધમાં મિત્રરાજ્યોને કરેલી મદદ બદલ તેને મળ્યું. બલ્ગેરિયાનો ડુબ્રોવિના પ્રાંત (વસ્તી ૮ાા લાખ) પણ એને મિત્રરાજ્યોએ અપાવ્યો. કેરોલ પછી ફરનાન્ડિ અને હમણાં કેરોલ બીજો રાજ્યગાદી ઉપર છે.

## કેરોલ બીજો

હમણાંનો રાજા કેરોલ રંગીલા રાજા તરીકે પ્રખ્યાત છે. એ સને ૧૮૯૩માં જન્મ્યો હતો. સને ૧૯૨૧માં ગ્રીસની રાજકુમારી હેલન સાથે એના વિવાહ થયા હતા. સને ૧૯૨૮માં એ વિવાહ ફોક કરવામાં આવ્યા. રાજકુમાર કેરોલ એક હલકા વર્ણની સ્ત્રી સાથે રહ્યો. આથી એનો રાજ્યગાદી ઉપરનો હક્ક દૂર કરી એના છોકરા માઈકલને ગાદી

ઉપર બેસાડવામાં આવ્યો. પણ સને ૧૯૩૦માં એ ફરી રાજ્યમાં આવ્યો અને પ્રજાએ પાછી ગાદી આપી. આથી એનો કુંવર માઈકલ પાછો પાટવી કુંવર થયો. રાજા મેડમ લેપેસ્ક નામની યહૂદી સ્ત્રીના પ્રભાવ નીચે રમકડું હતો. પરંતુ હવે તે લડાઈ પાકો બન્યો છે. રાજ્ય મહેલની ભેદી ખટપટો માટે રૂમાનિયા પ્રખ્યાત થયું હતું.

## રૂમાનિયાનું રાજ્યબંધારણ

રૂમાનિયા મર્યાદિત સત્તાધારી સમ્રાટનું રાજ્ય છે. એનું બંધારણ સને ૧૯૨૩ની ૨૮મી માર્ચે ઘડેલું છે. તે પ્રમાણે ખરી માલિક અને સત્તા પાર્લામેંટ છે. છતાં રાજાના હાથમાં પણ પુષ્કળ સત્તાઓ છે. ઉપલી સભામાં ૨૩૧ સભ્યો છે, આમની સભામાં ૩૮૭ સભ્યો છે. રાજ્યને કર આપતી ૨૧ વરસની દરેક વ્યક્તિ આમને ચૂંટે છે. સભ્યોને સારો પગાર આપવામાં આવે છે. રાજાને જરૂર પડે પાર્લામેન્ટનો નવો કાયદો રદ કરવાની સત્તા છે. રાજા પાર્લામેન્ટમાંના સભ્યોમાંથી પ્રધાનમંડળ નીમે છે. બીજા ૧૧ પ્રધાનો પણ નિમાય છે. પાર્લામેન્ટમાં પાર્ટીઓ ઘણી અને રાજ્ય ખટપટી હોય છે. જર્મની તરફની પાર્ટી પણ ત્યાં છે છતાં એનું વિશેષ પ્રાબલ્ય નથી. પાર્લામેન્ટમાં પણ વિશેષ ખટપટો અને તાણાતાણી છે. રાજાની લાગવગથી જુદી જુદી પાર્ટીઓના ઉપર પ્રભાવ પડી રાજ્યતંત્ર ચાલે છે.

## રાજ્યની ખટપટો

બાલ્કન રાજ્યોની પરસ્પર ખટપટ બહુ ચાલે છે. આ રાજ્યો ભારે કજિયાળાં અને જીદ્દી છે. યુરોપમાં ઘણીખરી લડાઈઓની મૂળ ચીણગારી બાલ્કન રાજ્યોમાંથી પ્રકટે છે. સને ૧૯૧૪-૧૮ના મહાયુદ્ધની શરૂઆત ઓસ્ટ્રિયાના યુવરાજનું સર્વિયામાં ખૂન થયાને લીધે થઈ હતી. બાલ્કન રાજ્યો યુરોપના દારૂગોળાના ભંડાર રૂપે ઓળખાય છે. કારણકે ત્યાંથી યુદ્ધની શરૂઆત થાય છે. આ બાલ્કન રાજ્યો (ગ્રીસ, યુગોસ્લોવેકિયા, તુર્કી, રૂમાનિયા, બલ્ગેરિયા) જ્યારથી તુર્કીથી છૂટાં પડી જુદાં રાજ્યો બન્યાં છે ત્યારથી જ યુદ્ધોની પરંપરા ચાલુ છે. કયારેક એકલાં, કયારેક બેત્રણ ભેગાં મળીને ખૂબ લડે છે. તુર્કી તો એમની સામે યુદ્ધ લડતું જ આવ્યું હતું. આ રાજ્યોમાં ભયંકર રાજ્ય ખટપટોને અંગે કાવતરાં થાય છે. એટલે રાજાઓ, પ્રધાનો, સેનાધ્યક્ષોનાં ખૂનો થાય છે. પક્ષોની મારામારી પણ ચાલુ છે. લઘુમતિઓના ગૂંચવાડા ભરેલા સવાલો પણ અનિર્ણિત જ રહ્યા છે. રાગદ્વેષ, હોંસાતૂંસી, ખટપટ, ખૂનો અને ઝપાઝપીઓ માટે બાલ્કન રાજ્યો પ્રસિદ્ધ છે. સને ૧૯૨૨ પછી બાલ્કન રાજ્યોમાં કોઈ લડાઈ થઈ નથી પરંતુ ખટપટો ખૂબ ચાલુ છે.

## રૂમાનિયા અને જર્મની

જર્મની રૂમાનિયાનું મોટું ઘરાક છે. ઝેકોસ્લોવેકિયા જીત્યા પછી જર્મની રૂમાનિયાની ખૂબ નજદિક આવ્યું છે. પરંતુ પોલાંડનો અર્ધો ભાગ રશિયાના કબજામાં આવ્યો તેથી હવે રશિયા રૂમાનિયાનું પાડોશી બન્યું છે. જર્મનીને આ યુદ્ધમાં લાખો ટન તેલ જોઈએ છે તેમાંથી મોટો ભાગ એ પોતાના કોલસામાંથી રસાયણોની મદદથી કાઢે છે. છતાં લાખો ટન તેલ એને રૂમાનિયા પાસેથી લેવું પડે છે. તેલ અને ઘઉં એ બે પદાર્થો જર્મની રૂમાનિયા પાસેથી લે છે. તેના બદલામાં યંત્રો, શસ્ત્રાસ્ત્રો, કાપડ વગેરે તે મોકલે છે. જર્મનીને




પથિકના પત્રો, ગુચ્છ ત્રીજો:—લેખક: શ્રી. અંબાલાલ પુરાણી; પ્રકાશક: શ્રી અરવિંદ કાર્યાલય, આણંદ. મૂલ્ય એક રૂપિયો.

જિજ્ઞાસુઓ અને સાધકોને ઉદ્દેશીને લખાયેલા આ પત્રો વિશે અભિપ્રાય જેવું કશુંક ઉચ્ચારતાં સંકોચ થયા કરે છે. સંકોચનું એક કારણ તો એ છે કે આ પત્રો આધ્યાત્મ-વિષયક છે ને વિતંડા કે ચર્ચાની ભૂમિકા પર નહીં પરંતુ અનુભૂતિ ને શ્રદ્ધાની ભૂમિકા પર પગ ટેકવીને ઊભા છે: એટલે લૌકિક દૃષ્ટિ–સાહિત્યિક દૃષ્ટિ એમાં અભિપ્રેત છે જ–ધારીને આ પત્રોની મૂલવણી કરવામાં ઔચિત્ય હશે કે કેમ એની શંકા જાગે છે. સંકોચનું એક બીજું પણ કારણ છે. જ્યારે આ પત્રો લખાયા હશે ત્યારે આગળ ઉપર પ્રસિદ્ધ કરવાની ગણતરી કરી રાખીને તો એ નહીં જ લખાયા હોય. પત્રોની પ્રસિદ્ધિમાં ઉપકારહેતુ છે પણ એ ય એક આનુષંગિક ઘટના છે. વસ્તુતઃ એ પત્રો અમુક વ્યક્તિઓ માટે જ નિર્માયેલા ખાનગી પત્રો છે. એ પ્રસિદ્ધ થયા છે તો પેલો ઉપકારહેતુ સાર્થક કરે છે કે નહીં એટલું જ જોવાનું હોય. તેમ છતાં કૃત્રિમ અપેક્ષાઓ ઊભી કરીને આ પુસ્તકની મૂલવણી કરવાનું બાકી રહે છે.

પત્રો જિજ્ઞાસુઓને અને સાધકોને ઉદ્દેશીને લખાયા છે એ કહેવાઈ ગયું. જિજ્ઞાસુ કરતાં સાધક વિશેષ સક્રિય હોય એટલું સમજી લેવાનું રહે છે. પણ જિજ્ઞાસુની જિજ્ઞાસા અને સામાન્ય કુતૂહલનો પત્રલેખક ભેદ કરે છે: " કુતૂહલ એ પ્રથમ તો ચેતનાની છીછરી સપાટી ઉપર જ હોવાનો સંભવ છે. બીજું એમાં ગંભીરતાની ખામી હોવાનો સંભવ છે, અને એ બહુ જલદી સંતોષાઈ જાય એવું પણ બને છે; જ્યારે જિજ્ઞાસા તો સાચા સાધકનો એક અધિકાર છે." આવા જિજ્ઞાસુઓ અને સાધકોની સમજદારી અને ગાંભીર્યને ઘટાવી લઈને લખાયેલા પત્રો સામાન્ય વાચકોને જો અઘરા પડે તો નવાઈ નથી. એ નિબંધો નથી પણ પત્રો છે એ ઘટનાનો પણ પત્રોને અઘરા બનાવવામાં સારો એવો ફાળો છે. પૃચ્છકના પ્રશ્નોના ઉત્તર અને એની શંકાઓનાં સમાધાન પત્રોમાંથી મળી આવશે પણ એ પ્રશ્નો ને શંકાઓ સામાન્ય વાચકના પ્રશ્નો ને શંકાઓ ન પણ હોય ને એને જે જાણવું હોય તે રહી પણ જતું હોય. વળી પૃચ્છકના પત્રને દૃષ્ટિસમીપ રાખીને લખાયેલો પત્ર ઇતર જનને સુશ્લિષ્ટ અને સર્વગ્રાહી ન યે લાગે. એથી અઘરાપણું નીરસતામાં ફેરવાઈ જાય એમ પણ બને.

લેખકનું સ્વભાવસહજ ગાંભીર્ય ને વિષયનું પોતાનું ગાંભીર્ય પણ અનધિકારીઓને પજવી જશે. જે દુનિયામાં અક્ષરો છપાય છે ને અક્ષરોમાંથી અર્થ ઉપજાવીને વ્યવહારો સ્થપાય છે તે દુનિયામાં આ પત્રો થોડાક માણસોને જ ઉપયોગી થઈ પડશે. પત્રલેખક પોતે એક સાધક છે, એમણે ઓળખેલા દિવ્યપંથના પથિક છે. એ માર્ગે વિચરતાં જે અનુભૂતિ થઈ હોય તેને વ્યક્ત કરવાને માનવવાણી એમને અસમર્થ લાગી હશે એમ લાગે છે. આ પત્રો વાંચતાં એ વાણીની અશક્તિ ને તો ય એની પાસેથી લીધેલું કામ ધ્યાન ખેંચી રહે છે. કોઈ કવિજન હોત તો જાદુકની માફક માંદલાં ટટવાં જેવા શબ્દોના કાનમાં મધુર વ્યંજનાના મંત્ર એણે ફૂંક્યા હોત, પણ અંબુભાઈ તો સ્પષ્ટ થવાની દૃષ્ટિ રાખીને ગદ્ય લખે છે ને એટલે જ અશક્ત વાણી અર્થના ભારથી લચી પડે છે. ઘણી વાર એ શું કહેવા માગે છે એ મથવા છતાં સમજાતું નથી. દા. ત. એ લખે છેઃ "પ્રભુને અર્પણ કરેલી વસ્તુ અહંતાપૂર્વક ન જ વાપરી શકાય." પછી લખે છેઃ "એ તો વિશ્વવ્યાપી શક્તિ જ પરમાત્માને આહુતિ આપી રહેલી છે." અર્થની જે સૃષ્ટિ આ પત્રો રચી જાય છે તેમાં આ બીજા વાક્યના અર્થને શું સ્થાન હશે તે કળાતું નથી. કાં તો એમાં અસંગતિ છે કે કાં તો અસ્પષ્ટતા છે એમ લાગ્યા કરે છે.

લેખકે નિવેદનમાં લખ્યું છેઃ "યોગસાધનાની પ્રાથમિક પ્રક્રિયાઓ વિશે પણ સામાન્ય વાચકને કાંઈક નિશ્ચિત ખ્યાલ આ પત્રોના વાચનથી આવશે એવી આશા છે. માનસશાસ્ત્રનું સામાન્ય જ્ઞાન પણ કદાચ પત્રો વાંચનારને મળે એ સંભવિત છે." લેખકની એ આશા સાવ અકારણ નથી. અમુક હદ સુધી માનસશાસ્ત્ર અને આજના કહેવાતા બુદ્ધિવાદની સાથે હાથ મિલાવીને આ પ્રક્રિયાઓ ચાલતી લાગે છે, પણ પછી એવું સ્થાન આવે છે જ્યાં બુદ્ધિવાદ અને માનસશાસ્ત્ર થંભી જાય છે, આગળ ચાલવાની આનાકાની કરે છે ને સઘળે અંધકારનું આવરણ જોઈને શંકાથી એ બહાવરાં બની જાય છેઃ ત્યારે પણ લેખક તો બેધડક એ અંધકારમાં પગ મૂકે છે ને એ અંધકારની આખી યે ભૂગોળ કંઠસ્થ હોય એમ શ્રદ્ધા અને અનુભવને સરખાવી જુએ છે. એમને ખાતરી છે કે 'લાગણી જ્યાં પેદા થાય છે તેને 'ચિત'–સામાન્ય ભાષામાં હૃદય કહેવામાં આવે છે. તેનું સ્થાન હૃદય આગળ આવેલું છે.' આગળ જતાં એમાં સૂર્યની જ્યોતિનું દર્શન થાય છે ને એને માટે મસ્તકની ઉપરની ચેતનામાં સ્થિર થવાનું હોય છે. સંપૂર્ણ સમર્પણ, અહંતાનો ત્યાગ, ચેતન પુરુષ ને આત્માની એકરૂપતા વિશે શ્રદ્ધા ને એના બળનો સ્વીકાર, વ્યાકુળતા નહીં પણ ચરમ સ્વસ્થતા ને જન્મ-જન્માંતર સુધી વાટ જોવી પડે તો ય શ્રદ્ધા નહીં હારવા જેટલું ધૈર્ય—આટલું ભાતું બાંધીને જ એ અંધકારમાં પગ મૂકી શકાય. માનવીએ સંપડાવેલી તીવ્ર બુદ્ધિ કે માનસશાસ્ત્ર આની સાથે કજિયો કરવા આવે તો સાધક શું જવાબ આપે? હું ધારું છું કે એ માત્ર સ્મિત કરે.

પરંતુ ઇહલોકનું શાણપણ શંકાથી આંખો ફાડે એવું પણ કેટલુંક આ પુસ્તકમાં છે. જેમકે, શ્રી. પુરાણી જન્મજન્માંતરમાં માને છે છતાં એક સ્થળે કહે છે કેઃ 'જેમ જડ પદાર્થમાંથી વનસ્પતિ, જંતુ, પક્ષી, પ્રાણી, વાનર અને માણસ એમ વિકાસ થયો છે તેમ માણસથી પર લોકોત્તર માનવ થઈ શકાય.' વિકાસવાદ સાથે અનેક જન્મવાદનો શી રીતે મેળ ખવડાવી શકાશે! એક બીજે સ્થળે એ લખે છેઃ 'ધનસંચય કરવાથી ડરશો નહિ.

જરૂર ધનસંચય કરો અને દિવ્ય શક્તિમાં શ્રદ્ધા રાખી તે કરે જાઓ. જેટલું વધારે ધન પેદા થાય તેટલું કરો.' જો આ સલાહ અમુક વિશિષ્ટ શક્તિ ધરાવતા સાધક માટે જ નિર્માઈ હોય તો આ પત્રોમાંથી જેમ બીજી કેટલીક હકીકતો કાઢી નાખી છે તેમ આને પણ કાઢી નાખવી જોઈતી હતી એમ મને લાગે છે. લગ્ન અને શરીરસંબંધ વિશેના નિર્ણયો પણ એવા જ અસમાધાનકારક લાગ્યા છે. શ્રી અરવિંદના ચીંધ્યા પૂર્ણયોગમાં આ બધું શી રીતે બંધબેસતું થઈ શકે તેની કલ્પના હું સરખા પામરને નથી આવતી એટલું જ હું કહીશ.

અંબુભાઈ એક ગદ્યકાર લેખે જાણીતા છે. એમની ગદ્યશક્તિની ઝાઝી પ્રતીતિ આ પુસ્તકમાં થતી નથી એવો મારો અનુભવ છે. આ પત્રો ૧૯૨૦ થી ૧૯૩૭ના ગાળામાં લખાયેલા છે ને મોટા ભાગના પત્રો વર્ષો પહેલાં લખાયેલા છે, એટલે પરિપક્વ ગદ્યની અપેક્ષા રાખી યે ન શકાય; પરંતુ આત્મવિશ્વાસ, દૃઢતા ને ગાંભીર્યયુક્ત બળ એમના ગદ્યમાં છે. એ જ્યારે લથડે છે ત્યારે પણ કોઈ સશક્ત માણસ ખોડંગાતો ચાલતો હોય એવું લાગે છે. પણ સાહિત્યગુણની જ્યાં આશા જ કરવાની ન હોય એવા ઉદ્દેશપૂર્ણ આ પુસ્તકનું મૂલ્ય પત્રો લેખે કે સાહિત્ય લેખે નહીં પણ શ્રી. અરવિંદની યોગસાધનાના સુંદર પરિચય લેખે છે.

યશવંત શુક્લ

**શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ**:—લેખકઃ શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી, પ્રકાશકઃ શ્રી. ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ; બીજી આવૃત્તિ, પૃ. ૧૮૨, પાકું પૂઠું. મૂલ્ય. રૂ. ૨-૦-૦

ગૂજરાતના "મુખ્ય મુખ્ય ધર્મો વા સંપ્રદાયોના સિદ્ધાન્તો, ગૂજરાતમાં તેમનો પ્રચાર અને ગૂજરાતી સાહિત્ય પર તેમની અસર" એ વિષયને લગતાં પુસ્તકો યોગ્ય વિદ્વાનો પાસે લખાવીને પ્રસિદ્ધ કરવાની યોજના આપણી જાણીતી સાહિત્યપોષક સંસ્થા ફાર્બસ સભાએ કરેલી છે. એ યોજના પ્રમાણેની ગ્રંથાવલિના પ્રથમ પુસ્તક રૂપે જાણીતા પુરાવિદ્ શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી કૃત 'શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ' આશરે પંદર વર્ષ પર પ્રસિદ્ધ થયો હતો. એ પુસ્તકની નવી અદ્યતન સંશોધનોને આધારે સુધારેલી આવૃત્તિ થોડાક વખત પર બહાર પડેલી છે.

પુસ્તક ચૌદ પ્રકરણોમાં વહેંચાયેલું છે. રુદ્રશિવની ભાવનાનો વિકાસ તથા વેદો અને ઉપનિષદોમાં શિવની પૂજા, મહાભારતમાં રુદ્ર-શિવભક્તિ, મૂળ અનાર્ય પ્રજામાં લિંગપૂજાનો આરંભ અને પાછળથી આર્યોમાં તેનો પ્રચાર, પ્રાચીન શૈવ સંપ્રદાયો અને તેમના સિદ્ધાન્તો, પુરાણોક્ત શૈવધર્મ, આગમાન્ત શૈવસંપ્રદાય, શૈવ સિદ્ધાન્ત, કાશ્મીર શૈવધર્મ, લિંગાયત સંપ્રદાય અને રસેશ્વર સંપ્રદાયનું ઐતિહાસિક નજરે દિગ્દર્શન લેખકે પહેલાં બાર પ્રકરણોમાં કરાવ્યું છે. પ્રકરણ ૧૩ તથા ૧૪ માં અનુક્રમે ગૂજરાતમાં શૈવધર્મનો પ્રચાર અને ગૂજરાતી સાહિત્યમાં શિવભક્તિ એ વિષયોનું નિરૂપણ કર્યું છે. ધર્મો વા સંપ્રદાયોના સિદ્ધાન્તોનો "ગૂજરાતમાં પ્રચાર અને ગૂજરાતી સાહિત્ય પર તેમની અસર" એ મુદ્દાનો ફાર્બસ સભાની યોજનામાં ભારપૂર્વક ઉલ્લેખ છે, તે જોતાં આ બે પ્રકરણો કંઈક વિસ્તારથી લખાયાં હોત તો ઠીક થાત, અને ગૂજરાતી વાચકોની દૃષ્ટિએ પણ એ ભાગ વધુ રસિક થઈ પડત.

મધ્યમ અપભ્રંશ અને અંતિમ અપભ્રંશના સાહિત્યના વિકાસમાં જૈન ધર્મે જેવી અસર કરી છે અથવા વૈષ્ણવ ભક્તિએ જેવી અસર વ્રજ સાહિત્ય ઉપર કરી છે તેવી અસર ગુજરાતી સાહિત્ય ઉપર શૈવધર્મે કરી નથી–એ વાત સાચી છે, છતાં પૌરાણિક શૈવધર્મની અસર નીચે લખાયેલું સાહિત્ય ઠીક પ્રમાણમાં ગુજરાતમાં છે, એટલે એ વિષયને ત્રણેક પાનાંમાં સમાવી દેવામાં સહેજ ઉતાવળ થઈ છે. કેટલાક મહત્ત્વના લેખકો અને તેમની કૃતિઓનો નામનિર્દેશ પણ રહી ગયો છે તે પ્રત્યે ધ્યાન દોરવાની રજા લઉં છું.

આદિ કવિ નરસિંહ મહેતાને કૃષ્ણભક્તિની પ્રાપ્તિ શિવભક્તિ દ્વારા જ થઈ હતી એમ તેઓ પોતે જ લખે છે. ગોપનાથની કૃપાદૃષ્ટિ પછી જ નાગરોની પરંપરાગત શિવભક્તિ છોડીને નરસિંહ કૃષ્ણભક્ત બન્યો હતો. નરસિંહ પછી તરત જ સોળમા સૈકામાં થઈ ગયેલા જુનાગઢવાસી કવિ શ્રીધરે 'ગૌરીચરિત્ર,' તથા નાકર વગેરેએ શિવરાત્રિની કથા લખી છે. મહાકવિ પ્રેમાનંદે 'શિવવિવાહ' લખ્યો છે, જે હજી અપ્રસિદ્ધ છે. કવિ શામળ પણ શિવભક્ત હતો. તેણે સ્કંદપુરાણાન્તર્ગત શિવમાહાત્મ્યનો 'શિવપુરાણ' નામથી ગુજરાતીમાં અનુવાદ કર્યો છે, એ ખૂબ મહત્ત્વનો લેખાવો જોઈએ. આ ઉપરાંત, સોમવાર તથા શિવરાત્રિની કથા પણ તેણે લખી છે. મહાદેવસુત હરદેવે પણ સં. ૧૭૫૦માં પ્રસ્તુત 'શિવમાહાત્મ્ય'નો આખ્યાનબદ્ધ અનુવાદ કરેલો છે. દેવીદાસનો 'ઈશ્વરવિવાહ' તથા દામોદરાશ્રમનાં કેટલાંક આખ્યાનો પણ નોંધ માગી લે છે. દયારામે શિવજીની લાવણી લખી છે. જો કે પાછળથી તે પણ કેટલાંક ચૂસ્ત વૈષ્ણવોની જેમ, શિવનિન્દક બની ગયેલો. આ કૃતિઓ સિવાય પદો–ભજનો જેવી નાની કૃતિઓ, પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ, બીજી અનેક મળી આવશે. વૈષ્ણવ સાહિત્યમાં ધાર્મિક સિદ્ધાન્તો અને માન્યતાઓની જેવી પ્રબળ અસર દેખાય છે તેવી આ કૃતિઓમાં દેખાતી નથી, તેનું કારણ મને તો એ લાગે છે કે પૌરાણિક શૈવધર્મ, વૈષ્ણવધર્મના મુકાબલે, ખૂબ ઉદારમતવાદી હતો. આ વસ્તુ હજી આજે પણ જોઈ શકાય તેમ છે.

આ મુદ્દાઓ તો સહજ નિર્દેશ રૂપે છે. બાકી, પુસ્તક આદિથી અંત સુધી શાસ્ત્રીય નિરૂપણ પદ્ધતિથી શોભી રહ્યું છે. શાસ્ત્રીજીની પૃથક્કરણશીલ શૈલી પણ એને ખૂબ અનુકૂળ બની જાય છે. આમ છતાં લખાણમાં ક્યાંય ક્લિષ્ટતા, દુર્બોધતા કે દીર્ઘસૂત્રીપણું નથી.

એથી જ, આ જમાનામાં જ્યારે સામાન્ય લોકોને મૂળ ગ્રંથો કે બહુનિબંધો વાંચવાની ફુરસદ કે પરવા નથી ત્યારે ધાર્મિક ઇતિહાસ અને સિદ્ધાન્તોના જ્ઞાન માટે આવાં પુસ્તકો ખૂબ ઉપયોગી થઈ પડશે.

ભોગીલાલ જ. સાંડેસરા

અણુદિયાં :—લેખક : શ્રી. અનિલ ભટ્ટ. પ્રકાશક : ગતિ અને રેખા કાર્યાલય : કારંજ, ભદ્ર, અમદાવાદ. મૂલ્ય ૦–૮–૦.

'સસ્તું અને વાચનની અભિરુચિને વધારે અને પોષે તેવું સાહિત્ય જનતાને આપવાની' નેમથી શરૂ થયેલી ગ્રંથમાળાનું આ બીજું પુસ્તક છે. અને તેમાં સિનેમા ફિલ્મો કેમ

તૈયાર થાય છે તેની માહિતી આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. એ સાચું છે કે આને લગતું બધું જ સાહિત્ય અંગ્રેજીમાં મળે છે, અને એ ઉદ્યોગને લગતી નાનામાં નાની ચીપણી પણ પરદેશી નામે ઓળખાય છે, અને તેથી જ અમે આ પુસ્તક વિષે સારી આશા રાખી હતી. પરંતુ દિલગીરી સાથે કહેવું પડે છે કે જનતાને રસ પડે તેવી માહિતીએ તો બહુ જ થોડી જગા તેમાં રોકી છે અને બાકીનાં બધાં પાનાં તો 'કેમ હોવું જોઈએ' તેને લગતા પોતાના વિચારો ફાલવવામાં જ લેખકે રોકયાં છે.

ગૂજરાતી ભાષામાં આ પ્રકારનું આ પહેલું પુસ્તક હોઈ લેખકે વધારે વિગતવાર માહિતી આપવાની જરૂર હતી. અમે માનીએ છીએ કે તેની સાથે જો હિંદી સિનેમા-જગતનો ઇતિહાસ અને તેણે કરેલા વિકાસ વિષે થોડી માહિતી આપવા પ્રયત્ન કર્યો હોત, તો પુસ્તક વધારે ઉપયોગી નીવડત

પુસ્તકની ભાષા વિષે પણ ઘણી ફરિયાદ કરવાની રહે છે. ખાસ કરીને માહિતી આપતા વિભાગમાં તો ખીચડો જ કરવામાં આવ્યો છે. કયાં તો બધે ય પ્રચલિત એવા અંગ્રેજી શબ્દો જ મૂકવા હોત તો સારું થાત, યા તો સીધા સરળ ગૂજરાતી અનુવાદ આપવા જોઇતા હતા. પરંતુ એક બાજુ 'નિર્માતાસંઘ' 'ઢાળવું' 'સંભાવનીય' 'પાત્રદાન' 'ચિત્ર સ્થપતિ' 'વૃંદવાદન' જેવા અપરિચિત શબ્દોની છોળ ઊડે છે, ત્યારે બીજી બાજુ કેટલાય અંગ્રેજી શબ્દો એમના એમ વાપરેલા જોવામાં આવે છે.

આખું પુસ્તક વાંચતાં એવી છાપ પડે છે કે લેખકે હિંદી સ્ટુડિયો જોયો લાગતો નથી અને માત્ર સિનેમાને લગતાં અંગ્રેજી પુસ્તકો તથા વર્તમાનપત્રો વાંચીને જ મેળવેલા અનુભવ પરથી આ પુસ્તક તૈયાર કર્યું છે. લેખક પોતે જ કબૂલ કરે છે કે 'આ લખાણ એ ધૃષ્ટતા અને શેખી છે અને એનું લખનારને પૂરું ભાન છે......મરીમસાલાના નામથી જ કરિયાણાનો વેપાર કરવાની પ્રવૃત્તિ થઈ ગઈ છે.' એટલે આથી વિશેષ કહેવાનું અમારે રહેતું નથી.

માણેકલાલ જોશી

# અનુક્રમણિકા

પુ૦ ૨૮ ચૈત્ર : ૧૯૯૬ અંક ૬



જાહેર ખબરના એજન્ટ : મેસર્સ શુક્લ બ્રધર્સ : શ્રીરામજીની શેરી, ખાડિયા, અમદાવાદ

લવાજમ : હિંદમાં ૫-૦-૦ બર્મા તથા પરદેશના રૂ. ૭-૮-૦ અથવા શિલિંગ ૧૨ છૂટક ૦-૮-૦

પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ બ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ

મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ. નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ

તા. ૨૪-૪-૪૦

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૨૯ ચૈત્ર : ૧૯૯૬ અંક ૬

## છુટ્ટા મણકા

રામનારાયણ વિ. પાઠક

વિવેચનના મુદ્દાઓની ટૂંકી, પણ છુટ્ટી ચર્ચા, વિવેચનાના પ્રશ્નોના અંગની કોઈ હકીકત, કાવ્યચર્ચાને ઉપયોગી કોઈ હકીકત વગેરેને કંઈક છુટ્ટી અને સરલ શૈલીમાં લખવાને આ મથાળું યોજેલું છે.



### રામવનવાસ

રામે પિતાની વનવાસની આજ્ઞા પાળી તે અતિદુષ્કર કાર્ય ગણાય છે પણ તેની દુષ્કરતાનું એક રહસ્ય સામાન્ય રીતે ઘણાના ધ્યાનમાં હોતું નથી. તે એ છે કે તે સમયે વનવાસજીવનમાં બ્રહ્મચર્ય પણ આવી જતું. રામાયણમાં રામ સીતા પાસે વનવાસની વાત કરવા જાય છે ત્યારે સીતા રામ સાથે જવાનો આગ્રહ કરતાં કહે છે:

> शुश्रूषमाणा ते नित्यं नियता ब्रह्मचारिणी ।
> सह रंस्ये त्वया वीर वनेषु मधुगन्धिषु ॥ २-२८

'નિત્ય તારી સેવા કરતી, નિયમમાં રહેતી, બ્રહ્મચર્ય પાળતી હું હે વીર, મધુગન્ધિ વનોમાં તારી સાથે રમીશ.' 'રમીશ'નો અર્થ અહીં બ્રહ્મચર્યથી વિરોધી કરવાનો નથી. રામાયણમાં રામ લક્ષ્મણ સીતા ત્રણેયના સંબંધમાં આ ક્રિયાપદ 'હર્ષ પામવો' 'ગમવું' એના જેવા અર્થમાં આવે છે.

કાન, નાક, પાની, ખાના, પીના આદિ શબ્દો સંસ્કૃત કુટુંબના જ છે. ઉર્દૂથી પણ હવે એ શબ્દોનો બહિષ્કાર નથી થઈ શકતો.

સંસ્કૃત શબ્દોનાં રૂપ બદલીને તેને તદ્દ્ભવ બનાવી શકાય છે. તદ્દ્ભવ રૂપ સમજવામાં સહેલાં છે. બધી દેશી ભાષાઓમાં તદ્દ્ભવ શબ્દોની પ્રચુરતા છે. ગામોમાં તદ્દ્ભવ શબ્દ વધારે વપરાય છે. એમનો જન્મ પણ ત્યાં જ થયા કરે છે. પણ જો આપણે આંતરપ્રાંતીય સંપર્ક, સહવિચાર અને વિનિમય સિદ્ધ કરવો હોય, તો તત્સમ શબ્દોનો ઉપયોગ વધારે કરવો પડશે. કારણકે તદ્દ્ભવ રૂપોની સ્થિતિ 'બહુ શાખાલાનંતાશ્ચ' ના જેવી છે. જ્યારે શિક્ષણનો પ્રચાર વધે છે અને સાહિત્યનો વિકાસ થાય છે ત્યારે તત્સમ શબ્દોની પ્રતિષ્ઠા વધે છે. હિંદીના વ્યાપક રાષ્ટ્રીય દૃષ્ટિવાળા સાહિત્યકારો અખિલ ભારતવર્ષની સંસ્કૃત પ્રજા માટે જે રાષ્ટ્રભાષાને સર્વપ્રાન્તીય પરિષ્કૃત પણ સુબોધ અને વ્યાપક સ્વરૂપ આપશે એના જ આધારે અન્ય પ્રાન્તીય ભાષાઓના સાહિત્યકારોની શૈલી પણ રચાશે.

લોકસત્તાના આ જમાનામાં ભાષા સુબોધ હોય એ અત્યંત જરૂરી છે. આ વિષયમાં વિદ્વાનોમાં મતભેદ ભલે હોય, તો પણ ભાષાને સુબોધ અને સરલ બનાવવાનો પ્રયત્ન થવાનો જ છે. જે લોકોના 'વોટ' લેવા છે એમને સમજાવવા માટે લખવાની અને બોલવાની ભાષા સહેલી તો બનતી જ જશે. રાષ્ટ્રના જીવનમાં જે જનસાધારણનું પ્રાધાન્ય દિવસે દિવસે વધી રહ્યું છે તેની ઉપેક્ષા રાષ્ટ્રભાષા કેવી રીતે કરી શકે?

મુસલમોની રાજ્યને લીધે જે રીતે હિંદીમાં અરબ્બી અને ફારસીના શબ્દ આવી ગયા છે તે જ રીતે પ્રાન્તીય ભાષાઓમાં પણ આવી ગયા છે. પણ પ્રાન્તીય ભાષાઓમાં ઉર્દૂમાં જેટલી છે તેટલી એમની અધિકતા નથી. શરૂઆતમાં તો ઉર્દૂ હિંદીની જ એક શૈલી હતી. પણ ઉર્દૂવાળાઓએ પોતાની ભાષામાં સહેલા દેશી શબ્દોને પણ દૂર કેરી ફારસી અને અરબ્બી મુશ્કેલ શબ્દો વડે તેને તરબોળ કરી દીધી. પરિણામ એ થયું કે તેઓ એક એવી ભાષાનો ઉપયોગ કરવા લાગ્યા કે જેનું અસ્થિપંજર ભારતનું હતું પણ જે ભારતના અ-હિંદી પ્રાન્તોના ભણેલ વર્ગના માટે પણ સમજવું મુશ્કેલ છે.

પંજાબના એક મુસલમાન સજ્જને મને કહ્યું કે, 'અમે આ દેશમાં રાજ્ય કરવા આવ્યા તે અમારી જીવનરીત અને ભાષા છોડી દેવા માટે નહિ. જો અમે ફારસીની જગાએ ઉર્દૂને અપનાવી તો તે એ આશા અને વિશ્વાસે કે અમે ફારસીથી જે કામ લેતા તે જ હવે ઉર્દૂથી પણ લેવાશે. ઉર્દૂને અમે અમારી ઇસ્લામી જીવનરીતથી બિલકુલ ઊભરાવી દેવા માગતા હતા. તેથી અમે ધાર્મિક જબાનને નામે અમારી ભાષામાં દેશી શબ્દો વધારીશું તો આ દેશમાં અમારી સંસ્કૃતિ ભયમાં આવી પડશે.'

મેં એમને કહ્યું કે, 'મુસલમાનોમાં જે બહારથી આવ્યા હોય એવા કેટલા છે તે આપ બતાવો. એમાંના વધારે તો આ દેશના જ છે—વ્યાસ, વાલ્મીકિ, અને તુલસીદાસના વંશજ છે. હિંદુ સંસ્કૃતિ અને સાહિત્ય એમને માટે 'ઓલ્ડ ટેસ્ટામેંટ' ની જગાએ છે. ઇસ્લામનો સ્વીકાર કરતાં જ ભારતીય સંસ્કૃતિનો અસ્વીકાર કરવાની એમને કેમ જરૂર પડે છે? રેવરંડ નારાયણ વામન ટિળક મહારાષ્ટ્રના એક સુપ્રસિદ્ધ કવિ હતા. એમણે ઈસાઈ ધર્મનો સ્વીકાર અને થોડો પ્રચાર પણ કર્યો; પણ મરાઠી ભાષાનું અભિમાન અને પ્રેમ ન છોડ્યાં. ખ્રિસ્તી બનતાં જ, નામ, પોશાક અને સ્વદેશીકદેશી બદલી નાખવામાં,

ખાનપાનમાં એકદમ પરિવર્તન કરવામાં અને સ્વભાષાનો તિરસ્કાર કરવામાં નથી ધર્મનિષ્ઠા, નથી સ્વાભિમાન અને નથી દેશપ્રેમ. એથી કોઈ સંસ્કૃતિ કોઈ રીતે બળવાન કે પુષ્ટ બની શકતી નથી.'

સાચું તો એ છે કે ધર્મ, સંસ્કૃતિ અને જીવનનો ભાષા અને સાહિત્યની સાથે જે સંબંધ છે, તેનું તારતમ્ય સમજી લેવું જરૂરી છે. ભાષાનો સંબંધ ઘણું કરીને–મોટે ભાગે તો–પ્રદેશ સાથે હોય છે. ઇંગ્લંડ, જર્મની અને ફ્રાન્સનો ધર્મ એક છે, સંસ્કૃતિ પણ યુનાની અને રોમન જ છે. પણ ભાષાઓ અને સાહિત્ય જુદાં છે. તુર્કસ્તાન, અરબસ્તાન, મિસર, ઇરાન, અફગાનિસ્તાન અને હિંદુસ્તાનના મુસલમાનોનો ધર્મ એક છે, પણ ભાષાઓ જુદી જુદી છે. એવી જ રીતે મરાઠી, ગુજરાતી, તેલગૂ કે બંગાળી લખનાર બોલનાર જુદા જુદા ધર્મોના અનુયાયી હોઈ શકે છે. દરેક મહારાષ્ટ્રનિવાસીની ભાષા તો મરાઠી જ હોવી જોઈએ, એનો ધર્મ ગમે તે કેમ ન હોય. ભાષા જો સંસ્કૃતિ અને ધાર્મિક ભાવોને વ્યક્ત કરવાનું સાધન છે તો મનુષ્ય મનુષ્યનો સંપર્ક અને વ્યવહાર વધારવાનો માર્ગ પણ છે.

ઉત્તર ભારતમાં એવા કેટલાય હિંદુઓ છે, જે ઉર્દૂ સિવાય બીજી કોઈ ભાષાથી વાકેફ નથી. પણ તેઓ પોતાના પૂર્વજોના સંસ્કાર અને વિચારથી વંચિત રહેવા માગતા નથી. એથી એઓ ઉર્દૂને જ પોતાની સંસ્કૃતિ અને પરંપરાગત ભાવનાઓની વાહિની બનાવશે. જેવી રીતે મુસલમાન કે ખ્રિસ્તી જે ભાષામાં લખશે કે બોલશે એમાં પોતાની સંસ્કૃતિ અને ધાર્મિક વિચાર પ્રસિદ્ધ કરશે એમાં શક નથી, તેવી જ રીતે જો હિંદુ લોકો ઉર્દૂમાં બોલશે કે લખશે તો તેઓ તેમાં પણ સંસ્કૃત સંસ્કૃતિ દાખલ કરશે જ. જો તેઓ ઉર્દૂની મારફતે એ પ્રગટ ન કરી શકે તો ઉર્દૂ માટે તેમના દિલમાં જે મહોબ્બત અને પ્રતિષ્ઠા છે તે નહિ રહે. એથી, ભાષાના સવાલને આ રીતે સાંપ્રદાયિક બનાવવો એ અમારી સમજ પ્રમાણે એક ઘણો ભારે રાષ્ટ્રીય પ્રમાદ થશે.

કેટલાક મુસલમાનોનું એવું કહેવું છે કે આજે જે હિંદી કહેવાય છે તે રાષ્ટ્રભાષાની જૂની આવૃત્તિ છે. મુસલમાનોના આવ્યા પછી એના પર અરબી અને ફારસી શબ્દોનો જે પ્રભાવ પડ્યો તેને અબાધિત રાખવો જોઈએ, અને એવી પ્રભાવિત ભાષાને અથવા ઉર્દૂને જ રાષ્ટ્રભાષાનું સ્થાન આપવું જોઈએ. અલબત્ત, તમારી ઇચ્છા હોય તો તમે એને નાગરી અક્ષરોમાં લખી શકો છો. બીજી તરફ કેટલાક હિંદુઓનું કહેવું એમ છે કે હિંદી ઉપર અરબી અને ફારસીનો પ્રભાવ પડ્યો છે એ હિંદુઓના પરાજયનું ચિહ્ન છે. એ ડાઘને કાઢી નાખવાની બને એટલી કોશિષ કરવી જ જોઈએ. રાષ્ટ્રીય વૃત્તિના લોકોનું કહેવું છે કે પરસ્પરના ઝઘડાઓ માટે ઐતિહાસિક કારણો-ની શોધ, નકામી જ નહિ પણ આપત્તિજનક પણ છે. ભાષાએ બંધુત્વના ઉત્કર્ષનું સાધન થવું જોઈએ, નહિ કે પરસ્પર ગાળાગાળી અને કલહનું. છેવટે જ્યાં સુધી સમાન ભાષા નહિ હોય, ત્યાં સુધી નિંદા અને શાબ્દિક લડાઈ પણ અસંભવિત છે. તેથી ઓછામાં ઓછું, એટલું તો માનવું જ પડશે કે ભાષાનો ઉદ્દેશ મનુષ્યોના વ્યવહાર સંબંધી સરળતા અને સૌકર્ય છે. રાષ્ટ્રભાષાનો ઉદ્દેશ, રાષ્ટ્રીય વ્યવહારની સરળતા છે. રાષ્ટ્રભાષા, રાષ્ટ્રવ્યવહારનું સાધન હોવાથી ફક્ત ઉત્તર હિંદુસ્તાનની જ નથી. કાઠિયાવાડથી આસામ સુધી અને કાશ્મીરથી કેરલ સુધી ફેલાયેલા હિંદના જુદા જુદા પ્રાન્તોને માટે,

જે સુલભ અને સુબોધ હોય, અને જે ઉત્તર ભારતના ગ્રામવાસી અને શહેરવાસી હિંદુ અને મુસલમાનોમાં બોલાતી કે સમજાતી હોય એ જ રાષ્ટ્રભાષા છે.

જ્યાંસુધી આપણું સામાજિક અને રાજકીય જીવન પૂર્ણ રૂપે ઓતપ્રોત નહીં થાય, ત્યાંસુધી આપણી પોતાની જુદી જુદી શૈલીઓ બનશે જ. ગુજરાતમાં હિંદુ અને પારસી હળીમળીને રહે છે. તેથી બંનેની ભાષા ગુજરાતી જ છે. એમના એ મેળાપમાં જેટલી કમી છે તેટલો જ એમની ભાષાશૈલીમાંયે ફરક પડી જાય છે. કેટલાક પ્રાન્તોમાં હિંદુ અને મુસલમાનોના બરાબર એ જ હાલ છે. આજ વાત ભારતના બધા હિંદુ અને મુસલમાનોને લાગુ પડે છે. અને વળી લિપિભેદ પણ છે. લિપિભેદને લીધે ભાષાશૈલીમાં એકરૂપતા કે સમાનતા લાવવાનું એથીયે વધારે મુશ્કેલ બન્યું છે.

કોઈનાં ધર્મ, સંસ્કૃતિ, સાહિત્ય, ભાષા અને લિપિમાં જબરદસ્તીથી કોઈ પરિવર્તન ન કરવામાં આવે એ ભારતીય રાષ્ટ્રધર્મનો ગંભીર આદેશ છે. આ બાબતોમાં બધાંને આશ્વાસન છે. તેથી જ્યાંસુધી રાષ્ટ્રભાષાની બે લિપિ રહેશે, ત્યાંસુધી તેની બે શૈલીઓ પણ રહેશે. આ ભેદને ઓછો કરવાનો પ્રામાણિક પ્રયત્ન બંને બાજુના રાષ્ટ્રવૃત્તિવાળા લોકો કરતા રહેશે. છેવટે આપણો ઉદ્દેશ તો રાષ્ટ્રીય એકતા છે. આપણે એકબીજાના ભાવ અને વિચાર સમાન ભાષા વિના શી રીતે સમજી શકીશું? એમની અને આપણી વચ્ચે વિનિમયનું એક સાધન તો ઉપજાવવું જ છે. પરંતુ, જ્યાંસુધી આપણાં હૃદય અવિશ્વાસ અને ભયથી કાતર અને કૃપણ છે ત્યાંસુધી દરેક માણસ પોતાની મરજી પ્રમાણે એમાંથી ગમે તે શૈલી પસંદ કરશે. તો પણ રાષ્ટ્રહિતની દૃષ્ટિએ અને વ્યક્તિગત આસ્વાદ માટે પણ બંને શૈલીઓનો પરિચય દરેકને માટે જરૂરી અને ઇચ્છવાયોગ્ય છે.

જ્યારે સ્વરાજ્યની ભૂખ આપણામાં પેદા નહોતી થઈ, ત્યાંસુધી તો આપણે પોતાના સ્વત્વને-સ્વદેશી ધર્મને ભૂલીને અંગ્રેજીનું શરણ લઈ શકતા હતા. હવે સ્વરાજ્યના દિવસો આવી રહ્યા છે. હવે હિંદુ અને મુસલમાનોને એકબીજાનો હાર્દિક સંપર્ક વધારવો પડશે; એકબીજાના વિચાર અને ભાવો સાથે પરિચય વધારવો પડશે. જે લોકો આળસ, અપ્રવૃત્તિ, ખોટું અભિમાન કે હૃદયની સંકીર્ણતાને લીધે, આ કર્તવ્ય નહિ બજાવે, એ પાછળ પડેલા વર્ગોમાં ગણાશે.

આપણી રાષ્ટ્રભાષામાં સંસ્કૃતના સરળ અને રૂઢ શબ્દોની અધિકતા તો રહેશે જ. અરબી અને ફારસીના જે સેંકડો શબ્દો રૂઢ થઈ ગયા છે તે પણ રહેશે. એટલે કે, જેમ જેમ આપણો સહયોગ અને સામાજિક સંપર્ક વધશે તેમ તેમ બીજા પણ જે નવા અરબી-ફારસી શબ્દ ભાષામાં દાખલ થઈ જઈ ચાલશે તે પણ રાષ્ટ્રભાષાના જ શબ્દ થશે. રાષ્ટ્રભાષાનું સ્વરૂપ હિંદી સાહિત્ય સંમેલન, નાગરી-પ્રચારિણી સભા કે અંજુમાન-ઈ-તરક્કી-ઉર્દૂ નિર્ધારિત નહિ કરી શકે કૉંગ્રેસના ઠરાવથી પણ એનો નિર્ણય નહિ થાય કોઈ પણ પ્રાન્તના કેળવણીખાતાના પ્રધાનની શક્તિ બહારનું એ કામ છે. રાષ્ટ્રભાષાના સ્વરૂપનો નિર્ણય કરશે રાષ્ટ્રીય જીવનનો પ્રવાહ અને એ પ્રવાહ સાથે એકરસ થઈ એ પ્રવાહને વાળવાની શક્તિવાળા રાષ્ટ્રીયવૃત્તિના સાહિત્યકારો. પરસ્પર અવિશ્વાસ અને ડરના આ વિષયુક્ત વાયુમંડળમાં સોદાગિરી કે સેન્ચુરીજનાં સમાધાનોથી કામ સુધરવા કરતાં બગડશે. આપણે તો દૃઢતા, નમ્રતા અને નિષ્ઠાથી રાષ્ટ્રધર્મના પંથનું અનુસરણ કરતા રહેવું જોઈએ. એથી જ બધાંનું હિત ને સંતોષ થશે*

નવેમ્બર, ૧૯૩૮.

* હિંદી ' સર્વોદય 'માંથી. અનુવાદક : શ્રી. રામચંદ્ર પંડ્યા.

# નિશાદર્શન

સુંદરજી ગો. બેટાઇ

સન્ધ્યા શમી આ જુહુને કિનારે,
ને ઘોર રાત્રી જગસિન્ધુ આવરે;
અમ્ભોધિ શું ગર્જન આ ચિરંતને
અહીં મહાભારત એમ ઉચ્ચરે?

ઇતિહાસ તણે પાને પાને એક જ શબ્દ એ, ૫
વર્તમાન કિતાબે યે વિધિની વક્ર લેખણે
માનવી રક્તથી પાછો ઘૂંટાતો શબ્દ એક એ.

અવન્ધ્ય ભાસે ધૃતરાષ્ટ્રવંશ!
કેવી ખેડી કૌરવની પરમ્પરા
કૌટિલ્યના કોટિક ખેલ ખેલતી ૧૦
વિભેદતી માનવતા ચિરંતના!

નીરો તણું ક્રૂર વિનાશવાદ્ય
અનેક તારે જગ આજ ગાજતું;
સિકન્દરોની જબરી જમાતની
પ્રમત્ત શબ્દે સળગંત ઝંખના. ૧૫

બુભુક્ષા પૂર્વમાં ગાજે તીક્ષ્ણ જાપાનચક્રની,
પ્રાચીન ચીનસ્વાતન્ત્ર્ય છેદી ઊર્ધ્વ ઝંપતી.
છેદાશે ચીન કે ઝમંદી જાગશે નવ સંસ્કૃતિ?
એવા કૈં કૈં વિતર્કોની ડામાડોળ અહીં સ્થિતિ.

ઊઠ્યું ઇટાલી, હબસીનિયા અસ્યું, ૨૦
અને હવે તો દિસતું જરી ગયું;
કર્યો જગે તે ક્ષણ ફડફડાટ,
ના કિન્તુ કોઈ શક્યું રોધી વાટ.

લોભ માત્સર્ય ને દંભ તણા ત્રેવડ બન્ધથી,
રોધી સ્વાતન્ત્ર્યનું સત્ત્વ ખડી છે શસ્ત્રસંસ્કૃતિ. ૨૫

મુસોલિનીની ન શમી જ ગર્જના,
ત્યાં હિટ્‌લરી વીજ પડી યુરોપમાં;
વિદ્યુદ્યન્ત્રો શાં સહુ રાજ્યતન્ત્રો
પૃથ્વી વિશે સત્વર ખટ્‌ખટી ઊઠયાં.

સત્તામણી ધાંધલ એક પક્ષે, ૩૦
મનામણીદંભ તણી ય લીલા,
ડરામણી, કૌશલ, શાઠયવિદ્યા,
ભેળાં મળ્યાં ને ખત સંધિનાં લખ્યાં.
એ લેખની શાહી સુકાઈ ના ત્યાં
ઉદ્દંડ નાઝી દલની પ્રચંડ ૩૫
ભીંસે પીસાઇ ગયું નાનું રાષ્ટ્ર.

છેલ્લા મહાયુદ્ધનો અગ્નિશેષ
સંભાળથી સંધિ વિશે જ સાચવ્યો,
તે આજ સંવર્ધન પામી વિશ્વે
પુનઃ પ્રચંડાગ્નિ બની ભભૂક્યો; ૪૦

લીધ પોલાન્ડસ્વાતન્ત્ર્ય બલિ, તોય ન એ શમ્યો;
પીંખાયા રાષ્ટ્રને મારી પાછુ રીંઝ રહ્યો ધૂંધવો.

પ્રતિભાની કદી ખોટ નથી જગતને નડી,
આજે યે પ્રતિભાખામી જગમાંહી નથી નથી.
હઠીલી ને છકેલી ને સ્વાર્થીલી પ્રતિભા જગે ૪૫
વિધ્વંસમાર્ગે માતેલી મૃત્યુના ધ્વજ રોપતી.

સત્તાની, સ્વાર્થની ચાલે હોડ ઉન્મત્ત વિશ્વમાં
જગમંગલતા માટે પ્રતિભા પરિપૂત કયાં ?
ઈસાઈ જગતે માંડી ઈસુ-ઉદ્‌બોધ-તર્જના !

પૂર્વે કીધાં મૂઢ સામ્રાજ્ય લોભે ૫૦
જે જે છાનાં પાતકો વા છતાં જે,
તે તે સર્વે ઊગતી આજ આવ્યાં,
ને પૃથ્વીને અંગ અંગેજ ફૂટ્યાં.
જ્યાં ત્યાં ચાલે રક્તની ઉષ્ણ ધારા,
જ્યાં ત્યાં ઊઠે ગંધ ખારા પરુના, ૫૫

સોજા જ્યાં ત્યાં ને સડા સર્વ સ્થાને;
અસાધ્ય શું રોગ લાગ્યો ધરાને ?

આજે મહાકાલનું ચંડ નેત્ર
વર્ષાવતું ભીષણ અગ્નિ-અસ્ત્ર;
ને માનવી સંસ્કૃતિ રક્તધારે ૬૦
ન્હાઇ કદી કો નવો જન્મ પામે:
એવું ભયંકાર નિહાળી ભાવિ
મહા કવિ તણી વાણી ઘોષ ગંભીર ઉદ્ગિરે.

સ્વાતન્ત્ર્યરક્ષા લઘુ રાષ્ટ્ર કેરી,
ઉત્કૃષ્ટતા સંસ્કૃત માનવીની, ૬૫
સંબન્ધમાળા આન્તર રાષ્ટ્ર કેરી,
લોપાઈ જતી પરિરક્ષવાને,
ને વિશ્વને શાન્તિ સમર્પવાને
આજે મહાભારત યજ્ઞ આદર્યો;
એ યજ્ઞમાં બલિ બની કૃતકૃત્ય થાને! ૭૦

આવાં ઉડન્તાં જગની હવામાં
ઉદ્દંડ ઉચ્ચારણ ગર્વગાજ્યાં.

યુદ્ધથાકયા, યુદ્ધત્રાસ્યા, લોહીભીંજ્યા જગત્તટે
શાન્તિની પ્રાપ્તિને માટે મૃત્યુ એક જ માર્ગ છે ?

મૃત્યુમેઘ સમાં વ્યોમે વિમાનો ઘરૂઘરી રહ્યાં, ૭૫
સિન્ધુમાં ય જગાડે છે ટૉર્પેડો મૃત્યુગર્જના,
પીસાતી અવની જાણે કરાલી કાલચક્રોમાં,
જલમાં, સ્થલમાં, વ્યોમે વ્યાપ્યાં છે ઝેર મૃત્યુનાં.

પિશાચલીલા અવિવેક મૃત્યુની
ખંડેરાયાં કૈંક શહેર દાખવે, ૮૦
વીંધાઈને મૃત્યુદાઢે ચવાયાં,
ઘવાઇ જીવે અધિકાં મર્યાં એ,
સ્ત્રી બાલ વૃદ્ધ કદિ ના રણમાં ચઢ્યાં જે.

વિજ્ઞાનમદિરામત્ત મર્કટી મૂઢ માનવે
સ્વકલ્પ્યાં ઇન્દ્રજાલોમાં માંડયો શું આત્મઘાત છે ? ૮૫

વિનાશવીંજવીંઝાતો પૃથ્વીનો પટ વિસ્તરે,
કારમી માનવી ચીસો વાતાવરણને ભરે;
માનવી કવિતા એને શબ્દમાં શું જ ચીતરે ?

વીંધી ગુહા શિખર તુંગ હિમાદ્રિ કેરાં
ને સિન્ધુમોજ ચઢી ચોદિશમાંથી આવે    ૯૦
ગર્જન્ત ત્યાં હૃદયભેદક માત્ર એક
મહાભારતનો શબ્દ તદ્દૂરે તદ્વન્તિકે.

સ્વાતન્ત્ર્યના—ના,
સામ્રાજ્યના આશક રાષ્ટ્રપંજે
સ્વાતન્ત્ર્ય કાજે તલસંત તરૂફડે    ૯૫
બીજું મહારાષ્ટ્ર; અશસ્ત્ર જંગો
ખેડયા છતાં સ્વત્વ હજી ન સાંપડે.
અમિત્રનું યે શુભ નિત્ય વાંછતો,
અશાન્તિમાં યે વર શાન્તિ ઝંખતો,
ફરી ધનુર્ધારી શુચિ યુદ્ધધર્મની    ૧૦૦
સત્યાગ્રહી વીર દિસે છ સાંધતો
નિઃશસ્ત્રતાની ઋતદર્શી એ ઋચા
ઉચ્ચારીને રાષ્ટ્ર પુનઃ પ્રબોધતો.
એ રાષ્ટ્રનો શાયર અલ્પ અક્ષરે
ઘેરું નિશાદર્શન આહો ચીતરે,    ૧૦૫
અમ્ભોધિ-આરે વલણંત મુક્તિને.

અવનીને શિરે વીતે રજની પ્રલયંકર,
પ્રભાત તો દિસે દૂર સર્વભદ્ર શિવંકર.    ૧૦૮

# ધન્ય છે

પન્નાલાલ પટેલ

'કેમ શંકર, પગાર લીધો!' પગથિયાં પરના એક કામદારે પૂછ્યું.

'હા' શંકરે વિચારની ધૂનમાં કહ્યું અને પછી હાથમાં રાખેલા પગાર તરફ જોઈ રહ્યો. મનમાં હિસાબ ઘુંટાતો હતો. તખ્તા પર આવતા દશ્ય પેઠે એક લેણદાર જતો ને બીજો આવતો. બીજાને ચમટી આપતો ત્યાં ત્રીજો ઘૂરકતો અને એમ ત્રીસેય રૂપિયા ખલાસ થવા છતાંય લેણદારોની વણઝાર ખૂટતી નહોતી. શંકરે એક નિશ્વાસ નાખ્યો અને હોઠ ચાવતો ચાવતો પગથિયાં ઊતરી કોટ બહાર નીકળ્યો. લેણદારો મધમાખ પેઠે ફરી વળ્યા. કોઈ કહેતો હતો: 'આ ફેરા તો પૂરેપૂરા આપી દે.' કોઈ વળી ધમકી આપતો હતો: 'આ વખત ચૂકતે નહિ કરે તો એક કણ સરખો નહિ આપું.' ત્રીજો એવું જ ગાતો હતો: 'હફતો નહિ આપે તો આ ફેરા તો દાવો કરવાનો છું હા.' વળી એ ચાર પાંચના ટોળા પાછળ દહેરાના કળશ પેઠે ચળકતી ટોપીવાળો ડંડાધારી તો શાન્તિથી ઊભો જ હતો. શંકરને જવાબ આપવાની સૂઝ નહોતી પડતી. તેણે પાંચ રૂપિયાની નોટ લંબાવતાં પઠાણને કહ્યું: 'પઠાણ, લો આ પાંચ રૂપિયા. આવતે મહિને વળી દસ આપીશ.'

'ફેંક દે વો ગટરમેં,' પઠાણી આંખનું તો પૂછવું જ શું?

શંકરે એક રૂપિયો વળી ઉમેર્યો.

'શરમ નહિ આતી? ચાલિસ રૂપયોંકા પોનેચાર રૂપયે તો સીરફ બ્યાજ હુઆ. ફીર મૂડીમેં કયા દેતા હૈ?' અને શંકરની 'હમણાં આટલા તો લો, બીજા વળી પછી આપીશ' આવી આજીજી ઉપર લક્ષ ન આપતાં 'બ્યાજ ઔર દસ રૂપયે દુસરે ઇતને અભી દે દે' કહી હાથ લંબાવ્યો. તેની સૂરત એવી કડક હતી કે બીજા લેણદારોની જબાન તકાત બંધ થઈ ગઈ હતી. આખરે પોણાનવ રૂપિયા લઈ 'પાંચ રૂપયે ફીર દેના પડેગા હાં?' કહી શંકરને જતો કર્યો.

શંકરે અડધો ભાર ઓછો થયો હોય તેમ શ્વાસ લીધો. અને પછી ચાલુ મહિનાની ગરજ પ્રમાણે બીજાઓને ઓછા વત્તા આપી મહિના માટે બોલતા બંધ કર્યા.

'પાંચ રૂપિયા વધ્યા!' શંકર ચાલતાં ચાલતાં બબડ્યો. ત્રીસ દિવસના ગદા વૈતરામાં જેટલો થાક નહોતો લાગ્યો એટલો થાક એને અત્યારે લાગ્યો હતો. લાંબો પંથ વટાવ્યાં પછી જરા પગ વાળતાં પગોમાં થાક ઊતરે તેમ તેનું મગજ થાકીને લોથ થઈ ગયું હતું. અને હજુ તો ઘેર પત્નીનાં છાજિયાં સાંભળવાનાં હતાં; બાળકોને ગયે મહિને પગારનો દિવસ ભાળી કોણીએ ગોળ ચોંટાડ્યું હતું એ પણ એક ઉપાધિ જ હતી. તે મનમાં મનમાં પત્ની સાથે લડવા લાગ્યો: 'શું કરું મરું? મારી પાસે તો એક ફૂટી બદામે ય નથી. પાંચ રૂપિયા છે તે આ ઘરધણીને આપવા પડશે...છોકરાં તો શું પણ તારે નાગા ફરવા વખત આવે તો ય મારી પાસે લૂગડાંના પૈસા નથી...' અને પત્નીના સવાલનો જવાબ

આપ્યોઃ 'પૈણ્યા ઝખ મારવા ?' અને હાથનો લેંકો કરતાં બોલી પડ્યોઃ ' જા રાંડ નીકળ ઘર બા'ર.' અને એમ કોણ જાણે તેની આ લડાઈ ક્યાં સુધી પહોંચત પણ એટલામાં પાછળથી અવાજ આવ્યોઃ

'કેમ શંકર, કાંઈ ચડાવ્યો છે કે શું ?'

શંકર ચમક્યોઃ ' ના રે ભાઈ.'

' લે હેંડ ત્યારે, અક્રેકો પેગ ચડાવી આવીએ.' પેલા કામદારે ખભે હાથ મૂકી બાજુએ વાળતાં કહ્યું.

'ના ભાઈ ના; પાસે તો ઝેર ખાવાય પૈસો નથી ને ક્યાં...'

'પણ તારે પૈસાનું કામ છે, કે ટેસ કરવાનું ?' કહી પેલાએ ઊભા રહેલા શંકરને પાછો ધકેલવા માંડ્યો.

'તારે ય કાંઈ પૈસા ઝાડે લાગે છે ? ને મને તો દારૂ પીવો જરા ય નથી ગમતો.'

'અરે ગાંડા, તું એક વાર એની લિજ્જત તો જોઈ જો.' અને આઘાપાછા થતા શંકરને વળી આગળ કરતાં બોલ્યોઃ ' લે હેંડને; એક વાર તું જો તો ખરો કે કેવી રંગુમ આવે છે.' પછી શંકરના મોં તરફ જોઈ હસતાં બોલ્યોઃ 'માથું હળવું ફૂલ થઈ જશે, દોસ્ત. મહિનામાં એકાદ વાર જરા ટેસ કરવો ઠીક રે' છે. બાકી જીવતર છે ત્યાં સુધી હાય હાય જ છે ને.'

શંકરે ઘણી ય વાર દારૂની લિજ્જતનાં વખાણ સાંભળ્યાં હતાં, ગામડે હતો ત્યારે બે ચાર વાર ચાખ્યો પણ હતો, પણ પાંચ વર્ષથી શહેરમાં આવ્યા કેડે હોઠે ય નહોતો અડાડ્યો. જેમ જેમ પીઠું નજદીક આવતું હતું તેમ તેમ તેનું દિલ ડંખતું હતું. વળી આજુબાજુથી જતાં આવતાં માણસોની અજાણ્યા છતાં ય શરમ આવતી હતી. એટલામાં પીઠું આવ્યું ને પેલાએ તેને સેજ ધક્કા સાથે અંદર દાખલ કરી દીધો.

'એક બાટલી બેવડો.' પેલાએ નોટ કાઢી ગલ્લાવાળાને આપતાં કહ્યું; અને બાકીના પૈસા પાછા લઈ એક બાજુ બાંકડા પર જઈ બબૂચક જેવા શંકરને પાસે બેસાડ્યો.

'આનાનાં ભજિયાં !' પેલાએ ગ્લાસ તથા બાટલી મૂકતા માણસને આનો આપતાં કહ્યું. અને પછી ભજિયાં બાજુમાં મૂકી ગ્લાસમાં દારૂ કાઢી શંકરને ધર્યોઃ

'લે ઉડાવ દોસ્ત.'

શંકરે ડંખતે હૈયે ને કંપતે હાથે ગ્લાસ હાથમાં લીધો અને ડગુમગુ થતા મને ચારે બાજુ જોયું. મિત્રે કહ્યુંઃ 'અરે ઉડાવ, યાર, જીવતરમાં બીજું શું લઈ જવાનું છે ?'

'ના, એક ફેરા તું લે પછી.' આવી મોંઘી મનવરો થઈ રહી હતી. વળી બીજી ટોળીમાંથી તેણે એક જણને દસની નોટ ફેંકી બોલતો સાંભળ્યોઃ ' લાવ એ બે બાટલી નારંગી.' અને પછી એમાંથી બીજાને ' શાબાશ દોસ્ત. ભાઈઓ બેસા બેઠા'તા. કે બેસશું.' કહી હસતો અને બીજાઓને હસાવતો દીઠો. કોઈ વળી ' ઝખ મારે છે મોદી;

ઉડાવ તું તારે !' તો કોઈ વળીઃ 'બોલ્યું ચાલ્યું માફ કરજે દોસ્ત !' આમ જાતજાતની ટોળીઓમાં જાતજાતની વાતો થઇ રહી હતી. જે વાતાવરણ તેને બહારથી ગંદુ ગરીબડું લાગતું હતું તે અત્યારે ગરમાગરમ બાદશાહી મિજલસ જેવું દેખાયું. એટલામાં એક પીયેલાને ઊભો થતો જોયો. અભિનય સાથે અવાજ આવ્યોઃ 'ઉડાવો દોસ્ત, જીવતરમાં બીજું કાંઈ નથી.' શંકરે પણ બીજાઓના ટેકા સાથે ગ્લાસ મોંએ માંડી ટેકો આપ્યો. ભજિયાંના મુખવાસ પછી બીજો ગ્લાસ ચડાવ્યો. મગજમાં વસંતનો વાયરો વાનો લાગ્યો. ત્રીજા ગ્લાસે મોં પર હાસ્ય આવ્યું અને છેલ્લો ગ્લાસ ચડાવતાં તો મગજમાં કોઈ બાદશાહી મિજાજ ઘૂમી વળ્યો. માતંગ ઘોડા પર બેઠેલા બેફીકરા સવાર જેમ તેણે મગજમાં ઘૂમતી ફિકરો પર એક નજર નાખી અને 'હીત' કહી તિરસ્કાર વર્ષાવતો હસી રહ્યો. એટલામાં બાજુમાંથી 'એ એક દુબારો' નો ઑર્ડર દેવાતો સાંભળી એણે પણ ઑર્ડર છોડ્યોઃ 'એક દુબારો.' જોડીદારે પીઠ થાબડીઃ 'શાબાશ દોસ્ત.'

પછી તો ચકચૂર થઈ ઘર તરફ નીકળ્યો. પગ ઠરતા નહોતા, આંખોને કોઈની પરવા નહોતી. અને જીભ પર કશાયની લગામ નહોતી.

'આ ક્યાં કરી આવ્યા ? મોટા લખેશરી ખરા ને તે...'

'ચૂ...પ...ક...ર' શંકર ખાટલામાં પડતાં બરાડ્યો.

'પેલો ભાડાવાળો ઉઘરાણીએ આવ્યો 'તો, લાવો પૈસા, આપી આવું.'

'હ...ટ નીકલ યહાં સે' શંકરે હાથ વિંઝતાં કહ્યું અને પછી હોલો ઉડાડતો હોય તેમ હાથ વિંજતાં બોલ્યોઃ 'દેંગે.'

પત્ની આ હિંદી પર ચડેલા પતિની વધારે છેડતી કરવાની હિંમત ન કરી શકી; એટલામાં મોટા છોકરાને 'બાપા મારા સારુ શું લાવ્યા છો ?' એમ કહેતો અંદર આવતો જોયો. પાછળ નાનાને પણ 'બાપા મને ?' એમ બોલી પતિ પાસે જતો જોયો. તેને ખેંચી લેતાં બોલીઃ 'છાનાં મરો ! લાવ્યા છે તમારે માટે ખાહડાં !' અને ઘર બહાર ધકેલતાં ઉમેર્યુંઃ 'મારાં પીટ્યાં આખો દન ઘરમાં ને ઘરમાં ઘલાઈ રે' છે. જાઓ રઝળો બહાર.'

શંકર વળી હસવા લાગ્યો. તેણે પત્નીને ઉદ્દેશીઃ 'વાહ ખ...રી' અને હાથનો ઈશારો કરતાં બોલ્યોઃ 'લે આ...મ આવ. મારી પા...હે બેસ. તું...તો ધણી...'

પત્નીએ આવા મીઠા શબ્દો, આવી હાસ્યભીની સુરતસાથે, જીવનમાં આ પહેલાં નહોતા સાંભળ્યા. ઘડીભર તેને એ શબ્દો મીઠા લાગ્યા, એ નીરાંતિયુ હાસ્ય ગમ્યું. પણ આ સ્નેહ તો, મદારીના ખેલ જેવો છે એ ખ્યાલ આવતાં બેવડી ઉદાસ થઈ ગઈ અને 'છાના માના પડી રો. ધાડ મારીને આવ્યા છો તે જાણ્યું' કહી ઉંબર ઉપર બેસતાં નિશ્વાસ નાખી રહી.

શંકર બીજે દિવસ સવારમાં જાગ્યો અને ગઈ કાલનું કૃત્ય યાદ આવતાં પસ્તાયો પણ ખરો. ભાડાવાળાના પૈસાનો જવાબ આપવો ભારે લાગતાં રોજના કરતાં અડધો કલાક વહેલો કારખાનામાં ચાલતો થયો.

ત્રીજે દિવસ ભાડાવાળાના હાથમાં સપડાયો અને કેટલીય કાકલૂદીઓ કરી આવતા પગારે સામટું ભાડું આપવાનો કોલ આપી આખરે કાઢ્યો.

'જુઓ આ પગારે ધાંનવાળાને દસ રૂપિયા ઓછામાં ઓછા આપજો, નહિ તો આવતે મહિને કણેય નહિ આપે.' પત્નીએ કહ્યું.

શંકરે વેઢા ગણ્યા: 'હજુ તો પાંચ દન બાકી છે,' કહી પાછો લેણદારોની ગણતરી ગણવા મંડ્યો. 'પઠાણને દસ આપવાના, હોટલવાળાનેય પાંચ રૂપિયા આપવા પડશે, પેલા શેઠ તો કાં તો દાવો જ માંડવા......'

'એ દાવો માંડે કે ગમે તે કરે, પણ આ ફેરા તો છોકરાંને લૂગડાં સીવડાવ્યા વગર નથી ચાલવાનું. પેલો લાકડાંવાળો ય બૂમો પાડે છે ને ગ્યાસતેલના તો બે મહિનાથી સમૂળગા.........'

'અપાશે' શંકર બોલ્યો. અને પત્નીને 'એમ કરી કરીને જ્યાં હોય ત્યાં મને અળખો...' એમ બોલતી સાંભળી ઉછેડાતાં બોલ્યો: 'છાનીમાની છીવ ખાધા વગર રે' અને પછી સ્વગત બોલતો હોય તેમ બબડવા લાગ્યો: 'બહાર જાઓ તો લોક ચોંમાચીડિયાં પેઠે વળગે છે. ને ઘરમાં આવ્યા તો આ કૂતરી ચોંટે છે.'

'તમને તો કશું ય કે'વાય નહિ! પેલો લાકડાવાળો, ગ્યાસતેલવાળો, ને ઘરધણી એ બધાય ન બોલવાનું બોલી જાય તોય તમને ક્યાં લાજ છે! ને પેલો પઠાણ તે દન ઓછું બોલતો'તો? કાનમાંથી કીડા ખરી પડે તોય તમે તો સાંભળો.......'

'લે લવારો મેલીશ હવે!' શંકરે કંટાળતાં કહ્યું અને રાત પડી હતી તોય કોટ પહેરી બહાર ચાલતો થયો.

એ જ કતલની ઘડી પાછી આવી લાગી હતી શંકરે પગાર હાથમાં આવતાં હિસાબ ગણ્યો; પત્નીના શબ્દો: આ વખત તો મારા હાથે કરેલું દેવું નહિ ચૂકવો તો મારે મરવા વખત આવશે.' વગેરે યાદ આવ્યું. નાગાં બાળકો અને વેલા તાણતી પત્ની નજર આગળ ખડી થઈ. તેણે કોઈને ય કશું નહિ આપવાનો નિર્ણય કરી પગ ઉપાડ્યો. પણ દરવાજા બહાર રાહ જોતી લેણદારોની લંગાર યાદ આવતાં રસ્તો બદલી લીધો. અને છાતી સમાણો કોટ કૂદી પાછલે રસ્તે પસાર.

થોડેક જતાં નજરે પીઠું પડ્યું. તે દિવસ યાદ આવતાં મગજ વધારે ભારે થયું. અને 'લાવ એક પેગ ચડાવતો જાઉં. એકાદ રૂપિયામાં તે શું દેવામાં હળવું ભારે થવાનું છે,' વિચારી પીઠા તરફ વળ્યો અને દોઢેક રૂપિયાનું પાણી કરી ઘર તરફ નીકળ્યો ઘરમાં પેસતાં બાકીનો પગાર બૈરીના હાથમાં મૂકતાં બોલ્યો:' લે જોઈએ તો લૂગડાં શિવડાવ...ને જોઈએ તો પરજ મંડાવ.' અને પછી હસતો હસતો ખાટલામાં પડ્યો.

પત્ની તેના પગ પારખી ગઈ. અને કંઈ કહે ને પહેલાં તો ઓટલા આગળ પતિના નામનો પોકાર કરતો પઠાણ સાંભળ્યો.

'કોણ છે?' શંકરે પડયે પડયે પૂછ્યું.

'તેરા બાપ હૈ. સાલા પગાર લે કર છટક આયા ઓર ફીર પડા પડા...'

શંકર સફાળો ઊભો થઈ બહાર આવ્યો. બારણા આગળ આવતાં બોલ્યો: 'પઠાણ બહુ બોડી તેડી જવા દેજે, નહિ તો...'

'ક્યા કરેગા સાલે?' પઠાણ ચમકતાં બોલ્યો. ઘડીકમાં વિચાર આવી ગયો: 'કહાં વો બકરી જૈસા શંકર ઔર કહાં યે બાઘ જૈસા!' અને તેની આંખો પરથી કળી જતાં બોલ્યો: 'સાલે દારૂ પી કે મિજાજ કરતા હૈ?' કહી તેણે પણ આંખ બદલી.

'પઠાણ લો આ પાંચ રૂપિયા; બીજા આવતે પગારે આપીશ.' શંકરની પત્નીએ કહ્યું.

પઠાણે પાંચ રૂપિયા લેતાં લેતાં કહ્યું: 'ઠીક હૈ. ફીર તેરી બાત!' અને ગાળોનો વરસાદ વરસાવતો ચાલતો થયો.

'જા, જા...તારા જેવા તો ઘણાય રખડે છે,' શંકર પાછળ ઘૂરકતો હતો. અને પત્નીનો ધકેલ્યો ઘરમાં જાય છે ત્યાં તો વાણિયો આવી પહોંચ્યો.

'એ શંકર, ભલા માણસ હું ત્યાં દરવાજામાં વાટ જોતો ઊભો...'

'શું છે?' શંકરે પાછા ફરી પૂછ્યું.

શેઠને નવાઈ લાગી: 'કેમ કાંઈ આમ? જાણે ઓળખતો જ...'

'જા જા ઓળખવા વાળી.' અને એટલા પર આવી પૂછ્યું: 'શું કરવાનો છે? મારવો છે? ...એમ? જતો હોય તો જા નહિ તો ઓળખતો નહિ હોય. આ શંકરિયાને ઘણા દિવસ ફોસલાવી ખાધો છે!—'

પત્નીએ વળી શંકરને ઘરમાં ધકેલતાં શેઠને કહ્યું: 'શેઠ, આ ફેરા તો કાંઈ નથી! પછીને પગારે તમને જરૂર આપીશું!'

'નોકરી ન'તી ત્યારે તો આ શેઠ હતા ને આજે હવે આપતાં ચૂંક આવે છે?' શેઠે દૂરથી જ કહ્યું અને પછી શંકરની લાલઘૂમ આંખો ન દીઠી જતાં, પીઠ ફેરવતાં બોલ્યા: 'કોર્ટે ચડાવીશ ત્યારે જ માનવાનો છે,' અને 'હાળી નફ્ફટ જાત જોઈતા હોય ત્યારે તો પગે પડે છે ને...' આમ બબડતા પંથે પડયા.

ત્યાર પછી તો બે ત્રણ બીજા લેણદારો પણ આવી ગયા જેમને ગરજ પ્રમાણે સમજાવી શંકરની પત્નીએ રવાના કર્યા.

એક દિવસે શંકરને હાડ જરા કળતું લાગ્યું. મન કશુંક જંખતું હતું. 'એક રૂપિયો આપને, જરા થાક લાગ્યો છે!' શંકરે પત્નીને કહ્યું.

'ક્યાંથી લાવું?'

'તને આખો પગાર આપ્યો 'તો ને,' શંકરે કહ્યું.

'તે આ ખાઓ છો શું? દાણાવાળાને થોડાક આપ્યા; તમારી હોટલ...'

'મારે કશુંય નથી સાંભળવું. એક રૂપિયો આપ એટલે મારું કામ ...'

'પણ હોય તો ને?'

'આટલો ફેરો આપ. આજ બહુ થાકી ગયો છું!'

પત્નીને દયા આવી, તેણે ઘરમાં જઈ કુલડીમાં આવી રહેલા બે રૂપિયામાંથી બાર આના લાવી હાથ લંબાવતાં કહ્યું: 'લો હજુ તો પગાર આડા દસ દન કાઢવાના છે.' અને શંકરને ખુશ થતો જોઈ, પૈસા ન આપતાં બોલી: 'પણ પછી કોઈ દન દારૂ ન પીઓ એવો નિયમ લો તો આપું.'

'નહિ પીઉં જા.'

'એ તો "છીનાળવાની મા ને દારૂડિયાની ના" એવું છે. એમ તો ન માનું, જળ મેલો તો ખરી વાત.'

શંકરે હસતાં હસતાં કહ્યું: 'તારા સમ બસ.'

ભોળી બિચારી પત્ની ક્ષણ માટે પલકાઈ ઊઠી. અને પછી બનાવટી રોષ કરી પૈસા આપતાં બોલી: 'લો, પણ ફરી જો પીધેલા ભાળ્યા છે તો તમારી વાત છે.'

શંકર હસતે મોંએ ને નાચતે હૈયે ચાલતો થયો પીઠે.

*

એક દિવસ કારખાનામાં કામ કરતાં કરતાં પેલા પહેલા દિવસવાળા ભાઈબંધે કહ્યું: 'શંકર, કાંઈ છાંટો પાણી થવા દે દોસ્ત. ઘણા દનથી નથી મળ્યો.'

'મન તો ઘણુંય થાય છે પણ પૈસા ક્યાં છે?' શંકરે હસીને કહ્યું.

થોડીવાર કંઈક વિચારમાં પડ્યો હોય તેમ ચૂપ રહી પેલો બોલ્યો: 'એક રસ્તો છે,' અને શંકરની આતુર દૃષ્ટિ જોઈ ઉમેર્યું: 'પટેલ ડ્રાઈવર પાસેથી ચાર રૂપિયા વ્યાજે લાવી આપું.'

'લઈ આવ જા.' શંકરે ખુશ થતાં કહ્યું.

'પણ જો ભાઈ, પગાર પર તારે આપવાના; મારાથી તો આ ફેરા કાંઈ બને...'

'સારુ હવે, જા તું લઈ તો આવ? હું આપીશ.' શંકરે દારૂના નામથી મોંમાં વળેલા પાણીનો ઘૂંટડો ગળતાં કહ્યું. અને રાતે દારૂમાં ચકચૂર થએલા પતિને જોઈ પત્નીએ પૂછ્યું: 'આ પાછો કોનો દન ઊઠ્યો? તે દન ના કે'તા 'તા ને આજ...'

'ગલ હવે ખાવા કાઢ. તું કોણ મને પૂછનાર?'

'ઘરમાં ખાવાના તો સાંસા પડે છે ને...'

શંકરનો મિજાજ ગયો. 'છાની માની રે' નહિ તો જાણતી નહિ હોય હા—'

'એક તો દારૂ પીવો ને કહીએ એટલે પાછા કરે છે એ...'

'તારી માની રાંડ મારું,—ના કહું છું તોય પાછી લવારે ચઢી છે?' કહી શંકરે બેત્રણ ધબ્બા લગાવી દીધા.

પત્નીએ ખૂણો સંભાળી રુદન આદર્યું.

શંકર ઘર બહાર નીકળતાં બોલ્યો: 'રો તારાં જણનારને. સાલી પાછી માથું પકવવા મંડી.'

એક દિવસ શંકરને ખુશમાં જોઈ પત્નીએ ખાવા પીરસતાં પીરસતાં કહ્યું: 'તમે આ દારૂની લત છોડી દો! આપણુ ગરીબ મનેખને આ ન પાલવે.'

'તે આ દસ દનથી કાણે હોઠેય અડાડયો છે, છોડી દીધેલા જ છે ને.' શંકર બોલ્યો.

'ગયે મહિને પાંચ રૂપિયાના તો મારી જાણમાં પીધો ને કોણ જાણે આ મહિને કેટલાં દેવાં કર્યાં છે.' પત્ની બોલી અને પતિને ચૂપ જોઈ આગળ ચલાવ્યું : 'એક બાજુ શેઠે દાવો માંડયો છે ને પઠાણનાય હજુ તો વીસ રૂપિયા બાકી છે. અનાજવાળોય આ ફેરા તો કેટલું કર્યું ત્યારે...'

'તું કંટાળો ન આપ' શંકર બોલ્યો.

'પણ તમે દારૂ પીવો છોડી...'

'આજ રજા છે. એક રૂપિયો આપે તો છેલવેલ્લો પીને છોડી દઉં.' કહી શંકર હસી રહ્યો—જાણે બાળક હસ્યું.

'આ રહ્યું ઘર, ખોળીને લઈ જાઓ; હોય એટલા તમારા.' પત્નીએ કહ્યું.

'તો ક્યાંકથી લાવી આપ.'

'હું ક્યાંથી લાવું? મને તો કોઈ ઓળખતું ય નથી,' પત્નીએ કહ્યું અને પાછી બોલીઃ 'છાનામાના પે'લું ને છેલ્લું કર્યા વગર જંપો? એના કરતાં તો કાંઈ ખાતા હો તો ય ગણુ દે. આમાં શું ઊડે છે?'

શંકર હસી પડચોઃ 'એમાં તું શું સમજે?' અને હાથ ધોતાં ધોતાં ઉમેર્યું: 'એનો રેસ તો કોઈ ઓર છે.' અને પછી કપડાં પહેરી દારૂના નશાનો સ્વાદ યાદ કરતો બહાર નીકળ્યો.

'શંકર, બે મહિના થયા તો ય, તેં તો પેલા પટેલ ડ્રાઈવરના પૈસા નથી આપ્યા.' પેલા કામદારે શંકરને કહ્યું.

'આ પગાર તો દોસ ઊડી ગયો. હવે તો આવતે પગારે વાત.' શંકરે કહ્યું.

'એ નહિ ચાલે. બે મહિનાનો એક રૂપિયો વ્યાજ, ને ચાર એ, એમ કરીને—'

'પણ તું નહિ ગણાવે તોય હું જાણું છું પણ પાસે હોય તો આપું ને?'

'તેં તારી પાસે તો છેક સુધી નહિ આવે,' પેલાએ આંખ ફેરવી.

'ત્યારે વેચાવા જાઉં?' શંકરે પણ અવાજ બદલ્યો.

'તને ખબર છે ને કે એ પૈસાનો આપનાર બાર માથાળો છે એ.'

'એના જેવા તો કંઈક દીઠા ને તારા જેવા દલાલનેય ઓળખું છું,' શંકરે અક્કડ થતાં કહ્યું. અને પેલાને વધારે ટટાર થતો જોઈ બોલ્યોઃ 'જા જા કૂતરા, તું ને તારો ડ્રાઈવર થાય એ કરી લેજે.'

'શંકર, પાછો પસ્તાઈશ હોં. મને તારા કરતાં તારાં બાળબચ્ચાંની વધારે દયા આવે છે!'

શંકરથી તો જાણે ઠીક, પણ છાંટાપાણીથી રંગાયેલા તેના મગજથી આ દયા સહન ન થઈ શકી. તેને પેલાની જીભ ખેંચી કાઢવાનું મન થયું પણ આ કારખાનું છે એ ભૂલી જાય એટલો તે બેભાન નહોતો. તેણે ગુસ્સાને ગળી જતાં માતેલા સાંઢથી નજર ફેંકતાં

કહ્યું: 'જા જા મચ્છર, ક્યાંય ચોળાઈ જઈશ ચોળાઈ!' અને પેલાને 'ઠીક છે ત્યારે બતાવીશ' કહી જતો જોઈ બોલ્યો: 'કે'જે કહીએ એક પાઈ નથી આપવાનો.'

થોડીવાર પછી પેલો ડ્રાઈવર આવી પૂછવા લાગ્યો તેને પણ શંકરે એ જ તોરથી જવાબ આપ્યો: 'એક પાઈ નથી આપવાનો. તમારાથી થાય એ કરી લેજો, જાઓ.'

'તું હજુ મને નથી ઓળખતો હોં કે.' ડ્રાઈવરે કહ્યું અને કમરે હાથ ટેકવી અણીથી ઊભા રહેતાં ઉમેર્યું: 'તારા જેવા તો કંઈકને મેં રસ્તે રઝળતા કરી દીધા છે.'

શંકર જાણતો હતો એ ડ્રાઈવરને—એની સત્તાને, પણ અત્યારે શંકર શંકર નહોતો: 'પટેલ, તમેય ન ભૂલી જતા કે એ બધાથી આ શંકરીઓ જુદી તરેહનો માણસ છે. કહી બેસાડજો, પછી હુંય જોઉં છું કે કેવાક લોકોનું વ્યાજ ખાઓ છો,' કહી પાછો કામે વળ્યો.

ડ્રાઈવર પણ શંકરની આંખ પરથી સમજી ગયો. અને અત્યારે કંઈ ન બોલતાં દાઢમાં ઘાલતાં પીક ફેરવી મનમાં બબડ્યો: 'તું ય જોજે બચ્ચા!'

બીજે મહિને ડ્રાઈવરે પોતાની લેણી રકમ બારોબાર કપાવી લીધી. શંકરે ચોવીસ રૂપિયા ઉપર નજર નાખી ત્યાં તો પાછળથી કોઈએ ખભા પર હાથ નાખ્યો અને બાજુમાં જુએ છે ત્યાં તો પઠાણી આંખોને ઉંચે પાટલે બેઠેલી જોઈ. નાછૂટકે વીસ રૂપિયા આપી શ્વાસ લીધો તેણે બાકી રહેલી મૂડી પર વળી નજર નાખી. બીજી બાજુ તેણે મુસીબતો અણીઃ ગણ્યું ગણાય નહિ એટલું દેવું હતું. ઉપરથી ફુલકાણાનું થઈ ગએલા દાવાનું વોરંટ હતું. પાછળ બે બાળકો અને પત્નીનું ભૂખ્યું ટોળું હતું આ બધું યાદ કરતાં શંકરનું મગજ ગુંચવાઈ ગયું અને એના જેવાની આરી આરી હતાશો ગૂંચ ઉકેલનાર પીઠા તરફ દોરાયો. પીઠામાં પેસતાં મોં મલકાવી બબડ્યો: 'ચાર રૂપિયા પેર જાય એ શું ભાગે વળી!'

શંકરે બે બાટલા ચડાવ્યા તોય આજ તેનું મગજ હળવું નહોતું પડતું. તેણે વળી ત્રીજો બાટલો મંગાવ્યો. જાણે માન પર વેર લેતો હોય એમ. અને પછી પેલા ચાર રૂપિયાનું પાણી કરી ઘેર આવ્યો. ઉંબરામાં પગ મૂકતાં જ પત્નીએ સંભળાવ્યું: 'વોરંટ વાળો હમણાં જ ગયો.'

શંકર હસ્યો—પેટ ભરીને હસ્યો. તેણે હસતી છટાથી કહ્યું: 'બોલાવ ને... બોલાવ.' વળી ખડખડાટ હસી પડ્યો. અને પાછો એકદમ ગુસ્સે થઈ જતાં બોલ્યો: 'બોલાવ પેલા...પટેલને. કહીએ......કે શંકરીઓ નેડે છે...ને પેલા પઠાણને...ય...'

પત્નીને સમજ ન પડી કે પતિ ભાનમાં છે કે બેભાનમાં. પીધેલો છે કે છકેલો. તેણે ગુસ્સે થતાં કહ્યું: '[illegible] ઓરિયાં ક્યાં વજર પડી રે!'

શંકર ખાટલામાં ટટ્ટાર થતાં બોલ્યો: 'હું...!...હું ગાંડો!' અને પાછો મોં મલકાવતાં પત્ની સામે તાકીને બોલ્યો: 'એમ કે...એમ, કે હું ગાં......ડો છું.' અને મૂછ વાળતાં બોલ્યો: 'આ......ખી દુનિયા મારા પર વે...ર લેવા બેઠી છે. તેય ભલી,

હું...ગાંડો નથી થયો. બધા યે મારા પર વેર વાળ્યું છે.' અને પાછા ખાટલા પર ઢળી પડતાં ઉમેર્યું: 'તો ય આજ લગી તો શંકરીયો ડા...યો ડમરો થઈ ને--'

'હવે લવારો મેલો. છાના માના સૂઈ રે'તા નથી ને,' પત્નીએ કહ્યું અને પછી સ્વગત બળાપો કરવા લાગી: 'ગાંડપણનું એક લક્ષણ ઓછું છે તે એ ય કાં તો પૂરું થાય!' એ બીચારી શું જાણે કે એ લક્ષણ મળ્યું હોત તો શંકર સુખીઓમાંનો સુખી હોત!

બીજે દિવસ સવારમાં શંકર જાગ્યો અને સાથે જ ભાન થયું કે પાસે પૈ નથી ને લેણદાર આ વખત નહિ ધીરે.

તેને બે વર્ષ પરની બેકાર દશા આજ યાદ આવી. મિલને ભૂંગળે ભૂંગળે ફર્યો હતો, નજરે ચડે એવા શેઠ માત્રને કરગર્યો હતો, દિવસોના દિવસો શહેરનાં ચકલામાં પરચુરણ મજૂરીએ આવતા મજૂરોના પ્રદર્શન ભેગો ઘોખ્યો હતો. એ બધું સાંભર્યું. પણ ત્યારે તો કોક કોક દન મજૂરીના પૈસા ય હાથ લાગતા, ને આ તો મહિને જતી વાત. શંકર ચા પી પત્નીને કંઈ વાત ન કરતાં નોકરી પર જવા ઊઠયો ત્યાં તો પત્નીનો અવાજ આવ્યો:

'પગારમાંથી શું......'

'એક પાઈ યે નથી વધી. બધાય પઠાણને આપી દેવા પડયા' શંકરે પીઠ ફેરવતાં કહ્યું.

પણ તે ઘરનો ઓટલો માંડ ઊતરે છે ત્યાં તો વોરંટના શુકન થયા અને પત્નીની આંખશું આંખ મીલાવી બાળકો પર એક દૃષ્ટિ દોડાવી મૂંગો મૂંગો આગળ થયો. શું કહે! શું સોંપે! શું સમજાવે!

કાચી જેલમાં ગોઠવાઈ ગએલા પતિને મળવા આવેલી પત્નીએ કહ્યું: 'હું ન'તી ના કે'તી? આ બધું ય દારૂના બેભાનમાં કર્યું!'

'પણ એમાં નુકશાન ય શું થયું છે?' શંકરે ફીકકું હસતાં પૂછ્યું.

'દારૂ પીને એક બે વાર શેઠ સાથે ન લડયા હોત તો આમાંનું કશું ય થાત? ને નોકરી જશે એ વધારામાં; એમાં શું કમાયા!'

શંકરે પગ લંબાવતાં કહ્યું: 'જો, નોકરી તો ડગુમગુ જ હતી. ને શેઠના રૂપિયા ભરતાં ભરતાં તો હું, ને પાછળ આ છોરાંય મરી જાત. તોય પૂરા ન થાત. એના કરતાં આ શું ખોટું?'

પત્ની અત્યારે દલીલ કરી શકે એવી સ્થિતિમાં ન હોતી. તેણે આંસુ લોતાં કહ્યું: 'કોઈ પૈસાનું મીઠું આપે એવું હતું તેય આ જેલમાં પડીને આબરૂ ખોઈ. હવે કોઈ જરાય વશવા કરશે ખરું! એક પાઈ નું ય--' તે આગળ ન બોલી શકી.

'તું આબરનું તો નામ જ ન લેતી! એણે જ આ ભૂંડા હાલ કર્યા છે.' શંકરે ગંભીર ભાવે કહ્યું અને પછી હસવાનો પ્રયત્ન કરતાં ઉમેર્યું: 'ને આ કાયદાના તો રૂડા

પરતાપ–એમ કે મહિનો દા'ડો જે પડયે પાથરે ખાવા મલ્યું એ સાંગમાં; આવો દન તો મારા આખા ભવમાં ય નથી ભાળ્યો. જે કહી પોતાના લંબાયેલા અંગ પર એક નજર ફેરવી.

'તમારે તો આરામ થયો. પણ પાછળ અમારી શી દશા થશે! કોઈ ઓટલેય–' પણ તેના શબ્દો સિપાહીએ અધૂરા રખાવ્યાઃ 'એ બાઈ, ચલ બહાર નીકલ, વખ્ત હો ગયા!'

બાળકો સાથે પત્ની ઊઠી. પૂતળા જેમ પડેલા અને પાતાળ જોતો હોય તેમ તાકતા પતિ સામે એક નજર નાખી લીધી. અને આંસુઓથી લિંપાયેલી જેલની એ ભોંય પર આંસુ સીંચી એક થર વધારતી અને 'આ દખ કોને કે'વું!' એમ વિચારતી ચાલતી થઈ.

શંકરની નજર, અર્ધનગ્ન પત્ની અને નગ્ન બાળકોની પીઠ પર ચોંટી રહી.

કોર્ટમાં ન્યાયમૂર્તિ આગળ કરેલી આજીજી યાદ આવી. 'સાહેબ, શેઠે તો મને સો રૂપિયા લખાવીને સાઠ જ આપ્યા છે!...' પરંતુ શંકરને કયાં ખબર હતી કે શેઠની જગજાહેર સાક્ષી ભરતા સરકારી છાપ વાળા કાગળ આગળ તેની સત્ય હકીકતો ગમે તેટલાં માથાં પટકે તો ય નિરર્થક હતું?

એક ભારે નિશ્વાસ સાથે તેણે ટૂંટિયાં વાળ્યાં. ચિંથરેહાલ પત્ની અને બાળકોનાં હાડપિંજર દેખાતાં બંધ થવા છતાંય જાણે તેની આંખો એમને જોઈ રહી હતી. તેને થયુંઃ એમની કોઈ સંભાળ નહિ લે? પણ એને એ બાબતની તો ખાત્રી હતી કે બેકારોને મજૂરી આપવાનો કાયદો નથી તો પછી ભૂખે મરતાંને રોટલો આપવાનો કાયદો તો કયાંથી જ હોય! આ વિચાર સાથે એ નિરાધાર સ્ત્રી બાળકોને શેરીએ શેરીએ ભટકતાં અને ભૂખની બાંગો પોકારતાં જાણે સાંભળી રહ્યો. તરબોળ આંખોમાંથી આંસુ ટપકાવતાં અને એક ઘેરો શ્વાસ લેતાં બબડ્યોઃ 'ધન્ય છે કાયદાના ઘડનાર તને ય કે ગુનેગારને રોટલો દીધો અને બેગુનેગારનો ઝૂંટવી લીધો!'

☆

# સ્મર પરાજય

'પતીલ'

( પુષ્પિતાગ્રા )

સુણી મદન તણા કુવર્તમાન
કરતી વિલાપ વિશીર્ણ દોડી બાલા,
વિબુધ જીવન કેરૂં ભૂલી ભાન
હિમગિરિ ગર્ભ વિષે મહા કરાલા.

( ગીતિ )

પામી ભેટ પતિની તે હતો નહિ જ જે હવે દેહધારી,
પણ પંકિત-દેહ જેવો ચિત્રવિદે ફલકે લીધો ઉતારી !

( દ્રુતવિલંબિત )

સહિત બાષ્પ કહે સ્મરની સતી,
" હૃદયનાથ ! તને શું ય આ થયું ?
બળ વહી તુજ ક્યાંય બધું ગયું ? "
કકલતી, કલતી ત્યમ કાંપતી :

( શિખરિણી )

" વિયોગે લ્હેરાતી સુણ મુજ તણો સાદ સદય !
પરીક્ષા પામેલા તુજ બલ તણી આમ વિલય :
હવે કોની સાથે હૃદય મુજ સ્થાપી શકીશ હું ?
અને કોને મારૂં વપુ સકલ આપી શકીશ હું ?

*( સ્મરોદ્ધતા )

" ચુંબનો ઉચિત કોલ દૈ કરેલા,
બાગમાં, તુજ તણા સ્મિતે ખીલેલાં
વેદના મુજ ઉરે અનેક રોપે;
શૂન્ય શેલ જ રહેલ રુદ્ર કોપે ! "

( સ્ત્રગ્ધરા )

ખાલી પ્યાલી સમાણી ફરસ પર પડી હાથથી મદ્યપીના,
ખોઇને રંગ તેનો; શશિયર સરખી આંગણે યા ઉષાને;

* આગળ આવતા રથોદ્ધતા વૃત્ત જેવો જ—માત્ર છેડે એક ગુરુ ઉમેરેલો છે એટલોજ તફાવત—પ.

વીંધાયેલી શેરથી અગર વન મહીં કલાન્ત કોઈ મૃગીના,
જેવી, એવી રહી તે તલ હિમનગનું યૌવના એક સ્થાને.

(રથોદ્ધતા)

અંગ અંગ તણી યાતના હતી,
રોમ રોમ મહીંથી થતી છતી;
તંગ બંધ તનના વિદારતી,
વેગથી અનનુભૂત વાધતી!

(અનુષ્ટુપ)

રાખતી રોકી ઉરને ઉર સ્થાને મહાબળે,
જનાર નીકળી જાણે આ પળે યા બીજી પળે!

(વિયોગિની)

અટકે નહિ વેગ અશ્રુનો,
નયનોથી સરતા કપોલ પે,
ક્રમથી અભિષેકતા સ્તનો,
પડતા ભૂમિ પરે ધીમે ધીમે!

(અનુષ્ટુપ)

જણાતું કાનન આખું શાંતિ ભૈરવ સેવતું:
બોલતું નહિ કો પંખી, પાંદડું નહિ હાલતું!

(પુષ્પિતાગ્રા)

પ્રલય સમયના પ્રકોપ જેવું,
દીસતું બધું સમજાય ના જ એવું:
હરિ કરગત દે ચિકાર છોડી,
દ્વિરદ શકે કરથી ન વૃક્ષ મોડી!

(અનુષ્ટુપ)

પશુઓ ભયના માર્યાં હતા ત્યાં જ ગયા ઠરી,
મહાકાલ તણી માયા એવી હા! હતી વિસ્તરી.

(દ્રુતવિલંબિત)

નિરખતી નિજ નાથ તણી દશા,
ન ઉપચાર તણી હદમાં કશાં;
સ્મરી સ્મરી ગત સર્વ પ્રસંગને,
ઉરવિદારક બોલની વેલ એ:–

( પૃથ્વી )

" થયો પ્રથમ લોકમાં તુજ પરાજય, પ્રાણ ! આ,
વ્યથા અનુભવી હતી નહિ જ મેં ય આવી કદા :
તું કેમ કરી સાંખશે, શકીશ કેમ હું યે સહી !
સહ્યા વગર અન્ય જેહ ઉપચાર છે કો નહીં ?

( માલિની )

" સુરપતિથી ય જ્યારે આપણું કેલિ-સ્થાન,
સરલ, મુદિત દીસે ગોષ્ઠિ-ગુંજો કદા ય ?
તરુણ વય સદાની થૈ જરાના સમાન,
અધિક અધિક, વ્હાલા, સાલશે સર્વદા ય !

( મંદાક્રાન્તા )

" શી દેવોની વધુ સફળતા માનવીથી, વહાલા ?
જો તેઓને પણ દિવસ છે ઠેલવા આમ ઠાલા !
આપે શાપો જરૂર જ વૃથા મૃત્યુને નિત્ય તેઓ,
માણે છે જે રસવિવિધતા માણતા જે ન દેવો !

( વસંતતિલકા )

" છે તેમનાં દરદ ના અવધી વિનાનાં,
ને તેમના જખમ ના ન સમા બીજાના :
પામી મહા અમરતા થઈ દુઃખ આવું,
તે કેમ કેમ કરી પ્રાણ કહો સમાવું ? "

( અનુષ્ટુપ્ )

બોલ્યો સ્મિત કરી કામ દેખાતું સ્પષ્ટ જે હતું,
સાપની કાંચળી જેવા દેહને દિવ્ય ઓપતું :

( શાર્દૂલવિક્રીડિત )

" દે છોડી કરવા વિલાપ, રસિકે, થૈ સ્વસ્થ દેવોત્તમા :
લાગ્યું જે હતું યુક્ત કાંઈ વિધિને સ્વીકાર્યું તે આપણે.
કો આધીન, કહે, નથી વિકૃતિને ત્રૈલોક્ય બ્રહ્માંડમાં ?
છે નિર્માણ થયેલ જે પ્રથમથી તે અન્યથા ના બને.

( વંશસ્થોપજાતિ )

" છે માહરો આ ન પરાજય, પ્રિયે !
કે ઓટ આનંદ તણી તહારા;

આક્રંદ આ શાં તવ, દેવદારા ?
જેને નહીં આધિ ન આમય, પ્રિયે !

" ન થા નકામી સખિ, શોક-બ્હાવરી,
લહ્યા વિના કારણ તેહનું ખરું;
ન દે, સુભદ્રે, મુખ સૌમ્ય તાહરું,
વ્યલીક રેખા થકી વ્યર્થ આવરી.

" ખજાવતાં સેવ યદિ ત્રિલોકની,
શરીર આ હોય સમર્પવું પડ્યું,
શરીરનું સાર્થક છે થયું ઘડ્યું !
ન વા, હતી કીંમત શી ય તેહની ?

" કર્યો મને મ્હાત અહીં ત્રિલોચને,
કર્યા પછી હાર કબૂલ એમની,
રહી પુરી શાપ્ય ભ્રુકુટિ જેમની :
ન જાણતી તે તું, અખંડ યૌવને ?

" નિહાળી આ હાલતની મહીં મને,
ન ક્રૂર વ્હાલી, નહિ ક્રૂર વ્હાલી;
નાખી કરી અંતર છેક ખાલી :
ફરી ફરી વીનવતો કહું તને.

" ઘટે નહીં આદરવી પ્રવૃત્તિ કો,
કર્યા વિના ખ્યાલ પુરો પ્રસંગનો;
સમેટી લે આ તું અમંગલાશ્રુઓ :
ક્ષણે સુધન્ય, પ્રમદા ! ન રો, ન રો ! "

( અનુષ્ટુપ )

" મને ઘટિત ના લાગે " કહે એમ રતી,
" પ્રમાદે એકના શાને શિક્ષા બે સત્વને ઘતી ? "

( શિખરિણી )

" ન લે શિક્ષા માની સુખદ વરને " મન્મથ કહે,
" સહું જેવી રીતે મુજ દમન મેં તેમ તું સહે :
ઊભો છું હું જો કે ઘર સમ બળેલા તુજ કને,
ન સત્તા મૃત્યૂની, દૂર થકી શકે છેટી મુજને !

" પ્રભાવ આપણો થશે વિશેષમાં યુગે ટળિ,
પ્રજા વિશે વહેતી જૂજ જિંદગી ઉતાવળી :
ફરી વિચિત્ર પેર યુદ્ધ કંઇક જોશું આપણે,
વિનાશના વિપાકમાં જવા લઇ સહૂય ને !

( ઉપજાતિ )

" થઇશ ભોક્તા હું થશે તું ભોગ,
સૌંદર્ય ને સાહસનો સુયોગ !
મારો થશે જ્યાંય પ્રવેશ, પ્યારી,
સત્તા રહેશે ફરી ત્યાંય તારી.

( વસંતતિલકા )

" સાથે લઇ જઇશ હું તુજ સૂક્ષ્મ દેહ,
આરોપવા સ્થળ વિશે જયહીં છે સુદેહ :
ને એમ ભોગવીશ નિત્ય તને હું નાર
જે જાણશે ન જગના ઇતિહાસકાર ! "

☆

( અનુષ્ટુપ )

" નિપાત દેહનો મારી ભલે આંહીં જણાય છે,
સૌભાગ્ય, રમણી ! તારું સુરક્ષિત છતાં ય છે.

( હરિણી )

" શું ય હું સમજાવું, ઓ વ્હાલી, અવાજથી એકલા ?
અભિનવ વર્યો સિદ્ધિ આજે; અપૂર્વ વળી કળા
રહી વીંટી મને ચોપાસેથી સુવંધ, સુખાવહા :
કદી અફળ ના જાતાં કાર્યો પ્રયત્ન તણા મહા !

( અનુષ્ટુપ )

" જાણે છે તું, ત્રિભુવને કોઇનો ડર ના મને :
માહરો ડર છે જો કે, બ્રહ્મા, વિષ્ણુ, મહેશને !

( ઈન્દ્રવજ્રા )

" કોણે કહ્યું કે હું હતો હણાયો ?
ના કામ છે કોઇ થકી જિતાયો :
સ્વીકારીને કાર્ય સ્વભાવ જેવું,
મેં મેળવ્યું નામ 'અનંગ' એવું !

( મંદાક્રાન્તા )

" જે સ્થાનોમાં હતું મુજ થકી ના પ્રવેશાતું પ્હેલાં,
થાવા ત્યાં દાખલ મળ્યું મને છે નવું જોમ હાવે :
યોગીઓમાં પ્રથમ, ભવના પ્રીતિયુક્ત પ્રભાવે
કાર્યો જે દુષ્કર અતિ હતાં તે થયાં છેક સ્હેલાં.

( પંચચામર )

" કરીશું કૂચ આપણે, કૃપા થકી મહેશની,
વસુંધરા વિષે, લઈ સહાય એક અન્યની :
રમીશું હાર જીતની અસંખ્ય બાજીઓ ત્યંહાં,
હશે તને ન વ્યાકુરે, વરાંકિ, ચેન સ્વર્ગમાં.

"પ્રભાવ આપણો થશે વિશેષમાં યુગે કળિ,
પ્રજા વિશે વહેતી જુજ જિંદગી. ઉતાવળી :
કરી વિચિત્ર પેર યુદ્ધ કંઈક લેશું આપણે,
વિનાશના વિપાકમાં જવા લઇ સહૂય ને!

( ઉપજાતિ )

"થઇશ ભોક્તા હું થશે તું ભોગ,
સૌંદર્ય ને સાહસનો સુયોગ!
મારો થશે જ્યાંય પ્રવેશ, પ્યારી,
સત્તા રહેશે ફરી ત્યાં ય તારી.

( વસંતતિલકા )

"સાથે લઇ જઇશ હું તુજ સૂક્ષ્મ દેહ,
આરોપવા સ્થળ વિશે જ્યહીં છે સુલેહ:
ને એમ ભોગવીશ નિત્ય તને હું નાર
જે જાણશે ન જગના ઇતિહાસકાર!"

☆

# સમાધાન

ગોવિંદભાઈ રા. અમીન

ઉનાળાની રાત્રિ હતી. પવન વરસાદ લેવા ગયો હોય તેમ ક્યાં યે દેખાતો નહિ. તાપથી તપેલું દેવેન્દ્રનું શરીર કકથી આકુળવ્યાકુળ થતું હતું. નિદ્રા માટે જોઈતી એકાગ્રતા મેળવવા તેનું મગજ મથતું, પણ ભૂખ્યા મજૂરો પાસે પરાણે કામ લેતાં તેઓ ઉશ્કેરાઈ જાય તેમ તેના જ્ઞાનતંતુ ઉશ્કેરાઈ જતા. પત્નીના કોમળ હસ્તના સ્પર્શ વિના તેઓ ઠંડા નહિ પડે એમ માની તેણે પથારી તજી. બારી પાસે પડેલી આરામખુરશી તરફ તે ચાલ્યો, અને પત્નીના પાછા આવવાના રસ્તા ઉપર દૃષ્ટિ ઠેરવી બેઠો.

પવનના અભાવે ગુંગળાઈ મૃત્યુ પામ્યો હોય તેમ રસ્તો નિર્જીવ હતો. બધે અંધકાર છવાઈ ગયો હતો. અગિયાર વાગવાની તૈયારી હતી. સર્વનાશ પછી શોકમાં પડી હોય તેમ કુદરત સ્થિર હતી. આ વાતાવરણે દેવેન્દ્રનું તપેલું મગજ સહન કરી શક્યું નહિ. પત્ની માટે તે અધીરો બનવા લાગ્યો. હજુ સુધી તે કેમ ન આવી?–તેને શું થયું હશે?–તે શું કરતી હશે? લાંબી નજરે રસ્તાને તે જોઈ રહ્યો. રસ્તા ઉપર રહેતા કોઈ ઝેરી ભૂતે તેનામાં પ્રવેશ કર્યો હોય તેમ, તેનામાં અચાનક એક જાતનો રોષ વ્યાપવા લાગ્યો.

એક વરસ ઉપરની વાત છે. તે વખતે વીરબાલા અને દેવેન્દ્રનું લગ્ન જાહેર થયું હતું. એ લગ્ને લોકોમાં આશ્ચર્ય ઉપજાવ્યું હતું: એક નજરમાન, યૌવનથી થનગનતી બાલા એકાંત–પ્રિય, વિદ્યાવિલાસીને શા કારણે પસંદ કરે? આ પસંદગીના લગ્ન પાછળ શાને પસંદગી અપાઈ હશે? કે પૈસાદાર લોકનો એ એક તરંગ હશે? પણ દેવેન્દ્ર અને વીરબાલા પસંદગી બાબત ચોક્કસ હતાં. એકે રૂપને મહત્વ આપ્યું હતું, બીજાએ બુદ્ધિને મહત્ત્વ આપ્યું હતું. તેઓ જાણતાં હતાં કે બંનેના સ્વભાવ અને શોખ જુદા છે. પણ પાછળથી પોતાને અનુકૂળ બીજાને બનાવી લેવાશે એવી આશાએ લગ્ન થયાં હતાં.

નવપરિણીત દંપતી માફક તેમણે થોડા દિવસ આનંદમાં ગાળ્યા. પ્રેમની નવીનતા ઓછી થઈ જતાં તેમને જીવનમાં બેસૂર સંભળાવા લાગ્યા. બીજાને પોતાને અનુકૂળ બનાવવા યત્નો થવા લાગ્યા. શરૂઆતથી બંનેને નિષ્ફળતા મળી. લગ્ન કરવામાં થએલી ભૂલનો તેઓને ખ્યાલ આવ્યો. એકાબાકી વર્ગનાં પતિપત્ની તરીકે તેમને લગ્ન નિષ્ફળ જણાયું. પોતાના દુઃખનું કારણ બીજાને માનવા લાગ્યાં. ધીરે ધીરે, તેઓએ એક બીજાનો સહચાર ઓછો કર્યો.

વીરબાલાને મિત્રો હતા. લગ્નથી અસંતોષી બન્યા પછી હૃદયના આશ્વાસન માટે તેણે એક મિત્ર સાથે સહવાસ વધાર્યો હતો. દેવેન્દ્રનું ઊંચું થએલું મન વીરબાલાનો મિત્ર સાથેના સંબંધને શંકાથી જોતું. કટાક્ષથી કે ભૂખ મારીને કે માથું દુઃખાડીને તે સંબંધ સામે વિરોધ દર્શાવતો અને મિત્ર તેને ત્યાં આવતો ત્યારે આડકતરી રીતે ચોકી રાખતો.

વીરબાલા તેની દૃષ્ટિ સમજી ગઈ હતી. પોતાના શીલ ઉપર પતિ વહેમાય છે જાણી તેનું સ્વમાન ઘવાયું: તેને રીસ ચડી: તેણે મિત્રને મળવાનું બંધ કર્યું, પતિ સાથે ચડભડી, અને બંગલાના એક અવડ ઓરડામાં પડી રહેવા લાગી. તેના આ વર્તનમાં દેવેન્દ્રને સ્રીચરિત્ર દેખાયું. અને લાગ્યું કે રોષના ઓઠા નીચે પોતાને તે છેતરી રહી છે. જુદી સૂઈ રાત્રે મિત્રને તે મળતી હોવી જોઈએ. શંકિત પતિની માફક એ પત્ની ઉપર ચોકી રાખવા લાગ્યો. દરેક રાત્રે દસ વાગ્યા પછી એ એના શયનખંડની બારીએ બેસતો અને મિત્રના બંગલા તરફથી તેના બંગલા તરફ આવતા રસ્તા ઉપર ચોકી રાખતો.

આમ બે માસ વહી ગયા. ઉજાગરા વેઠી, ફિકર કરી, લોહી બાળી દેવેન્દ્ર થાક્યો, પણ મિત્ર આવતાં પકડાયો નહિ. તેનું ઝેર ઓછું થવા લાગ્યું. ઘરમાંની અવ્યવસ્થાથી તે કંટાળ્યો હતો. પતિપત્નીનું નાટક નોકરો લાંબો વખત દેખે તે ઠીક ન હતું. પત્ની ઉપર વહેમાવા બદલ હવે તે પસ્તાવા લાગ્યો. એક દિવસ, વીરબાલા પાસે જઈ તેણે માફી માગી. માફી મળી. ત્યારથી તેઓ સલાહસંપથી રહેવા લાગ્યાં.

આજે મિત્રને ત્યાં જમણ હતું. દેવેન્દ્ર તાવથી પીડાતો હોવાથી જમણમાં ભાગ લેવા ત્યાં જઈ શક્યો ન હતો. વીરબાલા એકલી ગઈ હતી. અગિયાર થઈ ગયા પણ તે પાછી આવી નહિ. રસ્તા ઉપર આંખ રાખી તેના આગમનની રાહ જોતાં, ૭ માસ ઉપર પોતે કેવો એ જ રસ્તા ઉપર ચોકી રાખતો હતો તે દેવેન્દ્રને યાદ આવ્યું. તે વખતે અનુભવેલી ફિકરચિંતા તે અનુભવવા લાગ્યો. તેનો જૂનો વહેમ જાગૃત થયો. વીરબાલાને એકલી જવા દેવા માટે હવે તે પસ્તાવા લાગ્યો. તેનું મન તર્ક વિતર્ક કરવા લાગ્યું. મહેમાનોને વિદાય કરી મિત્ર વીરબાલા સાથે રંગરાગ તો નહિ કરતો હોય ? સ્ત્રીજાતને કોણ સમજી શક્યું છે ! એક સાથે કેટલાએ પુરુષને રીઝવતી સ્ત્રીઓના દાખલા ઇતિહાસમાં ક્યાં નથી ! તેની આંખમાં મીઠું નાખી બંનેએ સંબંધ ચાલુ રાખ્યો હોય તો કોણ જાણી શકે ? નકીથી, બંનેએ તેને મૂર્ખ બનાવ્યો છે. તેણે મિત્રને ત્યાં છાનામાના જઈ આ બાબતની ચોકસાઈ કરવાનો નિર્ણય કર્યો.

તેની તાવની નબળાઈ ચાલી ગઈ. તે કપડાંના કબાટ તરફ ચાલ્યો. ચાંપ દબાવી દીવો કર્યો. આખા ખંડની ચીજોમાં પ્રકાશથી જીવ આવ્યો. તે ઉતાવળથી કપડાં બદલવા લાગ્યો. કપડાં બદલતાં તેની નજર દીવા સામે ટાંગેલી એક છબી ઉપર પડી. છબી વીરબાલાની હતી. પરસ્ત્રી તરફ તાકતાં રસ્તે જનારને ઠોકર વાગે અને તેની સાન ઠેકાણે આવે તેમ તે છબી જોતાં દેવેન્દ્ર સ્વસ્થ બન્યો. તેને લાગ્યું કે પોતે સાહસકૃત્ય કરી રહ્યો છે. આવી સ્વમાનવાળી, ટેકીલી, ઘરરખ્ખુ પત્ની ઉપર વહેમાઈ તેની પાછળ તપાસ કરવા જવું એ ઘેલછા છે !......અને પોતે હજુ તેની ઉપર વહેમાય છે એમ તે જાણશે ત્યારે શું થશે ! ફરીથી એ બળાપાના દિવસો શરૂ થશે ! નોકરોને મફતનું નાટક જોવા મળશે ! મહામહેનતે મેળવેલી ઘરની શાંતિ ચાલી જશે ! તેણે ન જ જવું જોઈએ.

તે કપડાં પહેરતાં અટકી ગયો. તેણે પહેરેલાં કપડાં કાઢી નાખ્યાં, હતો તે રાત્રિનો પોશાક પહેરી લીધો, અને દીવો બુઝાવી નાખી આરામખુરશી પર જઈ બેઠો. પાએક કલાક પસાર થયો પણ કોઈ આવતું દેખાયું નહિ. દેવેન્દ્રમાં પેઠેલું ભૂત સળવળવા લાગ્યું. તેને કાઢવા દેવેન્દ્રે યત્ન કર્યો પણ તે નીકળ્યું નહિ, અને ધુંધવાવા લાગ્યું. દેવેન્દ્રને લાગ્યું કે જ્યાં સુધી તે રસ્તો જોયા કરશે ત્યાં સુધી તે તેને છોડશે નહિ. તેણે આરામખુરશી છોડી પથારીનો આશરો લીધો.

કેટલો સમય તે ઊંઘ્યો તેનો ખ્યાલ તેને ન રહ્યો. અચાનક તેના હાથને કોઈના હાથનો સ્પર્શ થતાં તે ઝબકી જાગૃત બન્યો. તેણે આજુબાજુ જોયું, પણ પોતાની આંખને ખરી માની શક્યો નહિ. તે ઊભો હતો મિત્રના ભોજનખંડના દ્વારે. મિત્રના મહેમાનો વિસ્મિત બની તેને જોઈ રહ્યા હતા ! તેનો હાથ પકડનાર તેની પત્ની વીરબાલા હતી ! તે તેને દીવાનખાના બહાર લઈ જતી હતી.

"તમે કેવા છો !" બીજાથી સહેજ દૂર ગયાં એટલે ઠપકાભર્યા સ્વરે વીરબાલા બોલી.

"કેમ !—શું છે !" બાબરા બની દેવેન્દ્રે સામું પૂછ્યું.

"શું—શું છે !—તમને આવી રીતે, આ વખતે આવતાં સંકોચ થતો નથી !"

દેવેન્દ્ર સફક બની ગયો. "સંકોચ શાનો?–હું ક્યાં આવ્યો છું?–પલંગમાં સૂતો હતો અને અત્યારે અહીં?–આ સ્વપ્ન તો નથી?"

"સ્વપ્ન શાનું?" વીરબાળાની નજર દેવેન્દ્રનાં કપડાં પર પડી, તેણે તેની આંખો તરફ જોયું: "અરે, તમને આમ કેમ છે? તમારાં કપડાં રાતનાં સૂવાનાં છે? તમારી આંખો આવી કેમ? તમને શું થયું છે? તાવનું ઘેન ચઢયું છે કે શું?......અરેરે, મૂઈ હું, મને પહેલેથી આટલું ન સૂઝયું અને હું અહીં આવી!" તે લગભગ ફસકાઈ પડે છે.

દેવેન્દ્ર એકદમ શુદ્ધિમાં આવ્યો. તેને વસ્તુસ્થિતિનો ખ્યાલ આવી ગયો. તેણે વીરબાળાને હાથમાં લીધી. "નહિ! નહિ! વીરુ?......એમાં કંઈ શોચ કરવા જેવું નથી. મને તાવ નથી, જો. એ તો સ્વપ્નમાં હું અહીં ચાલ્યો આવ્યો. એવું કોઈ વાર થઈ જાય માણસને. લે ચાલ, આપણી વાત વધુ ચર્ચાય તે પહેલાં મિત્રોનું કુતૂહલ સમાવી દઈએ."

સ્વસ્થ બની બંને દીવાનખાનામાં આવ્યાં. "મને માફ કરશો," મહેમાનોને ઉદ્દેશી દેવેન્દ્ર બોલ્યો. "તાપ ખૂબ લાગતો હતો. તાવ હતો નહિ એટલે જરા બહાર ફરવાની ઈચ્છા થઈ. ફરતાં ફરતાં અહીં જ આવી જવાયું. કપડાં બદલ્યા વિના આવ્યો એટલે અંદર આવતાં સંકોચ થતો હતો. થાક લાગ્યો છે, તાવ ચઢશે એવી બીક લાગે છે, એટલે રોકાયા વિના જઈશ. સાથે વીરુને લેતો જાઉં છું."

તેઓ રસ્તા ઉપર આવ્યાં. દેવેન્દ્રનું મન બળ્યા કરતું હતું. જે ન'તું કરવું તે થઈ ગયું! વહેમ કેવી ખરાબ વસ્તુ છે! અને વીરબાલાના મનનું સમાધાન થયું ન હતું. મનના આરામ માટે તેણે નિખાલસ થવું જોઈએ.

થોડું ચાલ્યા પછી દેવેન્દ્ર બોલ્યો: "તારા મનમાં ખૂંચ રહી છે. તારે મારી શરમની વાત સાંભળવી હોય તો સાંભળ. આજે રાત્રે પેલો જૂનો વહેમ ફરી જાગૃત થઈ આવ્યો. તારી બધી સારી બાબતો યાદ કરી તેને દબાવી સૂઈ ગયો. પણ ઊંઘમાં તેણે જોર કર્યું અને હું સ્વપ્નમાં ચાલી ત્યાં આવ્યો."

"હજુ તમે તે વાત ભૂલ્યા નથી?" એકદમ વીરબાલામાં રોષ દેખાયો. "ફરીથી એકલી કદી બહાર નહિ નીકળું!"

"તું રીસા ના. હું કંઈ જાણીજોઈને યાદ કરું છું?......રસ્તો, અંધકાર, તપેલું મગજ એ બધાંએ ભેગું થઈ તેને જાગૃત કર્યો. એમ હોય તો જો મારી આંખમાં, છે જરા પણ તેની નિશાની? આવા એકાદ બે પ્રસંગ થાય એટલે જો જરા જેવો રહ્યો હોય તો તે પણ નાબૂદ થાય."

વીરબાળાએ દેવેન્દ્રને આવો નિખાલસ અને પ્રેમાળ કદી જોએલો નહિ. ખરેખર, તે સાચો પ્રેમી છે! તેની માંદગી વીરબાલાને યાદ આવી. પોતાના રોષ માટે તે પસ્તાવા લાગી. દેવેન્દ્રની નજીક જઈ તેના ખભા પર હાથ મૂકી તે બોલી: "વહાલા, એ બધું ભૂલી જઈ જાણે કંઈ બન્યું ન હોય તેમ આપણે નવેસર જિંદગી શરૂ કરીએ. તમે હવે મન બાળશો નહિ. મને આની રીસ નથી."

જવાબમાં દેવેન્દ્રે તેના ખભા ઉપર હાથ મૂક્યો; અને બંને એક બીજાને ટેકવી ચાલવા લાગ્યાં.

પાછલી રાતનો ઠંડો પવન શરૂ થયો હતો. નિરવ શાંતિ હતી. પૂર્વમાં શુક્રનો તારો પ્રકાશી રહ્યો હતો.

☆

# કુંગ ફુ-ત્સે

## [ કોન્ફ્યુશિયસ

નગીનદાસ પારેખ

ચીનના પાંચ પૌરાણિક બાદશાહોનો અમલ ઈ. સ. પૂર્વે ૨૨૦૫માં પૂરો થયો ગણાય છે. ત્યાર પછી ઈ. સ. પૂર્વે ૧૭૬૬ સુધી હિયા કે શિયા વંશનો અમલ ચાલ્યો. એ વંશનો છેલ્લો રાજા ભારે જુલમી નીકળતાં લોકોએ બળવો કર્યો અને તેને ગાદીએથી ઉઠાડી મૂક્યો. બળવાનો આગેવાન ટાંગ ગાદીએ આવ્યો. એ શેંગ વંશનો હતો. એ વંશે ઈ. સ. પૂર્વે ૧૧૨૩ સુધી રાજ્ય કર્યું. ત્યાર પછી એ વંશમાં પણ એક નરાધમ પાક્યો અને તેણે અને તેની ક્રૂર, દુરાચારી રાણી ટીકીએ પ્રજાને પીડવામાં કોઈ વાતની કમીના રાખી નહિ એટલે તેની પોતાની પ્રજાએ અને બહારના રાજાએ મળી તેના મહેલને સળગાવી મૂક્યો અને એ રાજા જાતે તેમાં પડીને મરણ પામ્યો. એના મરણ પછી ચાઉ વંશની શરૂઆત થઈ.

એ જમાનામાં ચીનમાં રાજા પોતે જ ધર્માધ્યક્ષ પણ લેખાતો હતો અને યજ્ઞ કરવાનો એને જ અધિકાર હતો. આખા રાજ્યમાં નાના નાના સામંતો ખૂબ વધી ગયા હતા અને બાદશાહની સત્તા ઘણી ઘટી ગઈ હતી. હોઆંગ-હો અને યાંગસે ક્યાંગ એ બે નદી વચ્ચેના પ્રદેશમાં તે વખતે લગભગ પાંચથી ૭ હજાર નાનાં રાજ્યો હતાં. આમાં દસ બાર મોટાં ગણાતાં રાજ્યો જ સત્તા ભોગવતાં હતાં. આ રાજ્યોના માંહોમાંહેના ઝઘડા તો ચાલુ જ હતા, ઉપરાંત ઉત્તરમાંથી અને પશ્ચિમમાંથી હૂણ લોકોના હુમલા પણ થયા કરતા હતા.

આવા સમયમાં ઈ. સ. પૂર્વે ૫૫૦માં એક ઉમરાવને ત્યાં કુંગ ફુ ત્સેનો જન્મ થયો. તે વખતે એના પિતાની ઉમ્મર સિત્તેર વર્ષની હતી અને ત્રણ જ વરસ પછી તેનું અવસાન થયું. આમ નાનપણમાં જ પિતાનું અવસાન થવાથી એ બાળકને ઉછેરવાની અને કેળવવાની બધી જવાબદારી માતા ઉપર આવી પડી. ભણવામાં એ ખૂબ કાળજીવાળો હતો અને નિશાળેથી આવ્યા પછી માને એ ઘરકામમાં પણ મદદ કરતો. આમ નાનપણથી જ ઘરનો બોજો ઉઠાવવામાં ભાગ લેતો થયો એટલે એનામાં ગંભીરતા આવી ગઈ.

એને શરૂઆતથી જ ધનુર્વિદ્યાનો અને સંગીતનો શોખ હતો એટલે એ બંને વિદ્યા એણે સારી રીતે શીખી લીધી. સંગીતનો તો એને એવો છંદ લાગ્યો હતો કે મોટપણે એક વાર કોઈ જગ્યાએ સરસ મધુર સાંભળ્યા પછી એનું મન એટલું તો પીગળી ગયું હતું કે એણે ત્રણ માસ સુધી માંસાહાર જ છોડી દીધો હતો.

ઓગણીસ વર્ષની વયે એનું લગ્ન થયું. કેટલાક કહે છે કે તેત્રીસ વર્ષની વયે એણે પત્ની સાથેનો સંબંધ તોડી નાખ્યો હતો, પણ એ વાત બધા સ્વીકારતા નથી. એ પત્નીથી એને બે પુત્રી અને એક પુત્ર એમ ત્રણ બાળકો થયાં હતાં.

લગ્ન થયાં કે તરત જ એણે એક સરદારને ત્યાં ભંડારીની નોકરી સ્વીકારી લીધી. પાછળથી એણે બગીચાની અને ઢોરોની દેખરેખનું કામ સ્વીકાર્યું. પોતે ખૂબ ગરીબ રહી

એટલે એને આવાં કામો કરવાં પડતાં હતાં, પણ જે કામ કરવું તે ખૂબ ચીવટ અને કાળજીપૂર્વક કરવું એ એનો સ્વભાવ જ હતો.

એના જેવા વિદ્યા વ્યાસંગીને આવું કામ ન ફાવે એ તદ્દન સ્વાભાવિક છે. આથી ત્રણ જ વરસમાં એણે આ નોકરી છોડી દીધી અને પોતાની બાવીસ વરસની ઉમ્મરે એણે શાળા ખોલી શિક્ષકનું કામ શરૂ કર્યું. શરૂઆતમાં તો એની પાસે ખૂબ થોડા વિદ્યાર્થીઓ આવતા, પણ થોડા સમયમાં જ એના શિક્ષણની કીર્તિ ચારે કોર ફેલાઈ અને જ્ઞાનપિપાસુ જુવાનો અને રાજ્યનીતિ અને સદાચારના જિજ્ઞાસુઓ એને ત્યાં ભેગા થવા લાગ્યા. શિષ્યોમાં એ ગરીબ તવંગરનો કદી ભેદ કરતો નહિ. જે એને ઢગલાબંધ પૈસા આપતા તેને પણ એ ભણાવતો, જે એને થોડા પૈસા આપતા તેમને પણ એ ભણાવતો અને જેઓ કશું ન આપી શકે એટલા ગરીબ હતા તેમને પણ એ ભણાવતો. પણ જે વિદ્યાર્થી ભણવામાં ચીવટવાળો અને પરિશ્રમી ન હોય તેને એ રાખતો નહિ. એ કહેતો હું વિષયનો એક પાયો સમજાવું અને બાકીના ત્રણ જે વિદ્યાર્થી પોતાની મેળે ન સમજી લે તેને હું ફરી સમજાવતો નથી. શિક્ષણમાં એ કાવ્ય, સદાચાર અને સંગીતને પ્રાધાન્ય આપતો. એ કહેતો માણસનું ચારિત્ર્ય કાવ્યથી ઘડાય છે, આચારથી વિકસે છે, અને સંગીતથી પૂર્ણતાને પામે છે. એણે પોતાની જિંદગી દરમિયાન એકંદરે ત્રણ હજાર વિદ્યાર્થીઓને ભણાવ્યા કહેવાય છે. એમાંથી લગભગ પોણોસો જેટલા તો પાછળથી મોટા વિખ્યાત અમલદારો અને વિદ્વાનો નીવડયા હતા.

એ જ્યારે ૨૪–૨૫ વર્ષનો થયો ત્યારે એની મા મરણ પામી. એણે તેને પોતાના પિતાની સાથે જ દફનાવી. એને પોતાની માતા પ્રત્યે ખૂબ ભક્તિ હતી એટલે એને થયું કે હું તો ગમે ત્યાં ભટકતો રહીશ. ગમે ત્યારે અહીં આવું તો પછી મારી માતાની કબર હું શી રીતે પારખીશ. એમ વિચારી તે વખતે રિવાજ નહોતો છતાં કબર ઉપર કંઈક ચણતર કરવાનો એણે ઠરાવ કર્યો અને ત્યાં એક મિનારો ચણવા માંડયો. એ કામ પૂરું કરવાનું પોતાના શિષ્યોને સોંપી તે ઘેર ગયો. શિષ્યો ખૂબ મોડા ઘેર પહોંચ્યા. આટલું બધું મોડું થવાનું કારણ પૂછતાં તેમણે કહ્યું કે, અમે મિનારો ચણતા હતા તેવામાં વરસાદનું સખત ઝાપટું આવ્યું તેથી આખો મિનારો તૂટી પડયો એટલે અમને વાર થઈ. આ સાંભળી તે રડી પડયો. એણે પૂરા સત્તાવીસ મહિના સુધી વિધિપૂર્વક માતાના મરણનો શોક પાળ્યો. શોકની અવધિ પૂરી થયા પછી બીજા પાંચ દિવસ વીત્યા ત્યાર પછી એણે પોતાની વહાલી વાંસળી વગાડવા હાથમાં લીધી. પણ એ વગાડવા ગયો ત્યાં તો એનું હૈયું ભરાઈ આવ્યું અને એ વગાડી ન શકયો.

એ જ્યારે ઓગણત્રીસ વરસનો થયો ત્યારે એણે સંગીતનો ઊંડો અભ્યાસ કરવાનું શરૂ કર્યું. અને એ સંબંધે જે કાંઈ પ્રાચીન પુસ્તકો મળે તે મેળવીને સંગીતની પ્રાચીન પરંપરાનો એણે તલસ્પર્શી અભ્યાસ કર્યો. આને માટે એ આસપાસનાં રાજ્યોમાં પણ ફર્યો. એ જ્યારે પાછો પોતાના રાજ્યમાં આવ્યો ત્યારે ત્યાં અંધાધૂંધી પ્રવર્તતી હતી. રાજા પણ પાસેના ત્સી રાજ્યમાં ભાગી ગયેલો હતો એટલે કુંગ ફુત્સેએ પણ ત્યાં જ જવાનો વિચાર કર્યો. પોતાના ત્રણ ચાર શિષ્યોને લઈને એ નીકળ્યો. રસ્તામાં એક પર્વત આગળથી પસાર થતાં એણે એક બાઈને કબર આગળ બેસીને રડતી જોઈ અને એક શિષ્યને તપાસ કરવા મોકલ્યો. બાઈ એ કહ્યું : "મારા સસરાને એક વાઘે અહીં મારી નાખ્યા હતા, મારા પતિને પણ—અને અત્યારે મારા પુત્રની પણ એ જ દશા થઈ છે."

# કુંગ ફુ-ત્સે
## [ કોન્ફ્યુશિયસ ]

નગીનદાસ પારેખ

ચીનના પાંચ પૌરાણિક બાદશાહોનો અમલ ઈ. સ. પૂર્વે ૨૨૦૫માં પૂરો થયો ગણાય છે. ત્યાર પછી ઈ. સ. પૂર્વે ૧૭૬૬ સુધી હિયા કે શિયા વંશનો અમલ ચાલ્યો. એ વંશનો છેલ્લો રાજા ભારે જુલમી નીકળતાં લોકોએ બળવો કર્યો અને તેને ગાદીએથી ઉઠાડી મૂક્યો. બળવાનો આગેવાન ટાંગ ગાદીએ આવ્યો. એ શૅંગ વંશનો હતો. એ વંશે ઈ. સ. પૂર્વે ૧૧૨૩ સુધી રાજ્ય કર્યું. ત્યાર પછી એ વંશમાં પણ એક નરાધમ પાક્યો અને તેણે અને તેની ક્રૂર, દુરાચારી રાણી ટીકીએ પ્રજાને પીડવામાં કોઈ વાતની કમીના રાખી નહિ એટલે તેની પોતાની પ્રજાએ અને બહારના રાજાએ મળી તેના મહેલને સળગાવી મૂક્યો અને એ રાજા જાતે તેમાં પડીને મરણ પામ્યો. એના મરણ પછી ચાઉ વંશની શરૂઆત થઈ.

એ જમાનામાં ચીનમાં રાજા પોતે જ ધર્માધ્યક્ષ પણ લેખાતો હતો અને યજ્ઞ કરવાનો એને જ અધિકાર હતો. આખા રાજ્યમાં નાના નાના સામંતો ખૂબ વધી ગયા હતા અને બાદશાહની સત્તા ઘણી ઘટી ગઈ હતી. હોઆંગ-હો અને યાંગસે ક્યાંગ એ બે નદી વચ્ચેના પ્રદેશમાં તે વખતે લગભગ પાંચથી ૭ હજાર નાનાં રાજ્યો હતાં. આમાં દસ બાર મોટાં ગણાતાં રાજ્યો જ સત્તા ભોગવતાં હતાં. આ રાજ્યોના માંહોમાંહેના ઝઘડા તો ચાલુ જ હતા, ઉપરાંત ઉત્તરમાંથી અને પશ્ચિમમાંથી હૂણ લોકોના હુમલા પણ થયા કરતા હતા.

આવા સમયમાં ઈ. સ. પૂર્વે ૫૫૦માં એક ઉમરાવને ત્યાં કુંગ ફુ ત્સેનો જન્મ થયો. તે વખતે એના પિતાની ઉમ્મર સિત્તેર વર્ષની હતી અને ત્રણ જ વરસ પછી તેનું અવસાન થયું. આમ નાનપણમાં જ પિતાનું અવસાન થવાથી એ બાળકને ઉછેરવાની અને કેળવવાની બધી જવાબદારી માતા ઉપર આવી પડી. ભણવામાં એ ખૂબ કાળજીવાળો હતો અને નિશાળેથી આવ્યા પછી માને એ ઘરકામમાં પણ મદદ કરતો. આમ નાનપણથી જ ઘરનો બોજો ઉઠાવવામાં ભાગ લેતો થયો એટલે એનામાં ગંભીરતા આવી ગઈ.

એને શરૂઆતથી જ ધનુર્વિદ્યાનો અને સંગીતનો શોખ હતો એટલે એ બંને વિદ્યા એણે સારી રીતે શીખી લીધી. સંગીતનો તો એને એવો છંદ લાગ્યો હતો કે મોટપણે એક વાર કોઈ જલ્સાએ સરસ મધુર સાંભળ્યા પછી એનું મન એટલું તો પીગળી ગયું હતું કે એણે ત્રણ માસ સુધી માંસાહાર જ છોડી દીધો હતો.

ઓગણીસ વર્ષની વયે એનું લગ્ન થયું. કેટલાક કહે છે કે તેવીસ વર્ષની વયે એણે પત્ની સાથેનો સંબંધ તોડી નાખ્યો હતો, પણ એ વાત બધા સ્વીકારતા નથી. એ પત્નીથી એને બે પુત્રી અને એક પુત્ર એમ ત્રણ બાળકો થયાં હતાં.

લગ્ન થયાં કે તરત જ એણે એક સરદારને ત્યાં ભંડારીની નોકરી સ્વીકારી લીધી. પાછળથી એણે બગીચાની અને ઢોરોની દેખરેખનું કામ સ્વીકાર્યું. પોતે ખૂબ ગરીબ રહી

એટલે એને આવાં કામો કરવાં પડતાં હતાં, પણ જે કામ કરવું તે ખૂબ ચીવટ અને કાળજીપૂર્વક કરવું એ એનો સ્વભાવ જ હતો.

એના જેવા વિદ્યાવ્યાસંગીને આવું કામ ન ફાવે એ તદ્દન સ્વાભાવિક છે. આથી ત્રણ જ વરસમાં એણે આ નોકરી છોડી દીધી અને પોતાની બાવીસ વરસની ઉમ્મરે એણે શાળા ખોલી શિક્ષકનું કામ શરૂ કર્યું. શરૂઆતમાં તો એની પાસે ખૂબ થોડા વિદ્યાર્થીઓ આવતા, પણ થોડા સમયમાં જ એના શિક્ષણની કીર્તિ ચારે કોર ફેલાઈ અને જ્ઞાનપિપાસુ જુવાનો અને રાજ્યનીતિ અને સદાચારના જિજ્ઞાસુઓ એને ત્યાં ભેગા થવા લાગ્યા. શિષ્યોમાં એ ગરીબ તવંગરનો કદી ભેદ કરતો નહિ. જે એને ઢગલાબંધ પૈસા આપતા તેને પણ એ ભણાવતો, જે એને થોડા પૈસા આપતા તેમને પણ એ ભણાવતો અને જેઓ કશું ન આપી શકે એટલા ગરીબ હતા તેમને પણ એ ભણાવતો. પણ જે વિદ્યાર્થી ભણવામાં ચીવટવાળો અને પરિશ્રમી ન હોય તેને એ રાખતો નહિ. એ કહેતો હું વિષયનો એક પાયો સમજાવું અને બાકીના ત્રણ જે વિદ્યાર્થી પોતાની મેળે ન સમજી લે તેને હું ફરી સમજાવતો નથી. શિક્ષણમાં એ કાવ્ય, સદાચાર અને સંગીતને પ્રાધાન્ય આપતો. એ કહેતો માણસનું ચારિત્ર્ય કાવ્યથી ઘડાય છે, આચારથી વિકસે છે, અને સંગીતથી પૂર્ણતાને પામે છે. એણે પોતાની જિંદગી દરમિયાન એકંદરે ત્રણ હજાર વિદ્યાર્થીઓને ભણાવ્યા કહેવાય છે. એમાંથી લગભગ પોણોસો જેટલા તો પાછળથી મોટા વિખ્યાત અમલદારો અને વિદ્વાનો નીવડયા હતા.

એ જ્યારે ૨૪–૨૫ વર્ષનો થયો ત્યારે એની મા મરણ પામી. એણે તેને પોતાના પિતાની સાથે જ દફનાવી. એને પોતાની માતા પ્રત્યે ખૂબ ભક્તિ હતી એટલે એને થયું કે હું તો ગમે ત્યાં ભટકતો રહીશ. ગમે ત્યારે અહીં આવું તો પછી મારી માતાની કબર હું શી રીતે પારખીશ. એમ વિચારી તે વખતે રિવાજ નહોતો છતાં કબર ઉપર કંઈક ચણતર કરવાનો એણે ઠરાવ કર્યો અને ત્યાં એક મિનારો ચણવા માંડયો. એ કામ પૂરું કરવાનું પોતાના શિષ્યોને સોંપી તે ઘેર ગયો. શિષ્યો ખૂબ મોડા ઘેર પહોંચ્યા. આટલું બધું મોડું થવાનું કારણ પૂછતાં તેમણે કહ્યું કે, અમે મિનારો ચણતા હતા તેવામાં વરસાદનું સખત ઝાપટું આવ્યું તેથી આખો મિનારો તૂટી પડયો એટલે અમને વાર થઈ. આ સાંભળી તે રડી પડયો. એણે પૂરા સત્તાવીસ મહિના સુધી વિધિપૂર્વક માતાના મરણનો શોક પાળ્યો. શોકની અવધિ પૂરી થયા પછી બીજા પાંચ દિવસ વીત્યા ત્યાર પછી એણે પોતાની વહાલી વાંસળી વગાડવા હાથમાં લીધી. પણ એ વગાડવા ગયો ત્યાં તો એનું હૈયું ભરાઈ આવ્યું અને એ વગાડી ન શકયો.

એ જ્યારે ઓગણત્રીસ વરસનો થયો ત્યારે એણે સંગીતનો ઊંડો અભ્યાસ કરવાનું શરૂ કર્યું. અને એ સંબંધે જે કાંઈ પ્રાચીન પુસ્તકો મળે તે મેળવીને સંગીતની પ્રાચીન પરંપરાનો એણે તલસ્પર્શી અભ્યાસ કર્યો. આને માટે એ આસપાસનાં રાજ્યોમાં પણ ફર્યો. એ જ્યારે પાછો પોતાના રાજ્યમાં આવ્યો ત્યારે ત્યાં અંધાધૂંધી પ્રવર્તતી હતી. રાજા પણ પાસેના ત્સી રાજ્યમાં ભાગી ગયેલો હતો. એટલે કુંગ ફુત્સેએ પણ ત્યાં જ જવાનો વિચાર કર્યો. પોતાના ત્રણ ચાર શિષ્યોને લઈને એ નીકળ્યો. રસ્તામાં એક પર્વત આગળથી પસાર થતાં એણે એક બાઈને કબર આગળ બેસીને રડતી જોઈ અને એક શિષ્યને તપાસ કરવા મોકલ્યો. બાઈએ કહ્યું : "મારા સસરાને એક વાઘે અહીં મારી નાખ્યા હતા, મારા પતિને પણ—અને અત્યારે મારા પુત્રની પણ એ જ દશા થઈ છે."

"તો પછી તું આવી ભયાનક જગ્યાએ પડી શું કામ રહે છે?" એવું પૂછતાં તેણે જવાબ દીધો,—" કારણ કે અહીં જુલમી રાજ્ય નથી." આ સાંભળીને કુંગ ફુત્સેએ પોતાના શિષ્યોને કહ્યું,—" બેટા, આ યાદ રાખજો. જુલમી રાજ્ય વાઘવરુ કરતાં પણ વધારે ભયાનક છે."

એ જ્યારે ત્સી પહોંચ્યો ત્યારે ત્યાંના રાજાએ એનો ખૂબ આદરસત્કાર કર્યો અને પૂછ્યું કે સારું રાજ્ય કોને કહેવું? કુંગ ફુત્સેએ જવાબ દીધો,–" જ્યારે રાજા રાજા હોય, પ્રધાન પ્રધાન હોય, પિતા પિતા હોય, અને પુત્ર પુત્ર હોય, ત્યારે સારું રાજય સ્થપાયું જાણવું." એના કહેવાનો અર્થ એ હતો કે જ્યારે રાજા, પ્રધાન, પિતા અને પુત્ર સૌ પોતપોતાની ફરજ બરાબર બજાવતા હોય ત્યારે રાજ્ય વ્યવસ્થિત થયું કહેવાય: આ જવાબથી ખુશ થઈ રાજાએ તેને ભારે જાગીર આપવા માંડી પણ એણે તે સ્વીકારવાની ના પાડી, એટલે રાજાએ એને પોતાના દરબારમાં રહેવાની વિનંતિ કરી. પણ રાજાના પ્રધાને રાજાને કહ્યું કે આવા ચક્રમોને રાખશો નહિ. આખરે એને પાછા પોતાને દેશ આવી રહેવું પડ્યું.

ત્યાં બીજાં પંદર વરસ સુધી એણે અધ્યયન અને અધ્યાપનનું કાર્ય ચાલુ રાખ્યું. એના શિષ્યોની સંખ્યા વધતી જ ચાલી. આખરે એ જ્યારે બાવન વર્ષનો થયો ત્યારે એને 'ચુંગ તુ' શહેરનો કાજી બનાવવામાં આવ્યો. એના કાજી થવાની લોકો ઉપર ખૂબ સારી અસર થઈ અને લોકોમાં સદાચાર વધવા માંડ્યો. આથી રાજાએ એને કાયદા અને વ્યવસ્થાનો મંત્રી બનાવ્યો. આનું પરિણામ એ આવ્યું કે રાજ્યમાં ગુના થતા જ અટકી ગયા, અને આખી પ્રજા સુખસંતોષ અને સદાચારપૂર્વક રહેવા લાગી. એ લોકોમાં ખૂબ પ્રિય થઈ પડ્યો અને લોકો એને વિષે ગીતો જોડીને ગાવા લાગ્યા.

કુંગ ફુત્સેએ રાજ્યમાં દાખલ કરેલા સુધારાઓનો જો આપણે વિચાર કરીએ તો તે આપણને તદ્દન નવા આજના જમાનાના જ લાગે. તેણે ગરીબોને ભોજનની વ્યવસ્થા કરી આપી એટલું જ નહિ પણ બાળકો અને વૃદ્ધો માટે જુદાં જુદાં ભોજનની પણ વ્યવસ્થા કરી. મજૂરીની વ્યવસ્થામાં એણે માણસનો વિચાર કરી મજબૂત માણસોને અમુક કામો આપી શકાય એવા વિભાગ પાડ્યા. તેણે વસ્તુઓના ભાવ નક્કી કર્યા અને રાજ્યની આવકનો ઉપયોગ વેપાર ખીલવવામાં કર્યો. સંદેશાનો વ્યવહાર ખૂબ સુધાર્યો, રસ્તા અને પૂલોની મરામત કરાવી, અને પહાડી પ્રદેશોમાં રહેતા લૂંટારુઓ અને વાટપાડુઓનો ત્રાસ દૂર કર્યો. ઉમરાવોની સત્તા મર્યાદિત કરી નાખી, અને સામાન્ય પ્રજાજનોને જુલમોમાંથી મુક્ત કર્યા. ન્યાયની દૃષ્ટિમાં બધા જ સમાન ગણાવા લાગ્યા.

'કુંગ ફુત્સેના સંવાદો' નામના પુસ્તકના દશમા પ્રકરણમાં એને વિષે કેટલીક અંગત માહિતી મળે છે. એ આચારના નિયમો અને વિધિઓ બરાબર પાળતો હતો. પોતાનાં કપડાં અને દેખાવની બાબતમાં એ ખૂબ ચીવટ રાખતો. એ છેક સન્યાસી જેવો નહોતો, પણ મધ્યમ માર્ગે ચાલનાર હતો. બધા માણસોની પેઠે એ મુખ્યત્વે કરીને ભાત જ ખાતો પણ તે ભાત બરાબર સારી રીતે રાંધેલો હોવો જોઈએ, માંસ પણ બરાબર ઝીણું કાપેલું હોવું જોઈએ. એ દારૂ ખૂબ પીતો હતો પણ એને છાકટો થયેલો કદી કોઈએ જોયો નથી. એ ઉદાર અને આતિથ્યશીલ હતો. બે ઘોડાની ગાડીમાં એ ફરવા નીકળતો અને એનો એક

શિષ્ય જ ગાડી હાંકતો. એવું કહેવાય છે કે એ જ્યારે પોતાના ગામમાં રહેતો ત્યારે ખૂબ સાદો અને ભલોભોળો લાગતો, એ બોલી શકતો હશે કે કેમ એની પણ કોઈને શંકા પડે. દરબારમાં અથવા કોઈ નીચલા દરજ્જાના અમલદાર સાથે વાત કરતો ત્યારે એ છૂટથી પણ સીધેસીધી રીતે વાત કરતો, ઉપરી અમલદારો સાથે મિઠાશથી પણ ખૂબ ચોકસાઈપૂર્વક બોલતો, અને રાજા સાથે વાત કરતી વખતે તે ગંભીરતા અને સ્વસ્થતાથી વર્તતો. જમતાં જમતાં તે વાત કરતો નહિ, અને પથારીમાં હોય ત્યાં સુધી બોલતો પણ નહિ. જો એની સાદડી સીધી ન બિછાવેલી હોય તો તે તેના ઉપર બેસતો નહિ.

પણ આ સ્થિતિ ઝાઝા દિવસ ટકી નહિ. 'ત્સી'ના રાજાથી 'લુ'ની જાહોજલાલી દેખી ખમાઈ નહિ અને તેના સલાહકારોએ તેને ચેતવ્યો કે આ રાજ્યમાં સુખસંપત્તિ વધે જાય છે, તે તમારી આડે આવશે. તે લોકોએ અનેક સૌંદર્યવતી સ્ત્રીઓ અને સવાસો તેજી ઘોડાઓ લુના રાજાને ભેટમાં મોકલ્યાં. આની ધારી અસર થઈ. રાજા સ્ત્રીઓના મોહમાં પડ્યો અને રાજકાજ રખડવા લાગ્યું. કુંગ ફુ-ત્ઝેની શિખામણ કરતાં સુંદરીનું સંગીત રાજાને વધારે મીઠું લાગ્યું. આ સ્થિતિથી કંટાળી કુંગફુ-ત્ઝે ભારે દુઃખી હૃદયે લુ રાજ્ય છોડીને ચાલ્યો ગયો. એને ઘણી યે આશા હતી કે હમણાં કોઈ મને બોલાવવા આવશે પણ કોઈ આવ્યું નહિ. આમ ત્રણ વરસના ટૂંકા રાજકારભાર પછી તેણે દેશવટો લીધો. આ વખતે એની ઉંમર છપ્પન વર્ષની હતી.

તેર વરસ સુધી તે એક રાજ્યમાંથી બીજા રાજ્યમાં અને બીજા રાજ્યમાંથી ત્રીજા રાજ્યમાં એમ ખૂબ ભટક્યો. કોઈ રાજ્યમાં તેને સત્કાર પણ મળ્યો અને કોઈ રાજ્યમાં તેને અપમાન પણ મળ્યું. એક બે વાર તો એમના ઉપર લૂંટારુ અને બદમાશોએ હુમલા પણ કર્યા. આવે પ્રસંગે એ ખૂબ સ્વસ્થ રહેતો અને ભય એને સ્પર્શી પણ શકતો નહિ. આવા પ્રસંગો ગુજર્યા ત્યારે એક વાર એના શિષ્ય ત્ઝે લુએ એને પૂછ્યું,—"ઉત્તમ પુરુષોને પણ આવાં કપરાં વેઠવાં પડે છે?" ત્યારે એણે જવાબ દીધો, "ઉત્તમ પુરુષને કદાચ દારિદ્ર્ય વેઠવું યે પડે, પણ તેમ છતાં તે બીજા માણસોથી શ્રેષ્ઠ જ ગણાય. સામાન્ય માણસો એવે વખતે પોતાની સ્વસ્થતા ગુમાવી બેસે છે, શ્રેષ્ઠ પુરુષ નથી ગુમાવતો."

આમ ભટકતો ભટકતો એ એક નદીને તીરે આવી પડ્યો. નદી અજાણી હતી એટલે ક્યાંથી ઊતરવી એ જાણવા માટે એણે પોતાના શિષ્યને કહ્યું,—"બેટા, પેલા ખેતરમાં કોઈ માણસ દેખાય છે, તેને પૂછી આવ." પેલો માણસ સંન્યાસી હતો. એવા લોકો સંસારથી દૂર રહેવામાં જ ડહાપણ સમજતા હતા. રાજકાજમાં ભાગ લેવો એ તેમને પસંદ નહોતું. જ્યારે શિષ્ય તેને પૂછવા ગયો ત્યારે તેણે કુંગ ફુ-ત્ઝેને મહેણું મારવાના ઈરાદાથી એવો જવાબ આપ્યો કે દેશમાં બધે અંધાધૂંધી ફેલાઈ છે, તેને કોઈ સંભાળી શકતું નથી. તારો ગુરુ તો અનેક રાજાઓને બારણે બારણે ભટકે છે. એવા ભટકેલની પાછળ જવા કરતાં સંસારથી દૂર રહેનારના શિષ્ય થવું એ સારું નહિ?"

શિષ્યે આવીને આ જવાબ કુંગ ફુ-ત્ઝેને સંભળાવ્યો ત્યારે એણે જે જવાબ આપ્યો તેમાં એનો માનવપ્રેમ વ્યક્ત થાય છે. તેણે કહ્યું,—"સંસારથી દૂર જઈને પશુપંખીનો સંગ સેવવો એ તો મારે માટે અશક્ય છે. પશુપંખી સાથે આપણને શો સંબંધ!

દુઃખમાં પિલાતાં માણસોને છોડીને હું બીજા કોની સાથે સંબંધ બાંધું? બધે અંધાધૂંધી પ્રસરેલી છે એટલે જ તો મારે આટઆટલી જહેમત ઉઠાવવી પડે છે. જો બધે સદાચાર અને સુવ્યવસ્થા પ્રસરેલાં હોત તો મારે મહેનત લેવાની જરૂર જ ક્યાં રહેત!"

આમ ભટકી ભટકીને ૬૯ વર્ષની વયે ઇ. સ. પૂર્વે ૪૮૩માં તે પાછો લુ આવ્યો. આ વખતે જૂનો રાજા અવસાન પામી ચૂક્યો હતો અને તેનો પુત્ર ગાદીએ આવ્યો હતો. કુંગ ફુ-ત્સેનો એક શિષ્ય જ લશ્કરનો અધિનાયક હતો અને તેણે વિજય મેળવી ભારે પ્રતિષ્ઠા સંપાદન કરી હતી. પોતાના સેનાપતિના ગુરુને રાજા મોટો હોદ્દો આપવા તૈયાર થયો, પણ એણે તે સ્વીકાર્યો નહિ, અને પોતાના જીવનનાં છેલ્લાં વર્ષો શાંતિપૂર્વક એકાંત અભ્યાસમાં ગાળવાની જ ઇચ્છા વ્યક્ત કરી. એ પ્રમાણે તેણે ફરી વિદ્યાર્થીઓને ભણાવવામાં અને ગ્રંથરચનામાં કાળ ગાળવા માંડ્યો.

બીજે જ વરસે એનો એકનો એક પુત્ર લે મરણ પામ્યો. આ આઘાત એણે ભારે હિંમત અને શાંતિથી ઝીલ્યો. એની પત્ની તો ક્યારની મરણ પામેલી હતી. એ જ્યારે મરી ગઈ ત્યારે એણે પોતાના પુત્રને રડવાની ના પાડી હતી, જો કે પોતાની માતાના અવસાન વખતે એનાથી રડ્યા વિના રહેવાયું નહોતું. જ્યારે એનો શિષ્ય 'યેન હુઇ' ઈ. પૂ. ૪૮૧માં મરણ પામ્યો ત્યારે એણે એટલો વિલાપ કર્યો હતો કે સૌ નવાઈ પામ્યાં હતાં ઈ પૂ. ૪૭૮માં એનો બીજો શિષ્ય ત્સે લુ પણ મરણ પામ્યો.

આ પછી થોડે દિવસે તે એક દિવસ સવારમાં વહેલો ઊઠ્યો અને પીઠ પાછળ અદબ વાળી આંટા મારતાં ગારતાં બોલવા લાગ્યો :

> મોટા મોટા પર્વતો પણ ઢળી પડે છે,
> મોટાં મોટાં વૃક્ષો પણ તૂટી પડે છે,
> મોટા મોટા પંડિતો પણ છોડની પેઠે સુકાઈ જાય છે.

આ સાંભળી એનો શિષ્ય ત્ઝે કુંગ એકદમ એની પાસે દોડી ગયો. કુંગ ફુ ત્સેએ કહ્યું: "ગઈ કાલે રાતે મને સ્વપ્નું આવ્યું હતું, મારું મરણ આવી પહોંચ્યું છે." ત્યારથી તે પથારીવશ પડ્યો અને સાતમે દિવસે તેણે દેહ છોડ્યો.

પોતાના ગુરુના અવસાનથી શિષ્યોને ખૂબ દુઃખ થયું. તેમણે ભારે દબદબા સાથે એની સ્મશાનયાત્રા કાઢી અને વિધિપૂર્વક એની દફનક્રિયા કરી. પછી રિવાજ મુજબ બધા એની કબરની આસપાસ ઝૂંપડી બાંધીને ત્રણ વરસ સુધી ત્યાં રહ્યા અને પિતૃતુલ્ય ગુરુના મરણનો શોક પાળ્યો. ત્ઝે કુંગ તો ત્રણ વરસ પૂરાં થયા પછી બીજાં ત્રણ વરસ સુધી ત્યાં રહ્યો.

એના મરણ પછી લુના રાજાએ એના અવશેષો ઉપર એક સુંદર મંદિર ચણાવ્યું અને ત્યારપછીના રાજાઓએ પણ એની સ્મૃતિ જાળવવા પોતાથી બનતા બધા પ્રયત્નો કર્યા. એના અવસાન પછી અઢીસોક વર્ષે એક રાજા થયો તેને એને વિષે એટલો બધો તિરસ્કાર હતો કે તેણે ચીનમાંથી કુંગ ફુ-ત્સેની જડ ઉખેડી નાખવા કમર કસી તેણે એનાં બધાં પુસ્તકો બાળી નાખ્યાં અને એના સિદ્ધાંતોનું સમર્થન કરનાર એકેએક પંડિતને પ્રાણદંડ દીધો. આમ છતાં તે નિષ્ફળ ગયો. તેની પછીના બાદશાહોએ આ મહાન પ્રાચીન

જ્ઞાનીને ફરીવાર ગુરુસ્થાને પ્રતિષ્ઠિત કર્યો. એના જીવન દરમિયાન એના સિદ્ધાંત સ્વીકારવા અથવા એના સૂચવેલા સુધારા કાયમ કરવા કોઈ રાજા તૈયાર ન થયો, પણ એના મૃત્યુ પછી એનું માન ખૂબ વધી ગયું. પોતાના શિષ્યોને ભણાવવામાં એણે જે પુસ્તકો વાપર્યાં હતાં તે પુસ્તકો જ ચીનનાં પાઠ્ય પુસ્તકો બની ગયાં અને અનેક વિદ્વાનોએ તેના ઉપર ટીકા ટિપ્પણીઓ પણ લખી. આમ બે હજાર વર્ષથી એ ૪૦ કરોડ લોકોનાં હૃદય ઉપર સામ્રાજ્ય ભોગવતો આવ્યો છે.

એ પોતાની પાછળ જે પુસ્તકો મૂકી ગયો તેમાં આટલાં ખૂબ મહત્ત્વનાં ગણાય છે :

૧. 'શી કિંગ' ('કાવ્યગ્રંથ'—એણે એના જમાના સુધીનાં ચીની કાવ્યોમાંથી પસંદગી કરીને કરેલો કાવ્યસંગ્રહ.) ૨. 'શૂ કિંગ' ('ઈતિહાસ ગ્રંથ' પ્રાચીન પુસ્તકો ઉપરથી એના જમાના સુધીનો એણે તૈયાર કરેલો ઈતિહાસ.) ૩. 'લે કિંગ' ('આ ચાર ગ્રંથ') ૪ 'ટાહિયો' (મહા વિદ્યા.) ૫. 'ચુંગ યુંગ' (મધ્યમ માર્ગ). અને ૬ 'લુન યુ' (સંવાદો).

એ પોતે ખૂબ નમ્ર હતો અને પોતાની મર્યાદા અને નબળાઈઓ બરાબર પિછાનતો હતો. એણે એક ઠેકાણે કહ્યું છે:

"મેં સંપૂર્ણ સદાચારી બનવા અને બીજાને કંટાળ્યા વિના શીખવવા પ્રયત્ન કર્યો છે; પણ શ્રેષ્ઠ પુરુષનું લક્ષણ — પોતે બોલવું તેવું વર્તવું — હજી હું પ્રાપ્ત કરી શક્યો નથી. હું કંઈ જ્ઞાન સાથે જન્મેલો નથી. પણ મને પ્રાચીન વસ્તુનો શોખ છે અને હું એક-મને પ્રાચીન વસ્તુઓમાં જ્ઞાન શોધું છું. હું તો માત્ર આડતિયો છું. મારું પોતાનું કશું નથી."



* આ લેખ તૈયાર કરવામાં નીચેનાં પુસ્તકોનો ઉપયોગ કર્યો છે:

૧. *Encyclopedea Britanica*માંથી *Confucius* ઉપરનો લેખ.

૨. *Beacan Lights of History Vol. I*—John Lord.

૩. *The Story of Civilization*—Wil Durant.

૪. *One Hundred Great Lives.*—H. L. Club.

૫. *Outline of History*—H. G. Wells.

# નવી કવિતાની લોકપ્રિયતા

'સ્નેહરશ્મિ'

**વર્ષો પહેલાં** ગાંધીજીએ જ્યારે કવિઓ પાસે કોશિયાઓ કે હળ હાંકનાર ખેડૂતો કે અન્ય શ્રમજીવીઓ ગાઈ અને સમજી શકે એવાં ગીતોની માગણી કરી ત્યારથી અવાર-નવાર ઓછી વત્તી ઉગ્રતા સાથે એ વિષય સામયિકોમાં અને વ્યાખ્યાન ખંડોમાં ચર્ચાતો આવ્યો છે. હમણાં હમણાં એ વિષયે વધુ ઉગ્ર સ્વરૂપ પકડ્યું છે અને એને અંગે એ ચર્ચા કોઈ કોઈ વાર વકીલો કોર્ટની અંદર શબ્દોની મારામારી કરે તેવી ભૂમિકા ઉપર પણ ઊતરી ગઈ છે. આથી 'લોક' એટલે શું ? 'સમાજ' એટલે શું ? — વગેરે પ્રશ્નો પણ ઊભા થવા પામ્યા છે જેની ખરી રીતે જોતાં કોઈપણ આવશ્યકતા નહોતી.

ગાંધીજીએ જ્યારે લોકો સમજી શકે એવી કવિતાની વાત કરી હતી ત્યારે લોક શબ્દનો તેમના મનમાં શો અર્થ હતો એ વિશે કોઈને પણ શંકા થવાને કારણ ન હોતું. આજે પણ જે લોકો લોકભોગ્ય કવિતાની માગણી કરે છે તે 'લોક' શબ્દથી શું કહેવા ઇચ્છે છે તે વિશે મતભેદ માત્ર ચર્ચા ખાતર ઊભા કરવા હોય તો થઈ શકે—બાકી મતભેદને અવકાશ નથી જ. એટલે આ ચર્ચામાં હું પ્રથમથી જ લોક શબ્દનો આમ જનતા અર્થ કરું છું તે સ્પષ્ટ કરી લેવું યોગ્ય લેખું છું.

ત્યારે પ્રશ્ન એ ઊભો થાય છે કે કવિતાના રસનો ઉપભોગ કરવાનો સહુ કોઈને અધિકાર છે કે કેમ ? એના ઉત્તર વિશે બહુ ઓછો મતભેદ હોવા સંભવ છે; પણ મતભેદ એ અધિકારની માત્રા પરત્વે ઊભો થાય છે. કેટલાક લોકો એમ માને છે કે કવિતા એ રસનો વિષય છે. એને માટે રસ કેળવાયેલો હોવો જોઈએ; એટલે કે કાવ્યરસિકો સંસ્કારની અમુક ભૂમિકા પ્રાપ્ત કરેલી હોવી જોઈએ. એ ભૂમિકા વિના કવિતાના રસના કોઈ અધિકારી નહિ થઈ શકે. આના જવાબમાં બીજો પક્ષ એવું કહે છે, "આ અધિકારની વાત આપણા કહેવાતા ભણેલાઓના મનનો કોશ છે. ધૂમાડિયા શહેરોની ગંદી અગાશીનાં શરદ પૂર્ણિમા માણનાર કહેવાતા સંસ્કારી લોકો પૂર્ણિમાનો વધુ રસ માણે છે કે નિસર્ગના આરોગ્યપ્રદ વાતાવરણમાં રાસ લઈ દિશાઓને પ્રેરણાભરી હલકોથી ભરતી ભરતી કહેવાતી અભણ ગામડિયણો વધુ રસ માણે છે ! મેઘધનુના રંગોની સુન્દરતા માણવા માટે કે કોકિલાના ટહુકાનું સંગીત ઝીલવા માટે કોઈએ કોઈ શાળામાં અભ્યાસ કરવાની જરૂર છે ખરી ! રસ એ તો આત્માનો એક ગુણ છે અને એનું પ્રમાણ પણ [illegible] એના હૈયામાં આવે તો [illegible] જોતાં સોદાના કરવાના પ્રતીક [illegible] જે નન્મનાદ [illegible]

છે તેવો કંપ આત્મામાં જાગ્યા વિના રહે નહિ. એટલે રસના જગતમાં ન્યાત નથી, વાડાઓ નથી અને જે લોકો એવી ન્યાત કે વાડાના અસ્તિત્વની હિમાયત કરે છે તે લોકો રસને નહિ પણ રસને તેમણે તેમના કહેવાતા સંસ્કારોનો જે ઓપ ચઢાવ્યો છે તે ઓપને જ રસ માને છે. એ ખરું છે કે એ ઓપ બધાં માણસો પાસે નથી, અને તે સમજવાની તેથી દરેકની શકિત પણ નથી.—પણ એ તો ગુલાબના એક ફૂલને કોઈ એક દાબડીમાં બંધ કરી તેમાં ગુલાબનું ફૂલ જ છે — ગુલાબનું અત્તર નહિ એવા જવાબની અપેક્ષા રાખવા જેવું છે. ગુલાબની એ વાસ છે એમ તો સહુ કોઈ કહી શકે — પણ એ વાસ ફૂલની છે કે અત્તરની એમ કહેવા માટે તાલીમ જોઈએ. એટલે આવી તાલીમ જેમણે મેળવી છે તે બધા એ તાલીમને જ સૌથી અગત્યની લેખી જેને ખાતર એ તાલીમ છે તે વસ્તુને જ્યારે ગૌણ બનાવી દે છે ત્યારે તેઓ રસ જે સહુ કોઈના અધિકારનો વિષય છે તે પરિસ્થિતિમાં પલટો આણે છે; અને એક મોટા વર્ગને એમાંથી વંચિત કરી એક નાના સમૂહની એને ખાનગી મિલકત બનાવી દે છે." પોતાના આ વિધાનના સમર્થનમાં તુલસી રામાયણ જેવા માન્ય ગ્રંથોને આગળ કરી આ પક્ષ પૂછે છેઃ "શું આમાં શ્રેષ્ઠ પ્રકારનું કાવ્ય નથી? અને એ શું લોકોનો ગ્રંથ નથી? ઉત્તર હિન્દમાંથી આવતા મજૂરો, માળીઓ, ભૈયાઓ વગેરેની ઝુંપડીમાં કોઈ ધન્ય ક્ષણે જઈ કેવા રસથી એ ગ્રંથનું તે લોકો પાન કરે છે તે જોજો ને રસના ઈજારદાર તમે બધા રસની દુનિયામાં તેમની સરખામણીમાં કોણ જાણે કયે ખૂણે પડયા છો તે જોઈ શકશો — જ્યારે તે બધા તો રસનાં વન ઉપવનોમાં સ્વચ્છંદ વિહરે છે એમ તમારે મને કમનેય કબૂલવું પડશે."

આ બધી દલીલોમાં કડવાશ કે ઉગ્રતાની કાંઈ પણ જરૂર ન રહે, જો આ વિષયને થોડીક ઐતિહાસિક દૃષ્ટિએ છણવામાં આવે. જે અર્થમાં કબીર, તુલસીદાસ, મીરા કે નરસિંહની કવિતા લોકભોગ્ય હતી તે અર્થમાં આજની કવિતા લોકભોગ્ય નથી એ હકીકત છુપાવવાનો પ્રયત્ન કરવો એ આત્મવંચના છે. વળી એ અર્થમાં ભવિષ્યમાં એ લોકભોગ્ય થઈ શકશે કે કેમ એ પણ આજે કહેવું મુશ્કેલ છે–અને ભવિષ્યને માટે આજનાં એનાં પ્રેરક બળોનો જો આધાર લઈ કહેવું હોય તો એમ કહી શકાય કે ભવિષ્યમાં દાયકાઓ સુધી એ લોકભોગ્ય થઈ શકે એમ નથી.

આટલો જો સ્વીકાર થઈ જાય તો કોઈ પ્રકારનો ઝઘડો નહિ રહેવા પામે; પણ ઝઘડો પરિસ્થિતિને અંગે ઊભા થતા હેત્વારોપમાંથી ઊભો થાય છે. જ્યારે કવિઓને કહેવામાં આવે છેઃ "તમારી કવિતા લોકોને નથી સમજાતી. તમને લોકજીવનની પડી નથી. તમે તમારી મનમાની દુનિયામાં તમારા પગ નીચેની ધરતીની અવગણના કરી યથેચ્છ વિહરી એક પ્રકારની હૃદયશૂન્યતા બતાવી રહ્યા છો...વગેરે" ત્યારે ઘડીભર એ કવિઓને પણ પરંપરાગત માન્યતાઓ અને સંસ્કારને બળે પોતાની પ્રવૃત્તિ માટે અવિશ્વાસ આવી જાય—અને એમાંના કોઈ કોઈ એથી અકળાઈ જઈ બચાવ કરવાના પણ યત્ન કરે છે.

પણ એ માટે બચાવ કરવાની જરૂર ન રહે, જો આપણા આજના સાહિત્યના વિકાસનાં પાયાનો આપણને બરાબર ખ્યાલ રહે. તુલસીદાસ કે મીરાના જમાનામાં અને

આજના આપણા જમાનામાં જે મહત્ત્વના તફાવત રહેલા છે તે જોતાં આ વિધાન વધુ સ્પષ્ટ થશે. આપણે આ બે જમાના માટે જૂનો અને નવો એવાં જે વિશેષણો વપરાતાં આવ્યાં છે તે જ આ ચર્ચામાં યોજીશું.

જૂના જમાનામાં જીવન અને જીવનના પ્રશ્નો આજના જેવા જટિલ ન હતા. આજની આપણી યાંત્રિક સંસ્કૃતિએ જીવનને જાણે કે ધૂમાડાના ગોટામાં ગુંગળાવી દઈ જે રીતે દુર્બોધ બનાવી દીધું છે તે ત્યારે ન હતું, અને એથી સમાજ સંગ્રહ માટેનું મોટામાં મોટું બળ કવિઓને સહેજે સાધ્ય હતું—જેથી કે કવિઓને જીવન સાથે સંસર્ગ સાધવાનું એ જ એક મહાન સાધન હતું. એ બળ તે ધર્મ અથવા સંપ્રદાય. આજ પણ રામચરિત માનસની ચોપાઈ અને દુહાઓને રસથી લલકારનાર લાખો ભાવિક લોકો તુલસીદાસના એ મહાન ગ્રંથના કાવ્યગુણને જેટલા માણે છે તેના કરતાં વિશેષ એના વાચનથી થતી ભક્તિની ઊર્મિઓ કે કૃતકૃત્યતાની લાગણીને વિશેષ માણે છે. કવિતાને લોકભોગ્ય બનાવવાનું આ એક સબળમાં સબળ વાહન હતું. એ વાહન યુરોપીય સાહિત્યના સંસર્ગમાં આપણે આવ્યા અને આપણે ત્યાં યાંત્રિક સંસ્કૃતિનાં પરિણામો દેખાવા માંડ્યાં ત્યારથી આપણા હાથમાંથી સરી પડ્યું છે—અને એને પરિણામે નવા કવિઓ અને લોકો વચ્ચે એક પ્રકારનું અન્તર પડી ગએલું દેખાવા માંડ્યું. જે સાધન વડે લોકહૃદય અને કવિહૃદય યુગોથી એકતા સાધતાં આવ્યાં હતાં તે જતાં એક પ્રકારની વિષાદની લાગણી જન્મે અને અનેક પ્રકારની ગેર-સમજ ઊભી થવા પામે એમાં શી નવાઈ?

પણ જીવન વહેતી સરિતા જેવું છે. એમાં એક જ સ્થળનું પાણી નથી આવતું. દિગ્-દિશનાં પાણીઓનો સંચય લઈ એ વહે જાય છે, અને કોઈ વેળા એક પ્રવાહ ખૂટે તો બીજો તેને આવી મળે છે. એવી રીતે ધર્મનું વાહન જતાં ધીરે ધીરે બીજાં વાહનો ભાં થવા માંડ્યાં. પ્રકૃતિ, સ્વદેશપ્રેમ, પીડિત સમભાવ, વગેરે વિષયો આપણી નવી કવિતા માટે પ્રેરણારૂપ થવા મંડ્યા. આ વિષયો જૂની કવિતામાં ધાર્મિક સ્વાંગમાં લોકો પાસે જતા, પણ હવે એ સ્વાંગ મૂકી દઈ પોતાના સ્વાભાવિક સ્વરૂપમાં જ લોકો સમક્ષ એમણે જ્યારે જવા માંડ્યું ત્યારે લોકોને તે લાગણી થઈ–જે રાત્રે એક નાટકમાં રાજા તરીકે વિહરતા પાત્રને બીજે દિવસે તદ્દન સામાન્ય વેશમાં બજારમાં પૈસાનાં આદુમરચાં ખરીદતાં જોતાં થાય.

આ વસ્તુ જેટલી સ્પષ્ટતાથી આજે આપણને સમજાય છે તેટલી સ્પષ્ટતાથી આપણા લેખકોને શરૂઆતમાં કદાચ નહિ સમજાઈ હોય, પણ એ વસ્તુ તેમના મનમાં એક અથવા બીજે રૂપે મોજુદ તો હતી જ; અને તે આ યુગની શરૂઆતનાં આપણાં નાટકો તરફ નજર કરવાથી જોઈ શકાશે. રંગભૂમિ પણ કવિતાના જેવું જ એક સબળ વાહન છે જે દ્વારા સાહિત્ય જીવન જોડે પોતાનો સંપર્ક સાધી લે છે. કવિતામાંથી સંપ્રદાયની ભીંસ સરવા માંડી ત્યારે નાટકોમાં વેગથી એણે પોતાનું સ્થાન જમાવ્યું. આપણાં શરૂઆતનાં બધાં જ નાટકો મુખ્યત્વે કરીને ધાર્મિક વિષયો ઉપર યોજાયાં હતાં. નરસિંહ મહેતો, ભક્ત પ્રહ્લાદ, સત્યવાન સાવિત્રી, સુરદાસ વગેરે આપણાં આ જમાનાની શરૂઆતનાં નાટકો આ વિધાનને વધુ સ્પષ્ટ કરશે. આજ પણ એ ધાર્મિક ઊર્મિ કેટલી પ્રબળ છે તે ઉદયશંકર જેવા નૃત્ય-

કારને પોતાનાં નૃત્યો માટે લેવાં પડતાં ધાર્મિક કથાનકો કે સંત તુકારામ કે તુલસીદાસ જેવી ફિલ્મોની લોકપ્રિયતા બતાવી આપે છે. ટૂંકમાં, આપણી કવિતાનું જે જબરદસ્ત બળ હતું-તેનો ધાર્મિક વેશ-તે આજની કવિતા પાસે નથી, અને તેથી એને જોતાં લોકને, કોઈ અજાણી વસ્તુને જોતાં જે અનુભવ થાય તે અનુભવ થાય છે. લોકો એને સમજી નથી શકતા, ઓળખી નથી શકતા.

પણ આ વસ્તુ લાંબો વખત નહિ ટકે. અપરિચિત સાથે થોડા જ વખતમાં પરિચય સાધવાની સામાજિક વૃત્તિ જીવ માત્રમાં છે, અને એક વેશ ઉતારી બીજો ધારણ કરી તેનાથી ટેવાવાની આવડત પણ એવી જ સચોટ રીતે સહુમાં મુકાએલી છે. ધર્મનું સ્થાન આજે રાષ્ટ્રપ્રેમ કે ગરીબો માટેનો પ્રેમ કે એ જાતની સામાજિક ઊર્મિઓ સહેજે લઈ શકે. આજના આપણા જમાનાની એ પ્રબળતમ ઊર્મિ છે એ તો લાખો માણસ રાજકીય જલસાઓમાં જે અપૂર્વ ઉત્સાહથી ભેગા થાય છે તે ઉપરથી જોઈ શકાશે. અને જો વસ્તુસ્થિતિ આમ જ હોત તો તો નવી કવિતાને લોકભોગ્ય થતાં કાંઈ મુશ્કેલી ન પડત. પણ આજે વસ્તુસ્થિતિ વધુ જટિલ બની છે, અને બીજાં એવાં અનેક નવાં બળો ઊભાં થયાં છે જેણે અગાઉ કવિતા જે જે હેતુ સાધતી તેમાંથી ઘણા હસ્તગત કરી લીધા છે. અને આને પરિણામે કવિતાનું ક્ષેત્ર ધીરે ધીરે જૂના ક્ષેત્રથી જુદું જ બનતું ગયું છે.

જૂની કવિતાને ઘણા ઘણા હેતુઓ સાધવાના રહેતા. તે જમાનામાં ગદ્ય અને પદ્ય બન્નેનું સ્થાન કવિતાને લેવું પડતું. આથી કવિતાને લોકહૃદયમાં રહેલી વાર્તાની ભૂખ ભાંગવી પડતી, વળી તેને તત્ત્વજ્ઞાન પણ આપવું પડતું, જીવનની જુદી જુદી ઊર્મિઓને પણ એક અથવા બીજી રીતે વ્યક્ત કરવી પડતી. પણ આજે સાહિત્યના એક અંગ તરીકેના ગદ્યના વ્યાપક ઉપયોગ પછી જૂની કવિતાનાં અનેક ક્ષેત્રો ગદ્યે હસ્તગત કરી લીધાં છે. આથી ગદ્યના અભાવે આજના આપણા કવિઓ જે વસ્તુને પોતાના કોઈ એક મહાકાવ્ય માટે યોજત તે વસ્તુઓ મોટે ભાગે નવલકથાઓ અને ચિન્તનપૂર્ણ નિબંધોમાં ફેરવાઈ જાય છે. જૂની કવિતાઓ જે વસ્તુ આખ્યાન વડે સાધતી તે આજે ઢગલાબંધ લખાતી નવલિકાઓ, ચલચિત્રો વગેરે સાધે છે. રેડિયો, સિનેમા, પ્રિન્ટિંગ પ્રેસ વગેરે નવા યુગનાં યાંત્રિક બળોએ કવિતાના સ્વરૂપમાં ભારે પરિવર્તન કર્યું છે, અને એ બળોએ એના અંગમાંથી જે જુદાં જુદાં તત્ત્વો ખેંચી લઈ શેષ રાખ્યું છે તેમાં અગાઉ એના સ્વરૂપમાં સહુ કોઈને જે રસ પડતો તેવો રસ ન પડે તો, શી નવાઈ? પણ એનો અર્થ એ નથી કે કવિતા આજ ખંડિત અંગે આપણે ત્યાં વિહરે છે. એનો અર્થ એ છે કે કવિતા આજ સુધી જે અનેક સાધનોનો આશ્રય લઈ ચાલતી,—જેવી કે કથાનકોની ચાલણગાડી, ધર્મનો રથ વગેરે-તે સાધનો તેણે છોડી દીધાં છે. અને તેના શુદ્ધ સ્વરૂપમાં આજ તે આપણા સાહિત્યજગતમાં વિહરી રહી છે. એ સ્વરૂપ તેને જ આકર્ષી શકે જેનામાં શુદ્ધ કાવ્યને ઓળખવાની શક્તિ હોય—અને આથી આજની કવિતાના ઉપભોગ માટે ચોક્કસ પ્રકારની તાલીમ અનિવાર્ય બને છે. એ હકીકત છે. અને એને છુપાવવાનો પ્રયત્ન કરવો એ આપણે ઉપર જોયું તેમ આત્મવંચના છે.

તો શું કવિતા લોકભોગ્ય ન થઈ શકે? શા માટે નહિ! કવિતાનું જે કલાસ્વરૂપ છે તે તો ઘણું વ્યાપક છે. તે કંઈ થોડાંક પદ્યમાં જ નથી ભરાઈ રહેતું. નાની મોટી નવલ-

કથાઓ, નવલિકાઓ જે આજે હજારો લોકોમાં હોંસે હોંસે વંચાય છે તેમાં કવિતાનાં અનેક સંસ્કારપ્રેરક તત્ત્વો અસ્તિત્વ ધરાવે જ છે, અને એ રીતે લોકહૃદય સુધી કવિતા પહોંચે જ છે; પણ પદ્યદ્વારા વિહરતી કવિતા આજે અમુક વર્ગને જ સ્પર્શી શકે છે—પછી ભલે તે વર્ગના ચારિત્ર્યને તે જે રીતે ઘડે તે દ્વારા આખા સમાજના સંસ્કાર-વિકાસ ઉપર તે પરોક્ષ રીતે અસર પાડતી હોય.

એ પરિસ્થિતિમાં ફેરફાર ક્યારે થશે? ગાંધીજી માગે છે તેવાં કાવ્યો શું આપણા કવિઓ નહિ આપી શકે? આનો ઉત્તર તો સમય જ આપી શકે. આમ છતાં આજના સંજોગોમાંથી જો કોઈ ઉત્તર યોજી શકાતો હોય તો એમ કહી શકાય કે એવી કવિતા આપવાની ચેષ્ટા તો અવશ્ય થઈ શકે. પણ તે કવિતા પાસે જે ભૂખ સંતોષવાની અપેક્ષા રાખવામાં આવે છે તે સાધી શકાશે કે કેમ એ શંકાસ્પદ છે. આનું એક અને કદાચ સૌથી મોટું કારણ આજનું આપણું જીવન છે. અંગ્રેજી રાજના ઉગમ પછી જેમ આપણી સંપત્તિ ગામડાંમાંથી શહેરમાં અને શહેરમાંથી પરદેશ તરફ વહેવા માંડી તેમ આપણી બુદ્ધિમત્તા, આપણાં કળાકૌશલ્ય જે અગાઉ આપણાં ગામોના શણગાર માત્ર જ નહિ શ્વાસોચ્છ્વાસ હતાં તે હવે શહેરમાં ઢસડાઈ આવ્યાં છે. આજે આપણાં ગામડાં સાધનોનું જેવું દારિદ્ર ભોગવે છે તેથી પણ વધુ ભયંકર દારિદ્ર તો પોતાની બૌદ્ધિક સંપત્તિને તે શહેરમાં ઢસડાઈ જતી જોઈ ભોગવી રહ્યાં છે. આજના આપણા અનેક કવિઓ અને સાહિત્યકારો લો. એમાંનો મોટો ભાગ ગામડાંઓમાંથી આવ્યો છે, અને છતાં આજે એમની કલ્પનાની દુનિયા એ ગામડાંઓથી કેટલી બધી દૂર છે? અને એમાં એ લેખકોનો પણ કઈ રીતે વાંક કાઢી શકાય? એમણે જે તાલીમનો આશ્રય લઈ પોતાની સાહિત્યસૃષ્ટિ સર્જી છે તે તાલીમની પરિભાષા અને આપણાં ગામડાંઓની જીવન-સૃષ્ટિ વચ્ચે આસમાન જમીનનું અન્તર છે. આપણા એ લેખકોની સ્થિતિ તો પોતાનું મૂળ છોડી નગરોની સંસ્કૃતિમાં આડી-અવળી વહી મુખ પ્રતિ પ્રયાણ કરતી સરિતાની સ્મૃતિ જેવું છે. ધૂમાડાઓના ગોટાઓમાં ગુંગળાઈ જતી એ સરિતા પોતાના પ્રભવસ્થાનની વિગતો ભૂલે તો શી નવાઈ? હિંદનું લોકજીવન જે આજે એનાં લાખ્ખો ગામડાંમાં ધબકે છે એના ધબકાર શહેર સુધી પૂરેપુરા નથી સંભળાતા, અને જો સંભળાય તો એ ધબકારાને યોગ્ય રીતે વ્યક્ત કરવાનું વાહન હજુ સુધી આપણા કવિઓને નથી લાધ્યું. હા, આપણી શહેરી સંસ્કૃતિએ પણ એ જીવનના વિષાદ અને ભીષણતાને હવે તેના હૃદયભેદક સ્વરૂપમાં આઘાત સાથે આપણી નજર આગળ ખડાં કરવા માંડયાં છે. બૌદ્ધિક સંપત્તિની જેમ ગામડાંની જે ઉદ્યોગ-સંપત્તિ શહેરમાં હવે ધસડાઈ આવવા માંડી છે—ગામડાંનાં જે સેંકડો મજૂરો શહેરમાં આવી યાતના ભર્યાં જીવન દિનપ્રતિદિન ગાળી રહ્યાં છે તે તરફ આપણા કવિઓની નજર ગઈ છે. એથી થતી પ્રતિક્રિયાનો વિષાદ આપણે એ કવિઓની વાણીમાં જોઈએ છીએ-પણ એ વિષાદ સ્વગત ગુંજન જેવો જ હજી છે. એ ગુંજનથી જેના હૃદય પર વહેતા જખમો છે તેને કંઈ આશ્વાસન મળે એમ નથી. એ તો ત્યારે જ બને જ્યારે એ ગુંજન પ્રભાતમાં ગવાતા કોઈ ભૈરવના સૂરને સાધી શકે, અને એમ થતાં ગામડાં અને આપણી કવિતા વચ્ચે આજે જે અન્તર પડેલું દેખાય છે તે પણ દૂર થશે.

પણ એ દિવસ ક્યારે ઊગશે તે કોણ કહી શકે? અને આજે એ દિવસની ઉષાનું એક આછું કિરણ પણ નથી દેખાતું એમ જો કોઈ કહે તો એ હકીકત-સ્વીકાર કરતાં કોઈને શા માટે હીનતાનો ખ્યાલ રહેવો જોઈએ? બલ્કે આજે આપણી જે કંઈ સંસિદ્ધિ છે તે માટે કોઈએ પણ શરમાવા જેવું નથી. આજના સંજોગોમાં જે કંઈ શક્ય છે તે પોતાની રીતે કવિતા સાધી રહી છે—અને એક અથવા બીજા વાહનદ્વારા લોકહૃદયને તે સ્પર્શી રહી છે. એના શુદ્ધ પદ્ય સ્વરૂપમાં જ એણે લોકહૃદય સાથે એકતા અનુભવવી જોઈએ એવો જેમનો આગ્રહ છે તેમને જ માત્ર આજે અસંતોષ લેવાનો રહેશે, અને એવા અસંતોષનું તેમને કારણ ન રહે, જો આજના સંજોગોને ઐતિહાસિક દૃષ્ટિએ જોવાની તે ઉદારતા દાખવે તો. બાકી કલા કે કવિતાને તો કોઈ પણ મત કે કોઈ પણ ગ્રહની દાસી ન જ બનાવી શકાય. દાસી બને તો તે એક માત્ર જીવનની—અને આજની આપણી એ કવિતા જીવનને વફાદાર રહેવાના પોતાના બનતા પ્રયત્ન કરી રહી છે એની કોણ ના પાડી શકશે?

૨૧-૩-૪૦



## એક દૃશ્ય

વિશાળને ઉજ્જડ આભ ઉરથી
અંધારનાં ભૈરવ સૈન્ય છૂટે
પ્રચંડ ફાળે સહુ વિશ્વ ઘેરવા
ત્યાં નાના તેજચક્રે પ્રતિચી સમરને મોરચે શુક્ર ઝૂઝે.

ફૂંફાડી અન્ધાર ચમૂ ઉગામે
કાળા કુહાડા, બળ એકલાનો
વિરોધ દેખી, પ્રલ ચકચે ઑંકે
સ્ફુલિંગો કોટિ ત્યાં તો ઊડી ઊડી વીંધી અન્ધારનો દેહ રહેતા.

'અનન્ત'



# ભૂધર

જેઠાલાલ ત્રિવેદી

પહાડ ઉપર ચડવાથી પારો નીચે ઊતરે છે, પણ માનવીની તબિયત પર્વત પર ચડવાથી ઊંચે ચડે છે, ખીલે છે એમ ચિકિત્સકો માને છે. બિમારી પછી મારી તબિયતને શુક્લપક્ષના પ્રફુલ્લ ચંદ્રની જેમ ફૂલ બહારથી ખીલવવા સારુ આબુ જઈ થોડોક સમય ગાળવા ડૉક્ટરોએ મને સૂચના કરી. વીસમી સદીના એ ધન્વંતરીઓની આજ્ઞા શિરસાવંદ્ય ગણી હું સંજોગોની પ્રતિકૂળતાને પગ તળે દાબી પર્વતારોહણ માટે તૈયાર થયો.

પણ મારી સાથે આબુ કોણ આવે, એ પ્રશ્ન વિચારણીય બની ગયો. છોકરાઓની પરીક્ષા નજીક હતી એટલે તેમને એકલા મૂકી ગૃહિણી મારી સાથે આવી શકે તેમ ન હતું. હું મુસાફરી કરવા જેટલો સાજો તો થઈ જ ગયો હતો. પણ આબુ ઉપર રહી પૂર્વકાળના ઋષિમુનિઓની પેઠે ફળ ખાઇને જ જીવી શકવાની ક્ષમતા મારામાં ન હતી. કારણ રસોઈ તથા રસોડાનું આખું શાસ્ત્ર મારે માટે કુટિલ કોયડા જેવું હતું. ચૂલો સળગાવવામાં જ મહાચાતુર્ય સમાયેલું છે એમ હું માનું છું પણ તે ચાતુર્ય મને પ્રાપ્ત નથી થયું. મારે માટે એ પહોંચ બહારની વાત છે એમ મેં માન્યું છે. કેટલીક વાર પ્રયાસ કર્યા છતાં નિષ્ફળતા મળ્યા પછી જ આમ માનવું પડ્યું છે. છેવટે મને રસોઇ કરી આપવા ત્રણેક માસથી અમે નવો જ રાખેલો ભૂદેવ ભૂધર મારી સાથે આબુ આવે એમ ઠર્યું. ઠર્યા પ્રમાણે હું અને પૃથ્વીને નામ માત્રથી જ ધારણ કરનારો ભૂ-ધર પર્વતથી ધારણ કરાઈ ગયા. આબુમાં ભૂધરે મને પોતાના કાર્યથી બહુ સંતોષ આપ્યો. તેની રસોઇ બદલ હું તેનાં વારંવાર વખાણ કરી બેસતો. ભૂધર જેવા કુશળ નોકરને ધારણ કરવા બદલ મારા મનમાં ગર્વ પ્રગટવા લાગ્યો.

ગર્વથી ફાટતા દિલે મેં મારી જ પેઠે વનરાજીથી ફાટું ફાટું થતા આબુને ખૂંદી ખૂંદીને નિહાળવા માંડ્યો. દિવસો એવા આનંદમાં પસાર થતા ગયા કે સમયની ખબર જ ન પડી. પંચાંગ કે કેલેન્ડર તો રાખ્યું જ ન હતું. પણ ખર્ચ માટે પૈસાનું પાકીટ ફરજિયાત રાખવું પડ્યું હતું. મહિનો થવાામાં જ એ પાકીટે કેલેન્ડરની ગરજ સારી. ઘેરથી નીકળતી વખતે સાથે લીધેલા પચાસ સાઠ રૂપિયા ખલાસ થઈ ગયા હતા. એટલે સિલક રહેલી સોની નોટ વટાવવાની જરૂર ઊભી થઈ હતી. એ જરૂરિયાતે સમયની ગણત્રીમાં મારું મન પરોવ્યું. પણ મારા મન તથા શરીરની પ્રફુલ્લતા જોઈને મેં ખર્ચની બહુ કાળજી ન રાખતાં વધુ એક માસ આબુમાં જ ગાળવા નક્કી કર્યું. નોટ વટાવી જોઈતી ચીજભાવ હું તથા ભૂધર લઈ આવ્યા. વધેલી દસ દસની આઠ નોટો ખિસ્સાની ડાયરીમાં મૂકી હું સાંજ પડવાથી ફરવા માટે ચાલ્યો ગયો.

જોબનથી ફાટતા નવજુવાન જેવો આબુરાજ મને ક્ષણે ક્ષણે નવીન જ લાગ્યા કરતો હતો. જંગલમાં ઘણે આઘે નીકળી જઈ હું એકાદી શિલા પર બેસી જતો. તે વખતે આજુબાજુનાં દૃશ્યો પરથી મને જે વિચારો આવતા તે બહુ જ ટૂંકામાં હું ડાયરીમાં

ટપકાવી લેતો. પછી સાંજે ઘેર આવી એક મોટી નોટબૂકમાં શાહીથી ભભકભરી ભાષામાં એ ટાંચણના આધારે હું આબુનું વર્ણન લખતો હતો. મારા સાહિત્યકાર મિત્ર ગમનલાલને એ નોંધ હું બતાવીશ ત્યારે એ મારા પ્રવાસવર્ણનની ઈર્ષા કરશે એમ મારા મનમાં થઈ રહ્યું હતું. પણ વિધિએ નોંધ પૂરી લખાવા ન દીધી. વિધિ ક્યારે કોઈનાય સુખમાં સોળે સોળ આના રાજી હોય છે ?

બીજે જ દિવસે એક એવો બનાવ બની ગયો કે મેં ઉદ્વિગ્ન બનીને એકાએક આબુનો ત્યાગ કર્યો. ભૂને ધારણ કરનાર ભૂધર આબુને માથે પોતાનો બોજો જરાય વધુ વખત ચાલુ રાખે એ મને એકાએક અસહ્ય થઈ પડ્યું. મારું સાજું સમું પ્રફુલ્લ મન એકાએક માંદું થઈ ગયું. ભૂધર માટેનો મારો ગર્વ એકાએક ઓસરી ગયો, તે સાથે આબુની જોબનભરતી પણ જાણે મારાં ચક્ષુ આગળથી ઓસરી ગઈ. આબુ ઉપર વધુ વખત રહીશ તો મારી તબિયતનો પારો ઊલટો નીચે ઊતરી જશે એમ મને લાગ્યું.

વાત એમ બની કે, બીજે દિવસે બપોરે મેં મારી ડાયરીમાં મૂકેલા દશની નોટના પેલા ટુકડા બેગમાં ઠેકાણે મૂકવા સારુ કાઢીને ગણી જોયા. પણ આશ્ચર્ય ! તે આઠને બદલે સાત થયા. ફરીને ગણ્યા પણ તેના તે જ થયા. ડાયરી ફંફોસી જોઈ ખિસ્સુ તપાસી જોયું, ફરી એક વાર નોટો ગણી જોઈ, પણ ગણિતના નિયમ વિરુદ્ધ સાત તે આઠ શી રીતે થાય ? હું નવાઇ પામ્યો. એક પણ નોટ ક્યાંય ખોવાઇ ન હતી—કાલે રાત્રે ડાયરીમાંનું ટાંચણ નોંધ લખતી વખતે જોયું હતું. તે વખતે આઠ નોટો બરાબર ગણી જોઇ હતી. તે પછી, વખતે, ડાયરીમાંથી એકાદ નોટ સરકી પડી હોય તો તે ઘરમાં જ હોય. બીજે જાય ક્યાં ? અને ઘરમાં બીજું હતું પણ કોણ ? હું અને ભૂધર. ભૂધરને નોટ જડી હોય તો તે મને આપ્યા વગર રહે નહિ. પુસ્તકો પથારી બધું તે ગોઠવતો હતો, છતાં નોટ તેના હાથમાં કેમ ન આવી તે નવાઇ લાગી. ગમે તે રીતે નોટનો પત્તો પાડવો જ જોઇએ, એમ મારા મનમાં થઇ ગયું: પહાડના પવનની જેમ મારું મન હળવું હળવું થઇ ગયું. એ હળવાશ નોટ ચોરાયાના દ શમાંથી જન્મી હતી.

"ભૂદર, એ ભૂદર !" મેં ભૂધરને હાક મારી. તે બહારથી દોડતો આવ્યો.

"કેમ શેઠ, આજે જમીને આડા નથી થયા ?" નિર્દોષ ભાવે ભૂધર પૂછવા લાગ્યો.

"અરે એક દશની નોટ ખોવાય છે નોટ, તારા હાથમાં આવી છે?"

"ના ભાઈસાબ, આવી હોય તો હું પૂછવાની વાટે ય જોઉં ખરો ?" ઢીલા સ્વરે ભૂધર બોલ્યો. મારા મોં પરની બ્યગ્રતા તે ઝીલી રહ્યો હતો.

"તો જાય ક્યાં? રાત સુધી તો હતી જ." મેં જરા કડકાઈથી કહ્યું.

"હું શું જાણું શેઠજી ? હું બ્રાહ્મણનો દીકરો દશ રૂપિયા માટે જૂઠું બોલું ?"

ભૂધરમાં તેની બાલવયમાં જ દેખાતી આસ્તિક ભાવના અને તેની સેવા–પૂજા માટેની ટેવ વગેરે મને યાદ આવ્યાં. ત્રિપુંડવાળા તેના લલાટમાં ગભરાટથી પરસેવો આવી ગયો હતો તે મેં જોયો. હું જરા સરળતાથી બોલ્યો : "તો, શોધી કાઢ, અહીં જ ક્યાંક પડી હશે !"

પહાડ ઉપરના ઉતારામાં તે એવું શું હોય કે ફેંદાફેંદી કરતાં બહુ વાર લાગે ? એકને બદલે ભૂધર બેત્રણ વાર ચોપડાઓ, બેગો તથા કપડાં આમતેમ ઉથલાવી ગયો પણ નોટ ન જડી. હું જાણે નિરાશ બની ગયો. આબુ ઉપર લાંબી મુદત રહેવામાં થનારા ખર્ચની તુલનામાં દશ રૂપિયાનું નુકસાન ન જેવું ગણાય. છતાં અત્યારે મને તે વાત યથાર્થ સ્વરૂપે ન સમજાઈ. બીજા કાંઈ ખાસ કામના અભાવે હું આ વાતમાં મારા મગજને વધુ પરોવી રહ્યો. હું ખુરશીમાં લાંબો થઈ શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો. કલ્પનાનો ઘોડો કપાંયનો કયાંય દોડવા લાગ્યો. ભૂધરે નોટ ચોરી હશે એવા વિચારનો ફણગો વાંસના ફણગાની પેઠે મારા મનમાં જોરથી ફૂટી ઊઠયો. પણ જરા વાર રહીને વળી વિચાર આવ્યો કે, ભૂધર છેક એવો તો ન જ હતો. "તો નોટ જાય કયાં? ભૂધર વગર બીજો લે કોણ ?" વિરુદ્ધની દલીલો આગળ આવવા લાગી. ટૂંકા પગારનો માણસ છે, વખતે લલચાયો હોય તો નવાઈ નહિ. વગર મહેનતે એકી સાથે દોઢેક માસનો પગાર હાથ આવી જાય તે કોને ન ગમે! વળી પૈસાનો સવાલ નથી. પણ એ જૂઠું બોલે તે કેમ સહન થાય ? જાણે જગતમાં હું જ એક શાહુકાર હોઉં એમ હું મનથી માની રહ્યો.

વિચારવિવશ દશામાં જ હું ઊઠયો. ભૂધર બહાર ઝાડ તળે સૂતો હતો. એના મનની નચિંતતા જોતાં મને લાગ્યું કે, એ ચોર તો ન હોય. પણ બીજી જ પળે મને એક વિચાર આવ્યો: "તેના ખિસ્સાની તપાસ કરવામાં શો વાંધો છે? જોઉં તો ખરો!" હું અંદરના ભાગમાં રસોડા આગળ તેનો કોટ ખીંટીએ લટકતો હતો તે તરફ ગયો. ગયો, પણ મારાથી તેના ખિસ્સામાં હાથ ન નંખાયો. હું મનને ઠપકો આપતો પાછો આવી ખુરશીમાં પડ્યો. 'ચોરની પેઠે પારકાં ખિસ્સાં જોવા જનાર હું જ ચોર ન હતો!' મારું અંતરતમ મન બોલી ઊઠયું. પણ બાહ્યમનમાં તે વિચાર બહુ ન ટકયો. મન એ અદીઠ છે, છતાં તેનામાં અજબ સ્થિતિસ્થાપકતા તો હોવી જ જોઈએ. 'કોટ જોવામાં શો વાંધ છે?' એમ વિચારી હું ફરી ભૂધરના કોટ પાસે ગયો. બહારની બાજુ નજર કરી લઈ તેના ખિસ્સામાં હાથ નાખ્યો. બહારના ખિસ્સામાં નાની પેનસિલ અને કેટલાક કાગળના ટુકડા હતા. અંદરના ખિસ્સામાં એક નાનો ગીતાનો ગુટકો હતો. સાથે બેત્રણ સોપારીના ટુકડા અને ચારેક આનાનું પરચૂરણ હતું. ગીતાનો ગુટકો ખોલતાં જ તેમાંથી એક પોરટની ટિકિટ અને દશની નોટ નીચે પડી ગયાં. મારી આંખ નોટ જોતાં જ ફાટી ગઈ. પણ બીજી જ પળે મનને સુબુદ્ધિ સૂઝી: 'તારા સિવાય બીજા કોઈની પાસે દશની નોટ જ ન હોય ?' ગીતાના ગુટકામાં નોટ તથા ટિકિટ પૂર્વવત ગોઠવીને ગુટકો તેના ખિસ્સામાં મૂકી દઈ હું પુનઃ ખુરશીમાં આવી બેસી ગયો.

હું બેસી ગયો, પણ વિચારો દોડવા લાગ્યા. ભૂધરના ખિસ્સાવાળી નોટ મારી જ હતી એમ મને લાગવા માંડ્યું. એ દશ રૂપિયા સાથે રાખે જ શાનો ? અને રાખ્યા હોય તો પણ એમ ગીતામાં શા માટે ખોસી રાખે! એ લુચ્ચો મને બનાવવા માગે છે, એમ મનમાં તર્ક ઊઠતાં જ રોષથી હું આગની જેમ સળગી ઊઠયો. શિકારીની ઝડપે હું ઊઠયો ને બહાર ધસ્યો. "ભૂધર, એ ભૂધર!" કરી મેં બૂમ પાડી. ભૂધર ઝબકીને ઊઠયો. મારો ચહેરો જોતાં જ તે ગભરાઈ ઊઠયો. છતાં ધીમે ધીમે પાસે આવ્યો. અંદર આવી ખુરશીમાં બેસતાં જ મેં પૂછ્યું: "ભૂધર, તારી ભૂલ થઈ ગઈ હોય તો તું કબૂલ કરી દે. હું તને માફ કરીશ."

"શાની ભૂલ ભાઈસાબ?" ભૂધર પૂછવા લાગ્યો. તેના વદન ઉપર ગુલામ જેવી દીનતા હતી. પણ તેથી તો હું વધુ ઉગ્ર બન્યો. આગમાં પાણી પડતાં આગ વધે છે તેમ તેની દીનતા મારા રોષને વધારનાર નીવડી.

"હરામખોર, સફાઈ કરે છે? નોટ તેં નથી લીધી?" હું તડૂક્યો.

"ના ભાઈસાબ, મારી જનોઈના સોગન છે, જો લીધી હોય તો."

"જહન્નમમાં ગઈ તારી જનોઈ લુચ્ચા, પાજી! મને મૂર્ખ ધારે છે એમ?" હું જાણે ડાહ્યો બનવા પ્રયાસ કરતો હોઉં તેમ રોષથી બોલ્યો.

દુઃખ, ભય અને ધમકીના તાપથી ઉદ્વિગ્ન બનેલો ભૂધર ચૂપ જ ઊભો રહ્યો. હું આગળ વધ્યો: "તારી ચાલાકી મારી જાણ બહાર નથી સમજ્યો? ગીતાના ગુટકામાં દશની નોટ સંતાડી છે તે તારા બાપની છે ખરું, હરામજાદા?"

"શેઠ," ધ્રૂજતા સ્વરે ભૂધર બોલ્યો, "ભાઈસાબ, એ તો મારી નોટ છે. હું સોગન ખાઉં. મારો બ્રાહ્મણના દીકરાનો આવો અવિશ્વાસ? દશ રૂપિયા માટે હું મારી ટેક છોડું?"

"જો, હરામખોર, તું સાચું નહિ બોલે તો હું તને પાંસરો દોર કરી દઈશ."

"સાચું બોલું છું માબાપ, એ નોટ મારી છે. ગયા બે માસના પગારમાંથી એ રકમ બચેલી છે. લૂગડાં સીવડાવવા રાખી મૂકી છે."

"તું નહિ જ માને? હું હમણાં જ તને પોલીસને સ્વાધીન કરી દઉં છું." હું ઊભો થયો ને કપડાં પહેરવા લાગ્યો.

ભૂધર પોલીસના નામથી ધ્રૂજી ઊઠ્યો. તે રડતાં રડતાં મારા પગે પડી બોલ્યો: "શેઠ, માબાપ, મને છોડો. પોલીસમાં ન જાઓ; જોઈએ તો એ નોટ લઈ લ્યો."

"બોલ, એ કોની છે?" મેં પોતે જ પોલીસની જેમ તેને અડબોય લગાવતાં ઝનૂનથી પૂછ્યું.

"છે તો મારી જ, પણ આપ પોલીસમાં......" ડૂસકું ખાઈ ભૂધર રોઈ પડ્યો.

"તારી નોટ મારે ન જોઈએ. હું પોલીસને આ વાત સોંપી દઉં છું. પછી તે જાણે ને તું જાણે." હું ટોપી માથે મૂકવા લાગ્યો.

"શેઠ, નોટ ગમે તેની હોય. આપ તે લઈ લ્યો અને મને છોડો. પોલીસમાં મને ન સોંપો." ડૂસકાં ખાતાં ખાતાં બ્રાહ્મણ કિશોર કરગરવા લાગ્યો. ગુજરાતી છ ચોપડી ભણેલો ભૂધર દૈત્યના પ્રતિક સમાન લાગતી પોલીસથી ધ્રૂજતો હતો. હું તેની બધી વાત ઢોંગ જ માનતો હતો. એ નોટ મારી જ હતી એમ મને પ્રતીતિ થવા લાગી.

"મારી હોય તો નોટ આપી દે. મારી ન હોય તો શા માટે લઉં!" મેં પહેરતાં પહેરતાં કહ્યું. બદમાસને હું કેવી ચાલાકીથી સીધો કરી રહ્યો હતો, તે

મારું મન હસતું હતું, છતાં ચહેરા ઉપર તો મેં રોષ જ પાથરી દીધો હતો. એ પણ એક જાતની બદમાસી ન ગણાય?

ભૂધર રડતાં રડતાં તેના ખિસ્સામાંથી પેલી નોટ લઈ આવ્યો અને ગાંડાની જેમ તેણે તે મારા ખિસ્સામાં નાંખી દીધી. આથી વધુ સ્પષ્ટ કબૂલાત તે બીજી શી રીતે કરે, એમ માની હું તેને ગાળો દેતાં કપડાં ઉતારી પુનઃ ખુરશીમાં બેસી ગયો.

મેં ભૂધરને તેનો પગાર ચૂકવી આપી છૂટો કર્યો, અને હું પણ આબુથી છૂટો થઈ તે જ દિવસે ઘેર આવવા નીકળ્યો. જતાં જતાં ભૂધર કહેતો ગયોઃ "શેઠ, હું નિર્દોષ છું. પોલીસના ખોટા બોતાનાની બીકે હું કર્યો છું. તમારી નોટનો બીજે તપાસ કરી જોજો." ભૂધરની આંખમાં આંસુ તગતગી રહ્યાં હતાં.

"જા, જા, હરામખોર હવે!" હું રોષથી બોલ્યો. પણ તે સાંભળવાની પરવા કર્યા વગર, પોતાની નાની પોટકી બગલમાં મારી ભૂધર ચાલતો થયો.

*

મને ધાર્યા કરતાં વહેલો ઘેર આવેલો જોઈ ઘરનાં માણસો નવાઈ પામ્યાં. આબુથી હેઠા ઊતર્યા પછી મારો રોષ પણ હેઠો ઊતરી ગયો હતો. દશ રૂપિયા માટે મેં વધુ પડતી કડકાઈ અને રોષ એક ગરીબ માણસ પ્રત્યે બતાવ્યાં તેની મને મનમાં ગ્લાનિ થઈ રહી હતી. આથી મેં ઘેર આવતાં જ આરામને બહાને પથારી સંભાળી લીધી. "ભૂધર ક્યાં ગયો?" એ પ્રશ્નના જવાબમાં "તેને ગામ ગયો છે" એમ કહી મેં પતાવ્યું. ગૃહિણીએ પણ તાત્કાલિક વધુ માથાઝીક ન કરતાં મને આરામ લેવા દેવો ઉચિત માન્યો.

મોટો છોકરો ઉમેશ સાંજની વખતે, મારા ખાટલા સામેની બારીમાં બેસી મારી આબુની પ્રવાસની નોટનાં પાનાં ફેરવી રહ્યો હતો. એકાએક તે બોલી ઊઠ્યોઃ "ભાઈ, આ દશની નોટ આ ચોપડીમાં ક્યાંથી?"

"હેં! નોટ છે?" હું ચમકીને બેઠો થઈ ગયો.

"હા, આ જુઓને!" ઉમેશે ચોપડી નોટ સાથે જ મારા હાથમાં મૂકી દીધી.

હું પળવાર અવાક્ બની ગયો. એ જ મારી ખોવાયેલી નોટ હતી, જે ભૂલથી નોંધ લખતી વખતે આ ચોપડીમાં મૂકાઈ ગઈ હતી. એ નોટનું દર્શન મને વોરંટ જેવું અસહ્ય લાગ્યું–નોટ ચોપડીમાં જ રહેવા દઈ મેં ચોપડી ભોંય પર પટકી દીધી. મારું અંતર મને કોરી ખાવા લાગ્યું. દયામણા ચહેરાવાળો ગમાર ભૂધર જાણે મારી નજર આગળ ખડો થઈ ગયો. જાણે એ કરગરીને મને કહી રહ્યો હતોઃ "શેઠ, હું નિર્દોષ છું. તમારી નોટનો બીજે તપાસ કરી જોજો."

રાતે સ્વપ્નમાં પણ મને ભૂધર જ દેખાયો. સવારની પહેલી જ ગાડીએ હું ભૂધરને ગામ જવા ઊપડ્યો. ગાડીના વેગથી પણ અનેક ગણા દ્રુત વેગે મારું મન ભૂધર તરફ દોડી રહ્યું હતું.

☆

# અર્વાચીન ઊર્મિકાવ્ય

ઉમાશંકર જોશી

**આધુનિક સમયનાં** ઊર્મિકાવ્યો—ભાવકાવ્યો—વિષે મારે બેચાર વાતો જ ખાસ કરીને કહેવાની છે. એક તો એ કે ઊર્મિકાવ્ય સિવાય પણ કવિતા હોઈ શકે. બીજું, ઊર્મિકાવ્ય પરદેશી નહિ પણ આપણા સાહિત્યની જ પેદાશ છે એ. ત્રીજું, Lyric એ અંગ્રેજી શબ્દ માટે આપણે ત્યાં વપરાયેલા શબ્દોની ચર્ચા કરી આપણે જોઈશું કે ગવાય તે કાવ્ય જ ઊર્મિકાવ્ય નહિ, ઊર્મિકાવ્ય પાઠ્ય ( એટલે કે recite કરી શકાય એવું ) પણ હોઈ શકે. તે ઉપરાંત ઊર્મિકાવ્યના ઇતિહાસ અને ભાવિ તરફ પણ આપણે દૃષ્ટિપાત કરીશું.

અત્યારના કાવ્યસાહિત્યમાં ઊર્મિકાવ્ય (Lyric) સવિશેષ પ્રચાર અને લોકપ્રિયતાને પામ્યું છે. આથી એવો ભ્રમ પણ પેદા થવા સંભવ છે કે કવિતામાત્ર ઊર્મિકાવ્ય જ હોય. પણ વાર્તાસાહિત્યમાં જેમ નાનકડા બેચાર મિનિટ ચાલે એવા ટૂચકાથી માંડીને ટૂંકી વાર્તા, લાંબી વાર્તા, નવલકથા, પુરાણ એવા વિવિધ પ્રકારો હોય છે, તેમ કવિતામાં પણ ઊર્મિકાવ્ય, ખંડકાવ્ય, આખ્યાનકાવ્ય, મહાકાવ્ય એવા જુદા જુદા પ્રકારો છે. આ પ્રકારોનું જુદાપણું માત્ર લંબાણ પર અવલંબતું નથી. તે તે પ્રકારની આગવી વિલક્ષણતાથી એક પ્રકાર બીજાથી જુદો પડી આવે છે. કોઈ એક પાત્રનો ઇતિહાસ જે રીતે નવલકથામાં આપી શકાય તે રીતે ટૂંકી વાર્તામાં ન આપી શકાય. માનવજીવનનું એકાદ પાસું જ બતાવીને ટૂંકી વાર્તા લખનારે સંતોષ માનવો રહે, પણ નવલકથાના લખનારને મનુષ્યજીવનનાં અનેક પાસાં બતાવવાની મોકળાશ મળે છે. તેમ મહાકાવ્યમાં જે જીવનની નિરવધિ વિવિધતા કવિ બતાવી શકે તે નાનાઅમથા ઊર્મિકાવ્યમાં સંભવિત નથી. ઊર્મિકાવ્યમાં તો મનુષ્યના વ્યક્તિજીવનનું એકાદ પાસું બતાવી શકાય તો બસ છે. વ્યક્તિના ઊર્મિતંત્રને સ્પર્શતી એકાદ લાગણી, વિચાર, આદર્શ કે તરંગ, એ ઊર્મિકાવ્યની રચના માટે પૂરતી સામગ્રી છે. કવિને વિશાળ માનવજીવનનો જે કાંઈ અનુભવ છે તે સમગ્રપણે નિરૂપવાનો અવકાશ ન હોઈ, ઊર્મિકાવ્યમાં કવિ અનુભવનો માત્ર એક અંશ, સ્વયંસંપૂર્ણ એવો અંશ, નિરૂપીને અટકી જાય છે. આ અનુભવઅંશનું એનું દર્શન એના જેવી જ ઉત્કટતાથી આપણને પણ થાય એ માટે એ ઊર્મિના ઉત્તેજન પર ખાસ આધાર રાખે છે.

ઊર્મિનું તત્ત્વ આમ તો મહાકાવ્ય, ખંડકાવ્ય, આખ્યાનકાવ્ય, વગેરેમાં પણ હોય જ છે. ઊર્મિના અભાવવાળું કોઈ કાવ્ય સંભવી ન શકે. પણ ઊર્મિકાવ્યની વિશિષ્ટતા એ છે કે એમાં ઊર્મિતત્ત્વ ઉપર જ મદાર બાંધવામાં આવે છે. ઊર્મિકાવ્ય એટલે ઊર્મિપ્રધાન કાવ્ય.

અત્યારનું આપણું ઘણુંખરું કવિતાસાહિત્ય ઊર્મિકાવ્યની કોટિનું છે. પણ કવિતામાં ઊર્મિ સિવાય બીજાં તત્ત્વો, દા. ત. વિચાર, વિવેક, આદર્શ, વગેરે પણ પ્રવેશી શકે. મનુષ્યના આંતરિક જીવનમાં ઊર્મિવ્યાપાર સિવાયના પણ બીજા વ્યાપારો હોય છે. એટલે તે સૌને પણ વ્યક્ત કરે, તે સૌને પણ પોતામાં સમાવી લે, એવી કવિતા—ઊર્મિકાવ્ય સિવાયની કવિતા—પણ સંભવી શકે. ઊર્મિકાવ્ય મનુષ્યના માત્ર હૃદયધર્મને સ્પર્શવાનું ધ્યેય

સાધે છે. પણ મનુષ્યને હૃદયધર્મ ઉપરાંત જે બીજા પણ મહત્ત્વના ધર્મો છે તે સમગ્રને અર્થાત્ મનુષ્યની સમગ્ર સંવિત્ ( consciousness )ને ભરી દેવી એ ઉચ્ચ કવિતાનું લક્ષ્ય અવશ્ય હોવું જોઈએ. આ લક્ષ્ય ઊર્મિકાવ્યો કરતાં પણ ખંડકાવ્યો કે મહાકાવ્યો સવિશેષ સિદ્ધ કરી શકે. જીવનના અનુભવોની સંકુલતાને વધાવી લઈ, પ્રત્યેક અંશના સૌન્દર્યને સમગ્રસુંદર એવી સ્થાપત્યરચનાની મનોહારિતા સાધવામાં સહાયભૂત કરવાનું મહાકાવ્યમાં જેટલું શક્ય છે તેટલું ઊર્મિકાવ્યમાં ન હોય એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. પણ મોટા મોટા વિદ્વાનોએ પણ ચાર લીટીના સર્વાંગસંપૂર્ણ કાવ્ય કે ગીતને જોઈ તેના સામા પલ્લામાં મહાકાવ્યને મૂકવાનો અવિવેક કર્યો છે. એમની નજરે એક પલ્લામાં મૂકેલો અમરૂ કવિનો એક શ્લોક અને બીજામાં મૂકેલો કાલિદાસનો રઘુ જેવો વિસ્તૃત પ્રબંધ અથવા તો એકમાં રાખેલું એક લઘુ દિલચસ્પ ગીત ને બીજામાં મૂકેલું મિલ્ટનનું પેરેડાઈઝ લૉસ્ટ એ બંને સામસામાં સરખાં ઊતરે છે. આમાં ભૂલ એ થાય છે કે મનુષ્યના ઊર્મિતંત્રને સમગ્ર આત્મતંત્રની બરોબરનું ગણી લેવામાં આવે છે. અમરૂનો એક શ્લોક કે એકાદ કોઈ ઊર્મિકાવ્ય ગમે તેવી ઉચ્ચ સંપૂર્ણતા સિદ્ધ કરી શક્યાં હોય પણ તેનો સ્પર્શ ઊર્મિતંત્રને જ પ્રધાનપણે ઉદ્દિષ્ટ છે, જ્યારે રઘુવંશ કે પેરેડાઈઝ લૉસ્ટ આપણા આખા આત્મતંત્રને ( માત્ર હૃદયતંત્રને જ નહિ ) સભર ભરી દે છે. આપણે ગુજરાતમાં અત્યારે ભલે માત્ર ઊર્મિપ્રધાન કવિતા જ રચતા હોઈએ, એ સિવાયની અને તે પણ કક્ષાની દૃષ્ટિએ ચડિયાતી કવિતાજાતિ હોય છે એ આપણા લક્ષ્યમાં રહો.

બીજો એક ભ્રમ એવો પણ પ્રવર્તતો દેખાય છે કે લિરિક–ઊર્મિકાવ્ય–એ પ્રકાર પરદેશી છે. હા. 'લિરિક' શબ્દ પરદેશી ( અંગ્રેજી ) છે. પણ એ શબ્દ આપણે ત્યાં આવ્યો તે પહેલાંથી–કવિતાસાહિત્યના આરંભથી જ–આપણે ત્યાં ઊર્મિકાવ્યો તો હતાં. ભજનો, પદો, દુહા, સોરઠા, ગરબા, ગરબી, રાસ, મહિના, એ આપણાં 'લિરિક' જ હતાં. નરસિંહ અને મીરાંનાં પદો આપણાં ઉત્તમ 'લિરિક' છે. તેમજ દયારામની ગરબીઓ. છતાં અર્વાચીન ઊર્મિકાવ્યો રૂપમાં દયારામ સુધીનાં આપણાં ઊર્મિકાવ્યોથી એટલાં જુદી તરેહનાં નીકળ્યાં કે ઘણુ વાર તો ભલભલા બુદ્ધિમાન સાક્ષરો પણ એને આવકારતાં અચકાયા. અર્વાચીન ઊર્મિકાવ્યોનો પ્રથમ સંગ્રહ 'કુસુમમાળા' શ્રી નરસિંહરાવ ભો. દીવેટિયાનો બહાર પડ્યો ત્યારે શ્રી મણિલાલ દ્વિવેદી જેવા ઉચ્ચ રસવૃત્તિવાળા સહૃદય વિદ્વાનને પણ એ કાવ્યો 'રસરૂપગંધવર્જિત' લાગ્યાં, 'હૃદયવીણા'માંનાં કેટલાંક કાવ્ય પરદેશી રીતે કેળવાએલી રસવૃત્તિને જ રુચે એવાં દેખાયાં. આનું કારણ એ ન હતું કે ગુજરાતી કાવ્યસાહિત્યની પરંપરામાં ઊર્મિકાવ્ય ( લિરિક ) હતાં જ નહિ અને એકાએક પરદેશમાંથી એ જાતિ નવી દાખલ કરવામાં આવી રહી હતી. પરંતુ નરસિંહ, મીરાં, દયારામ, વગેરેનાં લિરિક મુખ્યત્વે ગેય હતાં, ભજનો કે ગરબીના રૂપનાં હતાં, જ્યારે આ અર્વાચીન લિરિક કોઈ વાર ભલે ગેય રૂપ ધારણ કરતું, પણ ઘણી વાર તો છંદોબદ્ધ જ હતું. છંદની અંદર વ્યક્તિજીવનની ભાવપરિસ્થિતિ નિરૂપવી એ ગુજરાતી સાહિત્યમાં નવીન ઘટના હતી. ગુજરાતીની પૂર્વે સંસ્કૃત સાહિત્યમાં નજર નાખતાં પણ ચાર લીટીના મુક્તક અને ખંડકાવ્ય વચ્ચેની આવી રચનાઓનો અભાવ નહિ તો યે વિરલતા દેખાતી હતી. આ નવી 'લિરિક' જાતિ ઉપર પ્રણાલિકાપૂજક માનસનો પ્રકોપ થયો. તો, સમજી લેવાનું એટલું જ છે કે

ગૂજરાતીમાં ઊર્મિકાવ્ય નવું નથી, પણ મુંબઈ યુનિવર્સિટીમાંથી પાઠ્યક્રમની ગોલ્ડન ટ્રેઝરી ભણી ભણીને ગ્રેજ્યુએટોના ધાડાં બહાર નીકળતા ગયા તેમ તેમ ઊર્મિકાવ્યનું એક નવું આયોજન તૈયાર થતું ગયું. આ નવીન આયોજન માટે પણ ખેડાણ તો અર્વાચીન યુગના ધુરંધર દલપત અને નર્મદે કર્યું હતું. દલપત અને નર્મદે પશ્ચિમના સંપર્કમાં આવતાં જ લાંબાં કે ટૂંકાં કાવ્યો માટે છંદોને વપરાશમાં લઈ લીધા હતા એટલે અર્વાચીન ઊર્મિકાવ્યના ઘડતરમાં મુખ્ય કામ તો દલપતનર્મદે કરી દીધું હતું. અલબત્ત, દલપતનર્મદે બહુસંખ્ય કાવ્ય લખ્યાં છે, પણ એમણે બહુ ઊર્મિકાવ્ય આપણને આપ્યાં નથી. બન્ને મહાજનો સમાજવિધાયક અને ભાષાસાહિત્યના ખેડનાર તરીકે અગ્રણી છે એમાં શંકા નથી, પણ તેઓની પદ્યરચનાઓમાં કાવ્યતત્ત્વ ઓછું જ છે. દલપતનર્મદ કવિ કરતાં અત્યારના પત્રકાર જેવા વિશેષ તો છે. પણ કવચિત જ્યારે કવિ તરીકે એમનું દર્શન થાય છે ત્યારે આપણને અર્વાચીન ઊર્મિકાવ્યનું પણ ગૌણવેશમાં દર્શન થાય છે. દલપતનો ફાર્બસવિરહ અને મરશીઓ, નર્મદનાં દેશભક્તિનાં અને ઉદ્‌બોધનનાં ગીતો અને રસસિંચિત 'ભ્રમગિરિ' અને 'કબીરવડ' જેવાં વર્ણનકાવ્યોમાં આપણાં અર્વાચીન ઊર્મિકાવ્યની વરસદરવરસ વધતી જતી સરિતાનાં મૂળ છે. પણ ઊર્મિકાવ્યના સુરેખ, કલામંડિત, ભાવપ્રાણિત રૂપનો પરિચય તો આપ્યો આગળ કહ્યું તેમ યુનિવર્સિટીમાંથી નીકળેલા સાક્ષરકવિ સ્વ૦ નરસિંહરાવે. પરંતુ ગેય ઢાળો કરતાં વિશેષ કરીને છંદોમાં અર્વાચીન ઊર્મિકાવ્ય લખાયાં એટલા ઉપરથી એને વિદેશી ગણવાના ભ્રમમાં પડવું જોઈએ નહિ.

આને જ લગતો બીજો એક સવાલ 'લિરિક'ના ગૂજરાતી પર્યાયનો છે. આપણે એ સહેજ જોઈએ. ઊર્મિકાવ્યનું સ્વરૂપ સમજવામાં એ મદદ કરશે. લિરિક માટે નર્મદે 'ગીત કવિતા,' શ્રી. નવલરામે 'સંગીત કવિતા', અને શ્રી નરસિંહરાવે 'સંગીત કાવ્ય' પર્યાય વાપર્યો. 'લિરિક' એ અંગ્રેજી શબ્દનું મૂળ ગ્રીક ભાષામાં છે. લાયર એટલે વીણા એ ઉપરથી વીણા કે કોઈ તંતુવાદ્ય સાથે ગવાય એવી રચનાને લિરિક નામ મળ્યું. પછીથી ક્રમેક્રમે જે કાવ્ય અમયું, તંતુવાદ્ય વગર પણ, ગવાઈ શકે એવું હોય, તે લિરિક લેખાયું. ઉપરાંત અત્યારે ભાગ્યે જ જેમાં ગાવાની અપેક્ષા પણ હોય એવાં છંદોબદ્ધ કાવ્યો (સૉનેટ વ૦) પણ લિરિક ગણાય છે. કોઈ પણ શબ્દના અર્થનો વિકાસ આ રીતે થાય તો નવાઈ પામવાનું કારણ નથી. 'એપિક' એટલે મુખ્યત્વે પાઠ્ય રચના. એનાથી વિરુદ્ધ એવી એટલે કે ગેય રચના માટે ગ્રીક ભાષામાં 'લિરિક' શબ્દ યોજાયો હતો, પણ અત્યારે ગેયતાની અપેક્ષા વગરની અને માત્ર પાઠ્ય એવી રચનાઓ માટે પણ લિરિક શબ્દનો જ ઉપયોગ થાય છે. આપણા 'મહારાજ' શબ્દની જીવનકથા તપાસવાથી આ હકીકતમાં કાંઈ આશ્ચર્ય લાગશે નહિ. ચક્રવર્તીઓને માટે જે 'મહારાજ' શબ્દ વપરાતો તે ધીમેધીમે રસોડામાં તસુ-પૂરું જેનું રાજ્ય નથી-એને માટે વપરાતો આપણે કયાં નથી જાણતા?

છતાં આપણા સાક્ષરોએ સંગીત-કાવ્ય એવો પર્યાય યોજીને લિરિકમાં સંગીતનું તત્ત્વ હજી પણ કાયમ જ છે એવું બતાવવાનો આગ્રહ રાખ્યો. એમાં મને કાંઈ વધારેપડતું લાગતું નથી. એન્સાઈક્લોપીડિયા બ્રિટાનિકાની ૧૧મી આવૃત્તિમાં એડમંડ ગૉસે લિરિકની લાક્ષણિકતા ગણાવતાં તેની સંગીતક્ષમતા પર ભાર મૂકયો છે. સૉનેટ જેવી રચનાઓ પણ, કદાપિ ભલે ગાઈએ નહિ છતાં, ગાઈ ન શકાય એવી નથી એમ એ નોંધે છે. આ

દૃષ્ટિએ જોતાં આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવે ' સંગીતકલ્પ કાવ્ય 'નો પ્રયોગ સ્મરણસંહિતાના ઉપોદ્ઘાત (પૃ. ૫) માં કર્યો છે એ શાસ્ત્રસિદ્ધ લાગે છે. પણ ' સંગીતકલ્પ કાવ્ય ' કે સર રમણભાઈએ યોજેલ ' રાગધ્વનિ કાવ્ય ' ચાલુ વપરાશમાં આવ્યા નથી, કે શ્રી નાનાલાલ કવિનો ' ભાવપ્રધાન કાવ્ય ' પણ પ્રચલિત થયો નથી. લિરિકમાં ઊર્મિતત્ત્વનું પ્રાધાન્ય હોય છે એ ધોરણ ઉપરથી પ્રો૦ બ. ક. ઠાકોરે યોજેલા ' ઊર્મિકાવ્ય, ઊર્મિગીત, ઊર્મિગીતિ, ઊર્મિમુક્તક,' એ પર્યાયોમાંથી ઊર્મિકાવ્ય હવે ચલણી થયો દેખીએ છીએ. મરાઠીમાં ' વેણિક ' યોજાયેલો તેમ અહીં શ્રી. કાકાસાહેબ કાલેલકરે ' વીણાકાવ્ય 'નો પણ પ્રયોગ કરેલો છે. અત્યારે મરાઠીમાં તરજૂમિયા ' વેણિક 'ને છોડી ' ભાવગીત ' શબ્દ પ્રચલિત છે તે ઉપરથી ભાવના, ઊર્મિના તત્ત્વનું પ્રાધાન્ય ત્યાં પણ સ્વીકારાએલું જોઈ શકીએ છીએ.

આટલી લાંબી ચર્ચાની આવશ્યકતા નીચે આપેલા શ્રી. નાનાલાલ કવિના ' નાના નાના રાસ ' ભાગ બીજાની પ્રસ્તાવનામાંના અવતરણ પરથી સમજાશે. તેઓ કહે છેઃ

> " ગુજરાતના રાસ એ ગુજરાતનાં સર્વોત્તમ Lyrics છે. પણ ચાલીશેક વર્ષ ઉપર ગુર્જર સાક્ષરતાની એક નાવડી ભૂલી પડી, ને Lyre વિહોણી કાવ્યદિશામાં Lyrics શોધવા રમણે ચ્હડી. શેરીએ શેરીએ, આપણા સંસારને ચોકે ચોકે, નગર નગરે દયારામનાં મીરાંનાં નરસિંહનાં રાજેનાં રત્નાનાં મીઠાનાં દલપતનાં નર્મદનાં Lyrics કોકિલકંઠી ગુજરાતણો ત્હારે ટહુકતી એમને વિસારીને—અવગણીને ગેય નહિ ત્હેમને ' સંગીતકાવ્ય ' કહ્યાં. આજ એ પલટાઈ ગયું છે; આજ એ ભૂલ ભાગી છે."

ગેય નહિ એવાં લિરિક-ઊર્મિકાવ્ય હોઈ જ ન શકે એ ભૂલની, એ ભ્રમની, આ 'આજ'થી તો કદાચ શરૂઆત થઈ નહિ હોય! ઉપરના મત પ્રમાણે તો ગરબા ગરબી રાસ એ જ લિરિક, અંગ્રેજીમાં પણ રાગડા તાણીને ગવાય તે જ લિરિક; અને શું અહીંની, શું પરદેશની, છંદોબદ્ધ ઊર્મિકવિતા તે લિરિક નહિ. પણ એ ભ્રમના નિરસન માટે ઉપરની વિસ્તૃત ચર્ચા પછી કાલક્ષેપ નહિ કરીએ. ઉપલા અભિપ્રાયમાં અર્વાચીન પદ્ધતિનાં ઊર્મિકાવ્યોને જાણ્યે અજાણ્યે પણ પરદેશી ગણવાની ' સ્વદેશી ' વૃત્તિ જ હું તો જોઉં છું.

અહીં એક વસ્તુ ધ્યાનમાં લેવાની જરૂર છે. આ સ્વદેશીવૃત્તિ શ્રી. મણિલાલ દ્વિવેદીની જેમ વિધ્વંસાત્મક કે પ્રહારાત્મક ન રહેતાં રચનાત્મક અને વિધેયાત્મક બને છે. તેના ત્રણ પ્રવાહ જણાય છેઃ

(૧) શ્રી. મસ્તકવિ ત્રિભુવનનો;
(૨) શ્રી. નાનાલાલ કવિનો; અને
(૩) શ્રી. ઝવેરચંદ મેઘાણીનો.

મસ્તકવિ ત્રિભુવને ભજનની લેહમાં ' કલાપીનો વિરહ ' લખ્યો. શ્રી. કવિએ દયારામની ઢઢણની દિલડોલાવનારી ગરબીઓ ' રાસ ' આપી. શ્રી. મેઘાણીએ દયારામથી પણ પ્રાચીન-તર એવાં કાળથી ચાલ્યા આવતા કંઠસ્થ સાહિત્યની પ્રેરણા ઝીલી એ પરંપરાને પોતાનાં સર્જનબળે સજીવ કરી. હું એક બાજુ આગ્રહપૂર્વક કહું છું કે સંગીતની અપેક્ષા જેમાં ન હોય એવાં પાઠ્ય (વૃત્તબદ્ધ) કાવ્યો પણ ઊર્મિકાવ્ય હોઈ શકે તે સાથે જ બીજી બાજુ સ્પષ્ટપણે જણાવવા ચાહું છું કે આપણી કવિતાપરંપરાએ માથું ઊંચકીને જે આ ત્રણ

કવિઓ ઉપજાવ્યા તે ત્રણે આપણા ઊર્મિકાવ્યના ઇતિહાસમાં અગત્યનું સ્થાન ધરાવે છે અને શ્રી. નાનાલાલનો તો આપણી અર્વાચીન સમગ્ર ઊર્મિકવિતામાં કદાચ સર્વોત્તમ ફાળો પણ હોય—રસિકતા, વિવિધતા અને ઉદાત્તાની દૃષ્ટિએ.

આ ત્રણે કવિઓનો પક્ષપાત ગેય રચનાઓ તરફ છે. પણ શ્રી. નાનાલાલ કવિએ 'ગુર્જર સાક્ષરતાની નાવડી'ની ભ્રમણાનો ઉલ્લેખ કર્યો છે, છતાં પોતે પણ નવી ઢબનાં ઉત્તમ ઊર્મિકાવ્યો લખ્યાં છે. ગીત રાસ ગરબા આદિ ગેય રચનાઓને 'ઉપકવિતા' ગણનાર વિવેચના પણ આપણે ત્યાં છે. હું રાસ ગરબા ગીત વગેરેને ઉપકવિતા નહિ કહું, પણ તેમાં માત્ર શરુઆતમાં જ કવિતાના આવિર્ભાવ માટે અવકાશ રહેતાં પછીથી પિત્તળલોટા કે તાંબાકૂંડીની એકવિધ વાતને જ વાગોળવાની લઢણ હોઈ ઉચ્ચ ક્રમબદ્ધ સુસંશ્લિષ્ટ ઊર્મિકવિતાની છટા જેટલી એમાં શક્યતા નથી એમ કહીશ. વૃત્તોમાં જે પ્રૌઢિ સાધી શકાય છે તે પણ ગીત આદિમાં સંભરી શકે નહિ. શ્રી. નાનાલાલ જેવા પ્રતિભાસંપન્ન કવિની બંને પ્રકારની કૃતિઓ તપાસતાં પણ ગીત ગરબી જેવી એમની રચનાઓ લોકપ્રિયતા પામેલી હોવા છતાં ઊર્મિકાવ્યની પ્રૌઢિનાં દર્શન એમનાં છંદોમય ઊર્મિકાવ્યોમાં જ સવિશેષ થાય છે. એક જ દૃષ્ટાંત જોઈએ. દાંપત્યપ્રેમ વિષે શ્રી. કવિએ અને અનેક બીજા કવિઓએ ગીત ગરબી આદિમાં ગાયું હશે. પણ જે ગંભીરતા આ પંક્તિઓમાં સધાવી શક્ય બની છે તે કેટલે ઠેકાણે સાંપડે છે? સન્ધ્યાકાળે તળાવતીરે ઊભેલા પુરુષના શબ્દ આમ વહે છે:

અહો મહાભાગ તળાવતીર,
અહો મહાભાગ હું યે લગીર.
જેવી તમારા જળમાં વનશ્રી,
તેવી જ મારા ઉરમાં કુલશ્રી.

શ્રી. નાનાલાલ કવિની ઊર્મિકવિતામાં પણ ઉચ્ચ કાવ્યત્વની દૃષ્ટિએ અગ્રસ્થાન એમનાં છંદોબદ્ધ કાવ્યોનું છે. કહેવાની જરૂર નથી કે પ્રસ્તુત કાવ્યપ્રકાર શ્રી. નરસિંહરાવે સવેગ પ્રચલિત કરેલ પાશ્ચાત્ય આયોજનપદ્ધતિને અનુસરતો છે. જે પૂર્વજ સંબંધ અત્યારના કવિઓ અને પ્રો. ઠાકોર વચ્ચે છે તે જ સંબંધ નાનાલાલ અને નરસિંહરાવ વચ્ચે પણ દેખાય છે.

સંગીતની અપેક્ષા જેમાં નહિ કે નજેવી એવી ઊર્મિકવિતા અર્વાચીનોમાં લોકપ્રિય કરવાનો યશ કવિ કલાપીને ફાળે જાય છે. 'કલાપીનો કેકારવ' બહુશઃ વૃત્તોમાં જ છે અને તેની લોકપ્રિયતા ચોંકાવનારી નીવડી હતી. પણ ઘુંટેલી કલામયતા તો આપણે શ્રી. કાન્ત, પ્રો. ઠાકોર અને શ્રી. શેષનાં ઊર્મિકાવ્યોમાં જોઈએ છીએ. નાજુક શિલ્પકામનો પણ આ કવિઓની કૃતિઓમાં અનુભવ થાય છે. શ્રી. નાનાલાલમાં સભાન કલાનો જે અભાવ જોઈએ છીએ તે અહીં નથી.

શ્રી. નરસિંહરાવની ઢબનાં ઊર્મિકાવ્યો તે પાશ્ચાત્ય ધાટીનાં ગણીને એના પ્રતિકારરૂપે ભૂમિનાં હમણાં ઉપર ગણાવેલાં ત્રણ તળપદાં રૂપ બહાર આવ્યાં તેમ બીજા પ્રયોગશીલોને હાથે પૂર્વના ફારસી સાહિત્યની ઢબની રચનાઓ પણ થવા પામી. આમાં શ્રી. મણિલાલ અને કલાપીની કૃતિઓ ઠીક ઠીક છે, પણ એ સૌમાં મસ્તબાલ ઊર્ફે બાલાશંકર કંથારિયાનો ફાળો સૌથી બુલંદ અને મીઠો તો છે. કાન્ત, નાનાલાલ, ઠાકોર, શેષ વગેરેમાં ગઝલના છટા-

છવાયા નમૂના જોઈએ છીએ. પણ પ્રથમ જે જુવાળ આવ્યો હતો તેવું અત્યારે નથી. હમણાં હમણાં શ્રી. શયદા, પતીલ, અને રદિરના શાયરબિરાદરોએ ફરી એ પ્રવાહને સજીવ કર્યો છે.

આમ અર્વાચીન ઊર્મિકાવ્યોમાં આપણે છંદોબદ્ધ કાવ્યો ઉપરાંત ગઝલ કાફી રાસ ગરબી ભજન અંજનીગીત વગેરે જોઈએ છીએ. મુક્તકના પ્રકારની પણ ઊર્મિકાવ્યમાં જ ગણના થાય. પણ અર્વાચીનોમાંથી શ્રી. નાનાલાલ કે મેઘાણી જેવાએ પણ દુહા કે સોરઠા આપ્યા નથી. પ્રો. ઠાકોરે માત્ર થોડાંક છુટાં મુક્તકો લખ્યાં છે.

ઊર્મિકાવ્યોના રૂપદૃષ્ટિએ ઉપરના પ્રકારો તેમ વસ્તુદૃષ્ટિએ 'આત્મલક્ષી', 'પરલક્ષી' એવા પ્રકારો પડી શકે. અંગ્રેજીમાં જેને ડ્રેમેટિક લિરિક ( પાત્રલક્ષી ઊર્મિકાવ્ય ) કહે છે તે પણ ઠીક ચર્ચા માગી લે એવો વિષય છે. પણ આ વિભાગો તે ગૂજરાતીની આગવી ખાસિયત નથી. તેનાં લક્ષણો સર્વસાધારણ હોઈ અહીં લંબાણ અપ્રસ્તુત છે.

ટૂંકામાં, અર્વાચીન ઊર્મિકાવ્યની દૂર દૂર ઝાંખી નર્મદમાં, વિકાસ અને પોષણ નરસિંહરાવમાં, સિદ્ધિ નાનાલાલમાં અને નિરવધિ શક્યતાઓના દિગ્દ્વારનું ઉદ્ઘાટન પ્રો. ઠાકોરમાં દેખાય છે.

છેલ્લે એકબે શબ્દ ૧૯૩૦ પછીના કવિઓ વિષે. એમને અર્વાચીનોથી અલગ પાડવા માટે અત્યર્વાચીનો કહીએ. અંગ્રેજીમાં અત્યર્વાચીનો ઊર્મિકવિતાની બાબતમાં ડબલ્યુ. બી. યીટસને આંટી શક્યા નથી એ મોટો દાખલો આપણા નાનાલાલ અને અત્યર્વાચીન કવિઓના પરસ્પર સંબંધ અંગે પણ સંભારવો રહે છે. અત્યર્વાચીનોએ સાધેલી આયોજન અને વસ્તુ પરત્વેની અનેકવિધ પ્રગતિને ધ્યાનમાં લેતાં પણ રસનિષ્પત્તિ પરત્વે ઉપરનો અભિપ્રાય હકીકત જ સૂચવે છે. એનાં કારણો અનેક હશે. પણ સાથી આગળ તરી આવતું કારણ તે ૧૯૩૦ પછીના કવિઓએ ભૂતકાલથી સાધેલો વિચ્છેદ એ છે. એથી એમની પાસે (શ્રી. ના. દ. કવિને શક્ય એવા ) પરંપરાપ્રાપ્ત ભાવપ્રતીકો રહેવા પામ્યાં નહિ. નવાં ઉપજાવવાની અનિવાર્ય મુશ્કેલી અને વ્યથામાંથી પાર ઊતરી તેઓ આપણને ઊર્મિકવિતાની નવી સિદ્ધિનો અનુભવ કરાવો.*



* આકાશગોષ્ઠિ : તા. ૨૫-૧-૧૯૪૮. ( ઑલ ઇન્ડિયા રેડીઓના સૌજન્યથી ) ફેરફાર સાથે.

# वास्तववाद विरुद्ध ध्येयवाद

श्री. काकासाहेब कालेलकर

વાસ્તવવાદ અને ધ્યેયવાદનો ઝઘડો માત્ર સાહિત્યમાં જ નહિ પણ રાજનૈતિક ક્ષેત્રમાં પણ વધ્યો છે. જ્યાં બે ભિન્ન વસ્તુઓ એકત્ર થઈ ત્યાં પરસ્પર વિરોધ થવો જ જોઈએ એવું માની લેવું એ એક મોટો ભ્રમ છે. કુટુમ્બમાં સત્તા કોની હોયઃ પિતાની કે માતાની ? આવો પ્રશ્ન ઉઠાવી કુટુમ્બનો નાશ કરવો અશક્ય નથી.

વાસ્તવવાદ અને ધ્યેયવાદ વચ્ચે વિરોધ ક્યાં છે ? જે લોકોને કંઈ પુરુષાર્થ જ કરવો નથી તેઓ વાસ્તવવાદને આધારે ધ્યેયવાદનો વિરોધ કરતા રહે છે. ત્યાગ, બલિદાન, આત્મસંયમ, નિર્ભયતા, વગેરે ચારિત્ર્યની ઉજ્જવળ બાજુઓને નષ્ટ કરવા ધ્યેયવાદનો વિરોધ કરવો એ સહેલું છે.

જે લોકોને કેવળ કલાનો વિલાસ જ કરવો છે અને પોતાના જીવનમાં જરા પણ પરિવર્તન કર્યા વિના આદર્શની મોટી મોટી વાતો કરવી છે તેઓનો ધ્યેયવાદ નામનો જ હોય છે. પણ જે લોકોએ ન્યાયદાનમાં ભાગ લીધો છે, શિક્ષણક્ષેત્રમાં વરસો સુધી પોતાના જીવનનો સર્વોચ્ચ સમય ગુજાર્યો છે, જે લોકો વ્યાપારઉદ્યોગમાં સફળ થયા છે અને રાજનીતિમાં જે લોકોએ દેશને જાગ્રત કરી આઝાદીનો માર્ગ બતાવ્યો છે તે લોકોનો ધ્યેયવાદ તમારા વાસ્તવવાદને ઓળખી શકતો નથી એવું કઈ રીતે કહી શકો ?

સાચી વાત એ છે કે વાસ્તવવાદના કાદવમાંથી જ જીવનકમળ જન્મે છે. પણ ધ્યેયરૂપી સૂર્યપ્રકાશ વડે જ તે કમળ જીવનની સપાટીથી ઉપર આવી પોતાની કલ્યાણ-મય પ્રસન્નતા ખીલવી શકે છે. જો ગંદા પણ પુષ્ટિકારક કાદવથી કમળને અલગ કરવામાં આવે તો પાણીમાં તરવા છતાં પણ તે સડી જશે. પણ જો સૂર્યપ્રકાશથી તેને બધી રીતે વંચિત રાખવામાં આવે તો કમળનું અસ્તિત્વ જ અસંભવિત થઈ પડશે. પછી તો તેના રંગ, રૂપ, સુગંધ અને કોમળ પ્રસન્નતાનો પ્રશ્ન જ નહિ ઊભો થાય. વાસ્તવવાદનું દર્શન જરૂરી છે પણ ધ્યેયવાદની પ્રેરણા પ્રાણ સ્વરૂપ છે. જેઓને કીડા બની કાદવમાં જ રહેવું હોય તેઓ ભલે ત્યાં રહે. પણ ધ્યેયવાદની નિંદા કરી દેશની સ્વતંત્રતા અને ભાષાના ચૈતન્યનો દ્રોહ તો તેઓ હરગિઝ ન જ કરે.*

માર્ચ, ૧૯૩૯



* હિંદી ' सर्वोदय ' માંથી

નોબેલ પારિતોષિકનો વિજેતા : ફિનિશ સાહિત્યકાર

# એફ. ઇ. સિલાન્પે

[ જીવન અને કવન ]

કાંતિલાલ ત્રિભુવનદાસ ભટ્ટ

**Finland Remembered.**

"Yet not the proud towns with their graceful life, their hum
Are the heart, but the wide expanses of a land
Where fields and woods and water divide the horizon
And rose-shafted pine trees step down to the lake strand.

× ×

"She is small, she is poor, but content is in her,
A truth beyond this world, and hard to be told,
She knows what she has-and her radient pure summer
Outweighs all darkness and defeats all cold.

× ×

"She knows what we all have, struggle, pain and sorrow
That teach endurance to the stumbling soul,
But she knows, too, that after the night, dawn wakens,
And the spirit sings and the wounded heart is whole."

**Viola Gerard Garvin—**

આદર્શવાદી ભાવના રજુ કરતા સર્જનકાર્ય માટે અપાતું સાહિત્યનું નોબેલ પારિતોષિક, સ્વીડિશ એકેડેમીએ હમણાં જ ફિન્લેન્ડના સાહિત્યકાર ફ્રાન્ઝ એમીલ સિલાન્પેને અર્પણ કર્યું છે.

સાહિત્યના નોબેલ પારિતોષિક આપવાના નિર્ણયો સાથે વિવેચકોનો મોટો ભાગ હંમેશ સંમત થતો આવ્યો નથી. સાહિત્યનું આ પારિતોષિક આપવાની પદ્ધતિ વિષે જ્યોર્જ બર્નાર્ડ શૉ બહુ સારો અભિપ્રાય ધરાવતા નથી. તેમણે થોડા વખત પહેલાં જ આ વિષેનું પોતાનું મંતવ્ય પ્રગટ કર્યું હતું. વિજ્ઞાનક્ષેત્રમાં ઉત્તમ કાર્ય માટે અપાતાં આ સંસ્થાના પારિતોષિક આપવાના નિર્ણયો સચોટ હોય છે, કારણ કે એ નિર્ણયો વિજ્ઞાનકાર્યની નક્કર હકીકતો અને સત્યો ઉપરથી થતા હોઈ ન્યાયાધીશોને અવળે માર્ગે દોરી જતા નથી. પરંતુ હવે સ્કેન્ડિનેવીઆની પ્રજાની મેધાની શોધ કરવાની પોતાના જ દ્વીપસમૂહમાં મર્યાદિત થએલ સહજ દૃષ્ટિ હવે વિશાળ બની છે અને તે સુદૂર રાષ્ટ્રોના ખૂણે ખૂણે દોડી રહી ઉદાર પસંદગી કરે છે. આ દૃષ્ટિમર્યાદાનાં બંધન તૂટ્યા પછી તો એ જ પારિતોષિક આપવાની પદ્ધતિ સામે ટીકા કરનાર ખુદ જ્યોર્જ બર્નાર્ડ શૉને તે અર્પણ કરવામાં આવ્યું હતું. બર્નાર્ડ શૉ, યીટ્સ, કિપ્લીંગ અને ટાગોરને આ સંસ્થાએ આ પારિતોષિક આપીને

પોતાની વિશાળ દષ્ટિનું પ્રમાણ આપ્યું છે. આ વિજેતાઓ નોબેલ પારિતોષિક સંસ્થાના સંકુચિત ધોરણોથી અપાતાં નિર્ણયોમાં લાક્ષણિક અપવાદરૂપે લેખી શકાય.

બહારની દુનિયા ગમે તે કહે, પરંતુ ફિન લોકો તો સિલાન્પેનો આ પારિતોષિક માટેનો દાવો વર્ષો થયાં સ્વીકારતા આવ્યા છે. તેઓ તો તેને ફિન્લેન્ડના ગાલ્સવર્ધી તરીકે ગણે છે. ઉત્તમોત્તમ રાષ્ટ્રના સાહિત્યકાર તરીકે તેમજ સાહિત્યક્ષેત્રમાં પોતાના દેશનું પ્રતિનિધિત્વ રજુ કરનાર તરીકે તેઓ સિલાન્પેને જોતા આવ્યા છે. ફિન્લેન્ડના સંગીતને રજુ કરનાર જેમ મહાન સંગીતકાર સીબેલીઅસ અને રમતગમતના ક્ષેત્રમાં જેમ નુર્મી પ્રતિનિધિરૂપ છે તેમ જ આ સાહિત્યકાર પોતાના સાહિત્ય દ્વારા ફિન્લેન્ડના આત્માને આલેખનાર પ્રતિનિધિ છે. ફિન્લેન્ડે પણ પોતાના આ સાહિત્યકારનું બહુમાન ઇ. સ. ૧૯૩૬ માં જ હિલ્સીન્કીની 'ઓનરરી ડોક્ટર'ની ડિગ્રી એનાયત કરી કર્યું હતું.

દરેક નાના દેશની માફક ફિન્લેન્ડમાં પણ લેખક અને એના વાચકો વચ્ચે ખૂબ ઘનિષ્ટ સંબંધ છે. વળી સિલાન્પે તો દેશનો પ્રિયમાં પ્રિય લેખક હોવા ઉપરાંત એક ઉત્તમોત્તમ સર્જકથી પણ કંઈક વધારે છે. તેના આ વિજયથી ફિન પ્રજાનું હૃદય કેટલું આનંદપુલકિત થઈ ઊઠયું હતું તેનું માપ તો જેવું એ પારિતોષિક તેને મળ્યાનું જાહેર થયું કે તરત જ તે દિવસને તેઓએ રાષ્ટ્રીય તહેવાર જાહેર કર્યો તેમાંથી મળે છે. ત્યારે પારિતોષિકની જાહેરાત થઈ ત્યારે પ્રજાનું સમગ્ર ચિત્તતંત્ર મોરકો તરફ વળેલ હતું. છતાં પણ આ જાહેરાતે આ મહાન નવલકથાકારને સૌની જીભે રમતો કરી મૂક્યો હતો.

આ તો લોકોએ પોતાનો આનંદ પ્રગટ કર્યો તેની વાત થઈ. પરંતુ આ વિજયથી સિલાન્પેના પોતાના હૃદયમાં કયા પ્રકારની ઊર્મિછોળો ઊછળી રહી હતી? એક અમેરિકન સામયિકમાં તે વિષે એક રસિક બયાન પ્રગટ કરવામાં આવ્યું હતું કે જ્યારે તેણે આ આનંદજનક સમાચાર સાંભળ્યા ત્યારે તેણે પોતાનાં સાત બાળકોને 'બાપુ સાહુકાર છે, સાહૂકાર છે' એવી બૂમો પાડતાં ફિન્લેન્ડના પાટનગર હેલસિન્કીનાં પરાંઓમાં દોડતાં મોકલી દીધાં હતાં. અમેરિકાના વર્તમાનપત્રોના ખબરપત્રીઓ સર્વવ્યાપક હોય છે. એવા એક ખબરપત્રી સમક્ષ તે બોલી ઊઠયો હતો: "હું તો, નટ હેમ્સન (ઇ. સ. ૧૯૨૦ ના આ પારિતોષિકનો વિજેતા : નોર્વેજિયન નવલકથાકાર ) જેમ બે અઠવાડિયાં સુધી દારૂની બાટલીમાં રત થઈ જઈ અદશ્ય થઈ ગયો હતો તેમ જ કંઈ કરનાર છું." અને બીજે જ દિવસે આ એકાવન વર્ષના વિધુરે પોતાની સેક્રેટરી મિસ ગ્રેન હર્ગેન સાથેનું પોતાનું લગ્ન જાહેર કર્યું.

આ પ્રકારના રાષ્ટ્રીય અને વ્યક્તિગત આનંદ-ઊર્મિના આસ્ફોટને આ સાહિત્યકારની જીવન અને સાહિત્યની પૂર્વભૂમિકા પર ઊભા રહીને જ સમજી શકાય.

ફ્રાન્સ એમીલ સિલાન્પેનો જન્મ પશ્ચિમ ફિન્લેન્ડના સાતાકુન્તા તથા હામે પરગણાઓની સરહદ પર આવેલા હેમિન્કીરો ગામમાં ઇ. સ. ૧૮૮૮ના સપ્ટેમ્બરની ૧૬ મી તારીખે થયો હતો. તેના વડવાઓ જો કે ખેડૂત હતા, પરંતુ તેના પિતાને પોતીકી કહી

શકાય તેવી ખેડવાની જમીન ન હોઈ તેઓ એક ખેતરમાં મજૂરી કરતા અને તે જ ખેતરમાં થોડી જમીન ભાડે રાખી નિર્ધન સ્થિતિમાં એક નાનું ઝૂંપડું બાંધી રહેતા હતા.

ભવિષ્યના આ મહાન લેખકે પોતાની બાલ્યાવસ્થા બહુ સુખમાં વિતાવી હતી. એકલવાયા બાળપણની નિર્દોષ ક્રીડાનાં આનંદનાં તેમજ સૌંદર્યભર્યા હરિત ગ્રામ્ય પ્રદેશોનાં ભ્રમણોનાં સંસ્મરણો તેના ગ્રંથોમાં પ્રતિબિંબિત થાય છે.

ચાલુ સૈકાના આરંભકાળે તેણે 'ફિન્લેન્ડના માન્ચેસ્ટર' સમા ટામ્પીઅર ગામમાં કેળવણી લેવી શરૂ કરી હતી. તે એક ચાલાક વિદ્યાર્થી હતો અને ઈ. સ. ૧૯૦૮ માં તેણે વિનિત પાસ કરી. આ સમય દરમિયાન તેણે તેના પિતાને ખેતરની મજૂરીમાં સારો સાથ આપ્યો હતો. આ પછી તેણે હેલ્સિન્કી જઈને ત્યારના સમયની અદ્યતનરૂપ પામેલી ઈમ્પીરિયલ એલેક્ઝાંડર વિદ્યાપીઠમાં પાંચ વર્ષ સુધી પ્રાણીવિજ્ઞાનશાસ્ત્રનો અભ્યાસ કર્યો. તેનાં સર્જનોમાં દેખાતી મૌલિક જીવનશાસ્ત્રીય દૃષ્ટિ આ અભ્યાસને જ આભારી છે.

તેના જીવનવિકાસમાં ફિન્લેન્ડના સાંસ્કૃતિક પ્રભાવે પણ ખૂબ ભાગ ભજવ્યો છે: દક્ષિણ ફિન્લેન્ડમાં સ્વતંત્ર જુથ તરીકે સર્જનકાર્ય કરતા કલાકારો સાથે તે ઘનિષ્ટ સંબંધે સંકળાયેલો હતો. આ સ્વતંત્ર જુથમાં સંગીતકાર સીબેલિયસ, ચિત્રકાર એરો જેરનીફેલ્ટ અને થોડા આગળના સમયમાં થઈ ગએલ પ્રખ્યાત લેખક જૂહાની આહો ચમકતા તારા જેવા હતા. એમ કહેવાય છે કે સિલાન્પેની આ સમયની આકાંક્ષા એક શિક્ષક થવાની હતી પરંતુ તેને કેળવણીના ક્ષેત્રમાં પૂરતી સહાય મળી નહિ.

વિદ્યાપીઠની એક પણ પરીક્ષા પસાર કરી ન હોઈ સદાને માટે પદવી વિનાનો રહેવા સર્જાયેલો સિલાન્પે જ્યારે એકાએક ઈ. સ. ૧૯૧૩ના બેસતા વર્ષના દિવસે જ ગામ હેમિન્કીરોના પોતાના ગરીબ ઝૂંપડે પાછો ફર્યો ત્યારે તેની વય પચ્ચીસ વર્ષની હતી. આ વખતે તેના ભાવનામય હૃદયમાં તુમુલ યુદ્ધ ચાલી રહ્યું હતું અને તે કટોકટીમાંથી તે થોડા સમય પહેલાં જ પસાર થયો હતો. આ કટોકટીની પળોએ તેને કલમ દ્વારા પોતાની રોજી રળી લેવા પ્રેર્યો.

એના એકરાર મુજબ એને બીજો કશો ધંધો સૂઝતો નહોતો. ખેતરો અને જંગલમાં એ આથડતો ને રખડુ જેવું નિરુદ્યમી જીવન એ ગુજારતો હતો, પરંતુ પોતાના બાળપણના આ સંકુચિત વાતાવરણની વચ્ચે પાછાં ફરતાં તે એક એવી પલટાતી પરિસ્થિતિમાં મૂકાયો કે જેમાં તેના પોતાના જ શબ્દોમાં કહીએ તો, "કાર્ય, આનંદ અને સાથે સાથે દુઃખ પણ ઉત્પન્ન થાય છે."

હેલ્સિન્કીથી પાછા ફરતાં તેને યુવાન સીગ્રીડ મેરિયા સાલોમાકી નામની એક ઘરકામ કરતી ગ્રામકન્યાનો પરિચય થયો. આ પરિચય ઈ. સ. ૧૯૧૬માં લગ્નમાં પરિણમ્યો. આ પરિચય અને પરિણયનું સુરેખ શબ્દચિત્ર સિલાન્પેના પોતાના જ શબ્દોમાં આપીએ: "ઘરકામ કરતી હતી તે દિવસોમાં તે અત્યંત દેખાવડી લાગતી. તે જ્યારે કોફીના પ્યાલાઓની તાસક લઈને આવી ત્યારે પહેલી દૃષ્ટિએ જ હું તેના પ્રેમમાં પડ્યો! પછી તો અમે નાચમાં ગયાં. એ રૂપેરી ચાંદનીમાં અમે ખૂબ નાચ્યાં અને આખરે જ્યારે મેં તેના હાથની માગણી કરી ત્યારે તેણે 'હા' પાડી. અમે જો કે ગરીબ સ્થિતિમાં રહેતાં

હતાં છતાં અમારા ઘરનું વાતાવરણ આદર્શમય હતું. તેને ઓગણત્રીસ વર્ષ થયાં ત્યાં તો તે ૭ બાળકોની માતા બની રહી."

આ સુખમય લગ્નજીવનના પહેલાં વર્ષે જ તેની પ્રથમ નવલકથા પ્રગટ થઈ હતી. પરંતુ આ સુખી લગ્નજીવન લાંબું ચાલ્યું નહિ કારણ કે તેની આ પહેલી સ્ત્રી સીગ્રોડ મેરિયા સાલોમાકી તેના ઉપર નવ બાળકોને ઉછેરવાનો ભાર નાંખીને બીજી દુનિયામાં ચાલી ગઈ. આ પછી તેણે હમણાં સુધી વિધુર તરીકેનું જીવન ગુજાર્યું હતું અને પોતાનાં બાળકોના ઉછેરમાં વખત ગાળ્યો હતો, પરંતુ આપણે ઉપર જોઈ ગયા કે તેણે ફરીથી થોડા જ વખત પહેલાં પોતાની સેક્રેટરી સાથે લગ્ન કર્યાં છે. તે પોતે તો હજુ પણ હેલસિન્કીમાં જ રહે છે પરંતુ યુદ્ધના વાતાવરણને કારણે તેનાં બાળકોને હેલસિન્કીથી ખસેડી લેવામાં આવ્યાં છે.

ઊંચો અને મજબૂત, ભરાવદાર બાંધાનો આ તાલિયા માથાવાળો સાહિત્યકાર બુદ્ધિમાન, શરમાળ અને કંઈક વાતોડિયો ને મળતાવડો છે. જીવન તરફ બેફિકરભર્યો ભાવ ધરાવતો આ પુરુષ, પૌરુષથી ભરેલી માનવતા તેમજ સહૃદયતાભરી ચાતુર્યપ્રધાન વાતો કરી શકે છે. આ વાતોમાં વિનોદ અને ટીખળ પ્રધાન હોય છે. તે હેલસિન્કીની સંસ્કારી વ્યક્તિઓમાં ગણના પામતો સાહિત્યકાર છે. ફિન્લેન્ડની પી. ઈ. એન. કલબનો તે પ્રમુખ છે. તેનાં રાજકીય મંતવ્યો નિશ્ચિતરૂપે પ્રજાવાદી ભાવનાભર્યાં છે ને તે હંમેશ ફિન્લેન્ડે સ્કેન્ડિનેવીઅન ધરીને વળગી રહેવું જોઈએ એ નીતિને ટેકો આપતો આવ્યો છે. ફિન્લેન્ડના દરેક લેખકભાઈને રાજ્ય તરફથી ઉદાર નિવૃત્તિવેતન અપાવવા માટે મોવડી બની એ લડતના મોખરે રહી તે લડ્યો છે.

સિલાન્પેને એચ. જી. વેલ્સની કૃતિઓ વાંચવાનો શોખ છે. એ માત્ર અકસ્માત નથી, કેમકે એનામાં ને વેલ્સમાં ઘણું સામ્ય છે. સમાજવાદ પ્રત્યે સહાનુભૂતિ ધરાવતો એ પણ એક સહૃદયી આત્મા છે. જીવનશાસ્ત્ર ને ચાર્લ્સ ડાર્વિન પણ એના પ્રિય વિષયો છે.

જ્યારે તેને નવલકથાકાર-કલાકારનું કર્તવ્ય શું એ પ્રશ્ન પૂછવામાં આવે છે ત્યારે જવાબ આપતાં તેના મુખ ઉપર સહૃદયી સજ્જનતા ધરાવતા કલાકારમાં વણાઈ રહેતી વેદનાશીલતાનો સાક્ષાત્કાર થાય છે. તે હંમેશ એવું માનતો આવ્યો છે કે લેખકે એના વાચકને આનંદ ને આશ્વાસન-સહાય બન્ને આપવાં જોઈએ. જે અનુભૂતિ એને થઈ હોય એને એણે સંપૂર્ણ રીતે ઓળખવી જોઈએ ને અસંદિગ્ધ રીતે એને સાકાર કરવી જોઈએ: જીવનના સુભગ વર્ણનથી પ્રથમ તો વાચકને આનંદ ઊપજે છે પણ ધીમે ધીમે પોતાના અનુભવને એ ઓળખતો થઈ જાય છે ને ઓળખ્યા પછી એનો નિજના સંતાપમાંથી ઉદ્ધાર થાય છે. ઘણું ઓછું લખનાર આ લેખક પોતાની જાતનો કડક વિવેચક છે.

શરૂઆતના લેખનકાળમાં તેના ઉપર નટ હેમ્સન, મોરિસ મેટરલિન્ક અને સ્ટ્રન્ડબર્ગ જેવા સાહિત્યકારોએ ખૂબ ઊંડી છાપ પાડેલી અને એ જ કારણે તેની સર્જનસહજ કલ્પનાએ પહેલો સળવળાટ કર્યો. વતનમાં પાછા આવ્યા પછી તેણે શહેરી વાતાવરણનો બેદરકારીભર્યો અંચળો ઉતારી નાંખી વ્યક્તિના જીવનમાં ચિરસ્મરણીય બની રહેતી ધરતીનું

ધાવણુ ધાવવાનું શરૂ કર્યું હતું. એના પાડોશીની ઝૂંપડીમાં એકવાર અસહાય ને નિર્દોષ સરળતાથી એક માતા એના બચ્ચાને પોતાની ગોદમાં લઈને સૂતી હતી એ દૃશ્યે એના હૃદયને ખૂબ હલાવી નાખેલું ને એ પ્રસંગને એક વાર્તામાં વણી લઈ હેલસિન્કીના એક પત્રમાં એણે મુદ્રિત થવા મોકલી દીધી. એ વાર્તાને જે આદર મળ્યો તેમાંથી તેને વાર્તાકલાનો કીમિયો હાથ લાગી ગયો. આ રીતે નવલકથાઓ લખવી શરૂ કર્યાં પહેલાં સિલાન્પેએ ટૂંકી વાર્તાઓ ઉપર કલમ અજમાવી પોતાની શક્તિનું માપ આંકવાનો પ્રયત્ન કરી લીધો હતો. ગ્રામ પ્રદેશનાં ચિત્રો, ખેડૂતનાં સાદાં જીવનનાં રહસ્યપૂર્ણ દૃશ્યો તથા ખેતરોમાં મજૂરી કરતાં લોકોને પાત્ર તરીકે ઝડપી લઈ ઘણા સમય પહેલાં જે વાર્તાઓ લખવી શરૂ કરી હતી તેને *Children in the March of Time* નામના સંગ્રહમાં ગ્રંથારૂઢ કરી ઈ. સ. ૧૯૧૭માં પ્રગટ કરી. જેમ તેની પ્રથમ નવલકથા પ્રગટ થતાં ફિન્લૅન્ડના સાહિત્યમાં અનોખી ભાત પાડી હતી તેવી જ અનોખી ભાત આ વાર્તાસંગ્રહે પણ પાડી. અત્યાર સુધીમાં સિલાન્પેની ટૂંકી વાર્તાના ચાર સંગ્રહો બહાર પડ્યા છે.

તેની *Life and Sun* નામની પ્રથમ નવલકથાએ જ નવલકથાસાહિત્યમાં અનોખી ભાત પાડી. એ નવલકથાનો રસિક ઈતિહાસ છે. ઈ. સ. ૧૯૧૩માં તેની ટૂંકી વાર્તાઓ પ્રસિદ્ધ થતાં ખૂબ લોકપ્રિય થઈ તેથી પ્રકાશકોએ એની પાસે એક નવલકથા લખી આપવા માટે માગણી કરી. સિલાન્પેએ પુસ્તક તો લખવું શરૂ કર્યું, અને બે વર્ષ ચાલ્યાં ગયાં તો પણ આ પુસ્તકે છેવટનું પ્રકરણ જોયું નહિ! એટલે પ્રકાશકોનો પિત્તો ઊછળ્યો. પ્રકાશકે આ લેખકનું હરણ કર્યું અને એને હેલસિન્કીની એક હોટેલમાં પૂરી દેવામાં આવ્યો! પુસ્તક પૂરું કરી આપે તો જ એને મુક્ત કરવામાં આવશે, એવી સ્પષ્ટ વાત પ્રકાશકે એને કહી દીધી. અને તેમજ કર્યું. આમ *Life and Sun* નામની આ નવલકથા પ્રસિદ્ધિ પામી.

આ નવલકથાથી તેણે ફિન્લૅન્ડના સાહિત્યમાં જે કૃત્રિમતાભરી નવલકથાઓ લખાતી હતી તેના સામે જંગી લડત ઉપાડી. જો કે મહાન ફિનીશ લેખક આહોના વખતથી જ ફિન્લૅન્ડનું સાહિત્ય કુદરતમાંથી પ્રેરણા મેળવતું આવ્યું છે અને તેના અતિ ઊર્મિજન્ય વલણથી વિખ્યાત છે, છતાં સિલાન્પેની આ પહેલી નવલકથામાં જે પ્રગટ તત્ત્વો રજૂ થયાં તે તેમાં અત્યાર સુધી દૃષ્ટિગોચર ન હતાં.

આ નવલકથા એક યુવાન તથા બે યુવતીઓએ વસંતઋતુ દરમિયાન ગાળેલ જીવનના અનુભવો આલેખે છે. અતિતીવ્ર અનુભવલાગણીથી લેખક ઉદ્દીપક વસંતઋતુ પ્રેર્યા, કુદરત તથા દુનિયા તો આનંદ માટે છે એવા ભાવને તાબે થતા અને તે સાથે ભાવમય અજબ નિષ્ક્રિય આનંદ ભોગવતાં યુવાન હૃદયોમાં ઊભા થતા પ્રસંગોને એક પછી એક વર્ણવે છે. નવલકથાકારનું આ કવિહૃદય પોતાના કલ્પનાનાં અજબ વૈવિધ્ય પાસાંઓને કામે લગાડી દેતું દેખાય છે; પહેલી દૃષ્ટિએ આપણને તે સ્થૂલ જગતના પગથારે ઊભો રહી માનવજીવનનો ઊંડો અભ્યાસ કરતો દેખાય છે અને પછી આંતરજગતના અતલ ઊંડાણમાં ઊતરી જઈ જીવનનું મનોવિશ્લેષણ કરતો નજરે પડે છે. આથી આપણને એમ ખાત્રીપૂર્વક લાગે છે કે તે કોઈ કવિજનની રીતિએ ખરેખર સાક્ષેપવાદની પદ્ધતિએ પોતાનું જીવન જીવી રહ્યો છે. તે પાત્રોની સ્વભાવગત વૃત્તિની ઊંડી ગુફાઓમાંથી ડોકિયાં કરી રહેલ

પાત્રની ખરેખરી માનવતાને બહાર લાવી તેને આલેખવાનો પ્રયાસ કરે છે. આ નવલનાં કેટલાંક સુંદર પ્રકરણોમાં તો લેખક જાણે આંતરજગતના પટ પર વહેતા ઊંડા સમય-પ્રવાહનો ધ્વનિ સાંભળતો જણાય છે, તો ઘણીવાર તો તે ફ્રેન્ચ નવલકથાકાર માર્શેલ પ્રાઉસ્ટ અને ગદ્યમાં પદ્યનું સંગીત રેલાવતા 'યુલીસીસ' જેવી નવલકથાના આલેખક જેમ્સ જોઈસ જે 'આત્માનાં સંસ્મરણો'ની પદ્ધતિએ નવલકથાઓ લખે છે તે પદ્ધતિને તે થોડે-ઘણે અંશે કામ લેતો દેખાય છે. ઘણીવાર તે જગતસાહિત્યમાં લાંબામાં લાંબી નવલકથા લખતા ફ્રાન્સના નવલકથાકાર જુલીસ રોમેઈન્સની આત્માની એકવાક્યતાએ પહોંચી જતા વાતાવરણને સ્પર્શવાની શૈલીને સંસ્કારી આપતો, માનવજાતના હૃદયમાં ક્ષણિક પણ સાચા ભાવનાના એકકો થતા રાશિના અંતિમતાના શિખરે આરોહણ કરતો દૃષ્ટિગોચર થાય છે. આ રીતે તે ફિન્લેન્ડનો પહેલો મહાન સુધારક ભાવનાને અમલમાં મૂકી ચૂકેલ આધુનિક સાહિત્યકાર બની રહ્યો છે.

ફિન્લેન્ડે પોતાની હમણાં ભયમાં મુકાયેલી સ્વતંત્રતા ખાતર જે જે યુદ્ધો કર્યાં અને છેવટે ઈ. સ. ૧૯૧૮ની વસંતમાં આખરે સ્વતંત્રતા પ્રાપ્ત કરી તેનાં ગમખ્વાર અને કારુણ્યભર્યા અનુભવોએ તેની બીજી નવલકથા *Pious Misery* અથવા ૧૯૩૮માં અંગ્રેજીમાં પુટનામ પ્રકાશન પેઢીએ પ્રગટ કરેલ *Meek Heritage*નો પાયો નાંખ્યો. કારમી વાસ્તવિકતા રજૂ કરતી આ નવલકથા ઈ. સ. ૧૯૧૯ ની શરૂઆતમાં પ્રગટ થઈ. આ સર્જને તો તેને ફિન્લેન્ડના અગ્રગણ્ય સાહિત્યકાર તરીકે સ્થાપી દીધો. નિષ્પક્ષપાતી અને ભારોભાર જીવનફિલસૂફી ભર્યાં સામાજિક ચિત્રણ આલેખતી આ નવલ લખીને તે પોતાના જાતભાઈઓની સંક્રમણ સ્થિતિ વખતે જે ગુસ્સાની લાગણી તેના હૃદયમાં વ્યાપી રહી હતી તેમાંથી પોતાની જાતને છોડાવી લેવા માગતો હતો. ઊર્મિજન્ય સ્વભાવનો આલેખક આ નવલકથાદ્વારા તદ્દન પરલક્ષી લેખક બની રહ્યો. આ 'સંપૂર્ણ ફિનિશ જીવન-ચરિત્ર'માં સિલાન્પેએ ફિન્લેન્ડમાં એક નાનું ખેતર ખેડતા ખેડૂતની વિધિવક્રતા તથા દયા-પ્રેરિત સ્થિતિની કથા આલેખી છે. લાગણીવેડા બતાવ્યા સિવાય દેશમાં જાગેલ આંતરયુદ્ધ—લાલ બળવામાં ખેંચાતા એક ગામડાના નીચલા વર્ગના જૂહા ટોલ્વોલા નામના એક લઘરીઆ ખેડૂતના અંતરાત્માની ખોજ શરૂ કરે છે. આ કથામાં આખરે આ મંદબુદ્ધિ અર્થહીન જીવન ગુજારતા ખેડૂઆત્માને બળજબરીથી જીવનનિશ્ચય કરવો પડે છે. જો કે તેની બુદ્ધિના પ્રમાણમાં આ કાર્ય તેને ભારે પડી જાય છે. સિલાન્પેના જીવનચરિત્રકાર ટી. વાસ્કીવીનો જણાવ્યા પ્રમાણે, લેખકે દયાજન્ય દૃષ્ટિએ આ ખેડૂતના પાત્રની મૂળભૂત માનવતાની કરુણ સ્થિતિને ખુલ્લી કરી બતાવી છે.

ઈ. સ. ૧૯૨૦માં તેની ટૂંકી વાર્તાઓનો સંગ્રહ *My Dear Fatherland* પ્રગટ થયો. આ વાર્તાઓમાં પરાજિત આત્માઓ માટેની લેખકની સહૃદયી ઉન્નત લાગણી વ્યક્ત થાય છે. આ સંગ્રહની દરેક વાર્તામાં લેખક જીવનને ઘેરા શોક સાથે વિશાળ દૃષ્ટિના શિખર ઉપરથી અવલોકે છે.

સિલાન્પેનો મહત્ત્વનો સર્જનપ્રવાહ મુશ્કેલીઓથી ચાલુ રહ્યો છે. જીવનની જરૂરિયાતો તેમ જ જોઈતી વિષયસામગ્રીના અભાવે તેની કેટલીક નક્કી કરી રાખેલી વિશાળ યોજનાઓ

તે અમલમાં મૂકી શક્યો નથી. આ સમયે તે સ્પેંગલર વાંચતો હતો. સ્પેંગલરના જીવન-વિકાસશાસ્ત્રના અભ્યાસે તેને તે વિચારને અનુસરનાર લેખક બનાવી દીધો અને તેના મનમાં તેથી જ ઈસુ ખ્રિસ્તના સમયને લગતી નવલકથાએ આકાર લેવા માંડ્યો. ઈ. સ. ૧૯૨૩માં *Hillu and Ragnar* નામની અનોખી સુસંહત નવલકથા તેણે પૂરી કરી. આ કથા તેણે ખૂબ સરળ શૈલીમાં લખેલી છે. વાર્તાની પૂર્વભૂમિકા વાસ્તવિક જગતનાં નક્કર દશ્યોથી ઊભી કરી તે પર એક ગ્રામકન્યાના પાત્રને સરજી છે. આ ગ્રામકન્યા એક શહેરી જુવાન સાથે પ્રેમમાં પડે છે અને તે જ પ્રેમ એ ગ્રામકન્યાને આત્મહત્યા કરવાને માર્ગે લઈ જાય છે. આ કૃતિ જોકે લોકપ્રિય નથી નીવડી તોપણ લેખકને મન એની એ સર્વોત્તમ કૃતિ છે.

બીજા દશકા દરમિયાન—૧૯૨૦ થી ૧૯૩૦ સુધી—સિલાન્પેના વાચકવૃન્દને આગળની કૃતિઓ જેવી કૃતિઓ મેળવવાની આશાને બદલે તદ્દન જુદી દિશામાં, લેખકને પગલે અનુસરવું પડ્યું. તે આ કાળમાં નાની નાની હીરાકણીશી કૃતિઓનો આલેખક બની રહ્યો હતો. ઈ. સ. ૧૯૨૩માં *Proteges of the Angles* નામની કૃતિમાં તેણે બાળકોનાં મૃદુ રેખાચિત્રો દોર્યાં; આ પછી *Of and to my Own* નામે બહાર પડેલ સંગ્રહમાં ઊંડા મનન સાથે લેખકની પોતાની મનોસૃષ્ટિ અને સ્વભાવ-લક્ષણો છતા થાય છે. ઈ. સ. ૧૯૨૪માં સંયમિત વાસ્તવવાદભર્યાં ગ્રામદશ્યોનાં શબ્દચિત્રોનો સંગ્રહ *From the Level of the Earth* પ્રગટ થયો.

ઈ. સ. ૧૯૨૫ માં પ્રગટ થયેલ *Tollinmaki* નામનો ગ્રંથ સિલાન્પેએ જે તદ્દન નૈસર્ગિક વક્તવ્યભરી શૈલી માગી લે છે તેવી દંતકથાઓ લખવી શરૂ કરી હતી તેની શરૂઆત દર્શાવે છે. આ દંતકથાઓની વિષયસામગ્રી લેખકની પોતાની જ આત્મખોજ ને આત્મવિચારણાના દૃષ્ટિબિંદુરૂપે રજૂ થાય છે. ઈ. સ. ૧૯૨૮માં બહાર પડેલ *Confession*નો મોટો ભાગ જીવન ફિલસૂફીની વિચારણાથી તેમ જ નૈતિક અને બૌદ્ધિક વિષયો વિષેના મનનથી રોકાયેલો છે. ઈ. સ. ૧૯૩૦માં *Thanks for the Moments Lord......* એ નામના પ્રગટ થયેલ સંગ્રહમાં પણ ઉપર્યુક્ત વિષયો ભર્યા છે. ઈ. સ. ૧૯૩૬માં બહાર પડેલ સંગ્રહ *Fifteenth* જોતાં લાગે છે કે લેખકે પોતાના ગૃહજીવન આસપાસના વાતાવરણને માત્ર એક કવિની દૃષ્ટિએ જ નથી છવ્યું પણ એક શોધક, વિચારક, જીવનશાસ્ત્રી અને ફિન્લૅન્ડની સંસ્કૃતિના પ્રતિનિધિરૂપે તેનાં તત્ત્વોનો વિચાર કર્યો છે.

સિલાન્પેનાં આગલાં સર્જનો સ્કેન્ડિનેવિયન સાહિત્યમાં ખાસ મહત્ત્વનાં બની રહ્યાં છે. ૧૯૩૧માં પ્રગટ થયેલ *The Maid Silja* અથવા અંગ્રેજીમાં એલેક્ઝાંડર મેરટને ૧૯૩૩માં અનુવાદિત કરેલ, જેની બીજી આવૃત્તિ પુટનામ પ્રકાશન પેઢીએ હમણાં જ પ્રગટ કરી તે *Fallen Asleep while Young* નામની નવલકથાએ સમસ્ત યુરોપમાં ખળભળાટ મચાવી સિલાન્પેને યુરોપવ્યાપી કીર્તિ અપાવી અને ફિન્લૅન્ડના આત્માને વ્યક્ત કરનાર પ્રતિનિધિ સાહિત્યકાર તરીકેનું ગૌરવ આથી પ્રાપ્ત થયું. દરિયાઈ જીવન આલેખનાર નવલકથાકાર કોન્રેડ જેવાને લેખનકાર્યમાં પ્રેરનાર અંગ્રેજી સાહિત્યના ધુરંધર પ્રખ્યાત વિવેચક સ્વ. એડવર્ડ ગાર્નેટ જેવા આ કૃતિની ભારોભાર પ્રશંસા કરતાં થાકતા નથી. ફિન ખેડૂતના સાદા, વ્યાવહારિક જીવનનાં હૂબહૂ

ચિત્રો રજૂ કરતી આ નવલકથા વાસ્તવવાદ અને ઊર્મિજન્ય તત્ત્વોના મિશ્રણવાળી સિલાન્પેની કલાકૃતિ તરીકે લેખાય છે. આ કથા બે આત્માનાં જીવનચરિત્રો આલેખે છે. એક ખેડૂત અને તેની પુત્રીની આ આત્મકથા છે, જેમાં પુરાતન કાળના એક ખેડૂત કુટુંબનો ઘસાઈ ગયેલ પ્રાણદાયી જુસ્સો આત્માની ઉચ્ચ સભ્યતારૂપે ખીલી ઊઠતો દેખાય છે. સિલાન્પેએ પોતે કહ્યું હતું કે સીલ્યના પાત્રદ્વારા તે ઉશ્કેરણી ભર્યા અને દુર્દિનભર્યા સમયની વચ્ચે નિર્મળ અને સુંદર માનવતાની પ્રતિનિધિરૂપ બની રહેતી ફિન્લેન્ડની જુવાન ધરતીના જાયાઓના પ્રતીકને આલેખવા માગતો હતો. આધુનિક સંસ્કૃતિના સંસ્કારો પામવાનું શરૂ કરી ચૂકેલી પશ્ચિમ ફિન્લેન્ડની એક ગામડાની કોમને લેખક એક નિષ્ણાતના હાથે નવલકથાની પૂર્વભૂમિકા બનાવે છે. રંગભૂમિની માફક લેખક પ્રણય અને મૃત્યુના આછાઘેરા રંગપલટાની વચ્ચે સીલ્જા સાલ્મીલસને ચિરસ્મરણીય ઊર્મિજન્ય ગૌરવ–ભાવનાની સ્થિતિમાં બતાવે છે. કન્યાકાળની દીવાસ્વપ્નની સ્થિતિમાંથી, લેખકને મન જે જીવનની ઉચ્ચતમ સ્થિતિ છે, તેવી વસંતકાળ અને યૌવનના પ્રેમની સ્થિતિમાં આવતી આ ગ્રામકન્યાનું પાત્ર મૃત્યુની પશ્ચાદ્‌ભૂમિને પડછે વિજયી અને ઝળહળતી પ્રભા પામે છે. આખરે આ ગ્રામકન્યા ફિન્લેન્ડના શાપરૂપ ક્ષયના રોગથી મૃત્યુ પામે છે. લેખકની ઉન્નત સર્જનશક્તિ સીલ્જાના પાત્રમાં વ્યાપક છે તેથી તે પાત્રને તેનાથી એકત્વની મહોર લાગે છે. લેખકની સર્જકશક્તિ પાત્રમાં વ્યાપક હોવી અને તે શક્તિની એકત્વની મહોર પાત્રમાં મુદ્દાદાર રીતે ઊઠવી એ જ શિષ્ટ કલાનું લક્ષણ છે.

૧૯૩૨માં બહાર પડેલી તેની *A Man's Road* નામની નવલકથામાં એક જુવાનના જીવનની નક્કર ભૂમિ પર ઊભા રહીને અભ્યાસ કરવામાં આવ્યો છે. આ કથાનું મુખ્ય પાત્ર એક જુવાન ખેડૂત છે. તે પોતાના યૌવનકાળ વખતના પ્રેમપાત્રને તજીને એક ધનવાન પરંતુ માંદગી ભોગવતી સ્ત્રી સાથે લગ્ન કરે છે. તેની આ સદા–આજાર પત્નીના મૃત્યુ પછી પાનો આહોલા વિલાસી જીવન ગુજારે છે અને જ્યાં સુધી તેના હૃદયના છૂપા ખૂણામાં ભરાઈ રહેલી પોતાનો કબજો ભોગવતી યૌવનકાળની પ્રેમપાત્રી સાથે તે પોતાનું જીવન જોડવા સમર્થ નથી થતો ત્યાંસુધી એ વિલાસના પાસમાંથી છૂટી શકતો નથી. પ્રેમ વિષયની છૂટથી ચર્ચા કરતી આ આકર્ષક નવલકથામાં અંગ્રેજી નવલકથાકાર ડી. એચ. લોરેન્સના અફલાતુન રોમાંચકારી પ્રેમનાં આસ્ખલન ( smacks ) જેવું ઘણે સ્થળે દેખાય છે. આ કથામાં પૃથ્વીનાં ફળફૂલાદિ પર જેમ સૂર્યચંદ્ર પ્રકાશે છે તેમ પ્રેમના પરિતોષમાં ઉદ્દીપન અને શીતલતા વ્યાપતાં લાગે છે.

આથી પણ કંઈ વધારે ગહન દૃષ્ટિએ તેણે ઈ. સ. ૧૯૩૪માં પ્રગટ કરેલ *People in a Summer Night* અથવા *Mankind in the Summer Night* નામની નવલકથામાં પોતાની પ્રાણદાયી નિસર્ગ તરફની બધી લાગણીઓને છૂટથી રજૂ કરી છે. આ કથાનાં પાત્રો જાણે અસ્વાધિન અને મોહક રૂપેરી ચાંદનીનાં પાથરણાં ઓઢેલી ઉનાળાની રાત્રિના વાતાવરણમાં કેદ થઈ ગયાં આપણને લાગે છે. જીવનની સંક્રામણને લીધે આ પાત્રો જ્યાં ત્યાં અથડાઈ કુટાય છે તે સંક્રામણ જાણે સારાંનરસાં કાર્યોથી ઊભી ન થતાં —તેનાથી પર બની રહેતાં—કોઈ અજ્ઞાત જગતની ઊંડી ગુફામાંથી બહાર આવી ઊભી થતી

હોય તેમ દેખાય છે. ફિન્લૅન્ડની રૂપેરી ચાંદનીનાં પાથરણાંવાળી રાત્રિને પૂર્વભૂમિકા બનાવી, પ્રેમ અને મૃત્યુ તેમ જ હત્યા અને વિકારભાવનાના પ્રસંગો વર્ણવતી અજબ સમારોહભરી આ કથા છે. ભાગ્યે જ કોઈ લેખક આટલા નાના બીજમાંથી આવી મહાન કથા સરજી શકે છે. આ કથામાં તે ગામડાની એક નાની કોમના જીવનના એક નાના બીજમાંથી તે જીવનની જટિલ પરિસ્થિતિ તેમ જ એ પરિસ્થિતિની આધ્યાત્મિક ભૂમિકાથી જોતાં જે અવર્ણનીય વિશાળતા લાગે છે તેનો હૂબહૂ ખ્યાલ આપે છે. આ બાબતમાં તે આપણને ટૉમસ હાર્ડીનું સ્મરણ કરાવે છે. તેનું વનનું આગલું જીવન અને તે વખતના અનુભવો તેના દરેક સર્જનમાં વણાયેલાં છે. હાર્ડીના સર્જનની માફક તેની નવલકથાઓ ગરીબ લોકોનાં ગૃહજીવનનાં હમેશનાં દશ્યો રહસ્યપૂર્ણ રીતે આલેખે છે. તેનાં પાત્રો ટેસ અને જ્યુડનાં પાત્રો જેવાં નાના ગામડાનાં લોકો હોવા છતાં વિરાટ જગતનાં માનવ જેવાં અને મહત્ત્વ વિનાનાં દેખાતાં છતાં લેખકની કલમે ચડી મહત્ત્વશાળી બની જાય છે.

મહાન સાહિત્યસર્જકો જે અર્થમાં મહાન છે તે અર્થમાં સિલાન્પેને મોટા કહી શકાય નહિ. નોબેલ પારિતોષિક મળ્યા પહેલાં તે એક અજાણ્યા લેખક તરીકે સંતોષથી લેખનકાર્ય કરતો હતો તેને ઉદ્યમી લેખક પણ કહી શકાય તેમ નથી. તે તો કાવ્યમય દષ્ટિએ જગતને નિહાળનો એક સ્વપ્નદષ્ટા છે. તેનાં લખાણો, અનોખી સ્વરીતિજન્ય બૌદ્ધિક વિશ્લેષણીય સ્થિતિના સુભગ મેળ સાધતાં સુવાસિત ઊર્મિપ્રધાન મનોસ્થિતિનાં ચિત્રણોથી સભર છે. જે ભૂમિમાંથી પેદા થયો હોય તે ભૂમિના લોકોના મનોભાવ અને ક્રિયાને રજૂ કરવા માટે જો કોઈ સાહિત્યકારને પહેલી વાર સાહિત્યનું નોબેલ પારિતોષિક આપવામાં આવ્યું હોય તો તે સિલાન્પેને આપવામાં આવ્યું છે એમ વગર શંકાએ કહી શકાય.

એ પોતાની સઘળી કૃતિઓ ટાઈપરાઈટર ઉપર જ તૈયાર કરે છે. વાર્તાના શરૂઆત અને અંત એ પહેલેથી બાંધી લે છે. વચ્ચેનો ભાગ પછી લખવો શરૂ કરે છે. એ એમ માને છે કે આવી પાત્રાલેખનમાં ગોથું ખવાઈ જતું નથી. ભાષાના અલંકારમાં એમનું મન ચોંટતું નથી. શૈલીનાં સત્યઘટના, સાદાઈ તેમ જ વિચારની ચોખ્ખાઈ અને શબ્દોનું મોઝ પ્રમાણ એની એ ખાસ કાળજી રાખે છે. કુદરતના રૂપની નમણી ચિત્રકલાને તે વાસ્તવના ગલેફથી વીંટી લેતાં ભૂંસાવા દેતો નથી. એના લખાણમાં રાષ્ટ્રીયતાનો તાલ એ ક્યારે ય ચૂકતો નથી. એણે ફિન્લૅન્ડનાં હિમ અને વનશ્રીને પોતાના સાહિત્યમાં શ્વાસ લેતાં કર્યાં છે. એના સાહિત્ય વિશે એક મશહૂર વિવેચકે કહ્યું છે: 'એમની શૈલી ફિન્લૅન્ડનો બરફ વેરી જાણે છે; અને તમને ટાઢ વાય છે.' કલમની આ કારીગીરીને સાચી ઊર્મિ મળી જાય છે અને સાહિત્ય સર્જાય છે.

તે એક અત્યંત ગંભીર લેખક છે. નિસર્ગ અને માનવજાતનો અભ્યાસ કરી, તેને અનોખી દષ્ટિએ માપીને સાહિત્યસર્જન કરનાર સિલાન્પેનો જોટો યુરોપમાં નથી એમ કહીએ તો તે અતિશયોક્તિ નથી. વાચકોનાં દષ્ટિપડળ ખોલી જીવનને નવા જ દષ્ટિકોણથી જોવા પ્રેરનારા સર્જકોની હરોળમાં તે ઊભો રહે છે. પ્રાણપ્રદ તત્ત્વોની પૂર્વભૂમિકાવાળા રંગમંચ પર ઊભા રહી તેણે અનંત જીવનની એક ભાગ સમી મનુષ્યની આત્મચેતનાને ગૌરવશીલ બનાવી ચિત્રિત કરી બતાવી છે. મનુષ્યજીવનનાં ચિત્રણોને પોતાની સુંદર સર્જનશક્તિએ મઢીને તેણે જીવન સમગ્ર રજૂ કર્યાં છે. દશ્યમાન એકમના રૂપમાં માનવજાતને

જોતાં જોતાં એ માનવજાત પાસે પહોંચી જવાની સિલાન્પેની શક્તિ તો અજોડ કહી શકાય. તેનાં ગદ્ય:લખાણોમાં જે ઊંડું છતાં નિખાલસ પદ્ય રેલાવવામાં આવ્યું છે તેમાં તે વિના પ્રયત્ને કુદરત સાથેનો સાચો સંસર્ગ સાધી શક્યો છે. આ નિસર્ગ સાથેના સંસર્ગથી આપણે આપણા ધાંધલિયા જીવનને લઈને તેમજ કંઈ ઘસારાવાળા સાંસ્કારિક કહેવાતા બુદ્ધિવૈભવને લઈને વંચિત રહ્યા છીએ.

આ પારિતોષિકનું અર્પણ સમયસરનું છે કારણકે ફિન્લેન્ડે સિલાન્પે જેવા સાહિત્ય સપુતનાં સર્જનોદ્વારા દાંડી પીટીને જાહેર કર્યું છે કે તેઓની ખડતલ જાતિનો આત્મા અમર છે. ફિન લોકો જોકે આજે પરાજય પામ્યા છે પરંતુ તેઓને કદી જીતી શકાશે નહિ. જે રાષ્ટ્રે સીબેલિયસ જેવા સંગીતકાર તથા સિલાન્પે જેવા સાહિત્યકારને ઉત્પન્ન કર્યા, એ રાષ્ટ્રનો આત્મા શું કદી મરનાર છે?*



* આ લેખ તૈયાર કરવામાં Hindu, Bombay Chronicle, John O' Londons' Weekly તથા 'પ્રજાબંધુ' માં આવેલા લેખોની સામગ્રીનો ઉપયોગ કર્યો છે. —લેખક

# એક ઉતારો

નગીનદાસ પારેખ

[ અંગ્રેજ ઇતિહાસકારોએ જેને સિપાઈઓનો બળવો કહીને ઓળખાવ્યો છે, તે કેવળ સિપાઈઓનો બળવો હતો કે દેશને ફિરંગીઓના રાજકીય અને ધાર્મિક આક્રમણથી મુક્ત કરવાનો પ્રયત્ન હતો, એ વસ્તુ હજી ચર્ચાયા કરે છે. મેં જ્યારે પંડિત સુંદરલાલના હિંદી પુસ્તકમાંથી એ બનાવને લગતો ભાગ ગુજરાતીમાં 'સત્તાવન' નામે ઉતાર્યો ત્યારે તેના નિવેદનમાં આ મુદ્દા ઉપરના મારા વિચારો ટૂંકમાં પણ સકારણ રજૂ કર્યા હતા. મેં ત્યાં એવું કહેલું છે કે તે સમયનો ખ્યાલ કરીને આપણે જો એ બનાવને નીરખીએ તો ઉત્તર પક્ષ જ સાચો છે એમ લાગશે.

ત્યાર પછી, એ બનાવ વિશે કંઈક સમકાલીન લખાણ મળે, હિંદીને હાથે લખાયેલું લખાણ મળે તો આ મુદ્દાની ચર્ચા ઉપર વિશેષ પ્રકાશ પડે, એ આશાએ હું એવાં જૂનાં માસિકો જોતો રહેતો હતો. એવામાં ૧૮૫૮ના જાન્યુઆરીનું 'બુદ્ધિવર્ધક' મારા જોવામાં આવ્યું. એમાં એ વિષય ઉપર એક લેખ છે.

આ 'બુદ્ધિવર્ધક' માસિક મુંબઈની બુદ્ધિવર્ધક સભા તરફથી પ્રગટ થતું હતું. કવિ નર્મદાશંકર એ સભાના અને માસિકના સંચાલકોમાં મુખ્ય હતા. આ ૧૮૫૮ના સાલની ફાઈલમાં પણ નર્મદના અનેક લેખો છે. પણ આ લેખ એનો હોય એવું લાગતું નથી. આ લેખ નનામો છે. એ લેખ વાંચીએ છીએ ત્યારે જાણે આપણે કોઈ સરકારી ઢેરનામું વાંચતા હોઈએ એવું લાગે છે. હિંદુ મુસલમાનોને લડાવી મારવાની યુક્તિ, હિંદુઓ સ્વરાજ્ય ચલાવવા માટે તદ્દન નાલાયક છે એવી દૃઢ માન્યતા, વગેરે બધી જ વસ્તુઓ એમાં મોજૂદ છે. વળી ભાષા પણ અંગ્રેજી રચનાવાળી છે—ખાસ કરીને પાછલા ભાગમાં તો ભાષાંતરિયા થઈ ગયેલી છે. એ ઉપરથી મને તો એવો પણ વહેમ જાય છે કે કોઈએ અંગ્રેજીમાં લખી આપ્યું હશે અને તેનો તરજુમો કરીને આ છાપ્યો હશે.

એ લેખ જેવો છે એવો જ અહીં ઉતાર્યો છે. જોડણી વગેરે પણ મૂળનાં જ કાયમ રાખ્યાં છે. માત્ર બેએક જગાએ જ્યાં છાપભૂલ લાગી ત્યાં કૌંસમાં તે સુધારી છે.

ઇતિહાસના શોખીનોને તો આ ઉતારામાં રસ પડશે, પણ બીજાઓને પણ એ કૌતુકપ્રદ થશે એવી આશાથી તે પ્રગટ કર્યો છે. —ન.]

## હાલના બલવા સંબંધી દેશીઓની ચાલ

બંગાળી સીપાઈઓના બલવાથી સને ૧૮૫૭નું વરસ હિંદુસ્તાનના ઇતિહાસમાં, ઇંગ્લાન્દના ઇતિહાસમાં અને દુનીઆના ઇતિહાસમાં નહીં ભુલાએ એવું થયું છે. એ બલવાની તવારીખ અને એ બંડખોરોના ખુની કર્મો ઇતિહાસમાં લોહીના અક્ષરથી લખાશે. જે પવીત્ર જુગોમાં શ્રીરામ અને કૃષ્ણ જન્મ્યા હતા, જે પવીત્ર મેદાનમાં અરજુન અને જુધીષ્ઠિર લડ્યા હતા, જે પવીત્ર નદીમાં નાહવાથી હિંદુધર્મ પ્રમાણે સઘળા પાપ ધોવાઈ જાએ છે, તે જુગો અને તે મેદાનમાં સેતાન નાનાએ, નીમકહરામ ખુની બંગાળી સીપાઈઓએ અને તેના સોબતી મુસલમાનોએ આપણા પરોપકારી રાજ્યના નીરઅપરાધી

દેશીઓને, તેના બાઈરાં અને છોકરાઓને કતલ કરી નાખ્યા, અને તેઓનું નીરઅપરાધી લોહી તે પવીત્ર નદીમાં વહ્યું. જારે અમે વિચાર કરીયેછ કે એ ખુનીઓ અમારા દેશી છે, તેઓ બ્રાહ્મણ અને ક્ષત્રી છે, તારે અમને ઘણીજ શરમ લાગે છે. એ કસાઇઓએ પોતાના દેશને અને જાતને, દુનીયાને અને માણસને લાજ લગાડી છે. તેઓએ પોતાના ધર્મને એબ લગાડી છે. સુધરેલી પરજાઓમાં કોઈ કાળે પણ એવા ખુન થયા નથી.

ઈંગ્રેજ સરકાર અને ઈંગ્લાન્દના લોક એ રાખસોને કચરી ચુરેચુરા કરવાને શક્તિમાન છે એમાં કસો સંધે નથી. બંડખોરોને મોટી લડાઈઓમાં હરાવ્યા છે, તેઓની તોપો, બંદુકો, દારૂગોળા, નીશાણ અને ખજાના છીનવી લીધા છે એટલું નહીં પણ તેઓનો મોટામાં મોટો કીલ્લો અને રાજધાની જે દીલ્લી તે બરશરતે લીધી છે. ઈંગ્રેજી સોલજરો અને તેઓના બાહાદુર મીત્રો શીખ અને ગુરખાઓ એમાંના દરએક ખુની અને બળવાખોરોને થોડા કાળમાં જમપુરી ભણી મોકલી આપણા દેશમાં શાંતિ કરશે એવી સર્વેની ખાત્રી છે. તોપણ આપણે જરા તજવીજ કરો કે એ બલવો નરમ પાડવામાં અને એ સંકટને સામે સરકારને મદદ કરવામાં આપણા લોકોએ હજી સુધી શું કીધું છે. આપણા રાજારાણા ઠાકોરો અને જાગીરદારોએ, આપણા શેઠ સાવકારો અને વેપારીઓએ, સરકારી નોકરોએ, દુકાનદારોએ, કારીગરોએ અને ખેડૂતોએ આ બારીક વખતે શરકારને શી મદદ કીધી છે? * એ ઘણી અફસોસની વાત છે કે બીજા દેશની સરકારો એવી આફતમાં આવી પડેછે તારે તાંહાંના લોકો તેઓને કહેવી મદદ કરેછે એ, ઈતિહાસથી અજાણપણાને લીધે, આપણા લોક જાણતા નથી. તેની જોડે તેઓ ખરો સ્વદેશાભીમાન પણ પુરો સમજતા નથી. અમે ઘણા દલગીર છીએ કે આપણા લોકે વિલ્યમ ટેલ, રાબર્ટ બ્રુસ અને કોસિઉસ્કોના નામ સાંભળ્યા નથી. સને ૧૧૧૪માં ઈંગ્લાન્દના પેહેલા રિચાર્ડ રાજાને જરમનીમાં પકડ્યો હતો તારે તેની રઇએતે પોતાના ઘરેણા અને વાસણ વેચી તેને છોડાવ્યો હતો. સન ૧૫૮૮ માં સ્પેન દેશના બીજા ફિલિપ રાજાએ ઈંગ્લાન્દ જીતવાને દરીયાઈ તથા જમીનની મોટી ફોજ મોકલી તારે પોતાની ઈલિઝાબેથ રાણીની તરફથી મરવાને દરએક ઈંગ્રેજ તઇયાર થયો હતો. જેની પાસેથી હજાર રૂપીયાની મદદ માગી તેણે ખુશીથી બે હજાર આપ્યા; જે ગામ પાસેથી દશ સીપાઈ માગ્યા તે ગામે વીસ આપ્યા. એવા પ્રસંગો આવ્યાછ તારે એવો જ આસરો તેઓએ હમેશ આપ્યો છે. પોતાને ખરચે લસ્કરો રાખી આપી, ભારે કરો આપી વગેરેથી જેમ બને તેમ મદદ કીધી છે. તેજ પ્રમાણે સ્વીત્સઝરલાંડ, જરમની, રોમ, ગ્રીસ વગેરે દેશોના લોકોએ સ્વદેશાભીમાનના મોટા મોટા દાખલા આપ્યા છે. તેજ પ્રમાણે ઈંગ્રેજ સરકાર કે જેનો આપણા દેશ ઉપર મોટો ઉપકાર છે તેને આ વખત હિંદુસ્તાનના લોકે મદદ કરવી જોઈએ. લોકોના અજ્ઞાન તથા રાજદારી કામમાં હાથ ઘાલવાની સમજ તથા ટેવ નહી તેથી આ ફાએદાકારક કામ બરાબર થયું નથી. અમે કહીએછ કે "આ ફાએદાકારક કામ" કેમકે જે રીતે જોઈએ તે રીતે સરકારને મદદ કરવાથી ગામડી પ્રજાને ફાએદો છે.

થોડો વિચાર કરો કે એ બલવો આપણા દેશને પરદેશીઓથી સ્વતંત્ર કરવાને છે કે, આપણા ધર્મનું રક્ષણ કરવાને છે, કે માત્ર આંધળી હોસ, અને ખોટા વેહેમ અથવા

શકનું તથા કેટલાએક ખરાબ મુસલમાનોની શીખવણી તથા ઉશ્કેરણીનું પરીણામ છે! એ બલવાથી હિંદુ પ્રજાને સ્વતંત્ર કરવાનો બંડખોર સીપાઈઓ પણ દાવો કરતા નથી. તેઓએ આરંભમાં જ હિંદુ લોકોના કટ્ટા દુશમનોને રાજ સોંપ્યું. જેઓએ સેંકડો વરસ સુધી હિંદુસ્તાનને ખરાબ કીધું, અને હિંદુઓને દુઃખ દીધું, જેઓએ આપણા વડવાઓને કાંઈ છુટ અથવા રાજદ્વારી હક્ક આપ્યા નથી તેઓને એ હરામખોરોએ દીલ્લીની ગાદી ઉપર બેસાડ્યા. આપણા ધર્મનું રક્ષણ કરવાને એ બંડ કીધું છે એવું પણ કહી શકાતું નથી, કેમકે હિંદુ ધર્મના હાડવેરી જે મુસલમાનો જેઓ નજદીક નવસો વરસ થયા હિંદુ ધર્મને બુડાવવા અત્યંત મેહેનત કરે છે, જેઓએ આપણાં હજારો દેહેરાં વટાળા, તથા ભાગી તેઓની જગાએ મસીદો બાંધી, લાખો બ્રાહ્મણોને તથા બિજા હિંદુઓને પોતાના ધર્મને દૃઢ લઈને વળગી રહ્યાના કારણથી મારી નાખ્યાં, જેઓએ હિંદુઓની હજારો મુરતી ભાગીઓ, એવા જે આપણા ધર્મના વેરી તેઓને બલવાખોરોએ રાજ અધીકાર સોપ્યો. જે માયાળુ સરકાર હમેશ મોટા પોકારથી કેહેછ કે અમે અમારી રઈએત ઉપર ધર્મસંબંધી અથવા કાંઈપણ બીજા કારણસર કદી જુલમ કરનાર નથી, તથા સુખ અને આબાદીનો વધારો કરવાને હમેશ મેહેનત લઈશું, અને જે સરકારે આ વચનો પાળ્યાં છે, તેની સામે તોફાન કરવાનું કારણ, ઈંગ્રેજ સરકારના આવ્યાથી જેઓએ પોતાનું રાજ ખોયું છે તેઓની સીખવણી તથા ઉસકેરણી, તેઓનું ભમભરેલું [ ભમભેરવું ] તથા ભમાવવું સીવાએ બીજું કાંઈ નથી.

આપણા માઠા ભાગ્યેગે જો એ બલવાખોરો ફતે પામે (જે કે કોઈ કાળે પણ બનનાર નથી) તો આપણા ગરીબ દેશની હાલત શી થશે? ઓ પ્રભુ! એવો દાહાડો ન દેખાડીશ નહીં! એ મુર્ખ ભઈઆજીઓ રાજ કરવાને શક્તીવાનથી [ વાન નથી ] એ ખુલ્લું છે. હિંદુ અને મુસલમાનોની લડાઈ નીત ચાલે; આખો દેશ નાહાના અગણીત રાજ્યોમાં વેહેચાઈ જાએ; એ નાહાના રાજ્યો એક બીજા જોડે હમેશ લડે; આખો દેશ ઉજડ અને વેરાન થાએ; લોહીની નદીઓ વેહે; ખેતીવાડી તથા વેપાર રોજગાર બંધ પડે અને અપાર ખરાબી થાએ. પણ એટલું જ બસ નથી, કાબુલ કંધાર, તથા ઈરાનના લોકો અને તાતાર લોકો હિંદુસ્તાન લુટવા અને જીતવા આવશે. તેમજ રશીઅન, ફ્રેંચ, અમેરીકન વગેરે લોકો પણ ભાગ લેવા આવશે અને મોટી લડાઈઓ કરશે. આ દુઃખકારક બીના ઉપર લંબાવીને લખવાને અમે ચાહાતા નથી. ઈશ્વર કૃપાથી એવું બનનાર નથી; ઇંગ્રેજ સરકાર એવી જબરી છે કે પોતાના સઘળા વેરીઓને જેર કરી શકે. ઇંગ્રેજ સરકાર બળ-વાન છે તો પણ આપણે આપણી ફરજ બજાવવી જોઈએ. આપણને માહાભારત દુઃખોમાંથી કાહાડી આપણું રક્ષણ કરવાને જે લોકોને પરમેશ્વરે મોકલ્યા છે તેઓની મદદે આપણે ધાવું જોઈએ. અમે ખરા દીલથી અને ખાત્રીથી કહીએછ કે આપણા લોકો હજી પોતાના દેશનું રાજ પોતે ચલાવી શકે એવા નથી અને ઈંગ્રેજ સરકારના જેવી સારી બીજી સર-કાર આપણને મળનાર નથી. કોઈ પણ યુરોપીઅન લોકોના કાએદા અને રાજનીતિ એઓના જેવી સારી ને વખાણવા જોગ નથી. એ સીવાએ, આ વખતે આસરો આપ્યાથી આપણા લોકને વજન અને આબરૂ મળશે. દુનીયાની પ્રજાઓમાં આપણા દેશની મોટાઈ વધશે, અને રાણી તથા પારલામેન્ટની નજરમાં તથા ઈંગ્રેજોમાં આપણો ભારઓજ વધશે. પછી આપણી અરજો ઉપર તેઓ વધારે ધ્યાન પોચાડશે. તેઓ આપણને ગુસ્સે

અને નારાજી કરવાને બીહીશે અને ચાહાશે નહીં. અમે ટુંકામાં કહીએ છીએ કે આ વેળા આપણે તમાશગીરની માફક શાંત બેસી જોયા કરીશું તો આપણે ઘણું નુકસાન થશે.

... ખરી વાત છે કે બલવાથી જે ઘણી ધાસ્તી હતી તે નરમ પડી છે બળવાખોરોનો ઘણો પરાજય થયો છે; ઈંગ્લાંડના સોલજરો આવી પોચ્યા છે; ગુરખા અને શીકની ઘણી કુમક આવી છે, તો પણ હજી મદદનો વખત છે. એ કામ એકદમ નહીં કરીશું તો એ વખત જલદીથી જતો રહેશે. પછાત પડ્યા છઈએ ખરા તો પણ દોડી પોચાશે. બલવા વિષે કંટાલાના અને તેથી દલગીરીના પત્રો સરકારમાં મોકલી, પ્રાર્થના કરી, કસાઈ મતના અને ખોટા વીચારના બ્યુકરિટને બર તરફ કરી, રીલીફ ફંડમાં નાણા ભરી, અને સોલજરોને જીઆફત આપી જે વખાણવા જોગ હોસ બતલાવી છે તે જારી રાખી કાંઈ મોટી મદદ કરો. મુંબઈનો દાખલો જોઈને પ્રાંતના લોકો પણ આગળ પડશે. પૈસાદારોએ પોતાની કોથળી છોડવી, અને મધ્યમ સ્થીતીના લોકે પણ પોતાની હોશ અને શક્તિ પ્રમાણે આવી મદદમાં સામેલ રહેવું, કારણ કે જો બલવાખોરો આવ્યા હોત તો એમાનું થોડું જ આપણી પાસે રેહેત. એવી મદદને કેહેવો આકાર આપવો તે તેના આપનારાએ ઠેરવવું જોઈએ. ગરીબોએ સીપાહીઓએ, રાજા અને ઠાકોરોએ, લડાઈમાં જવા અરજ કરવી જોઈએ. ભાવનગરના સંમજુ ઠાકોરનો લાઓ[એ] કીધેલો અને આબરૂદાર દાખલો લઈ ચાલવું જોઈએ.

અમારી સૂચના પ્રમાણે અમારા દેશીઓ કરે કે નહીં, તો પણ અમને જે લખવાની ફરજ જણાઈ તે લખ્યું છે. જેઓ આપણા લોકમાં આગેવાનપણું ધરાવે છે, જેઓ વિચારવંત અને શક્તીવાળા છે, તેઓને આ વાત ધ્યાનમાં લેવાને અને એ વિષે વિચાર કરવાને સોંપીએ છીએ. ...

—બુદ્ધિવર્ધક ગ્રંથ પુ. ૩. અં. ૧. જાનેવારી ૧૮૫૮.

☆

# હવા-નિયંત્રણ

ડૉ. યશવંત ગુલાબભાઈ નાયક

**અમે** થોડા દિવસ રહેવાનો વિચાર કરીને અમદાવાદ ગયા. હવામાન અનુકૂળ ન હોવા છતાં અમારા મિત્ર દિનુભાઈનો જૂનો આગ્રહ અમને ઈસ્ટરની રજામાં ખેંચી ગયો. હું વકીલ, હર્ષદ ડૉક્ટર અને પ્રવીણ વિજ્ઞાનનો પ્રોફેસર : એટલે અમને ત્રણને સમય કેમ જશે તેનો વિચાર સરખો પણ કોઈ દિવસ ન આવે. મને હર્ષદ ઘણીવાર કહેતો કે જો આપણ ત્રણને રૉબિન્સન ક્રુઝોના ટાપુ ઉપર મૂકવામાં આવે તો જરૂર આપણે માત્ર વાતો કરતા કરતા જ મરી જઈએ. હર્ષદ અને પ્રવીણ એટલે અખૂટ વાતોના ભંડાર. એમની સંગાથે વાતો કરતાં ઘણી યે વાર અમે અમારી દિનચર્યા ભૂલી જતા. મુંબઈનું કાર્યક્ષેત્ર મૂકી થોડા દિવસ સાથે બહાર જવું એ અમને સર્વને સ્વર્ગીય આનંદ આપનારું લાગ્યું. અમે દિનુભાઈને તાર કર્યો કે અમે અમદાવાદ આવીએ છીએ.

દિનુભાઈ ગાડી લઈને વહેલી સવારે અમદાવાદ સ્ટેશને આવી તેમના આલિશાન બંગલે અમને લઈ ગયા. શું કરવું અને ક્યાં જવું તેનો તો અમને પ્રશ્ન જ નહોતો, છતાં મેં દિનુભાઈને પૂછ્યું : "આપણો સવારનો કાર્યક્રમ શો છે ?" "ચાલો ગાડીમાં થોડું રખડી આવીશું," જવાબ મળ્યો. હર્ષદ અને પ્રવીણ બોલી ઊઠ્યા: "ભાઈ, અમારે તો ક્યાં યે જવું નથી. જુઓ બહાર કેટલો તાપ પડવા લાગ્યો છે ! આ પરસેવાના રેલા તો ચાલવા માંડ્યા !" દિનુભાઈએ વીજળીનો પંખો ચાલુ કર્યો, અને તાપમાં મુસાફરી કરવાની અમારી ઇચ્છા ન હોવાથી તેમણે પણ જણાવ્યું એટલે અમે ફરીથી ચા મંગાવી ગપ્પાં નાંખવા બેઠા. મેં કહ્યું: "જો ભાઈ, આટલા તાપમાં આપણે ખમીસ કાઢીને બેસીએ તો કેમ ?" દિનુભાઈએ કહ્યું: "ભાઈ, એ તો આપણને ખૂબ પસંદ છે, પરંતુ તમો મુંબઈગરા લોકોને એ અરુચિકર લાગે એટલે જ હું આમ બેઠો છું, નહિતર ક્યારનું એ ખમીસ કાઢી નાંખ્યું હોત." મેં ને દિનુભાઈએ ખમીસ કાઢવા માંડ્યાં. હર્ષદે જરા મોઢું મચકોડ્યું અને બોલ્યો: "ના ભાઈ, આપણે તો કોઈ દિવસ આમ બેઠા નથી. એટલે આપણે નહિ કાઢીએ." પ્રવીણ બોલી ઊઠ્યો: "અરે ભાઈ, આ ડૉક્ટર સાહેબ તો વિલાયત જઈ આવેલા છે એમનાથી ખમીસ કેમ કઢાય ! એ તો આપણા જેવા જંગલી લોકો જ કાઢે." આમ કહી પ્રવીણે પણ ખમીસ કાઢી નાંખ્યું. હર્ષદે જવાબ આપ્યો: "ઠીક છે કે તમે માત્ર ખમીસ જ કાઢીને બેઠા છો, નહિતર—" અમે બધા હસી પડ્યા.

પ્રવીણે વાત ચાલુ રાખી: "જુઓ હર્ષદની વાત તો સાચી છે. અમુક જાતની સભ્યતા આપણે જાળવવી જોઈએ જ. એ જાળવવામાં આપણને કંઈક કષ્ટ પડે તો તે આપણે કાં તો સહન કરવું જોઈએ અગર તો તેનું નિવારણ બીજી રીતે કરવું જોઈએ. આ તાપ દૂર કરવાના સાધનમાં આ વીજળીનો પંખો ઠીક ઉપયોગી છે, પરંતુ મને લાગે છે કે હવે દિનુભાઈ જેવા શ્રીમંત માણસે એમના ઘરમાં 'હવા-નિયંત્રણ' (air-conditioning) કરાવવું જોઈએ."

દિનુભાઈ બોલ્યા: "અરે, હવા તો આમ દરેક જગાએ છે જ ને અને અમારા દરવાજા

ખુલ્લા છે, પછી એને વળી નિમંત્રણ કેવું—કંઈ મશ્કરી કરો છો કે શું?" અમે બધા હસી પડ્યા.

દિનુભાઈ ને પ્રવીણે સમજ પાડી કે, "નિમંત્રણ નહિ પરંતુ નિયંત્રણ—હવાને કાબુમાં રાખીને જોઈએ તેટલી અને જોઈએ તેવી પરિસ્થિતિમાં હવાને મેળવવાની યોજના એટલે હવા-નિયંત્રણ." મને તેમજ હર્ષદને પણ કંઈક કુતૂહલ વૃત્તિ થઈ એટલે પ્રવીણે હવા-નિયંત્રણ ઉપર એનું ભાષણ ચલાવ્યું. પ્રવીણ પોતાના વર્ગમાં ભાષણ આપે તે જ છટાથી અમારી સામે પણ ઘણી વાર આવા વિષયો ઉપર સમજ આપતો. એટલે હવા-નિયંત્રણ ઉપર એણે જે ભાષણ આપ્યું તે મેં શબ્દશઃ નીચે આપ્યું છે. (મને શૉર્ટહેન્ડ આવડે છે.)

"આપણે કૂદકે અને ભૂસકે આગળ વધતા જગતમાં કેટલા પાછળ છીએ તેનું આ દૃષ્ટાંત છે. દિનુભાઈ જેવા સંસ્કારી માણસને પણ ખબર નથી કે હવાનિયંત્રણ એટલે શું? હવા-નિયંત્રણની જો કોઈ પણ દેશને વધુમાં વધુ જરૂર હોય તો તે હિંદુસ્તાનને છે. અરે, હવા-નિયંત્રણનું શાસ્ત્ર હિંદુસ્તાનમાં જ શોધવામાં આવવું જોઈતું હતું. પરંતુ આપણે આપણી ઊંઘ ઉડાડતા નથી. જે વિજ્ઞાન પરદેશમાં ઘરગથ્થુ થઈ પડે તે પચાસ વર્ષ પછી આપણી જાણમાં આવે અને તેનો ઉપયોગ તો ત્યાર પછી કેટલાંયે વર્ષો પછી જ થાય. હવાનિયંત્રણ જેવું જ દૃષ્ટાંત વિમાની વ્યવહારનું છે. યુરોપના પ્રતિકૂળ વાતાવરણમાં પણ વિમાની વ્યવહાર બહુ જ સામાન્ય ઘટના થઈ પડી છે; જ્યારે હિંદુસ્તાનમાં વિમાની વ્યવહાર હવામાનની પરિસ્થિતિની દૃષ્ટિએ સર્વશ્રેષ્ઠ ગણાવો જોઈએ ત્યાં તેને માટે બિલકુલ નિસ્પૃહા છે. ખરેખર દરેક નવીન ક્ષેત્રમાં આપણા જેટલી બેદરકારી બીજા કોઈપણ દેશની નહિ હોય. જાપાન જેવા દેશે વીજળીક ઝડપથી યુરોપની દરેકે દરેક જાતની યાંત્રિક પ્રગતિની સાથે મેળ ખાધો છેઃ જ્યારે આપણે પણ એ પ્રમાણે પ્રત્યેક ક્ષેત્રમાં આપણા દેશની પ્રગતિ સાધીશું ત્યારે જ આપણે ખરી સ્વતંત્રતાને લાયક થઈશું."

દિનુભાઈ ગાંધીજી અને તેમના સર્વ સિદ્ધાંતના ચુસ્ત (!) અનુયાયી હતા, એટલે તે બોલી ઊઠયા : "જુઓ, આ તમારાં હવાનિયંત્રણ અને વિમાની વ્યવહાર સાથે દેશની સ્વતંત્રતાને કંઈ પણ સંબંધ નથી."

પ્રવીણે જવાબ આપ્યોઃ "દિનુભાઈ, એને ચર્ચાનો વિષય કરતાં આપણો પાર નહિ આવે. પરંતુ મારે તમને કહેવું જોઈએ કે સ્વતંત્રતા અને ચરખા વચ્ચે પણ કંઈ સંબંધ નથી; અને તમારા ઘરમાં જે વીજળીના પંખા છે, ઇલેક્ટ્રિક હીટર છે, લિફ્ટ છે અને તેના કરતાં પણ આ બારીમાંથી દેખાતો પેલી દૂર આવેલી તમારી મિલની ચીમનીમાંથી નીકળતો ધૂમાડો મારા કથનની સાક્ષી આપે છે. છતાં, એ ચર્ચામાં નહિ ઊતરતાં મારે તમને હવા-નિયંત્રણ એ શું છે અને એના ફાયદા શા છે તે સમજાવવું જ જોઈએ.

"વિલાયત જેવા તદ્દન ઠંડા દેશોમાં ઓરડા ગરમ રાખવા પડે છે, અને આપણા જેવા ગરમ દેશોમાં ઓરડા ઠંડા રાખવા જોઈએ. આ બન્ને જાતનું કામ હવા-નિયંત્રણનું યંત્ર કરી શકે છે. જો બહારનું વાતાવરણ અસહ્ય ગરમ હોય તો આ યંત્ર વડે ઘરમાંની હવા ઠંડી થઈને પરિક્રમણ કરે છે. વળી એ યંત્રથી હવામાં માફકસરનો જ ભેજ પણ રહે છે, જેથી આપણને વધુ ભેજથી શરદી નહિ થાય તેમજ ઓછા ભેજથી ટાઢ નહિ વાય.

આમ આ યંત્ર બહારના વાતાવરણની પરિસ્થિતિ સમજીને આપમેળે ઓરડાની હવા આપણને સૌથી શ્રેષ્ઠ રીતે જેમ માફક આવે તેવી જ બનાવે છે."

મેં પૂછ્યું: "પરંતુ આમ આટલો ખર્ચ કરીને હવાને ઠંડી રાખવાનું ખાસ પ્રયોજન શું ?"

પ્રવીણે જવાબ આપ્યો : "મારો તો જાતિ અનુભવ છે, અને દાક્તરોનો પણ એવો અભિપ્રાય છે કે આપણા શરીરને માફકસર વાતાવરણ હોય તો તેમાં આપણે સૌથી સારામાં સારું, ચોકસાઈવાળું અને વધુ પ્રમાણમાં કાર્ય કરી શકીએ છીએ." દિનુભાઈને અને મને વાતમાં રસ પડ્યો. મેં પૂછ્યું : "તમે સારામાં સારું વાતાવરણ કોને કહો છો ?"

પ્રવીણે જવાબ આપ્યો : "દરેક દેશના માણસો માટે સારામાં સારું, અથવા ખરી રીતે કહીએ તો વધુયોગ્ય વાતાવરણ સરખું હોતું નથી. યુરોપમાં રહેનારા લોકો ઘણા ઓછા ટેમ્પરેચરે પણ સારું કાર્ય કરી શકે છે, જ્યારે આપણે સામાન્ય રીતે તેથી ઊંચા ટેમ્પરેચરે પણ સારું કામ કરી શકીએ છીએ. આમ છતાં સામાન્ય રીતે ૬૬ ડિગ્રીથી ૭૫ ડિગ્રી ફેરનહિટ ઉષ્ણતામાન ( ટેમ્પરેચર ) હોય અને હવામાં ૭૦ થી ૩૦ ટકા સુધીમાં આર્દ્રતા ( ભેજનું પ્રમાણ ) હોય તો તેથી આપણા શરીરને વાતાવરણ ઘણું જ માફકસર લાગે છે. આથી ટેમ્પરેચર જેટલું વધુ થાય તેટલા પ્રમાણમાં આપણી કામ કરવાની શક્તિ ઘટે છે. ૯૦ ડિગ્રી જેટલું ટેમ્પરેચર થાય તો માણસ તદ્દન સુસ્ત બની જાય છે અને કામ કરવાને લગભગ અશક્ત બને છે.

"આ ઉપરાંત હવા-નિયંત્રણ કરવાના બીજા પણ અનેક ફાયદા છે. જેમ જેમ વૈજ્ઞાનિક પ્રવૃત્તિ વધી અને યંત્રો વધ્યાં તેમ માણસને અનેક નવીન જરૂરિયાતો ઊભી થવા લાગી. તેમાંની એક મુખ્ય જરૂરિયાત તે ચોખ્ખી અને માફકસર હવાની લાગવા માંડી. કેટલાક ઉદ્યોગોમાં પણ વાતાવરણ અમુક પ્રમાણના ભેજવાળું અને અમુક ટેમ્પરેચરનું જ હોવું જોઈએ તેમ લાગવા માંડ્યું. એમાં વણાટ ઉદ્યોગનો દાખલો બહુ જાણીતો છે. કાંતણ, પીંજણ, વણાટ વગેરે દરેક ક્રિયામાં વાતાવરણની અંદરના ભેજનું સુપ્રમાણ એ બહુ અગત્યની વસ્તુ છે. એ સિવાય નીચેના ઉદ્યોગોમાં પણ યોગ્ય વાતાવરણની ખાસ જરૂર પડે છે. સીગરેટ, બનાવટી રેશમ, ચોકલેટ અને બીજી મીઠાઈ, સેલાફેન નામના પારદર્શક કચકડાંના જેવા પદાર્થનો કાગળ, ફોટોગ્રાફિક ફિલ્મ, દારૂ, ફળોને સંગ્રહવા અને પકવવા, દીવાસળી, ચીનાઈ માટીનાં વાસણો વગેરે અનેક વસ્તુનાં કારખાનાંમાં હવાનિયંત્રણની ખાસ જરૂર પડે છે.

"આજકાલ મોટી ઑફિસોમાં, થિયેટરોમાં, સિનેમા ગૃહોમાં, રેલ્વેના ડબ્બામાં, આગબોટોમાં, મોટી હોટેલોમાં અને ખાનગી ગૃહોમાં પણ હવા-નિયંત્રણ કરવાનાં યંત્રો ગોઠવાઈ ગયાં છે. માત્ર તમે એક ચાંપ દબાવો અને એવા યંત્રથી નિયંત્રિત થતા ઓરડામાં બેસો એટલે તમે મારવાડ જેવા વેરાન અને ધગધગના પ્રદેશમાં ખરે ઉનાળે બેઠા હો તો પણ, જાણે તમે માથેરાન અને સીમલાની ટેકરીની શિતળ હવાનો આહ્લાદ લેતા હો તેનો આનંદ આવશે. હિંદુસ્તાન જેવા ઉષ્ણ દેશમાં તો હવાનિયંત્રણ

કરવાની ખાસ જરૂર છે. ઑફિસોમાં, સ્કૂલોમાં, કારખાનાંમાં અને ગૃહોમાં પણ નિયંત્રિત વાતાવરણમાં જો રહી શકાય તો ખરેખર બુદ્ધિ અને શરીરશક્તિનો ખૂબ જ સારો અને સંપૂર્ણ ઉપયોગ થઈ શકે તેમ છે.

"હિંદુસ્તાનમાં ઠેરઠેર હોસ્પિટલમાં પણ હવાનિયંત્રણનો પ્રશ્ન જરૂરી થતો જાય છે. દાખલા તરીકે, ક્ષયના દરદીઓને સામાન્ય રીતે ભેજ-વિમુક્ત વાતાવરણ હોય તે વધુ અનુકૂળ હોય છે. હવાનિયંત્રણ કરવાથી હવાને જોઈએ તેટલી ઠંડી, તેમજ ભેજવિમુક્ત પણ કરી શકાય છે, અને અમદાવાદમાં પણ મસૂરી કે માથેરાનનું વાતાવરણ મેળવી શકાય છે. ઓપરેશન કરવાનું પણ નિયંત્રિત વાતાવરણમાં દાક્તરોને વધુ સરળતાભર્યું લાગે છે. કેટલા યે રોગો એવા હોય છે કે જે માફકસર વાતાવરણ મળવાથી સહેલાઈથી સારા થાય છે.

"વળી, આવાં યંત્રથી માત્ર ભેજ અને ટેમ્પરેચરનું નિયંત્રણ થાય છે એમ જ નથી, પરંતુ હવામાં ધૂળ હોય, કચરો હોય, ધૂમાડો હોય, સૂક્ષ્મ જંતુ (બૅક્ટેરિયા) હોય તે સર્વે પણ દૂર થાય છે, અને આપણને ઓરડામાં ચોખ્ખી હવા મળી શકે છે. આ યંત્ર વડે ચોખ્ખી અને નિયંત્રિત થયેલી હવા એક માર્ગે દાખલ થાય છે અને ઓરડામાંની વપરાયેલી હવા બીજે માર્ગે દૂર થાય છે. યંત્રમાં એવી પણ રચના હોય છે કે જેથી આપણને ૬૬ થી ૭૫° ફે. સુધીના કોઈપણ ધારેલા માફકસરનું ટેમ્પરેચર મેળવી શકાય છે તેમજ જરૂર પડતો ભેજ પણ દાખલ થઈ શકે છે. યંત્ર વીજળિક બળથી ચાલે છે. એ યંત્રને હવા-નિયંત્રણ યંત્ર (air-conditioning plant) કહેવામાં આવે છે. આજકાલ અનેક ઉદ્યોગોમાં અને ઑફિસોમાં, થિયેટરોમાં તેમજ અન્ય સ્થળે હવા-નિયંત્રણ કરવાના યંત્ર મૂકાય છે. ઓરડામાંથી એ હવા યોગ્ય દિશામાં ફેલાઈને પાછી નીકળે તેટલા માટે એ યંત્ર મૂકવું હોય તો ઓરડાની હવાબારીમાં (vantilator) ઘટતો ફેરફાર કરવો પડે છે.

"મારું માનવું છે કે થોડાં જ વર્ષોમાં ઘેરઘેર હવાનિયંત્રણ કરવાનાં યંત્ર આવી જશે."

ભાષણ પૂરું થયું. વીજળીનો પંખો ચાલુ જ રહ્યો હતો, છતાં અમારા ઉઘાડા શરીર ઉપર પરસેવાનાં બિંદુ ચમકતાં હતાં, અને પંખાનો પવન પણ હવે તો ગરમ લાગતો હતો. વાત બંધ કરી નાહીધોઈ અમે જમી લીધું. જમ્યા પછી જે ઉકળાટ થયો તેથી અમારા સર્વના મગજમાં હવાનિયંત્રણની વાતો જ રમવા લાગી. અને મહાબળેશ્વર, આબુ અને કાશ્મીરની યાદ આવી. આપણા ઘરમાં જ એ મહાબળેશ્વર, દાર્જિલિંગ કે સીમલાનું વાતાવરણ પેદા કરી શકાય; અને સાથે હર્ષદ અને પ્રવીણ જેવા મિત્રો હોય અને દિનુભાઈ જેવા યજમાન હોય તો પછી પૂછવું જ શું.

અમારી ચાર દિવસની અમદાવાદની સહેલ અમે બે દિવસમાં પતાવી અને દિનુભાઈને હવા-નિયંત્રિત બંગલો બંધાવ્યા પછી જ ફરીથી અમને બોલાવવાનું કહી અમે પાછા મુંબઈ આવી રહ્યા.

☆

## [ ૧૮ ]

## પરીક્ષા

**માણસ** કઈ ક્રિયામાં સૌથી વધારે બેવકૂફ દેખાય છે એવો એક પ્રશ્ન હતો. તેના જવાબમાં મારા એક મિત્રે કહ્યું હતું કે ઘોડા ઉપર બેસતાં ન આવડે, છતાં ઘોડે ચડીને પૂતળા પેઠે પરણવા જવાની ક્રિયામાં માણસ સૌથી વધારે બેવકૂફ દેખાય છે. એ જવાબ સંપૂર્ણ નથી; કારણકે માણસ ઘણી ક્રિયાઓમાં બેવકૂફ દેખાય છે. ઉદાહરણ તરીકે, ઇલેક્શન વખતે માણસ પોતાનાં સ્વગુણકથનમાં જેવો બેવકૂફ દેખાય છે તેવો એ ક્યારે ય દેખાતો નથી. એની વાતને જો અક્ષરશઃ સાચી માનીએ તો આપણે એને કેવળ વીર વિક્રમનો અભિનવ અવતાર ગણવો જોઈએ. કારણકે એ એક હુંકારે સરકારને હંફાવવાની વાત કરે છે. ફૂંક મારીને પહાડો તોડી પાણી લાવવાની વાતો કરે છે. એ રાતદિવસના ચોવીસ કલાક ઓછા પડવાની વાતો કરે છે. એ જાતને ઘસી નાખવાની વાતો કરે છે, અને ઘસતો તો પગરખાં પણ નથી; અને છતાં ખૂબી એ છે કે એ કહે છે તે લોકો માને છે એમ એ માને છે. લોકો માને છે કે એ માનતા નથી; અને છતાં ચૂંટણીમાં એને જ ચૂંટીને પોતે શું માને છે ને શું માનતા નથી એ વિષે જ સંદેહ ઉત્પન્ન કરે છે; અને આ જાદુઈ ક્રિયાની ઘણાને સમજ પણ પડતી નથી.

એવી એક બીજી ક્રિયા પણ છે કે જેમાં માણસ ઘણો બેવકૂફ દેખાય છે ને છતાં મનાય છે ડાહ્યો. એ ક્રિયા તે પરીક્ષા લેવાની ક્રિયા. આ પરીક્ષકો જ્યારે પ્રશ્નો પૂછે છે ત્યારે એ સાતમી આઠમી સદીના શાસ્ત્રીઓને પણ હંફાવે એટલી ઝીણવટ બતાવે છે; જ્યારે પ્રશ્નો તપાસે છે ત્યારે કંજુસમાં કંજુસને પણ ઉદાર કહેવરાવે એવા કંજુસ બની જાય છે; અને જ્યારે પરીક્ષાના રૂપિયા આના પાઈ મળે છે ત્યારે નાનકડાં છોકરાંથી પણ નપાવટ બની, અનેક જાપાનીઝ જેવાં રમકડાં લઈ, મુંબઈથી ઘરભેગા થાય છે. ઘરભેગા થયા પછી બીજી પરીક્ષા આવતાં સુધી એ શિક્ષક, પ્રોફેસર, સાહિત્યકાર, વાંચનાર, લેખક, કે અભ્યાસી એવું કાંઈ જ રહેતા નથી. એ પરીક્ષક જ રહે છે. એમના જીવનનો મોટામાં મોટો વ્યસન વધુમાં વધુ પ્રશ્નો ઓછામાં ઓછા માર્કમાં પૂછી લેવાનો. એમને મન સંસારમાં પ્રશ્ન અને માર્ક એ જ વસ્તુ—પરબ્રહ્મની પેઠે સત્ય દેખાય છે: હા, એક ત્રીજી વસ્તુ પણ દેખાય છે—પ્રશ્ન, માર્ક, ને પૈસા. આ પ્રશ્નોની ખૂબી એ છે કે એ એમણે જેટલી ઝીણવટથી કાઢ્યા હોય છે એટલી જ ઝીણવટ એમાં ભૂલોની પણ હોય છે. એ એમ પૂછે છે કે સાએ ચાર રૂપિયા આપ્યા તે ૩ ટકા લેખે ૫ પાછા આપે ત્યારે અને કેટલા રૂપિયા મળે? કેટલા રૂપિયા આપ્યા એ પૂછવાનું એ ભૂલી જાય છે! હવે ખરી વાત એ છે કે વ્યવહારમાં કોઈ જ કોઈ ચાર ને ૩ ટકા લેખે પૈસા આપતો નથી; અને જે માણસ ત્રણ ટકા લેખે પૈસા આપે તે પૈસા પાછા મેળવતો પણ નથી. વળી એ પૂછે છે કે, ધારો કે તમે ચંદ્રલોકમાં જવા માટે નીકળ્યા તો આગગાડીની અમુક ગતિએ ત્યાં ક્યારે પહોંચો! ચંદ્રલોકમાં જવા નીકળેલા સદેહે ત્યાં પહોંચતા નથી, ને ઈશ્વર સિવાય વિના કોઈ ગાડી ચંદ્રલોકમાં જતી નથી. એ ભયંકર સત્યની જેને પ્રતીતિ નથી હોતી,

એવો માણસ જ આવો પ્રશ્ન પૂછે. એક વખત મેં એક પ્રશ્નપત્રમાં એમ વાંચેલું કે ધારો કે તમે પેસીફિક મહાસાગરના જળમાં માછલી બની ગયા છો તો પેસીફીક મહાસાગર વિષે તમને જે માહિતી હોય તે આપો.

આ પ્રશ્નો પૂછનારા એમ માને છે કે જવાબ આપનારામાં આખા વિશ્વનું જ્ઞાન મેળવવાની શક્તિ છે. શેકસપીઅરને સમજવા માટે બીજો શેકસપીઅર જોઈએ એમ ઘણા વિદ્વાનો વિવેચકો માને છે. પણ જો પરીક્ષકોને પૂછો તો એ કહેશે કે ગમે તેવો માણસ પણ ગોખીને શેકસપીઅર વિષે જેટલું જાણી શકે છે તેટલું વાંચીને કે સમજીને જાણી શકતો નથી. એમ કહેવાય છે કે માણસની યાદશક્તિની ખરી કસોટી એ કેટલું યાદ રાખી શકે છે એમાં નથી, પણ સમજ્યા વિના કેટલું ફરી લખી શકે છે એમાં છે. એટલે તો પરીક્ષકો કોઈ દિવસ એવા પ્રશ્નો પૂછતા જ નથી કે જેમાં બુદ્ધિનો ખપ પડે. એમનું કહેવાનું એમ છે કે બુદ્ધિમાનો પરીક્ષા આપતા નથી. અને પરીક્ષા આપે છે તે બુદ્ધિમાન હોતા નથી. એટલે જેમની પરીક્ષા લેવી છે એ કેટલી ઓછામાં ઓછી બુદ્ધિ ધરાવે છે એ જ અમારી કસોટી છે. કહે છે કે પરીક્ષા કાઢી નાખે તો પૃથ્વી રસાતાળ જાય. પછી ઠોઠ ને વિદ્વાન એવા બે વર્ગ જ ન રહે. પછી સૌ સમજી જાય કે પાસ નાપાસ નહિ—પણ કામ આવડયું કે ન આવડયું એ ધોરણે દુનિયા પૈસા જોખશે. એટલે વિદ્વાન થવાનું છોડી સૌ વિદ્યા પ્રત્યે પોતાની ફરજ સમજતા થશે. એમ પણ કહેવાય છે કે જ્યારે પરીક્ષા નહિ હોય ત્યારે કોઇ ડાહ્યો ને વિદ્વાન જ નહિ હોય. હિંદુઓએ રાજ ખોયું કારણ કે એમણે પરીક્ષાનું ધોરણ કડક રાખ્યું ન હતું. મુસલમાનોએ રાજ ખોયું કારણ કે એમને ત્યાં પરીક્ષાનું ધોરણ જ ન હતું. ને અંગ્રેજોએ રાજ રાખ્યું કારણ કે એણે પરીક્ષાનું નાડું પ્રજાને આપી દીધું. એ લાંબું નાડું કોઈ છોડે નહિ—અને સાડીપીસ્તાલીશ-પચાસ વજનના સોળ વર્ષના મેટ્રિકો આપશે નહિ. આ પરીક્ષકો કેવા પ્રશ્નો પૂછે છે તેના થોડા નમૂના નીચે આપ્યા છે:

(૧) એક માણસને ડૂબતાં એક મિનિટ લાગે તો પચાસ માણસને ડૂબતાં કેટલી મિનિટ લાગે?
(૨) તમને નોર્વેની લડાઈમાં મોકલ્યા હોય તો તમે સબમેરીન કેમ ચલાવો?
(૩) આપણે અહિંસક રક્ષા માટે આપણે ફ્રાન્સના રણક્ષેત્રમાં લડાઈ કરવા જવું હોય તો આંહીંથી કેટલા ચરખા લઇ જવા?
(૪) શિવાજીએ તલવાર પકડી તેમાં કોને વધારે નુકસાન થયું? શિવાજીને કે મોગલ સલ્તનતને?
(૫) અકબરના જમાનામાં અસહકાર હતો કે નહિ? હતો તો કોણે કર્યો હતો? શી રીતે કર્યો હતો? શું પરિણામ આવ્યું?
(૬) તમને ચંદ્રલોકમાં મોકલ્યા હોય તો ત્યાંથી આંહીં કેવી રીતે સંદેશો મોકલો?
(૭) પૃથ્વી છંદમાં ચૂલાની રાખ ઉપર ચોવીસ લીટીનું કાવ્ય લખો. અને તેમાં શી મધુરતા રહી છે તેનું વિવેચન કરો.

જેમ આપણે સાહિત્ય, શિલ્પ, ચિત્રકલા વગેરે ઉપરથી પ્રજાની અસ્મિતાનું માપ કાઢી શકીએ છીએ તેમ પરીક્ષાના પ્રશ્નપત્રો ઉપરથી પણ પ્રજાની પ્રગતિનું માપ નીકળી

શકે. જેમ કે તે પહેલાંનાં પરીક્ષકો, મહારાણી વિક્ટોરિયાને કૈસરેહિંદનો ઇલ્કાબ ક્યારે મળ્યો એ પ્રશ્નને ઘણું મહત્ત્વ આપતા. આપણી વર્ધા યોજના બરાબર ચાલુ થશે ત્યારે પરીક્ષકો, શિવાજીએ સુરતની લૂંટ કરવાને બદલે, ત્યાં ઉપવાસ કર્યા હોત તો એ નૈતિક દૃષ્ટિએ વધારે યોગ્ય હતું કે નહિ? એવા પ્રશ્નો પૂછશે. પેન્ડ્યુલમ–લોલકમાં–જેમ એક તરફનો ઝોક આવે છે, તો એના પ્રત્યાઘાત રૂપે બીજી બાજુ એટલી જ હિલોળે ચડે છે, એના જેવી જ આ વાત થઈ. પણ પરીક્ષા વિશેની ખૂબીનું રહસ્ય એમાંથી મળી આવે છે. એમાંથી આપણને ખબર પડે છે કે પરીક્ષા, એ ભૂમિતિના બિંદુની માફક કાલ્પનિક પદાર્થ છે. બિંદુ નથી, છતાં બિંદુ છે; તેમ પરીક્ષા નથી, પણ પરીક્ષા છે. બીજું, બિંદુ દ્વારા જેમ વિશ્વનું જ્ઞાન શક્ય છે, તેમ પરીક્ષા દ્વારા વિશ્વદર્શન શક્ય છે. ત્રીજું, જેમ બિંદુ વિના લીટી નથી–તેમ પરીક્ષા વિના પ્રગતિ નથી. બીજા દેશમાં તો કોણ જાણે, પણ આંહીં તો દરેક પ્રાંત એને ત્યાં કેટલા છોકરા પરીક્ષામાં બેઠા એની સરસાઈમાં પડ્યો છે. કહે છે કે મુંબઈ યુનિવર્સિટી તો એમ પણ રોફ મારતી કે મારું ધોરણ એ તો મારું ધોરણ છે. કારણ કે બીજા પ્રાંતમાં તો ઉમેદવારો બેસે ને પાસ પણ થાય. પણ મારે ત્યાં તો એક જમાનો એવો આવી ગયો કે જ્યારે છોકરાઓ પાસ કરવા એમાં નામર્દી ગણાતી! મુંબઈ યુનિવર્સિટીએ એક રેકર્ડ પણ તોડ્યું છે એની કોઈને ખબર નહિ હોય. પ્રિવિયસમાં સાત વખત નાપાસ થયેલા માણસને એણે પોતાને ત્યાં પરીક્ષક નીમ્યો. અને પેલાએ પોતે સાત વખત નાપાસ થયો હતો એનું ચક્રવૃદ્ધિ વ્યાજ લીધું હતું! શ્રુતિપરંપરા એ પણ સત્ય રજુ કરે છે એટલે આ સત્ય હોય તો ના ન કહેવાય.

મુંબઈ યુનિવર્સિટી આવી પરીક્ષાપરાક્રમી છે એટલે એને એક સૂચના કરવાનું મન થાય છે. યુનિવર્સિટીમાં જ જો એક પાણીનો હોજ બાંધવામાં આવે તો છોકરાઓ આપ-ઘાત કરવા માટે ગમે તેવાં સ્થળો શોધે છે તેના કરતાં આ સ્થળ સુંદર મળાય—બીજું કાંઈ નહિ તો યુનિવર્સિટીએ માનવતા તો બતાવી કહેવાય. એક મોટા માણસની વાત છે કે તે પોતાના નોકરને તો પગમાંથી કાંટો કાઢે એટલી વખતમાં રુખસદ કરી મૂકતા. અને છતાં એમનામાં માનવતા વસી રહી હતી એટલે એ નોકર બિચારો ઘણાં વર્ષોનો જૂનો હોય ને હૃદયરોગથી કે નિર્બળતાથી મરણ પામે, તો એક સુંદર ફૂલ એના મૃત-દેહ માટે મોકલતા! માનવતા એ પણ કોઈ ચીજ છે. એટલે તો આપણા આજના કવિઓ ઠેર ઠેર માનવતા–માનવતા–કરતા, માનવતાઘેલા બનીને, સાબરમતીના ગહ્વરથી માંડી ભંગીના સાવરણા સુધી કાવ્યો કરે છે! એ ગમે તેમ હોય યુનિવર્સિટીનું પરીક્ષાધોરણ કેટલું જનતાવ્યાપી બન્યું છે એ જોવું હોય તો પરીક્ષાની ને લગ્નની મોસમ પાસે પાસે આવી હોય ત્યારે જોજો! અનેક માબાપો છોકરાને કે એની રતિને નહિ–પણ એની પરીક્ષાને પોતાની પુત્રીઓ આપવા આતુર હોય છે. ગોર પરણાવતો એ જમાનો ગયો. આજ તો પરીક્ષા પરણાવે છે. પરીક્ષા તારે છે. પરીક્ષા મારે છે. યુનિવર્સિટી પરીક્ષકો તરીકે સ્ત્રીઓની મોટી સંખ્યા પણ જો લેવા માંડે તો સંખ્યાબંધ પરીક્ષકો ઘેર પેપર જોવાને બદલે મુંબઈમાં જ આવશે. ને ગલ્લી ડોઢી મુંબઈ યુનિવર્સિટીને પોતાને ત્યાં સંવનન થતાં જોઈને દાંઈક પાનો પણ ચડશે!

બોલો પરીક્ષાનો ને કેવળ પરીક્ષા યુનિવર્સિટીનો જય!

☆




**વિવેચના:**—કર્તા અને પ્રકાશક : શ્રી. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી, કોલેજ, સૂરત. કિં. ૨–૮–૦.

'ત્રણ અવતારીધારી' કૌમુદી, માનસી, વસન્ત ઈત્યાદિમાં છપાયેલા જે વિવેચન-લેખો વેરણછેરણ પડ્યા હતા તે શ્રી. વિષ્ણુપ્રસાદે ગ્રન્થસ્થ કરી સાહિત્યરસિકો અને વિદ્યાર્થીઓને માસિકોની જૂની ફાઈલો જોવાની મુશ્કેલી દૂર કરી છે. આમાં નર્મદથી માંડીને પૂજાલાલની કવિતા સુધી, અથવા ભક્તિકાવ્યથી પ્રગતિશીલ સાહિત્ય સુધીનાં વિવેચનો છે. અને, એ રીતે, અદ્યતનતા એ આ પુસ્તકનું એક આકર્ષણ લેખી શકાય.

આ ગ્રન્થમાં ૨૮ વિવેચનલેખો છે. એમાં અમી, પ્રયોગયુગનું કાવ્યમન્દિર (આપણી કવિતાસમૃદ્ધિ), મત્સ્યગંધા ગાંગેય, પારિજાત વગેરે ગ્રન્થાવલોકનો છે; સાહિત્ય અને પ્રગતિ, ભક્તિકાવ્યમાં પ્રતિરૂપ, સૌંદર્યની ઉપાસના વગેરેમાં છે તેવી, સાહિત્યની તાત્ત્વિક ચર્ચા છે. ચન્દ્રશંકર પંડ્યા, મધુદર્શી સમન્વયકાર (આનંદશંકર), કે કવિ 'કુસુમાકર'માં છે તેવી આપણા સાહિત્યકારોની ઊડતી નજરે કરેલી છતાં, તેમની લાક્ષણિકતાનું તલસ્પર્શી દર્શન કરાવનારી વિચારણા છે, અને ગોવર્ધનરામની શૈલી નામની લેખમાળામાં છે તેવી શૈલીના અંગપ્રત્યંગની—આપણા ગુજરાતી સાહિત્યમાં શૈલીની આટલી તલસ્પર્શી, વિસ્તૃત ને અભ્યાસપૂર્ણ ચર્ચા કરવાનું પ્રથમ માન વિષ્ણુપ્રસાદને જ જાય છે—વિવેચના છે.

શ્રી. વિષ્ણુપ્રસાદમાં પોતાનાં મંતવ્યોને નીડરતાથી અને વિરોધનો ડર રાખ્યા વિના રજૂ કરવાની હિંમત છે. 'ગુજરાતના નાથની સાર્થકતા' માં એઓ કહે છે : " અને ઊર્મિબળ? મુનશીનું નથી એમ કેમ કહેવાય? મહાગુજરાતની, પ્રતાપી ગુજરાતની ભાવના અને કુદરતનું સૌંદર્ય તેમને ઊર્મિબળ અને કવિતા અર્પે છે. પણ તે ગોવર્ધનરામનાં ઊર્મિબળ આગળ પાતળાં પડે છે. ગોવર્ધનરામમાં પ્રમાણભાનનો અભાવ અને તેમની હાસ્યરસિકતાનું દેવાળું એ બન્નેનું તીવ્રભાન મને હોવા છતાં, ગુજરાતનો નાથ અને સરસ્વતીચન્દ્રનો, એટલે મુનશી અને ગોવર્ધનરામનો આ તાત્ત્વિક ભેદ જૂનવાણી હોવાનો આરોપ નોતરીને પણ કરવો પડે છે." આ નિખાલસતા અને નીડરતા એમના પ્રત્યેક લખાણમાં દૃષ્ટિએ પડે છે. બધા વિવેચકોમાં હોય છે તેમ શ્રી. વિષ્ણુપ્રસાદને પણ અંગત રુચિઓ અરુચિઓ છે. ગોવર્ધનરામ માટેની ભક્તિ, ન્હાનાલાલના અપદ્યાગદ્ય માટેનો આદર, એમનાં વિવેચનોમાં વારંવાર દૃષ્ટિએ પડતા હોવા છતાં, આ એમની ભક્તિ વા આદર, એમની વિવેચનશક્તિને બાધક નથી નીવડતાં, વા એમના દર્શનને અવરોધતાં નથી. અને ગોવર્ધનરામના દોષો, કે ન્હાનાલાલના અપદ્યાગદ્યની મર્યાદાઓનો એઓ ખુલ્લે દિલે એકરાર કરે છે. આ વિધાનને સ્પષ્ટ કરતી બે કંડિકાઓ આપણે લઈએ.

" પદ્ય નથી પણ અંગ્રેજીમાં બ્લેન્કવર્સ જેવા, પદ્યની લગભગ બધી જ મોહકતા, બધી જ હલનચલન ને વલણની શક્તિઓ કવિનું અપદ્યાગદ્ય પ્રત્યક્ષ કરાવે છે, એ હજી સુધી પૂરેપૂરું ન સમજવામાં ગુજરાતના વિવેચનની અપૂર્ણતા છે ( પૃ. ૧૫૬ ). " આ સાથે સરખાવો : " અપદ્યાગદ્યની સહજ કૃત્રિમતા ઓછી નથી. અપદ્યાગદ્યનો ઘાટ જ એવો છે કે, વિચાર અને ભાવને બને તેટલી અસંકુલ સ્થિતિમાં જ તે રજૂ કરી શકે. તેની રચનામાં દરેક ભાવ, વિચાર કે ચિત્રને સાદા અને એકએકથી અલગ નિશ્ચિત આકારમાં મૂકવો પડે છે ( પૃ. ૭૩ )." " કવિ ન્હાનાલાલની શૈલીનો, એ શૈલીમાં રહેલો સહજ રચાતો સ્થાનઅસ્થાનનો ભવ્ય આડંબર. " ( પૃ. ૧૮૪ ) આમ ન્હાનાલાલભક્તિ એમને ન્હાનાલાલના દોષો તરફ આંખમિંચામણાં કરવાનું નથી શીખવતી, પણ એમની મર્યાદાઓ જોવાની નિર્મળદષ્ટિ અને ત્હેને સ્પષ્ટ શબ્દોમાં રજૂ કરવાની શક્તિ અર્પે છે. ગોવર્ધનરામ વિષયક એમનાં લખાણોમાં પણ આ જ તત્ત્વ દૃષ્ટિએ પડે છે. અને, એમનો વિવેચક તરીકે મહાન ગુણ તે આજ. વળી, આ ઉપરથી કોઈ એમ ન સમજી લે કે જેમાં ગુણ અને દોષ બન્નેનું દર્શન કરાવ્યું હોય તે જ ઉચ્ચ વિવેચન ગણી શકાય એમ એઓ માને છે,— જો કે, એમના લગભગ પ્રત્યેક વિવેચનમાં ગુણદોષ, બન્નેનું જ દર્શન એમણે કરાવ્યું છે—કારણકે ' ભજનિકા' ને ' દર્શનિકા 'માં કે ' મહાસુદર્શન 'માં ગુણદર્શન જ લેખકે કરાવ્યું છે. જ્યારે ' વહાલ કરતી કવિતા 'માં દોષો વિશેષ પ્રમાણમાં દર્શાવ્યા છે. માત્ર બીનઅંગત દૃષ્ટિથી વિષયપરીક્ષણ થવું જોઈએ એવી જ એમની માન્યતા છે. આમ હોવાથી જ કાળક્રમે પોતાના મંતવ્યમાં ફેરફાર કરવો પડે તો તેઓ કરે છે. ૧૯૩૧માં લખેલા પ્રયોગયુગના કાવ્યમન્દિર નામના લેખમાં પૃથ્વીછંદ વિષે [illegible]મણે સંદિગ્ધ વચનો ઉચ્ચાર્યાં છે, જ્યારે ૧૯૩૯ માં લખેલા પારિજાતના વિવેચનમાં એઓ [illegible]વે છે કે " મુક્તગદ્યના પૃથ્વીછંદની અદ્ભુત શક્તિઓ બતાવી પ્રો. બળવંતરાયે. [illegible]રાતી કવિતાને નવી કાયા ને વેગ મળ્યાં છે એને લીધે. હિન્દી, મરાઠી, બંગાળી [illegible]ને મુકાબલે ગુજરાતી કવિતામાં વિલક્ષણ સૌંદર્ય આવ્યું છે. ભવિષ્યના કવિઓ [illegible]બર છંદ માટે પૃથ્વીછંદનો વધુ ઉપયોગ કરશે એમ ભાખી શકાય. " આમ, આઠ [illegible]માં આપણા નવા કવિઓએ પૃથ્વીછંદને અપનાવ્યો તેથી પૃથ્વીછંદની શક્તિની પિછાન થતાં એમણે, પૃથ્વીછંદનું નવેસરથી મૂલ્યાંકન કર્યું.

' આપણી કવિતાસમૃદ્ધિ 'નું અવલોકન કરતાં, શ્રી. વિષ્ણુભાઈએ એ સંગ્રહની બે ઉણપો દર્શાવી હતી. એક તો, ગુજરાતી કવિતામાં નરસિંહરાવનું નિસર્ગકવિ તરીકે વિશિષ્ટ સ્થાન હોવા છતાં, અને ' નિસર્ગ સૃષ્ટિના ગૂઢ લેખ ઉકેલવા તરફ કવિતાને પહેલીવાર એમણે ગતિ આપી ' હોવા છતા તે પ્રકારની એમની કવિતા એ સંગ્રહમાં ન્હોતી. તે આ સૂચના શ્રી. ઠાકોરે એમના આપણી કવિતાસમૃદ્ધિની હમણાં પ્રસિદ્ધ થયેલી દ્વિતીય આવૃત્તિમાં શ્રી. નરસિંહરાવનું ' પ્રકૃતિરહસ્ય અને માનવબાળ ' એ કાવ્ય લઈને સ્વીકારી છે. એમની બીજી સૂચના કે, એ સંગ્રહમાં ન્હાનાલાલની અછાન્દસ રચનાને એમાં સ્થાન હોવું જોઈએ [illegible] પ્રો. ઠાકોરે સ્વીકારી નથી. આનું કારણ કે પ્રો. ઠાકોર ડોલનશૈલીમાં લખાયેલી કૃતિને [illegible]વિતા તરીકે સ્વીકારતા નથી. તેઓ કહે છે કે " ડોલન પદ્ય નથી. પદ્યનો ઉપહાસ છે.... [illegible]ઈની પણ એવી માપહીનકૃતિને આ સંગ્રહમાં સ્થાન હોય નહિ. " ( ' આપણી કવિતાસમૃદ્ધિ ' [illegible]યમાવૃત્તિ પૃ. ૧૭૮ ). પરન્તુ, વિષ્ણુભાઈ કહે છે કે એક ' સાચા કવિની કૃતિનો મોટો

ભાગ પદ્યરચના સિવાયની પણ કાવ્યોચિત કલાથી રસભર, શુદ્ધ કવિની કલ્પનાપ્રભાથી ઉજ્જ્વલ આ અપદ્યાગદ્યમાં લખાયો છે' આમ હકીકતને લક્ષમાં રાખીને અપદ્યાગદ્યને સ્થાન મળવું જોઈએ એમ શ્રી. વિષ્ણુભાઈ જણાવે છે. અને આ દષ્ટિ અમને સાચી લાગે છે. 'કાવ્યસમુચ્ચય' વગેરે સંગ્રહોમાં પણ હકીકતને લક્ષમાં લઈ તેઓએ કવિની અપદ્યાગદ્ય કૃતિને સ્થાન આપ્યું છે. કારણકે આવા સંગ્રહમાં અંગત રુચિ અરુચિથી મુક્ત રહી સંગ્રાહક કાવ્યોની ચૂંટણી કરે તેજ ઈષ્ટ છે.

આ પુસ્તકમાં, 'ગોવર્ધનરામની શૈલી', 'સરસ્વતીચન્દ્ર, 'વિવેચક નરસિંહરાવ', 'મત્સ્યગંધા ગાંગેય', 'પારિજાત' અને 'સાહિત્ય અને પ્રગતિ' એને અમે ઉત્કૃષ્ટ વિવેચનો ગણીએ છીએ. અને એમાંયે 'ગોવર્ધનરામની શૈલી' એ તો એક ઉત્તમોત્તમ વિવેચન ગણી શકાય. વિવેચનસાહિત્યમાં એ નવી જ ભાત પાડે છે. અને સાહિત્યના અભ્યાસીઓને આ ક્ષેત્ર કેવું અણખેડયું પડયું છે તે દર્શાવે છે. એમની વિચારસરણી સ્પષ્ટ છે. ક્યાંય લેખકને મૂંઝવણ થતી નથી. આ લેખનું પ્રથમ વાક્ય જ જુઓ : "ઔચિત્ય અને વિષયક્ષમતા ઊંચા ગદ્યનાં સામાન્ય લક્ષણો ગણાય. નવલકથાકારની શૈલીમાં વિષયક્ષમતા હોય તો શૈલીનું વૈવિધ્ય આપોઆપ આવે." આમ સદ્‌ગત નવલરામની પદ્ધતિથી ઊંચી શૈલીનાં લક્ષણો બાંધી, આપણા ગદ્યકારોની શૈલીની વિચારણા કરતાં, ગાંધીજીની શૈલી માટે એઓ કહે છે કે "ગાંધીજીની શૈલી લાક્ષણિક પણ લોકશિક્ષકની, ઉપયોગિતાવાદીની" આમ બે જ શબ્દોમાં ગાંધીજીની શૈલીનું કેટલું સાદી છતાં સંપૂર્ણ રીતે એમણે દર્શન કરાવ્યું છે! એમના વિવેચનમાં આ જ શબ્દૌચિત્ય એમની શૈલીને ગાંભીર્ય અર્પે છે. નીચેના અવતરણમાં એક એક શબ્દદ્વારા જ આપણા નવા કવિઓની પિછાન કરી છે તે જુઓ : "રા. ચન્દ્રવદનની મધુર, સ્નેહરશ્મિની સુગેય, મેઘાણીની રોમાંચક, ઉમાશંકરની ગંભીર, સુન્દરમ્‌ની આર્ત, મનસુખલાલની શિષ્ટ અતિશિષ્ટ, શેષની સુઘડ, અને પૂજાલાલની ચિંતનપૂત-ભાવપુષ્ટ, વિચારપ્રેરક કે વિચારપ્રધાન......(પૃ. ૧૮૯)." અહીં, શબ્દપસંદગીને લીધે જ લખાણનું મહત્ત્વ છે. વળી, જ્યાં એમને પારિભાષિક શબ્દો નથી મળતા ત્યાં એઓ, શબ્દો પોતાને ઉપયોગપૂરતા ઘડી કાઢે છે. જેમકે ઔચિત્ય ( propriety ), વિષયક્ષમતા ( adequecy ), વાર્તિકકાર ( commentator ). અને આ શબ્દો દ્વારા મૂળ અંગ્રેજી શબ્દનો વ્યંગ્ય બરાબર સૂચવાય તેની કોણ ના પાડશે? પરન્તુ, કેટલીક વાર, વિવેચકની સમતોલતામાં વિઘ્નકર્તા થઈ પડે તેવા શબ્દો પણ આપણને એમના લખાણમાં મળે છે. જેમકે "......તત્ત્વદર્શનમાં ચશ્મેબદ્દૂર ભલે નીવડયા. ( પૃ. ૨૨૨ )." વા "કે જૂના યુગના ધર્મગંડુને તેમજ નવાયુગના નીતિગંડુને......( પૃ. ૨૨૩ )." અહીં 'ગંડુ' કે 'ચશ્મેબદ્દૂર' જેવા શબ્દો, મેં ઉપર જણાવ્યું તેમ, તટસ્થ વિવેચનામાં શોભતા નથી.

એમનાં લખાણોમાં જ્યાં જ્યાં એમણે મોકળાશથી અને વિસ્તારથી વિવેચન કર્યું છે, ત્યાં વિષયનો સ્પર્શ, એની ચર્ચા, એ સઘળું ગમે તેવા વાચકને સંતોષ આપે, અને એમના પાંડિત્યને છાજે એવી રીતે થયાં છે. અને આથી જ, 'વિવેચક નરસિંહરાવ' કે 'ગોવર્ધનરામની શૈલી' 'પારિજાત' 'મત્સ્યગંધા ગાંગેય' વગેરેને મેં ઉત્કૃષ્ટ વિવેચનો કહ્યાં છે. પરન્તુ, જ્યાં એમણે સંક્ષેપમાં કહ્યું છે ત્યાં, વિષયના હાર્દમાં લેખક આપણને પ્રવેશ કરાવે છે, ને વિષયને લેખકે સ્પર્શ્યો ન સ્પર્શ્યો ત્યાં તો વિવેચન પૂરું થાય

સલ કરાવી આપે છે. ત્યારે પંચ ભેગું થાય છે અને ઝમકુના આગલા સાસરિયાવાળા મનોર પટેલની પટકી પાડે છે ત્યારે મનોર પટેલ ધીરજથી, રુવાબથી અને જે કુનેહથી કામ લઈ, મુસલમાનની બનાવટી વાત ઉપજાવીને નાતીલાઓને સમજાવી દે છે અને ઝમકુ તથા મોતીને થોડા દંડની શિક્ષાથી પતાવી દે છે તેમાં જિંદગીમાં કેટલા યે રંગ જોઈ નાખેલા એ વૃદ્ધ પટેલના બીજા સદ્ગુણોનો પરિચય મળે છે.

આખી જ્ઞાતિને સમજાવી શકનારા મનોરદદા પોતાની પત્નીને સમજાવી શકતા નથી. બે દિવસ એ બહાર રહે છે અને ક્યાંક જમી લે છે. પણ તેની આખાબોલી પણ સ્નેહાળ પત્ની વાત સમજે છે, અને છેવટે આ વૃદ્ધ દંપતી પોતાની મૃત પુત્રીનાં કપડાં, ગવન, કબજો વગેરે ઝમકુને આપી તેનાં આંસુભરી આંખે વળામણાં લે છે. શહેરની સંસ્કૃતિમાં દુર્લભ એવું એ દૃશ્ય છે.

આવી સાદી વાત બહુ રસભરી રીતે શ્રી. પન્નાલાલે રજુ કરી છે. વાર્તામાંનાં અન્ય પાત્રોમાં ઝમકુની મા અંબા, મોતીની મા, ઝમકુને મંદિરમાં સંઘરનાર બાવાજી, બદેચર, મોતી, અમરસિંહ એ સહુ જીવંત પાત્રો છે. સુથારની નાતના રિવાજો, પંચની વાટાઘાટ, ન્યાતીલાઓનો ત્રાસ, અને નાતથી ડરતા, પોતે દોષો કરતાં છતાં અન્યને દંડવા જતા આગેવાનોની મનોદશા—એ સર્વના આલેખનથી ચિત્ર વાસ્તવિક અને સ્પષ્ટ બને છે. શ્રી. પન્નાલાલની શૈલી આ પુસ્તકનું વિશિષ્ટ આકર્ષણ છે. સાદી તળપદી બોલી, પાત્રોચિત સંવાદો વસ્તુને જીવંત બનાવવામાં મહત્ત્વની મદદ કરે છે.

નાગાલાલ દવે



* *

## જાહેર સૂચના

ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ તરફથી વર્ષ ૧૯૪૦ના ગુજરાતી સાહિત્યની સમીક્ષા કરવાનું કાર્ય પ્રો. રવિશંકર જોષીને સોંપવામાં આવ્યું છે. તો આથી સૌ પ્રકાશકો તથા લેખકોને વિનંતી કરવાની કે તેઓનાં પ્રકાશનો નીચેના સરનામે મોકલી આપી સભાને આ કામમાં સહકાર આપે.

પ્રો. રવિશંકર જોષી,
તખ્તેશ્વર પ્લોટ,
ભાવનગર (કાઠિયાવાડ)